માધવાચાર્ય પ્રણીત

# ॥ श्रीशंकरदिग्विजय ॥

મૂલ સહિત

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

પ્રકટ કરનાર

શ્રી કૃષ્ણલાલ ગોવિન્દરામ દેવાશ્રયી

અધિપતિ, આયુર્વેદસુધાકર ; કર્ત્તા, બાલકેળવણી રીતિ ; સુબોધચંદ્રિકા ; કવિરવિ ;
શ્રીમધૂપદૂતકાવ્ય આદિ.

અને

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી

અધિપતિ, માસિક સારસંગ્રહ ; કર્ત્તા, સ્વદેશાભિમાન, મિત્રતાવિષે નિબંધ ;
હુસાહુમ ; મોતીની માળા આદિ.

અમદાવાદ:

યુનાઇટેડ્ પ્રિન્ટિંગ્ પ્રેસ્.

# પ્રસ્તાવના.

રસથી અને કાવ્ય ચમત્કારથી ભરેલા આ કાવ્ય ગ્રંથની મહત્તાથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે, પણ આ ગ્રંથ સંસ્કૃત હોવાથી પ્રાકૃત ભાષા જાણનારને આ અમૂલ્ય ગ્રંથમાંના રહસ્યની સ્વાભાવિક રીતે ગમ ન પડે એ સ્વાભાવિક છે. પ્રાચીન અને અર્વાચીન કેટલાંક કાવ્યો જ્યારે મનુષ્યને વિષય વાસનાઓમાં તલ્લીન કરી ક્ષણિક સુખ આપે છે ત્યારે આ સર્વોત્તમ કાવ્ય બિજા કાવ્યો કરતાં વિશેષ રસ, ચમત્કારથી વાચકોને પદે પદે રોમાંચ કરવાની સાથે નિર્વૃત્તિ સુખમાં તલ્લીન કરી કદી નાશ પામે નહિ એવો આનંદ આપે છે. ઘણા દિવસથી ઘણા જણ આ ગ્રંથને ગુજરાતી અર્થ સહિત પ્રસિદ્ધ થયેલો જોવા ઇચ્છતા હતા પણ તેમને વારંવાર નિરાશ થવું પડ્યું હતું. આ કાર્યને હાથ લઇ ગુર્જર બાંધવોને આ ગ્રંથની મહત્તાથી માહિત કરવા કેટલાક સંભાવિત ગૃહસ્થોને મેં ભલામણ કરી હતી પણ તેમણે આવા એક મોટા ગ્રંથ પાછળ અથાગ ધન વ્યય અમૂલ કાલવ્યય આદિ કરવા ના પાડી હતી; તેથી છેવટે મેંજ આ કાર્યને હાથ લીધું અને યોગ્ય ગોઠવણ કરી મી૦ ગાંધીને તેઓ એક સહાસિક જાણી આ કામમાં સાહાયક રાખ્યા; છેવટે આ કાર્ય ઘણે કાલે પણ નિર્વિઘ્ને પાર પડેલું જોઈ અતિ હર્ષ ઉપજે છે.

આ એક સર્વોત્તમ મહાકાવ્ય છે, કેમકે કાવ્યની રસભરિત વાણીમાં પરમાર્થિક વસ્તુ બીજે કયાંથી મળે ! રસાલંકાર જાણનારને આ એક સર્વોત્તમ પ્રિયતમ ગ્રંથ છે, તત્વજ્ઞાન મેળવવા ઇચ્છિનારને તો જાણે એક ખાંડનું ખાજુ છે, સન્યાસિયોને પરમ પૂજવા જેવો, ગૃહસ્થને અતિ આદરે નિરંતર-સર્વ કાલમાં અવલોકન કરવા જેવો અને ઐતિહાસિક વૃત્તાંત જાણનારને અત્યુપયોગી છે. અથવા આ ગ્રંથની સ્તુતિ શી કરવી! ખાંડના નારીયેળની પેઠે જેમાં તજવા જેવું કંઇ જ નથી.

આ ગ્રંથના દરેક શ્લોકમાં રહેલી યુક્તિયો, અલંકાર, ધ્વનિ આદિ યોગ્ય સહિત્યની સંપૂર્ણ માહિતી મહા મ્હેનતે સપ્રમાણ આપી કાવ્યાલંકારના અભ્યાસિયોને, તત્વ જીજ્ઞાસુઓને અને સાધારણ વાચક વર્ગને-સર્વને અતિશય ઉપયોગી થઈ પડે એવા હેતુથી અપૂર્વ લક્ષ આપી મારી ઇચ્છા પ્રમાણે રસિક વાચક વર્ગની સમક્ષ મુકવા શ્રમ કરવામાં કંઈ પણ બાકી રાખ્યું નથી. તથાપિ હું ઘણો વ્યવસાયી હોવાથી પ્રૂફશીટ તપાસવામાં કોઈ ઠેકાણે ભુલો રહિ ગઈ હશે પણ તે સઘળાનું શુદ્ધિપત્ર આપી એ દોષમાંથી મુકત થવા પ્હેલાં મ્હારે વિદિત કરવું ઘટે છે કે રસિક વાચકોની આ અમૂલ્ય ગ્રંથ વાંચવામાટેની વારંવાર ઉતાવળથી તેમ કરવું બનિ આવ્યું નથી માટે ક્ષમા ઇચ્છુંછું.

આ ગ્રંથનો અપૂર્વ વિષય વાંચતાં તેના રચનારની હકીકત જાણવા ઉત્પન્ન થતી સ્વાભાવિક ઇચ્છાને તૃપ્ત કરવા નીચે પ્રમાણેની ઉપયોગી હકીકત મેળવીને દાખલ કરૂંછું.

"માધવાચાર્ય તુંગભદ્રા નદીને કાંઠે પંપા નામનું એક ક્ષેત્ર છે ત્યાં રહેતો હતો. તેનો જન્મ શાલીવાહન શકના તેરમા સૈકામાં થયો. તે વિજયનગરના હરિહરરાય અને બક્કરાયના વખતમાં પ્રખ્યાત થયો. તેનું વૃત્તાંત લોકો એવું કહેછે કે તે ચાળીશ વર્ષની ઉમ્મર સુધીમાં ઘણી ગરીબ અવસ્થામાં હતો. તેને ઘણાં છોકરાં હતાં. તેમના પોષણ સારૂ તે કદિ ભિક્ષા પણ માગતો. એવી સ્થિતિમાં છતાં તે ક્ષેત્રમાં એક દિવસે કોઈ

સિદ્ધપુરૂષ વિરૂપાક્ષેશ્વર દેવના દર્શન સારૂ આવ્યો હતો. તેને મળ્યો. તેણે તેને એક સ્તોત્ર આપ્યું અને કહ્યું કે દરરોજ આનો તું પાઠ કરજે, એટલે દ્રવ્ય અને આબરૂ મળશે. પછી તેનો માધવભટ્ટે અનુગ્રહ કર્યો. તેનો દ્રવ્ય મળે તે સારૂ ગાયત્રી મંત્રના ચોવીશ પુરશ્ચરણ બરાબર કર્યાં, તોપણ તેને દ્રવ્ય માળ્યું નહિ. પછી છેવટે અકળાઇને તેણે સન્યાસ લીધો, તે વખતે તેને ગાયત્રી પ્રસન્ન થઇને પાછળ ઉભી રહી, અને 'વર માગ્ય્' એવું બોલી. ત્યારે તેણે ક્રોધ કરીને કહ્યું કે હવે તું મારી પાસે શા માટે આવી ? મારે દ્રવ્યની તથા બીજા કોઇની ગરજ નથી. તું આવી તેવી જા. તોપણ દેવીએ પ્રસન્ન થઇને તેને ચૌદ વિદ્યા આપીને તેનું નામ વિદ્યારણ્ય ઠરાવ્યું અને તેને સંતોષ થાય માટે દેવીએ *હોનનો વર્ષાદ વર્ષાવ્યો. તે વખતે રાજાએ બંદોબસ્ત કરીને લોકોના ઘર ઉપર પડેલા લોકોને આપ્યા અને વગડાના રસ્તામાં પડેલા પોતે લીધા. ત્યારના હોન હજુ પણ કોઈ પાસે છે × ×" માધવાચાર્ય સર્વ શાસ્ત્રોમાં નિપુણ હોવાથી સર્વ શાસ્ત્રોમાં કેટલાક ઉત્કૃષ્ટ ગ્રંથો રચેલા છે.

અતિશય કાળજી રાખીને આ ગ્રંથને બહાર પાડયા છતાં આમાં કોઈ પ્રકારની ખાંમી રહિ ગઈ હોય તો સમર્થ વિદ્વાનોએ સૂચના કરેથી યોગ્ય લાગે બીજા સંસ્કાર વખતે સુધારવા નહિ ચુકાય.

અમદાવાદ.<br>જાન્યુઆરી ૧૮૮૮. } કૃ૦ ગો૦ દેવાશ્રયી.



* આ એક જાતનું સોનાનું નાણું છે, અને તેની કીમત રૂપીઆ ૪) સુધીની થાયછે. મેં મારી નજરે જોયેલ છે. દક્ષિણમાં હજી પણ ઘણે ઠેકાણે મળેછે. પણ તે કવચિત્.

૩૩૫૫

ॐ

नमःश्रीपरमात्मने

# ॥ श्रीशंकरदिग्विजय ॥

प्रथमः सर्गः

नत्वाकृष्णकृपालपादयुगुलंस्मृत्वायतीनांपतिम्
कृत्वासद्गुरुवन्दनंमतिमतांधृत्वाचवाचोहृदि ।
मत्वालोकहितंभवेदितिपुनर्दत्वावधानंमुदा
बुध्वार्थंचलिखामिमाधवगिरांतत्वार्थभाषान्तरम् ॥ १ ॥
श्रीशाङ्करंदिग्विजयंप्रयत्नाद्भाषांतरेणप्रणयामिलोके ।
सद्बुद्धिदोमाधवएवदद्यात्साहाय्यकंमेमतिविव्हलस्य ॥२॥
क्वालंकाररसव्यंगगरिमामाधवीगिराम् ।
क्वचाहंमन्दधीस्तस्मात्प्रमादःक्षम्यतांबुधैः ॥ ३ ॥

સમસ્ત અનર્થની નિર્વૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિરૂપ પરમ પુરૂષાર્થ—મોક્ષના એકજ સાધન અદ્વૈત જ્ઞાનનો સિદ્ધાંત પ્રકટ કરનાર શ્રી શંકરાચાર્યે સર્વે દિશાઓમાં કરેલા વિજયને પ્રકટ કરવાને 'શંકરદિગ્વિજય' નામે ગ્રંથનો આરંભ કરતાં શ્રી માધવાચાર્યે આરંભેલો ગ્રંથ નિર્વિઘ્ને સમાપ્ત થાય; માટે ગ્રંથનો વિષય અને પ્રયોજન બતાવનારૂં તથા પ્રશસ્ત શિષ્ટાચારથી અને વેદનાં પ્રમાણુથી જે કરવું જોઇએ એમ સિદ્ધ થયેલું મંગલાચરણુ કરીને પોતાના કર્ત્તવ્યની પ્રતિજ્ઞા કરેછે કે,—

प्रणम्य परमात्मानं श्रीविद्यातीर्थरूपिणम् ।
प्राचीनशंकरजये सारःसंगृह्यते स्फुटम् ॥ १ ॥

[1]મારા ગુરૂ શ્રીવિદ્યાતીર્થરૂપી પરમાત્માને પ્રણામ કરીને પ્રાચીન શંકરદિગ્વિજયમાંનો સાર સ્પષ્ટપણે ગ્રહણ કરીને તે હું આ ગ્રંથદ્વારા પ્રકટ કરૂંછું. ૧.

૧ આ શ્લોકમાં માધવે પોતાના ગુરૂ શ્રીવિદ્યા તીર્થને પરમાત્મા રૂપ કહ્યા છે, તેથી તે ઈશ્વરનો અવતાર છે તથા તેથી સર્વજ્ઞ છે, એમ સુચવ્યું છે. વળી બીજી પણ એવી વ્યંજના થાય છે કે બીજાઓએ પણ પરમાત્મા અને પોતાના ગુરૂ એ બંનેમાં સમાન ભકિત રાખવી તેથીજ તેમને કલ્યાણની પ્રાપ્તિ થાય છે. કેમકે શ્રુતિમાં કહ્યું છે કે,—"यस्यदेवेपराभक्तिर्यथादेवेतथागुरौ तस्यैतेकथिताह्यर्थाःप्रकाशन्तेमहात्मनः" "જે પુરૂષની દેવને વિષે ઉત્તમ ભકિત હોય, અને જેવી દેવમાં ભકિત, તેવીજ ગુરૂને વિષે પણ હોય, તે મહાત્મા પુરૂષને આ કહેલા અર્થ પ્રકાશ થાય છે—સ્પષ્ટ સમજાય છે."

## બીજો અર્થ.

[1]પરમેશ્વર અને સર્વના આત્મારૂપ શિવને પ્રણામ કરીને તથા તાર્કિક આદિ વિદ્વાનોએ કલ્પેલા કુતર્કોવડે મલિન થયેલી વિદ્યા–સરસ્વતીનો મલ દૂર કરવાને તીર્થ જેવા, અને શ્રી–બ્રહ્મ વિદ્યાથી યુક્ત ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યને પ્રણામ કરીને, અથવા વિદ્યાના તીર્થ જેવા શ્રી શંકરાચાર્યરૂપ પરમાત્માને પ્રણામ કરીને પ્રાચીન શંકરદિગ્વિજયના સારનો સ્પષ્ટપણે હું સંગ્રહ કરૂંછું. ૧.

## ત્રીજો અર્થ.

[2]શ્રી–માયા તથા વિદ્યા એ બે શબ્દથી પરા વિદ્યા અને અપરા વિદ્યા તથા તેથી પ્રાપ્ત થાય એવા મોક્ષ અને દેવલોક સમજવા. 'તીર્થ' શબ્દવડે શાસ્ત્ર સમજવું. કેમકે "तीर्थशास्त्राध्वरक्षेत्रपात्रोपाध्यायमंत्रिषु इ." વિશ્વકોશમાં શાસ્ત્ર, યજ્ઞ, ક્ષેત્ર, પાત્ર, ઉપાધ્યાય, મંત્રી, આદિક અર્થ 'તીર્થ' શબ્દના કહેલા છે. ત્યારે એ ઉપરથી એમ અર્થ નીકળે કે,–પરા અને અપરા વિદ્યારૂપ તથા તે વડે પ્રાપ્ય લોકરૂપ તથા શાસ્ત્રાદિ સર્વરૂપ પરમાત્માને પ્રણામ કરીને પ્રાચીન શંકરદિગ્વિજયના સ્પષ્ટ તાત્પર્યનો હું સંગ્રહ કરૂંછું.

૧ સંક્ષેપ શારીરક આચાર્ય કહે છે કે;–

"वक्तारमासाद्ययमेवनित्यासरस्वतीस्वार्थसमन्विताभीत्
निरस्तदुस्तर्ककलंकपंकानमामितंशंकरमर्चितांघ्रिम् ॥१॥"

"જે વકતાને પામીને નિત્ય એવી સરસ્વતી પોતાના અર્થથી યુકત થઈ; અને કુતર્ક રૂપી કલંકનો કાદવ તેનો ધોવાઈ ગયો; તે, પુજેલા છે ચરણ જેના, એવા શંકરને હું નમું છું." એ રીતે શ્રી શંકરાચાર્ય સરસ્વતીનો મલ ધોઈનાખનાર તીર્થ (જલાશય) જેવાછે એમ સિદ્ધ થાયછે, તથા એ શ્રી શંકરરૂપી તીર્થમાં–સરોવરમાં રહેલી વાણી તે સરસ્વતી કહેવાય. માટે 'સરસ્વતી' નામ શંકરનેજ પામીને સાર્થ થાય છે એ કહેવું પણ યોગ્ય છે. એ પ્રમાણે શ્રી શંકરાચાર્ય શ્રીવિદ્યા તીર્થ છે એમ સિદ્ધ થયા પછી તે ઈશ્વરાવતાર છે તે શિવપુરાણ વગેરે ગ્રંથોમાંથી જાણી લેવું મતલબ કે તેમાં તેનાં પ્રમાણ છે. જેમકે શિવ પુરાણમાં કહ્યું છે કે,–

"व्याकुर्वन्व्याससूत्रार्थं श्रुतेरर्थंयथोचिवान् ।
श्रुतेर्न्यायःसएवार्थः शंकरः सवितानन:" ॥

"સવિતાનન શંકરે વ્યાસ સુત્રના અર્થનું વ્યાખ્યાન કરતાં વેદનો જેવો અર્થ કહ્યોછે તેજ વેદનો યથાર્થ અર્થછે."

૨ શ્રી વિદ્યા આદિક સર્વરૂપ પરમાત્મા છે એમ અહીં અર્થ કર્યોછે, તે યથાર્થ છે. કેમકે "सर्वंखल्विदंब्रह्म एकमेवाद्वितीयम्" ઈત્યાદિ વેદમાં કહેલું છે. એનો અર્થ "આ સઘળું (વિશ્વ) બ્રહ્મ છે અને તે એક તથા અદ્વિતીય છે." તેમજ શ્રી શંકરના જયનું નિરૂપણ કરવામાં, તેમાં કહેલા બ્રહ્માત્મ ભાવનાજ જયનું નિરૂપણ થાય છે. એજ બ્રહ્માત્મભાવનો–શંકરનો જય એ આ ગ્રંથનો વિષય છે; અને તે નથી જાણેલો તે જણાવવો, એ આ ગ્રંથનું પ્રયોજનછે. શ્રીશંકરાચાર્યના વિજયનું જ્ઞાન એ તો અવાંતર પ્રયોજનછે, એમ શ્લોકમાંના 'પરમ' ઈત્યાદિ શબ્દો વડે સમજાય છે. કેમકે સદ્‌ગુરૂ રૂપ પરમાત્માને પ્રણામ કર્યો છે માટે સદ્‌ગુરૂ અને પરમાત્માની એકતા બતાવવી એ આ ગ્રંથનો મુખ્ય વિષય છે અને તે પરમાત્માનો જય છે; તથા સદ્‌ગુરૂનો જય બતાવવો એ ગૌણ વિષય છે, અને તે શ્રી શંકરાચાર્યનો જય છે.

આ શ્લોકમાં અનેક અર્થ થાય એવા શબ્દો મુકયા છે તે 'શ્લેષાલંકાર' છે, 'नानार्थसंश्रयःश्लेषः' અનેકઅર્થવાળા શબ્દો જ્યાં યોજ્યા હોય ત્યાં શ્લેષાલંકાર સમજવો." (કુવલયાનંદ. કા. ૬૩) મંગલાચરણના શ્લોકમાં પ્રથમ જ ગણ મુકેલો છે તે ગણદોષ છે, પરન્તુ,–

'देवतावाचकाःशब्दायेचभद्रादिवाचकाः।
तेसर्वेचननिंद्याःस्युर्लिपितोगणतोपिच'

"જે શબ્દો દેવતા વાચક કે કલ્યાણાદિ વાચક હોય તે સર્વે શબ્દો લિપિમાં અને ગણમાં નિંદા કરવા જેવા નથી. અર્થાત્ તે શબ્દો શુભ ગણાય છે માટે ગણદોષ ઉપજતો નથી." આ જગોએ "प्रणम्य" શબ્દ કલ્યાણ વાચક છે માટે જ ગણ છતાં ગણદોષ ગણાતો નથી.

વારૂ, પ્રાચીન શંકરવિજય તો મોટો છે, માટે તેમાં કહેલાં વાક્યોનો સાર તમારા આ નાના સંગ્રહમાં શી રીતે આવી શકશે ? એમ કહેતાહો તો,—

**यद्वद्घटानां पटलो विशालो विलोक्यतेऽल्पे किल दर्प्पणेऽपि ।**
**तद्वन्मदीये लघुसंग्रहेऽस्मिन्नुद्वीक्ष्यतां शांकरवाक्यसारः ॥२॥**

[१] જે રીતે ઘડાઓનો (અથવા હાથીના ગંડસ્થલનો અથવા પર્વતના શિખરનો) વિશાલ સમુદાય નાનાસરખા દર્પણમાં જોવામાં આવેછે-જોવાઈ શકાયછે, તેવીજ રીતે આ મારા નાના સંગ્રહમાં શ્રી શંકરાચાર્યના વચનોનો સાર પણ જોવો. ૨.

**यथातिरुच्ये मधुरेपि रुच्युत्पादाय रुच्यांतरयोजनार्हा ॥**
**तथेष्यतां प्राक्कविहृद्यपद्येष्वेषापि मत्पद्यनिवेशभंगी ॥ ३ ॥**

[२] જેમ કોઈ અત્યંત અભિલાષા ઉત્પન્ન કરનારા મધુર પદાર્થમાં રુચિ ઉત્પન્ન કરનારા ખારા ખાટા પદાર્થની યોજના કરવી એ યોગ્ય ગણાયછે, તેમ પ્રાચીન શંકરવિજયના રચના કરનાર કવિના, મનને આનંદ આપનાર પદ્યોમાં રુચિ ઉત્પન્ન કરવાને આ મારાં પદ્યોની રચનાની રીતિની પણ ઈચ્છા કરવી ઘટારત છે. ૩.

**स्तुतोपि सम्यक्कविभिःपुराणैःकृत्यापि नस्तुष्यतु भाष्यकारः ॥**
**क्षीराब्धिवासी सरसीरुहाक्षःक्षीरंपुनःकिं चकमे न गोष्ठे॥४॥**

[३] પ્રાચીન કવિયોએ ભાષ્યકાર ભગવાન શ્રી શંકરાચાર્યની સ્તુતિ ગ્રંથાદિક રચિને સારી રીતે કરેલી છે તથાપિ આ અમારી કૃતિવડે પણ તે પ્રસન્ન થાઓ. કમલના સમાન નેત્ર વાળા ભગવાન વિષ્ણુ ક્ષીર સાગરમાં (દૂધના સમુદ્રમાં) રહેછે તો પણ તેમણે વ્રજમાં ગોપીઓએ અત્યંત પ્રેમથી આપેલા થોડા દૂધની ઈચ્છા શું નથી કરી ? ના, ના; કરીજ છે. ૪.

**पयोब्धिविवरीसुनिःसृतसुधाझरीमाधुरी-**
**धुरीणभणिताधरीकृतफणाधराधीशितुः ॥**
**शिवंकरसुशंकराभिधजगद्गुरोःप्रायशो ॥**
**यशो हृदयशोधकं कलयितुं समीहामहे ॥ ५ ॥**

૧ ઉપમાલંકાર. "उपमायत्रसादृश्यलक्ष्मीरुल्लसतिद्वयोः" જ્યાં ઉપમાન અને ઉપમેય બંનેના સમાનપણાની શોભા વર્ણવી હોયત્યાં ઉપમાલંકાર જાણવો. (કુવલયાનંદ. કા. ૬) ઉપજાતિવૃત. તેનું લક્ષણ વૃતરત્નાકરમાં કહેલુ છે કે "अनंतरोदीरितलक्ष्मभाजौपादौयदीयावुपजातयस्ताः" એક ચરણ ઇંદ્રવજ્રાનું અને એક ચરણ ઉપેંદ્રવજ્રાનું, એમ જેનાં બે પદ બનેલાં હોય તે ઉપજાતિ વૃત કહેવાય છે.

૨ આ શ્લોકથી એમ જણાવ્યું છે કે આ ગ્રંથને લીધે પ્રાચીન શંકરવિજય નકામો થવાનો નથી, પણ ઉલટું, તે ગ્રંથ વાંચવાની અભિલાષા આ ગ્રંથને લીધે વિશેષ વધશે. ઉપમાલંકાર. ઉપજાતિવૃત (જુઓ શ્લોક ૨ જાની ટીકા.)

૩ શ્લોકમાં 'નઃ—અમારૂં' પદ છે, તેનો અર્થ એમ સમજવો કે વાણી, મન અને કાયા એ ત્રણે. એ ત્રણની સૂચના કરવા માટેજ ત્યાં બહુ વચન મુક્યું છે. આ શ્લોકમાં સ્તુતિ અને દૂધનો અનુક્રમે બિંબપ્રતિબિંબ ભાવછે, માટે 'દ્રષ્ટાંતાલંકાર' સમજવો. "दृष्टान्तस्तुसधर्मस्यवस्तुनः प्रतिबिंबनम्." સમાન ધર્મ વાળી વસ્તુનું પ્રતિબિંબ વર્ણવવું. તે દ્રષ્ટાંતાલંકાર કહેવાય (સાહિત્યદર્પણ કા. ૬૯૮ મી જુઓ.)

[1]ક્ષાર સમુદ્રમાં સૂક્ષ્મ છિદ્રોમાંથી નીકળેલાં અત્યંત અમૃતનાં ઝરણોની મધુરતા કરતાં પણ અતિશય શ્રેષ્ઠ એવા ભાષણવડે ફણાધર-નાગના રાજા શેષ નાગને પણ જેણે નીચો પાડ્યો છે, મતલબ કે જેની વાણિરૂપી અમૃતની મિઠાશ આગળ હજાર મુખવાળા શેષની વાણિ પણ કાંઈ વિશાતમાં નથી, અથવા-(પતંજલિ શેષનો અવતાર છે, માટે) જેણે પોતાની વાણિવડે પતંજલિની વાણિનો પણ પરાજય કર્યો છે, એવા કલ્યાણકારી અને રૂડા 'શંકર' નામે જગતના ગુરૂના,હૃદયને શુદ્ધ કરનાર, યશને બહુધા કહેવાને અમે ઇચ્છા કરીએ છીએ.

તાત્પર્ય એ છે કે શ્રી શંકરાચાર્યના યશ હૃદયના મલને શુદ્ધ કરનાર છે, તે પોતે જગતના ગુરૂ અને કલ્યાણકર્તા છે તથા તેમની વાણિ અમૃત સમાન મીઠી તથા શેષ સરખાની વાણિ કરતાં અતિશય ચઢિયાતી છે. ૫.

क्वेमे शंकरसद्गुरोर्गुणगणा दिग्जालकूलंकषाः ।
कालोन्मीलितमालतीपरिमलावष्टंभमुष्टिंधयाः ॥
क्वाहं हंत तथापि सद्गुरुकृपापीयूषपारंपरी ।
मग्नोन्मग्नकटाक्षवीक्षणबलादस्ति प्रशस्तार्हता ॥ ६ ॥

સઘળી દિશાઓના કિનારા તોડીને પેલીપાર જનારા તથા [2]વસંતઋતુમાં ખીલેલા મોગરાના સુગંધના સમુદાયને મૂઠીમાં લેઈને ચૂસી લેનારા [2]સદ્ગુરૂ શ્રી શંકરાચાર્યના ગુણના સમૂહ ક્યાં? અને હું (એક મનુષ્ય) ક્યાં? પરંતુ સદ્ગુરૂ પોતાની કૃપા રૂપી અમૃતની લેહેરોમાં [3]ડૂબતા અને પાછા નીકળતા કટાક્ષવડે મારાભણી દૃષ્ટિ કરેછે તેના બલથી મારામાં શ્રી શંકરાચાર્યના ગુણનું કથન કરવાની પ્રસંશા કરવા જેવી યોગ્યતા આવેછે. ૬.

૧ શ્લોકમાં प्रायशः (બહુધા) શબ્દ મુકવાનું એ કારણ છે કે કેવલ શંકરનીજ વાણી અમે કહીશું એમ નથી, બીજી પણ કથાઓ કહીશું; પણ મુખ્યત્વે શ્રીશંકરાચાર્યની વાણિજ કહીશું આ શ્લોકમાં ર કાર અક્ષરની વારંવાર આવૃતિ કરેલી છે માટે તે 'वृत्यनुप्रास' શબ્દાલંકાર છે. તેનું લક્ષણ સાહિત્ય દરપણમાં કહેલું છે કે,—"अनेकस्यैकधा साम्यमसकृद्वाप्यनेकधा एकस्य सकृदप्येष वृत्यनुप्रास इष्यते" જેમાં અનેક વર્ણની એકજ પ્રકારે સમાનતા હોય અથવા જેમાં વર્ણોની અનેક પ્રકારે વારંવાર સમાનતા આણી હોય, અથવા એકજ વર્ણની એકજ વાર સમાનતા આણી હોય તે 'વૃત્યનુપ્રાસ' કહેવાય." (જુઓ સા. દ. કા. ૬૩૫.) પૃથ્વી વૃત. લક્ષણ—"जसौजसयलावसुग्रहयतिश्च पृथ्वीगुरुः" "જ સ જ સ ય લ ગ" એ પૃથ્વી છંદનું લક્ષણછે.

૨ મતલબકે મોગરાના સુગંધ કરતાં પણ અધિક સુખ કરનારા. ૩ નેત્ર મીંચાય ત્યારે ડુબતા અને ઉઘડે ત્યારે ઉપર આવતા, એમ કલ્પના કરવી. રૂપકાલંકાર. "रूपकं रूपितारोपाद्विषये निरपन्हवे" નિષેધ કર્યા વિનાના વિષયમાં રૂપિત વિષયનો આરોપ કરવો તે રૂપકાલંકાર" (સા. દ. કા. ૬૬૪). ૨ "सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ब्रह्म" એ શ્રુતિમાં કહેલા અદ્વિતીય 'સત્' રૂપનો બોધ કરનાર માટે સદ્ગુરૂ. શ્રુતિનો અર્થ એવો છે કે "સત્, અદ્વિતીય અને એકજ બ્રહ્મ પુર્વે હતુ" આ શ્લોકમાં શંકરના ગુણના વર્ણનની યોગ્યતા માધવની નથી એમ કહીને વળી તે યોગ્યતા વર્ણી છે માટે અનનુરૂપની ઘટના વર્ણાઈ છે તેથી 'વિષમાલંકાર.' "विषमं वर्ण्यते यत्र घटनाननुरूपयोः" "અનનુરૂપની ઘટના વર્ણાય ત્યાં વિષમાલંકાર જાણવો." (જુઓ કુવ. કા. ૮૬) એ વિષય અલંકારવડે કવિએ પોતાને પ્રાપ્ત થયેલી અયોગ્યતાનો 'કૃપારૂપી અમૃત ઇ૦' રૂપક વડે પ્રતિષેધ કર્યોછે માટે આક્ષેપાલંકાર. "आक्षेपः स्वयमुक्तस्य प्रतिषेधो विचारणात्" "પોતાના કહેલા વચનનો વિચાર કરીને પાછો પ્રતિષેધ કરવો તેને આક્ષેપાલંકાર કહેછે." (જુઓ કુવ. કા. ૭૨) એ રીતે આ શ્લોકમાં વિષમ અને આક્ષેપાનો સંકર છે. 'अविश्रान्तिजुषामात्मन्यंगांगित्वं तु संकरः' "અલંકારોનો સંતત અંગાંગી ભાવ તે સંકર (સા. દ. ૭૫૭) શાર્દૂલવિક્રિડિત છંદ. सूर्याश्वैर्मसजस्तताः सगुरवः शार्दूलविक्रीडितम्" બાર અને સાતે વિરામ; મ સ જ સ ત ત ગ, એ ગણથી શાર્દૂલ વિ. વૃત. (વૃ. ર.)

धन्यंमन्यविवेकशून्यसुजनंमन्याब्धिकन्यानटी- ।
नृत्तोन्मत्तनराधमाधमकथासंमर्ददुष्कर्दमैः ॥
दिग्धां मे गिरमद्यशंकरगुरुक्रीडासमुद्यद्यशः- ।
पारावारसमुच्चरज्जलझरैःसंक्षालयामिस्फुटम् ॥ ७ ॥

પોતે અકૃતાર્થ છતાં પોતાને કૃતાર્થ માનનારા વિવેકવિનાના દુર્જનો, જેઓ પોતાને પોતાની મેળે સજ્જન માનેછે, તથા સમુદ્રની પુત્રી (લક્ષ્મી) રૂપ નટીના નાચથી જેઓ ઉન્મત્ત બની ગયેલા અધમ પુરૂષો છે, તેમની અધમ કથાઓના સમુદાયરૂપ નઠારા કાદવવડે ખરડાયલી મારી વાણિને હું આજ શ્રી શંકરાચાર્ય ગુરૂની લીલાવડે ઉભરાતા તેમના યશરૂપી સમુદ્રમાંથી નીકળતાં જળનાં ઝરણાંવડે સારી રીતે ધોઈ નાખુંછું. [1]મતલબ કે શ્રી શંકરાચાર્યના યશનું કથન કરીને મારી વાણિને પવિત્ર કરૂંછું. ૭.

वंध्यासूनुखरीविषाणसदृशक्षुद्रक्षितींद्रक्षमा- ।
शौर्यौदार्यदयादिवर्णनकलादुर्वासनावासिताम् ॥
मद्वाणीमधिवासयामियमि नस्त्रैलोक्यरङ्गस्थली- ।
नृत्यत्कीर्तिनटीपटीरपटलीचूर्णैर्विकीर्णैःक्षितौ ॥ ८ ॥

[2]અધમ પૃથ્વી પતિયોના, વાંઝણીના પુત્ર જેવા અને ગધેડીના શીંગડા જેવા ક્ષમા, શૂરપણું, ઉદારતા, દયા, આદિક ગુણોનું વર્ણન કરવાની કલારૂપ દુર્ગંધવડે દુર્વાસિત થયેલી ( દુર્ગંધયુક્ત થયેલી ) મારી વાણિને, શ્રી શંકરાચાર્ય યોગીની ત્રિલોકરૂપી રંગભૂમિ ઉપર નૃત્ય કરતી કીર્તિરૂપી નટીના અંગથી પૃથ્વી ઉપર વેરાયલા ચંદનના સમુદાયવડે હું સુવાસિત કરૂંછું. મતલબ કે શ્રી શંકરાચાર્યની કીર્તિનું કથન કરીને મારી વાર્ણિને હું આનંદ ઉપજાવનારી કરૂંછું. ૮.

पीयूषद्युतिखंडमंडनकृपारूपांतरश्रीगुरु- ।
प्रेमस्थेमसमर्हणार्हमधुरव्याहारसूनोत्करः ॥
प्रौढोयं नवकालिदासकवितासंतानसंतानको- ।
दद्यादद्यसमुद्यतःसुमनसामामोदपारंपरीम् ॥ ९ ॥

૧ એવીજ રીતે વેદવ્યાસે પણ કહેલુંછે કે, 'असत्कीर्तनकांतारपरिवर्तनपांसुलाम् । वाचंशौरिकथालापैर्गंगयेवपुनीमहे' "અસત્ કથાઓનું કથન કરવા રૂપ વનમાં ભમવા વડે ધુળવાળી થયેલી વાણીને શ્રીકૃષ્ણની કથાના આલાપ કરીને અમે જેમ ગંગાજલથી તેને ધોતા હોઈએ તેમ પવિત્ર કરીએ છીએ." આ શ્લોકમાં રૂપક અને વૃત્યનુપ્રાસ બંને અરસ્પરસ નિરપેક્ષ છતાં એકત્ર મુકયા છે માટે 'સંસૃષ્ટિ' અલંકાર થાય છે. કહ્યું છે કે "सैषासंसृष्टिरेतेषाभेदे नयदिहस्थितिः" જુદા જુદા અલંકારો જ્યાં એક બીજાની સાથે નિરપેક્ષ છતાં તેમનો એકત્ર સમાવેશ કર્યો હોય ત્યાં સંસૃષ્ટિ અલંકાર જાણવો. (સા. દ. ૭૫૬) શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

૨ વાંઝણીના પુત્ર અને ગધેડીનાં શીંગડાં જેમ મિથ્યા છે તેમ અધમ રાજાઓના ક્ષમા આદિક ગુણ પણ મિથ્યાછે. તેમના યશ ગાવા એ વાણીને દૂષણ આપનારૂં છે એમ કહેવાથી 'મિથ્યા પ્રશંસા ન કરવી' એવો ઉપદેશ કર્યોછે. રૂપકાલંકાર. (જુઓ શ્લોક ૬ ની ટીકા.)

[1]ચંદ્રનો કડકો જેનું ઘરેણું છે એવા શંકરની કૃપાનુંજ બીજુંરૂપ-શોભાયમાન શંકરાચાર્ય ગુરૂનું સ્થિર પ્રેમવડે પૂજન કરવાને યોગ્ય એવી મધુર વાણિરૂપ પુષ્પના સમુદાય વાળો આ નવા કાલિદાસ ( માધવાચાર્ય ) ની કવિતાના વિસ્તારરૂપ સંતાન ( કલ્પવૃક્ષ ) આજ ઉત્પન્ન થયોછે તે સુમનસ ( વિદ્વાન-દેવ ) ને આ મોદની ( આનંદ-સુગંધ ) લેહેરો આપો અર્થાત્ સંતાન નામે કલ્પવૃક્ષ જેમ સુમનસ-દેવને આ મોદ-સુગંધ આપેછે તેમ આ માધવાચાર્યની કવિતાનો વિસ્તાર સુમનસ-પંડિતોને આ મોદ-આનંદ આપો. ૯.

सामोदैरनुमोदिता मृगमदैरानंदिता चन्दनै- ।
मंदारैरभिनन्दिता प्रियगिरा काश्मीरजैःस्मेरिता ।
वागेषा नवकालिदासविदुषोदोषोज्झिता दुष्कवि—
व्रातैर्निष्करुणैःक्रियेतविकृता धेनुस्तरुष्कैरिव ॥ १० ॥

પંડિતોને સુખકર વસ્તુ છતાં પણ દુષ્ટ મનુષ્યો તેમાં ફેરફાર કરી તેને વિકારયુક્ત કરી નાખે છે; તે ઉપર ધ્યાન રાખીને ગ્રંથકર્તા કહેછે કે,—જેમ કોઈ ગાયને આ મોદયુક્ત (હર્ષ સહિત-સુગંધયુક્ત) કસ્તૂરીવડે અનુમોદિત કરી હોય, આ મોદયુક્ત ચંદનવડે આનંદ પમાડ્યો હોય, આ મોદયુક્ત મંદારનાં પુષ્પ (ની માલા) વડે તથા મધુર વચનવડે અભિનંદન આપ્યું હોય,તથા મધુર વચનવડે અને કાશ્મીર દેશમાં ઉત્પન્ન થયેલા ચંદનવડે તેને હાસ્યયુક્ત-પ્રફુલ્લ કરી હોય, અર્થાત્ સુગંધિ પદાર્થોવડે હર્ષથી તેનું પૂજન કરીને તેને આનંદ આપ્યો હોય, અને દોષ રહિત કરી હોય, તથાપિ રાત્રે તેને છોડી મૂકી હોય, અને તે કરૂણા વિનાના મ્લેચ્છના હાથમાં આવી હોય, તો તેઓ જેમ તેની દુર્દશા કરેછે તેમ એવીજ દોષ રહિત નૂતન કાલિદાસ-શ્રી માધવાચાર્ય વિદ્વાનની આ વાણીની પણ કરૂણા રહિત દુષ્કવિઓનો સમુદાય દુર્દશા કરે. ૧૦

यद्वादीनदयालवःसहृदयाःसौजन्यकल्लोलिनी- ।
दोलांदोलनखेलनैकरसिकस्वांताःसमंतादमी ॥
संतःसंन्तिपरोक्तिमौक्तिकजुषःकिं चिंतयानंतया- ।
यद्वातुष्यति शंकरःपरगुरुःकारुण्यरत्नाकरः ॥ ११ ॥

[1] માધવાચાર્યની કવિતા કાલીદાસ જેવીજ છે એ સુચવવાને માધવાચાર્યને આ. શ્લોકમાં નવા કાલિદાસ કહેલાછે. તૃતીય પાદમાં '**संतानसंतानकः**' એમ શબ્દની પુનરાવૃતિ કરીને યમક મુકેલો છે. વળી કવિતા સંતાન (વિસ્તાર) અને સંતાનવૃક્ષ (કલ્પવૃક્ષ) ના અભેદરૂપે વર્ણન કર્યુંછે માટે અભેદરૂપક વર્ણવ્યું છે. "विषय्यभेदताद्रूप्परंजनंविषयस्य यत् । रूपकंतत्." "વિષય અને વિષયીનું અભેદપણે વર્ણન કરવું તે રૂપક." (કુવલયાનંદ કારિકા. ૧૭ મો શ્લોકજુઓ)

**આમોદ—સુગંધ અથવા હર્ષ. આ શ્લોકમાં માધવાચાર્યની વાણી તથા ગાયનું અભેદપણે વર્ણન કરયું છે માટે રૂપકાલંકાર. "विषय्यभेदताद्रप्यरंजनाविषयस्ययत् । रूपकंतत्" (કુવલયાનંદ) (શ્લો. ૯ ની ટીકા જુઓ.**

[1]પાછલા શ્લોકમાં કહ્યુંછે કે "દુષ્કવિયો આ વાણીની દુર્દશા કરશે," એવી ઉ-
પજેલી ચિંતાનો નાશ કરતાં કહેછે કે,—અથવા તો એવા દુર્જન કવિયો છે તેમની ચિંતા
છે ? કેમકે દીન મનુષ્યો ઉપર દયા કરનારા, બીજાના શ્રમાદિકને જાણનારા, અને સુ-
જનતારૂપ નદીમાં હેરીઆં ખાવાના એલમાંજ એક રસિક જેમનું મન છે એવા (કેવલ
સુજનતારૂપી સદ્ગુણમાંજ આનંદ માનનારા-અત્યંત સુજન) તથા બીજાની વાણીરૂપી
મોતીના અલંકાર ધારણ કરનારા અથવા બીજાની વાણીને મોતીના દાણાની પેઠે મૂ-
લ્યવાળી માની તેનું ગ્રહણ કરનારા (અર્થાત્ બીજાની વાણીમાં પ્રીતિ વાળા) સત્પુરૂષો
અહીં તહીં સર્વત્ર ધણાય છે, તો એવી (દુષ્કવિયો મારી વાણીનો અનાદર કરી તેની
નિંદા કરશે એવી) અતિ ઘણી ચિંતા શા માટે કરવી? અથવા તેવા સત્પુરૂષો પણ મ-
ળવા દુર્લભ છે એમ કહેશો તો?—તો પણ શી ચિંતા છે? કરૂણારૂપી રત્ન જેમાંથી
ઉપજેછે એવા સમુદ્રરૂપ અથવા કરૂણારૂપી જલથી પરિપૂર્ણ સમુદ્રરૂપ સર્વોત્તમ ગુરૂ
શ્રી શંકરાચાર્યજી મારી વાણીથી પ્રસન્ન થશે તો એવી અપાર ચિંતા કરવાનું શું કારણ
છે? સારાંશ કે મારી વાણીથી સત્પુરૂષો આનંદ પામશે, અથવા તેવા સત્પુરૂષો નહિ
મળે તો શ્રી શંકરાચાર્ય પ્રસન્ન થશે એજ બહુ છે. તેમનીજ પ્રસન્નતા માટે અવશ્ય
યત્ન કરવાનો છે એ ભાવાર્થ. ૧૧.

उपक्रम्यास्तोतुं कतिचन गुणान् शंकरगुरोः ।
प्रभग्नाःश्लोकार्द्धे कतिचन वदर्द्धार्द्धरचने ॥
अहं तुष्टूषुस्तानहहकलये शीतकिरणं ।
कराभ्यामाहर्तुं व्यवसितमतेःसाहसिकताम् ॥ १२ ॥

વારૂ, કોઈ કહેશે કે 'શ્રી શંકરાચાર્યના ગુણનું વર્ણન કરતાં ઘણાક હારી ગયા
છે, તે કામમાં તમે પ્રવૃત્ત થયાછો એ તમારૂં સાહસ છે.' તો તે વાત હું માન્ય કરૂંછું.
કેમકે,—શ્રી શંકરાચાર્ય ગુરૂના ગુણોનું સ્તવન કરવાનો આરંભ માત્ર કરીને કેટલાક પુરૂષો
ભાગી ગયા છે; કેટલાક અરધો શ્લોક કરીનેજ હાર ખાઈ ગયા છે; અને કેટલાકતો શ્લોકનું
એક ચરણ રચતાંજ નાશી ગયાછે. અર્થાત્ સર્વ કોઈ હારી ગયાછે, તેમછતાં પણ હું
તે ગુણોની સ્તુતિ કરવાની ઈચ્છા કરીને, બે હાથવતી જેમ કોઈ બાલક ચંદ્રમા ઝાલ-
વાનું નિશ્ચય પોતાની બુદ્ધિમાં કરે, તેના જેવું સાહસ કરૂંછું. ૧૨.

૧ આ શ્લોકમાં 'અથવા તો' ઇત્યાદિ વાકય વડે પાછલા શ્લોકમાં કહેલી દુર્જન નિંદારૂપ ચિંતાનો પ્રતિષેધ કર્યો
છ માટે 'આક્ષેપાલંકાર" "आक्षेपःवस्यमुक्तस्यप्रतिषेधोविचारणात्" "પોતાના કહેલા વચનનો ફરીને વિચાર કરી
બતાવીને પ્રતિષેધ કરી બતાવ્યો હોય ત્યાં આક્ષેપાલંકાર જાણવો." (કુવલયાનંદ કારિકા ૭૨ મી જુઓ.)

૧૨ આ જગોએ બાલકની સાહસિકતાનો કવિએ પોતાનામાં આરોપ કરી બતાવવાથી નિદર્શનાલંકાર વર્ણવાયોછે.
"वाक्यार्थयो; सदृशयोरैक्यारोपोनिदर्शना" સમાન વાકયાર્થનો એકયારોપને નિદર્શનાઅલંકાર કહેછે (કુ. કા.૫૨)
શિખરિણી વૃત્ત. रसैरुद्रैश्छिन्नयमनसभलागः शिखरिणी." "છ અને અગિયારે વિરામ તથા ય. મ, ન, સ, ભ, લ, ગ,
એ ગણથી શિખરિણી જાણવો. (વૃ ર.)

तथाप्युज्जृंभन्ते मयि विपुलदुग्धाब्धिलहरी- ।
लसत्कल्लोलालीलसितपरिहासैकरसिकाः ॥
अमीमूकान्वाचालयितुमपिशक्तायतिपतेः ॥
कटाक्षाःकिं चित्रं भृशमघटिताभीष्टघटने ॥१३॥

ત્યારે જાણી જોઇને એવું સાહસ શા માટે કરોછો? એમ કહેશો તો,—એ સાહસ છે એ વાત ખરી, તથાપિ સુધા સમુદ્રના વિશાલ પ્રવાહના પ્રકાશિત તરંગની પંક્તિઓના શોભાયમાન પરિહાસમાંજ જે મુખ્ય રસિક છે, અર્થાત દૂધના સમુદ્રની લહેરોના મોટા મોટા તરંગનો પરિહાસ વિકાસ જેમ અતિશય સ્વચ્છ દેખાય છે તેમ અત્યંત સ્વચ્છ તેના કરતાં અત્યંત સ્વચ્છ એવા યતિયોના સ્વામી શ્રીશંકરાચાર્ય (અથવા વિદ્યાતીર્થ) ના કટાક્ષ, જે મૂંગા પુરૂષોને પણ બોલાવવાને સમર્થ છે, તે મારા ઉપર પડીને શોભે છે તો પછી અત્યંત અઘટિત, ન બની શકે એવું મારૂં ઇચ્છિત કાર્ય બની શકે તેવું થાય તેમાં શું આશ્ચર્ય છે, તાત્પર્ય કે શ્રી શંકરાચાર્યની કૃપાથી હાથવડે ચંદ્રને પકડવા જેવું, અશક્ય કાર્યપણ હું કરી શકીશ. ૧૩.

अस्मज्जिह्वाग्रसिंहासनमुपनयतु स्वोक्तिधारामुदारा- ।
मद्वैताचार्यपादस्तुतिकृतसुकृतोदारता शारदांबा ॥
नृत्यन्मृत्युंजयोच्चैर्मुकुटतटकुटीनिःस्रवत्स्वःस्रवंती- ।
कल्लोलोद्वेलकोलाहलमदलहरीखंडिपांडित्यहृद्याम् ॥१४॥

એમ છતાં પણ ચિત્તની સ્થિરતા પ્રાપ્ત ન થવાથી જગતની માતા સરસ્વતી દેવીની પ્રાર્થના કરે છે કે, મેં કરેલી શ્રીશંકરાચાર્યના ચરણની અથવા શ્રીમચ્છંકરાચાર્યની સ્તુતિવડે જે કાંઈ પુણ્ય ઉત્પન્ન થયું છે, તે વડે જેની મારા ઉપર ઉદારતા, પ્રસન્નતા છે એવી શ્રી સરસ્વતી માતા, નૃત્ય કરતા શિવજીના ઉંચા મુકુટની કોરરૂપી કુટીમાંથી નીકળતી ગંગાના તરંગનો અત્યંત ઘૂઘવાટાના મદની લહેરોનું ખંડન કરનારા પાંડિત્ય વડે શોભાયમાન તથા ઉદાર એવી પોતાની વાણીની ધારા (પ્રવાહ) ને મારી જીભ્હાના અગ્ર ભાગરૂપ સિંહાસન ઉપર પધરાવો. તાત્પર્ય કે ગંગાના તરંગ જેમ શીતલ, સ્વચ્છ, હૃદયને પ્રીતિકર, મધુર ઇત્યાદિક ગુણવાળા છે, તેમ તેથી પણ અધિક ગુણવાળી શ્રીસરસ્વતી દેવીની વાણી મારી જીભ્હામાં વસો—અર્થાત્ મધુરતા આદિક ગુણવાળી વાણી મને પ્રાપ્ત થાઓ. ૧૪.

વારૂ શ્રીશંકરાચાર્યની સ્તુતિરૂપ દુર્ઘટ કાર્ય કરવા જતાં, અરધું કર્યા પછી બાકીનું પૂરૂં કરવાને સામર્થ્ય ન હોવાથી તે પડતું મૂકવું પડે, અને તેમ કરવાથી ઘણાકાલનો મેળવેલો યશ નાશ પામે માટે તમારી વાણીની યોજના આ દુર્ઘટ કાર્યમાં કરવા કરતાં

૧૪ સ્રગ્ધરાવૃત્ત."म्रभ्नैर्यानांत्रयेणत्रिमुनियतियुतास्रग्धराकीर्तितेयम्" મ, ર, ભ, ન, અને ત્રણ ય, એ ગણોથી સ્રગ્ધરા છંદ થાયછે; તથા સાત સાત અક્ષરે ત્રણ વિરામ આવે છે." (વૃ. ૨.)

તે નાશી જાય એજ ઠીક છે. એમ કહેતા હોતો, એવોજ વિચાર કરીને નાશી જતી મારી વાણીને ગુરૂના મહિમાના યોગથી કવિઓ પકડી આણીને તે ગુરૂની સ્તુતિ કરવામાં યોજે છે. જેમ,

क्वेदंशंकरसद्गुरोःसुचरितंक्वाहंवराकीकथं--
निर्बध्नासिचिरार्जितंममयशःकिंमज्जयस्यंबुधौ ॥
इत्युक्त्वाचपलांपलायितवतींवाचंनियुंक्तेबलात्
प्रत्याहृत्यगुणस्तुतौ कविगणश्चित्रंगुरोर्गौरवम् ॥ १५ ॥

મારી વાણી કહેછે કે, શ્રીશંકર સદ્‌ગુરૂનું આ રૂડું ચરિત્ર ક્યાં? અને ક્ષુદ્ર એવી હું ક્યાં? માટે ઘણા કાળથી પ્રાપ્ત કરેલી મારી કીર્તિનો નાશ તું શું કરવા કરેછે, અથવા તે મારી કીર્તિને તું સમુદ્રમાં શું કરવા બોળે છે? એ પ્રમાણે કહીને નાશી જતી મારી ચંચલ વાણીને બલાત્કારે પકડી આણીને કવિઓનો સમુદાય તેને શંકરાચાર્યના ગુણની સ્તુતિ કરવામાં યોજે છે. ખરેખર? ગુરૂની મહત્તા કોઈ વિચિત્ર છે!! તાત્પર્ય એ છે કે હરકોઈ વાણી શંકરના ગુણનું વર્ણન કરતાં થાકી જાય એમ છે તથાપિ શ્રીશંકરના પ્રતાપથી કવિઓ તે વાણીને ગુણવર્ણન કરવામાં યોગ્ય કરે છે. ૧૫.

रूक्षैकाक्षरवाङ्निघंटुशरणैरौणादिकप्रत्यय
प्रायैर्हतयङंतदंतुरतरैर्दुर्बोधदूरान्वयैः ।
क्रूराणांकवितावतांकतिपयैःकष्टेनकृष्टैःपदैः
हाहास्याद्दशगाकिरातविततेरेणीववाणीमम ॥ १६ ॥

'કાવ્ય રચનામાં પ્રવૃત્ત થયેલી મારી વાણી ક્રૂર કવિતાવાળાઓની શૈલીને અનુસરશે' એમ ખેદ કરીને માધવાચાર્ય કહેછે કે,—ક્રૂર એવા કવિતાવાળાઓએ કષ્ટે કરીને ખેંચી કાઢેલાં કેટલાંક પદો-શબ્દો, જે લૂખી એકાક્ષરી વાણી અને તેના કોશનેજ આધીન છે—જેમાં વિશેષે કરીને ઔણાદિક પ્રત્યયો હોયછે—જેમાં યઙન્ત પદો હોવાથી જે અતિ વિષમ, સમજવાને કઠિણ અને જેનો અન્વય બહુ છેટે હોયછે,—એવાં પદવડે કરીને, જેમ કોઈ હરણી ભિલ્લ લોકોના મંડલને વશ થાય તેમ, મારી વાણી પણ, અરે અરે તેવા કવિયોને હાથ પડશે, તાત્પર્ય કે એકાક્ષર કોશની સહાયતાથી બલાત્કારે પદો ખેંચી કાઢીને મારી કવિતાનો કુકવિઓ ગમે તે અર્થ કરશે, તે મને બહુ શોકકારક લાગેછે. ૧૬.

૧૫ આ શ્લોકમાં કવિની વાણી અને શંકરના ગુણ એ બંને અનુરૂપ ન છતાં તેમની એક જગોએ ઘટના કરી છે, માટે વિષમાલંકાર "विषमंवर्ण्यतेयत्रघटमाननुरूपयोः॥" "અનનુરૂપ પદાર્થની એકત્ર ઘટના વર્ણવવી તેનું નામ વિષમાલંકાર" (કુ. કા. ૮૯)

૧૬ આ શ્લોકમાં કિરાત અને ક્રૂર કવિઓનો હરણી અને વાણીની દુર્દશા કરવા રૂપ સમાન ધર્મ વર્ણાયો છે માટે તુલ્યયોગિતાલંકાર, "वर्ण्यानामितरेषांवाधर्मैक्यंतुल्ययोगिता." "વર્ણ્ય અને અવર્ણ્યનો એક ધર્મ વરણવ્યો હોય ત્યાં તુલ્યયોગિતાલંકાર" (કુ. કા. ૪૩) વળી શ્લોકમાં क्ष, रण, य, अन्त, तर, द, क, ઇત્યાદિ અક્ષ-

नेतायत्रोल्लसतिभगवत्पादसंज्ञोमहेशः ।
शांतिर्यत्रप्रकचतिरसःशेषवानुज्वलाद्यैः ॥
यत्राविद्याक्षतिरपिफलंतस्यकाव्यस्यकर्त्ता
धन्योव्यासाचलकविवरस्तत्कृतिज्ञाश्चधन्याः ॥१७॥

એ પ્રમાણે જ્યારે કુકવિયોનો ભય છે ત્યારે શા માટે તમે કાવ્યરચના કરવામાં પ્રવૃત્ત થયા છો? એમ કોઈ કહેશે તો તેનો ઉત્તર એમ કે શ્રી શંકરાચાર્યના ગુણનું વર્ણન કરીને કૃત કૃત્યતા પ્રાપ્ત કરવાને માટે આ મારો યત્ન છે. એવા આશયથી માધવાચાર્ય કહેછે કે,—જે કાવ્યમાં 'ભગવત્પાદ' એવું જેનું નામ છે એવા શંકર [1]નાયકરૂપે શોભેછે. જેમાં શૃંગારાદિક બાકીના રસો સહિત પ્રધાનભૂત [2]શાંત રસ પ્રકાસેછે. અર્થાત્ શાંતરસ પ્રધાન હોઈને શૃંગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત, એ બાકીના રસ ગૌણપણે વર્ણાયેલા છે. વળી અવિદ્યાનો નાશ એતો જેમાં ફલ છે. એવા આ કાવ્યના કર્તા વ્યાસના જેવા અચલ કવિશ્રેષ્ઠ માધવાચાર્યને ધન્ય છે અને તેના પ્રયત્નને જાણનારા પંડિતોને પણ ધન્ય છે. ૧૭.

હવે શંકરાચાર્યની કથાને વિસ્તારથી નિરૂપણ કરવાને, જે સોળ સર્ગથી નિરૂપણ કરવાની છે તે પ્રથમ સંક્ષેપમાં બતાવવાના હેતુથી કહેછે કે,—

રોની આવૃતિ છે, સમાસપર પદો છે, તથા વૈદર્ભી અને પાંચાલી રીતિની વચમાં છે માટે 'લાટી' રીતિ જણાય છે. "लाटीरीतिस्तुवैदर्भीपाचाल्योरन्तरा स्थिता" (સા. દ. કા૦ ૬૨૯ મી જુઓ) 'વૈદર્ભી અને પાંચાલી રીતિઓની મધ્યની રીતિ તે લાટી રીતિ જાણવી."

૧ ગ્રંથમાં મુખ્ય વર્ણ્ય પુરૂષ તે ગ્રંથનો નાયક જાણવો. ગ્રંથના નાયક વિષે કહેતાં સાહિત્યકાર કહે છે કે—

"त्यागी कृती कुलीनः सुश्रीको रूपयौवनोत्साही
दक्षोऽनुरक्तलोकस्तेजोवैदग्ध्यशीलवान् नेता" (सा. द. का. ६४ जुओ).

"દાનશીલ, ધન્ય, કુલીન, અત્યંત શોભાવાળો, રૂપાળો, જુવાન, ઉત્સાહી. ક્ષીપ્રકારી, લોકપ્રિય, તેજવાળો, વિદગ્ધતાવાળો, અને શીલવાળો, પુરૂષ નાયક જાણવો." શંકરાચાર્યમાં એ બધા ગુણો હતા.

૨ આ કાવ્યમાં પ્રધાનરસ શાંત છે, શાંત રસનું લક્ષણ કહેલું છે કે—

"शान्तः शमस्थायीभाव उत्तमप्रकृतिर्मतः । कुन्देन्दुसुंदरच्छायः श्रीनारायणदैवतः ।
अनित्यत्वादिनाऽशेषवस्तुनिः सारतातु या । परमात्मस्वरूपं वा तस्यालंबनमिष्यते ।
पुण्याश्रमहरिक्षेत्रतीर्थरम्यवनादयः । महापुरुषसंगाद्यास्तस्योद्दीपनरूपिणः ।
रोमांचाद्याश्चानुभावास्तथा स्युर्व्यभिचारिणः । निर्वेदहर्षस्मरणमतिभूतदयादयः" ॥
(सा. द. का. २३८)

"શાંત રસમાં સ્થાયિભાવ શમ છે. ઉત્તમ પ્રકૃતિવાળા નાયકમાં તે વર્ણવવો. મોગરાના પુષ્પ જેવો ચંદ્ર જેવો શુભ્ર તેનો વર્ણ છે. દેવતા તેનો શ્રી નારાયણ છે. અનિત્યત્વાદિકે કરીને સમગ્ર વસ્તુની નિઃસારતા બતાવવી અને પરમાત્મ સ્વરૂપનું વર્ણન કરવું એ તેનો આલંબન વિભાવ છે. પવિત્ર આશ્રમ, હરિક્ષેત્ર, તીર્થ, રમણિકવન, માહા પુરૂષોનો સમાગમ આદિક ઉદ્દીપન વિભાવ છે. રોમાંચ આદિક અનુભાવ છે. નિર્વેદ, હર્ષ, સ્મરણ, મતિ, ભુતદયા, આદિક વ્યભિચારી ભાવછે. એ સર્વનું યથાયથ વર્ણન કરવાથી શાંતરસ પ્રકટે છે. વાંચનાર જોશે કે આમાં કહ્યા પ્રમાણેજ આ કાવ્યમાં શાંતરસ ઉત્તમ પ્રકારે જમાવેલોછે."

तत्रादिमउपोद्घातोद्वितीयेतुतदुद्भवः ।
तृतीयेतत्तदमृतांशोवतारानिरूपणम् ॥ १८ ॥

આ સોળ સર્ગરૂપ કાવ્યમાં પ્રથમ સર્ગમાં શિવ અને દેવતાના સંવાદાદિ રૂપે [1]ઉપોદ્ઘાત કહ્યો છે. બીજા સર્ગમાં શ્રી મહેશ્વરનો આવિર્ભાવ-ઉત્પત્તિ વર્ણવી છે. ત્રીજા સર્ગમાં બ્રહ્મા, બૃહસ્પતિ, વરૂણ, આદિક તે તે દેવોના અવતારનું નિરૂપણ કર્યું છે. ૧૮.

चतुर्थसर्गेतच्छुद्धाष्टमप्राक्चरितंस्थितम् ॥
पंचमेतद्योग्यसुखाश्रमप्राप्तिनिरूपणम् ॥ १९ ॥

ચોથા સર્ગમાં શ્રી શંકરનું વય આઠ વરસનું થતાં પહેલાંનું શુદ્ધ ચરિત્ર વર્ણવ્યું છે. શુદ્ધ ચરિત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે સાધારણ માનુષી ચરિત્ર કરતાં તે વિલક્ષણ ચરિત્ર છે. પાંચમા સર્ગમાં શ્રી શંકરને યોગ્ય જીવન્મુક્તિ રૂપ સુખ સાધન જેમાં બની શકે એવા ચતુર્થાશ્રમ (સન્યાસ) ની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે અથવા તેના યોગ્ય એવા સુખાશ્રમ (સન્યાસ) ની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. ૧૯.

महतानेहसायैषासंप्रदायप्रतागता ।
तस्याःशुद्धात्मविद्यायाःषष्ठेसर्गेप्रतिष्ठितिः ॥ २० ॥

જે આ શુદ્ધ આત્મવિદ્યા સંપ્રદાય થકી ચાલતી આવી હતી. અને જે શુદ્ધાત્મ વિદ્યાનો ઘણા કાલથી સંપ્રદાય તૂટી જવાને લીધે લોપ થયો હતો, તે શુદ્ધાત્મ વિદ્યાનું સારી રીતે સ્થાપન કર્યા સંબંધી નિરૂપણ છઠ્ઠા સર્ગમાં કર્યું છે. ૨૦.

तद्व्यासाचार्यसंदर्शविचित्रंसप्तमेस्थितम् ॥
स्थितोऽष्टमेमंडनार्यसंवादोनवमेमुनेः ॥ २१ ॥
वाणीसाक्षिकसार्वज्ञनिर्वाहोपायचिन्तनम् ।
दशमेयोगशक्त्याभूपतिकायप्रवेशनम् ॥ २२ ॥

સાતમા સર્ગમાં શંકરાચાર્ય અને વ્યાસાચાર્યનો પરસ્પર [2]વિચિત્ર મેળાપ વર્ણવ્યો છે. આઠમા સર્ગમાં મંડનમિશ્ર અને શંકરાચાર્યનો સંવાદ વર્ણવ્યો છે. નવમા સર્ગમાં [3]સરસ્વતીની પાસે શ્રી શંકરના સર્વજ્ઞપણાને બાધ ન આવે એવા ઉપાયનું ચિંતન કર્યું છે— ઉપાય શોધી કાઢ્યો છે, તેનું વર્ણન છે. દશમા સર્ગમાં યોગશક્તિ વડે અમરક નામે મૃત્યુ પામેલા રાજાના શરીરમાં પ્રવેશ કર્યો તેનું નિરૂપણ છે. ૨૧-૨૨.

૧ ગ્રંથના પ્રકૃતિ વિષયનો આરંભ કરવાને જે રચના કરવી તેને ઉપોદ્ઘાત કહે છે "चिन्तांप्रकृतिसिद्ध्यर्थमुपोद्घ तंप्रचक्षते" "પ્રસ્તુતની સિદ્ધિને અર્થે જે વિચાર કરવો તેને ઉપોદ્ઘાત કહેછે."

૨ ચાંડાલનું રૂપ ધરીને વ્યાસ શંકરની સામે આવ્યા હતા તથા તેમની સાથે શંકરનો વિવાદ થયો હતો. માટે 'વિચિત્ર મેળાપ' કહેલો છે.

૩ મંડન મિશ્ર નામે મીમાંસક આચાર્ય (ભટ્ટપાદના શિષ્યની) સ્ત્રીનું નામ.

बुध्वामीनध्वजकलास्तत्प्रसंगप्रपंचनम् ।
सर्गएकादशेतूग्रभैरवाभिधनर्जयः ॥ २३ ॥

વળી કામની કલાઓ જાણીને તે કલાઓના પ્રસંગને પ્રકટ કરવાસંબંધી વર્ણન પણ દશમા સર્ગમાં કરેલું છે. અગિયારમા સર્ગમાં ભૈરવ નામે કાપાલિક મતના એક ઉગ્ર આચાર્યનો પરાજય કર્યો તેનું નિરૂપણ છે. ૨૩.

द्वादशेहस्तधात्र्यार्यतोटकोभयसंश्रयः ।
वार्तिकांतब्रह्मविद्याचालनंतुत्रयोदशे ॥ २४ ॥

બારમા સર્ગમાં હસ્તાલક અને તોટકાચાર્ય એ બન્નેજણે શ્રી શંકરના શિષ્ય થઇને તેમનો આશ્રય કર્યો તેનું વર્ણન છે. તેરમા સર્ગમાં પોતે કરેલા બ્રહ્મવિદ્યાના ગ્રંથો ઉપર શિષ્યો પાસે વાર્તિક રચાવીને તેનો પ્રચાર કર્યો, તેનું વર્ણન છે. ૨૪

चतुर्दशेपद्मपादतीर्थयात्रानिरूपणम् ॥
सर्गेपंचदशेतूक्तंतदाशाजयकौतुकम् ॥ २५ ॥

ચોદમા સર્ગમાં પદ્મપાદ નામે શંકરના શિષ્યે તીર્થયાત્રા કરી તેનું નિરૂપણ છે. પંદરમા સર્ગમાં શ્રી શંકરાચાર્યના દિગ્વિજયનું કૌતુક કહેલું છે. ૨૫.

षोडशेशारदापीठवासस्तस्यमाहात्मनः ।
इतिषोडशभिःसर्गैर्व्युत्पाद्याशांकरीकथा ॥२६॥

સોળમા સર્ગમાં તે મહાત્માનો (શ્રી શંકરાચાર્યનો) શારદાપીઠમાં નિવાસ વર્ણવ્યો છે. એ પ્રમાણે સોળ સર્ગે કરીને શ્રી શંકરની કથા આ કાવ્યમાં પ્રતિપાદન કરવાની છે. ૨૬.

सैषाकलिमलच्छेत्रीसकृच्छ्रुतापिकामदा ॥
नानाप्रश्नोत्तरैरम्याविदामारभ्यतेमुदे ॥ २७ ॥

એ શ્રી શંકરની કથા કલિ સંબંધી મલ (દુષ્ટ વાસનાઓ) નો નાશ કરનારી, એકવાર સાંભળવા વડે પણ તે ચારે પુરૂષાર્થની સિદ્ધિ કરી આપનારી, અને નાના પ્રકારના પ્રશ્નોત્તરવડે રમણિક છે; તે કથાનો અમે વિદ્વાનોને આનંદ થવા માટે આરંભ કરીએ છીએ. ૨૭.

એ પ્રમાણે સંક્ષેપમાં શંકરના કથાનું નિરૂપણ કરીને તથા તેનું વિસ્તારથી નિરૂપણ કરવાની પ્રતિજ્ઞા કરીને તેના ઉપોદ્ઘાતરૂપે કથાનો આરંભ કરેછે કે,—

एकदादेवतारूप्याचलस्थमुपतस्थिरे ।
देवदेवंतुषारांशुमिवपूर्वाचलस्थितम् ॥ २८ ॥

[1]એક સમયે બ્રહ્માદિ સર્વ દેવો પૂર્વ દિશામાં ઉદયાચલ પર્વત ઉપર રહેલા ચંદ્રમાનું

[1] મ ચિન શ કરવિજયમાં એમ છે કે,—પૃથ્વી ઉપર બ્રાહ્મણાદિ વર્ણના લોકો વેદ માર્ગમાંથી ભ્રષ્ટ થઈ ગયા તથા કલ્પિત તંત્રાદિકને માર્ગે ચાલવા લાગ્યા, તે જોઈને સત્યલોકમાં ગયેલા નારદે પૃથિવીનુ સર્વ વર્તમાન બ્રહ્માને કહ્યું, અને વેદનો ઉદ્ધાર કરવાની વિનતિ કરી, તે ઉપરથી સર્વે દેવોને લેઇને બ્રહ્મા શિવલોકમાં ગયા. ઇત્યાદિ.

જેમ ઉપાસન કરતા હોય તેમ, રૂપ્યાચલ ( કૈલાસ પર્વત ) માં રહેલા ઇંદ્રાદિ દેવોના દેવ મહાદેવનું ઉપાસન કરવા લાગ્યા. ૨૮.

ઉપાસન કરીને શું કર્યું તે કહેછેકે,—

प्रसादानुमितस्वार्थसिद्धयःप्रणिपत्यतम् ।
मुकुलीकृतहस्ताब्जाविनयेनव्यजिज्ञपन् ॥ २९ ॥
विज्ञातमेवभगवन् विद्यतेयद्धितायनः ।
वंचयन्सुगतान्बुद्धवपुर्धारीजनार्दनः ॥ ३० ॥

ઉપાસના વડે પ્રસન્ન કરેલાં શંકરના પ્રસન્નતા રૂપ ચિન્હથી જેમણે પોતાના અર્થની સિદ્ધિનું અનુમાન કર્યું છે એવા તે દેવોએ પોતાનાં હાથ રૂપી કમલને બંધ કરીને અર્થાત્ હાથ જોડીને તેમને દંડવત્ પ્રણામ કરીને અત્યંત નમ્રતાથી વિજ્ઞાપના કરી કે, હે ભગવાન! અમારા હિતને અર્થે બુદ્ધનો જેણે દેહ ધારણ કર્યો છે એવા વિષ્ણુ બૌદ્ધોની વંચના કરી રહ્યા છે તે તમારા જાણવામાંજ છે. ૨૯-૩૦.

तत्प्रणीतागमालंबैर्बौद्धैर्दर्शनदूषकैः ।
व्याप्तेदानींप्रभोधात्रीरात्रिःसंतमसैरिव ॥ ३१ ॥

[1]હે પ્રભો! યદ્યપિ અમારે અર્થે વિષ્ણુએ પૂર્વે દૈત્યોને છેતર્યા છે, તથાપિ બુદ્ધે રચેલાં શાસ્ત્રોનું અવલંબન કરનારા અને કર્મ, ઉપાસના અને જ્ઞાનનું પ્રતિપાદન કરનાર વેદાદિક શાસ્ત્રોને દૂષિત કરનાર બૌદ્ધોવડે, રાત્રિ જેમ ગાઢ અંધકારથી વ્યાપ્ત થઈ જાય તેમ, આ પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ છે. તાત્પર્ય કે વેદને દૂષિત કરનાર બૌદ્ધોની વંચના કરવાને વિષ્ણુએ બૌદ્ધશાસ્ત્ર રચ્યાં, પણ તે શાસ્ત્રો તેટલુંજ કરીને લુપ્ત થયાં નથી; ઉલટાં તે હમણા અત્યંત પ્રસાર પામીને વેદાદિક શાસ્ત્રને પણ દૂષિત કરવા લાગ્યાં છે; માટે હે પ્રભો! તમે તમારી પ્રભુતાવડે તેનું નિરાકરણ કરી શકો એમ છે. અથવા તમે પ્રભુ છતાં તેનો નાશ નથી કરતા એ ઘટિત નથી. ૩૧.

वर्णाश्रमसमाचारान् द्विषन्तिब्रह्मविद्विषः ॥
ब्रुवन्त्याम्नायवचसांजीविकामात्रतांप्रभो ॥ ३२ ॥

તમે કહેશો કે એટલો બધો તેઓ શો અનર્થ કરે છે? તો, તેઓ વર્ણાશ્રમના આચારનો દ્વેષ કરે છે; વેદ, બ્રાહ્મણ, તપ અને બ્રહ્મ, એ સર્વનો પણ તેઓ દ્વેષ કરનારા છે; તેઓ કહે છે કે વેદનાં વચન તો માત્र [2]જીવિકાને અર્થે બ્રાહ્મણોએ જોડી કાઢેલાં છે!! (પ્રભો ) એ સંબોધન પાછલા શ્લોકથી અનુવર્તે છે.) ૩૨.

૧ આ શ્લોકમાં ધાત્રી (પૃથ્વી) બૌદ્ધો વડે અને રાત્રિ અંધકાર વડે વ્યાપ્ત થઈ છે એમ ઉપમેય ઉપમાનના સાધારણ ધર્મની સમાનતા બતાવીછે માટે ઉપમાલંકાર "उपमायत्रसादृश्यलक्ष्मीरुल्लसतिद्वयोः" "જ્યાં ઉપમેય અને ઉપમાનનીસમાનતાની શોભા વરણાઈ હોય, ત્યાં ઉપમા" (કુ. કા. ૬)

૨ "अग्निहोत्रंत्रयोवेदास्त्रिदण्डंभस्मगुंठनम् ॥ बुद्धिपौरुषहीनानांजीविकेतिबृहस्पतेः" "અગ્નિહોત્ર

नसंध्यादीनिकर्माणिन्यासंवानकदाचन ।
करोतिमनुजःकश्चित्सर्वेपाखंडतांगताः ॥ ३३ ॥

તેઓ વેદાદિકનો દ્વેષ કરેછે એટલુંજ નહિ; ભ્રષ્ટ પણ થઈ ગયા છે.—તેઓમાનો કોઈ સંધ્યા આદિક કર્તવ્ય કર્મનું આચરણ કરતું નથી કે સન્યાસ આદિક આશ્રમને કોઈ વખત કોઈ મનુષ્ય ધારણ કરતો નથી;એ પ્રમાણે સર્વે પાખંડપણાને પામી ગયા છે. ૩૩.

श्रुतेपिदधतिश्रोत्रेक्रतुरित्यक्षरद्वये ॥
क्रियाःकथंप्रवर्तेरन्कथंक्रतुभुजोवयम् ॥ ३४ ॥

તેઓ (બૌદ્ધો) પાખંડપણાને પામી ગયા છે તેમાં તમને શી હાનિ છે? એમ કહેશો તો,—તેઓ 'યજ્ઞ' એવા બે અક્ષર સાંભળતાંજ કાનમાં આંગળીઓ ખોસે છે, ત્યારે યજ્ઞાદિક ક્રિયાઓની પ્રવૃત્તિ કેમ થાય અને અમે યજ્ઞનાં બલિદાન શી રીતે [2]પામીએ? ૩૪.

शिवविष्णवागमपरैर्लिंगचक्रादिचिन्हितैः ।
पाखंडैःकर्मसन्यस्तंकारुण्यमिवदुर्जनैः ॥३५॥

કેવલ બૌદ્ધોજ પાખંડ મતનો આશ્રય કરીને યજ્ઞાદિક કર્મનો લોપ કરે છે એટલું નથી; પણ શિવ અને વિષ્ણુની ઉપાસનાનાં શાસ્ત્ર કલ્પી કાઢીને લિંગ તથા ચક્રનાં ચિન્હ ધારણ કરે છે. અને તેથી જેમ દુર્જનો પુરૂષોએ કરૂણા ગુણનો ત્યાગ કરેલો હોયછે, તેમ તે શિવ વિષ્ણુની ઉપાસનાનાં શાસ્ત્રનો આશ્રય કરનારા પાખંડી મતવાળા પુરૂષોએ યજ્ઞાદિ કર્મનો પણ ત્યાગ કર્યો છે. ૩૫.

अनन्येनैवभावेनगच्छन्त्युत्तमपूरुषम् ।
श्रुतिःसाध्वीमदक्षीबैःकावाशाक्यैर्नदूषिता ॥ ३६ ॥

જેમ કોઈ પતિવ્રતા સ્ત્રી અનન્યભાવે કરીને પોતાના ઉત્તમ પુરૂષને (પતિને) અનુસરતી હોય તેને મદોન્મત્ત દુષ્ટ પુરૂષો દૂષણ પમાડે, તેમ ઉત્તમ પુરૂષ એટલે ક્ષર, અને અક્ષરથી પર—પરમાત્માને અનન્યભાવે કરીને પ્રતિપાદન કરતી સત્ય એવી કયી વેદવાણીને મદવડે ઉન્મત્ત બૌદ્ધોએ નથી દૂષિત કરી? અર્થાત્ સર્વે વેદવાણીને દૂષિત કરીછે. તાત્પર્ય એ છે કે એક પરમાત્માનેજ પ્રતિપાદન કરનારા સર્વે શ્રુતિઓને બૌદ્ધોએ દૂષિત કરી છે; અને તમે તે પરમાત્મા છો માટે તમારૂં પ્રતિપાદન કરનારી શ્રુતિઓનું તો તમારે અવશ્ય કરીને રક્ષણ કરવું જોઇએ. ૩૬.

ત્રણવેદ, સન્યસ્તાશ્રમ, ભસ્મ ધારણ, આદિક સર્વે બુદ્ધિ અને પૌરૂષ વિનાના મનુષ્યોની જીવિકાનાં સાધન છે, એમ બૃહસ્પતિ કહે છે" એવું વેદ પ્રત્યે ચાર્વાક, બૌદ્ધો, વિગેરે કહે છે. (જુઓ અ.ર્થ વિ૦ સુ૦)

૨ યજ્ઞલોપ પ્રસંગ આવેછે ત્યારેજ બહુધા દેવતાઓ બ્રહ્માને આગળ કરીને વિષ્ણુ કે શિવપાસે જાયછે એવું પુરાણોમાં બહુ જોવામાં આવે છે. (જુઓ માર્કંડેય પુરાણ અ-૧૬ પતિવ્રતાની કથા.)

૧ અહીં ઉત્તમ પુરૂષને અનન્યભાવે અનુસરવાનાં નિમિતે કરીને શ્રુતિમાં સાધ્વી (પતિવ્રતા સ્ત્રી) નો આરોપ કર્યો છે માટે રૂપકાલંકાર. "रूपकं रूपितारोपाद्विषये निरपन्हवे"(સા૦ દ૦ કા. ૬૬૯ જુઓ શ્લોક ૬ ઠાની ટીકા.)

सद्यःकृत्तद्विजशिरःपंकजार्चितभैरवैः ।
नध्वस्तालोकमर्यादाकावाकापालिकाधमैः ॥ ३७ ॥

બીજા પણ પાખંડ મત પસરેલા છે; અને તે પણ લોક મર્યાદાનો ભંગ કરે છે.જેમ કે,—તત્કાલ કાપેલા બ્રાહ્મણના માથા રૂપી કમલવડે જેમણે ભૈરવનું પૂજન કર્યું છે એવા અધમ [1]કાપાલિક મતના મનુષ્યોએ કયી કયી લોક મર્યાદાનો ભંગ નથી કર્યો ? અર્થાત્ બધીએ લોક મર્યાદાનો તેમણે ભંગ કર્યોછે. ૩૭.

अन्येपिबहवोमार्गाःसन्तिभूमौसकंटकाः ।
जनैर्येषुपदंदत्वादुरन्तंदुःखमाप्यते ॥ ३८ ॥

પૃથ્વી ઉપર બીજા પણ એવા કાંટાવાળા માર્ગ ઘણા છે કે જે માર્ગમાં પગલું મૂકવાથી મનુષ્ય અત્યંત દુઃખ પામે છે. મતલબ કે બીજા પણ એવા અનાચારવાળા અનેક મત પૃથ્વીમાં પસરેલા છે કે જે મતનો આશ્રય કરવાથી નારકી ગતિ આદિક અપાર દુઃખ પ્રાપ્ત થાય છે. ૩૮.

तद्भवाँल्लोकरक्षार्थमुत्साद्यानिखिलान्खलान् ।
वर्त्मस्थापयतुश्रौतंजगद्येनसुखंव्रजेत् ॥ ३९ ॥

તેથી કરીને લોકનું જન્મ મરણ અથવા નરકપાત આદિક ભયથી રક્ષણ થવા માટે સમગ્ર ખલ પુરૂષોનો નાશ કરીને તમે વૈદિક માર્ગનું સ્થાપન કરો કે જે માર્ગે જગત્ સુખે કરીને ચાલ્યું જાય. ૩૯.

इत्युक्तोपरतान्देवानुवाचागिरिजाप्रियः ।
मनोरथंपूरयिष्येमानुष्यमवलंब्यवः ॥ ४० ॥

એ પ્રમાણે બોલીને વિરામ પામેલા દેવતાઓને પાર્વતીના પતિ શંકરે કહ્યું કે, હું મનુષ્યદેહ ધારણ કરીને તમારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ,—પાખંડ મતનું ખંડન કરીને વૈદિક ધર્મનું સ્થાપન કરીશ. ૪૦.

दुष्टाचारविनाशायधर्मसंस्थापनायच ।
भाष्यंकुर्वन्ब्रह्मसूत्रतात्पर्यार्थविनिर्णयम् ॥ ४१ ॥

શી રીતે ઇચ્છા પૂર્ણ કરશો એમ પૂછતા હો તો,—દુષ્ટ આચારનો નાશ કરવા માટે અને ધર્મનું સ્થાપન કરવા માટે બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં સૂત્રના તાત્પર્યનો વિશેષે કરીને નિર્ણય જેમાં કહેલો છે એવું ભાષ્ય કરીને હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. ૪૧.

[1] દક્ષિણમાં એ મત ઘણો પસરેલો હતો. મનુષ્યના માથાની ખોપરી (કપાલ) લઇને તેમાં ખાતા હતા તથા મનુષ્યના માથાની રૂંઢમાલા પેહેરતા હતા, તેથી કાપાલિક કહ્યા છે. એ ભૈરવની ઉપાસના કરતા હતા તથા મધ, રૂધિર માંસ આદિકનું તેને નઇવેદ્ય કરતા હતા. 'પ્રબોધ ચંદ્રોદય' માં એનો કાંઇક ચિતાર આપેલો છે. આ ગ્રંથમાં પણ આગળ, કહેવાશે કે—"भासितंधृतमिस्यदस्तुयुक्तंशुचिसंत्यज्याशिरःकपालमेतत् वहथाशुचिस्त्वर्परंकमर्थनकथकारमुपास्यतेकपाली ? " "આ તેં રાખ ચોળી છે એ તો ઠીક કર્યું છે, પણ આ પવિત્ર મનુષ્યના માથાની ખોપરી પડી મૂકીને અપવિત્ર ખર્પર શા માટે વેહેછે ? અને શા માટે કપાલીનું ઉપાસન કરતો નથી. ? ઇ૦" સર્ગ ૧૫, શ્લોક,૧૩.

मोहनप्रकृतिद्वैतध्वान्तमध्यान्हभानुभिः ।
चतुर्भिसहितःशिष्यैश्चतुरैर्हरिवद्भुजैः ॥ ४२ ॥

[1]અજ્ઞાન જેનું ઉપાદાન કારણ છે એવા દ્વૈતરૂપી ગાઢ અંધકારનો નાશ કરનારા મધ્યાન્હકાલના સૂર્ય સરખા ચાર કુશલ શિષ્યો એ સહિત હું ચાર હાથવડે વિષ્ણુની પેઠે ધર્મનું સ્થાપન કરીને તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. અથવા ચાર હાથ સહિત જેમ વિષ્ણુ અવતાર લે છે તેમ તે ચાર શિષ્યો સહિત હું અવતાર લેઇશ (એ રીતે આગલા શ્લોક સાથે અન્વય કરવો). ૪૨.

यतींद्रःशंकरोनाम्नाभविष्यामिमहीतले ।
मद्वत्तथाभवन्तोपिमानुर्षीतनुमाश्रिताः ॥ ४३ ॥
तंमामनुसरिष्यन्तिसर्वेत्रिदिववासिनः ।
तदामनोरथःपूर्णोभवतांस्यान्नसंशयः ॥ ४४ ॥

હું પૃથ્વી ઉપર શંકર નામે સન્યાસીઓનો સ્વામી થઇશ; અને મારીપેઠે તમે પણ મનુષ્ય દેહ ધારણ કરીને સર્વે સ્વર્ગવાસી દેવતાઓ તે શંકરને—મને અનુસરશો, ત્યારે તમારો મનોરથ પૂર્ણ થશે. એ વાતમાં સંશય કરવો નહિ. ૪૩–૪૪.

ब्रुवन्नेवंदिषदःकटाक्षानन्यदुर्लभान् ।
कुमारेनिदधेभानुःकिरणानिवपंकजे ॥ ४५ ॥

એ પ્રમાણે દેવતાઓ પ્રત્યે બોલીને; જેમ સૂર્ય પોતાના કિરણ કમળ ઉપર સ્થાપન કરે તેમ શંકરે બીજાઓને દુર્લભ એવા પોતાના કટાક્ષ સ્વામિકાર્તિક ઉપર સ્થાપન કર્યા. અર્થાત્ પછી શંકરે સ્વામિકાર્તિક ભણી દૃષ્ટિ કરી. ૪૫.

क्षीरनीरनिधेर्वीचिसचिवान्प्राप्यतान्गुहः ।
कटाक्षान्मुमुदेरश्मीनुदन्वानैंदवानिव ॥ ४६ ॥

[2]ક્ષીરસમુદ્રના તરંગ સરખા (અમૃતમય અને શીતળ) ચંદ્રના કિરણોને પામીને જેમ સમુદ્ર હર્ષ પામે છે (તેમાં ભરતી આવે છે), તેમ ક્ષીરસમુદ્રના તરંગ સરખા (અમૃતમય અને શીતલ) શ્રીશંકરના તે કટાક્ષને પામીને સ્વામિકાર્તિક પણ આનંદ પામ્યા. અર્થાત્ શંકરે પોતાના ભણી જોયું તેથી કાર્તિકેય હર્ષ પામ્યા. ૪૬.

૧ હરિ ચાર બાહુ વડે જેમ દુષ્ટોનો નાશ કરેછે તેમ ભટ્ટપાદાદિ ચાર શિષ્યો વડે હું (શંકર) પણ દુષ્ટોનો નાશ કરીશ. એમ ઉપમેય ઉપમાનનું સાધર્મ્ય હોવાથી તથા 'वत्' એ વાચક 'इव'ના અર્થમાં હોવાથી શ્રોતી ઉપમા. લક્ષણ દર્પણકાર લખેછે કે—"इयं पुनः श्रौती यथेववाशब्दा इवार्थो वा वतिर्यदि" "જે ઉપમામાં यथा, इव શબ્દ આવે અથવા इव ના અર્થમાં वत् પ્રત્યય આવે તેને શ્રૌતિ ઉપમા જાણવી. (સા. દ. કા. ६४७)

૨ હર્ષ પામવા રૂપ ધર્મની એકતા હોવાથી ઉપમા.

[1] अवदच्छंदनंस्कंदमर्मदंचंद्रशेखरः ।
दन्तचंद्रातपानंदिवृंदारकचकोरकः ॥ ४७ ॥

પછી—જેના દાંતરૂપી ચંદ્રના પ્રકાશવડે દેવતારૂપી ચકોર આનંદ પામેછે એવા ચંદ્રશેખર(જેના મસ્તક ઉપર ચંદ્ર શોભે છે)પોતાના પુત્ર બુદ્ધિમાન કાર્તિકેય પ્રત્યે બોલ્યા કે,–૪૭.

शृणुसौम्यवचःश्रेयोजगदुद्धारगोचरम् ।
कांडत्रयात्मकेवेदेप्रोद्धृतेस्याद्द्विजोद्धृतिः ॥ ४८ ॥

હે સૌમ્ય! જગત્‌નો ઉદ્ધાર કરવા વિષે કલ્યાણકારી વચન હું તને કહું તે સાંભળ; કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ કાંડ વાળા વેદનો ઉદ્ધાર કરવાથી બ્રાહ્મણોનો ઉદ્ધાર થશે. ૪૮.

तद्रक्षणेरक्षितंस्यात्सकलंजगतीतलम् ।
तदधीनत्वतोवर्णाश्रमधर्मततेस्ततः ॥ ४९ ॥
इदानीमिदमुद्धार्यमितिवृत्तिमतःपुरा ।
ममगूढाशयविदौविष्णुशेषौसमीपगौ ॥ ५० ॥
मध्यमंकांडमुद्धर्तुमनुज्ञातौमयैवतौ ।
अवतीर्यांशतोभूमौसंकर्षणपतंजली ॥ ५१ ॥
मुनीभूत्वामुदोपास्तियोगकांडकृतौस्थितौ ।

બ્રાહ્મણોનો ઉદ્ધાર થયો તો આખી પૃથ્વીનું રક્ષણ થયું એમ જાણવું; કેમકે વર્ણાશ્રમના ધર્મનો સમુદાય બ્રાહ્મણોને આધીન છે. તેથી આ વખતે આનો ઉદ્ધાર કરવો જોઇએ એવી પૂર્વે મારી વૃત્તિ થયેલી જાણીને મારા ગૂઢ આશયને જાણનાર વિષ્ણુ અને શેષ જે મારી પાસે હતા તેમને વેદના મધ્યમ કાંડ ( ઉપાસના કાંડ ) નો ઉદ્ધાર કરવાને મેંજ આજ્ઞા કરી તેથી તેમણે અંશે કરીને પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યો, તથા [2]સંકર્ષણ અને પતંજલી એવા નામના બે મુનિ થઇને ઉપાસનાકાંડ તથા યોગકાંડના ગ્રંથો તેમણે કર્યા છે. ૪૯–૫૦–૫૧.

૧ તાલુસ્થાનના च ની તથા દંતસ્થાનના द, त, न, ની આવૃત્તિ બહુધા હોવાથી 'શ્રુત્યનુપ્રાસાલંકાર'. તેનું લક્ષણઃ—

"उच्चार्यत्वाद्यदेकत्र स्थाने तालुरदादिके ।
सादृश्यं व्यंजनस्यैव श्रुत्यनुप्रास उच्यते "

"તાલુકે દંત આદિક સ્થાનના અક્ષરો જે એકજ સ્થાનથી બોલાય છે તે વ્યંજનોનું જ્યાં સરખાપણું આવેલું હોય તેને 'શ્રુત્યનુપ્રાસ' કહેછે" (સા. દ. કા. ૬૩૬ જુઓ)

૨ કપિલ વિષ્ણુનો અવતાર છે તથા તેમણે સાંખ્ય શાસ્ત્ર કરયું છે. (ભાગવત જુઓ). પતંજલી શેષનો અવતાર છે, માટેજ તેમના રચેલા યોગ દર્શન ઉપર ભાષ્ય લખતાં વેદવ્યાસે શેષ રૂપી પરમાત્માનું સ્મરણ કરીને આશિર્વાદાત્મક મંગલાચરણ કર્યું છે' (પાતંજલ દર્શન જુઓ). "देवोऽहीशःसवोऽव्यात्सितविमलतनुर्योगदोयोगयुक्तः ईo" "જેનું નિર્મલ ધોળું શરીર છે અને તે યોગ શાસ્ત્ર આપનાર તથા યોગ યુક્ત છે તે સર્પરાજ ( શેષનાગ ) તમારું રક્ષણ કરો. ઈo" (જુઓ પાતંજલ યોગ દર્શન—ભાષ્યકારનું મંગલાચરણ.)

अथ्रिमंज्ञानकांडंतूद्धरिष्यामीतिदेवताः ॥ ५२ ॥
प्रतिसंप्रतिजानेस्मजानास्येवभवानपि ॥
जैमिनीयनयांभोधेःशरत्पर्वशशीभव ॥ ५३ ॥
विशिष्टकर्मकांडंत्वमुद्धरब्रह्मणःकृते ।
सुब्रह्मण्यइतिख्यातिंगामिष्यसिततोधुना ॥ ५४ ॥

વેદના ત્રણે કાંડમાં છેલ્લા જ્ઞાન કાંડનો તો હું ઉદ્ધાર કરીશ, એમ મેં દેવતાઓની સમક્ષ પ્રતિજ્ઞા કરીછે તે તમે પણ જાણોછો. તેથી જૈમિનીયના ન્યાયરૂપી સમુદ્રના શરદ્ ઋતુની પૂર્ણિમાના ચંદ્ર તમે થાઓ. અર્થાત્ સમુદ્રમાંથી ઉપજેલાં રત્નમાંનું એક રત્ન જેમ ચંદ્રછે તેમ તું પણ જૈમિનીયકૃત મીમાંસા શાસ્ત્રના પંડિતોમાં એક રત્નરૂપે પૂર્ણ-પણે જગત્માં પ્રકાશ પામ. એ પ્રમાણે ઉત્પન્ન થઇને બ્રાહ્મણ, વેદ, બ્રહ્મા, તપ અને પરબ્રહ્મ, એ સર્વને અર્થે વિશિષ્ટ કર્મકાંડનો તું ઉદ્ધાર કર; અને તેથી તું 'સુબ્રહ્મણ્ય' કહેવાઇને જગત્માં પ્રસિદ્ધિ પામીશ. ૫૨-૫૩-૫૪.

नैगमींकुरुमर्यादाभवतीर्यमहीतले ।
निर्जित्यसौगतान्सर्वानाम्नायार्थविरोधिनः ॥ ५५ ॥

તેથી હમણા પૃથ્વીના પૃષ્ઠ ઉપર અવતાર ધારણ કરીને વેદના અર્થની સાથે વિ-રોધ કરનાર સર્વે જૈનોને જીતીને વેદની મર્યાદા કર. અર્થાત્ વેદ વચનની મર્યાદાને અનુસરીને સર્વ કોઇ વર્તે એમ કર. તું કહેશ કે એ કાર્યમાં મને સહાયભૂત કોણ છે તો.-૫૫

ब्रह्मापितेसहायार्थंमंडनोनामभूसुरः ।
भविष्यतिमहेन्द्रोपिसुधन्वानामभूमिपः ॥ ५६ ॥

તને સહાય કરવાને અર્થે બ્રહ્માપણ મંડન નામે બ્રાહ્મણનો અવતાર ધારણ કરશે; અને ઇંદ્ર પણ સુધન્વા નામે રાજાનો અવતાર ધારણ કરશે. ૫૬.

तथेतिप्रतिजग्राहविधेरपिविधायिनीम् ।
बुधानीकपतिर्वाणींसुधाधारामिवप्रभोः ॥ ५७ ॥

પછી દેવતાઓના સેનાપતિ સ્વામિ કાર્તિકે બ્રહ્માને પણ કાર્યમાં પ્રવૃત્તિનો ઉપદેશ કરનારી શ્રી મહાદેવની વાણીને [1]અમૃતની ધારાની પેઠે "આપની આજ્ઞા પ્રમાણે કરીશ" એમ કહીને ગ્રહણ કરી. અર્થાત્ અમૃતની ધારા જેવી મધુર હોયછે તેવી મધુર તથા તે ધારણ કરતાં જેવો આનંદ થાયછે તેવા આનંદથી શંકરની વાણીનો સ્વામિ કાર્તિકે સ્વીકાર કર્યો. ૫૭.

૧ 'અમૃતની ધારાની પેઠે ગ્રહણ કરી' એમાંના અમૃત શબ્દથી શંકરની આજ્ઞા સ્વામિ કાર્તિકને પ્રીતિકર હતી તેની તથા પ્રીતિકર કાર્ય ઉત્સાહથી થાયછે માટે ઉત્સાહની અને ઉત્સાહથી કરેલું કાર્ય ઉતાવળે સિદ્ધ થાય છે માટે કાર્ય સિદ્ધિની પણ વ્યંજના કરેછે.

**अथेंद्रोनृपतिर्भूत्वाप्रजाधर्मेणपालयन् ।**
**दिवंचकारपृथिवींस्वपुरीममरावतीम् ॥ ५८ ॥**

[1]હવે ઇંદ્ર પૃથ્વી ઉપર રાજા થયો અને પોતાની પ્રજાનું ધર્મવડે પાલન કરીને પૃથ્વીને સ્વર્ગ તથા પોતાની રાજધાનીના નગરને સ્વર્ગની રાજધાની અમરાવતી બનાવી દીધી. અર્થાત્ તેના જેવી કરી. વારૂ જ્યારે સુધન્વા રાજા ઇંદ્રનો અવતાર હતો ત્યારે તેણે જૈ-નોને કેમ આશ્રય આપ્યો હતો? તેનું સમાધાન આપેછે કે,—૫૮.

**सर्वज्ञोप्यसतांशास्त्रेकृत्रिमश्रद्धयान्वितः ।**
**प्रतीक्षमाणःक्रौंचारिंमेलयामाससौगतान् ॥ ५९ ॥**

તે પોતે ઇંદ્રનો અવતાર હોવાથી સર્વજ્ઞ છતાં પણ જૈનોનાં શાસ્ત્રમાં કૃત્રિમ શ્રદ્ધાવા-ળો થઇને રહ્યો હતો; તથા સ્વામિ કાર્તિકના આવવાની વાટ જોઇને જૈનોને ત્યાં એકઠા કરી રહ્યો હતો સારાંશ કે સ્વામિ કાર્તિક જ્યારે અવતાર ધારણ કરીને જૈનોનો પરાજય કરવા આવે ત્યારે તેમને શોધવા ન પડે. વારૂ સ્વામિ કાર્તિક કેવા નામથી અવતાર પામ્યા? ૫૯.

**ततःसतारकारातिरजनीष्टमहीतले ।**
**भट्टपादोऽभिधायस्यभूषादिक्सुदृशामभूत् ॥ ६० ॥**

પછી તારકાસુરના શત્રુ સ્વામિ કાર્તિક પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યો. તેનું નામ ભટ્ટપાદ એવું હતું તથા તે દિશાઓરૂપી સ્ત્રીઓનો અલંકાર હતો અર્થાત્ સર્વ દિશાઓ-માં તેની સત્કીર્તિ પસરી ગઈ હતી. ૬૦.

**स्फुटयन्वेदतात्पर्यमभाज्जैमिनिसूत्रितं ।**
**सहस्रांशुरिवानूरुव्यंजितंभासयन्जगत् ॥ ६१ ॥**

જેમ પ્રથમ સૂર્યના સારથિ અરૂણે થોડુંક પ્રકાશિત કરેલું જગત્ સંપૂર્ણ પ્રકાશિત કરતો સૂર્ય તેની પાછળ આવેછે, તેમ પ્રથમ જૈમિનીએ કર્મકાંડ ઉપર સૂત્ર રચીને વેદના તાત્પ-ર્યનો થોડોક પ્રકાશ કર્યો હતો તેને વિશેષ સ્પષ્ટ કરીને તે (ભટ્ટપાદ) શોભવા લાગ્યા. ૬૧.

**राज्ञःसुधन्वनःप्रापनगरींसजयन्दिशः ।**
**प्रत्युद्गम्यक्षितींद्रोऽपिविधिवत्तमपूजयत् । ६२ ॥**

પછી ભટ્ટપાદ દિગ્વિજય કરતા સુધન્વા રાજાની નગરીમાં આવ્યા; રાજાએ પણ તેમને આવતા જોઇને [2]ઉઠી સામા જઇને વિધિપૂર્વક તેમનો સત્કાર કર્યો. ૬૨.

૧ અહીં પૃથ્વીમાં સ્વર્ગનો તથા સુધન્વાની નગરીમાં અમરાવતીનો આરોપ અભેદ પણે કર્યોછે માટે અભેદરૂપ કાલંકાર. "विषय्यभेदताद्रुप्यरंजनं विषयस्य यत् । रुपकंतत्" (શ્લોક ૯ માની ટીકા જુઓ)

૨ "ऊर्ध्वंप्राणाह्युत्क्रामन्तियूनःस्थविरआगते । प्रत्युत्थानाभिवादाभ्यांपुनस्तान्प्रतिपद्यते" "વૃદ્ધ પુરૂષને આવતો જોઇને જુવાનના (મોટાને આવતો જોઈને નાનાના) પ્રાણ ઉંચા ચડેછે; પણ તે વૃદ્ધને ઊભા થઈ નમન કરવાથી પાછા પ્રાણ પોતાના સ્થાનમાં આવેછે." એ શાસ્ત્ર વચનને અનુસરીને રાજા ઉભો થયો કેમકે ભટ્ટપાદ વિદ્યાવૃદ્ધ હતા.

सोभिनंद्याशिषाभूपमासीनः कांचनासने ।
तां सभां शोभयामास सुरभिर्भुवनीमिव ॥ ६३ ॥

તે આશિર્વાદવડે રાજાને અભિનંદન આપીને સુવર્ણના આસન ઉપર બેઠા; તથા [1]વસંત જેમ સ્વર્ગના નંદન વનને શોભાવેછે તેમ તે સભાને શોભાવવા લાગ્યા. ૬૩.

सभासमीपविटपिश्रितकोकिलकूजितम् ।
श्रुत्वा जगाद तद्व्याजाद्राजानं पंडिताग्रणीः ॥ ६४ ॥

સભામાં બેઠા પછી ભટ્ટપાદે બોલવાનો આરંભ કેવી યુક્તિથી કર્યો તે વિષે કહેછે કે,—સભાની પાસેના ઝાડ ઉપર બેઠેલી એક કોયલનો મધુર શબ્દ સાંભળીને તેના મિષવડે પંડિત શિરોમણિ ભટ્ટપાદે રાજાને કહ્યું કે,—૬૪.

मलिनैश्चेन्न संगस्ते नीचैः काककुलैः पिक ।
श्रुतिदूषकनिर्ह्रादैः श्लाघनीयस्तदा भवेः ॥ ६५ ॥

[2]હે કોયલ! મલિન, નીચ, અને કાનને દુઃખ ઉત્પન્ન કરનાર શબ્દવાળા કાગડાના કુલ સાથે જો તારો સમાગમ ન હોય-તેવા કાગડાઓના ટોળામાં તું ન ભરાઈ બેઠી હોય તો તું વખાણવા યોગ્ય થાય. એ વચનો રાજાને એવી રીતે લાગુ પડ્યાં કે,—મલિન (શરીર વાળા અને મન વાળા), નીચ (નાસ્તિક), અને શ્રુતિ (વેદ)ને દૂષણ પમાડનાર જેમના શબ્દ છે, એવા કાગડાના ટોળા સરખા આ સભામાં ભરાયલા બૌદ્ધો સાથે જો તારો સંગ ન હોય તો તું વખાણવાયોગ્ય થાય. ૬૫.

षडभिज्ञा निशम्येमां वाचं तात्पर्यगर्भिताम् ।
नितरां चरणस्पृष्टा भुजंगा इव चुक्रुधुः ॥ ६६ ॥

બૌદ્ધો એવી ગર્ભિત તાત્પર્યવાળી આ વાણી સાંભળીને પગવડે સ્પર્શ કરેલા સર્પની પેઠે અત્યંત કોપાયમાન થયા. ૬૬.

छित्वा युक्तिकुठारेण बुद्धसिद्धांतशाखिनम् ।
सतद्ग्रंथेंधनैश्चीर्णैः क्रोधज्वालामवर्द्धयत् ॥ ६७ ॥

પછી ભટ્ટપાદે બુદ્ધ સિદ્ધાંતરૂપી વૃક્ષને યુક્તિરૂપી કોવાડાવડે કાપી નાખ્યો; અને તે બૌદ્ધોના ગ્રંથરૂપી બળતણને એકઠું કરીને તેમના ક્રોધરૂપી અગ્નિની જ્વાલાની વૃદ્ધિ કરી. તાત્પર્ય કે યુક્તિવડે બુદ્ધે કરેલો સિદ્ધાંત ખોટો ઠરાવ્યો તથા તેનાં પ્રમાણ તેમનાજ ગ્રંથોમાંથી આપ્યાં એટલે બૌદ્ધોને પ્રથમ ઉપજેલો ક્રોધ અતિશય વૃદ્ધિ પામ્યો. ૬૭

[1] મૂલમાં सुरभि શબ્દછે, તથી 'સુગંધી જેમ નંદન વનને શોભાવે છે' એમ અર્થ પણ થાય.

[2] રાજાને ઉદ્દેશીને કહેવાની વાણી કોયલ પ્રત્યે કહીછે, તથા અનેક અર્થ વાળી શબ્દોની રચના કરી છે માટે શ્લેષ મૂલક ગૂઢોક્તિ અલંકાર. "गूढोक्तिरन्योद्देश्या गीर्यदन्यं प्रतिकथ्यते" તથા "नानार्थसंश्रयश्श्लेषो वर्ण्यावर्ण्योभयास्पदः" "બીજાને ઉદ્દેશીને કહેલી વાણી જ્યારે કોઈ બીજાનેજ લાગુ પડતી હોય તેમ કહેવું તે ગૂઢોક્તિ અલંકાર." તથા "વર્ણ્ય તથા અવર્ણ્ય બંનેને લાગુ પડે એવા વિવિધ અર્થવાળા શબ્દોની રચના કરવી તેનું નામ શ્લેષાલંકાર. (જુઓ કુ. કા. ૧૫૩ મી તથા કા. ૬૩ મી)

सासभावदनैस्तेषांरोषपाटलकांतिभिः ।
बभौवालातपाताम्रैःसरसीवसरोरुहैः ॥ ६८ ॥

જેમ પ્રાતઃકાલના સૂર્યના તડકાથી કાંઇક રાતાં કમલોવડે તલાવડી શોભે તેમ ક્રોધવડે રાતાં તથા શ્વેત (કાબરચીતરાં) તે બૌદ્ધોનાં મુખવડે તે સભા શોભવા લાગી. સારાંશ કે બધાય બૌદ્ધોનાં મુખ ક્રોધથી રાતાંચોળ થઇ ગયાં હતાં તથા તેમ થવાનું કારણ ભટ્ટપાદ તેમનામાં પ્રાતઃકાલના સૂર્ય જેવા શોભતા હતા. ૬૮.

उपन्यस्यत्सुसाक्षेपंखंडयत्सुपरस्परम् ।
तेषुदातिष्ठन्निर्घोषोभिंदन्निवरसातलम् ॥ ६९ ॥

ભટ્ટપાદ અને બૌદ્ધો એક બીજાના ઉપર આક્ષેપ આણીને પોતાના સિદ્ધાંતનું પ્રતિપાદન કરતા હતા તથા પરસ્પરનાં વચનોનું ખંડન કરતા હતા, તે વખતે તેઓની વચ્ચે જાણે રસાતલને ફોડીને બાહાર નીકળતી હોય તેવી ગર્જના થઇ રહી. ૬૯.

अधःपेतुर्बुधेंद्रेणक्षताःपक्षेषुतत्क्षणम् ।
व्यूढकर्कशतर्केणतथागतधराधराः ॥ ७० ॥

[1]જેમ દેવતાઓના ઇંદ્રે વિસ્તારવાળા અને કઠણ વજ્રવડે પાંખોમાં ક્ષત કરવાથી (મારવાથી) પર્વતો તત્કાલ નીચે પડ્યા હતા, તેમ પંડિતોના ઇંદ્ર (રાજા) ભટ્ટપાદે વિન્યાસ્ત કરેલા (પ્રમાણુમાં યુક્તિપુરઃસર ગોઠવેલા) અને દૃઢ તર્કવડે પક્ષમાં ખંડિત કરેલા બૌદ્ધો પણ નીચે પડ્યા. તાત્પર્ય કે ભટ્ટપાદે પોતાના પ્રબલ તર્કવાદથી બૌદ્ધોનો પક્ષ ઉડાવી દઇને તેમને નીચા પાડ્યા—હરાવ્યા. ૭૦.

ससर्वज्ञपदंविज्ञोऽसहमानइवद्विषाम् ।
चकारचित्रविन्यस्तानेतान्मौनविभूषितान् ॥ ७१ ॥

બુદ્ધનું "[2]સર્વજ્ઞ' એવું નામ છે, તે વિષે કહેછે કે:—પોતાના શત્રુ બૌદ્ધોના સર્વજ્ઞ પદનું જાણે તે વિશેષજ્ઞ ભટ્ટપાદ સહન ન કરી શકતા હોય તેમ તે સર્વે બૌદ્ધોને ચિત્રામણમાં ચીતર્યા હોય તેમ મૌનવડે અલંકૃત કર્યા. તાત્પર્ય કે બૌદ્ધો વાદમાં એવા સજડ થઇ ગયા કે તેમને ઉત્તર આપવાનો ન સૂઝવાથી છાનામાના બોલ્યાવિના બેઠી રહ્યા. ૭૧.

ततःप्रक्षीणदर्पेषुबौद्धेषुवसुधाधिपम् ।
बोधयन्बहुधावेदवचांसिप्रशशंससः ॥ ७२ ॥

પછી એ પ્રમાણે બૌદ્ધોનો ગર્વ નાશ થયો એટલે ભટ્ટપાદે રાજાને બોધ કરવા માંડ્યો તથા અનેક પ્રકારે વેદનાં વચનોની પ્રશંસા કરવા માંડી. ૭૨.

૧ પર્વતને પાંખો હતી અને તે આકાશમાં ઉડતા હતા. તેમની પાંખો ઇંદ્રે વજ્ર વડે કાપી નાખીછે; માત્ર હિમાલયનો પુત્ર મૈનાક સમુદ્રમાં સંતાઇ જવાથી બચ્યો છે, એવી પુરાણમાં કથાછે.

૨ "सर्वज्ञः सुगतो बुद्ध इ०" (અમરકોશ પ્ર૦ કા. શ્લોક ૧૩ મો.)

बभाषेथधराधीशोविद्यायत्तौजयाजयौ ।
यःपातित्वागिरेःश्रृंगादव्ययस्तन्मतंध्रुवम् ॥ ७३ ॥

હવે સુધન્વા રાજા બોલ્યો કે વાદમાં હારવું કે જીતવું તે વિદ્યાને આધીન છે. જે-નામાં વધારે વિદ્યા હોય તે જય પામે અને ઓછી વિદ્યાવાળો પરાજય પામે, એવો નિયમ છે; માટે એ ઉપરથી તત્વનિર્ણય થઈ શકતો નથી. પણ જે પર્વતના શિખર ઉપ-રથી નીચે પડીને નાશ ન પામે તેનું મત સાચું અને જે નાશ પામે તેનું મત ખોટું. ૭૩.

तदाकर्ण्यमुखान्यन्येपरस्परमलोकयन् ॥
द्विजाग्र्यस्तुस्मरन्वेदानारुरोहगिरेःशिरः ॥ ७४ ॥

રાજાનું એવું વચન સાંભળીને સર્વે બૌદ્ધો એક બીજાના મુખ સામું જોવા લાગ્યા; પણ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ભટ્ટપાદ તો પોતાના રક્ષણને અર્થે [1]વેદોનું સ્મરણ કરીને પર્વતના શિખર ઉપર ચઢ્યા. ૭૪.

यदिवेदाःप्रमाणंस्युर्भूयात्काचिन्नमेक्षतिः ॥
इतिघोषयतातस्मान्न्यपातिसुमहात्मना ॥ ७५ ॥

પર્વતના શિખર ઉપર ચઢીને ભટ્ટપાદ બોલ્યા કે,—જો વેદો પ્રમાણ હોય તો મને કાંઈપણ આંચ આવશે નહિ. એ પ્રમાણે બોલવાની સાથે તે અતિ મહાત્મા પુરૂષે પર્વ-તના શિખર ઉપરથી પડતું મેલ્યું. ૭૫.

किमुदौहित्रदत्तेपिपुण्येविलयमास्यिते ।
ययातिश्च्यवतेस्वर्गात्पुनरित्यूचिरेजनाः ॥ ७६ ॥

[2]ભટ્ટપાદને પડતા જોઈને લોકો કહેવા લાગ્યા કે આતે શું પોતાના દૌહિત્ર અષ્ટકા-દિએ આપેલા પુણ્યનો ક્ષય થવાથી યયાતિ રાજા ફરીને પાછો સ્વર્ગમાંથી પડેછે કે કેમ!! ૭૬.

अपिलोकगुरुःशैलात्तूलपिण्डइवापतत् ।
श्रुतिरात्मशरण्यानांव्यसनंनोच्छिनत्तिकिम् ॥ ७७ ॥

તે (ભટ્ટપાદ) લોકમાં ગુરૂ (આચાર્ય-ભારે) છતાં પણ જાણે રૂનો ગોળો હોય તેમ પર્વત ઉપરથી પડ્યા. (રૂનો ગોળો હલકો હોવાથી પૃથ્વી ઉપર પડતાં તેને કશી ઇજા થતી નથી, તેમ ભટ્ટપાદને પણ પૃથ્વી ઉપર પડતાં કશી ઈજા થઈ નહિ એમ કહેવાનું તાત્પર્ય છે.) જે પોતાને શરણે આવે તેમનાં દુઃખનો વેદ શું નાશ નથી કરતા? કરેજ છે. ૭૭.

૧ વેદનું સ્મરણ કરવાનું કારણ એ કે ભટ્ટપાદ વેદને સ્વતઃપ્રમાણ માનતા હતા; તથા તેમાં કહેલાં કર્મ કર-વાથી મુક્તિ થાયછે, એમ તેમનું મત હતું.

૨ ભટ્ટપાદના પતનની યયાતિના પતન રૂપે સંભાવના અહીં કરેલી છે, માટે ઉત્પ્રેક્ષાલંકાર. "भवेत्संभावनोत्प्रेक्षा प्रकृतस्यपरात्मना" "પ્રસ્તુતની અપ્રસ્તુત રૂપે સંભાવના કરવી તે ઉત્પ્રેક્ષાલંકાર" ( સાહિત્ય દ. કારિકા. ૬૮૬ મી જુઓ. )

श्रुत्वातदद्भुतंकर्मद्विजादिग्भ्यःसमाययुः ॥
घनघोषमिवाकर्ण्यनिकुञ्जेभ्यःशिखावलाः ॥ ७८ ॥

જેમ મેઘની ગર્જના સાંભળીને વૃક્ષવેલીઓના કુંજમાંથી મોર નીકળીને બાહાર આવે તેમ ભટ્ટપાદનું એ અદ્ભુત કર્મ સાંભળીને સર્વ દિશાઓમાંથી બ્રાહ્મણો ત્યાં આવવા લાગ્યા. ૭૮.

दृष्ट्वातमक्षतंराजाश्रद्धांश्रुतिषुसंदधे ।
निनिन्दबहुधात्मानंखलसंसर्गदूषितम् ॥ ७९ ॥

રાજાએ ભટ્ટપાદને [1]કાંઈપણ થયું નથી તે જોઈને વેદ ઉપર શ્રદ્ધા ધારણ કરી; અને દુર્જન બૌદ્ધોના સંબંધવડે પોતે દૂષિત થયો માટે પોતાની બહુ નિંદા કરી. ૭૯.

सौगतास्त्वब्रुवन्नेदंप्रमाणंमतनिर्णये ।
मणिमंत्रौषधैरेवंदेहरक्षाभवेदिति ८० ॥

તે જોઈને બૌદ્ધો બોલ્યા કે પર્વત ઉપરથી પડીને અક્ષત રહેવું એ કાંઈ મતનો નિર્ણય કરવામાં પ્રમાણરૂપ ગણાય નહિ; અર્થાત્ એટલા ઉપરથીજ "વેદ પ્રમાણછે" એવું ભટ્ટપાદનું મત સત્ય છે એમ માનવું સપ્રમાણ નથી; કેમકે મણિ, મંત્ર અથવા ઔષધના યોગથી પણ એ રીતે દેહનું તો રક્ષણ થઈ શકે છે. ૮૦.

दुर्विधैरन्यथानीतेप्रत्यक्षेर्थेपिपार्थिवः ।
भ्रूकुटीभीकरमुखःसंधामुग्रतरांव्यधात् ॥ ८१ ॥

આ પ્રત્યક્ષ અર્થ પણ દુર્જન બૌદ્ધોએ ફેરવી નાંખ્યો—પ્રત્યક્ષ દેખાડેલા પ્રમાણનો અર્થ પણ ઉલટો કર્યો તેથી (રાજાને ક્રોધ ઉત્પન્ન થયો અને) ચઢાવેલી ભૃકુટીથી ભયંકર જેનું મુખ થયું છે એવા તે રાજાએ એથી પણ વિશેષ ઉગ્ર પ્રતિજ્ઞા કરી. ૮૧

पृच्छामिभवतःकिंचिद्वक्तुंनप्रभवन्तिये ।
यन्त्रोपलेषुसर्वांस्तान्घातयिष्याम्यसंशयम् ॥ ८२ ॥

તે પ્રતિજ્ઞા આ પ્રમાણે;—રાજાએ કહ્યું કે હું તમને કાંઇક પ્રશ્ન કરૂંછું; તેનો ઉત્તર કરવાને જે સમર્થ નહિ થાય તે સર્વનો પથ્થરના મોટા ઘંટમાં ઘાલીને હું નાશ કરાવીશ, એમાં સંદેહ રાખવો નહિ. ૮૨.

इतिसंश्रुत्यगोत्रेशोघटमाशीविषान्वितम् ।
आनीयात्रकिमस्तीतिपप्रच्छद्विजसौगतान् ॥ ८३ ॥

એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને તે પૃથ્વીપતિએ જેમાં સાપ પૂરીને તેનું મુખ બંધ કર્યું હતું એવો ઘડો મંગાવ્યો; અને બ્રાહ્મણ તથા બૌદ્ધોને પૂછ્યું કે આ ઘડામાં શું છે તે કહો? ૮૩.

૧ કહેછે કે, પડતી વખતે ભટ્ટપાદે 'જો વેદ પ્રમાણ હોય તો' એમ સંદિગ્ધ વચન ઉચ્ચાર્યું હતું માટે તેમની એક આંખ ફૂટી હતી. (ભા. ક.)

वक्ष्यामहेवयंभूपश्वःप्रभातेऽस्यनिर्णयम् ।
इतिप्रसाद्यराजानंजग्मुर्भूसुरसौगताः ॥ ८४ ॥

તે સાંભળીને બ્રાહ્મણ તથા બૌદ્ધોએ રાજાને કહ્યું કે હે રાજન! કાલે સવારે એ ઘડામાં શું છે તેનો નિર્ણય અમે તમને કહીશું; એ પ્રમાણે રાજાને પ્રસન્ન કરીને તેઓ પોતપોતાને સ્થાનકે ગયા. ૮૪.

पद्माइवतपस्तेपुःकंठद्वप्नसपाथसि ।
द्युमणिंप्रतिभूदेवाःसोऽपिप्रादुरभूत्ततः ॥ ८५ ॥

પછી પાણીમાં જેમ કમલો સૂર્યને ઇચ્છીને તપ કરે છે, તેમ તે બ્રાહ્મણોએ પણ ગળાસુધી પાણીમાં જઇને સૂર્યને પ્રસન્ન કરવાની ઇચ્છાથી તપ કરવા માંડ્યું. અને સૂર્યે પણ તેમને પ્રકટ થઇને દર્શન આપ્યું. ૮૫.

संदिश्यवचनीयांशमादिसेन्तर्हितेद्विजाः।।
आजग्मुरपिनिश्चित्यसौगताःकलशस्थितम् ॥ ८६ ॥

"ઘડામાં શેષશાયી વિષ્ણુ છે" એ પ્રમાણે કહેવાના અંશનો ઉપદેશ કરીને સૂર્ય અંતર્ધ્યાન થયા એટલે બ્રાહ્મણો રાજાની સભામાં ગયા; તથા ઘડામાં શું છે તેનો [1]નિશ્ચય કરીને બૌદ્ધો પણ ત્યાં આવ્યા. ૮૬.

ततस्तेसौगताःसर्वेभुजङ्गोस्तीत्यवादिषुः ।
भोगीशभोगशयनोभगवानितिभूसुराः ॥ ८७ ॥

રાજસભામાં ગયા પછી સર્વે બૌદ્ધો એમ કહેવા લાગ્યા કે એ ઘડામાં સર્પ છે. બ્રાહ્મણોએ કહ્યું નાગના રાજા શેષના શરીર ઉપર શયન કરનારા વિષ્ણુ એમાં છે. ૮૭.

श्रुतभूसुरवाक्यस्यवदनंपृथिवीपतेः ।
कासारशोषणम्लानसारसश्रियमाददे ॥ ८८ ॥

બ્રાહ્મણોનું વાક્ય સાંભળીને તે રાજાના મુખે, સરોવર સૂકાઈ જવાથી કરમાઈ ગયેલા કમલની શોભાને ધારણ કરી.—કરમાઈ ગયેલા કમલની પેઠે કરમાઈ ગયું. સારાંશ કે પોતે બૌદ્ધોને ધિક્કારી કાઢ્યા પછી અને બ્રાહ્મણોના વેદધર્મ ઉપર શ્રદ્ધા ધારણ કર્યા પછી પોતાના મનમાં જેમનું વચન સત્ય પડશે એમ દૃઢ હતું તેમનુંજ વચન અસત્ય પડવાનો સમય આવ્યો તે જોઈ રાજાનું મુખ કરમાઈ ગયું; કેમકે ઘડામાં સાપ પૂરેલો છે એનો રાજાને નિશ્ચયજ હતો. ૮૮.

अथप्रोवाचदिव्यावाक्सम्राजमशरीरिणी ।
तुदन्तीसंशयंतस्यसर्वेषामपिशृण्वताम् ॥ ८९ ॥

૧ બ્રાહ્મણોએ ઘડામાંની વસ્તુનો નિશ્ચય દેવનારાધન વડે કર્યો હતો એમ ગ્રંથમાં બતાવ્યું છે; પણ પ્રતિપક્ષીઓએ શી રીતે નીર્ણય કર્યો તે બતાવ્યું નથી. એ ઊપરથી એમ સમજાવવાનો આશયછે કે કોઈ લૌકિક યુક્તિ પ્રયુક્તિથી ઘડામાંની વસ્તુ સર્પછે એમ બૌદ્ધોએ જાણી લીધું હતું.

રાજાનું મુખ કરમાઈ ગયું તે પછી સર્વ સાંભળતાં છતાં રાજાના મનનો સંશય નાશ કરનારી આકાશમાંથી દેવવાણી થઈ; અને તેણે રાજાને કહ્યું કે— ૮૯.

सत्यमेवमहाराजब्राह्मणायद्वभाषिरे ।
माकृथाःसंशयंतत्रभवसत्यप्रतिश्रवः ॥ ९० ॥

હે મહારાજ! બ્રાહ્મણોએ જે કહ્યું છે તે સાચુંજ છે. તેમના વચનમાં સંશય કરીશ નહિ; અને તું પોતાની પ્રતિજ્ઞા પાળીને સત્ય પ્રતિજ્ઞાવાળો થા. તાત્પર્ય કે જેઓ જૂઠા પડે તેમનો નાશ કર. ૯૦.

श्रुत्वाशरीरिणींवाणींददर्शवसुधाधिपः ।
मूर्तिंमधुद्विषःकुंभेसुधामिवसुराधिपः ॥ ९१ ॥

દેવવાણી સાંભળીને રાજાએ ઘડામાં જોયું તો જેમ દેવના રાજા ઇંદ્રે ઘડામાં અમૃત જોયું હતું તે પ્રમાણે વિષ્ણુની મૂર્તિ રાજાએ તેમાં જોઈ. સારાંશ કે અમૃત જોઈને જેમ ઇંદ્ર પ્રસન્ન થાય તેમ વિષ્ણુની મૂર્તિ જોઈને પોતાનું ઇષ્ટ સંપાદન થવાથી તે રાજા પણ પ્રસન્ન થયો. ૯૧.

निरस्ताखिलसंदेहोविन्यस्तेतरदर्शनात् ।
व्यधादाज्ञांततोराजावधायश्रुतिविद्विषाम् ॥ ९२ ॥

રાજાએ પોતે જે ઘડામાં મૂકેલું હતું તેનાથી બીજું (વિષ્ણુરૂપ) તેમાં જોવાથી રાજાના સમગ્ર સંશય નાશ પામ્યા; અને પછી તેણે વેદનો દ્વેષ કરનારા બૌદ્ધોનો વધ કરવાની આજ્ઞા પોતાના સેવકોને કરી. ૯૨.

आसेतोरातुषाराद्रेर्बौद्धानावृद्धबालकम् ।
नहन्तियःसहन्तव्योभृत्यानित्यन्वशान्नृपः ॥ ९३ ॥

રાજાએ સેવકોને એવી આજ્ઞા કરી કે દક્ષિણમાં રામના સેતુ ( સેતુબંધ રામેશ્વર ) પર્યંત અને ઉત્તરમાં હિમાલય પર્વત પર્યંત બાલકથી તે વૃદ્ધલગી સમગ્ર બૌદ્ધોને જે મારો સેવક હણે નહિ, તેને મારે હણવો, (માટે ભરતખંડમાંથી બૌદ્ધોનો સમૂલ નાશ કરવો એવી મારી દૃઢ આજ્ઞા છે.) ૯૩.

કોઈ કહેશે કે એક વખત જેમને પોતાના ગુરૂ કરીને માન્યા હતા એવા ઇષ્ટજન બૌદ્ધોનો નાશ કરવાની રાજાએ કેમ આજ્ઞા કરી હશે ? એ સંદેહ થતો હોય તો—

इष्टोपिदृष्टदोषश्चेद्वध्यएवमहात्मना ।
जननीमपिकिंसाक्षान्नावधीद्भृगुनंदनः ॥ ९४ ॥

[1]પોતાનો ઇષ્ટજન છતાં જો તેનામાં દોષ જોવામાં આવે તો મોટા પુરૂષે તેનો વધ

૧ આ જગોએ પૂર્વે કહેલી બૌદ્ધોના વધ કરવાની આજ્ઞા રૂપ વિશેષનું સમર્થન કરવાને પ્રથમ સામાન્ય ઉક્તિ કહીને પછી પરશુરામ સંબંધી વિશેષ ઉક્તિથી તેનું સમર્થન કર્યું છે, માટે વિકસ્વરાલંકાર. "यस्मिन्विशेषसामान्यविशेषाःसविकस्वरः" "જ્યાં કોઈ વિશેષ ઉક્તિનું સમર્થન કરવા માટે પ્રથમ સમાન્ય ઉક્તિ કહીને પછી વિશેષ ઉક્તિથી તેનું સમર્થન કર્યું હોય ત્યાં 'વિકસ્વરાલંકાર' (કુ. કા. ૧૨૩ ).

કરવોજ જોઇએ; પિતાની આજ્ઞાથી પરશુરામે પોતાની માતાનો પણ વધ શું નહોતો કર્યો ? કર્યોજ હતો. માટે દોષપાત્ર બૌદ્ધોનો નાશ કરવાની રાજાએ આજ્ઞા કરી તે યથાવત્ હતી. ૯૪.

**स्कन्दानुसारिराजेनजैनाधर्मद्विषोहताः ।**
**योगींद्रेणेवयोगघ्राविघ्नास्तत्वावलंबिना ॥ ९५ ॥**

એ પ્રમાણે વેદનો દ્વેશ કરનારા બૌદ્ધોનો નાશ કર્યા પછી વેદનો દ્વેષ કરનારા જૈનોનો પણ નાશ કર્યો, તે વિષે કહેછે કે,—તત્વનું અવલંબન કરનારો કોઈ યોગીંદ્ર યોગનો નાશ કરનારાં વ્યાધિ, સ્ત્યાન, આદિક [1]વિઘ્નોનો જેમ નાશ કરે તેમ, ભટ્ટપાદને અનુસરનારા સુધન્વા રાજાએ વેદધર્મનો દ્વેષ કરનારા જૈનોને પણ હણ્યા. ૯૫.

**हतेषुतेषुदुष्टेषुपरितस्तारकोविदः ।**
**श्रौतवर्त्मतमिस्रेषुनष्टेष्विवरविर्महः ॥ ९६ ॥**

જેમ અંધકાર નાશ થયાપછી સૂર્ય પોતાના તેજને વિસ્તારેછે તેમ, દુષ્ટ બૌદ્ધોનો નાશ થયો એટલે પંડિત ભટ્ટપાદે વેદમાર્ગનો પ્રસાર કરવા માંડ્યો. ૯૬.

**कुमारिलमृगेंद्रेणहतेषुजिनहस्तिषु ।**
**निष्प्रत्यूहमवर्द्धन्तश्रुतिशाखाःसमन्ततः ॥ ९७ ॥**

કુમારિલ—ભટ્ટપાદ રૂપી સિંહે જૈનરૂપી હાથીઓને હણ્યા એટલે પછી કાંઈપણ અટકાવ વિના વેદની શાખાઓ ચારે પાસે વૃદ્ધિ પામવા લાગી. ૯૭.

**[2]प्रागित्थंज्वलभुवाप्रवर्तितेतस्मिन् कर्माध्वन्यखिलविदाकुमारिलेन ।**
**उद्धर्त्तुंभुवनमिदंभवाब्धिमग्नं कारुण्यांबुनिधिरियेषचंडचूडः ॥ ९८ ॥**

અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા સ્વામિ કાર્તિકના અંશાવતાર ભટ્ટપાદે એ પ્રમાણે પ્રમથ આ કર્મ માર્ગની પ્રવૃત્તિ કરી એટલે તે પછી સંસારરૂપી (જન્મ મરણરૂપી) સમુદ્રમાં ડુબેલા આ જગત્નો અદ્વૈત શાસ્ત્રરૂપી નાવવડે ઉદ્ધાર કરવાની ચંદ્રશેખર—મહાદેવે ઇચ્છા કરી. ૯૮.

**इतिश्रीमाधवीयेतदुपोद्घातपरःशुभः ।**
**संक्षेपशंकरजयेसर्गोयंप्रथमोऽभवत् ॥ १ ॥**

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકર દિગ્વિજયમાં ગ્રંથના ઉપોદ્ઘાત વિષે આ સુંદર પ્રથમ સર્ગ સમાપ્ત થયો. ૧.

॥ समाप्तोयं प्रथमःसर्गः ॥

૧ યોગશાસ્ત્રમાં યોગનાશક નવ અંતરાય કહેલા છે. વ્યાધિ, સ્ત્યાન, (જડતા), સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધ ભૂમિકત્વ, અને અનવસ્થિતત્વ. (પાતંજલ યોગદર્શન—સમાધિપાદ સૂત્ર ૩૦ જુઓ)

૨ પ્રહર્ષિણીવૃત્ત. "म्नौज्रौगस्त्रिदशयतिःप्रहर्षणीयम्" म, न, ज, र, ग, એમ તેર અક્ષર તથા ત્રણ અને દસ અક્ષરે જ્યાં વિરામ હોય તે પ્રહર્ષિણીવૃત્ત. (વૃત્તરત્નાકર.)

द्वितियःसर्गः

**ततोमहेशःकिलकेरलेषुश्रीमद्वृषाद्रौकरुणासमुद्रः ।**
**पूर्णानदीपुण्यतटेस्वयंभूलिंगात्मनानंगदृगाविवेश ॥ १ ॥**

ગયા સર્ગમાં કહ્યા પ્રમાણે કર્મ માર્ગની પ્રવૃત્તિ થયા પછી કરૂણાના સમુદ્ર રૂપ અને કામને દહન કરનારા મહેશ્વર કેરલ દેશમાં શ્રીમાન્ વૃષાદ્રી પર્વત ઉપર પૂર્ણા નદીને પવિત્ર કિનારે સ્વયંભૂ જ્યોતિર્લિંગ રૂપે પ્રકટ થયા. ૧.

**तन्नोदितः कश्चनराजशेखरःस्वप्नेमुहुर्दृष्टतदीयवैभवः ।**
**प्रासादमेकंपरिकल्पयसुप्रभंप्रावर्त्तयत्तस्यसमर्हणंविभोः ॥ २ ॥**

તે શંકરની પ્રેરણાથી કોઈક રાજશેખર નામે રાજા, જેણે શંકરનો વૈભવ સ્વપ્નમાં વારંવાર જોયો હતો તેણે એક દેદીપ્યમાન દેવાલય તે જગાએ બંધાવ્યું તથા તે શિવલિંગનું- શંકરનું પૂજન પ્રવર્તાવ્યું. (પૂજન થયા કરે એવી ગોઠવણ તે દેવાલય નિમિત્ત કાંઈ ભૂમિ અર્પણ કરીને કરી, એવો ભાવછે). ૨.

**तस्येश्वरस्यप्रणतार्तिहन्तुःप्रसादतःप्राप्तनिरीतिभावः ।**
**कश्चित्तदाभ्याशगतोग्रहारःकालट्यभिख्योऽस्तिमहान्मनोज्ञः ॥३॥**

તે દેવાલયની સમીપમાં, શરણે આવેલાની પીડાને હરણ કરનાર તે શંકરની કૃપાથી અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, આદિક [1](ઇતિઓથી) બાધાઓથી રહિત, એક સુંદર અને મોટો કાલટિ નામે [2]અગ્રહાર હતો. ૩.

[3]**कश्चिद्विपश्चिदिहनिश्चलधीर्विरेजेविद्याधिराजइतिविश्रुतनामधेयः ।**
**रुद्रोवृषाद्रिनिलयोऽवतरीतुकामोयत्पुत्रमात्मपितरंसमरोचयत्सः ॥ ४ ॥**

આ કાલટિ નામે અગ્રહારમાં નિશ્ચલ બુદ્ધિવાળો કોઇએક પંડિત શોભતો હતો; તથા 'વિદ્યાધિરાજ' એ પ્રમાણે તેનું નામ પ્રખ્યાતિ પામેલું હતું. અવતાર ધારણ કરવાની ઇચ્છા વાળા તે વૃષાદ્રિમાં સ્થાન કરીને રહેલા શંકરે તે પંડિતના પુત્રને પોતાનો પિતા કરવાની રૂચી કરી. અર્થાત્ વિદ્યાધિરાજના પુત્રને ત્યાં પુત્ર થઈ અવતાર ધારણ કરવાની શ્રી શંકરે પોતે ઇચ્છા કરી. ૪.

વિદ્યાધિરાજના પુત્રને ત્યાં શંકરે અવતાર ધારણ કરવાની ઇચ્છા કરી માટે તેટલી તેની યોગ્યતા હોવી જોઇએ, તે જણાવવાને વિદ્યાધિરાજના પુત્રની ઉત્પત્તિ આદિક કહેછે કે,—

**पुत्रोभवत्तस्यपुरात्तपुण्यैःसुब्रह्मतेजाशिवगुर्वभिख्यः ।**
**ज्ञानेशिवोयोवचनेगुरुस्तस्यान्वर्थनामाकृतलब्धवर्णः ॥ ५ ॥**

१ "अतिवृष्टिरनावृष्टिर्मूषिकाःशलभाःशुकाः । अत्यासन्नाश्चराजानःषडेताइतयःस्मृताः" ॥

૧ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, શુક અને ઘણા સમીપમાં આવેલા રાજાઓ, એ છ ઇતિઓ (એ જાતની પીડાઓ) કહેવાય છે. શંકરની કૃપાથી કાલટિમાંથી તે નાશ પામ્યાં હતાં. ૨ અગ્રહાર—બ્રાહ્મણોને બક્ષીસ આપેલી જમીન કે ગામને અગ્રહાર કહેછે. (વિ. કો. પૃ. ૮). ૩ પ્રથમ ચરણમાં શ્ચ જોડાક્ષરની બહુવાર આવૃત્તિ કરી છે માટે વૃત્યનુપ્રાસાલંકાર. "एनेकस्यैनकधा इ०" (સા. દ. કા. ૬૩૫)

તે વિદ્યાધિરાજને પુર્વ જન્મે પ્રાપ્ત કરેલાં પુણ્યવડે અતિશય બ્રહ્મતેજવાળો એક શિવગુરૂ નામે પુત્ર થયો. તે જ્ઞાનમાં શિવના સરખો હતો તથા વાણીમાં ગુરૂ (બૃહસ્પતિ) ના સરખો હતો માટે તેના વિચક્ષણ પિતાએ તેનું નામ જે શિવગુરૂ પાડ્યું હતું તે તેના ગુણને યોગ્યજ પાડ્યું હતું. ૫.

એ પ્રમાણે શિવગુરૂનો જન્મ કહીને હવે તેનું ચરિત કહેછે કે,—

**सब्रह्मचारीगुरुगेहवासीतत्कार्यकारीविहितान्नभोजी ॥**
**सायंप्रभातंचहुताशसेवीव्रतेनवेदंनिजमध्यगीष्ट ॥ ६ ॥**

તે શિવગુરૂએ પછી બ્રહ્મચર્ય ધારણ કરીને ગુરૂને ઘેર નિવાસ કર્યો, તથા ગુરૂના ઘરનાં કાર્ય, ગુરૂની આજ્ઞાથી કરવા લાગ્યો. ભિક્ષા માગી લાવીને તે ગુરૂને નિવેદન કર્યા પછી ગુરૂની આજ્ઞાથી તેનું ભોજન કરવા લાગ્યો. સાયંકાલે તથા પ્રભાતે અગ્નિમાં હોમ કરવા લાગ્યો. એ પ્રમાણે બ્રહ્મચર્યાદિ નિયમ ધારણ કરીને પોતાના વેદનું તેણે અધ્યયન કર્યું. ૬.

**क्रियाद्यनुष्ठानफलोर्थबोधः सनोपजायेतविनाविचारम् ।**
**अधीत्यवेदानथतद्विचारंचकारदुर्बोधतरोहिवेदः ॥ ७ ॥**

ક્રિયા આદિક અનુષ્ઠાન જેનું ફલછે એવો અર્થ બોધ, વિચાર વિના થતો નથી; માટે શિવગુરૂએ વેદ ભણીને પછી તેનો વિચાર (અર્થાદિકનો વિચાર) કર્યો. કેમકે વિચાર વિના વેદના અર્થનો યથાર્થ બોધ થવો દુર્ઘટ છે. ૭.

**वेदेष्वधीतेषुविचारितेर्थेशिष्यानुरागीगुरुराहतंस्म ।**
**अपाठिमत्तःसषडंगवेदोव्यचारिकालोबहुरत्यगात्ते ॥ ८ ॥**

શિવગુરૂએ વેદનું અધ્યયન કર્યું અને અર્થનો પણ વિચાર કર્યો. ત્યારપછી શિષ્યના ઉપર પ્રીતિવાળા આચાર્યે તેને કહ્યું કે છએ [1]અંગ સહિત વેદ તું મારી પાસેથી ભણ્યો તથા તેનો વિચાર પણ કર્યો. અધ્યયન કરવામાં તારો કાલ બહુ વીતી ગયોછે. ૮.

**भक्तोऽपिगेहंव्रजसंप्रतित्वंजनोपितेदर्शनलालसःस्यात् ।**
**गत्वाकदाचित्स्वजनप्रमोदंविधेहिमाताततविलंबयस्व ॥ ९ ॥**

તારી મારા ઉપર યદ્યપિ ભક્તિછે તથાપિ હમણાં તું પોતાને ઘેર જા; કેમકે કદાચિત્ તારાં સંબંધી મનુષ્યોને પણ તારા દર્શનની ઈચ્છા હશે; માટે ઘેર જઈને પોતાનાં સ્વજનને તું આનંદ આપ. હે [2]તાત! વિલંબ ન કર. ૯.

**विधातुमिष्टंयदिहापराण्हेविजानतातत्पुरुषेणपूर्वम् ।**
**विधेयमेवंयदिहश्वइष्टकर्त्तुंतदद्येतिविनिश्चितोर्थः ॥ १० ॥**

કારણ કે આ ક્ષણભંગુર જગત્‌માં જે વસ્તુ પાછલે પોહોરે કરવી જોઈતી હોય તે વસ્તુ, આયુષ્યને ક્ષણભંગુર જાણનારા પુરૂષે પેહેલે પોહોરે કરવી ઘટેછે; અને એજ પ્રમાણે

[1] શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ, એ વેદનાં છ અંગ જાણવાં. [2] શિષ્ય પણ દીકરા જેવો હોવાથી હે તાત! એવું સંબોધન ઘટેછે.

જે કાલે કરવું જોઇતું હોય તે આજ કરવું ઘટેછે. એ વાત નિશ્ચય સમજવી. ૧૦.

**कालोप्तबीजादिहयादृशंस्यात्सस्यंनतादृक्‌विपरीतकालात् ।
तथाविवाहादिकृतंस्वकालेफलायकल्पेतनचेद्वृथास्यात् ॥ ११ ॥**

વળી ખેતરમાં જેમ યોગ્ય કાલે વાવેલા બીજનું કર્ષણ ( ધાન્યાદિ) જેવું થાયછે, તેવું કાલ વિત્યા પછી—સમય બદલાઈ ગયા પછી વાવવાથી થતું નથી, તેમજ યૌવનાદિક અવસ્થામાં—જ્યારે વિવાહનો યોગ્ય કાલ હોયછે ત્યારે વિવાહ કરવાથી તે પુત્રાદિક ફલ આપનારો થાયછે; પણ તે સમય વહી જવા દઇને વિવાહ કરવાથી તે વ્યર્થ થાયછે. ૧૧.

**आजन्मनोगणयतोननुतान्गताब्दा न्मातापितापरिणयंतवकर्तुकामौ ।
पित्रोरियंप्रकृतिरेवपुरोपनीतिं यच्चायतस्तनुभवस्यततोविवाहम् ॥ १२ ॥**

[1]તારૂં લગ્ન કરવાની ઇચ્છાવાળાં તારાં માતાપિતા તારો જન્મ થયો ત્યારથી તારાં ગતવર્ષ ગણ્યા કરેછે ( કે ક્યારે મોટો થાય અને પરણાવીએ). માબાપનો એ સ્વભાવજ છે કે પુત્રને પ્રથમ ઉપવીત આપવું અને તે પછી તેના વિવાહ સંબંધી ચિંતવન કરવું. ૧૨.

**तत्तत्कुलीनापितरः स्पृहयन्तिकामं तत्तत्कुलीनपुरुषस्यविवाहकर्म ।
पिंडप्रदात्पुरुषस्यससंततित्वे पिंडाविलोपमुपरिस्फुटमीक्षमाणाः ॥१३॥**

વળી તે તે કુલવાન પિતૃઓ તે તે કુલવાન પુરૂષના વિવાહ સંબંધી કર્મની યથેચ્છ (અત્યંત) સ્પૃહા કરેછે; તેનું કારણ એમછે કે તે તે કુલવાન પિતૃઓ પોતાને પિંડ આપનાર પુરૂષને સંતતિ હોવાથી આપણા પિંડનો આગળ ઉપર લોપ નહિ થાય એમ સ્પષ્ટ જુએછે—ધારેછે. ૧૩.

**अर्थावबोधनफलोहिविचारएष तच्चापिचित्रबहुकर्मविधानहेतोः ।
तत्राधिकारमधिगच्छतिसद्वितीयः कृत्वाविवाहमितिवेदविदांप्रवादः ॥१४॥**

એટલુંજ નહિ, પણ "સ્ત્રીપુરૂષ બન્નેએ એકઠાં રહીને ધર્મનું આચરણ કરવું" ઇત્યાદિ વેદ વચનથી કર્મ વિધાનમાં સ્ત્રી સહિત પુરૂષનો અધિકાર છે, માટે પણ વિવાહ કરવો આવશ્યક છે. એવું પ્રતિપાદન કરતાં કહેછે કે,—વેદાધ્યયનના વિચારનું ફલ તેના અર્થનું પરિજ્ઞાન થવું એ છે; અર્થ પરિજ્ઞાનનું ફલ નાના પ્રકારના અનેક યજ્ઞનાં કર્મ વિધિ પૂર્વક કરવાં એ છે; અને વિવાહ કરીને સ્ત્રી પરણેલા, સ્ત્રી સહિત પુરૂષને યજ્ઞકર્મમાં અધિકાર પ્રાપ્ત થાયછે, એમ વેદને જાણનારા આચાર્યોનું કહેવુંછે; માટે લગ્ન કરવું આવશ્યકછે.૧૪.

ગુરૂનાં એવાં વચન સાંભળીને શિવગુરૂ કહેછે કે,—

**सत्संगुरो न नियमोस्ति गुरोरधीतवेदोगृहीभवतिनान्यपदंप्रयाति ।**

૧ અહીં સામાન્ય તથા વિશેષ બંનેની ઉક્તિ હોવાથી અર્થાંતરન્યાસાલંકાર. "उक्तिरर्थान्तरन्यासः स्यात्सामान्यविशेषयोः" "જ્યાં સામાન્ય અને વિશેષ બંને ઉક્તિનું કથન કર્યું હોય તેને અર્થાંતર ન્યાસ અલંકાર કહેછે." (કુ. કા. ૧૨૧ જુઓ.)

वैराग्यवान्व्रजतिभिक्षुपदंविवेकीनोचेद्गृहीभवतिराजपदंतदेतत् ॥१५॥

હે ગુરો! આપ કહોછો [1]તે સત્યછે; પણ ગુરૂની પાસેથી વેદાધ્યયન કર્યા પછી શિષ્યે ગૃહસ્થાશ્રમી થવુંજ જોઇએ અને બીજા કોઈ આશ્રમમાં જવું નજ જોઇએ એવો કાંઈ નિયમ નથી. [2]વિવેક, વૈરાગ્ય આદિક સાધન ચતુષ્ટય સંપન્ન પુરૂષ હોય તો [3]બ્રહ્મચર્ય આશ્રમમાંથી સન્યસ્તાશ્રમમાં જાયછે અને વિવેકાદિ સાધનથી સંપન્ન ન હોય તો ગૃહસ્થાશ્રમી થાયછે, એ રાજમાર્ગ છે. ૧૫.

श्रीनैष्टिकाश्रममहंपरिगृह्ययावज्जीवंवसामितवपार्श्वगतश्चिरायुः ।
दंडाजिनीसविमयोवुधजुहृदग्नौवेदंपठन्पाठितविस्मृतिहानिमिच्छन् ॥१६॥

માટે હે સર્વજ્ઞ! [4]નૈષ્ઠિક બ્રહ્મચર્ય ધારણ કરીને લાંબા આયુષ્યવાળો હું દંડ અને મૃગચર્મ ધારણ કરીને, વિનયથી આચરણ કરીને તથા સાંજ સવાર અગ્નિમાં હોમ

૧ બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમી થવું જોઇએ તેના પ્રમાણમાં શ્રુતિઓ છે કે—

"ब्रह्मचर्यंसमाप्यगृहीभवेद्गृहाद्वनीभूत्वाप्रव्रजेत्। तमेतंवेदानुवचनेनब्राह्मणाविविदिषन्तियज्ञेनतंदानेनतपसानाशकेनसहवाआत्मयाजियोवेदइदंमेनेनागंसंक्रियतइदंमेनेनागमुपधीयतेतोविशुद्धसत्वस्तुतंपश्यतिनिष्कलंध्यायमानः। जायमानोवैब्राह्मणस्त्रिभिरृणैर्ऋणवानिति" સ્મૃતિઓ પણ છે કે—

"महायज्ञैश्चयज्ञैश्चब्राह्मीयंक्रियतेतनुः । यस्यैतेऽष्टाचत्वारिंशत्संस्काराः ॥
ऋणानित्रीण्यपाकृत्यमनोमोक्षेनिवेशयेत् । ज्ञानमुत्पद्यतेपुंसांक्षयात्पापस्यकर्मणः"

"બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમી થવું; ગૃહસ્થથી વાનપ્રસ્થ અને તે પછી સન્યસ્ત ધારણ કરવું. તે પરમાત્માને વેદમાં કહેલા યજ્ઞ, દાન અને તપ જે પાપ કર્મનો ક્ષય કરનારાં છે તે વડે બ્રાહ્મણો જાણવાને ઇચ્છે છે. જે એમ જાણેછે એના વડે મારૂં અંગ સંસ્કાર યુકત થાયછે અને એના વડે મારા અંગનું ધારણ થાયછે તેને આત્માયાજી જાણવો. એ રીતે શુદ્ધ સત્વવાળો થયેલો પુરૂષ તે વિક્રિયા રહિત આત્માનું ધ્યાન કરીને તેને જુએ છે. બ્રાહ્મણ જન્મ પામ્યો એટલે તેને (બ્રહ્મ—પિતૃ—દેવઋણ) ત્રણ ઋણ વડે ઋણવાળો થાયછે. (અને તે અદા કરવાને વેદોકત આશ્રમમાં રહીને વેદોકત કર્મ કરવાં જોઈએ, એ ભાવછે.)" "યજ્ઞ અને મહાયજ્ઞો વડે આ બ્રાહ્મણનો દેહ ઉત્પન્ન થાયછે કે જેને વેદમાં કહેલા અડતાળીસ સંસ્કાર લાગુ પડેછે માટે ત્રણ ઋણમાંથી મુકત થઈને મોક્ષમાં મન આરોપણ કરવું. કેમકે વેદોકત કર્મ કરવાવડે જ્યારે પાપ કર્મનો ક્ષય થાયછે ત્યારેજ મનુષ્યોને જ્ઞાન ઉપજે છે." એ પ્રમાણે એ શ્રુતિઓ અને સ્મૃતિઓ એવો બોધ કરેછે કે એક આશ્રમ પછી ક્રમે કરીને બીજા આશ્રમમાં જવું; અને તે આશ્રમમાં રહીને યજ્ઞાદિક કર્મ કરીને ચિત્તની શુદ્ધિ થવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ગુરૂએ એ પ્રમાણે કહેલા વચનને શિવગુરૂએ 'સત્ય છે' એમ અર્ધો અંગિકાર કરીને કહ્યું કે, 'એવો કાંઈ નિયમ નથી. ઇ૦'

૨ વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, અને મુમુક્ષતા, એ સાધન ચતુષ્ટય.

૩ "ब्रह्मचर्यादेवप्रव्रजेद्गृहाद्वावनाद्वाप्लवाह्येतेअदृढायज्ञरूपाः ।
नकर्मणानप्रजयाधनेनत्यागेनैकेऽमृत्वमानशुः" ॥

ઇત્યાદિ શ્રુતિઓના અનુરોધે કરીને મધ્યમ અધિકારીનેજ ક્રમનો નિયમ છે; પણ તીવ્ર વૈરાગ્ય વાળા અને શુદ્ધ સત્ત્વવાળા મુખ્યાધિકારીને આશ્રમાંતરમાં જવાના ક્રમનો કાંઈએ નિયમ કરેલો નથી. એ શ્રુતિનો એવો અર્થ છે કે "બ્રહ્મચર્યમાંથી સન્યસ્ત લેવું, અથવા ગૃહસ્થાશ્રમમાંથી, અથવા વાનપ્રસ્થ આશ્રમમાંથી સન્યસ્થ લેવું. કેમકે યજ્ઞરૂપ નાવ દૃઢ નથી; કર્મવડે, પ્રજાવડે, કે ધનવડે મોક્ષ મળતો નથી; પણ એકલા ત્યાગવડેજ અમૃત વા મોક્ષ પ્રાપ્ત થાયછે"

૪ મરતાં સુધી બ્રહ્મચર્ય ધારણ કરવાના નિયમને નૈષ્ઠિક બ્રહ્મચર્ય કહેછે.

કરીને જીવતાં સુધી તમારી પાસે રહીશ અને વેદ ભણીશ તથા ભણેલા વેદની વિ-સ્મૃતિ ન થાય તેમ કરીશ. તાત્પર્યકે તમારી પાસે નિરંતર રહેવાથી મારૂં વેદાધ્યયન નાશ નહિ પામે, પણ બ્રહ્મચર્ય વડે મારા આયુષ્ય આદિકની વૃદ્ધિ થશે, માટે ગૃહસ્થાશ્રમ કરવો મને પ્રીતિકર નથી. ૧૬

**दारग्रहोभवतितावदयंसुखाययावत्कृतोऽनुभवगोचरतांगतःस्यात् ॥**
**पश्चाच्छनैर्विरसतामुपयातिसोयं किंनिन्हुषेत्वमनुभूतिपदंमहात्मन् ॥१७॥**

હે ગુરો! આપ એમ કહેશો કે અતિ સુખકર [1]દારગ્રહણ પડયું મૂકીને અતિ દુઃખકર નૈષ્ઠિકાશ્રમનો તું શામાટે અંગીકાર કરેછે? તો,—જ્યાં સુધી સ્ત્રીસંગ્રહ (લગ્ન કરવું) અનુભવ ગોચર થયો નથી ત્યાં લગીજ તે સુખકર છે એમ લાગેછે; પણ એક સ્ત્રી પરણ્યા એટલે પછી તે વિરસપણાને પામે છે—તેમાં સુખાસ્વાદ જણાતો નથી. હે મહાત્મન્! આપ એ વસ્તુનો અનુભવ કરીને હવે શા માટે તેનો મારા આગળ નિષેધ કરોછો? ૧૭.

**यागोपिनाकफलदोविधिनाकृतश्चेत्प्रायःसमग्रकरणंभुविदुर्लभंतत् ।**
**वृष्ट्यादिवन्नहिफलंयदिकर्मणिस्यादिष्टायथोक्तविरहेफलदुर्विधत्वम् ॥१८॥**

આપ એમ કહેશો કે દારગ્રહણ કરવાથી તને આ લોકમાં સુખ નહિ મળે તો આવ્યું; પરલોકનું સુખ તો મળશેજ: તો,—યજ્ઞ પણ વિધિ પ્રમાણે કર્યો હોય તોજ સ્વ-ર્ગનું ફલ આપેછે. પણ સમગ્ર વિધિ પ્રમાણે તેવો યજ્ઞ કરવો બહુધા આ પૃથ્વી ઉપર દુર્લભછે; અને તેમ કર્યા વિના તેથી પ્રાપ્ય ફલ મળતું નથી. કેમકે વૃષ્ટિ આદિક ફલના હેતુથી જો યજ્ઞ કરવામાં આવે પણ તે યજ્ઞનો વિધિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમગ્ર ન બની આવે તો તે વૃષ્ટિ આદિક ફલ થતું નથી. અને એજ પ્રમાણે પરલોક સંબંધી સુખની આશા પણ વ્યર્થ થાયછે. ૧૮.

દારગ્રહણથી કેવલ સુખ નથી મળતું એટલુંજ નથી, પણ અત્યંત દુઃખ પણછે. કેમકે—

**निःस्वोभवेद्यदिगृहीनिरयोसनूनमूभोक्तुंनदातुमपियःक्षमतेऽणुमात्रम् ।**
**पूर्णोपिपूर्तिमाभिमन्तुमशक्नुवन्योमोहेनशंनमनुतेखलुतत्रतत्र ॥ १९ ॥**

જો કદાપિ ગૃહસ્થાશ્રમી થઇને તે નિર્ધન હોય તો પછી તે ધનાદિક ભોગવવાને કે બીજાને દાનાદિ આપવાને પણ અણુમાત્ર સમર્થ થતો નથી, માટે તે નિશ્ચય નરક વેદના ભોગવેછે. (આપ કહેશો કે તું તો શ્રીમંતના કુલમાં ઉત્પન્ન થયેલોછે માટે તારે તો તે દુઃખ નથી, તો) ધનવાન પૂર્ણ છતાં પણ પોતાને [2]સંપૂર્ણ માની શકતો નથી,

[1] સ્ત્રી પરણવી.

[2] કહ્યું છે કે—"नजातुकामः कामानामुपभोगेनशाम्यति । हविषाकृष्णवर्त्मेवभूयएवाभिवर्द्धते" વળી "यान्येतानिदुरंतानिदुर्जराण्युन्नतानिच । तृष्णावल्ल्याःफलानिहतानिदुःखानिराघव ॥ यावतियावतिजंतोरिच्छोदेतियथायथा । तावतीतावतीदुःखबीजमुष्टिःप्ररोहति"

અને તે તે વિષયમાં મોહવડે કરીને સુખ પણ માની શકતો નથી, માટે તે નિશ્ચય નારકી થાયછે. તાત્પર્ય કે—વિષયની પ્રાપ્તિ થવાથી પણ તૃષ્ણાની નિવૃત્તિ થતી નથી, માટે સર્વે અનર્થની બીજભૂત તૃષ્ણાવડે જેનું ચિત્ત વ્યાપ્ત થયેલું છે તેવા ગૃહસ્થાશ્રમી પુરૂષને સુખની પ્રાપ્તિ થતી નથી। પણ દુઃખની પ્રાપ્તિ થાયછે, માટે તેજ નારકીપણુંછે.૧૯.

**यावत्सुसत्सुपरिपूर्तिरथो अमीषां साधो गृहोपकरणेषु सदा विचारः ।**
**एकत्र संहतवतः स्थितपूर्वनाशस्तच्चापयाति पुनरप्यपरेण योगः ॥ २० ॥**

હે સાધો! એ કારણથી ઘર ચલાવવાને કેટલું સાહિત્ય મેળવવાથી આ સંબંધી જનોની પરિપૂર્ણતા થાશે એ વિષયનો ગૃહસ્થ પુરૂષને સદા વિચાર થયા કરેછે. (કેમકે તૃપ્તિ તો છેજ નહિ). અને એટલા માટે તે [1]ગૃહોપકરણ એકઠું કરી તેનો સંચય કરે છે એટલામાં તેની પેહેલાં જે સંચય કરેલો હોયછે તેનો નાશ થાયછે, વળી નવો સંચય પણ જતો રહેછે, અને બીજો સંચય કરવાની જરૂર પડેછે. એ રીતે ગૃહસ્થાશ્રમમાં સદા દુઃખજ હોયછે. ૨૦

**एवं गुरौ वदति तज्जनको निनीषुरागच्छदत्र तनयं स्वगृहे गृहेशः ।**
**तेनानुनीय बहुलं गुरवे प्रदाप्य यत्नान्निकेतनमनायि गृहीतविद्यः ॥ २१ ॥**

એ પ્રમાણે શિવગુરૂ કહેતો હતો તે સમયે તેનો પિતા પોતાના ઘરનો ( કુટુંબનો ) મુખ્ય—વિદ્યાધિરાજ પોતાના પુત્રને ઘેર તેડી જવાની ઇચ્છાથી ત્યાં આવ્યો; અને તેણે બહુ વિનય કરીને શિવગુરૂ પાસે તેના ગુરૂને ઘણું દક્ષિણાદ્રવ્ય અપાવીને વિદ્યા ભણેલા પોતાના તે પુત્રને યત્ને કરીને ઘેર તેડી ગયો. ૨૧.

**गत्वा निकेतनमसौ जननीं ववंदे सालिंग्य तद्विरहजं परितापमौज्झत् ।**
**प्रायेण चंदनरसादपि शीतलं तद्यत्पुत्रगात्रपरिरंभणनामधेयम् ॥२२॥**

શિવગુરૂ પોતાને ઘેર જઇને પોતાની માતાને પગે લાગ્યો તથા માતાએ પણ તેને ભેટીને તેના વિરહજન્ય પરિતાપનો ત્યાગ કર્યો; પુત્રના શરીરનું આલિંગન જેનું નામછે તે વિશેષે કરીને ચંદનના રસથી પણ વધારે શીતલ છે.[2] ૨૨.

**श्रुत्वा गुरोः सदनतश्चिरमागतं तं तद्बंधुरागमदथत्वरितेक्षणाय ।**
**प्रत्युद्गमादिभिरसावपि बंधुतायाः संभावनां व्याधित वित्तकुलानुरूपाम् ॥२३॥**

"કામનું સેવન કરવાથી કામ કોઈ વખત શાંત થતો નથી, પણ ઘનવડે (હવિષ્ વડે) જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ તે ફરીને પાછો વૃદ્ધિજ પામે છે." "સંસારમાં જે કાંઈ અપાર, દુર્જર અને ઉન્નત છે, હે રાવ ! તે સર્વે તૃષ્ણારૂપી વેલનાં ફલ છે અને તે દુઃખરૂપ છે. પ્રાણીને જેટલી જેટલી ઈચ્છાઓ જેમ જેમ ઉત્પન થાય છે, તેટલી તેટલી દુઃખનાં બીજની મુષ્ટિઓ વાલવામાં આવે છે અને તે કાળે કરીને દુઃખ રૂપી ફલ રૂપે ફલે છે."

૧ ગૃહોપકરણ—ઘર ચલાવવાનું સાહિત્ય—ધનધાન્યાદિ.

૨ શિવગુરૂનું આલિંગન કરીને માતાને શીતલતાને પ્રાપ્ત થઈ એ વિશેષ અને પુત્રનું આલિંગન શીતલ છે એ સામાન્ય, બંને ઉકિતનું અહીં કથન કરવાથી 'અર્થાંતર ન્યાસાઅલંકાર 'उक्तिरर्थांतरन्यासः स्यात्सामान्यविशेषयोः' " સામાન્ય અને વિશેષ બંને ઉકિતનું કથન કરવું તેનું નામ અર્થાંતર ન્યાસાલંકાર ' (કુ. કા, ૧૨૧)

શિવગુરૂ ગુરૂને ઘેરથી ઘણે દહાડે આવ્યોછે તે સાંભળીને તેનાં સગાં સંબંધી તેને મળવાને વેહેલાં આવવા લાગ્યાં; શિવગુરૂએ પણ પોતાના સંબંધી વર્ગને આવતા જોઈને ઉઠી સામા જઈને તથા પ્રણામઆદિ કરીને પોતાના કુલને તથા દ્રવ્યને અનુરૂપ તેમનું સન્માન કર્યું. ૨૩.

**वेदेपदक्रमजटादिषुतस्यबुद्धिंसंवीक्ष्यतज्जनयिताबहुशोप्यपृच्छत् ।**
**यस्याभवत्प्रथितनामवसुंधरायांविद्याधिराजइतिसंगतवाच्यमस्य ॥ २४॥**

પછી—વિદ્યાધિરાજરૂપ વાચ્ય જેને સારી રીતે લાગુ પડેછે એવું જેનું વિદ્યાધિરાજ નામ પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલું છે તે પિતાએ પોતાના પુત્ર શિવરૂગુની વેદના પદ, ક્રમ, જટા, શિખા, ઘન, આદિકમાં બુદ્ધિ જોઈને તે સંબંધી ઘણાક પ્રશ્ન કર્યા. ૨૪.

**भाट्टेनयेगुरुमतेकणभुङ्मतादौप्रश्नंचकारतनयस्यमतिंबुभुत्सुः ।**
**शिष्योप्युवाचनतपूर्वगुरुःसमाधिंपित्रोदितःस्मितमुखोहसितांबुजास्यः ॥२५**

પોતાના પુત્રની બુદ્ધિને જાણવાની ઈચ્છાવાળા તેના પિતાએ તેને ભટ્ટપાદના સિદ્ધાંત વિષે, પ્રભાકરના મત વિષે, કણાદના મત વિષે અને બીજા ગૌતમ,, કપિલ, પતંજલ આદિક આચાર્યોના મત વિષે પ્રશ્ન કર્યા; પિતાએ પૂછ્યા ઉપરથી જેનું મંદ હાસ્યવાળું મુખ એજ કાંઈક ( લગાર ) ખીલેલું કમલ છે એવા શિવગુરૂએ પણ પ્રથમ પોતાના વિદ્યાગુરૂને પ્રણામ કરીને પિતાના તે તે પ્રશ્નોનું સમાધાન કર્યું—યથાર્થ ઉત્તર આપ્યા. ૨૫.

**वेदेषशास्त्रेचनिरीक्ष्यबुद्धिंप्रश्नोत्तरादावपिनैपुणींताम् ।**
**दृष्ट्वातुतोषातितरांपितास्यस्वतःसुखायाकिमुशास्त्रतोवाक् ॥**

પોતાના પુત્રની વેદ અને શાસ્ત્રમાં બુદ્ધિ જોઈને તથા પ્રશ્નોત્તરમાં એટલે પોતાના મતનું સ્થાપન કરવામાં અને અન્યમતનું ખંડન કરવામાં તેની નિપુણતા જોઈને તેનો પિતા અત્યંત સંતોષ પામ્યો. કેમકે જે (પુત્રની) વાણી શાસ્ત્ર વિનાની છતાં પણ સ્વભાવે કરીનેજ સુખ ઉપજાવનારી હોયછે તે વાણી વળી શાસ્ત્ર સહિત હોય તો તે સુખ ઉપજાવે એમાં શું [1]આશ્ચર્ય? ૨૬.

**कन्यांप्रदातुमनसोबहवोऽपिविप्रास्तन्मंदिरंप्रतिययुर्गुणपाशकृष्टाः।**
**पूर्वांविवाहसमयादपितस्यगेहंसंबंधवात्किलबभूववरीतुकामैः ॥२७॥**

વિદ્યાધિરાજના પુત્ર શિવગુરૂના ગુણરૂપી પાશે કરીને ખેંચાયલા ઘણાક બ્રાહ્મણો તેને કન્યા આપવાની ઈચ્છાથી તેને ઘેર આવ્યા. (હમણા આવ્યા એમજ કાંઈ નહોતું; પણ) વિવાહકાલની પેહેલાં પણ વિદ્યાધિરાજના તે પુત્રનો વિવાહ સંબંધ કરી મૂકવાની

[1] કાવ્યાર્થાપત્તિ અલંકાર 'कैमुत्येनार्थसंसिद्धिःकाव्यार्थापत्तिरिष्यते' "જ્યાં કૈમુત્ય ન્યાયે કરીને અર્થની સિદ્ધિ વર્ણવી હોય ત્યાં કાવ્યાર્થાપત્તિ અલંકાર જાણવો. (કુ. કા. ૧૧૯ મી જુઓ.)

ઇચ્છાવાળા પુરૂષોથી તેનું ઘર સંબંધવાળું હતું. અર્થાત્ વિવાહ કરનારા પુરૂષોએ આગળથી આવી આવીને [1]સંબંધ કરી મૂક્યા હતા. ૨૭.

**बह्वर्थदायिषुबहुष्वपिसत्सुदेशेकन्याप्रदातृषुपरीक्ष्यविशिष्टजन्म ।**
**कन्यामयाचतसुतायसविप्रवर्योविप्रंविशिष्टकुलजंप्रथितानुभावः ॥२८॥**

તે દેશમાં ઘણું [2]ધન આપે એવા ઘણા જણ કન્યા આપનારા હતા તેમ છતાં પ્રખ્યાત મહિમાવાળા વિપ્રવર્ય વિદ્યાધિરાજે ઉત્તમ કુલની પરીક્ષા કરીને તેવાં ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા મઘપંડિત નામે બ્રાહ્મણની કન્યાની પોતાના પુત્રને અર્થે યાચના કરી, ૨૮.

**कन्यापितुर्वरपितुश्चविवादआसीदित्थंतयोःकुलजुषोःप्रथितोरुभूम्नोः ।**
**कार्यस्त्वयापरिणयोगृहमेत्यपुत्रीमानीयसद्मतनयायसुताप्रदेया ॥२९॥**

પછી—જેમનો પુષ્કલ વૈભવ પ્રસિદ્ધ છે એવા કુલવાન કન્યાના પિતા તથા વરના પિતા, એ બન્ને વચ્ચે આવો વિવાદ ઉત્પન્ન થયો; કે કન્યાના બાપે કહ્યું કે તમારે તમારા પુત્રને લઇને મારે ઘેર આવીને પરણાવી જવો. ત્યારે વરના બાપે કહ્યું કે તમારે તમારી પુત્રીને મારે ઘેર આણીને મારા પુત્ર સાથે પરણાવવી. ૨૯.

**संकल्पिताद्विगुणमर्थमहंप्रदास्येमद्गेहमेत्यपरिणीतिरियंकृताचेत् ॥**
**अर्थंविनापरिणयंद्विजकारयिष्येपुत्रेणमेगृहगतायदिकन्यकास्यात् ॥३०॥**

કન્યાના બાપે કહ્યું કે જો વરને મારે ઘેર લાવીને તેનું લગ્ન કરશો તો જેટલું દ્રવ્ય આપવાનો મેં સંકલ્પ કર્યોછે તેથી બમણું દ્રવ્ય હું આપીશ. કે હે દ્વિજ ! મારે ઘેર કન્યા લાવીને જો તેને મારા પુત્ર સાથે પરણાવશો તો હું કાંઇપણ દ્રવ્ય લીધા વિના મારો છોકરો પરણાવીશ. ૩૦.

**कश्चित्सुतस्याःपितरंबभाणमिथःसमाहूयविशेषवादी ।**
**अस्मासुगेहंगतवत्स्वमुष्मैविगृह्यकन्यामपरःप्रदद्यात् ॥ ३१ ॥**

એમ વાંધો પડ્યો એટલે કોઇક વિશેષ વાદી પુરૂષે કન્યાના પિતાને એકાંતમાં બોલાવીને કહ્યું કે આપણે અહીંથી ઘેર જઇશું એટલામાં આપણી તથા વરના બાપની વચ્ચે કોઈ બીજો પુરૂષ ભેદ પડાવીને પોતાની કન્યા તેના પુત્રને આપી દેશે. અને એમ થવાથી આપણો હેતુ સિદ્ધ થશે નહિ. માટે કન્ય અહિ લાવીને પરણાવવી એજ ઠીકછે. ૩૧.

**तेनानुनीतोवरतातभाषितंद्विजोनुमेनेवररूपमोहितः ।**
**दृष्टोगुणःसंविरणायकल्पतेमंत्रोभिजापाश्चिरकालभावितः ॥३२ ॥**

[1] માગાં કરી મૂકયાં હતાં. [2] વર કુલવાન હોય તો તેને આપવાનું ધન જેને 'ગજવું' કહેછે તેવું ધન.

એ પ્રમાણે કોઈ વિશેષ વાદી પુરૂષે [1]અનુનય પમાડેલો મધપંડિત વરના રૂપથી મોહિત થયેલો હતો માટે તેણે વરના પિતાનું કહેવું માન્ય કર્યું. કેમકે, (જેમ) બહુકાલ સુધી અભ્યાસ કરેલો મંત્ર જેમ વરદાન આપવાને યોગ્ય થાયછે, (તેમ) જેમાં ગુણ જોવામાં આવ્યોછે તે પણ વરવાને યોગ્ય થાયછે.[2] ૩૨.

विद्याधिराजमधपण्डितनामधेयौसंप्रत्ययंव्यतनुतामभिपूज्यदैवं ।
सम्यङ्मुहूर्तमवलंब्यविचारणीयामौहूर्तिकाइतिपरस्परमूचिवांसौ ॥३३॥

વિદ્યાધિરાજ અને મધપંડિત નામે બન્ને ગૃહસ્થોએ સારૂં મુહૂર્ત જોઈને ગણપતિ આદિક પોતાના કુલદેવતાનું પૂજન કરીને વાગ્દાનરૂપી સંપ્રત્યય (ઠરાવ—કબૂલત) કર્યો, તથા હવે આપણે મુહૂર્ત જાણનાર જોશિયોને બોલાવીને લગ્નનો દિવસ નિશ્ચય કરવો એ પ્રમાણે પરસ્પર તેમણે કહ્યું. ૩૩.

उद्वाह्यशास्त्रविधिनाविहितेमुहूर्तेतौसंमुदंबहुमवापतुराप्तकामौ ।
तत्रागतोभृशममोदतबंधुवर्गःकिंभाषितेनबहुनामुदमापवर्गः ॥३४॥

પછી જોશિયોએ ઠરાવેલ મુહૂર્તે વિદ્યાધિરાજ અને મધપંડિતે પોતાનાં સંતાનનો વિવાહ કરીને પોતાનો મનોરથ સિદ્ધ કર્યો તથા તેઓ અતિ આનંદ પામ્યા. તેમજ ત્યાં આવેલા સર્વે સગાવાહાલાં પણ અત્યંત આનંદ પામ્યા. બહુ કહેવાથી શું થાય? બાંધવ વર્ગ અને અબાંધવ વર્ગ, સર્વ કોઈ આનંદ પામ્યા. ૩૪.

तौदंपतीसुवसनौशुभदंतपंक्तीसंभूषितौविकासितांबुजरम्यवक्त्रौ ।
सव्रीडहासमुखवीक्षणसंप्रहृष्टौदेवाविवापतुरनुत्तमशर्मनित्यम् ॥३५॥

[3]સતી અને શીવગુરૂ એ બે સ્ત્રી પુરૂષ—સારા વસ્ત્ર પેહેરેલાં છે—જેમની સુંદર દંતપંક્તિ શોભેછે—જેમણે અલંકાર ધારણ કર્યાંછે—ખીલેલાં કમલ સરખાં રમણિક જેમના મુખછે—જેઓ લજ્જા સહિત હાસ કરીને એકબીજાનું મુખ જોઈને આનંદ પામે છે તે બન્ને—દંપતિ પાર્વતી અને શિવની પેઠે નિરંતર અત્યંત ઉત્તમ સુખ પામવા લાગ્યાં.૩૫.

अग्नीनथाधितमहोत्तरयागजातंकर्त्तुंविशेषकुशलैःसहितोद्विजेशः ॥
तत्तत्फलंहियदनाहितहव्यवाहःस्यादुत्तरेषुविहितेष्वपिनाधिकारी ॥३६॥

ગૃહસ્થાશ્રમ ધારણ કર્યા પછી કરવાના અને તે તે ફલને આપનારા મોટા યજ્ઞો કરવાના હેતુથી તે તે યાગ કરવાના વિધિ-વિશેષમાં કુશલ ઋત્વિજો સહિત શિવગુરૂએ વિવાહ કર્મ થયા પછી અગ્નિનું આધાન કર્યું—અગ્નિહોત્ર ધારણ કર્યું. કેમકે જેણે અગ્ન્યાધાન કર્યું નથી તે, ગૃહસ્થાશ્રમ ધારણ કર્યા પછી કરવાના [4]વિહિત યજ્ઞોમાં અધિકારી થતો નથી. ૩૬.

૧ પોતાના કહેવા પ્રમાણે સ્વીકાર કરાવેલો. ૨ વાચક લુપ્તોપમાલંકાર. "लुप्तासामान्यधर्मादेरेकस्यवय दिवाद्वयोःमयाणांवानुपादाने." "સામાન્યધર્મ, વાચક, ઉપમય, કે ઉપમાન એમાંથી ક્રમે તે ત્રણનો કે બેનો કે એકનો જ્યાં લોપ કરીને કથન કર્યું હોય ત્યાં લુપ્તોપમાલંકાર થાયછે" અહીં (જેમ—તેમ) વાચકનો લોપછે માટે વાચકલુપ્તા ઉપમા. ૩ મધ પંડિતની કન્યાનું નામ સતી હતું. ૪ જે કરવાની શાસ્ત્રે આજ્ઞા કરેલી છે તે.

यागैरनेकैर्बहुवित्तसाध्यैर्विजेतुकामोभुवनान्ययष्ट ।
व्यस्मारिदेवैरमृतंतदाशैर्दिनेदिनेसेवितयज्ञभागैः ॥ ३७ ॥

અગ્નિ ધારણ કર્યા પછી—સ્વર્ગાદિ ભુવનને જીતવાના હેતુથી (સ્વર્ગાદિ ફલ પ્રાપ્ત થવા માટે) શિવગુરૂએ ઘણા દ્રવ્યવડે જે કરી શકાય એવા અનેક યજ્ઞ કરીને દેવોનું પૂજન કર્યું; એટલા બધા તેણે યજ્ઞ કર્યા કે દિવસે દિવસે (નિત્ય નિત્ય) યજ્ઞ ભાગ દેવોને પ્રાપ્ત થવા લાગ્યા તેનું બલિદાન લેઈ લેઇને તેમણે અમૃતને પણ વિસારી મૂક્યું. (અથવા તે તે યજ્ઞ ભાગની આશાથી તેમણે અમૃતને વિસારી મુક્યું એમ પણ અર્થ [1]થાય)૩૭.

संतर्पयंतंपितृदेवमानुषांस्तत्तत्पदार्थैरभिवांछितैःसह ।
विशिष्टवित्तैःसुमनोभिरंचितंतंमेनिरेजंगमकल्पपादपम् ॥३८॥

શિવગુરૂ તે તે અભિલાષિત પદાર્થો વડે પિતૃ, દેવ અને મનુષ્યોને તેમની અભિલાષા પૂર્ણ કરીને તૃપ્ત કરતો હતો, તેથી તેઓ તેને વિશિષ્ટ સામર્થ્યવાળા દેવોએ પૂજેલો અથવા વિશિષ્ટ દ્રવ્યરૂપ પુષ્પોથી વ્યાપ્ત અથવા વિશિષ્ટ વિદ્યારૂપ વિત્તવાળા પંડિતોએ પૂજેલો જંગમ કલ્પવૃક્ષ માનતા [2]હતા. ૩૮.

परोपकारव्रतिनोदिनेदिनेव्रतेनवेदंपठतोमहात्मनः ॥
श्रुतिस्मृतिप्रोदितकर्मकुर्वतःसमाव्यतीयुर्दिनमासंमिताः॥३९॥

તે નિત્ય પ્રત્યે પરોપકાર કરવાનું વ્રત લઇ બેઠો હતો તથા નિયમ રાખીને તે મહાત્મા વેદનું પઠન કરતો હતો; તેમજ શ્રુતિ અને સ્મૃતિએ આજ્ઞા કરેલાં કર્મ પણ તે નિરંતર કરતો હતો. એ પ્રમાણે કરતાં કરતાં દિવસ અને માસની ગણતીથી ગણતાં કેટલાંક વર્ષ વિતી ગયાં. ૩૯.

रूपेषुमारःक्षमयावसुंधराविद्यासुवृद्धोधनिनांपुरःसरः ।
गर्वानभिज्ञोविनयीसदानतःसनोपलेभेतनयाननंजरन् ॥४०॥

તે (શિવગુરૂ) રૂપમાં કામદેવ રૂપ, ક્ષમામાં પૃથ્વીરૂપ, વિદ્યામાં સર્વોત્તમ, અને ધનવાળાઓમાં અગ્રણી હતો; એવો છતાં પણ તે ગર્વમાં તો સમજતોજ નહોતો, વિનયવાળો હતો અને સર્વદા નમ્ર હતો. એવો તે શિવગુરૂ વૃદ્ધ થવા આવ્યો પણ તેને પુત્રનું મુખ દીઠું નહિ—અર્થાત્ તેને કાંઈ સંતાન થયું [3]નહોતું. ૪૦.

૧ અમૃતનું વિસ્મરણ દેવને થવું સંભવિત નથી તથાપિ 'તે થયું' એમ વર્ણવવાથી યોગમાં અયોગનો સંબંધ કવિએ કરી બતાવ્યો છે માટે અતિશયોક્તિ અલંકાર."योगेप्ययोगोऽसंबंधातिशयोक्तिरितीर्यते" (કુવ. કા. ૩૯.) યોગમાં પણ જ્યાં અયોગ વર્ણાય તેને સંબંધાતિશયોક્તિ કહેછે. એવો અર્થછે. ૨ સ્વર્ગમાં રહેલો કલ્પવૃક્ષ જંગમ છે એવો વિરોધ બતાવવાથી વ્યતિરેકાલંકાર. "व्यतिरेकोविशेषश्चेदुपमानोपमेययोः" "ઉપમાન અને ઉપમેય એ બન્નેમાંથી એકાદમાં કાંઈ વિશેષણ વર્ણાય ત્યાં વ્યતિરેકાલંકાર." (કુવ. શ્લો. ૫૯.)

૩ આ જગોએ એકજ પુરૂષનો વિષય લેઈ કરીને ઘણે પ્રકારે ઉલ્લેખ કર્યો છે માટે ઉલ્લેખાલંકાર "एकेनबहुधोल्लेखेप्यसौविषयभेदतः" "એકજ વસ્તુનો ઘણે પ્રકારે વિષય લેઈ કરીને ઉલ્લેખ કરવામાં આવે ત્યાં પણ ઉલ્લેખાલંકાર જાણવો." (કુ. કા. શ્લો. ૨૨.)

गावोहिरण्यंबहुसस्यमालिनीवसुंधराचित्रपदंनिकेतनम् ।
संभावनाबंधुजनैश्चसंगमोनपुत्रहीनंबहवोप्यमूमुहन् ॥४१॥

ગાયો, સુવર્ણાદિક દ્રવ્ય, અનેક ધાન્યના છોડની જેણે માલા (પંક્તિ) ધારણ કરીછે એવી પૃથ્વી, આશ્ચર્યનું સ્થાન એવું ઘર, લોકસમુદાયમાં સંભાવના ( માનપ્રતિષ્ઠા ), અને બંધુજન સાથે સમાગમ, એ સર્વે મળીને ઘણાં વાનાં છતાં પણ તે પુત્ર વિનાના શિવગુરૂને મોહ પમાડી શક્યો નહિ. અર્થાત્ પુત્ર વિના તે સર્વે તેને સુખકર લાગતાં નહોતાં.[1] ૪૧.

अस्यामजातागमसंततिश्चेच्छरद्यवश्यंभवितोपरिष्टात् ।
तत्राप्यजातातत्तउत्तरस्यामेवंसकालंमनसानिनाय ॥४२॥

આ ઋતુમાં મને સંતતિ ન પ્રાપ્ત થઇ તો આવતી શરદઋતુમાં તો અવશ્ય થશે; તેમાં પણ ન થઈ તો તે પછીની હેમંતઋતુમાં થશે એ પ્રમાણે: મનોરથ અંતઃકરણમાં રાખી રાખીને તે કાલ કાઢતો હતો. ૪૨.

खिद्यन्मनाःशिवगुरुःकृतकार्यशेषोजायामचष्टसुभगेकिमतःपरंनौ ।
सांगंवयोर्द्धमगमत्कुलजेनदृष्टम्पुत्राननंयदिहलोक्यमुदाहरन्ति ॥४३ ॥

એક સમયે શેષ કાર્ય જેણે પૂરૂં કર્યું છે એવો શિવગુરૂ મનમાં ખેદ પામીને સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સુભગે! હવે પછી આપણે શું કરવું? હે સત્કુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી! ઇંદ્રિયોના સામર્થ્ય સહિત આપણું અરધું વય તો જતું રહ્યું પણ જે આ લોકમાં હિતકર [2]કહેવાય છે એવું પુત્રનું મુખ તો આપણે જોયું નહિ!! ૪૩.

एवंप्रियेगतवतोःसुतदर्शनंचेत्पंचत्वमैष्यदथनौशुभमापतिष्यत् ।
अस्याम्युपायमनिशंभुविवीक्षमाणोनेक्षेततःपितृजनिर्विफलाममाभूत् ॥४४॥

હે પ્રિયે! એ પ્રમાણે હોવાથી પુત્રનું દર્શન આપણ બેને પ્રાપ્ત થવા પછી આપણું જો મરણ થયું હોત તો તે મરણ સારૂં આવ્યું એમ હું માનત. પણ પુત્ર પ્રાપ્તિ થવાનો ઉપાય હું પૃથ્વીમાં રાત દહાડો ખોળુંછું પરંતુ તેમને જડતો નથી; તેથી મારા પિતાએ મને જન્મ આપ્યો તે નિષ્ફલ થયો એમ મને લાગેછે. ૪૪.

भद्रेसुतेनरहितौभुविकेवदन्तिनौपुत्रपौत्रसरणिक्रमतःप्रसिद्धिः ।
लोकेनपुष्पफलशून्यमुदाहरन्तिवृक्षंप्रवालसमयेफलितंविहाय ॥४५॥

હે ભદ્રે! આપણ બે પુત્રવડે રહિત છીએ માટે આપણને પૃથ્વીમાં કોણ બોલશે? (કોણ સંભારશે?) કેમકે પૃથ્વીમાં પુત્ર પૌત્રાદિક સરણિના ક્રમવડેજ (પિતૃઓની) પ્રસિદ્ધિ છે. જ્યારે વૃક્ષને નવાં પાનાં ફૂટવાનો સમય આવેછે ત્યારે ફલવાન વૃક્ષ વિના બીજાં ફૂલ

[1] 'પુત્રવિનાના' એ વિશેષણ અહીં અભિપ્રાય રહિતછે માટે પરિકરઅલંકાર. "अलंकारःपरिकरःसाभिप्रायेविशेषणे" "અભિપ્રાય સહિત વિશેષણ હોય તો પરિકરાલંકાર જાણવો." (કુ. કા. શ્લો. ૬૧.)

[2] "पुत्रेणायंलोक." એવી શ્રુતિ છે, એનો અર્થ—પુત્રવડે આ લોક સિદ્ધ થાયછે.

કે ફલ વિનાનાં વૃક્ષને લોકમાં કોઇ સંભારતું નથી. તાત્પર્ય કે—આંબો, રાયણ, આદિક વૃક્ષ ફૂટ્યાં છે એમ લોકો કહેછે, પણ ફૂલ ફલ વિનાના વૃક્ષની વાત કોઈ કરતું નથી.[1] ૪૫.

इतीरीतेप्राहतदीयभार्याशिवाख्यकल्पद्रुममाश्रयावः ॥
तत्सेवनान्नौभवितासुनाथफलंस्थिरंजंगम[2]रूपमैशम् ॥ ४६ ॥

સ્વામીએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને તેની સ્ત્રી સતી બોલી કે હે સ્વામિન્! શિવ નામે કલ્પવૃક્ષનો આપણે આશ્રય કરવો જોઇએ; કેમકે તેના સેવનથી આપણને ઇશ્વર સંબંધી જંગમરૂપ સ્થિર ફલ પ્રાપ્ત થશે. તાત્પર્ય કે ઇશ્વરની કૃપાથી જંગમ (ગતિમાન) સ્થિર ફલ (પુત્રરૂપ) થશે. ૪૬.

भक्तेप्सितार्थपरिकल्पनकल्पवृक्षदेवंभजा[3]वकमितःसकलार्थसिद्ध्यै ।
तत्रोपमन्युमहिमापरमंप्रमाणंनोदेवतासुजडिमाजडिमामनुष्ये ॥ ४७॥

એટલા માટે પોતાના ભક્તજનના અભીષ્ટ અર્થની સિદ્ધિ કરવામાં કલ્પવૃક્ષ રૂપ શંકર વિના બીજા ક્યા દેવને આપણે ભજીશું કે જેથી આપણા સકલ અર્થની સિદ્ધિ થાય? ઉત્તર કે,—સુખરૂપ શિવનેજ ભજવા. તમે કહેશો કે શિવને ભજવાથી અર્થ સિદ્ધિ થશે એનું પ્રમાણ શુંછે? તો,—[4]ઉપમન્યુનું મહાત્મ્ય એજ એ વાતનું મોટું પ્રમાણ છે. કોઈ આશંકા કરશે કે પાષાણાદિ રૂપ જડ દેવતાઓને ભજવાથી સમગ્ર અર્થની સિદ્ધિ કેમ થશે? તો;—દેવતાઓમાં જડપણું નથી, પણ શ્રદ્ધાભક્તિ વિનાના અને દેવતાના સ્વરૂપને નહિ ઓળખનારા મનુષ્યમાં જડપણું છે. માટે શંકરને ભજવાથી આપણી અર્થ સિદ્ધિ થશે એ તાત્પર્ય છે. ૪૭.

इत्थंकलत्रोक्तिमनुत्तमांसश्रुत्वासुतार्थीप्रणतैकवश्यम्
इयेषसंतोषयितुंतपोभिःसौमार्द्धमूर्धानमुमार्द्धमीशं ॥ ४८ ॥

૧ દૃષ્ટાંતાલંકાર. "चेद्बिंबप्रातिबिंबत्वंदृष्टांतस्तदलंकृति" "જ્યાં બિંબ પ્રતિબિંબભાવ વર્ણાયો હોય ત્યાં દ્રષ્ટાંતાલંકાર જાણવો" (કુ. કા. શ્લો. ૫૧.) ૨. આ જગોએ એમ પણ અર્થ થાય કે "શિવનું જંગમરૂપ એજ આપણને ફલ થશે." આવું શ્લિષ્ટવાક્ય રચવાની યુક્તિ કરવાનું કારણ એમ સમજાયછે કે જાણે સતીનું વચન મિથ્યા થાય નહિ માટે અનિચ્છાએ પણ આગળ જેમ બનવાનું છે તેવુંજ વચન સતીથી બોલાય છે. ૩ कं કોને—कं સુખ રૂપ—શિવને.' એવા શ્લિષ્ટ શબ્દવડે પ્રશ્ન તથા ઉત્તર એકજ વાક્યમાં વર્ણવ્યા છે, માટે ચિત્રાલંકાર. "प्रश्नोत्तरांतराभिन्नमुत्तरंचित्रमुच्यते" પ્રશ્ન અને ઉત્તર એ બન્ને એકજ વાક્યમાં અભિન્નપણે વર્ણવ્યા હોય ત્યાં ચિત્રાલંકાર જાણવો" (કુ. કા. શ્લો. ૧૪૯)

૪ ઉપમન્યુની કથા એવી છે કે:—ઉપમન્યુ કરીને કોઈ ગરીબ બ્રાહ્મણીનો છોકરો હતો, તે બીજા મુનિઓના છોકરાઓને દૂધ પીતાં જોઇને પોતાને દૂધ આપવા માટે માને પજવવા લાગ્યો. ત્યારે તેને રિઝવવાને તેની માતાએ પોતાના દારિદ્રને લીધે લોટમાં પાણી નાખીને ધોળું કરીને 'આ દૂધ છે' એમ કહીને તેને આપવા માંડ્યું, તે પીને આનંદથી ઉપમન્યુ ખેલવા લાગ્યો. તે જોઇને બીજા મુનિપુત્રો તેને હસવા લાગ્યા કે 'ઉપમન્યુ તો લોટનું દૂધ પીએછે પણ ખરેખરૂં દૂધ તેને એની મા આપતી નથી' આ ઉપરથી ખરેખરા દૂધ માટે ઉપમન્યુએ માની પાસે આડાઈ કરવા માંડી. ત્યારે માતાએ તેને કહ્યું કે ભાઈ હું ગરીબ છું તે દૂધ ક્યાંથી લાવી આપું? દૂધ જોઇતું હોય તો મહેશ્વરની આરાધના કર તે તને દૂધ આપશે. તે ઉપરથી તેણે મહેશ્વરની આરાધના કરી અને મહેશ્વરે તેને ક્ષીરસાગરનું અધિપતિપણું આપ્યું (મહાભારત.)

એ પ્રમાણે પોતાની સ્ત્રીની સર્વોત્તમ વાણી સાંભળીને પુત્રના અર્થવાળા તે શિવગુરૂએ, પોતાને પ્રણામ કરનારા ભક્તોનેજ જે એક વશછે—જેના મસ્તક ઉપર ચંદ્રનું અર્ધબિંબ શોભેછે, જેણે પોતાના અર્ધા અંગમાં પાર્વતીને ધારણ કર્યાછે એવા શંકરને તપ નિયમાદિક વડે પ્રસન્ન કરવાની ઈચ્છા [1]કરી. ૪૮.

**तस्योपधामकिलसन्निहितापगैकास्नात्वासदाशिवमुपास्तजारेसतस्याः ।**

**कंदाशनःकतिचिदेवदिनानिपूर्वपश्चात्तदाशिवपादयुगाब्जभृंगः ॥४९॥**

તેના પ્રાસાદની પાસે એક નદી હતી તેના જલમાં સ્નાન કરીને તેણે સદાશિવની ઉપાસના કરવા માંડી. પ્રથમ તો કેટલાક દિવસ સુધી કંદમાત્ર ખાઈને ઉપાસના કરી; પણ પછી તો તે શંકરના બન્ને ચરણરૂપી કમલનો ભ્રમર થઈને રહ્યો, અર્થાત્, શંકરના ચરણકમલના મકરંદ વિના બીજા કંદાદિક ભોજનનો પણ તેણે ત્યાગ કર્યો. ઉપાસના કરીને ઉપાસન કરવા માંડ્યું (એ તાત્પર્યછે.) ૪૯.

**जायापितस्यविमलानियमोपतापैश्चिक्लेशकायमनिशंशिवमर्चयन्ती ।**

**क्षेत्रेवृषस्यनिवसन्तमजंसभर्त्तुःकालोऽत्यगादिततयोस्तपतोरनेकः ॥५०॥**

શિવગુરૂની નિર્મલ સ્ત્રીએ પણ નિયમ અને ઉપતાપ (અથવા નિયમરૂપી ઉપતાપ) વડે, વૃષક્ષેત્રમાં રહેનારા અને પોતાની મેળે પ્રકટ થયેલા શિવનું નિરંતર પૂજન કરતાં કરતાં પોતાની કાયાને ક્લેશ પમાડ્યો. એ પ્રમાણે સ્વામી સહિત તપ કરતાં કરતાં તેમનો ઘણોક કાલ વીતી ગયો. ૫૦.

**देवःकृपापरवशोद्विजवेषधारीप्रत्यक्षतांशिवगुरुगतआत्तनिद्रं ॥**

**प्रोवाचभोःकिमभिवांछिसिकिंतपस्तेपुत्रार्थितेतिवचनंसजगादविप्रः॥५१॥**

પછી,—કૃપાવડે આધીન મહાદેવે બ્રાહ્મણનો વેષ ધારણ કરીને નિદ્રાવશ થયેલા શિવગુરૂને પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કે હે શિવગુરૂ! તું શાની ઈચ્છાથી તપ કરેછે? જો તારે કાંઈ કામના ન હોય તો તું શામાટે તપ કરે? માટે તારે કાંઈ કામના છે એમ અનુમાન થાયછે, એવું વચન સાંભળીને શિવગુરૂ એમ વચન બોલ્યો કે મારે પુત્રની પ્રાર્થના છે માટે હું તપ કરૂંછું. ૫૧

**देवोप्यपृच्छदथतंद्विजविद्धिसत्यंसर्वज्ञमेकमपिसर्वगुणोपपन्नम् ।**

**पुत्रंददाम्यथबहून्विपरीतकांस्तेभूर्यायुषस्तनुगुणानवदद्द्विजेशः॥५२॥**

શિવગુરૂની પ્રાર્થના સાંભળીને પછી તેને મહાદેવે કહ્યું કે હે દ્વિજ! હું તને જે કહું તે સત્ય છે એમ જાણજે;—હું તને સર્વજ્ઞ અને સર્વ ગુણથી ઉત્પન્ન (યુક્ત) (પણ અલ્પાયુષી) એવો એક પુત્ર આપું કે તેથી વિપરીત એટલે અસર્વજ્ઞ (અલ્પજ્ઞ), થોડા ગુણવાળા અને ઘણા લાંબા આયુષ્યવાળા બહુ પુત્રો આપું? શંકરનું એવું વચન સાંભળીને દ્વિજપતિ શિવગુરૂએ કહ્યું કે,—૫૨

[1] ('ક્ર' જોડાક્ષરની બહુવાર આવૃત્તિ હોવાથી વૃત્યનુપ્રાસ અલંકાર (લક્ષણ પાછળ લખ્યું છે. જુઓ સાહિ૦ દર્પ૦ કારિકા ૬૩૫ अनेकस्यैकधा साम्यं इ.')

पुत्रोस्तुमेबहुगुणःप्रथितानुभावःसर्वज्ञतापदमितीरितआबभाषे ।
दद्यामुवीरितपदंतनयंतपोमापूर्णोभविष्यसिगृहंद्विजगच्छदारैः ॥५३॥

ઘણા ગુણવાળો, જેનો મહિમા પૃથ્વીમાં સર્વત્ર વિસ્તાર પામેલો એવો, અને સર્વજ્ઞતાનું સ્થાન, એવો પુત્ર મને પ્રાપ્ત થાઓ એવી મારી પ્રાર્થના છે. તે સાંભળીને શંકરે કહ્યું કે, તેં જે જે ગુણો કહ્યા છે તે જેનામાં હોય એવો પુત્ર હું તને આપીશ માટે હવેથી તું તપ કરીશ નહિ; પુત્રોત્પત્તિ થવાથી તારા મનોર્થ પૂર્ણ થશે, માટે હે દ્વિજ! સ્ત્રી સહિત તું ઘેર જા. ૫૩.

आकर्णयन्निितिबुबोधसविप्रवर्यस्तंचाब्रवीन्निजकलत्रमनिंदितात्मा ।
स्वप्नंशशंसवनितामणिरस्यभार्यासत्यंभविष्यतितुनौतनयोमहात्मा ॥५४॥

સ્વપ્નમાં એ પ્રમાણે સાંભળીને તે બ્રાહ્મણ શ્રેષ્ઠ જાગી ઉઠ્યો અને પ્રશંસા કરવા યોગ્ય તે બ્રાહ્મણે તે સ્વપ્નની વાત પોતાની સ્ત્રીને કરી. સ્ત્રીઓમાં રત્ન જેવી તેની સ્ત્રીએ તે સ્વપ્નનાં વખાણ કર્યાં અને કહ્યું કે એ સ્વપ્ન સત્ય થશે અને આપણને મહાત્મા પુત્ર પ્રાપ્ત થશે એમાં પણ સંશય નથી. ૫૪

तौदम्पतीशिवपरौनियतौस्मरन्तौस्वप्नेक्षितंगृहगतौबहुदक्षिणान्नैः ।
संतर्प्यविप्रनिकरंतदुदीरिताभिराशीर्भिरापतुरनल्पमुदंविशुद्धौ ॥५५॥

શિવને વિષે જેમની ભાવના છે એવાં તે બે નિયમમાં રહેનારાં દંપતી સ્વપ્નમાં જોયેલા વિષયનું સ્મરણ કરતાં કરતાં ઘેર ગયાં; અને ઘેર ગયા પછી ઘણી દક્ષિણા અને ભોજન આપીને બ્રાહ્મણના સમુદાયને તેમણે તૃપ્ત કર્યો તથા તેમણે ઉચ્ચારેલા આશિર્વાદવડે તે બન્ને પવિત્ર સ્ત્રી પુરૂષ અત્યંત આનંદ પામ્યાં. ૫૫.

तस्मिन्‌दिनेशिवगुरोरुपभोक्ष्यमाणेभक्तेप्रविष्टमभवत्किलशैवतेजः ।
भुक्तान्नविप्रवचनादुपभुक्तशेषंसोभुंक्तसापिनिजभर्तृपदाब्जभृंगी ॥५६॥

તે દિવસે શિવગુરૂને જે ભોજન જમવાનું હતું તે ભોજનમાં શિવના તેજનો પ્રવેશ થયો. પછી ભોજન કરી રહેલા બ્રાહ્મણોના વચનથી તેઓના જમવા પછી જે અન્ન શેષ રહેલું હતું તે શિવગુરૂ જમ્યો તથા સ્વામિના ચરણરૂપી કમલને ભમરીરૂપ—અર્થાત્ સ્વામિનું સેવન કરનારી તથા તેને વિષે પ્રીતિવાળી તેની સ્ત્રી સતીએ પણ તે શેષ અન્નનું ભોજન કર્યું. ૫૬.

गर्भंदधारशिवगर्भमसौमृगाक्षीगर्भोप्यवर्द्धतशनैरभवच्छरीरम् ।
तेजोतिरेकविनिवारितदृष्टिपातविश्वंरवेर्दिवसमध्यइवोग्रतेजः ॥५७॥

પછી મૃગના નેત્ર સમાન નેત્રવાળી તે સ્ત્રીએ શિવના આવેશથી યુક્ત એવો ગર્ભ ધારણ કર્યો. તે ગર્ભ (દિવસે દિવસે) વૃદ્ધિ પામવા લાગ્યો અને ધીમે ધીમે, અતિશય તેજને લીધે જેના સામી કોઈ પણ દૃષ્ટિ કરી શકે નહિ એવા મધ્યાન્હકાલના સૂર્યના ઉગ્ર તેજ જેવું તેજસ્વી શરીર ધીમે ધીમે થવા લાગ્યું. ૫૭.

गर्भालसा भगवती गतिमांद्यमीषदापेति नाद्भुतमिदं धरते शिवं या ।
यो विष्टपानि बिभ्रते हि चतुर्दशापि यस्यापि मूर्त्तय इमा वसुधाजलाद्याः ॥५८॥

જે શંકર ચૌદ[1] ભુવનને ધારણ કરે છે તથા આ પૃથ્વી અને જલ આદિક જેની (આઠ) [2]મૂર્તિયો છે, તે શિવને જે ધારણ કરે છે તે ભગવતી સતી ગર્ભ ધારણ કરવા વડે આલસ્ય યુક્ત થઇને કાંઇક મંદગતિપણાને પામી, તો એ કાંઈ આશ્ચર્ય જેવું નથી ! ! ૫૮.

संव्याप्तवानपि शरीरमशेषमेव नो पास्तिमाविरसकावकृतात्र कांचित् ।
यत्पूर्वमेव महसा दुरतिक्रमेण व्याप्तं शरीरमदसीयममुष्य हेतोः ॥५९॥

એ શિવ, સતીના સમગ્ર શરીરમાં વ્યાપ્ત થયા હતા તથાપિ તે શરીરમાં કાંઈ અધીક પ્રક્ષેપ તેમણે પ્રકટ કર્યો નહિ; કેમકે પોતાના અતિક્રમણ ન થઇ શકે એવા તેજવડે તેનું શરીર પ્રથમથીજ વ્યાપ્ત હતું. ૫૯.

रम्याणि गंधकुसुमान्यपि गार्द्धिमस्यै नाधातुमैशत भरात्किमु भूषणानि ।
यद्यद्गुरुत्वपदमस्ति पदार्थजातं तत्तद्विधारणविधावलसा बभूव ॥६०॥

[3]રમણિક ચંદનાદિક સુગંધ અને પુષ્પો, (જેઓ બહુ ભારવાળાં નથી) તે ધારણ કરવાની પણ સતીને ઇચ્છા થતી નહોતી. તો પછી જેનામાં ભારછે તે ભૂષણ પેહેરવાના તો તેની ઇચ્છાજ શાની થાય ? એટલુંજ નહિ, પણ જે જે પદાર્થ માત્ર ગુરૂતા(ભારેપણું)નું સ્થાન છે (અર્થાત્ ભારેછે), તે તે ધારણ કરવામાં તે આળસુ થતી હતી. ૬૦.

तां दौहृदं भृशमबाधत दुःशरारिः प्रायः परं किल न मुंचति मुंचतेऽपि ।
आनीतदुर्लभमपोहति याचतेऽन्यत्तच्चाप्यपोह्य पुनरर्हति सान्यवस्तु ॥६१॥

તે સતીને [4]દોહદ અત્યંત બાધ કરવા લાગ્યું. જેમ દુષ્ટ શરારિ નામે પક્ષી બહુધા પોતાના ભક્ષ્યને છોડી દેછે અને પાછો પકડે છે—મૂકી દેછે અને નથી મૂકી દેતો તેમ તે સ્ત્રી પણ દુર્લભ વસ્તુની ઇચ્છા કરતી હતી, અને તે જ્યારે તેને પ્રાપ્ત થાય ત્યારે તેને દૂર કરીને તે બીજો પદાર્થ માગતી હતી; વળી તે મળે ત્યારે તેને દૂર કરીને તે બીજી વસ્તુને યોગ્ય થતી હતી—બીજી વસ્તુને ઇચ્છતી હતી. ૬૧.

तां बंधुतागमदुपश्रुतदोहदार्तिरादाय दुर्लभमनर्घ्यमपूर्ववस्तु ।
आस्वाद्य बंधुजनदत्तमसौ जहर्ष हा हंत गर्भधरणं खलु दुःखहेतुः ॥ ६२ ॥

તેની દોહદ સંબંધી પીડા સાંભળીને તેને માટે દુર્લભ, અમૂલ્ય અને અપૂર્વ વસ્તુઓ લઇને તેનો બંધુ સમુદાય ત્યાં આવવા લાગ્યો. તથા બંધુજને આપેલી તે તે વસ્તુઓ ચાખીને તે હર્ષ પામવા લાગી; અને કહેવા લાગી કે ગર્ભ ધારણ કરવો એ ખરેખર દુઃખનો હેતુ છે ! ! ૬૨.

૧ પાતાલ, મહાતલ, તલાતલ, રસાતલ, સુતલ, વિતલ, ભૂતલ, ભૂર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક, એ ચૌદભુવન છે. ૨. પૃથ્વી, અગ્નિ, ક્ષેત્રસ, જલ, વાયુ, ચંદ્ર, સૂર્ય અને આકાશ એ શિવની આઠ મૂર્તિઓછે. ૩. મૂલમાં એમ છે કે—"રમણિક સુગંધ અને પુષ્પો પણ (પોતાને) ધારણ કરવાની ઈચ્છા તે સતીને ઉત્પન્ન કરી શકતાં નહોતાં ૬૦" ૪. ગર્ભવતીને જે ભાવ થાયછે તેને દોહદ કહેછે.

मानुष्यधर्ममनुसृत्समयेदमुक्तंकापिव्यथाशिवमहोभरणेनवध्वाः ।
सर्वव्यथाव्यतिकरंपरिहर्तुकामादेवंभजन्तइतितत्त्वविदांप्रवादः ॥६३॥

સતી બોલી કે—"ગર્ભ ધારણ કરવો એ ખરેખર દુઃખનો હેતુ છે" એ મેં જે કહ્યું તે મનુષ્ય ધર્મને અનુસરીને મેં કહ્યુંછે, કેમકે શિવનું તેજ ધારણ કરવાથી વહુને—મને કાંઇ પણ પીડા થતી નથી. શા માટે પીડા થતી નથી એમ કહેશો તો,—જે મનુષ્યો સર્વે પ્રકારની પીડાના સંપર્કને દૂર કરવાને ઇચ્છેછે તેઓ મહાદેવને ભજે છે (અને તેથી તેમની પીડાઓ નાશ થાય છે) એમ તત્વજ્ઞાનીઓનું કહેવું છે. ત્યારે સાક્ષાત્ શિવનું તેજ જેના શરીરમાંછે તેને પીડા થાયજ કેમ? (એ અર્થ છે). ૬૩.

उक्ष्णानिसर्गधवलेनमहीयसासास्वात्मानमैक्षतमूढमुपात्तनिद्रा ।
संगीयमानमपिगीतविशारदाढ्यैर्विद्याधरप्रभृतिभिर्विनयोपयातैः ॥६४॥

તે સતીને જ્યારે નિદ્રા પ્રાપ્ત થતી હતી ત્યારે સ્વપ્નમાં તે એમ દેખતી હતી કે જાણે સ્વભાવે કરીનેજ શ્વેત એવા મોટા વૃષ ઉપર પોતે બેઠી છે તથા ગાયનમાં કુશળ એવા ગંધર્વાદિક સહિત વિદ્યાધર આદિક દેવ વિનયથી પોતાની પાસે આવીને ગાયન પણ કરેછે!! ૬૪.

आकर्णयज्जयजयेतिवरंदधानारक्षेतिशब्दमवलोकयमादृशेति ।
आकर्ण्यनोत्थितवतीपुनरुक्तशब्दंसाविस्मिता किलशृणोतिनिरीक्षमाणा॥६५॥

વળી સ્વપ્નમાં વરદાન આપતી તે સતીએ 'જય જય' 'રક્ષણ કરો' 'કૃપા દૃષ્ટિથી મારૂં અવલોકન કરો' એવા શબ્દો સાંભળ્યા. તેવા શબ્દો સાંભળીને સતી જાગી ઉઠી તથા વિસ્મય પામીને ચારે પાસે જોવા લાગી પણ ફરીને તે શબ્દો તેના સાંભળવામાં આવ્યા નહિ. ૬૫.

नर्मोक्तिकृत्यामपिखिद्यमानाकिंचापिचंचत्तरमंचरोहे ।
जित्वामुदान्यानतिहृद्यविद्यासिंहासनेसौस्थितिमीक्षतेस्म ॥६६॥

વળી,—તે અતિ સ્ફુરણાયમાન શય્યામાં આરોહણ કરવામાં તથા પરિહાસ વચનના યત્નમાં પણ ખેદ પામતી હતી, થાકી જતી હતી. પણ હર્ષથી બીજાને જીતીને અતીશય પ્રીતિકર વિદ્યાના સિંહાસન ઉપર બેસવાની તે ઇચ્છા કરતી હતી. ૬૬.

[1]समानतासात्विकवृत्तिभाजांविरागतावैषयिकप्रवृत्तौ ।
तस्याःस्त्रियोगर्भगपुत्रचित्रचरित्रशंसिन्यजनिष्टचेष्टा ॥ ६७ ॥

સાત્વિક વૃત્તિવાળા પુરૂષોની સમાન તેની સાત્વિક વૃત્તિ ઉત્પન્ન થઈ અને વિષય સંબંધી પ્રવૃત્તિમાં તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. એ રીતે ગર્ભમાં રહેલા પુત્રનાં આશ્ચર્ય કારક ચરિત્રને જણાવનારી તે સ્ત્રીની ચેષ્ટા ઉત્પન્ન થવા લાગી. ૬૭.

तद्रोमवल्लीरुरुचेकुचाद्र्यावृण्वत्प्रभाधुन्युरुशैवलालिः ।
यत्राच्छिशोरस्यकृतेप्रशस्तोन्यस्तोविधात्रेवनवीनवेणुः ॥ ६८ ॥

તેના બે સ્તન રૂપી પર્વતની ચારે પાસે વીંટાઇવળેલી કાંતિરૂપી નદીના શેવાલની

૧ અથવા—સાત્વિક વૃત્તિવાળા પુરૂષોના જેવી સમાનતા તેનામાં પ્રકટી, એમ પણ અર્થ થાય.

મોટી પંક્તિ હોય તેવી તેની રોમરાજી શોભતી હતી. એ રોમરાજી તે જાણે આ બાલકને અર્થે વિધાતાએ મોટા યત્નથી એક નવીન (સુંદર) વાંસ મૂક્યો હોય નહિ શું? તેવો જણાતો હતો.[1] ૬૮.

पयोधरद्वंद्वमिषादमुष्याःपयःपिबत्सर्थविधानयोग्यौ ।
कुंभौनवीनामृतपूरितौद्वावंभोजयोनिःकलयांबभूव ॥ ६९ ॥

આ સ્ત્રીના બે પયોધર (સ્તન)ના મિષે કરીને દૂધ પીવાના વિધાનને યોગ્ય એવા અમૃતથી ભરેલા બે નૂતન ઘડા કમલજ બ્રહ્મદેવે રચ્યા છે.[2] ૬૯.

द्वैतमवादंकुचकुंभमध्येमध्येपुनर्माध्यमिकंमतंच ।
सुभ्रूमणेर्गर्भगएवसोभोद्राग्गर्हयामासमहात्मगर्ह्यम् ॥७०॥

સ્તન રૂપી ઘડાઓમાં જાણે દ્વૈત મત રહેલો છે અને તે બે સ્તનના મધ્યભાગમાં (ખાલી-શૂન્ય જગા હોવાથી) માધ્યમિક શૂન્યવાદી મત રહેલો છે, (એમ જાણીને) સ્ત્રીઓમાં મણિ જેવી તે સતીના ગર્ભમાં રહેલા તે બાલકે, મહાત્મા પુરૂષોએ નિંદવા જેવા તે બન્ને મતની નિંદા કરવા માંડી—દ્વૈત મત મટાડીને અદ્વૈત (અભેદ) મત સ્થાપન કરવા માંડ્યો તથા માધ્યમિક મતનો તો કેવલ નાશજ કર્યો. તાત્પર્ય એ છે કે ગર્ભ જેમ જેમ મોટો થાયછે તેમ તેમ સ્તન વધવા માંડેછે અને બે સ્તન વચ્ચે રહેલું અંતર (જેને માટે કવિયે માધ્યમિક અથવા શુન્ય મતની ઉત્પ્રેક્ષા કરીછે) જતું રહેછે. એ રીતે બે સ્તન એકબીજાની પાસે આવી જવાથી તેમનું એકપણું કલ્પીને 'દ્વૈત મતનું ખંડન અને અદ્વૈતનું સ્થાપન' એવી ઉત્પ્રેક્ષા કરીછે.[3] ૭૦.

लग्नेशुभेशुभयुतेसुपुत्रंकुमारंश्रीपार्वतीवसुखिनीशुभविक्षितेच ॥
जायासतीशिवगुरोर्निजतुंगसंस्थेसूर्येकुजेरविसुतेचगुरौचकेंद्रे ॥७१ ॥

પછી શુભ ગ્રહોયુક્ત—શુભ ગ્રહોની દૃષ્ટિયુક્ત—શુભ લગ્નમાં તથા જ્યારે સૂર્ય, ભૌમ, અને શનિ પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહ્યા હતા અને ગુરૂ કેંદ્રસ્થાનમાં હતો ત્યારે શિવ ગુરૂની પત્ની સતીએ, પાર્વતીએ જેમ સ્વામિકાર્તિકને જન્મ આપ્યો હતો તેમ, સુખરૂપપણે પુત્રનો પ્રસવ કર્યો. તાત્પર્ય કે સ્વામિકાર્તિકનો પાર્વતિયે પ્રસવ કર્યો નથી તેમ શંકરનો પણ પ્રસવ થયો નથી, ગર્ભ પ્રવેશાદિક માયા વડે દેખાડીને જન્મકાલે સદાશિવ શંકરાચાર્ય રૂપે પ્રકટ થયા એમ જણાવ્યું છે. ૭૧.

दृष्ट्वासुतंशिवगुरुःशिववारिराशौमग्नोऽपिशक्तिमनुसृत्यजलेन्यमांक्षीत् ।
व्यश्राणयद्बहुधनंवसुधाश्चगाश्चजन्मोक्तकर्मविधयेद्विजपुंगवेभ्यः ॥७२॥

પુત્રને જોઇને શિવગુરૂ સુખરૂપી સમુદ્રમાં ડુબી ગયો હતો તથાપિ પોતાની શક્તિને

૧. રૂપક અને ઉત્પ્રેક્ષાનો સંકર. ૨. અહીં 'પયોધરનું મિષ કરીને અમૃતના ઘડા વિધાતાએ રચ્યાછે' એમ મિષે કરીનેપ્રસ્તુતનો નિષેધ કર્યો છે માટે કૈતવાપન્હુતિ અલંકાર.' ''कैतवापन्हुतिर्व्यक्तौव्यजाद्यैर्निन्हुतेःपदैः'' ''બાહાનું કાઢીને નિષેધપર શબ્દોએ કરી ને જ્યાં અમુક વ્યકિતનો નિષેધ કર્યો હોય ત્યાં કૈતવાપન્હુતિ અલંકાર જાણવો.'' (કુ. કા. શ્લો. ૩૦) ૩. અહીં બે સ્તનનો અભેદ અને તેના મધ્યમ અવકાશનો અભાવ સંપાદન કરનારો ઉત્પ્રેક્ષા કરીછે માટે ફલોત્પ્રેક્ષાલંકાર ''संभावनास्यादुत्प्रेक्षावस्तुहेतुफलात्मना'' ''વસ્તુ, હેતુ અને ફલરૂપે જે સંભાવન તેનું નામ ઉત્પ્રેક્ષા'' (કુ. કા. શ્લો. ૩૧.)

અનુસરીને (કરીને) જલમાં ડૂબ્યો--સ્નાન કર્યું. તથા જન્મ વખતે જે કર્મવિધિ કરવાનું શાસ્ત્રમાં કહેલું છે તે વિધિ સંપાદન કરવાને અર્થે શાસ્ત્ર જાણનારા (પાત્ર) ઉત્તમ બ્રાહ્મણોને ઘણું ધન, પૃથ્વી, અને ગાયોનું દાન કર્યું. ૭૨.

**तस्मिन्दिनेमृगकरींद्रतरक्षुसिंहसर्पाखुमुख्यबहुजंतुगणाद्विषन्तः ।**
**वैरंविहायसहचेरुरतीवहृष्टाःकंडूमपाकृषतसाधुतयानिघृष्टाः ॥७३॥**

જે દિવસે શંકરનો જન્મ થયો તે દિવસે હરિણ, હાથી, તરસ, સિંહ, સર્પ, ઉંદર, આદિક ઘણાં પ્રાણીઓ જે સ્વભાવથીજ એકબીજાનો દ્વેષ કરનારા છે તે પોતાનું જાતિ વૈર તજીને અત્યંત આનંદ પામીને સાથે સાથે ફરવા લાગ્યાં તથા સારી રીતે અરસ્પરસ ઘર્ષણ કરીને (ખજવાળીને) પોતાના અંગની ખરજ મટાડવા લાગ્યાં. ૭૩.

**वृक्षालताःकुसुमराशिफलान्यमुंचन्नद्यःप्रसन्नसलिलानिखिलास्तथैव ।**
**जातामुहुर्जलधरोपिनिजंविकारंभूभृद्गणादपिजलंसहसोत्पपात ॥ ७४ ॥**

તે દિવસે વૃક્ષવેલીઓમાંથી પણ પુષ્પના ઢગલા અને ફલ ગરવા લાગ્યાં; સમગ્ર નદીઓનાં જલ નિર્મલ થયાં; તેમજ મેઘ પણ વારંવાર પોતાના વિકાર—જલની વૃષ્ટિ કરવા લાગ્યો; તથા પર્વતોના સમુદાયમાંથી પણ એકાએક જલના ઝરણ ફુટીને બહાર પડવા લાગ્યો. ૭૪.

**अद्वैतवादिविपरीतमतावलंबिहस्ताग्रवर्तिवरपुस्तकमप्यकस्मात् ।**
**उच्चैःपपातजहसुःश्रुतिमस्तकानिश्रीव्यासचित्तकमलंविकचंबभूव ॥७५॥**

વળી તે સમયે, અદ્વૈતવાદી પુરૂષોથી વિપરીત મતનું અવલંબન કરનારા જે જે દ્વૈતવાદી આદિક પુરૂષો હતા તેમના હાથના અગ્રભાગમાં રહેલું ઉત્તમ પુસ્તક પણ અકસ્માત્ ઉંચેથી નીચે પડ્યું; વેદાંત હસવા લાગ્યા; અને શ્રી વ્યાસમુનિનું ચિત્તરૂપી કમલ વિકાસ પામ્યું. ૭૫.

**सर्वाभिराशाभिरलंप्रसेदेवातैरभाव्यद्भुतदिव्यगंधैः ।**
**प्रजज्वलेऽपिज्वलनैस्तदानींप्रदक्षिणीभूतविचित्रकीलैः ॥७६॥**

તે સમયે સર્વે દિશાઓ અતિશય નિર્મલ થઈ; અદ્‌ભુત દિવ્ય સુગંધીવાળા વાયુઓ વાવા લાગ્યા; અને જેની વિચિત્ર જ્વાલાઓ પ્રદક્ષિણ થઈને (એટલે દક્ષિણ ભણી નમીને) સળગે છે એવા અગ્નિઓ પ્રજ્વલવા લાગ્યા. ૭૬.

**[1]सुमनोहरगंधिनीसतांसुमनोवृद्धिमलाशिवंकरी ॥**
**सुमनोनिकरप्रचोदितासुमनोवृष्टिरभूत्तदाद्भुतम् ॥ ७७ ॥**

વળી તે સમયે આકાશમાંથી દેવતાઓના સમૂહે વેરેલી અતિ મનોહર સુગંધવાળી,

૧ અહીં પ્રત્યેક ચરણમાં 'સુમન' એવા અક્ષરોનો સમુદાય પૃથક્ અર્થવાળો ક્રમે કરીને આવેલો છે માટે યમકાલંકાર. "सत्यर्थे पृथगर्थायाः स्वरव्यंजनसंहतेः।क्रमेण तेनैवावृत्तिर्यमकं विनिगद्यते" અર્થ છતાં પણ જૂદા જૂદા અર્થવાળો સ્વર અને વ્યંજનનો સમુદાય ક્રમે કરીને ફરી ફરીને આવે તેને યમક કહેછે.' (સાહિ. દ. કા. ૬૪૦) આ શ્લોકનું 'વિયોગિની' વૃત્ત છે તેનું લક્ષણ "विषमेससजागुरुःसमेसभरालोथगुरुर्वियोगिनी" પેહેલા તથા

સત્પુરૂષોના શુદ્ધ મન જેવી નિર્મલ, અને સુખ કરનારી, પુષ્પની વૃષ્ટિ થઈ, તે મોટું આશ્ચર્ય થયું. ૭૭.

[2]लोकत्रयीलोकदशेवभास्वतामहीधरेणेवमहीसुमेरुणा ।
विद्याविनीतेन[3]सतीसुतेनसाराजतत्ताद्दशराजतेजसा ॥७८॥

જેમ જગત્‌ના નેત્રરૂપ સૂર્યથી ત્રિલોકી (ત્રણે લોક) શોભેછે અને ઉત્તમ મેરૂ પર્વતવડે જેમ પૃથ્વી શોભેછે તેમ, વિદ્યાવડે વિનયયુક્ત થયેલા અને રામચંદ્રાદિક રાજાઓનું જેનામાં તેજછે (અથવા સૂર્યાદિ તુલ્ય જેમાં રાજતેજ છે) એવા તે પુત્ર વડે સતી શોભતી હતી.[4] ૭૮

सत्कारपूर्वमभियुक्तमुहूर्तवेदिविप्राशशंसुरभिवीक्ष्यसुतस्यजन्म ।
सर्वज्ञएवभवितारचयिष्यतेचशास्त्रंस्वतंत्रमथवागधिपांश्चजेता ॥७९॥

શિવગુરૂએ મુહૂર્ત જાણનારા બ્રાહ્મણોને સત્કાર પૂર્વક પૂછવા ઉપરથી તે બ્રાહ્મણોએ પુત્રનો જન્મકાલ જોઈને કહ્યું કે આ પુત્ર સર્વજ્ઞ થશે અને સ્વતંત્ર શાસ્ત્રની રચના કરશે; તેમજ વાણીના અધિપતિયો (અર્થાત્ વિદ્વાન્ પંડિતો) ને જીતશે. ૭૯.

कीर्तिंस्वकांभुविविधास्यतियावदेषाकिंबोधितेनबहुनाशिशुरेषपूर्णः ।
नापृच्छिजीवितमनेनचतैर्नचोक्तंप्रायोविदन्नपिनवक्त्यशुभंशुभज्ञः ॥८०॥

વળી જ્યાં સુધી આ પૃથ્વી રહેશે ત્યાં સુધી પોતાની કીર્તિ તે પૃથ્વી ઉપર સ્થાપન કરશે. અમે તમને બહુ શું કહી બતાવીએ? એ બાલક પૂર્ણછે. એ બાલકના આયુષ્યનું પરિમાણ શિવગુરૂએ પૂછ્યું નહિ, તેમ તે મુહૂર્ત વેદી વિપ્રોએ કહ્યું પણ નહિ; કેમ કે શુભજ્ઞ (શુભ જાણનાર) જાણતાં છતાં પણ બહુધા અશુભ કહેતા નથી. ૮૦.

तज्ज्ञातिबंधुसुहृदिष्टजनांगनास्तास्तंसूतिकागृहनिविष्टमथोनिदध्युः ।
सोपायनास्तमभिवीक्ष्ययथानिदाघेचंद्रंमुदंययुरतीवसरोजवक्त्रं ॥८१॥

(પ્રસૂતિ થયાની વાત જાણી એટલે) તેના જ્ઞાતિજન, બાંધવો, મિત્ર, ઈષ્ટજન, આદિકની તે તે સ્ત્રીઓ ભેટ લઈને ત્યાં આવી, અને પ્રસૂતિગૃહમાં રહેલા તે બાલકને જોવા લાગી; તથા ગ્રીષ્મઋતુમાં સૂર્યના તાપથી તપેલી સ્ત્રીઓ જેમ ચંદ્રને નિહાળીને શીતલ થઈને આનંદ પામે, તેમ કમલ સમાન મુખવાળા તે બાલકને જોઈને પણ આનંદ પામી. ૮૧.

तत्सूतिकागृहमवैक्षतनप्रदीपंतत्तेजसायदवभातभभूत्क्षपायाम् ।
आश्चर्यमेतदजनिष्टसमस्तजंतोस्तन्मंदिरंवितिमिरंयदभूददीपम् ॥८२॥

તેનું સૂતિકાગૃહ તે બાલકના તેજથીજ રાત્રિએ પ્રકાશમાન થતું હતું તથા જોનારા

ત્રીજા ચરણમાં સ,સ,જ. અને એક ગુરૂ એમ દશ અક્ષરો આવે તથા બીજા અને ચોથા ચરણમાં સ,ભ,ર. 'લઘુ અને ગુરૂ એમ અગિયાર અક્ષરો આવે તેને વિયોગિની વૃત્ત કહેવું.' (વૃતરત્નાકર.) ૨ અહીં लोक, मही, तेन, राज, એ અક્ષરોનો પાદ યમક છે. ૩ પાઠાંતરમાં 'विनीत्येव' એમછે. તેનો અર્થ—'વિનયવડે જેમ વિદ્યા શોભે છે ઇ૦' કરવો.

૪ અહીં સતી (ઉપમેય)નાં લોકમયી, મહી, અને વિદ્યા એવાં ત્રણ ઉપમાન હોવાથી માલોપમાલંકાર. "मालोपमा यदेकस्योपमानं बहुदृश्यते" 'એક ઉપમેયનાં અનેક ઉપમાન જ્યાં જોવામાં આવે તેને 'માલોપમા' કહેવી" (જુઓ સા. દ. કા. ૬૬૫.)

લોકો તેમાં દીવો દેખતા નહોતા; જોનારા સમગ્ર પ્રાણીઓને તે જોઇને એ એક આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું કે દીવા વીના તેના મંદિરમાંથી અંધકાર નાશ પામતો હતો!! ૮૨.

**यत्पश्यतांशिशुरसौकुरुतेशमग्र्यंतेनाकृतास्यजनकःकिलशंकराख्याम् ।**
**यद्वाचिरायकिलशंकरसंप्रसादाज्जातस्ततोऽव्यधितशंकरनामधेयम् ॥८३॥**

બાલકનું નામ તેના પિતાએ શંકર શા માટે રાખ્યું તેનું કારણ બતાવે છે કે,—તે બાલકને જેઓ જોતા હતા તેમને તે ઉત્તમ સુખ ઉપજાવતો હતો તેથી તેના પિતાએ તેનું નામ 'શંકર' એવું પાડ્યું હતું; અથવા શંકરની કૃપાથી તે ઘણે કાલે પ્રાપ્ત થયો હતો તેથી તેનું 'શંકર' એવું નામ પાડ્યું હતું, એમ પણ નિશ્ચય થાયછે. ૮૩.

**सर्वविदत्सकलशक्तियुतोऽपिबालोमानुष्यजातिमनुसृत्यचचारतद्वत् ।**
**बालःशनैर्हसितुमारभतक्रमेणसृप्तुंशशाकगमनायपदांबुजाभ्याम् ॥८४॥**

તે શંકર નામે બાલક પોતે સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન છતાં પણ મનુષ્ય જાતિને અનુસરીને તે બાલક પ્રમાણે આચરણ કરવા લાગ્યો. પ્રથમ ધીમે ધીમે તે બાલકે હસવાનો આરંભ કર્યો અને પછી ક્રમે કરીને ચરણકમલ વડે ગતિ કરવાને, (પ્રથમ) પેટ વડે ખસવાને તે સામર્થ્ય થયો. ૮૪.

**बालेथमंचेकिलशायितेऽस्मिन्सतांप्रसन्नंत्हृदयंबभूव ।**
**संवीक्ष्यमाणेमणिगुच्छवर्यंविद्वन्मुखंहंतविनीलमासीत् ॥८५॥**

જે વખતે આ બાલકને પારણામાં સૂવાડવામાં આવતો હતો, તે વખતે સત્પુરૂષોનું હૃદય પ્રસન્ન થતું હતું; જ્યારે તે બાલક ઉત્તમ મણિગુચ્છને જોતો હતો ત્યારે વિદ્વાન્ પુરૂષોનાં મુખ ઉપરથી કાળાશ નાશ પામતી હતી. (અર્થાત્—તેઓ આનંદ પામતા હતા) તેમજ પ્રતિપક્ષી વિદ્વાનોનાં મુખ વિશેષે કરીને કાળાં થતાં હતાં.[1] ૮૫.

**सन्ताडयन्हन्तशनैःपदाभ्यांपर्यङ्कवर्यंकमनीयशय्यं ।**
**[2]बिभेदसद्यःशतधासमूहान्बिभेदवादींद्रमनोरथानाम् ॥८६॥**

સુંદર જેમાં સજ્યા છે એવા ઉત્તમ પલંગને ધીમે રહીને બન્ને પગવડે તાડન કરતા તે બાલકે, વિશેષે કરીને જેઓ ભેદવાદી પુરૂષોના ઇંદ્ર ( મુખ્ય—અગ્રેસર ) છે તેમના મનોરથોના સમુદાયના તત્કાલ સેંકડો કકડા કરી નાખ્યા—સેંકડો પ્રકારે તેમના ભેદવાદનું ખંડન કર્યું.[3] ૮૬.

**द्वित्राणिवर्णानिवदत्यमुष्मिन्द्वैतिप्रवीरादधुरेवमौनम् ।**
**मुदाचलत्यंघ्रिसरोरुहाभ्यांदिशःपलायंतदशापिसद्यः॥८७॥**

૧ સમુચ્ચયાલંકાર. "बहूनांयुगपद्भावभाजांगुंफःसमुच्चयः" ઘણાં કાર્ય એક વખતે બન્યાં હોય તેવી રચના કરવી તેને સમુચ્ચયાલંકાર કહેછે" (જુઓ. કુ. કારિકા. ૧૧૪) ૨. 'बिभेद' એ અક્ષરોની ક્રમે કરીને આવૃતિ છે માટે યમકાલંકાર. ૩ અહીં તાડન હેતુ અને ખંડન કાર્યની, વિરૂદ્ધ એવી ભિન્નદેશની સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે માટે અસંગતિ અલંકાર. "विरुद्धभिन्नदेशत्वंकार्यहेत्वोरसंगतिः" "કાર્ય અને હેતુનો, વિરૂદ્ધ એવી ભિન્નદેશની સ્થિતિનું વર્ણન તે અસંગતિ અલંકાર. (કુ. કા. ૮૪-૮૫-૮૬ જુઓ.)

તે બાલક બે ત્રણ બોલવા લાગ્યો એટલામાં તો દ્વૈત મતના મુખ્ય મુખ્ય વીર પુરૂષો (ભેદવાદી પંડિતવર્ય) મૌન ધારણ કરી ગયા—દ્વૈત વાદીઓની વાણીજ બંધ થઈ ગઈ; અને તે આનંદથી પોતાના ચરણકમલ વડે ચાલવા લાગ્યો તેટલામાં તો તે દ્વૈત મતના મુખ્ય વીર પુરૂષો દસે દિશાઓમાં તત્કાલ ભાગી ગયા.[૧] ૮૭.

[૨]उदचारयदर्भकोगिरःपदचारानतनोदनंतरम् ।
विकलोभवदादिमात्तयोःपिकलोकश्चरमान्मरालकाः ॥८८॥

તે બાલકે પ્રથમ વાણીનો ઉચ્ચાર કર્યો તથા પછીથી પગવડે ચાલવા માંડ્યું. તે બેમાંથી પ્રથમ જે વાણીનો ઉચ્ચાર કર્યો તે વડે સઘળી કોયલની આખી જાતજ વિકલ થઈ ગઈ; અને પછીથી જે પદ સંચારનો વિસ્તાર કરવા માંડ્યો—પગવડે ચાલવા માંડ્યું તેથી સઘળા હંસ વિકલ થઈ ગયા.[૩] ૮૮.

नवविद्रुमपल्लवास्तृतामिवकाश्मीरपरागपाटलाम् ।
रचयन्नचलांपदत्विषासचचारेंदुनिभःशनैःशनैः ॥ ८९ ॥

તે બાલક પોતાના ચરણની કાંતિવડે, પૃથ્વીને [૪]વિદ્રુમ (રત્નવૃક્ષ)નાં નવાં પલ્લવવડે પાથરેલી હોય અને [૫]કાશ્મીરના પરાગવડે [૬]પાટલ વર્ણની કરી હોય, તેવી કરીને ચંદ્રમાના સરખો ધીમે ધીમે ચાલવા લાગ્યો.[૭] ૮૯.

मूर्द्धनिहिमकरचिन्हंनिटिलेनयनांकमंसयोःशूलम् ।
वपुषिस्फटिकसवर्णप्राज्ञास्तंमेनिरेशंभुम् ॥ ९० ॥

તેના માથા ઉપર ચંદ્રનું ચિન્હ હતું; તેના લલાટમાં નેત્રનું ચિન્હ હતું; તેના બન્ને ખભા ઉપર ત્રિશૂલનું ચિન્હ હતું; તેના શરીરનો વર્ણ સ્ફટીકના જેવો ગૌર હતો; એ સર્વ ઉપરથી જ્ઞાની પુરૂષો તેને શંભુ માનવા લાગ્યા.[૮] ૯૦.

राज्यश्रीरिवनयकोविदस्यराज्ञोविद्येवव्यसनदवीयसोनुधस्य ।

૧. ચપલાતિશયોક્તિ અલંકાર. "चपलातिशयोक्तिस्तुकार्येहेतुप्रसक्तिजे" "જ્યાં હેતુનું જ્ઞાન થતાંજ કાર્ય બને ત્યાં ચપલાતિશયોક્તિ જાણવી" (કુ. કા. ૪૦ મી.) ૨. યમકાલંકાર અથવા અનુપ્રાસાલંકાર. "व्यंजनं चेद्यथावस्थं सहाद्येन स्वरेण तु।आवर्त्यते" "સ્વરાનુસ્વારાદિસહિત વ્યંજન આધસ્વર સાથે ફરીને આવે તો તે અનુપ્રાસાલંકાર જાણવો" (જુઓ સાહિ. દર્પ. કા. ૬૩૭) ૩. અહીં શંકરની વાણી અને સંચાર વડે કોયલનો શબ્દ તથા હંસની ગતિનું નિષ્ફલત્વ વર્ણવ્યું છે માટે પ્રતીપાલંકાર (જુઓ સા.દ.કા.૭૪૨) "प्रसिद्धस्योपमानस्योपमेयत्वप्रकल्पनं । निष्फलत्वाभिधानं वा प्रतीपमिति कथ्यते" "પ્રસિદ્ધ ઉપમાનની ઉપમેય પણાવડે કલ્પના કરવી અથવા તેના નિષ્ફલપણાની કલ્પના કરવી તેને પ્રતીપાલંકાર કહેછે.

૪. "विद्रुमोरत्नवृक्षोपिप्रवालेपिपुमानयं" "પુલિંગ 'વિદ્રુમ' શબ્દનો અર્થ 'રત્નવૃક્ષ' અને 'પરવાળું' એવો પણ થાયછે"(મેદિની કોશ.) ૫. કાશમીરનો પરાગ=ચંદનની સૂક્ષ્મ રજ. ૬. પાટલ=રાતો અને ધોળો વર્ણ. ૭. ઉત્પ્રેક્ષા તથા ઉપમાનો સંકર. ચંદ્ર તથા બાલકનો ધીમે ધીમે ગમન કરવા રૂપ સમાન ધર્મ વર્ણવ્યો છે માટે ઉપમા તથા પૃથ્વીને વિષે નવાં રત્નવૃક્ષનાં પલ્લવના આસ્તરણની સંભાવના કરીછે માટે ઉત્પ્રેક્ષા. "संभावनास्यादुत्प्रेक्षा" (કુ. કા. ૩૧.) ૮. માથા ઉપર ચંદ્રચિન્હ આદિક હેતુઓથી શંભુત્વરૂપ સાધ્યની અહીં સિદ્ધતા કરી બતાવી છે માટે અનુમાનાલંકાર. "अनुमानंतु विच्छित्त्याज्ञानं साध्यस्य साधनात्" "વિભાગવડે કરીને સાધ્યનું સાધન કરવાથી ઉપજેલા જ્ઞાનનું

शुभ्रांशोश्छविरिवशारदस्यपित्रोःसंतोषैःसहववृधेतदीयमूर्त्तिः ॥९१॥

રાજનીતિમાં કુશલ રાજાની રાજ્યલક્ષ્મીની પેઠે, વ્યસનથી અત્યંત દૂર રહેનાર પંડિતની વિદ્યાની પેઠે અને શરદઋતુના ચંદ્રની કાંતિની પેઠે, પોતાનાં માતાપિતાના સંતોષની સાથે તે બાલકની મૂર્તિ વૃદ્ધિ પામતી હતી—તે બાલક મોટો થવા લાગ્યો.[1] ૯૧.

नागेनोरसिचामरेणचरणेबालेन्दुनाफालके
पाण्योश्चक्रगदाधनुर्डमरुकैर्मूर्ध्नित्रिशूलेनच ॥
तत्तस्याद्भुतमाकलय्यललितंलेखाकृतेलांछितं
चित्रंगात्रममंस्ततत्रजनतानेत्रैर्निमेषोज्झितैः ॥ ९२ ॥

( તે બાલકના શરીરને ) છાતીમાં નાગવડે, ચરણમાં ચામરવડે, કપાળમાં બીજના ચંદ્રવડે, હાથમાં ચક્ર, ગદા, ધનુષ્ય અને ડમરૂવડે, તથા માથા ઉપર ત્રિશૂલવડે, એવી રીતે રેખાઓને અર્થે અંકિત કરેલા તે બાલકના અદ્‌ભુત્ સુંદર ગાત્રને નિમેષ રહિત નેત્રવડે જોઇને રેખાઓને અર્થે અંકિત કરેલું આ કોઈ ચિત્ર છે એમ ત્યાંનો જનસમુદાય માનતો હવો. ૯૨.

सर्गेप्राथमिकेप्रयातिविरतिंमार्गेस्थितेदौर्गते
स्वर्गेदुर्गमतामुपेयुषिभृशंदुर्गेऽपवर्गेसति ।
वर्गेदेहभृतांनिसर्गमलिनेजातोपसर्गेऽखिले
सर्गेविश्वसृजस्तदीयवपुषाभर्गोऽवतीर्णोभुवि ॥ ९३ ॥

સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારે પ્રથમ સનકાદિકની સૃષ્ટિ થઈ હતી તે જ્યારે વિરામ પામવા માંડી, જગત્‌માં દુર્ગતિ પમાડનારા માર્ગ થવા માંડ્યા, સ્વર્ગમાં જવાનું ઘણું કઠિણ થવા માંડ્યું, મોક્ષ અત્યંત દુષ્પ્રાપ્ય થવા માંડ્યો, દેહધારી (પ્રાણીઓ)નો વર્ગ સ્વભાવથીજ મલિન હોવા લાગ્યો, અને વિશ્વના સૃજનારા બ્રહ્મદેવની આખી સૃષ્ટી ઉપસર્ગોથી (નાશકારક વિઘ્નોથી) વ્યાપ્ત થઈ જવા લાગી, ત્યારે શ્રી શંકરાચાર્યના દેહે કરીને શ્રી સદાશિવે પૃથ્વીમાં અવતાર ધારણ કર્યો. ૯૩.

इतिश्रीमाधवीयेतदवतारकथापरः
संक्षेपशङ्करजयेसर्गःपूर्णोद्वितीयकः ॥२॥

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકરદિગ્વિજયમાં શ્રી શંકરના અવતારની કથાના વર્ણન સંબંધી આ બીજો સર્ગ સંપૂર્ણ થયો. ૨.

॥ समाप्तोयं द्वितीयः सर्गः ॥

કથન તે અનુમાનાલંકાર." (જુઓ સા.દ. કા. ૭૧૧) [1] અહીં રાજ્યશ્રી આદિકની અને શંકરની મૂર્તિની વૃદ્ધિનો સહભાવ ચમત્કારિક રીતે વર્ણાયો છે માટે સહોક્તિઅલંકાર. "सहोक्तिःसहभावश्चेद्भासतेजनरंजनः" "સામાને રંજન કરે એવો સહભાવ વર્ણાયો હોય ત્યાં સહોક્તિ અલંકાર" (કુ. કા. ૫૭).

## तृतीयःसर्गः

[१]इतिबालमृगांकशेखरेसतिबालत्वमुपागतेततः ।
दिविषत्प्रवराःप्रजज्ञिरेभुविषट्शास्त्रविदांसताकुले ॥ १ ॥

પાછલા સર્ગમાં શિવના અવતારનું વર્ણન કર્યા પછી તે તે દેવોના અવતારનું વર્ણન કરવાનો ઉપક્રમ કરેછે કે,—એ પ્રમાણે બાલચંદ્ર જેના માથા ઉપરછે એવા શંકર સતિ માતાના બાલકપણાને પામ્યા તે પછી શંકરે અવતાર ધારણ કર્યા પછી દેવોમાં ઉત્તમ દેવો પૃથ્વી ઉપર છ શાસ્ત્ર જાણનારા સત્પુરૂષોના કુલમાં ઉત્પન્ન થયા. ૧.

कमलानिलयःकलानिधेर्विमलाख्यादजनिष्टभूसुरात् ।
भुविपद्मपदंवदन्तियंसविपद्येनविवादिनांयशः ॥ २ ॥

તેમાં હવે પ્રથમ વિષ્ણુનો અવતાર થયો તે વર્ણવતાં કહેછે કે,—લક્ષ્મીનું સ્થાન એવા વિષ્ણુ વિમલ નામે કલાના ભંડાર જેવા બ્રાહ્મણથકી ઉત્પન્ન થયા; જેને પૃથ્વી ઉપર લોકો પદ્મપદ કરીને કહેછે તથા જેનાવડે પ્રતિવાદી પંડિતોનો યશ વિપત્તિ યુક્ત થયેલોછે. અર્થાત્ વિવાદી પંડિતો યશ, વિપત્તિમાં આવી પડ્યો એટલે ખંડિત થયો—નાશ પામ્યો એ તાત્પર્ય. ૨.

पवनोऽप्यजनिप्रभाकरात्सवनोन्मीलितकीर्तिमण्डलात् ।
गलहस्तितभेदवाद्यसौकिलहस्तामलकाभिधामधात् ॥ ३ ॥

કાલે કરીને વિકાર પામ્યુંછે કીર્તિમણ્ડલ જેનું એવા પ્રભાકર (સૂર્ય) રૂપ પ્રભાકાર પંડિતથકી વાયુદેવ ઉત્પન્ન થયા; તથા ભેદ વાદિયોની ગળચી પકડીને તેમને જેણે બાહાર કાઢી મૂક્યાછે એવા તે પ્રકટ થયેલા પવને 'હસ્તામલક' એવું નામ ધારણ કર્યું. ૩.

पवमानदशांशतोजनिप्लवमानांचातियद्यशोंबुधौ ।
धरणीमथितावादिवाक्तरणीयेनसतोटकाव्हयः ॥ ४ ॥

વાયુનો દશાંશાવતાર કહેછે,—વાયુના દશાંશથી તોટક નામે આચાર્ય ઉત્પન્ન થયા; જેના યશરૂપી સમુદ્રમાં પૃથ્વી તરતી તરતી ચાલી જાયછે, તથા વિવાદ કરનારાઓની વાણીરૂપ નૌકાને જેણે ડામાડોળ કરી નાખીછે. ૪.

उदभाविशिलादसूनुनामदवद्वादिकदंबनिग्रहैः ।
समुदंचितकीर्तिशालिनंयमुदंकंब्रुवतेमहीतले ॥ ५ ॥

શિલાદના પુત્ર નંદીકેશ્વરે પછી અવતાર ધારણ કર્યો; જેણે મદવાલા વાદીઓનો સદાયનો નિગ્રહ કર્યા તેથી તેની કીર્તિ સર્વથી ઉંચે ચઢીને શોભવા લાગી તથા તેથી તેને પૃથ્વી ઉપર સર્વ કોઈ 'ઉદંક' કરીને કહેછે. ૫.

૧ આ અને તે પછીના ઘણા શ્લોકમાં ચરણના આદિમ ભાગમાં અનુપ્રાસ મુકયા છે. જેમ इतिबाल सतिबाल; दिविषत्–भुविषट् इत्यादि.

विधिरास सुरेश्वरो गिरां निधिरानंदगिरिर्व्यजायत ।
अरुणः समभूत्सनंदनो वरुणो जायत चित्सुखाह्वय ॥६॥

બ્રહ્મા, સુરેશ્વર અથવા મંડનમિશ્ર થયા; બૃહસ્પતિ, આનંદગિરિ થયા; અરૂણ સનંદન થયો અને વરૂણ ચિત્સુખનામે ઉત્પન્ન થયો. ૬.

अपरेऽप्यभवन्दिवौकसः स्वपरेर्ष्यापराविद्विषः प्रभोः ।
चरणं परिसेवितुं जगच्छरणं भूसुरपुंगवात्मजाः ॥ ७ ॥

બીજા દેવતાઓ પણ, જેઓ પોતાના પારકાની ઈર્ષ્યા કરનારાછે તેમજ દ્વેષ કરનારા હોઈને, જગતને શરણ આપનારા પ્રભુ શંકરાચાર્યનાં ચરણ સેવવાને બ્રાહ્મણ શ્રેષ્ઠોનાં પુત્ર થઈને અવતર્યા. ૭.

चार्वाकदर्शनविधानसरोषधातृशापेन गिष्पतिरभूद्भुवि मंडनाख्यः ।
नंदीश्वरः करुणयश्वरचोदितः सन्नानंदगिर्यभिधयाव्यजनीति केचित् ॥८॥

[2]બૃહસ્પતિયે દેહાત્મવાદી નાસ્તિકોનું શાસ્ત્ર બનાવી આપ્યું તેથી ક્રોધયુક્ત થયેલા બ્રહ્મદેવના શાપવડે બૃહસ્પતિ મંડનમિશ્ર થઈજે અવતર્યા અને કરૂણાવડે શંકરની પ્રેરણાથી નંદીશ્વર 'આનંદગિરિ' એ નામના થઈને અવતર્યા. એવું કેટલાકનું મતછે. ૮.

अथावतीर्णस्य विधेः पुरंध्री साभूद्यदाख्योभयभारतीति ।
सरस्वती सा खलु वस्तुवृत्त्या लोकोऽपि तां वक्ति सरस्वतीति ॥ ९॥

હવે બ્રહ્માએ પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યો ત્યારે તેની કુટુંબિની (સ્ત્રી) સરસ્વતીએ પણ અવતાર ધારણ કર્યો તથા તેનું નામ 'ઉભયભારતી' એવું પ્રસિદ્ધ થયું. તે વસ્તુતઃ સરસ્વતીજ હતી અને લોકો પણ તેને સરસ્વતીજ કેહેતા હતા. ૯.

पुरा किलाध्यैषित धातुरंतिके सर्वज्ञकल्पा मुनयो निजं निजं ।
वेदं तदा दुर्वसनोऽतिकोपनो वेदानधीयन्क्वचिदस्खलत्स्वरे ॥१०॥

સરસ્વતીને અવતાર લેવાનું નિમિત્ત એવું હતું કે,—પૂર્વે (એક વખત) બ્રહ્મદેવની પાસે સર્વજ્ઞ જેવા (સર્વજ્ઞમાં કાંઈક ન્યૂન) મુનિયો પોતપોતાનો વેદ ભણતા હતા તે વખતે મહાક્રોધી મુનિ દુર્વાસા વેદ ભણતાં ભણતાં કોઈક જગોએ સ્વર લેતાં ભૂલા પડ્યા. ૧૦.

तदा जहासेंदुमुखी सरस्वती यदंगमर्णोद्भवशब्दसंततिः ।
चुकोप तस्यै दहनानुकारिणा निरैक्षताक्ष्णा मुनिरुग्रशासनः ॥११॥

૧ શ્લોક બીજામાં કહ્યું છે કે વિષ્ણુ પદ્મપાદ થયા. હવે સનંદન એજ પદ્મપાદ હોવાથી અને અરૂણ સનંદન હોવાથી એ મસમજવું કે વિષ્ણુ તથા અરૂણ એ બેના અંશથી પદ્મપાદ થયા હતા. ૨. સુરેશ્વર બ્રહ્માનો અવતારછે એમ પુર્વે છટ્ઠા શ્લોકમાં કહ્યુછે અને ફરીને અહીં કહે છે કે બૃહસ્પતિ મંડનમિશ્ર (તેનુંજ બીજુ નામ સુરેશ્વર હતું) થયા એ મતાંતર બતાવવા માટે લખ્યું છે. તેમજ બૃહસ્પતિ આનંદગિરિ થયા એમ કહયું છે, પણ અહીં નંદીશ્વર આનંદગિરિ થયાનું લખેછે, તે પણ મતાંતરછે. અથવા બે બે દેવોના અંશથી તેમનો અવતાર થયો હતો એમ પણ કહી શકાય.

તે જોઇને વર્ણથી ઉત્પન્ન થયેલી શબ્દસંતતિ એજ જેનું શરીર છે. એવી ચંદ્રમુખી સરસ્વતીએ હાસ કર્યું; સરસ્વતીએ પોતાનું હાસ કર્યું તેથી ભયંકર જેની શિક્ષા છે એવા તે મુનિને તે સરસ્વતી ઉપર ક્રોધ ચઢ્યો અને અગ્નિના સરખાં લાલવર્ણનાં નેત્ર કરીને તેના સામું જોયું. ૧૧.

**शशापतांदुर्विनयेत्रनीतलेजायस्वमर्त्येष्वविभक्तसरस्वती ।**
**प्रसादयामासनिसर्गकोपनंतत्पादमूलेपतिताविषादिनी ॥१२॥**

અને શાપ દીધો કે હે દુર્વિનયવાળી! પૃથ્વી ઉપર મનુષ્યોમાં તું ઉત્પન્નથા. (અર્થાત્ તારા દુર્વિનયને લીધે તું પૃથ્વી ઉપર મનુષ્યનો અવતાર ધારણ કરીશ; કેમકે દુર્વિનયવાળાને દેવપણું યોગ્ય નથી!) આ શાપ સાંભળીને સરસ્વતી ભય પામી તથા ખેદ પામીને તે મુનિના ચરણ મૂલમાં પડી-તેમને પગે લાગી અને તે સ્વભાવે કરીને ક્રોધી મુનીને પ્રસન્ન કરવાનો યત્ન કરવા લાગી. ૧૨.

**दृष्ट्वाविषण्णांमुनयःसरस्वतींप्रसादयांचक्रिरेमंतमादरात् ।**
**कृतापराधांभगवन्क्षमस्वतांपितेवपुत्रंविहितागसंमुने ॥१३॥**

પછી બીજા મુનીઓએ સરસ્વતીને ખેદ પામેલી જોઇને તે દુર્વાસા મુનિને પ્રસન્ન કરવાને આદરથી યત્ન કરવા માંડ્યો. તેઓ બોલ્યા કે, હે મુનિ! પુત્રે અપરાધ કર્યો હોય તેને જેમ પિતા ક્ષમા કરેછે તેમ હે ભગવાન્! જેણે અપરાધ કર્યો છે એવી સરસ્વતીને તમે ક્ષમા કરો. ૧૩.

**प्रसादितोभूदथसंप्रसन्नोवाण्यामुनींद्रैरपिशापमोक्षम् ।**
**ददौयदामानुषशंकरस्यसंदर्शनंस्याद्भवितास्यमर्त्या ॥ १४ ॥**

એ પ્રમાણે સરસ્વતી અને બીજા મુનીંદ્રોએ દુર્વાસાને પ્રસન્ન કર્યા ત્યારે પ્રસન્ન થઇને તેમણે શાપનો મોક્ષકાલ નિર્માણ કર્યો કે જ્યારે શંકર મનુષ્યાવતાર ધારણ કરશે અને તેનું સાક્ષાત્ દર્શન તને ( સરસ્વતીને ) થશે ત્યારે તું અમર્ત્ય થઇશ—મનુષ્ય દેહ તજીને દેવપણાને પામીશ. ૧૪.

**साशोणतीरेऽजनिविप्रकन्यासर्वार्थवित्सर्वगुणोपपन्ना ।**
**यस्याबभूवुः सहजाश्चविद्याःशिरोगतंकेपरिहर्तुमिशाः ॥१५॥**

પછી સરસ્વતી શોણ નામે નદીને કાંઠે વિષ્ણુમિત્ર નામે બ્રાહ્મણને ઘેર કન્યા ઉત્પન્ન થઈ. તે જન્મથીજ સર્વ અર્થને જાણનારી તથા સર્વ ગુણે કરીને યુક્ત હતી; બધી વિદ્યાઓ[1] જન્મથીજ તેને આવડતી હતી. કેમકે જે જેના માથા ઉપર છે તે તેનું લઇ લેવાને કોણ સમર્થ છે? અર્થાત્—દુર્વાસાદિક મુનિયો પણ તે લઈ લેવાને સમર્થ નથી. ૧૫.

૧ બધી વિદ્યાઓ=ચૌદવિદ્યાઓ ચાર વેદ, છ વેદાંગ, મિમાંસા, ધર્મશાસ્ત્ર, ન્યાય, અને પુરાણ, એવી રીતે ચૌદ.

सर्वाणिशास्त्राणिषडंगवेदान्काव्यादिकान्वेत्तिपरंचसर्वम् ।
तन्नास्तिनोवेत्तियदत्रबालातस्मादभूच्चित्रपदंजननानाम् ॥१६॥

સાંખ્ય, પાતંજલ, વૈશેષિક, ન્યાય, મિમાંસા, અને વેદાંત એ છએ શાસ્ત્ર, તથા શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ, એ છ અંગ—તથા ઋગ, યજુર, સામ, અથર્વ, એ ચાર વેદ—તથા કાવ્ય, નાટક, ઇતિહાસ, આખ્યાયિકા ઇત્યાદિ તથા બીજું પણ જે રહ્યું તે સર્વ તે બાલા સરસ્વતી જાણતી હતી. જગત્‌માં એવું કાંઈ નહોતું કે તે બાલા સરસ્વતી ન જાણતી હોય! અને તેથી લોકોને તે મોટું આશ્ચર્ય લાગવા લાગ્યું.૧૬.

એ રીતે સરસ્વતીનો પ્રાદુર્ભાવ કહ્યા પછી તેનો વિવાહ કેમ થયો તે કહેવાનો ઉપક્રમ કરેછે કે—

साविश्वरूपंगुणिनंगुणज्ञामनोभिरामंद्विजपुंगवेभ्यः ।
शुश्रावर्ताचापिसविश्वरूपस्तस्मात्तयोर्दर्शनलालसाभूत् ॥१७॥

ગુણને જાણનારી તે સરસ્વતીએ ઘણા શ્રેષ્ઠ બ્રાહ્મણોના મુખથી સાંભળ્યું કે વિશ્વરૂપ ('મંડન' એવું તેનું બીજું નામ હતું) નામે ગુણવાન અને મનને આનંદ આપે એવો એક બ્રાહ્મણછે; તે વિશ્વરૂપે પણ સરસ્વતીનું વર્ણન સાંભળ્યું. તેથી તેમને અરસ્પરસ જોવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. ૧૭.

अन्योअन्यसंदर्शनलालसौतौचिंताप्रकर्षादधिगम्यनिद्राम् ।
अवाप्यसंदर्शनभाषणानिपुनःप्रबुद्धोविरहाग्नितप्तौ ॥१८॥

તેમને એક બીજાને જોવાની ઇચ્છા હતી તેથી તેનું તે ચિંતન તેમને થવા લાગ્યું. અને તે ચિંતનના બલથી, જ્યારે તેમને નિદ્રા આવી ત્યારે, સ્વપ્નમાં તેમનો મેળાપ થયો. સ્વપ્નમાં તેમણે એક બીજાને જોયાં તથા વાતચીત કરી; પણ જ્યારે જાગ્યાં ત્યારે પાછાં ફરીને વિરહરૂપી અગ્નિવડે તેઓ તપ્ત થવા લાગ્યાં.

दिदृक्षमाणावपिनेक्षमाणावन्योन्यवार्त्तात्हृतमानसौतौ ।
यथोचिताहारविहारहीनौतनौतनुत्वस्मरणादुपेतौ ॥१९॥

તે બન્ને એક બીજાને જોવાની ઇચ્છાવાળાં છતાં એક બીજાને જોઇ શકતાં નહોતાં તે શું, તથા સ્વપ્નમાં એક બીજાની વાર્તા સાંભળીને તેમનાં ચિત્તનું હરણ થયું હતું તેથી જોઇએ તેવો આહાર વિહાર તે કરતાં નહોતાં તેથી, એક બીજાનું સ્મરણ કરીને તેમનું શરીર કૃશ થઇ ગઇ હતું. ૧૯.

दृष्ट्वातदीयौपितरौकदाचिदपृच्छतांतौपरिकर्शितांगौ ।
वपुःकृशंतेमनसोप्यगर्वोनव्याधिमीक्षेनचहेतुमन्यम् ॥ २० ॥

તે બન્નેનું શરીર અત્યંત કૃશ થઇ ગયેલું જોઇને તેમનાં માતાપિતા એક વખત તેમને પૂછવા લાગ્યાં કે—તારૂં શરીર સૂકાઈ ગયુંછે અને મન પણ ગર્વ રહિત દીનતા પામી ગયું

હોય તેમ દેખાયછે તેનું કારણ શુંછે? મને તારા શરીરમાં કોઇ વ્યાધિ જોવામાં આવતો કે કોઈ બીજો પણ હેતુ દૃષ્ટિએ પડતો નથી. ૨૦.

इष्टस्यहानेरनभीष्टयोगाद्भवन्तिदुःखानिशरीरभाजाम् ।
वीक्ष्येनतौद्वावपिवीक्षमाणोविनानिदानंनहिकार्यजन्म ॥२१॥

જ્યારે ઈષ્ટ પદાર્થનો વિયોગ થાય અથવા અનભીષ્ટ પદાર્થનો યોગ થાય ત્યારેજ દેહ ધારીઓને દુઃખ ઉત્પન્ન થાયછે. હું જોઉછું, પરંતુ તે બન્ને મને તારામાં માલુમ પડતાં નથી; અને કારણ વિના કાર્ય ઉપજતું પણ નથી. તાત્પર્ય કે, એટલા માટે તારે એ ગૂઢ કારણ શુંછે તે અમને કહેવું જોઇએ. ૨૧.

नतेसगादुद्वहनस्यकालःपरावमानोनचनिःस्वतावा ।
कुटुंबभारोमयिदुःसहोऽयंकुमारवृत्तेस्तवकात्रपीडा ॥२२॥

તારો વિવાહકાલ હજી વીતી ગયો નથી કે તે સંબંધી તને કાળજી ઉત્પન્ન થાય; તારૂં કોઈ બીજાએ અપમાન કર્યું નથી; અથવા તને દારિદ્ર ( ધનહીનતા ) પ્રાપ્ત થયું નથી. આ દુઃસહ, કુટુંબનો ભાર તો મારે માથેછે. ત્યારે કુમારાવસ્થામાં એવતા બાલકને—તને આ લોકમાં શું દુઃખછે તે કહે? ૨૨.

नमूढभावःपरितापहेतुःपराजितिर्वातवतन्निदानम् ।
विद्वत्सुविस्पष्टतयाग्रपाठात्सुदुर्गमार्थादपितर्कविद्भिः ॥२३॥

વળી પરિતાપનો હેતુ જે મૂઢભાવ તેપણ તારે નથી. અથવા તારા દુઃખનું કારણ પરાજય પણ નથી; કેમકે તર્કશાસ્ત્રને જાણનારા વિદ્વાનોને પણ જેનો અર્થ અત્યંત દુર્બોધ થઈ પડે એવો શ્રેષ્ઠ પાઠ તું વિદ્વાનોમાં અતિ સ્પષ્ટપણે કરે છે.

आजन्मनोविहितकर्मनिषेवणंतेस्वप्नेऽपिनास्तिविहितेतरकर्मसेवा ।
तस्मान्नभेयमपिनारकयातनाभ्यःकिंतेमुखंप्रतिदिनंगतशोभमास्ते?॥२४॥

જન્મથી આરંભીને વેદ વિહિત કર્મનું તે સેવન કર્યુંછે, અને જે કર્મનું આચરણ કરવાની વેદની આજ્ઞા નથી તેવા કર્મનું સેવન તેં સ્વપ્ને પણ કર્યું નથી; માટે તારે નરકની યાતનાઓ થકી પણ ભય પામવાનો નથી. એવી રીતે આ લોક તથા પરલોક, બન્ને લોકના દુખથી તું નિર્મુક્ત છતાં પણ દિવસે દિવસે તારૂં મુખ શોભા રહિત કેમ થતું જાય છે? ૨૩.

निर्बंधतोबहुदिनंप्रतिपाद्यमानौवक्तुंकृपाभरयुताविदमूचतुःस्म ।
निर्बंधतस्तवदामिमनोमतंमेवाच्यंनवाच्यमितियद्वितनोतिलज्जाम्॥२५॥

એ પ્રમાણે મંડન તથા સરસ્વતીનાં માતપિતાએ પોતપોતાનાં બન્ને સંતાનને ઘણા દિવસ સુધી અતિ આગ્રહથી પોતાના દુઃખનું કારણ કહેવાને કહ્યા કર્યું ત્યારે તેમણે સ્નેહજન્ય અતિશય કૃપાવાળાં પોતાનાં માબાપને આ પ્રમાણે કહ્યું. (મંડને પોતાનાં માબાપને

૧ 'प्रपाठात्' એવો પણ પાઠછે. એનો અર્થ 'પાઠથી'.

૨ 'सुदुर्जयार्थात्' 'અત્યંત દુર્જય થઈ પડે એવા પાઠથી' એવો પણ પાઠ છે.

શું કહ્યું તે પ્રથમ બતાવે છે—) મારા મનમાં જે છે તે મારે તમને કહેવું કે ન કહેવું એમ લજ્જા ઉત્પન્ન કરે છે—અથવા મારા મનની જે વાત મારે તમને ન કહેવી જોઇએ તે કહેવી પડેછે તેથી મને લજ્જા ઉત્પન્ન થાયછે, તથાપિ તમારા અતિ આગ્રહથી તે મારા મનની વાત હું તમને કહુંછું. ૨૫.

**शोणाख्यपुन्नदतटेवसतोद्विजस्यकन्याश्रुतिंगतवतीद्विजपुंगवेभ्यः ।**
**सर्वज्ञतापदमनुत्तमरूपवेषांतामुद्विवक्षतिमनोभगवन्मदीयम् ॥२६॥**

શોણ નામે પુરૂષ વાચક નદીના કિનારા ઉપર રહેનારા એક વિષ્ણુ મિત્ર નામે બ્રાહ્મણની કન્યા સર્વજ્ઞતાની આશ્રયભૂત—સર્વજ્ઞ, અને સર્વોત્તમ રૂપ તથા વેશવાળીછે એમ મેં ઉત્તમ બ્રાહ્મણો પાસેથી સાંભળ્યું છે; હે ભગવાન્ ! મારૂં મન તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરેછે. અર્થાત્ તેની સાથે મારૂં લગ્ન થાય, એવી મારી ઇચ્છાછે. ૨૬.

**पुत्रेणसोऽतिविनयंगदितान्वशाद्वौविप्रौवधूवरणकर्मणिसंप्रवीणौ ।**
**तावायतुर्द्विजगृहंद्विजसंदिदृक्षुदेशानतीत्यबहुलान्निजकार्यसिद्ध्यै ॥२७॥**

એ પુત્રે અતિ વિનયસહિત કહ્યું તે સાંભળીને હિમમિત્ર નામે મંડનના પિતાએ [1]વધૂવરણ કર્મમાં સારી રીતે પ્રવીણ એવા બે બ્રાહ્મણોને મોકલ્યા. તે બે બ્રાહ્મણો પોતાના કર્મની સિદ્ધિને અર્થે વિષ્ણુમિત્ર બ્રાહ્મણનું દર્શન કરવાની ( તેને મળવાની ) ઇચ્છાથી ઘણાક દેશ ઓલંઘીને (તે તે દેશોમાં થઇને) વિષ્ણુમિત્રને ઘેર પહોંચ્યા. ૨૭.

ઉભય ભારતી (સરસ્વતી)ને તેનાં માતાપિતાએ તેના દુઃખનું કારણ પૂછવાથી તેણે આ પ્રમાણે કહ્યું કે—

**भूभृन्निकेतनगतःश्रुतविश्वशास्त्रःश्रीविश्वरूपइतियःप्रथितःपृथिव्याम् ।**
**तत्पादपद्मरजसेस्पृहयामिनिसंसाहाय्यमत्रयदितातभवान्विदध्यात्॥२८॥**

રાજસ્થાનમાં વિશ્વરૂપ કરીને એક બ્રાહ્મણ છે, જેણે સમગ્ર શાસ્ત્ર સાંભળ્યાં છે (પઠન કર્યાંછે) તથા શ્રી વિશ્વરૂપ એ નામથી જે પૃથ્વીમાં પ્રખ્યાત છે. હે તાત ! જો તમે આ કામમાં મને સાહાય્ય કરો તો તે પંડિતના ચરણ કમલના રજની હું નિત્ય ઇચ્છા કરૂંછું. તેમને પ્રાપ્ત થાય. અર્થાત્ તેનાં ચરણ સેવવાની તેની સાથે લગ્ન કરવાની, મારી ઇચ્છાછે, પરંતુ તેમાં જો તમે મને સાહાય થાઓ તો મારૂં તે કામ સફલ થાય. ૨૮.

**पुत्र्यावचःपिबतिकर्णपुटेनताते श्रीविश्वरूपगुरुणागुरुणाद्विजानाम् ।**
**आजग्मतुःसुवसनौविशदाभयष्टीसंप्रेषितौसुतवरोद्वहनक्रियायै ॥२९॥**

પોતાના કાનરૂપી પડીઆવડે પુત્રીના વચનનું પિતા જે વખતે પાન કરતો હતો ( જે વખતે પોતાની પુત્રીની વાણી પિતા સાંભળતો હતો) તે વખતે બ્રાહ્મણોના ગુરૂ—શ્રી વિશ્વરૂપના પિતા હિમમિત્રે પોતાના ઉત્તમ પુત્રનાં મોકલેલા બે બ્રાહ્મણો—જેમણે સારાં વસ્ત્ર પેહેરેલાં હતાં તથા જેમણે નિર્મલ કાંતિવાળી લાકડીઓ ઝાલેલી હતી—તે આવી પહોંચ્યા.૨૯.

[1] વહુ પસંદ કરવાના કામમાં.

**तावर्ज्यसद्विजवरौविहितोपचारैरायानकारणमथोशनकैरपृच्छत् ।**
**श्रीविश्वरूपगुरुवाक्यतआगतौस्वइत्यूचतुर्वरणकर्मणिकन्यकायाः ॥३०॥**

પછી વિષ્ણુમિત્રે તે બન્ને બ્રાહ્મણ શ્રેષ્ઠનું શાસ્ત્ર વિહિત ઉપચારથી પૂજન કરીને પછી ધીમેથી તેમના આવવાનું કારણ પુછ્યું. ત્યારે તેમણે કહ્યું કે શ્રી વિશ્વરૂપના પિતાના વચનથી કન્યા પસંદ કરવાને અર્થે અમે આવેલા છીએ. ૩૦.

**संप्रेषितौश्रुतवयःकुलवृत्तधर्मैःसाधारणींश्रुतवतास्वसुतस्यतनो ।**
**याचावहेतवसुतांद्विजतस्यहेतोरन्योन्यसंघटनमेतुमणिद्वयंतत् ॥३१॥**

પોતાના પુત્રનું શાસ્ત્રશ્રવણ, વય, કુલ, આચરણ અને ધર્મ એ સર્વની સમાન તમારી પુત્રીનું શાસ્ત્રશ્રવણ, વય, કુલ, આચરણ અને ધર્મ સાંભળીને પોતાના પુત્રને અર્થે તમારી કન્યાની યાચના કરવાને તેમણે અમને મોકલ્યા છે. માટે હે દ્વિજ! તે વિશ્વરૂપને અર્થે અમે તમારી પુત્રીની હિમમિત્રની આજ્ઞાનાથી યાચના કરીએ છીએ, તેથી એ બન્ને મણિનો અરસ્પરસ સંબંધ થાઓ, એમ અમારી ઇચ્છા છે. ૩૧.

**मत्यंतदुक्तमभिरोचतएवविप्रौपृष्ट्वावधूंममपुनःकरवाणिनिसम् ।**
**कन्याप्रदानमिदमापततेवधूपुनोचेदमूर्व्यसनसक्तिपुपीडयेयुः ॥३२॥**

બન્ને બ્રાહ્મણોનું એવું વચન સાંભળીને વિષ્ણુ મિત્ર કહેવા લાગ્યો કે, હે વિપ્રો! યદ્યપિ હિમમિત્રે કહેલું મને પ્રીતિકર છેજ, તથાપિ મારી સ્ત્રીને પૂછીને તે કાર્ય મારે કરવું જોઈએ. કેમકે કન્યાદાન કરવું એ નિરંતર સ્ત્રીઓના સ્વાધીનની વાતછે. એટલા માટે જો એ સંબંધી કાર્યમાં સ્ત્રીઓને પૂછીએ નહિ, અને કદાચિત્ લગ્ન કર્યા પછી તેમાંથી કાંઈ દુઃખ ઉત્પન્ન થઈ આવે તો, તે સ્ત્રીઓ પછીથી (નિરંતર) પીડા કર્યા કરે. ૩૨.

**भार्यामपृच्छदथकिंकरवावभद्रेविप्रौवरीतुमनसौखलुराजगेहात् ।**
**एतांसुतांसुतनिभातवयास्तिकन्याब्रूहित्वमेकमनुमायपुनर्नवाच्यम् ॥३३॥**

બ્રાહ્મણોને એમ કહીને પછી તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું કે હે [1]ભદ્રે! તારી જે કન્યાનુ માગુ કરવાના ઇચ્છાથી રાજસ્થાનમાંથી બે બ્રાહ્મણો આવ્યાછે. માટે આપણે તેમને કન્યા આપવાની 'હા' કહેવી કે 'ના' કહેવી? શું કરવું તે કહે. પણ એકવાર 'હા' કે 'ના' કહ્યા પછી તું ફરીને બોલ્યું ફેરવીશ નહિ.[2] ૩૩.

**दूरेस्थितिःश्रुतवयःकुलवित्तजातंनज्ञायतेतदपिकिंप्रवदामितुभ्यम् ।**
**वित्तान्वितायकुलवृत्तसमन्वितायदेयासुतेतिविदितंश्रुतिलोकपोश्च ॥३४॥**

એમ સાંભળીને વિષ્ણુ મિત્રની સ્ત્રીએ કહ્યું કે,—પ્રથમ તો તે ઘણે દૂર રહેછે તેથી તથા તેનું શ્રુત (શાસ્ત્રશ્રવણ), વાય, કુલ, વૃત્ત, જન્મ પણ હું જાણતી નથી તેથી, તમને

૧. સ્ત્રીનું સંબોધન એવું સંબોધન કરવા ઉપરથી એમ વ્યંજના થાયછે કે આ કાર્ય આપણું ભદ્રાશુભ કરનારૂં છે.

૨. 'सकृतकन्याप्रदीयते' 'કન્યા એકજવાર અપાયછે' એવું સ્મૃતિ વચન છે. માટે એકવાર 'આપી' કહ્યા પછી ફરી વચન ફેરવવું યોગ્ય નથી.

હું એમાં શું કહું?—શો અનુમત આપું? અને દ્રવ્યવાન, કુલવાન તથા સદાચરણી વરને કન્યા આપવી એ પ્રમાણે તો [1]વેદમાં અને લોકમાં પણ પ્રસિદ્ધ છે. ૩૪.

**नैवंनियंतुमनघेतवशक्यमेतत्तांरुक्मिणींयदुकुलायकुशस्थलीशे ।**
**पादात्सभीष्मकनृपःखलुकुंडिनेशस्तीर्थापदेशमटतेलपरीक्षिताय ॥३५॥**

એ સાંભળીને વિષ્ણુ મિત્રે કહ્યું કે,—હે અનઘે! (હે પાપરહિત સ્ત્રી) કુલવૃત્તાદિકની પરીક્ષા કરીને જાણીતાનેજ કન્યા આપવી એમ જો તું કહેતી હોય તો તેવો નિયમ તારાથી બનવો શક્ય નથી, તેમકે તીર્થયાત્રાના નિમિત્તથી ફરતા, દ્વારકાના ધણી અને યાદવ કુલમાં ઉત્પન્ન થયેલા કૃષ્ણને પરીક્ષા કર્યા વિનાજ ( માત્ર તેની પ્રસિદ્ધિ ઉપરથી ) કુંડિનપુરના રાજા ભીષ્મકરાજે પોતાની કન્યા રૂક્મિણી આપી હતી. તાત્પર્ય કે, આ હિમમિત્રનો પુત્ર પણ તેવોજ પ્રસિદ્ધ છે માટે તેને કન્યા આપવાને કાંઈ બાધ નથી. ૩૫.

તું કહેશે કે શ્રીકૃષ્ણ તો પરમેશ્વર રૂપે સર્વત્ર પ્રખ્યાત થયેલા હતા માટે ભીષ્મકે તેને કન્યા આપી તે ઠીકજ છે; પણ આ તો મનુષ્ય છે, માટે તેની તુલના શ્રીકૃષ્ણ સાથે થાય નહિ. તો—

**किंकेनसंगतमिदंसतिमाविचारीर्योवैदिकींसरणिमप्रहतांप्रयत्नात् ।**
**प्रातिष्ठिपत्सुगतदुर्जयनिर्जयेनशिष्यंयमेनमशिषत्सचभट्टपादः ॥३६ ॥**

હે સતિ! આ દૃષ્ટાંતમાં શાનો શાની સાથે સંબંધ છે એમ તું વિચાર કરીશ નહિ; કેમકે જેણે બૌદ્ધમાં જેઓને જીતવા કઠણ હતા તેમના ઉપર જય મેળવીને જેણે વેદના અખંડિત માર્ગને પ્રયત્ને કરીને સ્થાપન કર્યો તે ભટ્ટપાદે જેને પોતાનો મુખ્ય શિષ્ય કરીને શિક્ષણ આપ્યુંછે તે એ વિશ્વરૂપ છે. અને તેથી પ્રસિદ્ધ પણછે. ૩૬.

**किंवर्ण्यतेसुदतियोभवितावरोनोविद्याधनंद्विजवरस्यनबाह्यवित्तम् ।**
**यान्वेतिसंततमनंतदिगंतभाजंयांराजचोरवनितानचहर्तुमीशाः ॥३७॥**

હે સુંદર દાંતવાળી સ્ત્રી! જે વિશ્વરૂપને આપણે આપણી કન્યાને અર્થે પસંદ કરવાનાં છીએ તેનું શું વર્ણન કરવું? અર્થાત્ તેના ગુણનું વર્ણન થઇ શકે એમજ નથી. તે વિદ્વાન્ છે એજ તેનામાં એક સર્વોત્તમ ગુણ છે. કેમકે ઉત્તમ બ્રાહ્મણનું વિદ્યા એજ ધન છે, પણ બાહારનું ધન તે કાંઈ ખરૂં ધન નથી. જેનો છેડો આવે નહિ એવી અથવા અપાર દિશાઓના અંતમાં (કોઈ પ્રદેશમાં) જો વિદ્વાન્ પુરૂષ જાય તો તે વિદ્યારૂપી ધન તેની પછવાડે પછવાડે આવ્યું જાય છે. તથા જેને રાજા, ચોર કે સ્ત્રીઓ હરી લેવાને સમર્થ નથી. એવું વિદ્યાધન વિશ્વરૂપમાં છે માટેજ તે વરણીય ( વરરૂપે કરવાને યોગ્ય ) છે. ૩૭.

[1] "कलंचशीलंचवयश्चरूपंविद्याचवित्तंचसनाताच॥एतान्गुणान्सप्तपरीक्ष्यदेयाकन्याबुधैःशेषमचिंतनीयम्" "કુલ, શીલ, વય, રૂપ, વિદ્યા, વિત્ત, અને સનાથતા, એ સાત ગુણની પરીક્ષા કરીને ડાહ્યા પુરૂષોએ કન્યા આપવી ઘટેછે; બાકીની વાતનો વિચાર કરવાનું પ્રયોજન નથી." એ સ્મૃતિ સૂક્ષ્મ શ્રુતિના વચન ઉપરથી.

**वध्वर्जनावनपरिव्ययगानितानिवित्तानिचित्तमनिशंपरिखेदयान्ति ।**
**चौरान्नृपात्स्वजनतश्चभयंजनानामूशर्मेतिजातुनगुणःखलुबालिशस्य ॥३८॥**

હે સ્ત્રી! દ્રવ્યને પ્રાપ્ત કરતાં, પ્રાપ્ત થયું તો તેનું રક્ષણ કરતાં, અને રક્ષણ કર્યું તો તેનો ખરચ કરતાં, તે દ્રવ્ય નિરંતર ચિત્તને ખેદ ઉત્પન્ન કરે છે. વળી જેની પાસે ધન છે એવા પુરૂષોને ચોરથી, રાજાથી અને સ્વજનથકી પણ ભય ઉપજે છે. વિદ્યા-રહિત મૂર્ખ ધનવાનને, જેને 'સુખ' કરીને કહે છે તે ગુણતો કદાપિ પ્રાપ્તજ થતો નથી!!૩૮..

**केचिद्धनंनिदधतेभुविनोपभोगंकुर्वन्तिलोभवशगानविदन्तिकेचित् ।**
**अन्येनगोपितमथान्यजनाहरन्तितच्चेन्नदीपरिसरेजलमेवहर्तृ ॥ ३९ ॥**

કેટલાક પુરૂષો લોભને વશ થઇને ધનનો ઉપભોગ કરતા નથી, પણ તેને પૃથ્વીમાં દાટે છે; કેટલાક પુરૂષો તે દાટેલા ધનનો જ્યારે ઉપભોગ કરવા ઇચ્છેછે ત્યારે તેમને તે પ્રાપ્ત થતું નથી; વળી કોઇએ સંતાડેલું ધન કોઈ બીજાજ પુરૂષ લેઈ જાય છે; તે ધન જો નદીને કાંઠે સતાડેલું હોય તો પાણીજ તેનું હરણ કરનારૂં થઈ પડે છે!! સારાંશ કે એવાને એવાંજ અનેક દુઃખથી મિશ્ર બાહ્યવિત્ત છે, માટે જેની પાસે વિદ્યારૂપી ધન છે તેજ શ્રેષ્ઠ છે. ૩૯.

**सर्वात्मनादुहितरोनगृहेविधेयास्ताश्चेत्पुरापरिणयाद्रजउद्गतंस्यात् ।**
**पश्येयुरात्मपितरौबतपातयन्तीदुःखेषुघोरनरकेष्वितिधर्मशास्त्रम् ॥४०॥**

વળી કોઈ પ્રકારે કરીને પણ દીકરીઓને ઘેર તો રહેવાજ ન દેવી. કેમકે તેમનું લગ્ન થયા પહેલાં પોતાના શરીરથી ઉત્પન્ન થયેલું રજ (આર્તવ) જુએ તો પોતાનાં માતપિતાને દુઃખરૂપ ઘોર નરકમાં નાખે છે, એમ [1]ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. ૪૦.

**माभूदयंममसुताकलहःकुमारींपृच्छावसावदतियंभवितावरोस्याः ।**
**एवंविधायसमयंपितरौकुमार्याअभ्याशमीयतुरितोगदितेष्टकार्यौ ॥४१ ॥**

અથવા,—આપણે આ કલહ કરવાનું કાંઇ પ્રયોજન નથી; આપણે તે સંબંધી આપણી પુત્રીનેજ પૂછીએ. તે મારી પુત્રી જેને વરવાનું કહેશે તે એનો વર થશે. એ પ્રમાણે સંકેત કરીને તે જગાએથી માતપિતા પોતાની કુમારી ઉભયભારતીની પાસે ગયાં તથા પોતે જે કરવાનું ધાર્યું હતું તે તેને કહ્યું. ૪૧.

**श्रीविश्वरूपगुरुणाप्रहितौद्विजातौकन्यार्थिनौसुतनुकिंकरवाववाच्यम् ।**
**तस्याःप्रमोदनिचयोनममौशरीरेरोमांचपूरमिषतोबहिरुज्जगाम ॥४२॥**

તે બોલ્યાં કે—શ્રીવિશ્વરૂપના પિતા હિમમિત્રે કન્યાની યાચના કરવાને અર્થે બે બ્રાહ્મણ મોકલ્યા છે. હે સુંદર દેહવાળી પુત્રી! માટે અમારે શું કરવું તે તું કહે. એવું

[1] "पितुर्गृहेतुयाकन्यारजःपश्येदसंस्कृता । भ्रूणहातात्पिताज्ञेयोवृषलीसाचकन्यका " "પરણ્યા વિનાની જે કન્યા બાપને ઘેર રહીને પોતાનું આર્તવ જુએ તો તેના પિતાને ગર્ભહત્યા કરનારો જાણવો અને તે કન્યાને વ્યભિચારિણી જાણવી."

વચન સાંભળીને ઉભયભારતીના આનંદનો સમૂહ તેના શરીરમાં માયો નહિ, પણ રોમાંચના સમુદાયને બાહાને તે શરીરમાંથી બાહાર નીકળ્યો.

तेनैवसामतिवचःमददौपितृभ्यांतेनैवतावपितयोर्युगलायसत्यम् ।
आदायविप्रमपरंपितृगेहतोस्यास्तौजग्मतुर्द्विजवरौस्वनिकेतनाय ॥४३॥

તે રોમાંચના મિષથીજ ઉભયભારતીએ પોતાનાં માતપિતાને પ્રત્યુત્તર આપ્યો; અને માતપિતાએ પણ તેજ રોમાંચના મિષથી પોતાને ઘેર આવેલા બન્ને બ્રાહ્મણોને સત્ય પ્રત્યુત્તર આપ્યો. અર્થાત્—ઉભયભારતીના રોમાંચથી તેનો હર્ષ પ્રકટ થયો તે ઉપરથી તેનાં માતાપિતાએ જાણ્યું કે એજ વર એને પ્રીતિકર છે. માતાપિતાને પણ ઉભયભારતીએ માન્ય કર્યું તેથી પોતાનું ઇચ્છિત સંપાદન થવાથી હર્ષ સૂચક રોમાંચ પ્રકટ્યાં, તેથી માગુ કરવા આવેલા બ્રાહ્મણોએ જાણ્યું કે આપણું કહેવું એમને માન્ય છે. પછી ઉભયભારતીના પિતાને ઘેરથી એક બીજો બ્રાહ્મણ લઇને તે બન્ને બ્રાહ્મણો પોતાને ઘેર (રાજસ્થાનમાં હિમ મિત્રને ઘેર) ગયા. ૪૩.

अस्माच्चतुर्दशदिनेभवितादशम्यांयामित्रभादिशुभयोगयुतोमुहूर्त्तः ।
एवंविलिख्यगणितादिषुकौशलास्याव्याख्यापरायादिशतिस्मसरस्वतीसा४४॥

આજથી ચૌદમે દિવસે દશમી તિથિએ લગ્નથી [1]સપ્તમ સ્થાનમાં શુભરાશિ, શુભચંદ્ર, આદિકના યોગયુક્ત મુહૂર્ત છે. એ પ્રમાણે લખીને ગણિતાદિકમાં કુશલ જેનું મુખ છે એવી સરસ્વતીએ લગ્નપત્રનું વ્યાખ્યાન કરનાર બ્રાહ્મણને તેનો ઉપદેશ કર્યો—તે આપ્યું.૪૪.

तौहृष्टपुष्टमनसौविहितेष्टकार्यौश्रीविश्वरूपगुरुमुत्तममैक्षिषाताम् ।
सिद्धंसमीहितमितिप्रथितानुभावोदृष्ट्वैवतन्मुखमसावथानिश्चिकाय ॥४५॥

પછી—પોતાનું ઇષ્ટકાર્ય જેમણે કર્યુંછે તથા જેમનું મન હર્ષ પામીને પુષ્ટ થયું છે એવા તે બે બ્રાહ્મણે વિશ્વરૂપના પિતા ઉત્તમ હિમમિત્રને જોયા—તેમની પાસે આવી પહોચ્યા. પ્રખ્યાત પ્રભાવવાળા હિમમિત્રે પણ તેમનાં મુખ જોઇનેજ અભિલાષિત વસ્તુની સિદ્ધિ થઇછે એમ નિશ્ચય કર્યો. ૪૫.

अन्यःस्वहस्तगतपत्रमदापिपत्रंदृष्ट्वाजहाससुखवारिनिधौममज्ज ।
विप्रान्यथोचितमपूपुजदागतांस्तान्नत्वांशुकादिभिरयंबहुवित्तलभ्यैः॥४६॥

પછી—વિષ્ણુ મિત્રે મોકલેલા બ્રાહ્મણે પોતાના હાથમાંનું લગ્ન પત્ર હિમમિત્રને આપ્યું. હિમમિત્ર તે પત્રને જોઇને હસ્યો તથા સુખરૂપી સમુદ્રમાં ડુબી ગયો, (બહુ આનંદ પામ્યો.) પછી તે આવેલા ત્રણે બ્રાહ્મણોને જેને જેમ ઘટે તેમ નમસ્કાર કરીને ઘણા ધન વડે પ્રાપ્ત થઈ શકે એવાં—અતિ મોઘાં—ભારે મૂલ્યનાં વસ્ત્ર આદિક આપીને તેમનો સત્કાર કર્યો. ૪૬.

पित्रानुशिष्टवसुधासुरशंसितेनविज्ञापितःसुखमवापसविश्वरूपः ।
कार्याण्यथाहपृथगात्मजनान्समेतान्बंधुप्रियःपरिणयोचितसाधनाय ॥४७

[1] વિવાહાદિ કાર્યમાં લગ્નથી સપ્તમસ્થાનની શુદ્ધિ વિશેષે કરીને જોવામાં આવેછે. (જુઓ મુહૂર્ત માર્તંડ.)

વિષ્ણુમિત્રને ઘેરથી આવેલા બ્રાહ્મણે લગ્નપત્ર આપ્યું, ઈત્યાદિ વર્તમાન કોઈ બ્રાહ્મણને કહીને તે દ્વારા જેણે વિશ્વરૂપને કહેવરાવ્યું છે. એવા પિતાએ તે તે વર્તમાનથી વિજ્ઞાપિત કરેલો વિશ્વરૂપ તે સાંભળીને સુખ પામ્યો. પછી બાંધવો જેને પ્રિયછે (અથવા બાંધવોને જે પ્રિયછે) એવા હિમમિત્રે પોતાને ઘેર એકઠા મળેલા સ્વજનને, વિવાહ કાર્યમાં જે જે જોઇએ તે તે સાહિત્ય સિદ્ધ કરવાને જૂદાં જૂદાં કાર્ય સોંપી દીધાં. ૪૭.

**मौहूर्तिकैर्बहुभिरेत्यमुहूर्तकालेसंदर्शितेद्विजवरैर्बहुविद्भिरिष्टैः ।**
**मांगल्यवस्तुसहितोऽखिलभूषणाढ्यःसमापदक्षततनुःपृथुशोणतीरम् ॥४८॥**

લગ્ન સામગ્રી તૈયાર કર્યા પછી અનેક શાસ્ત્ર જાણનારા અનેક મોહૂર્તિક (મુહૂર્ત કહેનારા—જોશી) દ્વિજવરોએ આવીને બતાવેલા મુહૂર્તની વેળાએ પોતાના ઇષ્ટજનને સાથે લઇને માંગલિક વસ્તુઓ સહિત તથા સમગ્ર અલંકાર ધારણ કરીને ખોડખાંપણ વિનાના શરીરવાળો વિશ્વરૂપ વિશાલ શોણનદીને તીરે પોહોચ્યો. ૪૮.

**शोणस्यतीरमुपयातमुपाशृणोत्सजामातरंबहुविधंकिलविष्णुमित्रः ।**
**प्रत्युज्जगाममुमुदेप्रियदर्शनेनप्रावीविशद्गृहमयुंबहुवाद्यघोषैः ॥ ४९ ॥**

શોણનદીના કાંઠા ઉપર નાના પ્રકાર સહિત આવેલા પોતાના જમાઇને વિષ્ણુમિત્રે સાંભળ્યો (અથવા શોણના કાંઠા ઉપર પોતાનો જમાઈ આવેલો છે એમ ઘણા પ્રકારે વિષ્ણુમિત્રે સાંભળ્યું) એટલે તે સામૈયું લઇને તેની સામો ગયો; તથા તેના પ્રતિકર દર્શનથી હર્ષ પામ્યો. પછી અનેક વાદ્યના નાદસહિત તેને ઘરમાં પ્રવેશ કરાવ્યો (ઉતારો આપી જાનને ઉતારી). ૫૦.

**दत्त्वासनंमृदुवचःसमुदीर्यतस्मैपाद्यंददौसमधुपर्कमनर्घ्यपात्रे ।**
**अर्घ्यंददावहमियंतनयागृहास्तेगावोहिरण्यमखिलंभवदीयमूचे ॥५०॥**

પછી તેને આસન આપીને તેની સાથે કોમલ વચનથી બોલીને પાદ્ય (પગ ધોવાનું પાણી) આપ્યું. તથા તે પછી અમૂલ્ય પાત્રમાં મધુપર્ક સહિત અર્ઘ્ય આપ્યું. પછી તેને કહ્યું કે હું, આ મારી પુત્રી, ઘર, ગાયો અને સઘળું સુવર્ણ (ધન), એ સર્વ તમારૂં છે. ૫૦.

**अस्माकमद्यपावितंकुलमादताःस्मःसंदर्शनंपरिणयव्यपदेशतोऽभूत् ।**
**नोचेद्भवान्बहुविदग्रसरःक्वचाहंभद्रेणभद्रमुपयातिपुमान्विपाकात् ॥५१॥**

આજ અમારૂં કુલ તમે પવિત્ર કર્યું અને અમારો પણ આદર કર્યો; વિવાહના મિષથી અમને તમારૂં દર્શન પ્રાપ્ત થયું. જો એમ નહોય તો બહુ શાસ્ત્ર જાણનારાઓમાં અગ્રેસર એવા તમે ક્યાં અને હું ક્યાં? પણ પુણ્યકર્મના વિપાકથકી પુરૂષને કલ્યાણ પ્રાપ્ત થાયછે. અર્થાત્—મારૂં પૂર્વજન્મનું એવું કોઈ સુકૃતજ આજ પ્રકટ થયું કે જેથી મને તમારા સરખા વિદ્વાન્ પુરૂષની પ્રાપ્તિ થઈ! ૫૧.

**यद्यद्गृहेऽत्र भगवन्निह रोचते ते तत्तन्निवेद्यमखिलं भवदीयमेतत् ।**
**वक्ष्यामि सर्वमभिलाषपदं त्वदीयमुक्तं हि संततमुपासितवृद्धपूगैः ॥५२॥**

વિશેષ શું કહેવું ? હે ભગવાન ! આ ઘરમાંનું જે જે કાંઈ તમને પ્રીતિકર હોય તે તે સઘળું તમારૂં નૈવેદ્યજ છે—તમને નિવેદનજ કરેલું છે. એવાં વિષ્ણુમિત્રનાં વચન સાંભળીને હિમમિત્રે કહ્યું કે એ સર્વ તમારૂંજ છે; તથાપિ મને પણ જે જે વસ્તુની અભિલાષા થશે તે તે હું તમને કહીશ. "આ સર્વ તમારૂં છે, ઈત્યાદિ" જે તમે કહ્યું તે તમારા સરખા—જેણે નિરંતર વૃદ્ધ પુરૂષોના સમૂહનું સેવન કર્યું છે તેવા—પુરૂષને યોગ્યજ છે. ૫૨.

**एवं मिथः परिनिगद्य विशेषमृद्व्या वाचा यतौ मदमवापतुरुत्तमौ तौ ।**
**अन्ये च संमुमुदिरे प्रियसत्कथाभिः स्वेच्छाविहारहसनैरुभये विधेयाः ॥ ५३॥**

એ પ્રમાણે વિશેષ કોમલ વાણીવડેયુક્ત વિષ્ણુમિત્ર અને હિમમિત્ર પરસ્પર બોલીને ઉત્તમ આનંદ પામવા લાગ્યા. બીજા પણ જેઓ બન્ને તરફના સેવક ચાકર આદિક હતા, તેઓ પણ પોતાને પ્રિય એવી સારી કથાઓવડે તથા પોતાની ઈચ્છામાં આવે તેમ વિહાર, હાસ્ય આદિક કરીને આનંદ પામવા લાગ્યા. ૫૩.

**कन्यावरौ प्रकृतिसिद्धस्वरूपवेशौ दृष्ट्वोभये पि परिकर्म विलंबमानाः ।**
**चक्रुर्विधेयमिति कर्तुमनीश्वरास्ते शोभाविशेषमपि मंगलवासरेऽस्मिन् ॥५४॥**

કન્યા અને વર બન્નેય સ્વભાવ સિદ્ધ સ્વરૂપ અને વેષવાળાં હતાં—સ્વભાવથીજ સૌંદર્ય યુક્ત હતાં તેથી તેમને જોઈને, તેમનાં અંગને અલંકૃત કરનારાં સ્ત્રીપુરૂષો, વિશેષ અલંકૃત કરવાને અસમર્થ થયાં તથાપિ અંગસંસ્કાર કરવોજ જોઈએ એવો વિધિ હોવાથી, વિધિને માન આપવાનેજ માત્ર, ઘણીવાર લગાડ્યા પછી તેમણે તેમને અંગસંસ્કાર (પીઠી ચોળવી આદિક પરિકર્મ) કર્યો. તથા આ લગ્નના ઉત્સવનો મંગલ દિવસ, તેથી તે નિમિત્ત કાંઈક વિશેષ અલંકાર પણ ધારણ કરાવ્યા. ૫૪.

**एतत्प्रभाप्रतिहतात्मविभूतिभावादाकल्पजातमपि नातिशयं वितेने ।**
**लोकप्रसिद्धिमनुसृत्य विधेयबुद्ध्या भूषां न्यधुस्तदुभये न विशेषबुद्ध्या ॥५५॥**

સરસ્વતી અને મંડનના શરીરની કાંતિવડે (પોતાનો અલંકારથી) શોભાયમાન કરવા રૂપ પ્રભાવ હણાવાના કારણથી અલંકાર સમૂદાય પણ કાંઈ તેમની શોભામાં અધિકપણું કરી શક્યો નહિ; એમ છતાં પણ લોકની પ્રસિદ્ધિ (રૂઢી) ને અનુસરીને, 'લગ્ન કરનારાં વર વહુએ અલંકાર ધારણ કરવા' એવો પણ એક વિધિ છે એવા વિચારથી તે બન્ને જણાંએ અલંકાર ધારણ કર્યા, પણ અલંકારથી કાંઈ વિશેષ શોભા પ્રાપ્ત થશે એવા વિચારથી ધારણ કર્યા નહોતા. ૫૫.

**मौहूर्तिका बहुविदोऽपि मुहूर्तकालमप्राक्षुरक्षतधियं खिलतासखीभिः ।**
**पश्चात्तदुक्तशुभयोगयतं शुभांशे मौहूर्तिकाः स्वमतितो जगृहुर्मुहूर्तम् ॥५६॥**

તે સ્થલમાં મૌહૂર્તિક (જોશીઓ) બહુ શાસ્ત્ર જાણનારારા હતા, તથાપિ સખીઓની સાથે બોલતી અક્ષત બુદ્ધિવાળી ઉભયભારતીને તેમણે મુહૂર્તનો સમય પૂછ્યો; અને તેણે તે સમય કહ્યા પછી શુભ યોગયુક્ત શુભ ગૃહના નવમાંશમાં મુહૂર્તવેત્તાઓએ પોતાની બુદ્ધિથી મુહૂર્તનું ગ્રહણ કર્યું. અર્થાત્ સરસ્વતીએ મુહૂર્તનો સમય કહ્યા પછી તે સમયનો જોશીઓએ પોતાની બુદ્ધિથી નિશ્ચય કર્યો. ૫૬.

**जग्राहपाणिकमलंहिगमित्रसूनुःश्रीविष्णुमित्रदुहितुःकरपल्लवेन ।**
**भेरीमृदंगपटहाध्ययनाब्जघोषैर्दिङ्मंडलेसुपरिमूर्च्छतिदिव्यकाले ॥५७॥**

પછી જે સમયે ભેરી, મૃદંગ, પટહ નામે વાદ્ય, વેદાધ્યયન, અને શંખના નિર્ઘોષવડે દિશાઓનાં મંડલ શબ્દાયમાન થઈ રહ્યાં હતાં તે દિવ્ય મુહૂર્તને સમયે હિમમિત્રના પુત્ર શ્રી વિશ્વરૂપે પોતાના હસ્ત પલ્લવવડે શ્રીવિષ્ણુ મિત્રની પુત્રી ઉભયભારતીના હસ્તકમલનું ગ્રહણ કર્યું. અર્થાત્ તે સમયે બન્નેનો હસ્તમેલાપ થયો. ૫૭.

**यंयंपदार्थमभिकामयतेपुमान्यस्तंस्तंप्रदायसमतूतुषतांतदीड्यो ।**
**देवद्रुमाविवमहासुमनस्त्वयुक्तौसंभूषितौसदसिचेरतुरात्मलाभौ ॥५८ ॥**

તે વરવહુના સ્તુતિપાત્ર પિતાઓ, જે જે પુરૂષ જે જે પદાર્થની ઈચ્છા કરે તે તે પદાર્થ આપીને સંતોષ પમતાં હતાં. જાણે મહાસુમનસ્ત્વ (બહુ પુષ્પતા) યુક્ત, અલંકૃત (બીજાની ઈચ્છા નહોવાથી) આત્મલાભવાળાં બે કલ્પવૃક્ષ હોય તેવા તે બંને પિતાઓ મહાસુમનસ્ત્વ (મોટી ઉદારતા) યુક્ત, અલંકૃત અને અભિલાષિત પ્રાપ્ત થવાથી આત્મલાભ વાળાં (પ્રાપ્ત કામ) થઇને સભામાં ફરતા હતા. ૫૮.

**आधायवह्निमथतत्रजुहावसम्यग्गृह्योक्तमार्गमनुसृत्यसाविश्वरूपः ।**
**लाजान्जुहावसवधूःपरिजिघ्रतिस्मधूमंप्रदक्षिणमथाकृतसोऽपिचाग्निम् ॥५९॥**

પછી વિશ્વરૂપે પોતાના ગૃહ્ય સૂત્રમાં કહેલા માર્ગને અનુસરીને અગ્નિહોત્રનું ધારણ કર્યું. તથા તેમાં સારી રીતે (યથાશાસ્ત્ર) હોમ કર્યો; તે વખતે વહુએ (ઉભયભારતીએ) લાજા હોમ કર્યા તથા તેનો ધૂમ સુંઘ્યો. પછી ઉભયભારતીએ અગ્નિની પ્રદક્ષિણા કરી અને તેની સાથે તેની પાછળ વિશ્વરૂપે પણ પ્રદક્ષિણા કરી. ૫૯.

**होमावसानपरितोषितावप्रवर्यःप्रस्थापिताखिलसमागतबंधुवर्गः ।**
**सरक्ष्यवह्निमनयासममग्निगेहेदीक्षाधरोदिनचतुष्कमुवासहृष्टः ॥६०॥**

હોમ કરી રહ્યા પછી બ્રાહ્મણ શ્રેષ્ઠને સંતુષ્ટ કરીને તથા ત્યાં આવેલા બાંધવવર્ગને વિદાય કરીને તે વિશ્વરૂપ પોતાની સ્ત્રી સરસ્વતી સહિત દીક્ષા ધારણ કરીને અગ્નિગૃહમાં અગ્નિનું રક્ષણ કરીને ચાર દિવસ સુધી હર્ષ પામીને રહ્યો. ૬૦.

**प्रतिष्ठमानिदयितेवरेस्मिन्नुपेत्समातापितरौवरायाः ।**
**आभाषिषातांशृणुसावधानोबालेवबालानतुवेत्तिकिंचित् ॥६१॥**

ચાર દિવસ વીત્યા પછી પોતાની પુત્રીનો આ પ્રિય વર વિશ્વરૂપ પોતાને ઘેર જવા નીકળ્યો ત્યારે તે પરણેલી કન્યાનાં માતાપિતા આવીને (પોતાના વેવાઇને) કહેવા

લાગ્યાં કે તમે સાવધાન થઇને સાંભળો; જેમ નાનું બાલક કાંઈ સમજતું નથી તેમ સુકોમલ અંગવાળી આ અમારી પુત્રી પણ કાંઈ સમજતી નથી. ૬૧.

**बालैरियंक्रीडतिकंदुकाद्यैर्जातक्षुधागेहमुपैतिदुःखात् ।**
**एकेतिबालागृहकर्मनोक्तासंरक्षणीयानिजपुत्रितुल्या ॥६२॥**

બાલકોની સાથે દડી આદિક રમવાનાં સાહિત્ય લેઇને (હજી) તે રમેછે; જ્યારે તેને ભુખ લાગેછે ત્યારે દુઃખે કરીને તે ઘેર આવેછે. તમે કહેશો કે 'ત્યારે તમે એને ઘરકામ કેમ શીખવ્યું નહિ? તો'—આ પુત્રી અમારે એકની એક (લાડકવાઈ) હોવાથી એને અમે ઘરનું કામ બતાવ્યું નથી; માટે તમારે પોતાની દીકરી બરોબર (ગણીને) એનું સંરક્ષણ કરવું યોગ્યછે. ૬૨.

**बालेयमंगवचनैर्मृदुभिर्विधेयाकार्यानरूक्षवचनैर्नकरोतिरुष्टा ।**
**केचिन्मृदूक्तिवशगाविपरीतभावाः केचिद्विहातुमनलंप्रकृतिंजनाहि ॥६३॥**

હે (હિમમિત્ર!) આ બાલકી પાસે કાંઈ કામ કરાવવું હોય ત્યારે એને કોમલ વાણીવડે કહીને કામ કરાવવું, પણ કઠોર વચન વડે ન કહેવું; (કેમકે કઠોર વચન સાંભળીને એને રીસ ચડેછે) અને રીસ ચઢી એટલે તે કહેલું કાર્ય કરતી નથી. તમે કહેશો, કે 'જે કઠોર વચનથી પણ કહ્યું કરશે નહિ તે કોમલ વચનથી તો તેમજ કરશે? તો'—કેટલાક માણસોનો સ્વભાવ એવો હોયછે કે તેઓ કોમલ વાણીથીજ વશ થાયછે; અને કેટલાક તેથી ઉલટા સ્વભાવના એટલે કઠોર વાણીથી વશ થાયછે; (કોઈપણ) મનુષ્ય પોતાની પ્રકૃતિ છોડવાને સમર્થ નથી!! ૬૩.

**कश्चिद्द्विजातिरधिगम्यकदाचिदेनामुद्वीक्ष्यलक्षणमवोचदनिंदितात्मा ।**
**मानुष्यमात्रजनननिजदेवभावेस्मान्चवोवचनमुग्रमयोज्यमस्याम् ॥६४॥**

'વારુ એકની એક દીકરી હોય અને તે બાલકોની સાથે રમવાના સ્વભાવવાળી હોય તથાપિ જેમને પણ વહાલો હોય તેમણે તો તેને કઠોર વચન કહીને પણ શિક્ષણ આપવું ઘટેછે, તો તમે તેને કેમ ઘરકામ શીખવ્યું નહિ?' એમ કહેશો તો,—

એક સમયે કોઈ પ્રશંસાપાત્ર બ્રાહ્મણ અહીં આવ્યો હતો તેણે આ બાલક કન્યાનાં લક્ષણ જોઇને અમને કહ્યું કે, 'આ કન્યાનો જન્મ માત્ર મનુષ્યનો છે; વસ્તુતઃ પૂછો તો એ નિરંતર દેવ સ્વભાવવાળી છે. એટલા માટે તમને એને વિશે ઉગ્ર વચનની યોજના કરવી નહિ—એને કઠોર વચન કહેવું નહિ.' ૬૪.

**सर्वज्ञतालक्षणमस्तिपूर्णमेषाकदाचिद्वदतोःकथायाम् ।**
**तत्साक्षिभावंप्रजितानवद्यासंदिश्यनाद्वेमसौजगाम ॥ ६५॥**

'એનામાં સર્વજ્ઞતાનું સંપૂર્ણ લક્ષણ છે; કોઈ વખત આ અનુપમ કન્યા બે વાદ કરનારાઓની કથામાં તેમના સાક્ષીપણાને પામશે તેમના વાદમાં હારજીતનો નીર્ણય કર-

નારી થશે.' એ પ્રમાણે અમને કહીને તે બ્રાહ્મણ ચાલતો થયો. ૬૫.

**श्वश्रूर्वरायावचनेनवाच्यास्नुषाभिरक्षायततेहितस्याम् ।**
**निक्षेपभूतातवसुंदरीयंकार्यागृहेकर्मशनैःशनैस्ते ॥ ६६ ॥**

વળી—આ ઉત્તમ કન્યાની સાસુને અમારા વચનથી તમે એમ કહેજો કે 'આ સુંદરી તમારા સ્વાધીનમાં થાપણરૂપે સોંપીછે; માટે તમારા ઘરમાં એની પાસે ધીમે ધીમે કામ કરાવજો.' કેમકે વહુનું રક્ષણ કરવું એ સાસુના હાથમાં છે. ૬૬.

**बाल्येषुबाल्यात्सुलभोऽपराधःसनेक्षणीयोगृहिणिजिनेन ।**
**वयंसुधीभूयहिसर्वएवपश्चाद्गुरुत्वंशनकैःप्रमाताः ॥ ६७ ॥**

બાલ્યાવસ્થામાં બાલકપણાને લીધે સેહેજ અપરાધ થઈ જાયછે અપરાધ થવો બહુ સુલભ છે, પણ ઘરની મુખ્ય સ્ત્રી (કુટુંબિની) એ તે ઉપર દૃષ્ટિ કરવી યોગ્ય નથી; આપણે સર્વે પણ અત્યંત બુદ્ધિમાન થયા પછીજ ધીમે ધીમે મહત્તાને પામ્યા છીએ. અર્થાત્ બાલ્યાવસ્થામાં સર્વે કોઈ એવાજ (સેહેજ અપરાધ કરે એવા) હોય છે, પણ પછી જેમ જેમ બુદ્ધિમાન થાયછે તેમ તેમ તે મોટાઈ પામેછે. ૬૭.

**दृष्ट्वाभिधातुमनलंचमनोऽस्मदीयंगेहाभिरक्षणविधौनहिदृश्यतेऽन्यः ।**
**दृष्ट्वभिधानफलमेवयथाभवेन्नौब्रूयात्तथेष्टजनताजननिंवरस्या ॥ ६८ ॥**

તમે કહેશો કે 'વારુ ત્યારે વરની માતાને તમે જાતેજ મળીને તેવી ભલામણ કરો' તો,—વરની માતાને મળીને (એ સર્વે) કહેવાને અમારૂં મન શક્તિમાન નથી—અમે કહી શકીએ એમ નથી; કારણ કે (અમે ત્યાં આવીએ ત્યારે અહીં અમારા) ઘરનું રક્ષણ કરવાને બીજો કાંઈ દેખાતો નથી—છે નહિ, પરંતુ જેવી રીતે અમે વરની માતાને જાતે મળીને કહીએ અને તેથી જે અમને ફલ થાય તે પ્રમાણે ઇષ્ટજનનો સમુદાય વરની માતાને કહે એવી અમારી પ્રાર્થના છે. ૬૮.

**वत्सेत्वमद्यगमितासिदशामपूर्वांतद्रक्षणेनिपुणधीर्भवसुभ्रुनित्यम् ।**
**कुर्यान्नबालविहृतिंजनतोपहास्यांसानाविवापरमियंपरितोषयेत्ते ॥ ६९॥**

કન્યાનાં માતાપિતા હવે પોતાની પુત્રીને શિખામણ દેછે કે,—હે વત્સે! (હે પુત્રી!) આજથી હવે તને [1]અપૂર્વ દશા પ્રાપ્ત થઇ છે; માટે હે સુંદર ભ્રકુટીવાળી બાલકી! તે નૂતન દશાનું રક્ષણ કરવાને સદૈવ તું કુશલ બુદ્ધિવાળી થજે. મનુષ્ય સમુદાય જેથી હાસ્ય કરે એવા બાલપણાના ખેલ હવે તું કરીશ નહિ; કેમકે એવી તારી બાલકપણાની ચેષ્ટા અમને તેમ બીજાને પણ સંતોષ ઉપજાવનારી થશે નહિ. ૬૯.

**पाणिग्रहात्स्वाधिपतीसमीरितौपुराकुमार्याःपितरौततःपरम् ।**
**पतिम्त्वमेकंशरणंव्रजानिशंलोकद्वयंजेष्यसियेनदुर्जयम् ॥ ७० ॥**

જ્યાં સુધી કુમારીનું પાણિગ્રહણ થયું નથી ત્યાં સુધી તેનાં માતાપિતા તેનાં અ-

[1] અર્થાત્ પિતાના ઘરની પુત્રી મટીને હવે તું સસરાના ઘરની વહુ થઇછે.

धिपति छे, पण ते पछी तेनो अधिपति तेनो स्वामी छे. माटे निरंतर ते एक पतिनेज तुं शरणे जा; के जेथी दुर्जय एवा आ लोक अने परलोक, बन्नेमां तुं जय पामशे. ७०.

**पत्यावभुक्तवतिसुंदरिमास्मभुंक्ष्वयातेप्रयातमपिमास्मभवेद्विभूषा ।**
**पूर्वापरादिनियमोऽस्तिनिमज्जनादौवृद्धांगनाचरितमेवपरंप्रमाणम् ॥ ७१॥**

हे सुंदर कुमारी ! पतिए ज्यां सुधी भोजन न कर्युं होय त्यां सुधी तुं भोजन करीश नहि; अने पति लांबे प्रवासे जाय त्यारे तुं अलंकार धारण करीश नहि, स्नान अने भोजनादिकमां पूर्व अने पर (पछी) एवो नियम छे. अर्थात् स्नानादिक क्रिया पतिना पेहेलां करवां अने भोजनादिक क्रिया पतिना पछी करवी, एवो नियम छे. एवा नियम विशे अरुंधती, लोपामुद्रा, आदिक वृद्ध स्त्रीओनां चरित्र एज परम प्रमाणछे, एम तारे जाणवुं. ७१.

**रुष्टेधवेसतिरुषेहनवाच्यमेकंक्षंतव्यमेवसकलंसतुशाम्यतीत्थम् ।**
**तस्मिन्प्रसन्नवदनेचकितेवक्त्सेसिद्ध्यत्सभीष्टमनघेक्षमयैवसर्वम् ॥ ७२ ॥**

जो तारो स्वामी कदाचित् कोपाविष्ट थाय तो तारे क्रोध करीने तेनी साथे बोलवुं नहि; पण सघळानी केवल क्षमाज करवी; केमके एवी रीते करवाथी ते तारो स्वामी पोतानी मेळेज शांत थशे. हे वत्से ! ते ज्यारे प्रसन्न मुखवाळो होय त्यारे तुं भय पामती होय तेवी थजे. अर्थात् तेनी प्रसन्नता जोइने तुं विनय रहित थइने चढी वागीश नहि. हे पापरहित पुत्री ! क्षमा गुणवडे सकल अभीष्टनी सिद्धि थायछे. ७२.

**भर्त्तुःसमक्षमपितद्वदनंसमीक्ष्यवाच्योनजातुसुभगेपरपूरुषस्ते ।**
**किंवाच्यएषरहसीतितवोपदेशःशंकावधूपुरुषयोःक्षपयेद्धिहार्दम् ॥ ७३॥**

हे सुंदर भाग्यवाळी पुत्री ! स्वामीना समक्षमां पण परपुरुषनी साथे तेनुं मुख जोइने तारे कोई वखत बोलवुं नहि, तो पछी तारे तेनी साथे एकांतमां तो नज बो-लवुं, एमां तो शुं कहेवुं ? एज अमारी तने शीखामण छे. (केमके तेथी तारा उपर शंका थई आवे) अने तेवी शंका पतिपत्नी वच्चेना स्नेहनो नाश करनारी छे. ७३.

**आयातिभर्त्तरितुपुत्रिविहायकार्यमुत्थायशीघ्रमुदकेनपदावनेकः ।**
**कार्योयथाभिरुचितेसतिजीवनंवानोपेक्षणीयमणुमात्रमपीहकंते ॥७४॥**

हे पुत्री ! तारा स्वामीने बाहारथी आवतो जोइने बीजु घरकाम छोडीने पण तारे उतावळे उठीने तेनी इच्छा प्रमाणे जलवडे तेना पग धोवा, हे सति ! तारुं मुख अने तारुं जीवन तारो स्वामी छे माटे तेनी तारे अणुमात्र पण उपेक्षा (अवगणना) करवी नहि. ३८.

**धवेपरोक्षेऽपिकदाचिदेयुर्गृहंतदीयाअपिवामहान्तः ।**
**तेपूजनीयाबहुमानपूर्वनोचिन्नराशाःकुलदाहकाःस्युः ॥ ७५ ॥**

स्वामी घेर नहोय त्यारे पण कदाचित तेना गुरुजनआदि अथवा मित्र—सगा

આદિક ઘેર આવે તો બહુમાન પુરઃસર તેમનો આદર સત્કાર કરવો; કેમકે જો એવી રીતે તેમનો સત્કાર કરવામાં ન આવે તો તેઓ નિરાશ થઇને કુલનો નાશ કરનારા થાયછે. ૭૫.

पित्रोरिवश्वसुरयोरनुवर्तितव्यमतद्वन्मृगाक्षिसहजेष्वपिदेवरेषु ।
तेस्नेहिनोहिकुपिताइतरेतरस्ययोगंविभिद्युरितिमेमनसिप्रतर्कः ॥७६॥

હે મૃગાક્ષિ ! જેમ તું તારાં માતપિતાનું અનુસરણ કરેછે તેમજ તારે તારાં સાસુ સસરાનું પણ અનુસરણ કરવું. અને તેવીજ રીતે તારા સ્વામીના ભાઇઓ (જેઠઆદિ); બેનો અને દીયર સાથે પણ વર્તવું; કેમકે જો તેઓ કોપ પામે તો તમે બન્ને પતિપત્ની સ્નેહવાળાં છતાં પણ તમારો અરસ્પરસનો યોગ તેઓ નાશ કરી શકે એમ મારા મનમાં તર્ક થાયછે. ૭૬.

हितोपदेशेविनिविष्टमानसौवधूवरौराजगृहंसमीयतुः ।
लब्धानुमानौगुरुबंधुवर्गतोबभूवसंज्ञोभयभारतीति ॥ ७७ ॥
साभारतीदुर्वससेनदत्तंपुनःप्रसन्नेनपुरात्तहर्षा ॥
शापावधिंसंसदिवत्स्यतेयत्सर्वज्ञतानिर्वहणायसाक्ष्यम् ॥७८॥

એ પ્રમાણે કરેલા હિતોપદેશમાં જેમના ચિત્ત પ્રવેશ કર્યાછે, એવાં તે બન્ને વહુવર ગુરૂ અને બાંધવ વર્ગથી સન્માન પામીને રાજસ્થાનમાં આવી પહોંચ્યા. જેનું નામ 'ઉભયભારતી' પડેલું હતું, તથા જેને પૂર્વે દુર્વાસાએ શાપ દીધા પછી ફરીને પ્રસન્ન થઇને, સભામાં બે વાદીઓની મધ્યે સાક્ષિપણું કરવારૂપ શાપનો અવધિ કરી આપ્યો હતો તેથી હર્ષ પામી હતી, તે સરસ્વતી શંકરની સર્વજ્ઞતાના નિર્વાહને અર્થે સભામાં પોતાના શાપના અવધિરૂપ સાક્ષિપણું કરશે. ૭૭—૭૮.

सभारतीसाक्षिकसर्वविस्त्वोप्यात्मीयशक्त्याशिशुवद्विभातः ।
स्वशैशवस्योचितमन्वकांक्षित्सकेशवोयद्वदुदारवृत्तः ॥ ७९ ॥

જે પ્રમાણે ઉદાર ચરિતવાળા શ્રીકૃષ્ણ પોતાની માયાવડે બાલક સરખા જણાઇને પોતાના બાલકપણાને ઉચિત પદાર્થ (રમકડાંઆદિ) ઇચ્છતા હતા, તેજ પ્રમાણે શ્રી શંકર પણ સરસ્વતીની સમક્ષમાં જેનું સર્વજ્ઞપણું સિદ્ધ થયુંછે એવા છતાં પણ પોતાની શક્તિ વડે (પોતાની માયાવડે) બાલક સરખા દેખાઇને બાલકપણાને ઉચિત રમકડાં આદિકની ઇચ્છા કરતા હતા. ૭૯.

[1]शैशवेस्थितवताचपलाशेशार्ङ्गिणेववटवृक्षपलाशे ।
आत्मनीदमखिलंविलुलोकेभाविभूतमपियत्खलुलोके ॥८०॥

જેમ (પ્રલયકાલે) વડ વૃક્ષના પત્રમાં સ્થિતિમાન થયેલા (પોઢેલા) વિષ્ણુ સમગ્ર જગત્‌ને આત્મામાં (પોતાને વિષે અથવા આત્મરૂપ) જૂએછે, તેમ જેમાં ચપલ આશાઓ હોયછે એવા બાલકપણામાં રહેલા શંકરે પણ જગત્‌માં જે થઇ ગયું અને જે થશે તે સર્વે પદાર્થનું—અર્થાત્ આખા વિશ્વનું આત્માને વિષે અવલોકન કર્યું, એમાં કાંઇ સંદેહ [2]નથી. ૮૦

૧ યમકાલંકાર "सत्यर्थे पृथगर्थायाःस्वरव्यंजनसंहतेः।क्रमेण तेनैवावृत्तिर्यमकं विनिगद्यते" "ભિન્ન અર્થવાળા સ્વર અને વ્યંજનના સમુદાયની ફરીને તેજ ક્રમે આવૃત્તિ થાય તેને 'યમક' કહેછે."(સા. દ. કા. ૬૪૦મી જુઓ.)

૨ અહીં વિષ્ણુ અને શંકરના અવલોકન કરવારૂપ ધર્મનું સાદૃશ્ય વર્ણવ્યુંછે માટે ઉપમાલંકાર. "उपमायत्रसा

[1]तंददर्शजनताद्भुतबालंलीलयाधिगतनूतनदोलम् ।
वासुदेवमिववामनलीलंलोचनैरनिमिषैरनुवेलम् ॥ ८१ ॥

જેમ પૂર્વે લીલાએ કરીને નવા હીંદોળાપર જે ચઢ્યાછે તથા વામન અવતારની જેણે લીલા કરીછે એવા અદ્ભુત બાળક વાસુદેવને લોક—સમુદાય બન્ને પાંપણો ભેગી કર્યા શિવાય પોતાનાં નેત્રથી સંતત નિહાળી રહેતાં હતાં તેમ, લીલાએ કરીને નવો હીંદોળો જેને પ્રાપ્ત થયોછે—નવા હીંદોળામાં જેણે આરોહણ કર્યું છે તથા વામન (સુંદર-મનોહર) જેની લીલાછે; એવા અદ્ભુત બાળક શ્રી શંકરને પણ લોકસમુદાય બન્ને પાંપણો ભેગી કર્યા શિવાય પોતાનાં નેત્રથી સંતત નિહાળી રેહેવા લાગ્યા. [2] ૮૧.

कोमलेननवनीरदराजिश्यामलेननितरांसमराजि ।
केशपाशतमसाधिकमस्यकेशवेशचतुरास्यसमस्य ॥ ८२ ॥

વિષ્ણુ, શિવ, અને બ્રહ્મા, એમની સમાન એવા શ્રી શંકરના, કોમલ નવાં કમલની પંક્તિ જેવા શ્યામ વર્ણની કેશપાશની કાળાશ અત્યંત સારી શોભતી હતી. ૮૨.

[1]शाक्यैःपाशुपतैरपिक्षपणकैःकापालिकैर्वैष्णवै
रप्यन्यैरखिलैःखलैःखलुखिलंदुर्वादिभिर्वैदिकम् ।
पंथानंपरिरक्षितुंक्षितितलंप्राप्तःपरिक्रीडते
घोरेसंसृतिकाननेविचरतांभद्रंकरःशंकरः ॥ ८३ ॥

બૌદ્ધ, પાશુપત, ક્ષપણક, કાપાલિક, વૈષ્ણવ, અને બીજા સમગ્ર દુર્વાદિ ખલ પુરૂષોએ પ્રસિદ્ધ વેદમાર્ગ તોડી નાખ્યો હતો તેનું રક્ષણ કરવાને પૃથ્વીના તલમાં પ્રાપ્ત થયેલા, તથા ઘોર એવા સંસારરૂપ અરણ્યમાં ફરનારા જીવોને સર્વ અનર્થની નિવૃત્તિ પુરઃસર પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ—કલ્યાણ આપનારા શ્રી શંકર (પોતાનાં માતાપિતાના ઘરમાં) રમતા હતા. ૮૩.

इतिश्रीमाधवीयेतत्तद्देवावतारार्थकः ॥
संक्षेपशंकरजयेतृतीयःसर्गआभवत् ॥३॥

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકર જય નામે આ ગ્રંથમાં તે તે દેવોના અવતારનું કથન જેમાં કરેલું છે એવો (આ) ત્રીજો સર્ગ થયો. ૩.

॥ समाप्तोयं तृतीयः सर्गः ॥

दृश्यलक्ष्मीरुल्लसतिद्वयोः" "જ્યાં ઉપમેય અને ઉપમાનના સાદૃશ્યપણાની શોભા દર્શી હોય ત્યાં ઉપમા" (કુ. કા. ૬.)

૧ અંત્યાનુપ્રાસ. "व्यंजनं चेद्यथावस्थं सहाद्येन स्वरेणतु। आवर्त्यते न्त्ययोज्यत्वादन्त्यानुप्रासएवतत्" "પદના અંતમાં આવેલા વ્યંજનની તેની પૂર્વના સ્વર સહિત આવૃત્તિ બીજા પદના અંતમાં થાય ત્યારે તેને અંત્યાનુપ્રાસ કહેછે." (સા. દ. કા. ૬૩૭.) ૨ વૃત્ત્યનુપ્રાસ. "अनेकस्यैकधा साम्यमसकृद्वाप्यनेकधा। एकस्य सकृदप्येषवृत्त्यनुप्रासउच्यते" "જ્યાં અનેક વર્ણોના સ્વરૂપનું સામ્ય એકવાર આવ્યું હોય અથવા સ્વરૂપ અને ક્રમ બન્નેનું સામ્ય વારંવાર આવેલું હોય, અથવા એકજ વર્ણનું સામ્ય એકવાર આવ્યું હોય, ત્યાં 'વૃત્ત્યનુપ્રાસ' નામે શબ્દાલંકાર થાયછે." (સા. દ. કા. ૬૩૪) અહીં પણ प, वि, ल, द, व, આદિક વર્ણનું બન્ને પ્રકારે સામ્ય આવેલું છે માટે વૃત્ત્યનુપ્રાસછે.

## चतुर्थः सर्गः

સાધારણ બાલકના ચરિત કરતાં શ્રી શંકરનું ચરિત વિલક્ષણ હતું તે બતાવતાં ગ્રંથકાર કહેછે કેઃ—

**अथशिवोमनुजोनिजमाययाद्विजगृहेद्विजमोदमुपावहन् ।**
**प्रथमहायनएवसमग्रहीत्सकलवर्णमसौनिजभाषिकाम् ॥ १ ॥**

પછી શંકરે પોતાની માયાવડે બ્રાહ્મણને ઘેર મનુષ્ય દેહ ધારણ કરીને શિવગુરૂને આનંદ ઉત્પન્ન કરતાં કરતાં પેહેલેજ વર્ષે સર્વે અક્ષરોનું ગ્રહણ કર્યું તથા પોતાની દેશ ભાષા પણ બોલતાં શીખ્યા. ૧.

**द्विसमयेवशिशुर्लिखिताक्षरंगदितुमक्षमताक्षरवित्सुधीः ।**
**अथसकाव्यपुराणमुपाशृणोत्स्वयमवैत्किमपिश्रवणंविना ॥२॥**

તે બાલક બે વર્ષનો થયો એટલામાંજ તે લખેલા અક્ષરોને વાંચવાને સમર્થ થયો; કેમકે તે અત્યંત બુદ્ધિમાન હતો, પછી ત્રીજે વર્ષે તેણે કાવ્ય અને પુરાણનું શ્રવણ કર્યું, પણ ખરૂં જોતાં તો કાંઈપણ સાંભળ્યા વિનાજ તે જાણતા હતા. ૨.

**अजनिदुःखकरोनगुरोरसौश्रवणतःसकृदेवपरारिग्रही ।**
**सहनिपाठजनस्यगुरुःस्वयंसचपपाठततोगुरुणाविना ॥ ३ ॥**

તે વિદ્યાર્થિ ગુરૂને પણ દુઃખદાયક થયો નહિ, કેમકે એકજવાર ગુરૂ પાસેથી પાઠ સાંભળીને તે ગ્રહણ કરે એવો હતો. વળી જે જે તેના સહપાઠી ( સાથે ભણનારા) હતા તેમનો તે પોતે ગુરૂ હતો; કેમકે તેઓ પાઠ ભૂલતા તો આ બાલક તેમને બતાવતો હતો. અને પોતે તો એકવાર પાઠ સાંભળ્યા પછી ગુરૂ વિના પણ ભણતો હતો. ૩.

**[1]रजसातमसाप्यनाश्रितोरजसाखेलनकालएवहि ।**
**सकलाधरसत्तमात्मजःसकलाश्चापिलिपीरविंदत ॥ ४ ॥**

જે સમય તેને ધૂળની સાથે રમવાનો હતો તે સમયે તે રજ (રજોગુણ અથવા ધૂળ) અને તમ (તમોગુણ અથવા અજ્ઞાન) ના આશ્રય વિનાનો તથા કલા જાણનારાઓમાં ઉત્તમ શિવગુરૂનો પુત્ર સઘળી લીપિઓનું જ્ઞાન પામી ચૂક્યો હતો. ૪.

**सुधियोस्यविदिद्युतेऽधिकंविधिवच्चौलविधानसंस्कृतम् ।**
**ललितंकरणंघृताहुतिज्वलितंतेजइवाशुशुक्षणेः ॥ ५ ॥**

અતિશય બુદ્ધિવાળા આ શ્રી શંકરનું, વિધિ પ્રમાણે ચૌલ સંસ્કારના વિધાનથી સં-

૧ પદના આદિ ભાગમાં रजसा અને सकला એવા વર્ણ સમુદાની ફરીને આવૃત્તિ કરેલી છે માટે પાદાદિ યમકાલંકાર "अव्यपेतव्यपेतात्माव्यावृत्तिर्वर्णसंहतेः। यमकंतच्चपादानामादिमध्या-न्तगोचरम्" "બીજા વર્ણ સમુદાયવડે વ્યવધાનવાળા કે વ્યવધાન રહિત એવા વર્ણના સમુદાયની પુનઃઆવૃતિ કરેલી હોય તથા તે પાદના આદિ, મધ્ય કે અંતભાગમાં રહેલી હોય તેને યમકાલંકાર કહેછે. (કાવ્યાદર્શ, તૃતીય પરિ, શ્લો. ૧)

રકાર યુક્ત થયેલું સુંદર શરીર, ઘીની આહુતિવડે પ્રજ્વલિત થયેલું જેવું અગ્નિનું તેજ હોય તેવું, વિશેષ પ્રકાશમાન થયું—શોભવા લાગ્યું.[1] ૫.

उपपादननिर्व्यपेक्षधीः सपपाठाहृतिपूर्वकागमान् ।
अधिकाव्यमरंस्तकर्कशेप्यधिकांस्तर्कनयेस्वर्तत ॥ ६ ॥

ઉપપાદન કરવામાં અપેક્ષા રહિત જેની બુદ્ધિછે એવા શ્રી શંકર ભૂ આદિક વ્યાહૃતિ પૂર્વક વેદને ભણતા હતા. કાવ્યમાં તો તે રમતજ કરતા હતા. વળી અતિશય કઠિણ તર્કનયમાં જેઓ શ્રેષ્ઠ હતા તેમનું પણ તેમણે અતિક્રમણ કર્યું હતું—અર્થાત્ તેમના કરતાં પણ તેમાં વિશેષ કુશલતા પ્રાપ્ત કરી હતી. ૬

हरतस्त्रिदशेज्यचातुरींपुरतस्तस्यनवक्तुमीश्वराः ।
प्रभवोपिकथासुनैजवाग्विभवोत्साहितवादिनोबुधाः ॥ ७ ॥

પોતાના વાણી વૈભવવડે જેમણે વાદ કરનારાઓને દૂર કરી દીધાછે એવા પંડિતો, જેઓ વાદ—જલ્પ—વિતંડા—આદિક કથનોમાં સમર્થ છતાં પણ, દેવતાના ગુરૂ બૃહસ્પતિના વાણી ચાતુર્યનું હરણ કરનાર શ્રી શંકરની સામે બોલવાને સમર્થ થતા નહોતા. ૭.

अमुकक्रमिकोक्तिधोरणीमुरगाधीशकथावधीरिणीं ।
मुमुहुर्निशमय्यवादिनःप्रतिवाक्योपहृतौप्रमादिनः ॥ ८ ॥

વળી સર્પના અધિપતિ શેષનાગના કથનનો પણ તિરસ્કાર કરનારી આ શ્રી શંકરની ક્રમે કરી ઉચ્ચાર કરવાની પરિપાટી સાંભળીને વાદીઓ મોહ પામતા હતા; કેમકે તેનો પ્રત્યુત્તર આપવામાં તેઓ સાવધ રહી શકતા નહોતા. ૮.

कुमतानिचतेनकानिनोन्मथितानिप्रथितेनधीमता ।
स्वमतान्यपितेनखंडितान्यतियत्नैरपिसाधितानिकैः ॥ ९ ॥

પ્રખ્યાત અને બુદ્ધિમાન શ્રી શંકરે કયાં કયાં કુત્સિત મત નથી ઉખેડી નાખ્યાં? અને તેણે ખંડિત કરેલાં પોતાનાં મત પ્રયત્ને કરીને પણ પાછાં ફરીને કોણે સ્થાપન કર્યાં છે? અર્થાત્ સર્વે કુત્સિત મત શ્રી શંકરે ઉખેડી નાખ્યાંછે અને તેણે ખંડન કરેલાં મત કોઇએ પણ ફરીને સ્થાપન કર્યાં નથી. ૯

अमुनातनयेनभूषितंयमुनाताततसमानवर्चसा ।
तुलयारहितंनिजंकुलंकलयामाससपुत्रिणांवरः ॥ १० ॥

યમુનાના પિતા સૂર્ય સમાન કાંતિવાળા આ પુત્રવડે અલંકૃત થયેલા પોતાના કુલને પુત્રવાળાઓમાં શ્રેષ્ઠ શિવગુરૂ ઉપમારહિત માનવા લાગ્યો. ૧૦.

૧ ઉપમા "उपमायत्रसादृश्यलक्ष्मीरुल्लसतिद्वयोः" જ્યાં ઉપમાન અને ઉપમેયની સમાન શોભા વર્ણી હોય તે ઉપમાલંકાર. (ચંદ્રાલોક.)

शिवगुरुःसजरन्त्रिसमेशिशावमृतकर्मवशःसुतमोदितः ।
उपनिनीषतसूनुरपिस्वयंनहियमोऽस्यकृताकृतमीक्षते ॥ ११ ॥

પુત્રવડે આનંદ પામેલો અને પોતાના પુત્રને પોતે ઉપવીત ધારણ કરાવવાની ઇચ્છા વાળો છતાં પણ તે શિવગુરૂ વૃદ્ધ થવાથી પોતાનો બાલક ત્રણ વર્ષનો હતો તે વેળાએ કર્મને આધીન થઇને મરણ પામ્યો; કેમકે આ પુરૂષનું કાર્ય પૂરૂં થયેલું છે કે અપૂર્ણ છે તે કાંઈ યમ જોતો નથી. ૧૧.

इहभवेत्सुलभंनसुतेक्षणंनसुतरांसुलभंविभवेक्षणम् ।
सुतमवापकथंचिदयंद्विजोनखलुवीक्षितुमैष्टसुतोदयम् ॥ १२ ॥

આ સંસારમાં પુત્ર દર્શન સુલભ નથી; અને પુત્રનો વૈભવ દેખવો એતો અત્યંત કઠિણજ છે. (એના દૃષ્ટાંતમાં શિવગુરૂને બતાવીને કહેછે કે—) આ બ્રાહ્મણને કેમ કરતાં પુત્ર મળ્યો ત્યારે તે પુત્રનો વૈભવ જોવાને સમર્થ નજ થયો. ૧૨.

मृतमदीदहदात्मसनाभिभिःपितरमस्यशिशोर्जननीततः ।
समनुनीतवतीधवखंडितांस्वजनतामृतिशोकहरैःपदैः ॥ १३ ॥

પછી શ્રી શંકરના મૃત પિતાને તે બાલકની માતાએ પોતાના સપિંડ પુરૂષો પાસે દહન કરાવ્યો. અને પોતાના સ્વામીથી રહિત થયેલી તે સતીને તેના સ્વજનસમુદાયે મરણ પામવાથી ઉપજેલા શોકને હરણ કરનારાં વચનો કહીને આશ્વાસન કર્યું. ૧૩.

कृतवतीमृतचोदितमक्षमानिजजनैरपिकारितवत्यसौ ।
उपनिनीषुरभूत्सुतमात्मनःपरिसमाप्यचवत्सरदीक्षणम् ॥१४॥

મરી ગયેલાની જે ક્રિયા કરવી જોઇએ તેમાંથી જેટલું પોતાને કરવું શક્ય હતું તેટલું તેણે પોતે કર્યું; અને જે કરવાને પોતે અશક્ત હતી તે પોતાના સ્વજન પાસે પણ તેણે કરાવ્યું. એ રીતે એક વરસ સુધીની દીક્ષા (સંવત્સરી પુરી થતાં સુધી) સમાપ્ત કરીને પોતાના પુત્રને ઉપવીત આપવાની તેની ઇચ્છા થઈ. ૧૪.

उपनयंकिलपंचमवत्सरेप्रवरयोगयुतेसुमुहूर्तके ।
द्विजवधूर्नियताजननीशिशोर्व्यधिततुष्टमनाःसहबंधुभिः ॥१५॥

પછી બરાબર પાંચમે વર્ષે, શ્રેષ્ઠ યોગયુક્ત સારા મુહૂર્તમાં, તે બ્રાહ્મણની સ્ત્રી, જે તે બાલકની માતા હતી તેણે નિયમયુક્ત થઇને પોતાના બાંધવો સહિત મનમાં સંતોષ પામીને તે બાલકને ઉપનયન સંસ્કાર કર્યો. ૧૫.

अधिजगेनिगमांश्चतुरोऽपिसक्रमतएवगुरोःसषडंगकान् ।
अजनिविस्मितमत्रमहामतौद्विजसुतेल्पतनौजनतामनः ॥१६॥

પછી તે ગુરૂકુલમાં અભ્યાસ કરવા ગયો. ત્યાં—ગુરૂની પાસેથી શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ, એ છએ અંગ સહિત ચારે વેદનું તેણે ક્રમ કરીને અ-

ધ્યયન કર્યું. તેથી આ નાના શરીરના—નાની વયના બ્રાહ્મણ પુત્રને મોટી બુદ્ધિવાળો જોઇને મનુષ્યોનાં હૃદયમાં વિસ્મય ઉત્પન્ન થયો. ૧૬.

सहनिपाठयुतावटवःसमंपठितुमैशतनद्विजसूनुना ।
अपिगुरुर्विशयंप्रतिपेदिवान्कइवपाठयितुंसहसाक्षमः ॥ १७ ॥

તે બ્રાહ્મણ પુત્રની સાથે અધ્યયન કરનારા બાલકો તેની સાથે પોતાનું અધ્યયન કરવાને સમર્થ થયા નહિ; એટલુંજ નહિ, પરંતુ તેને અધ્યયન કરાવનાર ગુરૂને પણ જાણે સંશય ઉપજ્યો કે આ બાલકને એકાએક અધ્યયન કરાવાને કોણ સમર્થ છે !!૧૭.

अत्रकिंसयदशिक्षतसर्वांश्चित्रमागमगणाननुवृत्तः ।
द्वित्रिमासपठनादभवद्यस्तत्रतत्रगुरुणासमविद्यः ॥ १८ ॥

જે (શંકર), જે જે ગુરૂની પાસે બે ત્રણ માસ પઠન કરતો તે તે ગુરૂની સમાન વિદ્યા પોતે પ્રાપ્ત કરતો હતો, તે (શંકર) પોતાના ગુરૂને અનુસરનારો હોઇને સકલશાસ્ત્ર સમુદાયને શીખી ગયો એમાં શું આશ્ચર્યછે ! અર્થાત્ કાંઈ આશ્ચર્ય નથી. ૧૮.

वेदेब्रह्मसमस्तदंगनिचयेगार्ग्योपमस्तत्कथा—
तात्पर्यार्थविवेचनेगुरुसमस्तत्कर्मसंवर्णने ।
आसीज्जैमिनिरेवतद्वचनजप्रोद्बोधकंदेसमो—
व्यासेनैवसमुर्तिमानिवनवोवाणीविलासैर्वृतः ॥ १९ ॥

વેદને વિષે તે (શંકર) બ્રહ્મદેવની સમાન હતા; વેદનાં અંગ શિક્ષા આદિકને વિષે તે ગાર્ગ્યમુનિના સરખા હતા; તે વેદની કથાઓના તાત્પર્યનું વિવેચન કરવામાં બૃહસ્પતિ સરખા હતા; વેદનાં કર્મનું વર્ણન કરવામાં તો તે જૈમુનીજ હતા; વેદનાં વચનથી ઉત્પન્ન થયેલા તત્વજ્ઞાનના મૂલને વિષે તે વ્યાસનીજ બરાબર હતા; અને વાણીના વિલાસથી સંયુક્ત તે શ્રી શંકર તેમાં ( વાણીવિલાસમાં ) તો જાણે મૂર્તિમાન કોઈ નૂતન વ્યાસ હોય તેવાજ હતા. ૧૯

आन्वीक्षिक्यैक्षितंत्रेपरिचितिरतुलाकापिलेकापिलेभे ।
पीतंपातंजलांभःपरमपिविदितंभाट्टघट्टार्थतत्त्वम् ।
यत्नैःसौख्यंतदस्यांतरभवदमलाद्वैतविद्यासुखेऽस्मिन् ।
कूपेयोर्थःसतीर्थेसुपयसिवितततेहंतनांतर्भवेत्किम् ॥ २० ॥

તેણે (શંકરે) તર્કવિદ્યા સારી રીતે જોઇ; કપિલપ્રણીત સાંખ્યશાસ્ત્રમાં પણ તેણે અનુપમ પરિચય મેળવ્યો હતો; પતંજલિએ રચેલા યોગશાસ્ત્રરૂપી જલ પણ તેણે પીધું હતું; વળી તે ઉપરાંત ભટ્ટપાદે રચેલા વાર્તિકને ધરાવનારા અર્થોના તત્વને પણ તેણે જાણ્યું હતું; એ પ્રમાણે તર્કશાસ્ત્રાદિનું સુખ, જે પ્રયત્ન કરીને મેળવી શકાય તેવુંછે તે, તેમની નિર્મલ અદ્વૈતવિદ્યાના સુખમાં અંતર્ભાવ પામી ગયું હતું. અર્થાત્ તેમણે અદ્વૈત

વિદ્યા જાણી હતી કે જેમાં બીજી તર્કશાસ્ત્રાદિ સર્વે વિચારો સમાઇ જાયછે. [1]જલપાન આદિક જે અર્થ કૂવાથી સરી શકેછે તે અર્થ સ્વચ્છ જલવાળા વિશાલ ગંગાદિક તીર્થમાં શું અંતર્ભાવ નથી પામતો વારૂ ? તાત્પર્ય કે પામેછેજ. ૨૦

सहिजातुगुरोःकुलेवसन्सवयोभिःसहभैक्ष्यलिप्सया ।
भगवान्भवनंद्विजन्मनोधनहीनस्यविवेशकस्यचित् ॥ २१ ॥

એવા ભગવાન શ્રી શંકરે ગુરૂના કુલમાં રહેતાં છતાં કદાચિત્ ભિક્ષા લેવાની ઇચ્છાથી મિત્રો સહિત કોઇક ધનહીન બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કર્યો. ૨૧

तमवोचततत्रसादरंवटुवर्यंगृहिणःकुटुंबिनी ।
कृतिनोहिभवादृशेषुयेवरिवस्यांप्रतिपादयन्तिते॥ २२ ॥

તેને જોઇને તે ઘરમાં રહેનારા પુરૂષની સ્ત્રીએ તે શ્રેષ્ઠ બાલકને પ્રીતિથી કહ્યું કે તમારા સરખા (બાલક વિદ્યાર્થિયો) ને વિષે જેઓ પોતાની સેવા પ્રતિપાદન કરે છે તે નિશ્ચય પુણ્યવંત છે; અથવા જેઓ પુણ્યવંત હોયછે તેઓજ તમારા સરખાઓને વિષે પોતાની સેવા પ્રતિપાદન કરી શકે છે! અર્થાત્ જેમનાથી તમારી સેવા બની નહિ તેમને નિર્ભાગી જાણવા.

विधिनाखलुवंचितावयंवितरीतुंवटवेनशक्नुमः ।
अपिभैक्ष्यमकिंचनत्वतोधिगिदंजन्मनिरर्थकंगतम् ॥

ખરેખર! અમને વિધિએ છેતર્યા છે કે જે અમે નિર્ધનતાને લીધે આ બટુકને ભિક્ષા પણ આપવાને શક્તિમાન નથી!! ધિક્કાર છે! આ જન્મ નિરર્થક ગયો!! ૨૩

इतिदीनमुदीरयंत्यसौप्रददावामलकंव्रतीदवे ।
करुणंवचनंनिशम्यसोप्यभवज्ज्ञाननिधिर्दयाद्रधीः ॥२४॥

એ પ્રમાણે દીન વચન બોલતી તે ગૃહસ્થની સ્ત્રીએ બ્રહ્મચારીઓમાં ચંદ્ર જેવા શ્રી શંકરને અત્યંત ભક્તિપૂર્વક એક આમળું આપ્યું! તે સ્ત્રીનું કરૂણા ઉપજાવે એવું વચન સાંભળીને જ્ઞાનના ભંડાર શ્રી શંકરનું અંતઃકરણ પણ દયાવડે ભીનું થયું. ૨૪

समुनिर्मुरभित्कुटुंबिनींपदचित्रैर्नवनीतकोमलैः ।
मधुरैरुपतास्थिवांस्तवैर्द्विजदारिद्र्यदशानिवृत्तये ॥ २५ ॥

પછી શ્રી શંકરે તે બ્રાહ્મણની દરિદ્રતા યુક્ત સ્થિતિની નિવૃત્તિ થવા માટે (તેનું દારિદ્ર્ય નાશ થવાના હેતુથી) માખણના સરખા કોમલ અને મધુર તથા વિચિત્ર શબ્દોએ

1 આવુંજ ઉદાહરણ વેદવ્યાસે ગીતામાં પણ આપેલું છે. જેમ "यावानर्थउदपानेसर्वतःसंप्लुतोदके । तावान्सर्वेषुवेदेषुब्राह्मणस्यविजानतः" જે અર્થ કૂપાદિક જલાશયથી સરેછે, તેજ અર્થ વિશાલ જળવાલા તીર્થથી પણ સરેછે; તેમજ જે અર્થ સર્વે વેદ જાણવાથી સરેછે તેજ અર્થ જ્ઞાનવાળા બ્રાહ્મણને પણ સરેછે. અર્થાત્ બ્રહ્મજ્ઞાનમાં વેદજ્ઞાનનો અંતર્ભાવ થાયછે. (ભગવદ્ગીતા જુઓ.)

કરી, મુરનામે અસુરનું વિદારણ કરનાર વિષ્ણુની પત્ની લક્ષ્મીનું સ્તવન કરી ઉપાસન કર્યું. ૨૫.

अथकैटभाजित्कुटुंबिनीतडिदुद्दामनिजांगकांतिभिः ॥
सकलाश्चदिशःप्रकाशयंत्यचिरादाविरभूत्तदग्रतः ॥ २६ ॥

પછી થોડીવારમાં, વિજળીના સરખી સ્વતંત્ર એવી પોતાનાં અંગોની કાંતિવડે સઘળી દિશાઓને પ્રકાશિત કરતી—કૈટભ નામે અસુરને જીતનારા વિષ્ણુની પત્ની—શ્રી શંકરની પાસે પ્રકટ થઈ. ૨૬.

अभिवंद्यसुरेंद्रवंदितंपदयुग्मंपुरतःकृतांजलिम् ।
ललितस्तुतिभिःप्रहर्षितातमुवाचास्मितपूर्वकंवचः ॥ २७ ॥

દેવતાઓના ઇંદ્રે જેનું વંદન કરેલું છે એવા શંકરના બન્ને ચરણમાં પ્રણામ કરીને પોતાની પાસે હાથ જોડીને ઉભા રહેલા શ્રી શંકરને સુંદર સ્તુતિવડે હર્ષ પામેલી લક્ષ્મીએ હસતે મુખે (આ) વચન કહ્યું. ૨૭

विदितंतववत्सहृद्गतंकृतमेभिर्नपुराभवेशुभम् ।
अधुनामदपांगपात्रतांकथमेतेमहितामवाप्नुयुः ॥ २८ ॥

હે વત્સ! તારા મનમાં જે છે, તે મેં જાણ્યું; પણ આ બ્રાહ્મણના કુટુંબે પૂર્વ જન્મે સુકૃત કર્યું નથી તો હવે આ જન્મે મારા કૃપા કટાક્ષને પાત્ર એવા પૂજ્યપણાને તેઓ શી રીતે પામે? ૨૮

इतितद्वचनंहिशुश्रुवान्निजगादांबमयीदमर्पितम् ।
फलमद्यददस्वतत्फलंदयनीयोयदितेहमिंदिरे ॥२९॥

એ પ્રમાણે લક્ષ્મીનું વચન સાંભળીને શ્રી શંકર બોલ્યા કે, હે લક્ષ્મિ! જો હું તારો કૃપાપાત્ર હોઉં તો, હે માતા! એણે આજ આ આમળાનું ફલ મને આપ્યું છે તેનું ફલ એને આપ. ૨૯

अमुनावचनेनतोषिताकमलातद्भवनंसमंततः ।
कनकामलकैरपूरयज्जनतायाहृदयंचविस्मयैः ॥ ३० ॥

શ્રી શંકરના આ વચનથી સંતોષ પામેલી લક્ષ્મીએ તે બ્રાહ્મણનું ઘર ચારે પાસે સુવર્ણનાં આમળાંથી ભરી નાખ્યું, તથા મનુષ્ય સમુદાયનાં અંતઃકરણ પણ વિસ્મયથી ભરી નાખ્યાં.[1] ૩૦

अथचक्रभृतोवधूमयेसुकृतेंतर्द्धिमुपागतेसति ।
प्रशशंसुरतीवशंकरंमहिमानंतमवेक्ष्यविस्मिताः ॥ ३१ ॥

પછી ચક્રને ધારણ કરનાર વિષ્ણુની પત્ની (લક્ષ્મી) મય પુણ્યસ્વરૂપ અંતર્ધાન પા-

[1] અહીં ભરી નાખવારૂપ ક્રિયાના સહભાવ હોવાથી સહોક્તિ અલંકાર. "सोहोक्तिःसहभावेनकथनगुणकर्मणाम्" "ગુણ અથવા કર્મનું સહભાવવડે કથન કર્યું હોય ત્યાં સહોક્તિ અલંકાર" (કા૦ યાદર્શ-દ્વિતીયપરિચ્છેદ-શ્લો. ૩૫૧)

મ્યું, ત્યારપછી શંકર તે મહિમાને જોઈને વિસ્મય પામેલા સર્વે લોકો શ્રીશંકરની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા. ૩૧.

दिविकल्पतरुर्यथातथाभुविकल्याणगुणोहिशंकरः ।
सुरभूसुरयोरपिप्रियःसमभूदिष्टविशिष्टवस्तुदः ॥ ३२ ॥

એવી પ્રશંસા કરવા લાગ્યા કે, સ્વર્ગમાં જેવો કલ્પવૃક્ષ છે તેવાજ પૃથ્વીમાં કલ્યાણ ગુણવાળા શંકર છે; કલ્પવૃક્ષ તો એકલા દેવોનેજ પ્રિય છે, પણ આ શંકર તો દેવને અને બ્રાહ્મણને બન્નેને પ્રિય થયાછે; કેમકે ઇચ્છેલી એવી શ્રેષ્ઠ વસ્તુને તે આપનારા છે. ૩૨.

अमरस्पृहणीयसंपदंद्विजवर्यस्यनिवेशमात्मवान् ।
सविधायर्यथापुरंगुरोःसविधेशास्त्रवराण्यशिक्षत ॥३३॥

એ રીતે દેવતાઓ પણ જેની ઇચ્છા કરે એવી સંપત્તિવાળું તે બ્રાહ્મણનું ઘર કરીને આત્મતત્વને જાણનારા શ્રીશંકર પ્રથમનીપેઠે ગુરૂની પાસે જઇને ઉત્તમ શાસ્ત્રો શીખવા લાગ્યા. ૩૩.

वरमेनमवाप्यभेजिरेपरभागंसकलाःकला अपि ।
समवाप्यनिजोचितंपतिंकमनीयाइववामलोचनाः ॥३४ ॥

જેમ સુંદર વામલોચનાઓ—સ્ત્રીઓ પોતાને યોગ્ય પતિ પામીને પરમ ભાગ્યવાળી થાયછે, તેમ શ્રી શંકરરૂપ ઉત્તમ પુરૂષને અથવા વરને પામીને સર્વે કલાઓ પણ પરમ ભાગ્યવાળી થઈ હતી. અર્થાત્ સર્વે કલાઓ શંકરને આપોઆપ પ્રાપ્ત થઈ હતી. ૩૪.

सरहस्यसमग्रशिक्षिताखिलविद्यस्ययशस्विनोवपुः ।
उपमानकथाप्रसंगमप्यसहिष्णुश्रियमन्वपद्यत ॥ ३५ ॥

રહસ્ય સહિત અને પૂરેપૂરી સમગ્ર વિદ્યાઓ જેણે શીખેલી છે એવા કીર્તિમાન શ્રી શંકરનું શરીર ઉપમાનની વાતના પ્રસંગને પણ સહન કરતું નહોતું એવી અપૂર્વ શોભાને પામ્યું હતું, તાત્પર્ય કે શ્રીશંકરના શરીરની એવી અપૂર્વ શોભા હતી કે તેને બીજા કશાની ઉપમા અપાય તો શાનીજ! પણ તેને કોઈ ઉપમાનની ઉપમા આપવા સંબંધી વાત કરવી એ પણ અયુક્ત હતું! ૩૫.

जयतिस्मसरोरुहप्रभामदकुंठीकरणक्रियाचणम्।
द्विजराजकरोपलालितंपदयुग्मंपरगर्वहारिणः ॥ ३६ ॥

હવે શ્રી શંકરના ચરણાદિક અવયવ વર્ણવવાનો આરંભ કરીને પ્રથમ તેમના બન્ને પગનું વર્ણન કરતાં કહેછે કે,—કમલના કાંતિમદને ખંડિત કરવાની ક્રિયાવડે પ્રતીત થએલું તથા ચંદ્રના કિરણોવડે ઉપલાલિત એવું પ્રતિપક્ષી વાદીઓના ગર્વને હરણ કરનાર શ્રી શંકરનું, બ્રાહ્મણોના કરના સ્પર્શે કરીને ઉપલાલિત ચરણયુગ્મ જય પામેછે. તાત્પર્ય કે જેમ દ્વિજરાજ (બ્રાહ્મણો) ના કરવડે ઉપલાલિત એવાં શ્રીશંકરનાં બન્ને ચરણ હોઈને તે પ્રતિવાદીઓના ગર્વને હરનારાછે, તેમ તેમનાં બન્ને ચરણ દ્વિજરાજ (ચંદ્ર)ના કર (કિરણ) વડે ઉપલાલિત હોઈને તે કમલના કાંતિને લીધે ઉત્પન્ન થએલા મદને નાશ કરેછે. ચંદ્ર-

કિરણથી કમલની કાંતિ ક્ષીણ થાયછે એ પ્રસિદ્ધ છે.[1] ૩૬.

**जलमिंदुमणिस्रवेद्यदियदिपद्मंदृषदस्ततःसरः ।**
**यदितत्रभवेत्कुशेशयंतदमुष्यांघ्रितुलामवाप्नुयात् ॥ ३७ ॥**

જો જલ, ચંદ્રકાંત મણિને સ્રવે - જલમાંથી ચંદ્રકાંત થાય; જો પાષાણમાંથી ( ચંદ્રકાંત મણિમાંથી) કમલ થાય; જો તે કમલમાંથી સરોવર થાય; અને જો તે સરોવરમાં કમલ થાય; તો તે કમલ શ્રી શંકરના ચરણના સાદૃશ્યને પામે. અર્થાત્ જલનું ઉત્પત્તિ-સ્થાન ચંદ્રકાંત જલમાંથી અને કમલનું ઉત્પત્તિસ્થાન સરોવર કમલમાંથી ઉત્પન્ન થવું એ વિપરીત છે, તથા પાષાણમાંથી કમલ થવું એ અત્યંત અસંભવિત છે, તેમ કમલ પણ શ્રી શંકરના ચરણનું સાદૃશ્ય (સમાનતા) પામે એ પણ અત્યંત વિપરીત અને અસંભિવત છે, તાત્પર્ય કે શ્રીશંકરના ચરણ, કમલ કરતાં પણ અત્યંત કોમલ અને શોભાયમાનછે.[2] ૩૭.

**पादौपद्मसमौवदन्तिकतिचिच्छ्रीशंकरस्यानघौ**
**वक्रंचाद्विजराजमंडलनिभंनैतद्द्वयंसांप्रतं ।**
**प्रेष्यःपद्मपदःकिलत्रिगतिख्यातःपदंदत्तवा**
**नंभोजेद्विजराजमंडलशतैःप्रेष्यैरुपास्यंमुखम् ॥ ३८ ॥**

કેટલાક પુરુષો શ્રીશંકરના પાપરહિત બે ચરણોને પદ્મ સમાન કહેછે, અને મુખને દ્વિજરાજ ( ચંદ્ર ) ના મંડલ સમાન કહેછે; એ બન્ને ઉપમાઓ યોગ્ય નથી, કેમકે શ્રી શંકરનો સેવક પદ્મપાદ હતો એ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે અને તે કમલના (માથા) ઉપર પગ મૂકીને ગયો હતો; અર્થાત્ શ્રીશંકરના સેવકના પગ પણ કમલ ઉપર પડ્યા હતા તો તે કમલ શંકરના પગ કરતાં ઉતરતું હોય એમાં શું આશ્ચર્ય ! અને દ્વિજરાજ (ઉત્તમ બ્રાહ્મણો) નાં સેંકડો મંડલ શ્રીશંકરના સેવક થઇને તેના મુખની ઉપાસના કરેછે. અર્થાત્ સેંકડો દ્વિજરાજ મંડલ શ્રીશંકરના મુખના ઉપાસક છે—તેથી નિકૃષ્ટ છે, તો પછી એક દ્વિજરાજ મંડલ (ચંદ્રમંડલ) શ્રીશંકરના મુખથી નિકૃષ્ટ હોય તેમાં શું કહેવું ?[3] ૩૮.

**मुहुःसन्तोनैजंहृदयकमलंनिर्मलतरंविधातुंयोगींद्राःपदकमलमस्मिन्निदधति ।**
**दुशपांशक्राद्यैर्वमतिवदनंयन्नवसुधांततोमन्येपद्मात्पदमधिकमिंदोश्ववदनं॥३९॥**

૧ અહીં 'દ્વિજરાજકર' એવા શ્લિષ્ટ શબ્દવડે લાલન કરવારૂપ સમાનધર્મ વર્ણવાથી શ્લિષ્ટરૂપકાલંકાર. पमैर्वातरोभूतभेदारूपकमुच्यते" "ઉપમાના ભેદ જ્યાં અંતર્ધાન થયા હોય ત્યાં તે ઉપમાએજ રૂપક કહેવાયછે" (જુઓ કાવ્યાદર્શ પરિચ્છેદ ૨ જો શ્લોક ૬૬, ૮૭,) ૨. આ જગોએ જલ આદિકની સ્વાભાવિક વૃત્તિ ચંદ્રકાંતાદિને ઉત્પન્ન કરવાની નથી છતાં તેની સંભાવના કરીછે માટે ઉત્પ્રેક્ષા "अन्यथैवस्थितावृत्तिश्चेतनस्येतरस्यवा ।अन्यथोत्प्रेक्ष्यतेयत्रतामुत्प्रेक्षाविदुः" ચેતન અથવા બીજા કોઇ પદાર્થની સ્વાભાવિક વૃતિ અન્યપ્રકારની છતાં તેનો તર્ક અન્ય પ્રકારે કર્યો હોય ત્યારે તેને ઉત્પ્રેક્ષા કહેછે" ( જુઓ કાવ્યાદર્શ--પરિ. ૨, શ્લોક, ૨૨૧. ) ૩. આ જગો- એ "બન્ને ઉપમાઓ યોગ્ય નથી" એમ ઉપમાનની અયોગ્યતા બતાવીછે તેથી પ્રતીપાલંકાર. "वर्ण्यनान्यस्योपमाया आनिष्पत्तिवचश्चतत्" "ઉપમેય સાથે બીજા ઉપમાનની નિષ્પત્તિ નથી થતી એમ વર્ણન કર્યું હોય ત્યાં પ્રતીપ" (ચંદ્રાલોક.)

વળી સંત એવા યોગીંદ્ર પુરૂષો પોતાના હૃદયરૂપી કમલને વિશેષ નિર્મલ કરવાને શ્રી શંકરના ચરણકમલને તેમાં સ્થાપન કરેછે. (યોગીઓ શંકરના ચરણકમલનું ધ્યાન કરેછે.) માટે કમલ કરતાં હું શ્રી શંકરના ચરણને અધિક માનુંછું. તેમ ઇંદ્રાદિક દેવોને પણ દુઃખે કરીને પ્રાપ્ત થવા જેવી એવી નૂતન સુધા (અમૃત) શ્રી શંકરના મુખમાંથી નિકળેછે. (ચંદ્રમાંથી નીકળતી સુધા તો સર્વે દેવને સુલભ છે, પણ આ તો દુર્લભ છે) માટે ચંદ્ર કરતાં શ્રી શંકરનું મુખ અધિક છે એમ હું માનુંછું, [1] ૩૯.

तत्वज्ञानफलेग्रहिर्घनतरव्यामोहमुष्टिंधयो ।
निःशेषव्यसनोदरंभरिरघप्राग्भारकूलंकषः ।
लुंटाकोमदमत्सरादिविततेस्तापत्रयारुंतुदः
पादःस्यादमितंपचःकरुणयाभद्रंकरशांकरः ॥ ४० ॥

તત્વજ્ઞાન રૂપી ફલને ગ્રહણ કરનાર; અત્યંત સજડ મોહને મુઠીથી દબાવીને ચગી લેનારો—અર્થાત્ મોહનાશક; સમગ્ર દુઃખવડે પેટ ભરનારો—અર્થાત્ દુઃખ ભક્ષક; અત્યંત પાપને મૂલમાંથી ઉખેડી નાખનારો; મદ, મત્સર, દંભ, આદિક દુર્ગુણોની પંક્તિને લુંટી લેનાર; અધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક, એવા ત્રણ તાપના મર્મને તોડનાર—અર્થાત્ નાશ કરનાર; એવો શંકરનો ઉદાર ચરણ કરૂણાવડે કલ્યાણ કરનારો થાય. [2] ૪૦

पदाघातिस्फोटव्रणकिणितकातांतिकभुजं
प्रघाणव्याघातप्रणतविमतद्रोहविरुदम् ।
परं ब्रह्मैवासौ भवति ततएवास्य सुपदं
गताय स्मारार्तान् जगतिमहतोद्यापि तनुते ॥ ४१ ॥

યમના દૂતથકી માર્કંડેયનું રક્ષણ કરતી વખતે,—ડાબા પગનો પ્રહાર કરવાથી થયેલા સ્ફોટના વ્રણ (ચાંદા) વડે જેણે કૃતાંત (યમ)ના ભુજને ચિન્હિત કરેલા છે, તથા ઘરના ઉમરાની બાહાર અડાળીમાં પગનો પ્રહાર કરીને દંડવત નમસ્કારના પેઠે અત્યંત નમ્ર થયેલા પોતાના ભક્તજનના અંતરના તથા બાહારના શત્રુઓનો નાશ કરવામાં પ્રખ્યાત જેનું નામછે એવા શ્રી શંકરાચાર્ય પરબ્રહ્મજ છે. તથા તેથીકરીને તેમનું સુંદર ચરણ જગત્માં અદ્યાપિ કામ સંબંધી મોટી પીડા પામેલા પુરૂષોનું કલ્યાણ કરેછે. અથવા શ્રી શંકરને શરણે ગયેલા પુરૂષોને શ્રી શંકરનું ચરણ, કામને પણ જેમના થકી પીડા ઉપજે એવા—અર્થાત્ કામને જીતનારા કરેછે. ૪૧.

[1] પદ્મ અને ચંદ્ર (ઉપમાન) કરતાં પગ અને વદન (ઉપમેય)ને અધિક વર્ણવ્યા છે માટે વ્યતિરેક "उपमानाद्यदन्यस्यव्यतिरेकःसएवसः" ઉપમાન કરતાં ઉપમેયનું આધિક્ય વર્ણવવું તેને વ્યતિરેકાલંકાર કહેછે. (કાવ્યપ્રકાશ ઉલ્લાસ ૧૦, શ્લોક ૧૯) [2] આ જગોએ શંકરનો પાદ વાક્યના અંતમાં રહીને અનેક વાક્યોના અન્વયમાં ઉપકારક છે માટે દીપકાલંકાર "जातिक्रियागुणद्रव्यवाचिनैकत्रवर्तिना । सर्ववाक्योपकारश्चेत्तमाहुर्दीपकंबुधाः" એકજ પ્રબંધમાં આદિ, મધ્ય કે અંતમાં રહીને જાતિ, ક્રિયા, ગુણ, કે દ્રવ્ય વાચક શબ્દ પ્રબંધનાં બીજાં વાક્યોનો ઉપકારક હોય તેને પંડિતો દીપક કહેછે." (જુઓ કાવ્યાદર્શ, પરિ—૨, શ્લોક, ૯૭.)

प्राप्तस्याभ्युदयं नवं कलयतः सारस्वतोज्जृंभणं
स्वालोकेन विधूतविश्वतिमिरस्यासन्नतारस्य च ।
तापं नस्त्वरितं क्षिपंति घनतापन्नं प्रसन्ना मुने-
राल्हादिं च कलाधरस्य मधुराः कुर्वन्ति पादक्रमाः ॥४२॥

જેમ નવા અભ્યુદયને પામેલા—નવા ઉગેલા, સારસ્વત એટલે સમુદ્રના ઉલ્લાસને કરનારા—ભરતી આણનારા, પોતાના પ્રકાશવડે જગત્‌ના અંધકારને દૂર કરનારા, તારાઓ જેની આસપાસ છે એવા, કલાધર (સોળ કલાઓવાળા—સંપૂર્ણ) ચંદ્રમાના નિર્મલ અને મધુર (આનંદજનક) પાદક્રમ (કિરણના પ્રચાર), અમારા ઘટ્ટ થયેલા (ઘણા) તાપનો ઉતાવળે નાશ કરેછે અને મનમાં આહ્લાદ ઉત્પન્ન કરેછે તેમ નૂતન અભ્યુદયને પામેલા સરસ્વતી (એટલે વેદવાણી) વડે પ્રતિપાદ્ય બ્રહ્મતત્વનું ઉદ્દીપન કરનાર, પોતાના એટલે પ્રત્યક્ ચૈતન્યના પ્રકાશવડે જગત્‌નો અજ્ઞાન લક્ષણ અંધકાર જેણે દૂર કરેલો છે એવા, ઓંકારનો જપ આદિ અભ્યાસ કરવાનું જેનું શીલછે એવા, સમસ્ત કલાના ધારણ કરનાર શ્રી શંકરાચાર્યના નિર્મલ અને મધુર પાદક્રમ (ડગલાં ભરવા), અમારા ઘટ્ટ થયેલા સંસાર લક્ષણ તાપનો ઉતાવળે નાશ કરેછે અને બ્રહ્માનંદ રૂપ આહ્લાદને પ્રકટ કરેછે. ૪૨.

नतिर्दत्ते मुक्तिं नतमुत पदं वेति भगवत्-
पदस्य प्रागल्भ्याज्जगति विवदन्ते श्रुतिविदः ।
वयं तु ब्रूमस्तद्भजनरतपादांबुजरजः-
परीरंभारंभः सपदि हृदि निर्वाणशरणम् ॥ ४३ ॥

જગત્‌માં જેઓ વેદને જાણનારા પંડિતો છે તેઓ પોતાની બુદ્ધની પ્રગલ્ભતાને લીધે એમ વિવાદ કરેછે કે શ્રી શંકરના ચરણમાં કરેલો પ્રણામ મુક્તિ આપેછે કે તેમનો ચરણજ મુક્તિ આપેછે? અમે તો એમ કહીએ છીએ કે શ્રી શંકરના ભજનમાં પ્રીતિ-વાળા પુરૂષના ચરણની રજનું જે વખતે હૃદય સાથે આલિંગન કરવાનો આરંભ થાય છે—જે સમયે તે ચરણની રજને છાતી સાથે લડવાનો આરંભ કરવામાં આવેછે તેજ સમયે તે આરંભ મુક્તિનો આશ્રયભૂત થાયછે—મુક્તિ આપેછે. ૪૩.

धवलांशुकपल्लवावृतं विललासोरुयुगं विपश्चितः ।
अमृतार्णवफेनमंजरीच्छुरितैरावतहस्तशस्तिभृत् ॥४४॥

હવે શ્રી શંકરની જંઘાઓ વર્ણવેછે કે,—જેમ સમુદ્રના ફીણની મંજરી(માંજર) વડે વ્યાપ્ત થયેલી એરાવત હાથીની સુંઢની પ્રશસ્તિ ( વખાણવા યોગ્ય સુંદરતા ) હોય, તેમ શ્રીશંકર પંડિતની શ્વેત વસ્ત્રના છેડાથી વીંટાયલી બન્ને જંઘાઓ શોભતી હતી. ૪૪.

यदि हाटकवल्लरीत्रयीघटिता स्फाटिककूटभृत्तटी ।
स्फुटमस्य तया कटीतटी तुलिता स्यात्कलितात्रिमेखला ॥४५॥

શ્રી શંકરની કટિ વર્ણવતાં કહેછે કે,—જો સ્ફાટિકમય પર્વતના કિનારાની ચારે પાસે સોનાની વેલના ત્રણ આંટા ફેરવી વાળ્યા હોય તો, મેખલાના ત્રણ આંટાવડે યુક્ત શ્રી શંકરના કટિતટને તેની ઉપમાં સ્પષ્ટ રીતે આપી શકાય. ૪૫.

आदाय पुस्तकवपुःश्रुतिसारमेक हस्तेन वादिकृत तद्गतकंटकानाम् ।
उद्धारमारचयतीव विबोधमुद्रा मुद्धिभ्रतो निजकरेण परेण योगी॥४६॥

શ્રી શંકરના હાથ વર્ણવેછે કે—શ્રી શંકર યોગી પોતાના એક (ડાબા) હાથવડે પુસ્તકરૂપી શરીરવાળા વેદના તત્વને ધારણ કરીને તેમાં વાદીઓએ વેરેલા કાંટાને જ્ઞાન મુદ્રાને ધારણ કરતા પોતાના બીજા (જમણા) હાથના અંગુઠા અને તર્જનીની ચપટીથી જાણે વીણી કાઢતા હોય તેમ શોભેછે!! ૪૬.

सुधीराजःकल्पद्रुमकिसलयाभौकरवरौकरोत्येतौचेतस्यमलकमलंयत्सहचरं ।
रुचेश्चोरावेतावहनिकिमुरात्राविति भियानिशादेरामातर्निजदलकवाटंघटयति४७

સબુદ્ધિવાળા પુરૂષોમાં શોભાયમાન એવા શ્રીશંકરના બન્ને હાથ કલ્પવૃક્ષનાં કોમલ પલ્લવ જેવા છે, એ પ્રમાણે, તે બન્ને હાથ સમાન કમલ જ્યારે મનમાં વિચાર કરે છે ત્યારે તે એમ જાણેછે કે એ હાથ મારી કાંતિને પણ ચોરી લેનારા છે. તે મારી કાંતિને દિવસે ચોરી લેશે કે રાત્રે? એમ વિકલ્પ કરીને, રાત્રેજ ચોર ચોરી લેશે, એવો નિશ્ચય થવાથી સમીસાંજથી તે સવાર થતાં સુધી પોતાનાં પત્રરૂપ કમાડ બીડી રાખેછે![1] ૪૭.

रुचिरातदुरःस्थलीबभावररस्फालविशालमांसला ।
धरणीभ्रमणोदितश्रमात्पृथुशय्येवजयश्रियाश्रिता ॥ ४८ ॥

કમાડનાં પાટીયાં જેવું વિશાલ અને માંસયુક્ત અતિશય મનોહર શ્રી શંકરનું ઉરઃસ્થલ (છાતી), જેણે પૃથ્વીમાં ભ્રમણ કરવાથી ઉપજેલા શ્રમવડે જયલક્ષ્મીએ જેનો આશ્રય કર્યો છે એવી (જયલક્ષ્મીની) વિશાલ શય્યા હોય નહિ, તેવું શોભતું હતું.[2] ૪૮,

परिघप्रथिमापहारिणौशुशुभातेशुभलक्षणौभुजौ ।
बहिरंतरशत्रुनिग्रहेविजयस्तंभयुगीधुरंधरौ ॥ ४९ ॥

બાહારના તથા અંતરના શત્રુઓનો નિગ્રહ કરવામાં ભોગળ જેવા પરિઘ નામે આયુધની પ્રખ્યાતિને પણ હરણ કરનાર—અર્થાત્ તેથી પણ વધારે પ્રખ્યાત, તથા બે વિજયસ્તંભના ધુરંધર—અર્થાત્ બે સર્વોત્તમ વિજયસ્તંભ જેવા, શુભ લક્ષણયુક્ત, શ્રી શંકરના બે ભુજ શોભતા હતા. ૪૯.

उपवीतममुष्यदिद्युतेबिसतंतुक्रियमाणसौहृदं ।
शरदिंदुमयूखपांडिमातिशयोल्लंघनजाधिकप्रभम् ॥५० ॥

૧. અહીં કમલપત્ર બીડાવાની સંભાવના કાંતિની ચોરીના ભયને વિષે કરીછે માટે ઉત્પ્રેક્ષા અલંકાર. (શ્લોક ૩૭ ની નોટ જુઓ.) ૨ છાતીની સંભાવના શય્યાને વિષે કરવાથી ઉત્પ્રેક્ષા (શ્લોક ૩૭ માની ટીપ જુઓ.)

કમલનાલના તાંતણાઓ સાથે જેણે સ્નેહ કર્યોછે એવું કમલના તંતુઓ જેવું સ્નિગ્ધ તથા સૂક્ષ્મ, તથા શરદૃઋતુના ચંદ્રના અત્યંત શ્વેતપણાનું ઉલ્લંઘન કરવામાં વેગવાળી જેની પ્રભાછે એવું શરદૃઋતુના ચંદ્ર કરતાં પણ અતિશય શુભ્રકાંતિવાળું, શ્રી શંકરનું ઉપવિત શોભતું હતું. [1] ૫૦.

**समराजतकंठकंबुराड्भगवत्पादमुनेर्यदुद्भवः ।**
**निनदः प्रतिपक्षनिग्रहे जयशंखध्वनितामविंदत ॥ ५१॥**

જેમાં ઉત્પન્ન થયેલો નાદ, પ્રતિપક્ષી વાદીઓ રૂપી શત્રુઓનો નિગ્રહ કરવામાં જયશંખના નાદપણાને પામ્યો છે, એવો શ્રી ભગવત્પાદ મુનિનો—શ્રી શંકરનો કંઠાત્મક શંખરાજ શોભતો હતો. અર્થાત્ શંખનાદ જેમ શત્રુનો નિગ્રહ કરેછે તેમ શંકરના કંઠરૂપી શંખનો નાદ પણ પ્રતિવાદીઓને હરાવી વશ કરેછે; માટે વિજયી શંખનાદના જેવો વિજયીનાદ જેમાંથી નીકળે છે તે કંઠ શંખ જેવો હોઇને શોભેછે. ૫૧.

**अरुणाधरसंगताऽधिकं शुशुभे तस्य हि दंतचंद्रिका ।**
**नवविद्रुमवल्लरीगता तुहिनांशोरिव शारदी च्छविः ॥ ५२ ॥**

શ્રી શંકરના રાતા ઓષ્ઠની સાથે આવેલી દાંતની ચંદ્રિકા (દાંતરૂપી ચંદ્રનો પ્રકાશ), જેમ નવિન રત્નવૃક્ષની વેલ ઉપર પડેલી શરદૃઋતુના ચંદ્રની કાંતિ શોભે તેમ, શોભતી હતી. અર્થાત્ વિદ્રુમ એટલે રત્નવૃક્ષની વેલ સ્વભાવે કરીનેજ રાતી હોયછે; તેમાં નવીન એટલે વિશેષ રાતી હોય. તેના જેવા ઓઠની પાસે આવેલા દાંતનાં કિરણો, જાણે વિદ્રુમ વેલ ઉપર પડેલાં ચંદ્રનાં કિરણ હોય તેવાં શોભેછે. તાત્પર્ય કે શ્રી શંકરના ઓઠ અત્યંત રક્ત તથા દાંત અત્યંત શ્વેત અને પ્રકાશિત છે. ૫૨.

**सुकपोलतले यशस्विनः शुशुभाते सितभानुवर्चसः ।**
**वदनाश्रितभारतीकृते विधिसंकल्पितदर्पणाविव ॥ ५३ ॥**

શ્વેત જેનાં કિરણ છે એવા ચંદ્રના સરખા તેજવાળા યશસ્વી શ્રી શંકરના બન્ને કપોલ (ગાલ) નાં પૃષ્ઠ, જાણે મુખમાં રહેલી સરસ્વતીને અર્થે બ્રહ્મદેવે બે દર્પણ કલ્પેલાં (કલ્પનાથી નિર્માણ કરેલાં—અર્થાત્ બનાવેલાં) હોય નહિ, તેવાં શોભતાં હતાં. ૫૩.

**समासीत्तस्यास्यं सुकृतजलधेः सर्वजगतां पयःपारावारादजनि रजनीशो बहुमतात् ।**
**सुधाधारोद्गारः सुसदृगनयोः किंतु शशभृत्सता तेजःपुंजं हरति वदनं तस्य दिशति॥५४॥**

સર્વ જગત્‌નું પુણ્ય એજ કોઈ સમુદ્ર, જેને સર્વ કોઇએ બહુ કરી માનેલો છે—અતિ શ્રેષ્ઠ માનેલો છે, તેમાંથી શ્રી શંકરનું મુખ ઉત્પન્ન થયું છે. અને તેવીજ રીતે ઘણાજણે માનેલા—અતિ શ્રેષ્ઠ દૂધના સમુદ્રમાંથી ચંદ્રમા ઉપજેલો છે. એ બન્ને ( મુખ અને ચંદ્ર ) માંથી જે અમૃત નીકળેછે તેતો તે બન્નેનું સમાન છે, પણ વિશેષ (તફાવત) એ છે કે ચં·

[1] ચંદ્ર (ઉપમાન) કરતાં ઉતવીત (ઉપમેય)નું આધિક્ય વર્ણવવાથી વ્યતિરેક (શ્લોક, ૩૯ ની ટીપ જુઓ.)

દ્રમા તારાઓના તેજને હરી લેછે અને શ્રી શંકરનું મુખ સત્પુરૂષોને તેજ આપેછે. ચંદ્ર ઉગેછે ત્યારે તારાઓનું તેજ ક્ષીણ થાયછે અને શંકરનું મુખ જોવાથી સત્પુરૂષોનું તેજ વધેછે એટલું શંકરના મુખને વિષે વિશેષ છે.[1]. ૫૪.

**पुराक्षीरांभोधेरहहतनयायद्विपयताजुषोदीनस्याग्रेघनकनकधाराःसमाकिरत् ।**
**इदंनेत्रंपात्रंकमलनिलयाप्रीतिविततेर्मुनीशस्यस्तोतुंकृतसुकृतएवप्रभवति ॥५५॥**

પૂર્વે, જે મુનીવર્યના નેત્ર વિષયનું સેવન કરનાર અર્થાત્ શંકરની દૃષ્ટિએ પડેલા દીન બ્રાહ્મણની પાસે ક્ષીર સમુદ્રની પુત્રી લક્ષ્મીએ સુવર્ણનાં આંમળાં રૂપી સજડ સુવર્ણની ધારાઓ ફેંકી હતી, અને તે મોટું આશ્ચર્ય થયું હતું, તે મુનિ (શંકર) નું, લક્ષ્મીના પ્રીતિ સંતાનનું પાત્ર એવું આ નેત્ર છે;તે નેત્રનું સ્તવન કરવાને કોઈ પુણ્યશાળી પુરૂષજ સમર્થ થાય!!૫૫.

**दुर्वारप्रतिपक्षदूषणसमुन्मेषाक्षितौकल्पने**
**सेतोरप्यनघस्यतापसकुलैणांकस्यलंकारयः ।**
**आपन्नानतिकायविभ्रमगुषःसंसारिशाखामृगान् ।**
**पुष्णंत्यंच्छपयोब्धिवीचिवदलंकाराःकटाक्षांकुराः ॥ ५६ ॥**

જેમ, દુઃખે કરીને નિવારણ કરી શકાય એવા પ્રતિપક્ષી (શત્રુ) દૂષણ ( નામે દૈત્ય ) ના સમુન્મેષના (સારી રીતે વિકાશ-ઉલ્લાસ પામવાના) સ્થાનમાં (સમુદ્રમાં) સેતુ બાંધવામાં દુઃખરહિત તથા તપસ્વીઓના સમુદાયને આહ્લાદ ઉપજાવનારા ચંદ્ર જેવા રામચંદ્રના— લંકાના શત્રુરૂપ, અતિકાય ( આદિક રાક્ષસો ) થી ઉપજેલા વિભ્રમને ( ગભરાટને ) હરણ કરનારા, અને નિર્મલ ક્ષીર સમુદ્રના તરંગ જેવા અલંકારરૂપ કટાક્ષરૂપી અંકુર—મૃતપ્રાય થયેલા વાનરોને જીવાડેછે તેમ, દુઃખેકરીને નિવારણ કરી શકાય એવા પ્રતિપક્ષી (સામો વાદ કરનારા) ના દૂષણના સમુન્મેષના (ઉત્પન્ન થવાના કે પ્રસાર પામવાના) સ્થાનમાં સેતુ બાંધવામાં (એટલે સેતુ જેમ જલને અટકાવી રાખેછે તેમ તે દૂષણને અટકાવી રાખનાર સમાધાનરૂપી સેતુ બાંધવામાં) દુઃખરહિત તથા તપસ્વીઓના સમુદાયને આહ્લાદ ઉપજાવનારા ચંદ્ર જેવા શ્રી શંકરના— લંકાના (શાકિનીઓ અથવા કુલટાઓના) શત્રુરૂપ, અતિકાય (એટલે સ્થૂલાદિ દેહમાં આત્માભિમાન લક્ષણ) થી ઉપજેલા વિભ્રમને (ભ્રાંતિને) હરનારા અથવા અતિકાય એટલે અત્યંત મોટી ભ્રાંતિને હરનારા, અને નિર્મલ ક્ષીર સમુદ્રના તરંગ જેવા અલંકારરૂપ કટાક્ષરૂપી અંકુર—જન્મ મરણાદિ લક્ષણ આપત્તિથી વ્યાપ્ત થયેલા અથવા શરણે આવેલા સંસારીરૂપ વાનરોને જીવાડેછે. અર્થાત્ સંસારદુઃખની નિવૃત્તિ પૂર્વક આનંદપ્રાપ્તિરૂપ પુષ્ટિ સંપાદન કરેછે. ૫૬.

આ શ્લોકમાંનાં વિશેષણ એક તરફથી રામચંદ્રને અને બીજી તરફથી શ્રી શંકરને સરખીજ રીતે લાગુ પડેછે. ભાવાર્થ એવોછે કે રામચંદ્ર જેમ દુર્નિવાર એવા પ્રતિપક્ષી દૂષણ નામે રાક્ષસને રહેવાનું સ્થાન જે સમુદ્ર, તેમાં સેતુ બાંધનારા તથા તપસ્વીઓને આનંદ આપનારા છે, તેમ શ્રી શંકર પણ દુર્નિવાર એવા પ્રતિપક્ષી વાદીઓનાં દૂષણો

[1] ચંદ્ર ( ઉપમાનમાં )ન્યુનતા તથા મુખ ઉપમેયમાં આધિકય વર્ણવવાથી વ્યતિરેકાલંકાર. (શ્લોક ૩૯ની ટીપ જુઓ.)

જે સ્થલમાં પ્રસાર પામેછે તે સ્થલમાં યથાર્થ સમાધાન આપવા રૂપ સેતુ[1] બાંધનારા તથા તપસ્વીઓને આનંદ આપનારા છે. તથા જેમ રામચંદ્રના કટાક્ષ સુંદર, લંકાનામે રાક્ષસ નગરીના શત્રુરૂપ અને અતિકાય આદિક રાક્ષસોથી ઉપજેલા ગભરાટને નાશ કરનારા હોઇને આપત્તિમાં પડેલા વાનરોને જીવાડનારા છે, તેમ શ્રી શંકરના કટાક્ષ પણ સુંદર, કુલટાઓના શત્રુરૂપ અને દેહાદિકમાં આત્મબુદ્ધિ રૂપ મોટા ભ્રમને નાશ કરનારા હોઇને જન્મ મરણાદિ આપત્તિમાં પડેલા સંસારી મનુષ્યોને જીવાડનારા-મુક્તિ આપનારાછે.

निशंकक्षतिरूक्षकंटककुलंमीनांकदावानल
ज्वालासंकुलमार्तिपंकिलतरंव्यध्वधृतिध्वंसिनम् ॥
संसाराकृतिमामयच्छलचलदुर्वारदुर्वारणं
मुष्णंतिश्रममाश्रितानवसुधावृष्ट्यार्पितादृष्टयः ॥ ५७ ॥

જેમ આકસ્મિક ક્ષતિઓરૂપી રૂક્ષ કાંટાના સમુદાય પથરાયેલા છે, જે કામરૂપી દાવાગ્નિની જવાલાવડે વ્યાપ્ત થઇ ગયેલો છે. જેમાં પીડાઓરૂપ અતિશય કાદવ પથરાયો છે, વિરૂદ્ધ ધર્મરૂપી માર્ગમાં ભૂલા પડેલા પુરૂષોના ધૈર્યનો જે નાશ કરનારો છે, રોગના મિષવડે ફરતા રોકી ન શકાય એવા જેમાં દુષ્ટ હાથીઓછે, એવા સંસારલક્ષણ શ્રમને શ્રી શંકરની નૂતન અમૃતવૃષ્ટિના જેવું કાર્ય કરનારી દૃષ્ટિઓનો આશ્રય કરવાથી, તે હરણ કરેછે.૫૭.

त्रिपुंड्रंतस्याहुःसितभसितशोभित्रिपथगांकृपापारावारंकतिचनमुनिंतांश्रितवतीं ।
वयंत्वेतद्ब्रूमोजगतिकिलतिस्रःसुरुचिरास्त्रयीमौलिव्याकृत्युपकृतिभःवाकीर्तयइति५८

શ્રી શંકરના કપાળમાં ત્રણ રેષાવાળું શ્વેત ભસ્મનું ત્રિપુંડ્ર (તિલક) જોઇને કેટલાક કવિયો કહેછે કે કૃપાના સમુદ્ર એવા તે મુનિનો આશ્રય કરીને રહેલી એ ત્રિપથગા—સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલમાં વહન કરનારી (ત્રણ માર્ગવડે ગમન કરનારી) ગંગાછે. પણ અમે તો એમ કહીએ છીએ કે.—જગત્‌માં ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ, એ વેદત્રયીનાં મસ્તક રૂપ ઉપનિષદોનાં વ્યાખ્યાન શ્રી શંકરે કહેલાં છે, તેથી જગત્‌ના ઉપર થયેલા ઉપકારથકી ઉત્પન્ન થયેલી અત્યંત સુંદર એ ત્રણ કીર્તિઓ છે.[2]૫૮.

असौशंभोर्लीलावपुरितिभृशंसुंदरइतिद्वयंसंप्रत्येतज्जनमनसिसिद्धंचसुगमम् ।
यदंतःपश्यंतःकरणमदसीयंनिरुपमंतृणीकुर्वंत्येतेस्मरमपिकामंसुमतयः॥५९॥

આ શ્રી શંકર, એ શંકર (શિવ) નું લીલાને અર્થે ધારણ કરેલું શરીર છે, અને તે અત્યંત સુંદર છે, એ બન્ને વાતો અતિ સેહેલાઇથી મનુષ્યના મનમાં સિદ્ધ થયેલીછે; કેમકે જેઓ આ શંકરના નિરૂપમ શરીરને પોતાના અંતઃકરણમાં જુએ છે તેઓ સુંદર એવા

૧. સેતુ બાંધવાથી જલ આવતું અટકેછે તેમ દૂષણ અટકાવનારૂં સમાધાન હોવાથી સેતુરૂપ કહ્યું છે.

૨ ભસ્મરેષાઓનો નિષેધ કરીને તેનું આકાશ ગંગારૂપે તથા વેદત્રયીરૂપે સાધન કરવાથી અપન્હુતિ અલંકાર. "प्रकृतंयन्निषिध्यान्यत्साध्यतेसात्वपन्हुतिः" "પ્રસ્તુતનો નિષેધ કરીને તેની જગાએ અપ્રસ્તુતની સિદ્ધતા કરી હોય તે અપન્હુતિ અલંકાર. (મમ્મટકૃત કાવ્યપ્રકાશ ૧૦-૧૦)

કામને પણ તૃણ તુલ્ય કરી કાઢેછે. અર્થાત્ કામ જો સુંદર છે તો શ્રી શંકરનું શરીર તેથી પણ અત્યંત સુંદરછે, માટે શંકરને જોઇને તેઓ કામને છેક ક્ષુદ્ર ગણેછે; તેમજ કામ ઉપર જય મેળવનાર મહાદેવનો આ અવતાર છે, માટે તેને પોતાના અંતઃકરણમાં મહાદેવ રૂપે જોઇને પણ કામને તેથી પરાજય પામેલો જાણી ક્ષુદ્ર ગણેછે. શ્રીશંકરનું ધ્યાન કરવાથી કામવિકાર નાશ થાયછે એ વ્યંગ્યછે. ૫૯.

अज्ञानांतर्गहनपतितानात्मविद्योपदेशै
स्त्रातुंलोकान्भवदवशिखातापपापच्यमानान् ।
मुक्त्वामौनंवटविटपिनोमूलतोनिष्पतंती
शंभोर्मूर्तिश्चरतिभुवनेशंकराचार्यरूपा ॥ ६० ॥

અજ્ઞાનમાં ઊંડા ઉતરી ગયેલા તથા સંસારરૂપી દાવાનલની પુત્ર વિયોગ, સ્ત્રી વિયોગ, ધન વિયોગ, આદિક જ્વાલાઓના તાપથી રંધાતા લોકોને આત્મવિદ્યાનો ઉપદેશ આપીને તારવાને વટ વૃક્ષના મૂલ નીચે બેઠેલી શ્રી દક્ષિણા મૂર્તિ મહાદેવની મૂર્તિ શ્રીશંકરાચાર્ય રૂપે અવતાર પામીને જગત્માં ફરેછે. ૬૦.

उच्चंडाहितवावदूककुहनापांडित्यवैतंडिकं
जातेदेशिकशेखरेपदजुषांसंतापचिंतापहे ।
कातर्यंहृदिभूयसाकृतपदंवैभाषिकादेःकथा--
चातुर्यंकलुषात्मनोलयमगाद्वैशेषिकादेरपि ॥ ६१ ॥

અતિશય કોપવાળાં, અહિત કરનારા અને વાચાલ પુરૂષોની [1]કુહના તથા પંડિત્યનું [2]વૈતંડિક પ્રકટ કરીને પોતાના ચરણનું સેવન કરનારા પુરૂષોના સંતાપ અને ચિંતાનો નાશ કરનારા શ્રી શંકર ઉત્પન્ન થયા એટલે વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર્ય, માધ્યમિક, જૈન અને ચાર્વાક, એવા વેદબાહ્ય ષડ્દર્શનને માનનારા પુરૂષોના હૃદયમાં અત્યંત કાયરપણું આવી ગયું; અને મલિન અંતઃકરણવાળા વૈશેષિક, સાંખ્ય, મીમાંસક, પાતંજલ, નૈયાયિક, આદિ પુરૂષોનું કથાચાતુર્ય પણ લય પામ્યું. અર્થાત્ જ્યારે શ્રીશંકરે વેદબાહ્ય ષડ્દર્શનોનું ખંડન કર્યું અને તેથી તેમના અનુસરનારા પુરૂષોના સંતાપ આદિક દુર થયા ત્યારે વૈભાષિક આદિ વિધર્મિઓના હૃદયમાં કાયરપણું ઉત્પન્ન થયું એટલે તેઓ પોતાના મતનું દૃઢતાથી સ્થાપન કરી ન શકતાં ભાગી ગયા. અને વૈશેષિક આદિ મતવાળા પુરૂષોનું વાણીચાતુર્ય પણ લય પામ્યું એટલે તેઓ પ્રત્યુત્તર પણ કરી શકયા નહિ. ૬૧.

अमुनाक्रतवःप्रसाधिताःक्रतुविभ्रशंकरःसशंकरः ।
इयमेवभिदानयोर्जितस्मरयोःसर्वविदोबुधेड्ययोः ॥ ६२ ॥

શ્રી શંકરાચાર્ય અને કૈલાસ જેનું સ્થાન છે એવા શ્રીશંકર એ બેમાં એજ ભેદ છે કે

[1] લોભવડે મિથ્યા તત્વ ઉપર આચાર આદિકની સંભાવના કરવી તેને કુહના (કપટમાર્ગ) કહેછે.

[2] પોતાનો પક્ષ સ્થાપન ન કરતાં બીજાનો પરાજય કરવાની કથાને વિતંડા કહેછે; એ વિતંડામાંથી ઊપજેલા મતને વૈતંડિક જાણવો.

શ્રી શંકરાચાર્યે વૈદિક માર્ગ પ્રવર્તાવવાવડે ઉત્કૃષ્ટપણે યજ્ઞો સિદ્ધ કર્યા અને કૈલાસનિવાસી શંકર યજ્ઞનો ભંગ કરનારા છે. (દક્ષ યજ્ઞોનો ભંગ મહાદેવે કર્યો હતો એ કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે). એજ એ બેમાં ભેદછે; નહિ તો બન્ને જણે કામને જીતેલો છે, બન્ને જણ સર્વજ્ઞ છે, અને બન્ને જણ બુધ ( પંડિત—દેવ ) થકી સ્તુતિપાત્ર થયેલા છે, માટે સમાન છે. ૬૨.

कलयापितुलानुकारिणंकलयामोनवयंजगत्त्रये ।
विदुषांस्वसमोयदिस्वयंभवितानेतिवदन्तितत्रके ॥ ६३ ॥

શ્રી શંકરની સમાન એક કલાવડે પણ કરી શકે એવો કોઈ ત્રણે લોકમાં અમે માનતા નથી—દેખતા નથી. કોઇ કહેશે કે, ત્યારે વિદ્વાનોમાં પોતાના સરખા તે પોતેજ થશેશું ? તો અમે કહિયે છિયે કે હા; એમાં ના કોણ કહેછે.[1] ૬૩.

भुवनांतइवामरद्रुमाअमरद्रुष्विवपुष्पसंचयाः ।
भ्रमराइवपुष्पसंचयेष्वतिसंख्याःकिलशङ्करेगुणाः ॥ ६४ ॥

જેમ સ્વર્ગના નંદન વનમાં દેવવૃક્ષોની સંખ્યા નથી, જેમ તે દેવવૃક્ષો ઉપર પુષ્પની સંખ્યા નથી, અને જેમ તે પુષ્પના સમુદાયમાં ભમરાઓની સંખ્યા નથી તેમ શ્રી શંકરમાં ગુણોની પણ સંખ્યા નથી. તાત્પર્ય કે શંકરના ગુણ અપાર છે.[2] ૬૪.

कामंवस्तुविचारतोऽच्छिनदयंपारुष्यहिंसाक्रुधः
क्षांत्यादैन्यपरिग्रहानृतकथालोभांस्तुसंतोषतः ॥
मात्सर्यंसनसूययामदमहामानौचिरंभावित
स्वान्योत्कर्षगुणेनतृप्तिगुणतस्तृष्णांपिशाचीमपि ॥ ६५ ॥

શ્રી શંકરે કામ્ય વસ્તુમાં રહેલા અનિત્યત્વાદિક દોષનો વિચાર કરીને વિષયાભિલાષ રૂપ કામને પોતાનામાંથી ઉખેડી નાખ્યો; બીજા માણસો નિંદા કરે અથવા તાડન કરે તથાપિ ચિત્તમાં વિકાર ન થવારૂપ ક્ષમા ગુણવડે કઠોર ભાષણરૂપ પારુષ્ય, વૃત્તિ છેદનાદિથી બીજાને પીડા કરવારૂપ હિંસા, અને ક્રોધ, એ દુર્ગુણોને ઉખેડી નાખ્યા; સંતોષ ગુણવડે—પદાર્થ પ્રાપ્ત ન થવાથી અથવા મળેલા પદાર્થનો નાશ થવાથી ઉત્પન્ન થતી દીનતા, સંચય કરવારૂપ પરિગ્રહ, મિથ્યા ભાષણ, અને પરાયા દ્રવ્યની ઇચ્છા તથા તીર્થાદિકમાં ધન ન વાપરવારૂપ લોભ, એ દુર્ગુણોનો ત્યાગ કર્યો; બીજાના ગુણોને વિષે દોષ પ્રકટ કરવા રૂપ અસૂયા ગુણનો ત્યાગ કરવાવડે માત્સર્યનો ( બીજાનો ઉત્કર્ષ સહન ન

[1] અહીં શંકર (ઉપમેય) નું બીજું ઉપમાન છે નહિ માટે અનન્વયાલંકાર. "उपमानोपमेयत्वेएकस्यैवैकवाक्यगे । अनन्वयः" એકજ વાકયમાં એકજ પદ ઉપમેય તથા ઉપમાનરૂપે વર્ણાયું હોય ત્યાં અનન્વયાલંકાર જાણવો. (કા. પ્ર. પ. ૧૦ શ્લો.૫) [2]"गृहीतमुक्तरीत्यार्थश्रेणिरेकावलिर्मता" "એક અર્થનું ગ્રહણ કરી તેને છોડી બીજાનું ગ્રહણ કરવું, એ રીતે અર્થની પંકિત વરણવેલી હોય તેને એકાવલિ અલંકાર કહેછે."(કુ.કા.૧૦૪) અહીં પણ પ્રથમ કલ્પવૃક્ષનું ગ્રહણ કરી તેને છોડીને પુષ્પનું અને તેને છોડીને ભ્રમરનું ગ્રહણ કરેલું છે માટે એકાવલિઅલંકાર છે.

કરવારૂપ દુર્ગુણનો) નાશ કર્યો; પોતાના થકી બીજાનો ઉત્કર્ષ થાય એવી ઘણા કાલસુધી ભાવના કરવારૂપ ગુણવડે—ધર્મનું ઉલ્લંઘન કરવારૂપ મદ, અને પોતાને વિષે પૂજ્યપણાના અભિમાનરૂપ માન, એ બે દુર્ગુણનો નાશ કર્યો; અને, મને આ વસ્તુ મળે, મને ફલાણી વસ્તુ મળે,ઇત્યાદિ તૃષ્ણારૂપી પિશાચીને પણ તૃપ્તિ લક્ષણ ગુણવડે ઉખેડી નાખી.૬૫.

कामंयस्तुसमूलघातमवधीत्स्वर्गापवर्गापहं
रोषंयःखलुचूर्णपेषमपिषन्निःशेषदोषावहं ॥
लोभादीनपियःपरांस्तृणसमुच्छेदंसमुच्चिच्छिदे
स्वस्यांतेवसतांसतांसभगवत्पादःकथंवर्ण्यते ॥ ६६ ॥

પોતાના શિષ્યોના પણ કામ ક્રોધાદિક જેણે નાશ કર્યા, તેના પોતામાં તો તે કેમજ રહે ? એવા આશયથી કહેછે કે—જેણે પોતાની પાસે રહેનારા શિષ્યોના સ્વર્ગ અને મોક્ષને નાશ કરનાર કામ વિકારનો મૂલમાંથી નાશ કર્યો; તથા સમગ્ર દોષને વહન કરનારા તેમના ક્રોધને તો જેણે લોટની પેઠે દળી નાખ્યો; તેમજ લોભાદિક શત્રુઓને પણ જેણે તરણાની પેઠે મૂલમાંથી ઉખેડી નાખ્યા; એવા શ્રી ભગવત્પાદ શંકરાચાર્યનું વર્ણન અમારાથી કયી રીતે કરાય? અર્થાત્ તે કોઈપણ પ્રકારે વર્ણવવાને શક્ય નથી. ૬૬.

केमीकांतदिवानिशाकरकराधर्मस्यमर्मच्छिदो
मुग्धेशंभुनवावतारसुगुरोरेतेगुणानांगणाः ॥
कस्मादुत्पलसंततिर्विकसिताविस्मेरदिग्योषिता
मेषापांगझरीतिदिग्गजवधूप्रश्नोत्तरेरेजतुः ॥ ६७ ॥

[1]દિશાઓમાં રહેલા હાથી અને તેની સ્ત્રી વચ્ચે પ્રશ્નોત્તર થયા હતા. તેમાં સ્ત્રી પોતાના સ્વામી દિગ્ગજને પૂછેછે કે,—હે સ્વામીન્! આ ગ્રીષ્મ ઋતુમાં થયેલા તપારાનાં મર્મ છેદનારા—તાપને નાશ કરનારા આ ચંદ્રના કિરણ દિવસે દેખાય છે, એ તે કયા અર્થાત્ દિવસે ચંદ્રના આવા શિતલ કિરણ આ જણાય છે, એ તે ચંદ્રનાજ કિરણ છે કે એ તે કાંઈ બીજાુંછે? એવું પોતાની પત્નીનું વચન સાંભળીને દિગ્ગજ બોલ્યો કે હે મુગ્ધે! શ્રી મહાદેવના નૂતન અવતારભૂત સદ્ગુરૂ શ્રી શંકરાચાર્યના ગુણોના એ સમૂહ છે; ચંદ્રના કિરણ નથી. એ સાંભળીને તેની સ્ત્રીએ પૂછ્યું કે,—જ્યારે એ ચંદ્રના કિરણ નથી, ત્યારે ચંદ્રના કિરણથી વિકાસ પામનારાં આ કળાં કમલ કેમ વિકસિત થયાં છે ? દિગ્ગજે કહ્યું કે,—એ વિકાસ પામેલાં કાળાં કમલ નથી,પણ શંકરાચાર્યના ગુણોના સમુદાય વડે વિસ્મય પામેલી દિશાઓરૂપી સ્ત્રીઓના કટાક્ષની ઝરીછે. એ પ્રમાણે દિગ્ગજ અને તેની સ્ત્રીની વચ્ચે થયેલા પ્રશ્નોત્તર શોભતા હતા. ૬૭.

૧ દિગ્ગજની પત્નીઓની ચંદ્રકિરણાદિ શંકાનું તેના પતિએ નિવારણ કરયું છે, માટે ભ્રાંતાપન્હુતિ અલંકાર. "भ्रांतापन्हुतिरन्यस्यशंकायाम्भ्रांतिवारणे" પ્રસ્તુતને વિષે અન્ય અપ્રસ્તુતની શંકા થવાથી તેનું જ્યાં નિવારણ કરયું હોય ત્યાં ભ્રાંતાપન્હુતિ જાણવી." (કુ. કા. શ્લોક ૨૮.)

नाक्ष्णामाक्षिकमीक्षितंक्षणमपिद्राक्षामुहुःशिक्षिता
क्षीरेक्षूसमुपेक्षितौभुवियया साशंकरश्रीगुरोः ।
कांतानंतदिगंतलंघनकलाजंघालतत्तद्गुण
श्रेणीनिर्भरमाधुरीमदधुराधन्येतिमन्यामहे ॥ ६८ ॥

શ્રી શંકરના ગુણોની મધુરતા વિષે કહેછે કે, શ્રી શંકરાચાર્ય ગુરૂના ગુણોની સુંદર પંક્તિ—જેણે મધના સામું તો એક ક્ષણવાર પણ પોતાના નેત્રથી જોયું નહિ. અર્થાત્ મધમાં તે એવી શી મધુરતા છે કે તેના સામું હું જોઉં? એમ પોતાનામાં અત્યંત માધુર્ય હોવાથી મધનો તો જેણે તિરસ્કારજ કર્યો છે; જેણે દ્રાક્ષને તો બહુવાર શિક્ષા આપી છે (કે તારામાં બરાબર માધુર્ય નથી માટે તું કાંઈ ગર્વ કરીશ નહિ.) અને જેણે દૂધ તથા શેરડીની તો અવગણનાજ કરીછે (કે તેમનામાં કાંઈ માધુર્ય છે નહિ માટે તેમની ગણના કરવાનું કાંઈ પ્રયોજન નથી.) એવી શ્રી શંકરાચાર્ય ગુરૂના તે તે (અનેક) ગુણોની શોભાયમાન પંક્તિ, જે દિશાઓના અનંત છેડાને ઉલ્લંઘીને તેની પેલીપાર જવાની કલામાં વેગવાળી છે, તથા જે અત્યંત મધુરતાના મદ કરીને સર્વથી શ્રેષ્ઠ છે, તે ગુણોની પંક્તિને ધન્ય છે એમ અમે માનીએ છીએ.[1] ૬૮.

क्षान्तिश्चेद्वसुधाजहातुमहतींसर्वंसहत्वप्रथां
विद्याचेद्विरहंतुषण्मुखमुखाःस्वांसर्वगर्वावलीम् ।
वैराग्यंयदिबादरायणियशःकार्श्यंपरंगाहताम्
किंजल्पैर्मुनिशेखरस्यनतुलांकुत्रापिवीक्षामहे ॥ ६९ ॥

શ્રી શંકરાચાર્યમાં ક્ષાંતિ (સહન કરવાનો ગુણ) છે તો પછી પૃથ્વીની જે સર્વંસહા (સર્વનું સહન કરનારી) એવી મોટી ખ્યાતિ છે તે તેણીએ છોડી દેવી ઘટેછે; શ્રી શંકરાચાર્યમાં જો વિદ્યા છે તો કાર્તિકેય આદિ વિદ્યાવાળાઓએ પોતાના સર્વ ગર્વની પંક્તિને તજી દેવી; જો વૈરાગ્ય છે તો શુક મુનિનો વૈરાગ્ય સંબંધી યશ પરમ કૃશતાને પામો—અતિશય ઓછો થઈ જાઓ. બહુ શું કહેવું? મુનિઓમાં સર્વોત્તમ એવા શ્રી શંકરની ઉપમાને યોગ્ય કોઇને અમે કહીં પણ દેખતા નથી!![2] ૬૯.

यामूर्तिःक्षमयामुनीश्वरमयीगोत्रासगोत्रायते
विद्याभिर्निरवद्यकीर्तिभिरलंभाषाविभाषायते ।

૧. અહીં શંકરની વાણીની વિશેષ મધુરતા કહેવાને માટે મધ આદિક મધુર પદાર્થોનો નિષેધ કર્યો છે માટે આક્ષેપાલંકાર. "निषेधोवक्तुमिष्टस्ययोविशेषाभिधित्सया । वक्ष्यमाणोक्तविषयःसआक्षेपोद्विधामतः" પ્રસ્તુતની વિશેષતા જણાવવાને અર્થે કહેવા યોગ્ય વસ્તુનું કથન ન કરવું તેને આક્ષેપાલંકાર કહેછે. તેના બે પ્રકાર છેઃ-વક્ષ્યમાણ વિષયાક્ષેપ અને ઉક્ત વિષયાક્ષેપ" અને ઉક્ત વિષયાક્ષેપ." (કા. પ્ર. ૬. મો ઉલ્લાસ શ્લો. ૨૦.)

૨. અહીં ત્યાગરૂપ એક ધર્મનું પ્રતિપાદન કરેલું છે માટે તુલ્યયોગિતાલંકાર "नियतानासकृद्धर्मःसापुनस्तुल्ययोगियोगिता" પ્રકરણમાં વર્ણેલા અપ્રસ્તુત પ્રસ્તુત આદિના એક ધર્મનું પ્રતિપાદન કરેલું હોય તેને તુલ્યયોગિતા કહેછે" (કાવ્ય પ્ર. ઉલ્લા. ૧૦ શ્લો. ૧૮)

**भक्ताभीप्सितकल्पनेननितरांकल्पादिकल्पायते**

**कस्तंनान्यपृथक्जनैस्तुलयितुंमंदाक्षमंदायते ॥ ७० ॥**

શ્રી શંકરાચાર્ય મુનીશ્વરમય જે મૂર્તિ ક્ષમાવડે પૃથ્વીની સમાન થઇને વર્તે છે અર્થાત્ જે મૂર્તિ ક્ષમારૂપે જોઇએ તો તે જાણે પૃથ્વીજ છે. (પૃથ્વીનું નામ પણ ક્ષમા છે અને તે મૂર્તિ પણ ક્ષમાયુક્ત છે માટે સમાનતા વિશેષ શોભેછે); જે મૂર્તિ નિર્દોષ કીર્તિવાળી વિદ્યાવડે સરસ્વતીભાવને પામેછે. અર્થાત્ વિદ્યારૂપે જોઇએ તો તે જાણે સરસ્વતીજ છે; જે મૂર્તિ ભક્તજનના ઇષ્ટ મનોરથ પૂર્ણ કરેછે તેથી કલ્પવૃક્ષ, ચિંતામણિ, આદિની પેઠે આચરેછે. અર્થાત્ અભીષ્ટ ફલ આપવામાં તે કલ્પવૃક્ષાદિક જેવી છે. તે મુનીશ્વરમય મૂર્તિને બીજા પ્રાકૃત મનુષ્યો સાથે સરખાવનારો કયો પુરૂષ લજ્જાવડે મંદ થયેલા પુરૂષના જેવું આચરણ નથી કરતો ? અર્થાત્ એવા શ્રી શંકરાચાર્યની મૂર્તિને ઇતર પ્રાકૃત જનો સરખાવનાર પુરૂષને લજ્જાવડે મંદ થયેલો જાણવો. તાત્પર્ય કે શંકરની તુલના સાધારણ મનુષ્ય સાથે કરવી એ અતિ લાજવા જેવું કામછે. ૭૦.

**नबभूवपुरातनेषुतत्सदृशोनाद्यतनेषुदृश्यते ।**

**भविताकिमनागतेषुवानसुमेरोःसदृशोयथागिरिः ॥ ७१ ॥**

જેમ સુમેરૂ પર્વતના સમાન બીજો પર્વત પૂર્વે થયો નથી, હમણા છે નહિ અને ભવિષ્ય કાલમાં થવાનો પણ નથી, તેમ શ્રી શંકરાચાર્ય સરખો પુરૂષ કોઈ પુરાતન કાલને વિષે થયો નથી; વર્તમાનકાલમાં તો કોઈ દેખાતો નથીજ; અને ભવિષ્યકાલમાં તેના જેવો શું કોઈ થશે વારૂ ? નહિજ થાય. ૭૧.

**समशोभततेनतत्कुलंसचशीलेनपरंव्यरोचत ।**

**अपिशीलमदीपिविद्ययाह्यपिविद्याविनयेनदिद्युते ॥ ७२ ॥**

શ્રી શંકરવડે તેનું કુલ શોભાને પામ્યું હતું; અને તે શંકર પોતાના શીલવડે ( એટલે સાધુ સ્વભાવવડે અથવા પવિત્ર આચરણવડે) અત્યંત શોભતા હતા; તે શીલ પણ વિદ્યાવડે પ્રકાશમાન થયું હતું; તથા તે વિદ્યા તેમની નમ્રતાથી શોભતી હતી.[1] ૭૨.

**सुयशःकुसुमोच्चयःश्रयद्विबुधालिर्गुणपल्लवोद्गमः।**

**अवबोधफलःक्षमारसःसुरशाखीवरराजसूरिराट् ॥ ७३ ॥**

પંડિતોના રાજા શ્રી શંકર કલ્પવૃક્ષની પેઠે શોભતા હતા. કલ્પવૃક્ષને જેમ પુષ્પનો સમુદાય હોય છે તેમ શ્રી શંકરરૂપી કલ્પવૃક્ષને રૂડા યશરૂપી પુષ્પનો સમુદાય ચારે પાસે વેરાયલો હતો. કલ્પવૃક્ષનો જેમ દેવની પંક્તિઓ અથવા દેવરૂપી ભમરો આશરેલા હોયછે, તેમ શ્રીશંકરરૂપ કલ્પવૃક્ષનો પણ પંડિતોની પંક્તિ અથવા પંડિતરૂપી ભમરોએ આશ્રય કરેલો

[1] દીપવારૂપ ક્રિયા પ્રબંધનાં બધાં વાકયને ઉપકારક છે માટે દીપક, તથા તે વાકયમાલા પૂર્વ પૂર્વ વાકયની અપેક્ષા રાખેછે માટે માલાદીપકાલંકાર. "दीपकत्वेपिपूर्वपूर्वंव्यपेक्षिणी । वाक्यमालाप्रयुक्तेतितन्मालादीपकंमतम्." "દીપકઅલંકારમાં પણ પુર્વ પુર્વની અપેક્ષા કરનારી વાકયોની માળા રચી હોય તો તેને માલાદીપક કહેછે" ( કાવ્યાદર્શ પરિ. ૨ શ્લો. ૧૦૮.)

હતો. કલ્પવૃક્ષને જેમ પાંદડાં આવેલાં હોયછે તેમ શ્રી શંકરરૂપ કલ્પવૃક્ષને ગુણરૂપી પાંદડાં આવેલાં હતાં. કલ્પવૃક્ષને જેમ ફલ હોયછે તેમ શ્રી શંકરરૂપ કલ્પવૃક્ષને તત્વજ્ઞાનરૂપ ફલ થયેલું હતું. કલ્પવૃક્ષને જેમ રસ હોયછે તેમ આ શંકરરૂપ કલ્પવૃક્ષને ક્ષમારૂપી રસ હતો.[1] ૭૩.

नचशेषभवीनकापिलीगणिताकाणभुजीनगीरपि ।
फणितिष्वितरासुकाकथाकविराजोगिरिचातुरीजुषि ॥७४ ॥

જે વખતે શ્રી શંકરાચાર્ય વાણીને વિષે ચાતુરીનું સેવન કરવા માંડતા હતા—ચાતુરી ભરેલી વાણી બોલવાનો આરંભ કરતા હતા, તે વખતે પતંજલિની વાણીની કાંઈ ગણના થતી નહોતી તેમજ કપિલ અને કણાદની વાણીની પણ ગણના કરવામાં આવતી નહોતી, તો બીજા નાસ્તિકાદિકની વાણીની તો વાતજ શી કરવી ? તાત્પર્ય કે યોગ, સાંખ્ય અને તર્ક વાદીઓ પણ શ્રી શંકરની વાણીની સામે કાંઈ ગણનામાં નહોતા તો પછી સૌત્રાંતિક, માધ્યમિક, યોગાચાર, જૈન, આદિક નાસ્તિક વાદીઓ તો કાંઈ ગણતરીમાં નજ હોય, એમાં આશ્ચર્ય પામવા જેવું નથી !! ૭૪.

भट्टभास्करविमर्ददुर्दशामज्जदागमशिरःकरग्रहाः ।
हंतशङ्करगुरोर्गिरःक्षरत्पक्षरंक्विमपितद्रसायनम् ॥ ७५ ॥

ભટ્ટભાસ્કર નામે શૈવ આચાર્યે જે સર્વનો કચ્ચરઘાણ વાળી નાખ્યો હતો, તેથી દુર્દશામાં ડુબી જતા વેદાંતને હસ્તાવલંબન આપીને તેનો ઉદ્ધાર કરનારી શ્રી શંકર ગુરૂની વાણી—જેમાંથી કહી બતાવવાને અશક્ય એવા કોઈક રસાયનરૂપ (રસના આશ્રયભૂત) અક્ષર ખરેછે, તે અમને અત્યંત હર્ષ ઉપજાવેછે !!! ૭૫.

जटाटीरजटाकुटीरविहरन्नैलिंपकल्लोलिनी
क्षोणिशप्रियकृन्नवावतरणावष्टंभगुंफच्छिद ।
गर्जन्स्रोवतरंतिशङ्करगुरुक्षोणीधरेंद्रोदरा
द्वाणीनिर्झरिणीझराःक्वनुभयंदुर्भिक्षुदुर्भिक्षतः ॥ ७६ ॥

શિવની જટારૂપી ઝૂંપડીમાં વિહાર કરતી દેવનદી ગંગાનું, ભગીરથ રાજાનું પ્રિય કરવાને જે નૂતન (પ્રથમજ) ઉતરવું, તે ઉતરવાવડે ઉપજેલા સ્તંભના ગ્રંથનનો છેદ કરનારા એવા—શ્રી શંકર ગુરૂરૂપી હિમાલયના ઉદરમાંથી વાણીરૂપી નદીના ગર્જના કરતા પ્રવાહ ઉતરેછે; તો દુષ્ટ ભિક્ષુરૂપી દુકાલ થકી હવે ક્યાં ભયછે ? સ્પષ્ટાર્થ એવોછે કે ભગીરથ રાજાનું પ્રિય કરવાને શંકરની જટામાં રહેલી ગંગા પૃથ્વી ઉપર પડી તેથી તેના મોટા મોટા ધોધ પડવા લાગ્યા. હવે તે ધોધને પોતાના પ્રવાહના વેગથી છેદી નાખનારા અર્થાત્ તે કરતાં અધિક બલવાન–ગંગાના વમલ જેવી અથવા તેના અગાધ જલ જેવી શબ્દ જા-

[1] અહીં શંકર ( ઉપમેય ) અને કલ્પવૃક્ષ ( ઉપમાન ) એ બન્નેનું અભેદપણે કથન કર્યું છે માટે રૂપકાલંકાર. "तद्रूपकमभेदोयउपमानोपमेययोः" "ઉપમાન અને ઉપમેયનું અભેદપણે વર્ણન કર્યું હોય તે રૂપક જાણવું" (કા. પ્રકા. ૧૦–૭.)

લને તોડનાર શ્રી શંકરની વાણીનો પ્રવાહ વહેછે, તો પછી દુષ્ટ ભિક્ષુઓ—પાખંડી ત્યાગીઓરૂપી દુકાલનો શો ભયછે ? જલ હોય તો દુકાલનો ભય ન હોય તેમ શ્રી શંકરની વાણી છે તો પાખંડી ભિક્ષુઓનો ભય પણ નજ હોય. કેમકે પોતાની વાણી વડે શ્રી શંકર તેમનો પરાજય કરનાર છે.[1] ૭૬.

वारीचित्तमतंगजस्यनगरीबोधात्मनोभूपते ॥
दूरीभूतदुरंतदुर्वदझरीहारीकृतासूरिभिः ।
चिंतासंततितूलवातलहरीवेदोल्लसच्चातुरी ।
संसाराब्धितरीरुदेतिभगवत्पादीयवाग्वैखरी ॥ ७७ ॥

ચિત્તરૂપી હાથીને બાંધવાની સાંકળરૂપ, બોધાત્મક રાજાની નગરીરૂપ, દુઃખે કરીને જેનો છેડો આવે એવા દુષ્ટ વાદીઓના વાદરૂપ પ્રવાહ જેનાથી દૂર થયોછે એવી, પંડિતોએ જેને અતિ પ્રેમથી કંઠના હારરૂપ કરેલી છે એવી, ચિંતાના વિસ્તારરૂપી તૂલ (રૂના પરમાણુઓ જેવા અંશ) ને દૂર કરનારી વાયુની લેહેરરૂપ, વેદની શોભાયમાન ચાતુરીરૂપ, અને સંસારરૂપી સમુદ્રને તરી જવાની નૌકારૂપ, શ્રી ભગવત્પાદ શંકરાચાર્યની વૈખરી (અકારથી ક્ષ પર્યંત વર્ણમાળારૂપ) વાણી જય પામેછે.[2] ૭૭.

कथादर्पोत्सर्पत्कथकबुधकंडूलरसना
सनालाधःपातेस्वयमुदयमन्त्रोत्रतिपतेः ।
निगुम्फःसूक्तीनांनिगमशिखरांभोजसुरभि
र्जयत्यद्वैतश्रीजयविरुदघंटाघणघणः ॥७८॥

કથન કરવાના ગર્વવડે ચલાયમાન થતી એવી, કથન કરવામાં પંડિત પુરૂષોની કંડુવ્યાપ્ત જીહ્વાને અથવા કથાને વિષે ગર્વ રાખીને ચાલતા એવા વાદ કરવામાં પંડિતોની કંડુ (ચેળ) વ્યાપ્ત જીહ્વાને નાભિમાં રહેલા નાદ સહિત નીચે પાડી નાખનાર વેદની પેઠે પોતાની મેળે પ્રકટ થયેલા (વાદીની જીભ જડ કરી નાખવા આદિક કર્મમાં જેની યોજના કરવામાં આવેછે એવો છત્રીશ વર્ણનો બગલામુખ્ય નામે) મંત્રરૂપ, અદ્વૈત લક્ષ્મીના જયની પ્રખ્યાતિ કરનારા ઘંટના ઘણઘણાટરૂપ, અને વેદાંતરૂપી કમલના સુગંધરૂપ, શ્રી શંકરાચાર્યની ઉત્તમ વાણીરૂપી ગજરો (અથવા ગુંથેલો દડો) જય પામેછે.[3] ૭૮.

कस्तूरीघनसारसौरभपरीरंभप्रियंभावुका
स्तापोन्मेषमुषोनिशाकरकराहंकारकूलंकषाः ।

૧ અહીં વાણીનું ઝરણરૂપે અભેદપણે કથન કરયું છે માટે રૂપક, (શ્લોક ૭૩ માની ટીપ જુઓ.)

૨ અહીં વાણીનું સાંકળરૂપે, વાયુરૂપે, એમ અભેદરૂપે કથન કર્યું છે માટે રૂપક. (શ્લોક ૭૩ માની ટીપ જુઓ.)

૩ અહીં શંકરની વાણી(પ્રકૃત)ને વિષે મંત્રાદિનો આરોપ શ્લિષ્ટ પદોવડે કરેલો છે માટે શ્લિષ્ટપરંપરિતમાલારૂપકાલંકાર. "नियतारोपणोपायःस्यादारोपःपरस्ययःतत्परम्परितंश्लिष्टे" પ્રકૃત રૂપક નિર્વાહક એવા અપ્રકૃતનો આરોપ જ્યાં શ્લિષ્ટ શબ્દોવડે જોવામાં આવે તે પરંપરિતશ્લિષ્ટરૂપક જાણવું.' (કા. પ્રકા. ૧૦-૯.)

द्राक्षामाक्षिकशर्करामधुरिमग्रामाविसंवादिनो
व्याहारामुनिशेखरस्यनकथंकारंमुदंकुर्वते ॥ ७९ ॥

મુનિઓમાં સર્વોત્તમ એવા શ્રી શંકરાચાર્યની વાણી—જે કસ્તૂરી અને કપૂરની સુગંધીના આલિંગનની પેઠે પ્રીતિ ઉત્પન્ન કરનારી છે.—જે અધ્યાત્મિક, અધિભૂત, અને અધિદૈવ એવા ત્રણ તાપના વિકાસને ચોરી લેનારી છે, અર્થાત્ જાણવામાં ન આવે એવી રીતે અધ્યાત્મિકાદિક તાપને દૂર કરનારી છે—અને તેથીજ જે ચંદ્રના કિરણના તાપ નાશ કરવારૂપ અહંકારને મૂલમાંથી ઉખાડી નાખવાને સમર્થછે—જે દ્રાક્ષા, મધ, સાકર, આદિક મધુરતાના સમુદાયની સાથે સમાન છે—તે (શ્રી શંકરાચાર્યની વાણી) પ્રીતિ કેમ ઉત્પન્ન ન કરે ? અર્થાત્ પ્રીતિ ઉત્પન્ન કરેજ. ૭૯.

अद्वैतेपरिमुक्तकंठकपथेकैवल्यघंटापथे
साहंपूर्विकदुर्विकल्परहितप्राज्ञाध्वनीनाकुले ।
प्रस्कंदन्मकरंदवृंदकसुमस्रक्तोरणप्रक्रिया
माचार्यस्यवितन्वतेनवसुधासिक्ताःस्वयंसूक्तयः ॥८०॥

ભેદ વાદીરૂપી કંટક માર્ગ (કાંટાવાળો માર્ગ) જેમાંથી દૂર થયોછે એવો અદ્વૈતરૂપી મોક્ષનો રાજમાર્ગ—જે અહંકર પૂર્વક દુર્વિકલ્પ કરવાથી દૂર રહેલા વિદ્વાનરૂપી વટેમાર્ગુઓથી વ્યાપ્ત થયેલો છે—તેમાં, નૂતન અમૃતવડે સીંચાયલી શ્રી શંકરાચાર્યની સુંદરવાણી પોતેજ, જેમાંથી મકરંદ (પુષ્પરસ) નો સમુદાય ટપકેછે એવાં પુષ્પના હારવડે તોરણ બાંધવાની રચના વિસ્તારેછે—કરેછે. ૮૦.

दुरोत्सारितदुष्टपांसुपटलीदुर्नीतयोनीतयो
वातादेशिकवाङ्मयाःशुभगुणग्रामालयामालयाः ।
मुष्णंतिश्रममुल्लसत्परिमलश्रीमेदुरामेदुरा[1]
यासस्याधिहविर्भुजोभवमयेधीप्रान्तरेप्रान्तरे ॥ ८१ ॥

શ્રી શંકરાચાર્યની વાણીને વાયુરૂપે વર્ણવતાં કહેછે કે,—દુષ્ટ પુરૂષોની ધૂળના સમૂહ જેવી દુષ્ટ નીતિઓ જેમણે દૂર ઉરાડી દીધીછે—જેમના થકી અતિ વૃષ્ટિ આદિક બાધાઓ (પીડાઓ) ઉપજતી નથી—શીતલતા આદિ શુભ ગુણોના સમુદાયના નિવાસસ્થાનભૂત—તેમજ લક્ષ્મીના નિવાસસ્થાનભૂત—શોભાયમાન સુગંધિરૂપી લક્ષ્મીવડે સ્નિગ્ધ, એવા શ્રી શંકરાચાર્યની વાણીમય વાયુઓ, સંસારમય જંગલમાં બુદ્ધિરૂપી કોતર અથવા શૂન્યમાર્ગમાં મનસ્તાપરૂપી દાવાનલથી અત્યંત પરિતાપ પામેલાનો મારો શ્રમ દૂર કરેછે.[2] ૮૧.

૧. પ્રત્યેક પાદના છેલ્લા ત્રણ ત્રણ અક્ષરોની ફરી આવૃત્તિ આ શ્લોકમાં જણાય છે માટે અંત્યયમકાલંકાર. "अर्थेसत्यर्थभिन्नानांवर्णानांयापुनः श्रुतिः। यमकंपादितद्भागवृत्तितद्यान्यनकताम्:" "ભિન્ન ભિન્ન અર્થ ઉત્પન્ન થાય એવા અક્ષરોની આવૃત્તિ પાદમાં કે તેના ભાગમાં જોવામાં આવે તેને યમક કહેછે. તેના પાદાદિ આદિક અનેક પ્રકાર છે."(મમ્મટ, ૯, ૬.) ૨. શંકરની વાણી તથા વાયુને વિષે અભેદપણે વર્ણન કરયું છે માટે રૂપકાલંકાર. "तद्रूपकमभेदोयउपमानोपमयेयोः" "ઉપમાન અને ઉપમેયનો અભેદ વર્ણ્યો હોય તેને રૂપક કહેછે" (કાવ્ય પ્રકાશ, ૧૦,૭. )

नृसंसाररसनाग्रसीमनिगिरांदेव्याःकिमंघ्रिक्कण--
न्मंजीरोर्जितशिंजितान्युतनितंबालंबिकांचीरवाः।
किंवल्गत्करपद्मकंकणझणत्काराइतिभ्रमितः
शङ्कामङ्करयन्तिशङ्करकवेःसद्युक्तयःसूक्तयः ॥ ८२ ॥

શ્રી શંકરાચાર્યની જીવ્હાના અગ્રભાગરૂપી રંગ ભૂમિ ઉપર નૃત્ય કરતી વાણીની દેવી (સરસ્વતી)ના પગમાં શબ્દ કરતાં (વાગતાં) નૂપુરના આ ઊંચા ધ્વનિ છે ? અથવા તે સરસ્વતી દેવીના નિતંબ ઉપર રહેલી મેખલાના આ ધ્વનિ છે ? અથવા નૃત્ય કરતી વખતે આમ તેમ હાલતા કરકમલમાં પેહેરેલાં કંકણના આ ઝણકારા છે ? એ પ્રમાણે શ્રીમાન શંકરાચાર્ય વિદ્વાનનાં ઉત્તમ યુક્તિઓવાળાં સારાં વચનો સંદેહ ઉત્પન્ન કરેછે. ૮૨.

वर्षारंभविजृंभमाणजलमुग्गंभीरघोषोपमो
वातातूर्णविघूर्णदर्णवपयःकल्लोलदर्पापहः ।
उन्मीलन्नवमल्लिकापरिमलाहन्तानिहन्तानिरा--
तङ्कःशङ्करयोगिदेशिकगिरांगुंफःसमुज्जृंभते ॥ ८३ ॥

વર્ષાઋતુના આરંભમાં વિકાસ પામેલા મેઘની ગંભીર ગર્જના જેવો, વળી-વાયુના સમુદાયવડે ઉતાવળે હલાવી નાખેલા સમુદ્રના પાણીના ભારે તરંગના ગર્વને હણનારો, તેમજ ખીલેલા નવા મોગરાના સુગંધના અહંકારનો નાશ કરનારો, ભય રહિત, એવો શ્રી શંકરાચાર્યની વાણીનો ગુંફ (ગૂંથણી) અત્યંત વિકાસ પામેછે. અર્થાત્ શંકરાચાર્યની વાણી શબ્દોવડે મેઘની ગર્જના જેવી ગંભીર ઘોષવાળી, અર્થમાં સમુદ્રનાં મોટાં મોજાં જેવી પાર ન જવાય એવી, અથવા સમુદ્રનાં મોજાં જેમ જે સપાટામાં આવ્યું તેને ખેંચી જાય છે તેમ નાસ્તિકાદિના વાદને સપાટામાં લેઇને ખેંચી નાખનારી, અથવા ભાષા છટામાં સમુદ્રનાં મોજાંની પેઠે ઉછળતી, અને વિચારમાં મોગરાના સુવાસની પેઠે આનંદ આપનારી, હોઇને નિર્ભયપણે પ્રવર્તેછે.[1] ૮૩.

हृद्यापद्यविनाकृतामशमिताविद्यामृषोद्यास्तथा
स्वाद्यामाद्यदरातिचोद्यभिदुराऽभेद्यानिषद्यापिता ॥
विद्यानामनघोद्यमासुचरितासाद्यापदुद्यापिनी
पद्यामुक्तिपदस्यसाद्यमुनिवाङ्नुद्यादनाद्यारुजः ॥ ८४ ॥

શ્રી શંકરાચાર્યની ભાષ્યરૂપી વાણીને વર્ણવતાં કહેછે કે,—હૃદયમાં આનંદ ઉત્પન્ન

૧ શ્રીશંકરની વાણીને મેઘગર્જનાદિ ઉપમાનની સાથે સમાન ધર્મવાળી વર્ણવીછે માટે ઉપમા. " यथाकथंचित्सादृश्यंयत्रोद्भूतंप्रतीयते । उपमानामसा " "ગમે તે પ્રકારે વર્ણ્ય અને અવર્ણ્યની સમાનતા જ્યાં જોવામાં આવે તે ઉપમા" (કાવ્યાદર્શ ૨-૧૪.)

કરનારી, ગદ્યમય રચેલી, જેણે અવિદ્યાનો નાશ કરેલોછે, જે કોઈ સ્થલમાં મિથ્યા ઉચ્ચારેલી નથી, જે અમૃતની પેઠે આસ્વાદ લેવાને યોગ્ય છે, મદવડે ડોલતા વાદીરૂપી શત્રુઓએ કુતર્કથી ઉત્પન્ન કરેલી શંકાઓને તોડી નાખનારી, તથા તે શત્રુઓના વાદથી ભેદ નહિ પામનારી, સર્વે વિદ્યાઓ જેમાંથી જડી આવે એવી એક વિદ્યાઓની દુકાન જેવી, જેનો ઉદ્યમ દોષ રહિત છે એવી, જેનું ચરિત બહુ રૂડું છે એવી, જેનો જન્મ થયેલો છે એવા મનુષ્યોની અધ્યાત્મિકાદિક આપદાઓને નિર્મૂલ કરનારી, તથા મુક્તિપદની પદ્ધતિ (શેરડા) રૂપ, એવી શ્રી શંકરાચાર્યમુનિની વાણી અજ્ઞાનાદિ લક્ષણ અનાદિકાલના રોગોનો નાશ કરો. ૮૪.

आयासस्यनवांकुरंघनमनस्तापस्यबीजंनिजं ।
क्लेशानामपिपूर्वरङ्गमलघुमस्तावनाडिंडिमम् ।
दोषाणामनृतस्यकार्मणमसच्चिन्तात्ततेर्निष्कुटं
देहादौमुनिशेखरोक्तिरतुलाहंकारमुत्कृंतति ॥ ८५ ॥

મનુષ્યોના દેહાદિકમાં રહેલો અતુલ (અતિશય ભારે—ઘણો) અહંકાર, જે ખેદના નવા ફણગારૂપ છે, જે ઘાડા એવા મનસ્તાપના (મન સંબંધી દુઃખનું) આ સાધારણ બીજરૂપ છે, જે કલેશોને પણ નૃત્ય કરવાના પ્રથમ સ્થાનરૂપછે, જે રાગ દ્વેષાદિક દોષોના મોટી નાટક કથાના પ્રારંભના ઢંઢેરારૂપ છે, જે અસત્યનું મૂલકર્મ—આરંભકર્મ છે અથવા પ્રારંભરૂપ છે, અને જે અસત્ ચિંતાઓના સમુદાયને વસવાના ઘરરૂપ છે, તેને તે અહંકારને શ્રી શંકરાચાર્યની વાણી મૂલમાંથી છેદી નાખેછે !! ૮૫.

तथागतपथाहतक्षपणकप्रथालक्षणप्रतारणहतानुवर्त्तखिलजीवसंजीवनी ।
हरत्यतिदुरत्ययंभवभयंगुरूक्तिर्नृणामनाधुनिकभारतीजरठशुक्तिमुक्तामणिः ८६

બૌદ્ધમતવાળાઓના માર્ગ વડે હણાયલા તથા ક્ષપણકો (વૈભાષિક મતવાળા)ની પ્રખ્યાતિરૂપ ઠગાઈથી હણાયલા બ્રાહ્મણ આદિક સકલ જીવોને જીવાડનારી તથા પ્રાચીન વેદવાણીરૂપ વૃદ્ધ થયેલી (પરિપક્વ થયેલી અથવા મોટી થયેલી) છીંપના મુક્તામણિ(મોતી) રૂપી શ્રી શંકરાચાર્યની વાણી મનુષ્યોના દુઃખે કરીને નાશ થાય એવા સંસારરૂપી ભયને હરેછે. ૮૬.

झंझामारुतवेल्लितामरधुनिकल्लोलकोलाहल
प्राग्भारैकसगर्भ्यनिर्भरजरीजृंभद्वचोनिर्झराः ।
नैकालीकमतालिधूलिपटलीमर्मच्छिदःसद्गुरो
रुग्यद्दुर्मतिधर्मदुर्मतिकृताशांर्तिनिकृंततिनः ॥ ८७ ॥

મોટા તોફાની વાયુવડે કંપિત થયેલા દેવનદી ગંગાના તરંગના અતિશય કોલાહલની સાથે અત્યંત સમાન એવા શ્રી શંકરાચાર્ય ગુરૂના અત્યંત વિકાસ પામતા વચનરૂપી ઝરાઓ (પ્રવાહો), જે અનેક અસત્ય મતોની પંક્તિરૂપી ધૂળના સમૂહનાં મર્મને છેદનારા છે

નાશ કરનારા છે, તે (વચનરૂપી પ્રવાહો,) ઉત્પન્ન થયેલા દુર્બુદ્ધિ લક્ષણધર્મથી દુઃખિત થયેલી અમારી બુદ્ધિથી અમને જે અશાંતિ ઉત્પન્ન થઇછે તેને મૂલમાંથી કાપી નાખેછે અમારી અશાંતિનો નાશ કરેછે. ૮૭.

उन्मीलन्नवमल्लिसौरभपरीरंभाप्रियंभावुका
मंदारद्रुमरंदवृंदविलुठन्माधुर्यधुर्यागिरः ।
उद्गीर्णागुरुणाविपारकरुणावाराकरेणादरात्
सच्चेतोरमयंतिहंतमदयंत्यामोदयंतिद्रुतम् ॥ ८८ ॥

ખીલેલા નવા મોગરાની સુગંધીના આલિંગનની પેઠે અતિ પ્રીતિ ઉપજાવનારી, તથા મંદાર નામે કલ્પવૃક્ષના મકરંદના સમૂહમાં આ લોટનારી તથા તેથી અતિશ્રેષ્ઠ મધુરતાવાળી—અર્થાત્ મંદાર એ કલ્પવૃક્ષ હોવાથી તેનો મકરંદ અત્યંત મધુર હોય તેમ અત્યંત મધુર તથા તે સાથે ચિંતિત ફલ આપનારી એવી, જેનો સામો કાંઠોછે નહિ એવા અર્થાત્ અપાર કરૂણાના સમુદ્રરૂપ શ્રી શંકરાચાર્ય ગુરૂએ આદર સહિત ઉચ્ચારેલી વાણી સત્પુરૂષોનાં ચિત્તને રમાડેછે, અહા! (આનંદ) મદ ઉત્પન્ન કરેછે! અને ઉતાવળે પ્રમોદ આપેછે.[1] ૮૮.

धारावाहिसुखानुभूतिमुनिवाग्धारासुधाराशिषु
क्रीडन्द्वैतिवचःसुकःपुनरनुक्रीडेतमूढेतरः ।
चित्रंकांचनमंबरंपरिदधच्चित्तेविधत्तेमुहुः
कश्चित्कच्चरदुष्पटच्चरजरत्कंथानुबद्धादरम् ॥ ८९ ॥

શ્રી શંકરાચાર્યની વાણીની ધારારૂપી અમૃતનો રાશિ, જેના થકી અનવચ્છિન્ન (સંતત) સુખનો અનુભવ પ્રાપ્ત થાયછે, તેમાં રમણ કરીને, ફરી દ્વૈત વચનોરૂપી વિષમાં મૂર્ખવિના બીજો કયો પુરૂષ રમણ કરે? અર્થાત્ એકવાર જેણે શ્રી શંકરાચાર્યના મુખથી અદ્વૈત બોધ સાંભળ્યો છે તે ફરીને દ્વૈત વચનોમાં પ્રીતિ નજ કરે; અને કરે તો તેને મૂર્ખ જાણવો. વિચિત્ર સુવર્ણમય વસ્ત્ર પેહેરનારો પુરૂષ ફરીને કચરાથી મલિન થયેલાં નઠારાં જૂનાં ચીંથરાંની કંથા પેહેરવાની પોતાના મનમાં પ્રીતિ રાખેછે શું? અર્થાત્ નથીજ રાખતો. ૮૯.

तत्तादृक्षमुनिक्षपाकरवचःशिक्षासपक्षाशयः
क्षारंक्षीरमुदीक्षतेबुधजनोनक्षौद्रमाकांक्षति ।

[1] અહીં રમાડેછે, આનંદમદ ઉત્પન્ન કરેછે, પ્રમોદ આપેછે, એવી રીતે પદભિન્ન છતાં એકજ અર્થની આવૃત્તિ ત્રણવાર કરેલી છે માટે આવૃત્તિ દીપકાલંકાર. " अर्थावृत्तिःपदावृत्तिरुभयावृत्तिरेव च ॥ दीपकस्थानएवेष्टमलंकारत्रयंतथा " "અર્થની આવૃતિ, પદની આવૃતિ, અને બન્નેની આવૃતિ, એ ત્રણ અલંકાર પણ દીપકના સ્થાનમાંજ છે એમને આવૃતિ દીપક નામે અલંકાર કહેછે." (કાવ્યાદર્શ, ૨, ૧૧૬.)

रूक्षांक्षेपयतिक्षितौखलुसितांनेक्षुंक्षणंप्रेक्षते
द्राक्षांनापिदिदृक्षतेनकदलींक्षुद्रांजिघृक्षत्यलम् ॥९०॥

જે પુરૂષનું અંતઃકરણ એવા મુનિચંદ્ર શ્રી શંકરાચાર્યનાં વચનરૂપી શિક્ષાવડે અદ્વૈત પક્ષનું અવલંબન કરનારૂં થયુંછે અથવા જેનો આશય તે શિક્ષાનો સપક્ષ (અધિકરણ ભૂત) છે, તે પંડિત પુરૂષ દૂધને ક્ષારરૂપ જુએછે, મધની આકાંક્ષા કરતો નથી. સાકરને રૂક્ષ જાણીને તેને પૃથ્વી ઉપર ફેંકી દેછે, શેરડી સામું તો ક્ષણવાર પણ જોતો નથી, દ્રાક્ષને તો જોવાની પણ ઇચ્છા કરતો નથી. અને કેળાંને તો નજીવી વસ્તુ જાણીને તેને સૂંઘવાની પણ ઇચ્છા કરતો નથી. ૯૦.

विक्रीतामधुनानिजामधुरतादत्तामुदाद्राक्षया ।
क्षीरैःपात्रधियार्पितायुधिजितालब्धाबलादिक्षुतः ॥
न्यस्ताचोरभयेनहंतसुधयायस्मादतस्तद्गिरां
माधुर्यस्यसमृद्धिरद्भुततरानान्यत्रसावीक्ष्यते ॥ ९१ ॥

શ્રી શંકરાચાર્યની વાણીમાં એટલી બધી મધુરતા ક્યાંથી આવી તે વિષે કવિ કહે છે કે—મધે પોતાની મધુરતા તેને (શ્રી શંકરાચાર્યની વાણીને) વેચાતી આપી છે; દ્રાક્ષે પોતાની મધુરતા આનંદથી (ભેટ તરિકે) આપીછે; દૂધે પોતાની મધુરતા તેને પાત્ર જાણીને તેમાં સ્થાપન કરીછે; સેરડીની સાથે તો યુદ્ધ કરીને તેનો પરાજ્ય કરીને બલાત્કારે તેની મધુરતા છીનવી લીધીછે; અમૃતે પોતાની મધુરતા ચોર લોક ચોરી જશે એવા ભયથી તેને શ્રી શંકરાચાર્યની વાણીમાં સ્થાપન કરીછે (થાપણ તરિકે મૂકીછે;) એટલાં કારણોથી શ્રી શંકરાચાર્યની વાણીની સમૃદ્ધિ અતિ અદ્‌ભુત છે અને તેવી બીજા સ્થલમાં જોવામાં આવતી નથી.[1] ૯૧.

कर्पूरेणऋणीकृतंमृगमदेनाधीत्यसंपादितम्
मल्लीभिश्चिरसेवनादुपगतंक्रीतंतुकाश्मीरजैः ।
प्रासंचौरतयापटीरतरुणायत्सौरभंतद्गिरा
मक्षय्यंमहितस्यतस्यमहिमाधन्योयमन्यादृशः ॥ ९२ ॥

શ્રી શંકરાચાર્યની વાણીની સુગંધ ખૂટે એવી નથી. કેમકે કપૂરમાં જે સુંધ જોવામાં આવેછે તે તેણે શ્રી શંકરની વાણી પાસેથી કરજે કાઢીને લીધેલી છે; કસ્તુરીમાં જે સુગંધ જોવામાં આવેછે, તે તેણે તે વાણી પાસેથી અધ્યયન કરીને સંપાદન કરેલી છે; મોગરામાં જે સુગંધ જોવામાં આવેછે તે તેણે તે વાણીનું ઘણા કાલ લગી સેવન કરીને પ્રાપ્ત કરેલી છે; કાસ્મીર જાતના ચંદનમાં જે સુગંધ જોવામાં આવેછે તે તેણે તે વાણી

[1] શ્રી શંકરાચાર્યની વાણીમાં માધુર્યના આગમનની સંભાવના મધુ આદિક ઉપમાન વાચક વસ્તુઓમાંથી કરેલી છે માટે ઉત્પ્રેક્ષા. "संभावनमथोत्प्रेक्षाप्रकृतस्यसमेनयत्" ઉપમાન વાચક શબ્દોએ કરીને પ્રકૃત (ઉપમેય) ની સંભાવના કરી હોય તેને ઉત્પ્રેક્ષા કહેછે. (મમ્મટ, ઉલ્લાસ ૧૦, શ્લોક ૬.)

પાસેથી ખરીદ કરેલી છે; અને મલયાગરૂ ચંદનમાં જે સુગંધ જણાયછે, તે તો તેણે તે વાણી પાસેથી ચોરી લીધેલી છે. ચોરી કરીને પ્રાપ્ત કરેલી છે; એટલું છતાં પણ જે વાણીની સુગંધ ખૂટતી નથી એવું અક્ષય્ય તેનું માહાત્મ્ય છે. માટે શ્રી શંકરાચાર્યની વાણીનો આ મહિમા સર્વ લોકથી વિલક્ષણ છે અને તેથી તેને ધન્ય છે !! ૯૨.

**अप्सांद्रप्संस्तुलिप्संचिरतरमचरंक्षीरमद्राक्षमिक्षुं**
**साक्षाद्राक्षामजक्षंमधुरसमधयंप्रागविंदंमरंदम् ।**
**मोचामाचाममन्योमधुरिमगरिमाशंकराचार्यवाचा**
**माचान्तोहंर्ताकितैरलमपिचसुधासारसीसारसीम्ना ॥ ९३ ॥**

અતિ રૂચિકર દહીંના મઠાને મેં ખાધોછે; દૂધ પણ ઘણા કાલ લગી સેવ્યું છે-ખાધું પીધું છે; સેરડી પણ મેં જોઇછે; દ્રાક્ષ પણ મેં પ્રત્યક્ષ (જાતેજ) ભક્ષણ કરીછે; મધ પણ મેં પીધું છે; મકરંદ (પુષ્પરસ) તો મને પૂર્વેજ મળ્યો હતો—અસલથીજ મેં તેનો સ્વાદ લીધેલો છે; કેળાં પણ મેં ખાધાંછે; પણ શ્રી શંકરાચાર્યની વાણીની મધુરતાનો મહિમા તે કોઈ બીજોજ છે ! આહા ! તે મધુરતાનો સ્વાદ મેં લીધોછે; હવે તે દહીંના મઠા આદિક સર્વે પદાર્થો શા કામના છે ?! એટલુંજ નહિ, પણ અમૃતની સરસતા (સરસપણું)ના સારની સીમાનું પણ પ્રયોજન નથી !!! અર્થાત્ શ્રી શંકરાચાર્યની વાણીની મધુરતા આગળ અમૃતના રસનું સર્વોત્તમ તત્વ પણ નકામું છે તો પછી પૂર્વે કહેલા દહીં, દૂધ, સેરડી, દ્રાક્ષ, મધ, મકરંદ અને કેળાં, એ તો કાંઈ વિશાતમાં પણ નથી ![1] ૯૩.

**संतप्तानां भवदवथुभिः स्फारकर्पूरवृष्टि--**
**र्मुक्तायष्टिः प्रकृतिविमला मोक्षलक्ष्मीमृगाक्ष्याः ।**
**अद्वैतात्मानवधिकसुखासारकासारहंसी**
**बुद्धेःशुद्ध्यै भवतु भगवत्पाददिव्योक्तिधारा ॥ ९४ ॥**

શ્રી શંકરાચાર્યની દિવ્ય વાણીરૂપી ધારા, જે સંસારરૂપી પરિતાપથી તપ્ત થયેલા પુરૂષોના ઉપર વિશાલ કપૂરની વૃષ્ટિરૂપ છે, જે મોક્ષ લક્ષ્મીરૂપી મૃગનેત્રી (સ્ત્રી)ની સ્વભાવથીજ નિર્મલ એવી મોતીની સેરછે, અને જે અદ્વૈતાત્મારૂપી અનંત સુખની વૃષ્ટિયકી બનેલા તળાવમાં ફરનારી હંસી છે, એવી ભગવત્પાદ શ્રીશંકરાચાર્યની દિવ્ય વાણીરૂપી ધારા બુદ્ધિની શુદ્ધિને અર્થે થાઓ. અર્થાત્ બુદ્ધિને શુદ્ધ કરો. ૯૪.

**आम्नायांतालवालाविमलतरसुरेशादिसूक्तांबुसिक्ता**
**कैवल्याशापलाशाविबुधजनमनःसालाजालाधिरूढा ।**

1. નિર્દોપમાલંકાર. "समानमपिसोत्सेकमितिनिर्दोपमास्मृता" ઉપમાન સાથે ઉપમેય સમાન છતાં પણ જ્યાં ઉપમેયની અધિકતા વર્ણી હોય તે નિર્દોપમા કહેવાય." અહીં પણ મઠા આદિક ઉપમાન કરતાં વાણી (ઉપમેય)ની અધિકતા વર્ણી છે માટે નિર્દોપમાલંકાર.

तत्त्वज्ञानप्रसूनास्फुरदमृतफलासेवनीयाद्विजैर्या
सा मे सोभावतंसावतरगुरुवचोवल्लिरस्तु प्रशस्त्यै ॥९५॥

શ્રી શંકરાચાર્યની વાણીનું વેલી રૂપે વર્ણન કરતાં કહેછે કે—શ્રી શંકરાચાર્ય ગુરૂની વાણીરૂપી જે વેલનો વેદાંત રૂપી ક્યારો છે; સુરેશ્વર, પદ્મપાદ, આદિક આચાર્યોનાં અતિશય નિર્મલ તથા સુંદર વચનોરૂપી જલ વડે જેનું સિંચન થયેલું છે; મોક્ષની આશા રૂપી જેનાં પાંદડાં છે; પંડિત પુરૂષોના મનરૂપી સાલ વૃક્ષના સમુદાય ઉપર જે ચઢેલી છે; તત્વજ્ઞાન રૂપી જેને પુષ્પ થયેલાં છે, પ્રકાશમાન બ્રહ્માનંદ રૂપી જેને અતમૃફલ આ-વેલું છે; દ્વિજો (પક્ષીઓ-બ્રાહ્મણો) જેનું સેવન કરે છે; અવી ચંદ્રભૂષણ (શિવ)ના અ-વતાર ભૂત શ્રી શંકરાચાર્ય ગુરૂની વાણી રૂપી વેલ મારી પ્રશસ્તિને અર્થે હો-મારી પ્રશસ્તિ કરો. ૯૫.

नृत्यद्भूतेशवालान्मुकुटतटरटत्स्वर्धुनीस्पर्धिनीभि
र्वाग्भिर्निर्भिन्नकूलोच्चलदमृतसरःसारिणीधोरणीभिः ।
उद्वेलद्वैतवादिस्वमतपरिणताहंक्रियाहुंक्रियाभि
र्भातिश्रीशंकरार्यःसततमुपनिषद्वाहिनीगाहिनीभिः ॥९६॥

નૃત્ય કરતા ભૂતપતિ (શિવ)ની જટા ઉપર લગાર કંપાયમાન થતા મુકુટની કોરમાં શબ્દ કરતી દેવ નદી ગંગાની સાથે સ્પર્ધા કરનારી, તથા અમૃતના સરોવરની પાળોને તોડીને બાહાર નીકળીને વેહેતી નાની નદીઓના ક્રમ જેવો જેનો ક્રમ છે, તેમજ વેદની મર્યાદાનું ઉલ્લંઘન કરીને વર્તનારા દ્વૈત વાદી પુરૂષોના પોતાના મતવડે પરિણામ પામેલા અહંકારનો તિરસ્કાર કરનારી, તથા ઉપનીષદ્ રૂપી નદીઓને વિષે નિરંતર સ્નાન કરનારી, વાણીઓ વડે શ્રી શંકરાચાર્ય શોભે છે. ૯૬.

साहंकारसुरासुरावलिकराकृष्टभ्रमन्मंदर--
क्षुब्धक्षीरपयोब्धिवीचिसचिवैःसूक्तैःसुधावर्षणात् ।
जंघालैर्भवदावपावकशिखाजालैर्जटालात्मनां
जंतूनांजलदःकथंस्तुतिगिरांवैदेशिकोदेशिकः ॥ ९७ ॥

અહંકાર યુક્ત દેવ અને અસુરોની પંક્તિના હાથથી ખેંચાયલા અને તેથી (પોત-પોતાના પક્ષનો અહંકાર આણીને પોતાના હાથથી મંદરાચલને ખેંચતા હતા તેથી) ભ્રમિત થયેલા મંદરાચલ વડે ક્ષોભ પામેલા ક્ષીર સમુદ્રના તરંગના સરખાં સારાં (અમૃતના સ-રખા મધુર, શીતલ અને જીવનીય ગુણવાળાં) વચનો વડે, સંસારૂપી દાવાનળની વેગવાળી જ્વાલાના સમુદાયથી વ્યાપ્ત થયેલા જંતુઓ (પ્રાણીઓ) ઉપર અમૃતની વૃષ્ટિ કરવાને લીધે મેઘરૂપ શ્રી શંકરાચાર્ય સ્તુતિ વચનના ગોચર કેમ થઈ શકે? અર્થાત્ એમની સ્તુતિ કરવાને કોઈ પણ મનુષ્ય કેમ શક્તિમાન થાય. ? ૯૭.

कलशाब्धिकचाकचीक्षमंक्षणदाधीशगदागदिप्रियम् ।
रजतादिभुजाभुजिक्रियंचतुरंतस्ययशःस्मराजते ॥ ९८ ॥

શ્રી શંકરાચાર્યનો યશ ક્ષીર સમુદ્રની સાથે એક બીજાની ચોટલીઓ ઝાલીને લડવાને શક્તિમાન છે; ચંદ્રમાની સાથે ગદાગદી યુદ્ધ કરવાની (ગદા લેઇને લડવાને) પ્રીતિવાળો છે; કૈલાસ પર્વતની સાથે બાથમ્બાથા લડવાની ક્રિયા કરનારો છે. એવો ચતુર શ્રી શંકરનો યશ શોભે છે. તાત્પર્ય કે, ક્ષીરસમુદ્રની, ચંદ્રની અને રૂપાના પર્વત કૈલાસની શ્વેતતા કરતાં પણ શ્રી શંકરાચાર્યના યશની નિર્મલતા વધારે છે. ૯૮.

**परिशुद्धकथासुनिर्जितोयशसातस्यकृतांकनःशशी ।**

**स्वकलंकनिवृत्तयेधुनाप्युदधौमज्जतिसेवतेशिवम् ॥ ९९ [1] ॥**

એક સમયે નિર્મલ કોણ છે? એવી કથા ચાલતી હતી તેમાં કોઇએ કહ્યું કે ચંદ્રમા નિર્મલ છે; ત્યારે બીજાએ કહ્યું કે નહિ, શ્રી શંકરાચાર્યનો યશ નિર્મલ છે. એ પ્રમાણે શ્રી શંકરના યશની નિર્મલતા સંબંધી વાદવિવાદમાં જીતાયલા ચંદ્રમાને તે દિવસથી અંકિત (કલંકવાળો) કર્યો. હવે તે પોતાનું કલંક મટાડવાને સમુદ્રમાં નિત્ય સ્નાન કરેછે અને શિવને સેવે છે. અર્થાત્ ચંદ્રમા આથમી જાયછે તે પશ્ચિમ સમુદ્રમાં પડેછે એમ કલ્પના કરીને એવી સંભાવના તરીકે તે પોતાને લગાડેલા લાંછનની નિવૃત્તિ માટે સમુદ્રમાં સ્નાન કરેછે. અને શિવના કપાળને વિષે ચંદ્ર છે તેની એમ સંભાવના કરી કે તે પોતાનું લાંછન નિવૃત્ત થવાને શિવને સેવેછે. ૯૯.

**धम्मिल्लेनवमाल्लिवल्लिकुसुमस्रक्कल्पनाशिल्पिनो**

**भद्रश्रीहरसचित्रचित्रकृतःकांतेललाटान्तरे ।**

**तारावल्यनुहारिहारलतिकानिर्माणकर्माणुकाः**

**कंठेदिक्सुदृशांमुनीश्वरयशःपूरानभःपूरकाः ॥ १०० ॥**

શ્રી શંકરાચાર્યના આકાશને પૂરી નાખનારા યશના સમુદાય દિશાઓરૂપી સ્ત્રીઓના કેશપાશમાં મોગરાની વેલનાં નૂતન પુષ્પની માલા કરીને તેની રચના કરવામાં કારીગર છે; તેમના (દિશાઓરૂપી સ્ત્રીઓના) શોભાયમાન લલાટમાં ચંદનના રસવડે ચિત્રામણ ચીતરવાનું કર્મ પણ તેઓ કરનારા છે; તેમજ દિશાઓરૂપી સુંદર નેત્રવાળી સ્ત્રીઓના કંઠમાં સત્તાવીશ મોતીના નક્ષત્રમાલા નામે મનોહર હારની વેલ પેહેરાવવાના કર્મમાં નિપુણ છે. તાત્પર્ય કે શ્રી શંકરાચાર્યના યશ આકાશને પૂરી નાખનારા છે એટલુંજ નહિ, પણ દિશાઓના અંતમાં પણ પોહોચી ગયેલા છે!! ૧૦૦.

**उत्संगेषुदिगंगनानिदधतेताराःकराकर्षिका**

**रागात्द्यौरवलंब्यचुंबातिवियद्गंगासमालिंगति ।**

**लोकालोकदरीप्रसीदतिफणीशेषोस्यदत्तेरतिं**

**त्रैलोक्येगुरुराजकीर्तिशशिनःसौंदर्यमत्यद्भुतम् ॥ १०१ ॥**

[1] આ શ્લોકમાં ચંદ્રના અસ્તની સમુદ્ર સ્નાનરૂપ સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષાલંકાર. "संभावनमथोत्प्रेक्षा" (શ્લો. ૯૧ ની ટીકા જુઓ.)

ગુરૂરાજ શ્રી શંકરાચાર્યના કીર્તિરૂપી ચંદ્રમાનું ત્રણ લોકમાં અદ્ભુત સૌંદર્ય છે. કેમકે,—દિશાઓરૂપી સ્ત્રીઓ તેને (શ્રી શંકરાચાર્યના કીર્તિરૂપી ચંદ્રને) પોતાના ખોળામાં બેસાડે છે; પ્રસિદ્ધ (ખરેખરા) ચંદ્રને તો સઘળી દિશાઓ તેમ કરી શકતી નથી; (કેમકે ઉત્તર, દક્ષિણાદિક દિશાઓમાં તે પ્રસિદ્ધ ચંદ્ર ગમન કરતો નથી. અને આ કીર્તિચંદ્ર તો સઘળી દિશાઓમાં ગમન કરેછે). સઘળાં નક્ષત્રો આ કીર્તિચંદ્રને પોતાના કિરણરૂપી હાથવડે ખેંચેછે; પ્રસિદ્ધ ચંદ્રને તે તેમ ખેંચતાં નથી. કેમકે તે ક્રમ પ્રમાણે ગમન કરનારો છે. અંતરિક્ષ પ્રીતિવડે કીર્તિચંદ્રને સ્થિર ઝાલી રાખીને ચુંબન કરેછે; પ્રસિદ્ધ ચંદ્ર સ્થિર રહેતો નથી માટે અંતરિક્ષ તેના ઉપર તેવી પ્રીતિ કરી શકતું નથી. તેજ પ્રમાણે આ કીર્તિચંદ્રને આકાશગંગા આલિંગન કરેછે; પણ પ્રસિદ્ધ ચંદ્રને નથી આલિંગતી; વળી લોકાલોક પર્વતની ગુફાઓ, જ્યાં પ્રસિદ્ધ ચંદ્રની ગતિ પણ નથી તે, આ કીર્તિચંદ્રને જોઇને પ્રસન્ન થાયછે. શેષનાગ પણ આ કીર્તિચંદ્ર ઉપર પ્રીતિ કરેછે. એ પ્રમાણે આકાશથી પાતાલ પર્યંત ત્રણે લોકમાં શ્રીશંકરાચાર્યના કીર્તિચંદ્રનું અદ્ભુત સૌંદર્ય શોભેછે.૧૦૧.

**संप्राप्तामुनिशेखरस्यहरितामन्तेषुसांकाशिनं**
**कल्लोलायशसःशशांककिरणानालक्ष्यसांहासिनम् ।**
**कुर्वंतेप्रथयंतिदुर्मदसुधावैदग्ध्यसांलोपिनं**
**सम्यग्घ्नन्तिचविश्वजांधिकतमः संघातसांघातिनम् ॥ १०२ ॥**

મુનિઓમાં સર્વોત્તમ શ્રી શંકરાચાર્યના યશરૂપી ક્ષીર સમુદ્રના તરંગો દિશાઓના અંતમાં ચારેપાસે પ્રકાશ પામ્યા છે. તથા તે તરંગો ચંદ્રના કિરણોને જોઇને હાસ્ય કરેછે; (અર્થાત્ પોતાના કરતાં ચંદ્ર કિરણોનો પ્રકાશ મંદ છે એમ જોઈ તેમની અવગણના કરે છે.) દુર્મદ રાખનારા અમૃતની ચતુરતાનો ચારે પાસેથી (સમૂળગો) લોપ પસારેછે. અર્થાત્ અમૃતના તે તે ઉત્તમ ગુણોને પોતાના ગુણોવડે અસ્ત કરી તેના ગર્વનો નાશ કરે છે; તથા જગત્માં વ્યાપ્ત અંધકારના સમુદાયનો ચારે પાસેથી સારીરીતે નાશ કરેછે. તાત્પર્ય કે ચંદ્ર અને અમૃત કરતાં તે ઉત્તમ હોઇને અજ્ઞાનાંધકારનો નાશ કરેછે.૧૦૨.

**सोत्कंठाकुंठकंठीरवनखरवरक्षुब्धमत्तेभकुंभ**
**प्रसग्रोन्मुक्तमुक्तामणिगणसुषमाबद्धदोर्युद्धलीला ।**
**मंथाद्रिक्षुब्धदुग्धार्णवनिकटसमुल्लोलकल्लोलमैत्री**
**पात्रीभूताप्रभूताजयतियतिपतेःकीर्तिमालाविशाला ॥ १०३ ॥**

શ્રી શંકરાચાર્યની કીર્તિનું માલારૂપે વર્ણન કરતાં કહેછે કે,—ઉત્કંઠાવાળા અનિવાર્ય સિંહના શ્રેષ્ઠ નખવડે ક્ષોભ પામેલા મદોન્મત્ત હાથીના કુંભસ્થલમાંથી તરતનાં નીકળેલાં મુક્તામણિના સમુદાયની શોભાની સાથે બાહુ યુદ્ધરૂપી રમત જેણે અંગીકાર કરી છે, તથા મંદરાચલ પર્વત વડે ક્ષોભ પામેલા ક્ષીર સમુદ્રના સમીપમાં રહેલા અત્યંત ચંચલ મોટા તરંગોની સાથે મિત્રતાના પાત્રરૂપ થયેલી તે તરંગો જેવડી મોટી અને વિશાલ એવી

યતિઓના સ્વામી શ્રી શંકરાચાર્યની કીર્તિરૂપી માલા જય પામે છે. અર્થાત્ હસ્તીના કુંભસ્થલમાંથી નીકળેલા મોતી કરતાં વધારે ઉજ્વલ અને ક્ષીર સમુદ્રમાં મંથન સ્થાનની પાસેના મોટા તરંગો જેવી (તે સ્થલમાં દૂધ તળે ઉપર થવાથી વધારે શ્વેત જોવામાં આવે, માટે તેવી ઉજ્વલ) અને વિશાલ કીર્તિ જય પામે છે. ૧૦૩.

लोकालोकदरिप्रसीदसिचिरात्किंशङ्करश्रीगुरु—
प्रोद्यात्कीर्तिनिशाकरं प्रियतमंसंश्लिष्यसंतुष्यसि ॥
त्वंचाप्युत्पलिनिप्रहृष्यसिचिरात्कस्तत्रहेतुस्तयो—
रित्थंप्रश्नगिरांपरस्परमभूत्स्मेरत्वमेवोत्तरम् ॥ १०४ ॥

જ્યાં ચંદ્રની ગતિ નથી એવા લોકાલોક પર્વતની ગુફાને કમલિનિ (પોયણી) પૂછેછે કે, હે લોકાલોક પર્વતની ગુફા! તું ઘણા સમયથી હર્ષ પામ્યા કરેછે તેનું શું કારણ છે? શું પ્રકર્ષ વડે ઉદય પામતા શ્રી શંકરાચાર્યના કીર્તિચંદ્ર રૂપી પ્રિયતમનું આલિંગન કરીને સંતોષ પામે છે!! એ સાંભળીને લોકાલોક પર્વતની ગુફાએ કમલિનીને પૂછ્યું કે, હે કમલિનિ! તું પણ ઘણા સમયથી હર્ષ પામેછે તેનો શો હેતુ છે, તેજ કહેની? એ પ્રમાણે અન્યોન્યનાં પ્રશ્ન વચન સાંભળીને તેમનાં મુખ વિકસિત થયાં એજ તે પ્રશ્નના ઉત્તર હતા. અર્થાત્ પરસ્પરના એવા પ્રશ્ન સાંભળીને તેઓ હસ્યાં. તાત્પર્ય એ છે કે ચંદ્રના સરખો નિર્મલ શ્રી શંકરનો યશ લોકાલોક પર્વત સૂધી વિસ્તાર પામ્યો હતો. ૧૦૪.

दुर्वाराखर्वगर्वाहितबुधजनतातूलवातूलवेगो
निर्बाधागाधबोधामृतकिरणसमुन्मेषदुग्धांबुराशिः ।
निष्प्रत्यूहंप्रसर्पद्भवदवदहनोद्भूतसंतापमेघो
जागर्तिस्फीतकीर्तिर्जगतियतिपतिःशङ्कराचार्यवर्यः ॥ १०५ ॥

દુઃખે કરીને નિવારણ કરી શકાય એવા અત્યંત ગર્વે કરીને યુક્ત પંડિત-સમુદાયરૂપી તૂલ (રૂના કણ)ને ઉરાડી નાંખનાર વંટોળિયાના વેગ રૂપી, તથા બાધ રહિત અગાધ બોધ-તત્વજ્ઞાન રૂપી ચંદ્રને ઉત્પન્ન કરનાર ક્ષીર સમુદ્રરૂપી, તેમજ નિર્વિઘ્ને પ્રસાર પામતા સંસારરૂપી દાવાનલથી ઉપજેલા પરિતાપને શાંત કરનાર મેઘરૂપી, વિશાલ કીર્તિવાળા, યતિઓના પતિ, અને આચાર્યોમાં શ્રેષ્ઠ, એવા શ્રી શંકરાચાર્ય જગતમાં જાગે છે. અર્થાત્ એવા શ્રી શંકરાચાર્ય છે તો ગર્વવાળા પંડિતો અને સંસારનું દુઃખ એ બન્નેનો શો ભાર છે? તત્વજ્ઞાને કરીને તે બન્નેનો પરાજય તે કરશે. ૧૦૫.

इतिहासपुराणभारतस्मृतिशास्त्राणिपुनःपुनर्मुदा ।
विबुधैःसुबुधोविलोकयन्सकलज्ञत्वपदंप्रयेदिवान् ॥ १०६ ॥

મહાભારતાદિક ઇતિહાસ, બ્રાહ્મઆદિક પુરાણ, સનત્સુજાતીય, ગીતા, સહસ્રનામ, આદિક ભારત-સ્મૃતિઓ, અને ઉત્તર મીમાંસા આદિક શાસ્ત્રો તે ઉત્તમ પંડિત શ્રી શંકરાચાર્ય પંડિતોની સાથે વારંવાર હર્ષથી અવલોકન કરીને સર્વ પદને પામ્યા હતા. ૧૦૬.

सपुनःपुनरैक्षतादराद्वरवैयासिकिशांतिवाक्ततीः ।
समगादुपशांतिसंभवांसकलज्ञत्ववदेवशुद्धताम् ॥ १०७ ॥

તે (શ્રી શંકરાચાર્ય) વ્યાસ મુનિની શાંતિપર્વની ઉત્તમ વાક્યપંક્તિઓને વારંવાર આદરથી જોતા હતા અને તેથી સર્વજ્ઞતાની પેઠે ઉપશમથી ઉત્પન્ન થયેલી શુદ્ધતાને પણ પામ્યા હતા. તાત્પર્ય કે તેમણે કેવલ સર્વજ્ઞતા પ્રાપ્ત કરી હતી એટલુંજ નહિ. પણ તેનું મુખ્ય ફલ જે શુદ્ધતા તે પણ પ્રાપ્ત કર્યું હતું. ૧૦૭.

असत्प्रपंचश्चतुराननोपिसन्नभोगयोगीपुरुषोत्तमोपिसन् ।
अनंगजेताप्यविरूपदर्शनोजयत्यपूर्वोजगदद्वयीगुरुः ॥१०८॥

તે ચતુરાનન (ચાતુર્ય યુક્ત મુખવાળો-ચાર મુખવાળો) છતાં પણ પ્રપંચ રહિત છે; (ચતુરાનન-બ્રહ્માતો પ્રપંચ-જગતને રચનારા છે.) વળી તે પુરૂષોત્તમ છતાં પણ ભોગના યોગવાળા નથી. (પુરૂષોત્તમ (વિષ્ણું) શેષ ઉપર સૂતેલા છે માટે તેમને ભોગ એટલે નાગની ફણાનો યોગ છે, પરંતુ શ્રી શંકરતો પુરૂષોત્તમ (ઉત્તમ પુરૂષ) છતાં પણ તેમને ભોગનો (વૈભવનો) યોગ નથી. કામને જીતનારા મહાદેવને ત્રણ નેત્ર હોવાથી તે વિરૂપ દર્શન (કદરૂપા દેખાવ વાળા) છે, પણ શ્રી શંકરતો કામને જીતનારા છતાં પણ વિરૂપ દર્શનવાળા નથી. એ પ્રમાણે જગતમાં અપૂર્વ એવા અદ્વૈતાચાર્ય શ્રી શંકર જય પામે છે.[1] ૧૦૮.

आलोक्याननपङ्कजेनदधतंवाणींसरोजासनं
शश्वत्सन्निहितक्षमाश्रियममुंविश्वंभरंपूरुषम् ।
आर्य्याराधितकोमलांध्रिकमलंकामद्विषङ्कोविदाः
शङ्कंतेभुविशङ्करंव्रतिकुलालङ्कारमङ्कागताः ॥ १०९ ॥

બ્રહ્મચારીઓના કુલના અલંકારભૂત શ્રી શંકરને મુખરૂપી કમલવડે સરસ્વતીને ધારણ કરતા જોઇને તેમની સમીપ આવેલા પંડિતો તેમને આ બ્રહ્મા છે, એમ જાણવા લાગ્યા, વળી તેમની પાસે નિરંતર ક્ષમારૂપી લક્ષ્મીને રહેલી જોઇને તે વિદ્વાનો તેમને આ વિશ્વંભર એવા વિષ્ણુ છે એમ જાણવા લાગ્યા; તેમજ આર્યારાધિત (આર્યા-પાર્વતી, તેણે આરાધન કરેલા અથવા આર્ય-સત્પુરૂષો, તેમણે આરાધન કરેલા) છે કોમલ ચરણ કમલ જેનાં એવા તથા કામનો દ્વેષ કરનારા શ્રી શંકરાચાર્યને જોઇને સમીપ આવેલા વિદ્વાન પુરૂષો એમ શંકા કરવા લાગ્યા કે આ પૃથ્વી ઉપર આવેલા શિવ છે!!

૧ અહીં ચતુરાનન, પ્રપંચ, ભોગ, ઇત્યાદિ પદોથી વિરોધ જેવું જણાઇને તે પદોમાં અર્થ શ્લેષ હોવાથી વિરોધની નિવૃત્તિ થાયછે, માટે વિરોધાભાસ અલંકાર. "आभासत्वेविरोधस्यविरोधाभासइष्यते" "વિરોધનો આભાસ હોય ત્યાં વિરોધાભાસ અલંકાર થાયછે." (કુ. કા. શ્લો. ૭૫.)

તાત્પર્ય કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એ ત્રિમૂર્તિ શંકરરૂપે પૃથ્વી ઉપર આવી છે એમ વિદ્વાનો માનવા લાગ્યા.[1] ૧૦૯.

**एकस्मिन्पुरुषोत्तमेरतिमतीसीतामयोन्युद्भवां**
**मायाभिक्षुहृतामनेकपुरुषासक्तिभ्रमान्निष्ठुराम् ।**
**जित्वातान्बुधवैरिणःप्रियतयाप्रत्याहरद्यश्चिरा**
**दास्तेतापसकैतवात्रिजगतांत्रातासनःशङ्करः ॥ ११० ॥**

એક પુરૂષોત્તમ ભગવાન રામચંદ્રને વિષેજ જેને પ્રીતિ છે એવી અયોનિસંભવા સીતા, જેને કપટવડે ભિક્ષુનો વેષ ધારણ કરીને રાવણ લેઈ ગયો હતો, તથા જેના ઉપર અનેક પુરૂષને વિષે-રાવણ રાક્ષસને વિષે આશક્તિ થયાનો ભ્રમ ઉત્પન્ન થવાથી નિર્દયપણે જેને વન્હિ પ્રવેશ કરાવ્યો હતો-અથવા જેના ઉપર અનેક પુરૂષની (અર્થાત્ રાવણની) આસક્તિ થયેલી છે એવા ભ્રમવડે જે તે રાવણપ્રત્યે નિષ્ઠુરપણે વર્તી હતી—અથવા એક પુરૂષ (રામચંદ્ર) ની આસક્તિ પોતાના ઉપર નથી એવા ભ્રમથી જે નિષ્ઠુર થયેલી હતી, તે સીતાના ઉપર પ્રીયપણું હોવાને લીધે દેવના શત્રુ રાક્ષસોને જીતીને તેને ઘણેકાળે જેણે પાછી આણી છે એવા, ત્રણલોકના રક્ષણ કરનાર શ્રી રામચંદ્ર તપસ્વીના મિષથી પૃથ્વી ઉપર રહેલા છે તે અમારૂં કલ્યાણ કરનારા છે. અથવા એવા ત્રણલોકના રક્ષણ કરનાર શ્રી રામચંદ્ર યતિનો વેષ ધારણ કરીને શ્રી શંકરરૂપે રહેલા છે. (તે અમારૂં કલ્યાણ કરનાર છે.) ૧૧૦.

**બીજો અર્થ**—એક ઉત્તમ પુરૂષ પરબ્રહ્મને વિષે પ્રીતિવાળી. જન્માદિ રહિત, ક્ષણિક વિજ્ઞાનવાદી રૂપ કપટયુક્ત ભિક્ષુઓએ હરણ કરેલી, અનેક આત્મારૂપ આસક્તિનો ભ્રમ થવાથી નિષ્ઠુર, એવી સ્વસત્તારૂપ સીતાને પ્રિયપણાને લીધે, વિવેકી પંડિતોના શત્રુ (દ્વૈતવાદી) ઓને જીતીને ઘણેકાલે (અનેક જન્મે) જેણે પાછી આણી—તેનો બ્રહ્મમાં યોગ કર્યો તે, અમારૂં ત્રણલોકમાં રક્ષણ કરનાર, શ્રી શંકરાચાર્ય યતિના વેષના મિષથી રહેલા છે.

**इतिश्रीमाधवीयेतदाशुद्धाष्टमवृत्तगः ।**
**संक्षेपशङ्करजयेचतुर्थःसर्गआभवत् ॥४॥**

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકરદિગ્વિજયકાવ્યમાં શ્રી શંકરાચાર્યના આઠમા વર્ષનો પ્રારંભ થતાં સુધીના સર્વ રીતે શુદ્ધ આચારના વર્ણન સંબંધી ચતુર્થ સર્ગ સમાપ્ત થયો. ૪.

॥ समाप्तोऽयं चतुर्थःसर्गः ॥

[1] આ શ્લોકમાં શંકરની સંભાવના હેતુઓ સહિત બ્રાહ્મણાદિકને વિષે કરેલી છે માટે હેતુત્પ્રેક્ષા. ઉત્પ્રેક્ષાના લક્ષણ વિષે મમ્મટ કહેછે "संभावनमथोत्प्रेक्षाप्रकृतस्यसमेनयत्" ઇ. (જુઓ શ્લોક ૯૧ ની ટીપ.)

॥ पञ्चमः सर्गः ॥

**इतिसप्तमहायनेखिलश्रुतिपारंगततांगतोषटुः ॥**
**परिवृत्यगुरोःकुलाद्गृहेजननींपर्यचरन्महायशाः ॥ १ ॥**

એ પ્રકારે સામાન્ય મનુષ્ય કરતાં વિલક્ષણ એવું શ્રી શંકરનું બાલચરિત વર્ણવીને તેનો ચતુર્થાશ્રમનો સ્વીકાર વર્ણવાનો આરંભ કરીને કહેછે કે—પૂર્વે કહ્યા પ્રમાણે સાતમે વર્ષે ચારે વેદનો પાર પામીને બ્રહ્મચારી શ્રી શંકર ગુરૂના કુલમાંથી પાછા ઘેર આવીને તે મોટા યશવાળાએ પોતાને ઘેર પોતાની માતાની રૂડે પ્રકારે સેવા કરવા માંડી. ૧.

**परिचरज्जननींनिगमंपठन्नपिहुताशरवीसवनद्वयम् ।**
**मनुवरैर्नियतंपरिपूजयाञ्छिशुरवर्ततसंस्तरणिर्यथा ॥ २ ॥**

તે બાલક માતાની સેવા કરતો હતો. વેદનું અધ્યયન કરતો હતો અને પ્રાતઃકાલે તથા સાયંકાલે ઉત્તમ મંત્રો સહિત સૂર્યને અને અગ્નિને પૂજતો હતો. અથવા સ્વાયંભુવાદિ શ્રેષ્ટ મનુઓએ સૂર્ય તથા અગ્નિનું પૂજન કરવાના જે બે કાલ નિયમિત કર્યા છે તે બે કાલે સૂર્ય અને અગ્નિનું પૂજન કરતો હતો. અને એમ કરીને તે બાલક સૂર્યની પેઠે વર્તતો હતો—સૂર્ય જેવો તેજસ્વી થઈને શોભતો હતો. ૨.

**शिशुमुदीक्ष्ययुवापिनमन्युमानादिशाति वृद्धतमोपि निजासनम् ।**
**अपि करोति जनःकरयोर्युगं वशगतो विहितांजलितत्क्षणात् ॥ ३ ॥**

એ બાલકને (શ્રી શંકરને જોઈને જુવાન જેમને ક્રોધાદિક વિશેષ હોય છે તે પણ ક્રોધી થતા નહોતા, તથા અત્યંત સત્કાર પેમાવા જોગ વૃદ્ધ પુરૂષ પણ તેને પોતાનું આસન આપતા હતા. વળી તેનું દર્શન થતાંજ વશ થઈ ગયેલા સર્વે મનુષ્યો તેજ પાસે પોતાના હાથ જોડતા હતા. ૩.

**मृदुवचश्चरितंकुशलांमतिंवपुरनुत्तममास्पदभोजसाम् ।**
**सकलमेतदुदीक्ष्यसुतस्यसासुखमवापनिरर्गलमंबिका ॥ ४ ॥**

પોતાના પુત્રનું કોમલ વચન અને કોમલ ચરિત્ર, કુશલ બુદ્ધિ અને મન આદિ બલનું સ્થાન એવું સર્વોત્તમ શરીર, એ સર્વવાનાં જોઈને તે પુત્રની માતા હદ વગરનું સુખ પામતી હતી. ૪.

**जातुमंदगमनास्यहिमाताम्नातुमंबुनिधिगांप्रतियाता ।**
**आतपोग्रकिरणेरविबिंबेसातपःकृशतनुर्विललंबे ॥ ५ ॥**

કોઈક સમયે પ્રસિદ્ધ છે મંદગમન જેનું શ્રી શંકરની માતા સમુદ્રને મળનારી નદી પ્રત્યે સ્નાન કરવાને અર્થે ગઈ; તે વખતે સૂર્યનું બિંબ તાપવડે ઉગ્ર કિરણવાળું હતુ—સૂર્ય બહુ તપતો હતો તેથી તપવડે જેનું શરીર કૃશ થઇ ગયેલું છે એવી તે સતીને ત્યાંને ત્યાં ઘણી વાર લાગી. ૫.

शङ्करस्तदनुशङ्कितचित्तःपङ्कजैर्विगतपङ्कजलार्द्रैः ।
वीजयन्नुपगतोगतमोहांतांजनेनसदनंसहनिन्ये ॥ ६ ॥

તે જોઇને શ્રી શંકરનું મન શંકિત થયું—શંકરના મનમાં ચિંતા થવા લાગી કે હજી મારી માતા ઘેર કેમ નથી આવી? તે ઉપરથી કાદવ ધોઈ નાંખેલાં અને જલથી ભીનાં કરેલાં કમલ લેઇને તેની પાસે ગયો અને તેવડે પવન નાખીને તેને મોહ રહિત કરી—મૂર્છાથકી સાવધ કરી, તથા બીજા મનુષ્યોના સમુદાય સહિત—બીજા માણસોના સહાયથી તેને ઘેર આણી. ૬.

सोथनेतुमनवद्यचरित्रःसन्नर्नोतिकभृषीश्वरपुत्रः ।
अस्तुवज्जलधिगांकविहृद्यै र्वस्तुतःस्फुरदलंकृतपद्यैः ॥ ७ ॥

માતાને ઘેર આણ્યા પછી દોષ રહિત ચરિત્રવાળા ઋષિઓના ઇશ્વર શિવગુરૂના પુત્ર શ્રી શંકરે સમુદ્રને મળનારી તે નદીને પોતાના ઘરની પાસે આણવાના હેતુથી કવિઓના હૃદયમાં પ્રીતિ ઉત્પન્ન કરે એવાં તથા વસ્તુતઃ સ્ફુરણાયમાન છે અલંકાર જેમાં (ઉપલક અલંકારવાળાં નહિ) એવાં પદ્યવડે તે નદીની સ્તુતિ કરી. ૭.

ईहितंतवभविष्यतिकाल्येयोहितंजगतइच्छसिबाल्ये ।
इत्यवापसवरंतटिनीतःसत्यवाक्सदनमापविनीतः ॥ ८ ॥

શંકરની સ્તુતિથી સંતોષ પામીને નદીએ વરદાન આપ્યું કે, તું, જે બાલ્યાવસ્થામાં પણ જગતનું હિત ઇચ્છે છે તેનું (તારૂં) અભિલષિત કાલે થશે—કાલે હું તારા ઘરની પાસે આવીશ. એ પ્રમાણે નદી પાસેથી વરદાન પામીને સત્યછે વચન જેનું એવા તથા વિનયયુક્ત શ્રી શંકર પોતાને ઘેર આવ્યા. એટલું બધું તેમનું સામર્થ્ય છતાં પણ તે નમ્રતા વાળા હતા. ૮. પછી—

मातरेवसमलोकतलोकःशीतवातहृतशीकरपूतः ।
नूतनामिवधुनीमवहंतींमाधवस्यसमयासदनंताम् ॥ ९ ॥

પ્રાતઃકાલમાં શીતલ વાયુએ આણેલા જલના બિંદુઓથકી પવિત્ર થયેલા લોકો લક્ષ્મીપતિ વિષ્ણુના મંદિર પાસે વેહેતી કોઇ નવી નદી હોય તેવી તે નદીને જોવા લાગ્યા. ૯.

एवमेनमातिमर्त्यचरित्रंसेवमानजनदैन्यलवित्रं ।
केरलक्षितिपतिर्हिदिदृक्षुःप्राहिणोत्सचिवमादृतभिक्षुः ॥१०॥

એ પ્રમાણે મનુષ્યનાં ચરિત્રને ઉલ્લંઘન કરી જનારાં જેનાં ચરિત્ર છે—અલૌકિક ચરિત્રવાળા સેવન કરનારા મનુષ્યની દીનતાને છેદી નાખનારા શ્રી શંકરના દર્શન કરવાની ઇચ્છાવાળા, ભિક્ષુઓનો સત્કાર કરનાર રાજશેખર નામે કેરલ દેશના રાજાએ શંકરને તેડવાને પોતાના પ્રધાનને મોકલ્યો. ૧૦.

सोप्यतंद्रितमभीरुपदाभिःमाप्यतंतदनुसद्विरदाभिः ।
उक्तिभिः सरसमंजुपदाभिः शक्तिभृत्ससमाजिज्ञपदाभिः ॥११॥

તે પ્રધાન પણ આળસ તજીને તથા ભય રહિત થઇને હાથણીઓ સહિત બીજી ભેટ સામગ્રી લઇને શ્રી શંકરની પાસે ગયો. અને પાસે ગયા પછી સામર્થ્યવાળા તે પ્રધાને રસ સહિત કોમલ શબ્દવાળાં આ વચનોથી તેમને વિજ્ઞપના કરી. ૧૧.

यस्यनैवसदृशोभुविबोद्धा दृश्यतेरणशिरःसुचयोद्धा ।
तस्यकेरलनृपस्यनियोगा दृश्यसेममचसत्कृतियोगात् ॥१२॥

તે બોલ્યો કે,—જેના સમાન પૃથ્વીમાં કોઈ બોધ કરનારો નથી તથા સંગ્રામના શિખરને વિષે—યુદ્ધના મોખરામાં જેના સરખો કોઇ પૃથ્વીમાં યુદ્ધ કરનારો જોવામાં આવતો નથી, તે કેરલ દેશના રાજાની આજ્ઞાથી તથા મારા પોતાના પુણ્ય કર્મના યોગથી તમારાં મને દર્શન થયાં છે. ૧૨.

राजिताभ्रवसनैर्विलसंतःपुजिताःसदसियस्यवसंतः ।
पण्डिताःसरसवादकथाभिः खण्डितापरगिरोवितथाभिः ॥१३॥

વળી તે રાજાનું દાતાપણું સૂચવવાને તેની સ્તુતિનાં વચન બોલીને શ્રી શંકરની પ્રાર્થના કરતાં તે બોલ્યો કે,—જેની સભામાં સત્કાર પામેલા અને તેથી પ્રકાશમાન સુવર્ણમય વસ્ત્રથી શોભતા, જેમણે મિથ્યા ન થાય એવી રસયુક્ત વાદ કથાઓથી પ્રતિવાદીઓનાં વચનનું ખંડન કરેલું છે એવા પંડિતો નિવાસ કરીને રહેલા છે. ૧૩.

सोयमाजिजितसर्वमहीपः स्तूयमानचरणःकुलदीपः ।
पादरेणुमवनंभवभाजा मादरेणतवविंदतुराजा ॥ १४ ॥

વળી જેણે સંગ્રામમાં સર્વે રાજાઓને જીતેલા છે તેથી જેના ચરણનું બીજા રાજાઓ સ્તવન કરેછે, અને તેથીજ જે પોતાના કુલમાં દીપક સરખો છે, એવો તે આ રાજા, સંસારને ભજનારા—સંસારમાં પડેલા જીવોનું પાલન કરનાર એવી તમારા ચરણની રજ આદર સહિત પામો. અર્થાત્ તમારા ચરણનું સેવન કરવાનો તેને પ્રસંગ મળે માટે તમે ત્યાં પધારો. ૧૪.

एषासिंधुरपरामदपूर्णो दोषगंधरहितःप्रवितीर्णः ।
अस्तुतेंघ्रिरजसापरिपूतं वस्तुतोनृपगृहंशुचिभूतम् ॥ १५ ॥

પછી આણેલી ભેટ સામગ્રીઓમાંથી એક મુખ્ય હાથીને બતાવીને તે બોલ્યા કે,—આ બીજો હાથી મદથી ભરેલો છે તથા જેનામાં દોષનો ગંધ પણ નથી—દોષનો લેશ પણ નથી તે તમને રાજાએ પ્રેમથી અર્પણ કર્યો છે માટે અમારા રાજાનું ઘર વસ્તુતઃ પવિત્ર થયેલુંજ છે તથાપિ આજ તે ઘર તમારા ચરણની રજથી સર્વે પાસથી પવિત્ર થાઓ. ૧૫.

**इत्युदीर्यपरिसाधितदौत्यं प्रत्युदीरितसदुक्तिममात्यम् ।**
**अत्युदारमृषिभिःपरिशस्तं प्रत्युवाचवचनंक्रमशस्तम् ॥१६॥**

એ પ્રમાણે કહીને પોતાનું દૂત કાર્ય જેણે કર્યું છે તથા શ્રી શંકર પ્રત્યે ઉત્તમ વચનો જે બોલેલો છે એવા તે પ્રધાન પ્રત્યે શ્રી શંકરે અતિશય ઉદાર તથા ઋષિઓ વખાણેલું વચન ક્રમ કરીને કહ્યું. ૧૬.

**भैक्ष्यमन्नमजिनंपरिधानं रूक्षमेवनियमेनविधानम् ।**
**कर्मदातृवर! शास्ति बटूनां शर्मदायिनिगमाप्तिपटूनाम् ॥१७॥**

શ્રી શંકર બોલ્યા કે, હે દાતાઓમાં શ્રેષ્ઠ—પ્રધાન! વેદની પ્રાપ્તિ કરવામાં કુશલ એવા બ્રહ્મચારીઓને ભીક્ષા માગી લાવીને તે અન્નનું ભોજન કરવું, મૃગચર્મ પેહેરવું, તથા નિયમ પ્રમાણે ત્રિકાલ સ્નાનાદિક કષ્ટદાયી કર્મ કરવું, એજ સુખ આપનારૂં છે, એવો વિધિ શાસ્ત્રમાં કહેલો છે. ૧૭.

**कर्मनैजमपहायकुभोगैः कुर्महेहकिमुकुंभिपुरोगैः ।**
**इच्छयासुखममात्ययथेतं गच्छनाथमसकृत्कथयेत्थम् ॥१८॥**

વળી, એવા બ્રહ્મચારી અમે પોતાનું શાસ્ત્રોક્ત કર્મ તજીને હસ્તિપુરઃસર—હાથી આદિક નિંદિત ભોગ (વિષય) વડે શું કરીએ?—અમારે હાથીઆદિક વૈભવનું શું કામ છે? માટે હે પ્રધાન! જેવી રીતે તું આવ્યો હોય તેવી રીતે તારી ઇચ્છામાં આવે તેમ સુખે કરીને તું પાછો જા; અને મેં કહ્યું એવી રીતે તારા સ્વામીને (રાજાને) વારંવાર કહે સારી રીતે કહીને સમજાવ કે તેમને તમારી મોકલેલી ભેટની કાંઈ ઇચ્છા નથી. ૧૮.

**प्रत्युतक्षितिभृताखिलवर्णा वृत्त्युपाहरणतोविगतर्णाः ।**
**धर्मवर्त्मनिरतारचनीया कर्मवर्ज्यमितिनोवचनीयाः ॥१९॥**

તે જે કહ્યું તે રાજાનું કર્તવ્ય નથી પણ,—એથી ઉલટું, રાજાએ તો બ્રાહ્મણ આદિક સર્વે વર્ણની પ્રજાને તે તે વર્ણને યોગ્ય શુદ્ધ જીવિકા સંપાદન કરી આપીને જેથી તેઓ દેવ, ઋષિ અને પિતૃના ઋણમાંથી મુક્ત થાય તથા ધર્મના માર્ગમાં આસક્ત થાય તેમ કરવું; પણ તેમણે પોતાનું કર્મ તજી દેવું એ પ્રમાણે તેમને કહેવું નહિ. ૧૯.

**इत्यमुष्यवचनादकलंकः प्रत्यगात्पुनरभात्समृगांकः ।**
**वृत्तमस्यसनिशम्यधरापः सत्तमस्यसविधंस्वयमाप ॥ २० ॥**

એ રીતે શ્રી શંકરનું વચન સાંભળીને કલંક રહિત ચંદ્રમા જેવો તે પ્રધાન પોતાના રાજાની પાસે પાછો ગયો. તે રાજા પણ એણે કહેલું વર્તમાન સાંભળીને અતિ ઉત્કૃષ્ટ એવા શ્રી શંકરની પાસે પોતે જાતે આવ્યો. ૨૦.

**भूसुरार्भकवरैःपरिवीतं भास्वरोडुपगभस्त्युपवीतम् ।**
**अच्छजन्हुसुतयाविलसन्तं सुच्छविंनगमिवद्रुमवन्तं ॥ २१ ॥**

રાજા આવ્યો ત્યારે શ્રી શંકરની શોભા કેવી હતી તે વર્ણવતાં કવિ કહેછે કે,—બ્રાહ્મણોના શ્રેષ્ઠ બાલકો વડે શ્રી શંકર વીંટાયલા હતા. પ્રકાશમાન ચંદ્રના કિરણ સમાન ઉજ્જ્વલ ઉપવીત તેમણે ધારણ કરેલું હતું. તે જન્હુની પુત્રી નિર્મલ ગંગાવડે શોભતા હતા તથા વૃક્ષવાળો હિમાલય પર્વત જાણે હોય તેમ સુંદર કાંતિવાળા દેખાતા હતા. ૨૧.

**चर्मकृष्णहरिणस्यदधानम् कर्मकृत्स्नमुचितंविदधानम् ।**
**नुतनांबुदनिभांबरवन्तं पुतनारिसहजंतुलयन्तम् ॥ २२ ॥**

તેમણે કાળા હરિણનું ચર્મ ધારણ કર્યું હતું,, તથા તે સમગ્ર ઘટિત કર્મ આચરતા હતા, નવા મેઘના સરખું તેમણે વસ્ત્ર ધારણ કર્યું હતું. તથા કંસે મોકલેલી પૂતનાના પ્રાણ હરનાર શ્રી કૃષ્ણના ભાઇ બલરામની બરોબર તે દેખાતા હતા. ૨૨.

**जतिरूपरुचिमुंजिसुधाम्ना च्छातरूपकटिमद्भुतधाम्ना ।**
**नाकभूजमिवसत्कृतिलब्धम् पाकपीतलतिकापरिरब्धम् ॥ २३ ॥**

સુવર્ણની કાંતિ સમાન જેની કાંતિ છે એવા મુંજ નામે ઘાસની રચેલી મુંજીના સુંદર તેજરૂપી અદ્ભુત મંદિર વડે જેનું રૂપ ઢંકાઈ ગયેલું છે એવી કટિવાળા શ્રી શંકર, જાણે સુકૃતના યોગથી પ્રાપ્ત થયેલા સ્વર્ગ ભૂમિમાં ઉપજેલા દેવવૃક્ષને, પાકવાથી પીળી થઈ ગયેલી વેલીએ આલિંગન કર્યું હોય તેવા શોભતા હતા. અર્થાત્—શ્રી શંકરની કટિએ વીંટાળેલા મુંજને જોઇને કવિ ઉપમાનની કલ્પના કરેછે કે જાણે પાકવાથી પીળી થઇ ગયેલી કોઇ વેલી સ્વર્ગ વૃક્ષની આસપાસ વીંટાઇ હોય તેવી આ મુંજી શ્રી શંકરની કટિએ વીંટાઇને શોભે છે. ૨૩.

**सस्मितंमुनिवरस्यकुमारं विस्मितोनरपतिर्बहुवारम् ।**
**संविधायविनतिंवरदाने तंविधातृसदृशंभुविमेने ॥ २४ ॥**

મુનિઓમાં શ્રેષ્ઠ એવા શિવગુરૂના મંદ હાસ્ય યુક્ત તે કુમારને જોઇને વિસ્મય પામેલો રાજા બહુવાર નીચે નમી પ્રણામ કરીને તેને પૃથ્વી ઉપર વરદાન આપવામાં બ્રહ્મદેવ સમાન માનવા લાગ્યો. ૨૪.

**तेनपृष्टकुशलःक्षितिपालः स्वेनसृष्टमथशात्रवकालः ।**
**हाटकायुतसमपणपुर्वं नाटकत्रयमवोचदपूर्वम् ॥ २५ ॥**

પછી શ્રી શંકરે જેને કુશલ સમાચાર પૂછ્યા છે એવા, શત્રુઓના કાલરૂપ તે રાજાએ પ્રથમ દશ હજાર સોનાની મોહોરો અર્પણ કરીને પછી પોતાનાં રચેલાં અપૂર્વ ત્રણ નાટક શ્રી શંકરને કહી સંભળાવ્યાં. ૨૫.

**तद्रसार्दगुणरीतिविशिष्टं भद्रसंधिरुचिरंसुकवीष्टम् ।**
**संग्रहेणसनिशम्यमुवाचं तंगृहाणवरमित्यमूचे ॥ २६ ॥**

તે નાટક [1]શૃંગારાદિક [2]રસે કરીને, ચિત્તની દ્રવતા ઉત્પાદન કરનાર [3]ગુણોએ કરીને વૈદર્ભી આદિક [4]રીતિઓએ કરીને અને ગ્રામ્યત્વાદિ ચેષ્ટાઓ રહિત [5]સંધિઓએ કરીને અત્યંત રૂચિ ઉપજાવનાર તથા સારા કવિઓને પ્રિય હતું. એ પ્રકારનાં ત્રણ નાટક સંક્ષેપ માં સાંભળીને તે સુંદર વાણી બોલનારા રાજાને શ્રી શંકરે કહ્યું કે તું વરદાન ગ્રહણ કર.૨૭.

**तांनितांतहृदयंगमस्तरां गांनिशम्यतुलितामृतधाराम् ।**
**भूपतिसरचितांजलिबंधः स्वोपमंसुतमियेषसुसंधः ॥ २७ ॥**

શ્રી શંકરની એ પ્રમાણે હૃદયને અત્યંત પ્રીતિકર જેનો સાર છે એવી તથા અમૃત-ની ધારા સરખી વાણી સાંભળીને તે સત્ય પ્રતિજ્ઞાવાળા રાજાએ બન્ને હાથ જોડીને પો-તાના સરખા પુત્રની ઇચ્છા કરી. ૨૭.

**नोहितायममहाटकमेतद्देहिनस्तुगृहवासिजनाय ।**
**ईहितंतवभविष्यतिशीघ्रं याहिपूर्णमनसेत्यवदत्तम् ॥ २८ ॥**

તેની પ્રાર્થના સાંભળીને શ્રી શંકરે રાજાને કહ્યું કે આ સુવર્ણ મારા હિતને અર્થે નથી, પરંતુ તે અમારા ઘરમાં રહેનારા મનુષ્યોને આપો. તારા મનમાં જે ઇચ્છા છે તે ઉતાવળે પરિપૂર્ણ થશે માટે મનમાં સંપૂર્ણ થઇને તું ઉતાવળે તારે ઘેર જા. ૨૮.

૧ "श्रृंगारहास्यकरूणारौद्रवीरभयानकाः बीभत्सादभुतसंज्ञौचत्यष्टौनाट्योरसाःस्मृता" "શૃંગાર, હા-સ્ય, કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, એવા આઠ રસ નાટયને વિષે કહેલા છે."(કાવ્ય પ્રકાશ. ૪ ઉલ્લાસ. શ્લો ૨૯.) ૨. રસનું લક્ષણ સાહિત્યકાર લખેછે કે "विभावेनानुभावेनव्यक्तःसंचारिणातथा । रसतामेतिरत्यादिः स्थायिभावःसचेतसाम् " "વિભાવ, અનુભાવ અને સંચારી ભાવો વડે વ્યકત થયેલો રતિ આદિક સ્થાયિભાવ તે સ-હૃદય પુરૂષોના અંતઃકરણમાં રસરૂપે અનુભવ આપેછે. અર્થાત્ તે વ્યકત થયેલો સ્થાયિભાવ એજ રસ છે." (સા. ૬. કા.૩૩.) ૩. કાવ્યમાં ગુણ કોને કહેછે તેનુ. લક્ષણ કાવ્યપ્રકાશમાં લખેછે કે,—येरसस्यांगिनोधर्माःशौर्यादयइवात्मनः। उत्कर्षहेतवस्तेस्युरचलस्थितयोगुणाः। જેમ શૌર્ય આદિક આત્માના ગુણ છે તેમ જે રસના અંગભૂત અને ઉ-ત્કર્ષના હેતુ સ્થિર ધર્મ છે તેને ગુણ કરીને કહેછે. (ઉલ્લાસ. ૮-૧).

૪ रीतिर्नामगुणाश्लिष्टावर्णसंघटनामता—ગુણયુકત અક્ષરની ગોઠવણીને રીતિ કહેછે. એ રીતિ સાહિત્યકાર ચાર પ્રકારની કહેછે. "वैदर्भीचाथगौडीचपांचालीलाटिकातथा" વૈદર્ભી, ગૌડી, પાંચાલી અને લાટી (કા.૬૨૫).

૫ એક પ્રયોજન સાથે યુકત કથા ભાગનો અવાંતર પ્રયોજન સાથે જે સંબંધ તેને નાટકમાં 'સંધિ' કહેછે. એવા સંધિના પાંચ પ્રકાર છે. સંધિના પ્રકાર ગણાવતાં દશરૂપકકાર લખેછે કે— मुखंप्रतिमुखंगर्भःसावमर्दोपसंहृतिः । मुखंबीजसमुत्पत्तिर्नानार्थरससंभवा: । लक्ष्यालक्ष्यस्यबीजस्यशक्तिःप्रतिमुखंमतं । गर्भस्त्वदृष्टदृष्टस्यबीजस्यान्वेषणंमुहुः । हेतुनायेनकेनापिविमर्शःसंधिरिष्यते । बीजवन्तोमुखाद्यर्थाविप्रकीर्णायथायथम् । ऐक्यार्थमुपवर्ण्यन्तेयत्रनिर्वहणंहितत् । ઇ૦ અર્થ મુખ, પ્રતિમુખ, ગર્ભ, સાવમર્દ અને ઉપસંહૃતિ, એવા પાંચ પ્રકાર સંધિના છે. અનેક પ્રકારના અર્થ અને રસથી બીજની ઉત્પત્તિ કરવી તેને મુખ કહેછે. લક્ષ્ય બીજની કે અલ-ક્ષ્ય બીજની શકિતને પ્રતિમુખ કહેછે. અદૃષ્ટ કે દૃષ્ટ બીજનું વારંવાર અન્વેષણ કરવું તેને ગર્ભ કહેછે. ગમે તે હેતુ થકી મુખ્ય ફલના ઉપાયમાં અંતરાય આવે તેને વિમર્શ અથવા સાવમર્દ કહેછે. બીજવાળા મુખ આદિક અર્થ જ્યાં ઘટે ત્યાં વેરાયલા હોય તેને એક કરવા માટે જે વર્ણન કરવામાં આવે તેને ઉપસંહૃતિ નામે સંધિ કહેછે ઇ૦, (વિસ્તાર માટે દશરૂપક જુઓ.)

**राजवर्यकुलवृद्धिनिमित्तां व्याजहाररहसि श्रुतिवित्ताम् ।**
**दृष्टिमस्य सकलेष्टविधातुस्तुष्टिमापहितया क्षितिनेता ॥ २९ ॥**

એ પ્રમાણે મનુષ્ય સમાજમાં કહીને પછી રાજાને એકાંતમાં તેડીને તે રાજવર્યના કુલની વૃદ્ધિ કરવામાં નિમિત્ત ભૂત અને વેદમાં પ્રસિદ્ધ એવી સકલ ઇષ્ટ વસ્તુનો વિધાતા પરમાત્માની ઇષ્ટિ (યજન) કરવાનું તેને કહ્યું. તથા તેથી કરીને રાજા મનમાં સંતોષ પામ્યો. ૨૯.

**सविशेषविदा सभाजितः कविमुख्येन कलाभृतां वरः ।**
**अगमत्कृतकृत्यधीर्निजां नगरीमस्य गुणाननुदीरयन् ॥ ३० ॥**

એ રીતે વિશેષ જ્ઞાનવાળા અને કવિઓમાં મુખ્ય એવા શ્રી શંકરે જેનો સત્કાર કરેલો છે એવો કળા જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા કાર્યને જેના થકી સિદ્ધ કર્યું છે એવી બુદ્ધિવાળો તે રાજા શ્રી શંકરના ગુણનું કથન કરતો કરતો પોતાની નગરીમાં ગયો. ૩૦.

**बहवः श्रुतिपारदृश्वनः कवयोऽध्यैषत शङ्करात्गुरोः ।**
**महतः सुमहान्ति दर्शनान्यधिगन्तुं फणिराजकौशलीम् ॥ ३१ ॥**

એ પ્રમાણે કેરલના રાજાને વરદાનાદિક આપ્યા સંબંધી વૃત્તાંત કહ્યા પછી બીજું વૃત્તાંત વર્ણવવાનો આરંભ કરતાં ગ્રંથ કર્તા કહેછે કે,—વેદમાં પારંગત એવા ઘણાક પંડિતો શ્રી શંકર મહા ગુરૂ પાસેથી વાણીને વિષે શેષ નાગના જેવી કુશલતા પામવાને અર્થે અત્યંત મોટાં મોટાં શાસ્ત્રોનું અધ્યયન કરતા હતા. ૩૧.

**पठितं श्रुतमादरात्पुनः पुनरालोक्य रहस्यनूनकम् ।**
**प्रविभज्य निमज्जतः सुखे स विधेयानविदधेतमां सुधीः ॥ ३२ ॥**

શ્રેષ્ઠ બુદ્ધિવાળા શ્રી શંકર પોતે પણ પઠન કરેલું અને શ્રવણ કરેલું આદરથી એકાંતમાં વારંવાર અવલોકન કરીને તથા તેમાંથી સારાસારનો વિભાગ કરીને તે પોતાના શિષ્યોને (પણ) આત્મ સુખમાં સારી રીતે નિમગ્ન કરતા હતા. ૩૨.

**सर्वार्थतत्त्वविदपि प्रकृतोपचारैः शास्त्रोक्तभक्त्यतिशयेन विनीतशाली ।**
**संतोषयन्स जननीमनयत्कियंति सम्मानितो द्विजवरैर्दिवसानि धन्यः ॥ ३३ ॥**

વિનય વડે શોભતા શ્રી શંકરે સર્વ અર્થના તત્વને જાણનારા છતાં પણ પ્રકૃત ઉપચારથી અને શાસ્ત્રમાં કહેલી અતિશય માતૃભક્તિ વડે પોતાની માતાને સંતોષ પમાડીને બ્રાહ્મણ શ્રેષ્ઠોએ સમ્માનિત-માન આપેલા હોઇને તથા તેથી ધન્ય હોઇને કેટલાક દિવસ તે સ્થલમાં કાઢ્યા. ૩૩.

**सा शङ्करस्य शरणं स च तज्जनन्या ह्यन्योन्ययोगविरहस्त्वनयोरसह्यः ॥**
**नो वोढुमिच्छति तथाप्यमनुष्यभावान्मेरुं गतः किमभिवाञ्छति दुष्प्रदेशम् ॥**

શ્રી શંકરની માતા તે એકજ શ્રી શંકરનું શરણ હતી અને શ્રી શંકર એકજ પોતા-

ની માતાનું શરણ હતા.—શંકરને એકલી માતાનો આધાર અને માતાને એકલા શંકરનો આધાર હતો. તેથી એ બન્ને જણનો અરસ્પરસના સમાગમનો વિરહ અસહ્ય હતો. એમ છતાં પણ શ્રી શંકર પોતે અમાનુષ ભાવને લીધે-દેવભાવને લીધે લગ્ન કરવાને ઇચ્છતા નહોતા. મેરૂ (સરવ્યા સર્વ મનોરથ પૂર્ણ કરે એવા પર્વતને પામીને કોઈ મનુષ્ય નઠારા પ્રદેશને ઇચ્છેછે શું ? નથીજ ઇચ્છતો. અર્થાત્ આત્મ સુખમાં નિમગ્ન થયેલા શ્રી શંકરને સ્ત્રી આદિક સુખની ઇચ્છા નજ થાય. એ યથા ન્યાય છે. ૩૪.

कृतविद्यममुंचिकीर्षवः श्रितगार्हस्थ्यमथाप्तबांधवः ।
अनुरूपगुणामचिन्तयन्ननवद्येषुकुलेषुकन्यकाम् ॥ ३५ ॥

શ્રી શંકરના આત્મજન અને બંધુજન, વિદ્યા જેણે સંપાદન કરેલી છે એવા શ્રી શંકરને ગૃહસ્થાશ્રમનો આશ્રય કરાવવાની ઇચ્છાવાળા હોઇને તેમના (શ્રી શંકરના) ગુણને મળતા જેના ગુણ આવે એવી કન્યાને દોષ રહિત કુલમાં વિચારવા-શોધવા લાગ્યા. ૩૫.

अथजातुदिदृक्षवःकलाववतीर्णमुनयःपुराद्विपम् ।
उपमन्युदधीचिगौतमत्रितलागस्त्यमुखाःसमाययुः ॥ ३६ ॥

હવે કોઇક વખતે ત્રિપુરનો નાશ કરનાર મહાદેવને કલિયુગમાં શ્રી શંકર રૂપે અવતાર પામેલા જાણીને તેમનું દર્શન કરવાની ઇચ્છાથી ઉપમન્યુ, દધીચિ, ગૌતમ, ત્રિતલ, અગસ્ત્ય, આદિક મુનિઓ ત્યાં આવ્યા. ૩૬.

प्रणिपत्यसभक्तिसन्नतःप्रसवित्र्यासहतान्विधानवित् ।
विधिवन्मधुपर्कपूर्वयाप्रतिजग्राहसपर्ययामुनीन् ॥ ३७ ॥

તેમને જોઇને ભક્તિવડે નમ્ર તથા પ્રણામ અને પૂજા આદિકના વિધાનને જાણનારા શ્રી શંકરે પોતાની માતા સહિત તેમને પ્રણામ કરીને મધુપર્ક પૂર્વક વિધિ પ્રમાણે તેમનું પૂજન કરીને તે મુનીઓનો સત્કાર કર્યો. ૩૭

विहितांजलिनाविपश्चिताविनयोक्त्यार्पितविष्टराअमी ।
ऋषयःपरमार्थसंश्रयाअमुनासाकमचीकरन्कथाः ॥ ३८ ॥

વિદ્વાન્ એવા શ્રી શંકરે હાથ જોડીને વિનય યુક્ત વાણીથી જેમને આસન અર્પણ કરેલાં છે એવા તે ઋષિઓ શ્રી શંકરની સાથે મોક્ષ સંબંધી કથાઓ કરવા લાગ્યા. અથવા પરમાર્થ એટલે મોક્ષનો જેમને આશ્રય છે એવા તે મુનિઓ શ્રી શંકરની સાથે વાતો કરવા લાગ્યા. ૩૮.

निजगादकथांतरेमुनीन्जननीतस्यसमस्तदर्शिनः ।
वयमद्यकृतार्थतांगताभगवन्तोयदुपागतागृहान् ॥ ३९ ॥

મુનિઓ શ્રી શંકરની સાથે વાતો કરતા હતા તે વખતે તે સર્વજ્ઞની (શ્રી શંકરની) માતાએ મુનીઓને કહ્યું કે જેથી તમો ભગવંત અમારે ઘેર પધાર્યા છો તેથી અમે કૃતાર્થ પણાને પામ્યા છીએ.—અમે કૃતાર્થ થયાં છીએ. ૩૯.

कलिर्बहुदोषभाजनं क्व च युष्मच्चरणावलोकनम् ।
तदलभ्यत चेत्पुराकृतं सुकृतं नः किमिति प्रपंचये ॥ ४० ॥

તમારૂં આગમન કેવલ અમને કૃતાર્થ કરેછે એટલુંજ નહિ, પણ અમે જન્માતરમાં અનંત પુણ્ય કર્યું હશે તેનું પણ તે સૂચન કરે છે. કેમકે ઘણા દોષનું પાત્ર એવો આ કલિકાલ ક્યાં અને તેમાં તમારા ચરણનું દર્શન ક્યાં ? માટે સમસ્ત દોષના આશ્રયરૂપ કલિયુગમાં અત્યંત અલભ્ય એવું તમારા ચરણનું દર્શન જો અમને પ્રાપ્ત થયું છે તો અમોએ પુર્વે કરેલા સુકૃતનું હું શું વર્ણન કરૂં ? અર્થાત્ તે એટલું બધું હોવું જોઇએ કે તેનું વર્ણન થઈ શકે નહિ. ૪૦.

शिशुरेष किलातिशैशवे यदशेषागमपारगोऽभवत् ।
महिमापि यदद्भुतोऽस्य तद्द्वयमेतत्कुरुते कुतूहलम् ॥ ४१ ॥

એ રીતે સ્તુતિ વડે અભિમુખ કરેલા મુનિઓને કાંઇક પૂછવાનો આરંભ કરીને માતા કહેછે કે,—આ બાલક અતિશય નાની વયમાં સમગ્ર શાસ્ત્રની પાર ગયો. સર્વ શાસ્ત્ર સંપૂર્ણ ભણી રહ્યો તે, તથા એનો મહિમા પણ જેથી અદ્ભુત થયો તે, એ બન્ને વાતાં અમને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ૪૧.

करुणार्द्रदृशानुगृह्यते स्वयमागत्य भवद्भिरप्ययम् ।
वदतास्य पुराकृतं तपः क्षममाकर्णयितुं मया यदि ॥ ४२ ॥

વળી તમો અહીં પધાર્યા એ પણ એના અદ્ભુત માહાત્મ્યને સૂચવનારૂં છે એવા આશયથી કહે છે કે,—તમારાં દર્શન અત્યંત અલભ્ય છતાં તમો પણ જાતે અહીં પધારીને કરૂણા દ્રષ્ટિથી એના ઉપર અનુગ્રહ કરોછો !! તેથી જો મારે સાંભળવા યોગ્ય હોય તો એણે પૂર્વે શું તપ કર્યું છે તે મને કહો. ૪૨.

इति सादरमीरितां तया गिरमाकर्ण्य महर्षिसंसदि ।
प्रतिवक्तुमभिप्रचोदितो घटजन्मा प्रवयाः प्रचक्रमे ॥ ४३ ॥

એ પ્રકારે તેણે આદર સહિત કહેલી વાણીને સાંભળીને મહર્ષિઓની સભામાં સર્વે મુનિઓએ મળીને જેને બોલવાને પ્રેરણા થઇ છે એવા વૃદ્ધ અગસ્ત્ય મુનિએ પ્રત્યુત્તર આપનો આરંભ કર્યો. ૪૩.

तनयाय पुरा पतिव्रते तव पत्यातपसा प्रसादितः ॥
स्मितपूर्वमुपाददे वचो रजनीवल्लभखंडमंडनः ॥ ४४ ॥

આ સાક્ષાત્ શિવ છે, કોઈ તપસ્વી નથી, એવા આશયથી મુનિ બોલ્યા કે, હે પતિવ્રતે ! પૂર્વે પૂત્રની ઇચ્છાથી તારા પતિએ તપ કરીને ચંદ્રશેખર—શંકરને પ્રસન્ન કર્યા હતા; તેથી, રાત્રીના સ્વામી ચંદ્રમાનો ખંડ—કકડો જેનો અલંકાર છે એવા શંકરે પ્રસન્ન થઇને સ્મિત પૂર્વક વચન કહ્યું કે—૪૪.

वरयस्वशतायुषःसुतानपिवासर्वविदंमितायुषं ॥
सुतमेकमितीरितःशिवंसतिसर्वज्ञमयाचतात्मजम् ॥ ४५ ॥

સો વર્ષના આયુષ્યવાળા પણ અસર્વજ્ઞ—અલ્પજ્ઞ ઘણા પુત્ર તું માગ અથવા અલ્પ આયુષ્યવાળો પણ સર્વજ્ઞ એક પુત્ર તું માગ. હે સતિ ! શંકરે તારા સ્વામિને એ પ્રમાણે વરદાન માગવાનું કહ્યું તે ઉપરથી તેણે શિવની પાસે સર્વજ્ઞ એવા એક પુત્રને માગ્યો. ૪૫.

तदभीप्सिद्धयेशिवस्तवभाग्यात्तनयोयशस्विनि ।
स्वयमेवबभूवसर्वविन्नततोन्योस्तियतःसुरेष्वपि ॥ ४६ ॥

હે [1]યશસ્વિનિ ! તેથી તારા પતિનો અભિલાષ સિદ્ધ થવાને અર્થે અને તમારા બન્નેના ભાગ્યને લીધે શિવ પોતેજ તારા પુત્ર થયા. (તું કહેશે કે ત્યારે બીજા કોઈ સર્વજ્ઞ પુત્રને કેમ ન આપ્યો ? તો,–) કેમકે તેમના વિના બીજો કોઇ સર્વજ્ઞ દેવતાઓમાં પણ નહોતો. (તો પછી બીજી જગોએ તો ક્યાંથીજ હોય ! ) ૪૬.

इतितद्वचनंनिशम्यसामुनिवर्यंपुनरप्यवोचत ।
कियदायुरमुष्यभोमुनेसकलज्ञोस्यनुकंपयावद ॥ ४७ ॥

એ પ્રકારે (પુત્ર અલ્પાયુષ વાળો છે ઈત્યાદિ) અગસ્ત્ય મુનિનું વચન સાંભળીને તેણે ફરીને પણ તે મુનિવર્યને કહ્યું કે હે મુનિ ! તમે સર્વજ્ઞ છો માટે કૃપા કરીને મને કહો કે આ પુત્રનો આયુષ્ય કેટલો છે ? અર્થાત્ પુત્ર અલ્પ આયુષ્ય વાળો છે એ સાંભળીને મને ત્રાસ ઉપજે છે ! ૪૭.

शरदोष्टपुनस्तथाष्टतेतनयस्यास्यतथाप्यसौपुनः
निवसिष्यतिकारणांतराद्भुवनेस्मिन्दशषट्चवत्सरान् ॥ ४८ ॥

એવું શ્રી શંકરની માતાનું વચન સાંભળીને અગસ્ત્ય મુનિ બોલ્યા કે આઠ સંવત્સર તથા બીજા આઠ સંવત્સર મળીને સોલ સંવત્સરે સુધી આ તારા પુત્રનું આયુષ્ય છે. તથાપિ આ શ્રી શંકર કોઈ બીજા કારણથી આ લોકમાં બીજાં સોળ વરસ સુધી નિવાસ કરશે. ૪૮.

इतिवादिनिभाविनींकथांमृषिमुख्येघटजेनिवार्यतं ।
ऋषयःसहतेनशङ्करंसमुपामंत्र्ययुर्यथागतम् ॥ ४९ ॥

એ પ્રમાણે જે બનવાની છે તે કથાને ઋષિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્ય મુનિ કહેતા હતા તેમને નિવારણ કરીને–બોલતા અટકાવીને અગસ્ત્ય સહિત સર્વે ઋષિઓ શ્રી શંકરની આજ્ઞા માગીને જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. ૪૯.

सृणिनाकरिणीवसार्दिताशुचिनाशैवलिनीवशोषिता ।
मरुताकदलीवकंपितामुनिवाचासुतवत्सलाभवत् ॥ ५० ॥

અતિશય કષ્ટ આપનારી મુનિની વાણી સાંભળીને તે સતીની જે અવસ્થા થઈ તે વર્ણવતાં કવિ કહેછે કે–જેમ અંકુશ વડે હાથણીને પિડિત કરી હોય, જેમ આશાઢ માસે

[1] તારો યશ વિસ્તારવાને શ્રી શંકર તારા પુત્ર થયાછે, એ સૂચવવાને 'યશસ્વિનિ' એવું સંબોધન કહેલુંછે.

કમલિનીનું શોષણ કર્યું હોય, જેમ વાયુએ કેળ કંપી ઉઠી હોય, તેમ તે પુત્ર વત્સલ માતા પણ મુનિની વાણીથી પીડિત થઈ, સૂકાઈ ગઈ અને કંપી ઉઠી. ૫૦.

**अथशोकपरीतचेतनांद्विजराडित्थमुवाचमातरम् ।**
**अवगम्यचसंसृतिस्थितिंकिमकांडेपरिदेवनातव ॥ ५१ ॥**

એ પ્રમાણે અતિશય કષ્ટ યુક્ત પોતાની માતાને શંકરે શું કહ્યું તે જણાવે છે કે,— પછી શોકવડે જેની બુદ્ધિ વ્યાપ્ત થયેલી છે એવી પોતાની માતાને બ્રાહ્મણોના રાજા અથવા બ્રાહ્મણોમાં શોભાયમાન એવા શ્રી શંકરે કહ્યું કે આ સંસારની સ્થિતિને ક્ષણભંગુર જાણ્યા છતાં પણ ન ઘટે તેવી જગોએ તારે શોક શું કરવા કરવો જોઇએ ? ૫૧.

**प्रबलानिलवेगवेल्लितध्वजचीनांशुककोटिचंचले ।**
**अपिमूढमतिः कलेवरेकुरुतेकःस्थिरबुद्धिमंबिके ॥ ५२ ॥**

અતિશય ચંચલ શરીરમાં તે સ્થિર છે એવી બુદ્ધિ મૂઢ બુદ્ધિનો પુરૂષ પણ કરે નહિ તો પછી તું તો અતિશય સૂજ્ઞ છે માટે એવી બુદ્ધિ કરવાને યોગ્યજ નથી એવો બોધ કરતાં કહેછે કે,—હે માતા ! પ્રબલ પવનના ઝપાટાથી કંપાયમાન ચીન દેશના અત્યંત સૂક્ષ્મ વસ્ત્રની ધજાના છેડાની પેઠે ચંચલ શરીર ઉપર, ગમે તો મૂઢ બુદ્ધિવાળો પુરૂષ હોય તો તેવો હોઇને પણ, તે સ્થિર રહેશે એવી બુદ્ધિ કોણ રાખે ? અર્થાત્ ક્ષણભંગુર શરીરને સદાયકાલ રહેશે એમ ધારીને કોઈ મૂર્ખ માણસ પણ શોક કરે નહિ તો તું મારી માતા થઇને એવો શોક કરે એતો છેકજ અઘટિત છે. ૫૨.

**कतिनामसुतानलालिताःकतिवानेहवधूरभुजिहि ।**
**कनुतेकचताःकवावयंभवसङ्गःखलुपांथसङ्गमः ॥ ५३ ॥**

વળી અનેક જન્મમાં અનુભવ કરેલા પુત્રાદિકનો વિચાર કરતાં તેની કાંઈ સંખ્યા પણ કહી શકાતી નથી તેથી તે સર્વેનો શોક કરવો સંભવિત નથી, તેથી તેમાંથી આનો શોક કરવો અને આનો શોક ન કરવો એમ પણ નિર્ણય થઈ શકતો નથી માટે કોઇનો પણ શોક કરવો યોગ્ય નથી એવા આશયથી કહે છે કે,—મેં કેટલા છોકરાઓને લાડ લડાવ્યાં નથી ? અને આ સંસારમાં મેં કેટલી સ્ત્રીઓ ભોગવી નથી ? પણ આજ તે પુત્ર ક્યાં છે, તે સ્ત્રીઓ ક્યાં છે, અને અમે પણ ક્યાં છીએ !! જેમ જૂદી જૂદી દિશાઓમાંથી આવેલા પ્રવાસીઓ એકાદી ધર્મશાળામાં એકઠા મળેછે તેવો સમાગમ ખરેખર ! આ સંસારનો છે ! અર્થાત્ એકઠા મળેલા પ્રવાસીઓના વિયોગથી જેમ તેઓ શોક કરતા નથી તેમ સંસારમાં એકત્ર મળેલાં સ્ત્રી પૂત્રાદિકનો વિયોગ થવાથી પણ શોક કરવો ઉચિત નથી. ૫૩.

એ પ્રમાણે શોકનું હરણ કરે એવાં વાક્યો વડે માતાને બોધ કરીને પોતાને જે અવશ્ય કરવાનું છે તે કહે છે કે,—

**भ्रमतांभववर्त्मनिभ्रमान्नहिकिंचित्सुखमंबलक्षये ।**
**तदवाप्यचतुर्थमाश्रमंप्रयतिष्येभवबंधमुक्तये ॥ ५४ ॥**

સંસારરૂપી માર્ગમાં જેમ દિશાનો ભ્રમ થયો હોય તેમ અજ્ઞાનથી ભ્રમણ કરનારા

પુરૂષોને કાંઈ પણ સૂખ હોય એમ મારા જોવામાં આવતું નથી; માટે હે માતા ! હું ચતુ-ર્થાશ્રમ (સંન્યાસ) ધારણ કરીને સંસારરૂપી બંધનમાંથી મુક્ત થવાને પ્રબલ યત્ન કરીશ.૫૪.

એ પ્રમાણે શ્રી શંકરનું વચન કહી બતાવ્યા પછી તેના વચનથી બમણા શોકવાળી થયેલી માતાનું વચન કહી બતાવતાં કવિ કહે છે કે.-

**इतिकर्णकठोरभाषणश्रवणाद्बाष्पपिनद्धकंठया ।**
**द्विगुणीकृतशोकपातया जगदे गद्गदवाक्यया मुनिः ॥ ५५ ॥**

એ પ્રકારે શ્રી શંકરનું કાનને કઠોર લાગે એવું ભાષણ સાંભળવાથી જેનો શોક બ-મણો થયો છે અને જેનો કંઠ આંસુ થકી રૂંધાઈ ગયો છે તથા તેથી જેના વાણી ગદગદ સ્વર યુક્ત થઇ છે, એવી તે માતાએ શ્રી શંકરને કહ્યું કે—૫૫.

**त्यजबुद्धिमिमांशृणुष्वमेगृहमेधीभवपुत्रमाप्नुहि ॥**
**यजचक्रतुभिस्ततोयतिर्भवितासंगसतामयंक्रमः ॥ ५६ ॥**

હમણાંજ સન્યાસ આશ્રમ ધારણ કરીને હું યત્ન કરીશ એવી બુદ્ધિને તું છોડી દે અને મારૂં વચન સાંભળ; તું ગૃહસ્થાશ્રમી થા, પુત્ર પામ, અને યજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કર. હે પુત્ર ! તે પછી તું સન્યાસી થઇશ-થઇ શકીશ. કેમકે સત્પુરૂષોનો એવો ક્રમ છે-એ ક્રમ [1]શાસ્ત્રમાં કહેલો છે. ૫૬.

**कथमेकतनूद्भवात्त्वयारहिताजीवितुमुत्सहेबला ।**
**तनयैवशुचौर्ध्वदैहिकंप्रमृतायांमयिकःकरिष्यति ॥ ५७ ॥**

વળી હે પુત્ર ! તું એકનો એક પુત્ર જેને છે એવી હું અબલા તારા વિના શોક ક-રીને જીવવાનો ઉત્સાહ કેમ રાખી શકું ? અને જો હું જીવી શકીશ નહિ તો મારા મરી ગયા પછી મારી ઉત્તરક્રિયા કોણ કરશે ? ૫૭

**त्वमशेषविदप्यपास्यमांजरठांवत्सकथंगमिष्यसि ।**
**द्रवतेहृदयंकथंनतेनकथंकारमुपैतिवादयाम् ॥ ५८ ॥**

હે પુત્ર ! તું સર્વજ્ઞ છતાં પણ મને ઘરડીને દૂર કરીને કેમ જઇશ ? અર્થાત્ કોઈ મૂઢ હોય તેતો વખતે પોતાની માતાને તજે તો ભલે તજે, પણ તુંતો સર્વજ્ઞ છે માટે મને વૃદ્ધને તજવાને અત્યંત અયોગ્ય છે, તારૂં હૃદય કેમ પીગળતું નથી અને તને દયા કેમ ઉ-પજતી નથી ! અર્થાત્ તત્વજ્ઞાનીઓનાં હૃદય દયાળુ હોય છે એમ સાંભળ્યું છે ત્યારે તું પણ તત્વજ્ઞાની છે માટે મારો ત્યાગ કરીને જતાં તારા હૃદયમાં દયા ઉપજવી જોઇએ.૫૮.

**एवंव्यथांतांबहुधाश्रयन्तीमपास्तमोहैर्बहुभिर्वचोभिः ।**
**अंबामशोकांध्वदधाद्विधिज्ञःशुद्धाष्टमोचिंतयदेतदन्तः ॥ ५९ ॥**

એ રીતે બહુ પ્રકારે દુઃખ પામતી પોતાની માતાને શોકનું નિવારણ કરવાના પ્રકા-રને જાણનારા શ્રી શંકરે અવિવેક રૂપ મોહને દૂર કરનારાં અનેક પ્રકારનાં વચનો વડે શોક

[1] સ્મૃતિમાં કહ્યું છે કે, "ऋणानित्रीण्यपाकृत्यमनोमोक्षेनिवेशयेत्" "દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋ-ણ, એ ત્રણ ઋણ આપ્યા પછી મોક્ષમાં મન ઘાલવુ."

રહિત કરી. પછી શુદ્ધ એવા આઠમા વર્ષમાં આ પ્રમાણે વિચાર મનમાં કર્યો. (આઠમા વર્ષનો કાલ કલિમલ શુન્ય હોય છે.) ૫૯.

**ममनमानसमिच्छतिसंसृतिं नचपुनर्जननीविजिहासति ।**
**नचगुरुर्जननीतदुदीक्षते तदनुशासनमीषदपेक्षितम् ॥ ६० ॥**

શ્રી શંકરે એવો વિચાર કર્યો કે મારૂં મન જન્મ મરણરૂપ સંસારના સાધનને-પ્રવૃત્ત માર્ગને ઇચ્છતું નથી; અને માતા પણ મારો ત્યાગ કરવાને ઇચ્છિતી નથી; કેમકે મારા મનને અથવા જન્મ મરણ રૂપ સંસારને મારી માતા જોતી નથી. જો હું એ માતાને બલાત્કારે બોધ કરૂં તો તે પણ યોગ્ય નથી કેમકે તે ગુરૂજન છે, અને તે ગુરૂજન છે માટે તેની આજ્ઞા લગાર લેવી જોઇએ છીએ. ૬૦.

એ રીતે શંકરના મનનો વિચાર કહીને હવે માતાની પાસેથી આજ્ઞા લેવાને તેણે કરેલા ચરિત્રનું વર્ણન કરેછે કે,-

**इतिविचिंत्यसजातुमिमंक्षया बहुजलांसरितंसमुपाययौ ।**
**जलमगाहततत्रसमग्रहीत् जलचरश्चरणेजलमीयुषः ॥ ६१ ॥**

એ પ્રકારે વિચાર કરીને તે કોઈ વખત સ્નાન કરવાની ઇચ્છાથી [1]ઘણા જલવાળી નદી ઉપર ગયા તથા જલમાં પ્રવેશ કર્યો. તે જલમાં પેઠા એટલે એક જલચરે (મગરે) તેમનો પગ પકડ્યો. ૬૧.

**सचरुरोदजलेजलचारिणा धृतपदोह्रियतेंबकरोमिकिम् ।**
**चलितुमेकपदंनचपारये बलवताविवृतोरुमुखेनह ॥ ६२ ॥**

પગ પકડ્યો એટલે શંકરે માતાને (બુમ પાડીને બોલાવીને) કહ્યું કે, પાણીમાં મગરે મારો પગ પકડ્યો છે અને તે મને ખેંચી જાય છે ! હે માતા, હું શું કરૂં ? એક પગલું પણ ખસવાને હું શક્તિમાન નથી; કેમકે તે મગર બલવાન છે તથા તેણે પોતાનું મોટું મોઢું ફાડેલું છે. ! !

**गृहगताजननीतदुपाशृणोत् परवशाद्रुतमापसरित्तटम् ।**
**ममम्रुतेःप्रथमंशरणंधव स्तदनुमेशरणं तनयोऽभवत् ॥ ६३ ॥**
**सचमरिष्यतिनक्रवशङ्गतः शिवनमेजनिहंतपुरामृतिः ।**
**इतिशुशोचजनन्यपितीरगा जलगतात्मजवक्त्रगतेक्षणा ॥६४॥**

પોતાના પૂત્રનું રડવું ઘરમાં રહેલી માતાએ સાંભળ્યું, તથા તે સાંભળતામાં તે અતિ ગાંડા જેવી બની ગઈ અને તરતજ નદીના કાંઠા ઉપર ગઈ. ત્યાં જઇને પાણીમાં રહેલા પોતાના પુત્રના મુખ ઊપર જેનાં નેત્ર લાગેલાં છે-પોતાના પુત્રના મુખને જોતી એવી

[1] જે નદી તેમના બારણા આગળ હતી તેજ નદી. એમાં ઘણું પાણી હતું માટે ઘણા જલવાળી કહેલી છે.

[2] આ શ્લોકમાં ગ્રંથકારની વ્યંજના એ છે કે જાણે શંકર પોતાની માતાને દૃષ્ટાંત આપી સમજાવતા હોય કે તું મને સંન્યસ્ત ધારણ નહિ કરવા દે તો સંસારરૂપી નદીમાં આ રીતે મને કામાદિ મગર ખેંચી જશે. માટે તે સમજીને, મને આજ્ઞા આપ.

તે માતા શોક કરવા લાગી કે, જ્યાં સુધી મારા સ્વામી મરી ગયા નહોતા ત્યાં સુધી તો મારૂં શરણ–આશ્રય આપનાર તે મારા સ્વામી હતા; અને તેમના મરણ પામ્યા પછી આ મારો પુત્ર મારૂં શરણ થયો હતો. પણ હવે મગરના વશમાં પડ્યો છે તેથી તે પણ મરશે!! હર ! હર !! હે શિવ ! આ બહુ કષ્ટકારક છે કે મારા પુત્રનું મરણ થતાં પેહેલાં મારૂં મરણ થયું નહિ. અર્થાત્ શિવનું ઉપાસન કરનારીને-મને આવા અશુભની પ્રાપ્તિ થવી અત્યંત અનુચિત છે! ૬૪.

**सजतिनूनमयंचरणंचलो जलचरोंऽवतवानुमतेनमे ।**
**सकलसन्यसनेपरिकल्पिते यदितवानुमतिःपरिकल्पये ॥६५॥**

એ પ્રમાણે અત્યંત શોકયુક્ત માતાને જોઇને તે કહેછે કે હે માતા! જો હું તારા અનુમતથી (આજ સમયથી) સર્વ પદાર્થના સન્યાસનો સંકલ્પ કરૂંતો આ મગર મારો પગ છોડી દે, એમ મને નિશ્ચય છે, માટે જો તારી અનુમતિ હોય તો અત્યારથી સન્યાસ લેવાનો સંકલ્પ કરૂં. ૬૫.

**इतिशिशौचकितावदतिस्फुटंव्यधितसानुमतिंद्रुतमंबिका ।**
**सतिसुतेभवितामगदर्शनंमृतवतस्तदुनेतिविनिश्चयः ॥ ६६ ॥**

એ પ્રમાણે પોતાના પુત્રને સ્પષ્ટ બોલતો સાંભળીને તરતજ તે માતાએ પણ સન્યાસ ગ્રહણ કરવાને પોતાની સ્પષ્ટ અનુમતિ આપી. તત્કાલ અનુમતિ આપવામાં તેણે એમ વિચાર કર્યો કે જો આ મારો પુત્ર જીવતો હશે તો મને કોઈ વખત પણ તેનું દર્શન ફરીને થશે, પરંતુ મૃત્યુ પામશે તો દર્શન પણ થવાનું નથી, એ નક્કીછે. ૬૬.

**तदनुसन्यसनंमनसाव्यधादथमुमोचशिशुंखलनक्रकः ।**
**शिशुरुपेससरित्तटमत्रसन्प्रसुवमेतदुवाचशुचावृताम् ॥ ६७ ॥**

એ પ્રમાણે માતાની અનુમતિ મળ્યા પછી શ્રી શંકરે પોતાના મનવડે સન્યાસ ગ્રહણ કર્યું; અને સન્યાસ ગ્રહણ કર્યું એટલે તે દુષ્ટ જલચર પ્રાણીએ (મગરે) તે બાલકને છોડી [1]દીધો. પછી ત્રાસ ન પામતાં તે બાલકે નદીના કાંઠા ઉપર આવીને શોકથી ગ્રસ્ત થયેલી પોતાની માતાને આ પ્રમાણે કહ્યું. ૬૭.

**मातर्विधेयमनुशाधियदत्रकार्यंसन्यासिनातदुकरोमिनसंदिहेऽहम् ।**
**वस्त्राशनेतवयथेष्टममीप्रदेयुर्गृह्णंतियेधनमिदं ममपैतृकंयत् ॥६८॥**

હે માતા! હવે મારે જે કરવા યોગ્ય વિધિ હોય તેની તું મને આજ્ઞા કર; કેમકે આ સન્યાસાશ્રમમાં જે કરવું જોઇએ તે હું નિશ્ચય કરીશ; એ વાતમાં હું સંશય યુક્ત થતો નથી. તું કહેશે કે 'તું સન્યાસી થઇશ એટલે પછી મને વસ્ત્ર અને ભોજન કોણ આપશે ?' તો,—મારા પિતાનું આ ધનછે તેને જે પુરૂષો ( વારસ થઇને ) લેશે તેઓ તને તારી ઇચ્છા પ્રમાણે ભોજન અને વસ્ત્ર આપશે. અર્થાત્ હું સન્યાસી થઇશ તેથી તને અન્નવસ્ત્રનો તોટો પડનાર નથી. ૬૮.

[1] તાત્પર્ય એ છે કે સંસારરૂપી નદીમાં અજ્ઞાનરૂપ મગરે પડેલા પુરૂષને સન્યાસ વિના મોક્ષ મળતો નથી.

તું કહેશે કે મંદવાડ સમયે મારી ચાકરી કોણ કરશે તથા હું મરી જઈશ તો મને અગ્નિ સંસ્કાર કોણ કરશે ? તો—

**देहेंबरोगवशगेचसनाभयोऽमी द्रक्ष्यन्ति शक्तिमनुसृत्य मृतिप्रसंगे ॥**
**अर्थग्रहाज्जनभयाच्च यथाविधानं कुर्युश्चसंस्कृतिममी न बीभेयमीषत्॥६९॥**

હે માતા ! તારો દેહ રોગના સ્વાધીનમાં પડશે અથવા મરણનો પ્રસંગ આવશે તો આ તારા સપિંડ પુરૂષો પોતાની શક્તિ પ્રમાણે તારી ખબર લેશે; તેમજ મારા પિતાનું ધન તેઓને મળશે તેથી તથા લોકાપવાદના ભયથી પણ વિધિ પૂર્વક તને દાહાદિ સંસ્કાર પણ તે કરશે. માટે તારે લગાર પણ ભય રાખવો નહિ. ૬૯.

પોતાના પુત્રે કહ્યું કે આ સપિંડ પુરૂષો તને દાહાદિ સંસ્કાર કરશે તે વચન સહન ન થવાથી માતા બોલી કે—

**यज्जीवितं जलचरस्य मुखात्तदिष्टं सन्याससंगरवशान्ममदेहपाते ।**
**संस्कारमेस्य विधिवत्कुरु शंकर त्वं नोचेत् प्रसूय मम किं फलमीरयत्वम्॥७०**

તેં સન્યાસ ધારણ કરવાનો અંગીકાર કર્યો તેથી જલચરના મુખમાંથી જે તારૂં જીવિત ઉગર્યું તે તો મને બહુ પ્રીતિકર છે; પરંતુ હે શંકર ! જ્યારે મારો દેહ પડે ત્યારે તું ગમે ત્યાં હોય ત્યાંથી આવીને વિધિપૂર્વક મને દાહાદિ સંસ્કાર કરજે. તું કહેશે કે હું સન્યાસી થયો એટલે પછી મને દાહાદિ સંસ્કાર કરવાનો અધિકાર ન છતાં એમ કેમ કહેછે ? તો,—તું શંકર એટલે પરમેશ્વર છે માટે તને કાંઈ દોષાવહ નથી. વારૂ, તું કહેશે કે એમ છતાં પણ એ લોક વિરૂદ્ધ છે માટે એ શું કરવા કરવું ? તો,—મરણ પછી અગ્નિસંસ્કાર પણ મને તારે હાથે ન થાય તો પછી તને ઉત્પન્ન કરીને મેં શું ફલ મેળવ્યું તે તુંજ કહે ! ! ૭૦.

એ પ્રમાણે પોતાને દાહસંસ્કાર શંકરને હાથે થાય એવા આગ્રહવાળી પોતાની માતાને અતિશય દુઃખયુક્ત જોઈને શ્રી શંકર બોલ્યા કે,—

**अह्न्यंबरात्रिसमयेसमयांतरेवा संचिंतयस्त्ववशगावशगाथवामाम् ।**
**एष्यामितत्रसमयंसकलंविहाय विश्वासमाप्नुहिमृतावपिसंस्करिष्ये ॥७१॥**

હે માત ! દિવસે, રાત્રીને સમયે અથવા બીજે ગમે તે સમયે તું પોતાના વશમાં હોય—સ્વસ્થ હોય કે રોગાદિકને આધીન હોય તથાપિ, મારૂં ચિંતવન કરજે. તું જે સમયે મારૂં ચિંતવન કરીશ તે સમયે સઘળા આચારને પડ્યા મૂકીને હું તારી પાસે આવીશ. આ મારા વચન ઉપર વિશ્વાસ રાખજે. તું મરી જઈશ ત્યાર પછી તને અગ્નિસંસ્કાર પણ હું કરીશ. ૭૧.

વળી, સન્યાસીએ જે કરવું અયોગ્ય છે તે પણ મેં અંગીકાર કર્યું છે તો તારે પણ મારી એક પ્રાર્થના અવશ્ય અંગીકાર કરવી જોઈએ એવા હેતુથી શ્રી શંકર કહેછે કે—

सन्यस्तवानशिशुरयं विधवामनाथां क्षिप्त्वेतिमांमतिकदापिनचिंतनीयम्।
यावन्मयास्थितवताफलमापनीयं मातस्ततःशतगुणंफलमापयिष्ये ॥७२॥

આ બાલકે મને અનાથ વિધવાને તજીને સન્યાસ અંગીકાર કર્યો એમ તારે મારા પ્રત્યે કોઈપણ અવસ્થામાં વિચાર કરવો નહિ. તું એમ કહેશે કે, તેં મને તજી તેથી હું અતિશય દુઃખીછું માટે મારે એવો વિચાર કેમ ન કરવો ? તો,—હે માતા! હું તારી પાસે રહું તેથી જેટલું ફલ તને પ્રાપ્ત થાય તેનાથી સોગણું ફલ હું તને તારાથી દુર રહ્યો છતો પણ પ્રાપ્ત કરી આપીશ. ૭૨.

इत्थंसमातरमनुग्रहणेच्छुरुक्त्वा प्रोचेसनाभिजनमेषविचक्षणाग्र्यः ।
सन्यासकल्पितमनात्रजितोस्मिदूरं तांनिक्षिपामिजननीमधवांभवत्सु ॥७३॥

પોતાની માતાના ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાવાળા શ્રી શંકરે એ પ્રમાણે તેને કહીને તે વિચક્ષણ પુરૂષોમાં શ્રેષ્ઠ આચાર્યે પોતાના સગોત્ર પુરૂષોને કહ્યું કે સન્યાસ ધારણ કરવાની/જેણે મનમાં કલ્પના કરી છે એવો હું હવે દુર જવાને તૈયાર થયોછું માટે સ્વામિ વિનાની આ મારી માતાનું રક્ષણ થવાને હું તેને તમારા રક્ષણમાં સોંપુંછું. ૭૩.

एवंसनाभिजनमुत्तममुत्तमाग्र्यः श्रीमातृकार्यमभिभाष्यकरद्वयेन ।
संप्रार्थयत्स्वजननींविनयेनतेषु निक्षेपयन्नयनजांबु निषिंचमानाम् ॥७४॥

એ પ્રમાણે ઉત્તમ પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રી શંકરે પોતાના ઉત્તમ સગોત્ર પુરૂષોને શ્રી માતાનું કાર્ય સારી રીતે કહ્યું તથા પોતાના બન્ને હાથ જોડીને રૂડી રીતે પ્રાર્થના કરતાં કરતાં, નેત્રમાંથી નીકળેલાં આંસુ વડે સિંચન કરતી માતાને વિનય પૂર્વક તેમને સોંપણી કરી. ૭૪.

आत्मीयमंदिरसमीपगतांयथासौ चक्रेविदूरगनदीं जननीहिताय ।
तत्तीरसंश्रितयदूद्वहधामकिंचित् सानिम्नगारभत ताडयितुंतरंगैः ॥७५॥

સન્યાસ ગ્રહણ કરવાને અર્થે શ્રી શંકરનું ગમન વર્ણવે તો વર્ણવતાં ગમન વખતે તેમણે જે કર્યું તે વર્ણવવાનો આરંભ કરીને કહે છે કે,—હવે પોતાની માતાના હિતને અર્થે શ્રી શંકરે જે અતિ દુર રહેલી નદીને પોતાના મંદિરને સમીપમાં વેહેનારી કરી હતી તે નદીને કાંઠે આવેલા યાદવોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણનું મંદિર હતું, તે મંદિરને તે નદીએ પોતાના તરંગો વડે તાડન કરવાનો આરંભ કર્યો. અર્થાત્ નદીના પાણીની છોળો તે મંદિરને લાગતી હતી. ૭૫.

वर्षासुवर्षतिहरौजलमेत्यकिंचि दंतःपुरंभगवतोपनुनोदमृत्साम् ।
आरब्धमूर्तिरनघाचलितुंक्रमेण देवोबिभेदिवनमुंचातिभीरुहिंसाम् ॥७६॥

વળી વર્ષાઋતુમાં જ્યારે મેઘની વૃષ્ટિ થવા લાગી ત્યારે કેટલુંક જલ ભગવાનના અંતઃપુરમાં પેશી ગયું તથા ત્યાંની પવિત્ર માટીને ખોઈ કાઢી ખેંચી ગયું; અને પછી જેમ

દેવ પણ ભય પામતા હોય તેમ તે પવિત્ર મૂર્તિ ચલાયમાન થવાને પ્રવૃત થઈ, જે ભય પામેછે તેની હિંસા કરવાનું કોઈ તજતું નથી. ૭૬.

**प्रस्थातुकाममनघं भगवाननंग वाचावदत् कथमपिप्रणिपत्यमातुः ।**
**पादारविंदयुगलंपरिगृह्यचाज्ञां श्रीशंकरंजनहितैकरसंसकृष्णः ॥ ७७॥**

એ પ્રમાણે નદીથી ક્લેશ પામેલા ભગવાન શ્રીકૃષ્ણ અશરીરી વાણીથી, માતાનાં ચરણરૂપી બે કમલને પ્રણામ કરીને તથા તેની કોઈપણ રીતથી આજ્ઞા સંપાદન કરીને સન્યસ્ત ગ્રહણ કરવાને નીકળવાની ઈચ્છાવાળા દોષ રહિત અને મનુષ્યનું હિત કરવારૂપ મુખ્ય રસ જેને પ્રાપ્ત થયોછે એવા શ્રી શંકર પ્રત્યે બોલ્યા કે—૭૭.

**आनेष्टदूरगनदींकृपयाभवानयां सामातिमात्रमनिशंबहुलोर्मिहस्तैः ।**
**क्लिश्नातिताडनपरावदकोभ्युपायो वस्तुंक्षमेननितरां द्विजपुत्रयासि ॥७८॥**

હે દ્વિજપુત્ર! જે દુર વેહેનારી નદીને કૃપાવડે તમે પાસે આણી છે તે મને નિરંતર પોતાના અનંત તરંગરૂપી હાથથી તાડન કરીને અત્યંત ક્લેશ પમાડે છે. હે દ્વિજ પુત્ર! એનો કોઈ ઉપાય હોય તો કહે; કેમકે તું હવે અહીંથી જવાને તૈયાર થયો છે અને હું ઉપર કહેલા દુઃખથી અહીં રેહેવાને લગાર પણ સમર્થ થતો નથી. ૭૮.

**आकर्ण्यवाचमिति तामतनुंगुरुर्नः प्रोद्धृत्यकृष्णमचलंशनकैर्भुजाभ्याम् ।**
**प्रातिष्ठपन्निकटएवनयत्रबाधा नद्येत्युदीर्यसुखमास्त्वचिरायचेति ॥ ७९ ॥**

એ પ્રકારની અશરીરી વાણી સાંભળીને અમારા ગુરૂએ (શ્રી શંકરે) ચલાયમાન ન થઈ શકે એવા છતાં પણ તે કૃષ્ણને પોતાના બન્ને હાથવડે ઉપાડીને પાસેજ—જ્યાં નદીથી બાધા (પીડા—નડાવ) ન થઈ શકે ત્યાં ધીમેથી સ્થાપન કર્યા અને કહ્યું કે આ જગોએ તમે ઘણા કાલ લગી સુખે કરીને બેસો. ૭૯.

**तस्मात्समातुरपिभक्तिवशादनुज्ञा मादायसंसृतिमहाब्धिविरक्तिमान्सः ।**
**गंतुंमनोव्यधितसन्यसनायदूरं किन्नौस्थितःपतितुमिच्छतिवारिराशौ॥८०॥**

પછી શ્રીકૃષ્ણની અને ભક્તિને લીધે પોતાની માતાની આજ્ઞા લેઇને શ્રી શંકરે સંસારરૂપી મોટા સમુદ્ર થકી વિરાગ પામીને સન્યાસ ગૃહણ કરવાને માટે ત્યાંથી દુર જવાનું મન કર્યું. નાવમાં બેઠેલો મનુષ્ય સમુદ્રમાં પડવાને ઈચ્છે છે શું? નથીજ ઈચ્છતો. તેજ પ્રમાણે વૈરાગ્યાદિ લક્ષણ નૌકામાં બેઠેલા શંકર સંસાર રૂપી સમુદ્રમાં પડવાને નજ ઇચ્છે. ૮૦.

**इत्थंसुधीःसनिरवग्रहमातृलक्ष्मी शानुग्रहो घटजबोधितभाविवेदी ।**
**एकांततोविगतभोग्यपदार्थतृष्णः कृष्णेप्रतीचिनिरतोनिरगान्निशांतात् ॥८१॥**

એ પ્રમાણે પોતાની માતાનો અને લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણનો અવધિ વિનાનો અનુગ્રહ જેના ઉપર થયેલોછે અર્થાત્ જેમણે પ્રસન્ન થઇને સન્યસ્ત ધારણ કરવાની તેને આજ્ઞા આપેલી છે તથા અગસ્ત્યે કહેલા ભાવિ (અલ્પ આયુષ્ય) ને જે જાણેછે તેમજ જેની

ભોગ્ય પદાર્થની તૃષ્ણા અત્યંત નાશ પામેલી છે. એવા ઉત્તમ બુદ્ધિવાળા શ્રી શંકર શ્રીકૃષ્ણ રૂપ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મમાં પ્રીતિવાળા હોઇને ઘેર થકી નીકળ્યા. ૮૧.

यस्यत्रिनेत्रापरविग्रहस्यकामेननास्थीयतदृक्पथेपि ॥
तन्मूलकःसंसृतिपाशबंधः कथंप्रसज्येतमहानुभावे ॥ ८२ ॥

જેના અગ્નિ, સોમ અને સૂર્યરૂપી ત્રણ નેત્ર છે એવા મહાદેવનુંજ જે બીજું શરીર રૂપ છે એવા શંકરના નેત્ર માર્ગમાં પણ કામથી રહી શકાતું નથી; એ કામમાંથી સંસારરૂપી પાશનું બંધન ઉત્પન્ન થયેલું છે તો એ સંસારપાશનું બંધન મોટા પ્રભાવવાળા શ્રી શંકરને વિષે કેમ વળગે? અર્થાત્ નજ વળગે. ૮૨.

स्मरेणकिलमोहितौ विधिविधू च जातूत्पथौ ।
तथाहमपि मोहिनीकचकुचादिवीक्षापरः ॥
अगामहह मोहिनीमिति विमृश्यसोऽजागरी-
द्यतीशवपुषा शिवः स्मरकृतार्ति वार्तोज्झितः ॥८३॥

કોઈ કહેશે કે નિત્યમુક્ત એવા શિવને સન્યાસ લેવાથી શું અધિક હતું તો તેનું કારણ બતાવતાં માધવાચાર્ય કહેછે કેઃ—

બ્રહ્મદેવને કામે મોહિત કર્યા તેથી તે પોતાની પુત્રીની પછવાડે દોડ્યા અને ચંદ્રને કામે મોહિત કર્યા તેથી તેણે બૃહસ્પતિની પત્ની તારાનું ગ્રહણ કર્યું એ પ્રમાણે કામે મોહિત કરેલા તે બન્ને અવળે માર્ગે ચઢી ગયા હતા. તેજ પ્રમાણે હું શિવ પણ મોહિનીના કેશ અને સ્તનને જોવાથી તેને વિશે પ્રીતિવાળો થઇને તે મોહિનીની પછવાડે ગયો હતો, એ મોટું આશ્ચર્ય છે!! એ પ્રમાણે વિચાર કરીને શ્રી યતિવર્ય શંકરના દેહે કરીને શિવ કામે કરેલી પીડા સંબંધી વાર્તાનો પણ ત્યાગ કરીને અતિશય જાગ્રત રહેછે. અર્થાત્ એવાજ માટે જેમાં કામની વાર્તા પણ ન આવે એવા સન્યસ્તાશ્રમને શંકરે અંગીકાર કર્યો છે. ૮૩.

निष्पत्राकुरुतासुरानपि सुरान्मारःसपत्राकरो-
दप्यन्यानिह निष्कुळाकृततरां गंधर्वविद्याधरान् ।
यो धानुष्कवरो नराननलसात्कृत्योदलासदिलं ॥
यस्तस्मिन्नशुशूरतैषमुनिभिर्वर्ण्यः कथं शंकरः ॥८४॥

જે કામે અસુરોને પોતાના બાણવડે પારોપાર વીંધી નાખીને પોતાના બાણને પીંછાં રહિત કર્યાં છે; તથા જે કામે દેવતાઓને પણ પોતાના બાણ વડે વીંધીને તેમને પીંછાંવાળા (પીંછાંવાળા બાણ સહિત) કર્યા છે; તેમજ જેણે ગંધર્વ, વિદ્યાધર, આદિક બીજાઓના પણ અંતર અવયવોના કુલનો છેકજ નાશ કરી નાખેલો છે–તેમને અંતરમાં હણ્યા છે. એવો જે ઉત્તમ ધનુષ્યધારી કામ જે મનુષ્યોને તો બાળી અગ્નિ સ્વરૂપ કરી નાખીને પોતે પ્રકાશમાન થાયછે, તેના પ્રત્યે જેણે શુરપણું પ્રાપ્ત કર્યું છે એવા શ્રી શંકરનું

મુનિઓ કેમ કરીને વર્ણન કરી શકે !!! અર્થાત્ કામને જીતનારા શ્રી શંકરનું વર્ણન મુનિઓથી પણ બને તેમ નથી. ૮૪.

शांतिश्चावशयन् मनोगतिमुखा दांतिर्न्यरुंधत् क्रिया
आधाता विषयांतरादुपरतिः क्षांतिर्मृदुत्वं व्यधात् ।
ध्यानैकोत्सुकतां समाधिविततिश्चक्रे तथा साप्रिया
श्रद्धा हंत वसुप्रथास्य तु कुतो वैराग्यतो वेद्मिनो ॥८५॥

શ્રવણ વિના સમગ્ર બુદ્ધિના વ્યાપાર જે પોતાના (સન્યાસીના) અધિકારને ઉપયોગી નથી, તેમને વિષે અફલપણાના જ્ઞાન પૂર્વક ચિત્તના નિરોધને શાંતિ કહેછે. એ શાંતિએ શ્રી શંકરના મનને વશ કર્યું હતું. તેમજ પોતાના અધિકારને અનુપયોગી એવા સમગ્ર બાહ્ય વ્યાપાર થકી બાહારની ઇંદ્રિઓના નિરોધને દાંતિ કહેછે. એ દાંતિએ [1]ગમનાદિક ક્રિયાઓનો રોધ કર્યો છે. અર્થાત્ વાક્, પાણિ, પાદ, વાયુ, ઉપસ્થ, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ ઇંદ્રિયોના વ્યાપારનો રોધ કરેછે. સત્વની શુદ્ધિ થતાં નિત્યકર્મનો પણ વિધિ પુરઃસર ત્યાગ થાયછે તેને ઉપરતિ કહેછે. એ ઉપરતિએ શ્રવણ વિના બીજા વિષયોનું સાધારણ સ્તંભન કર્યું છે. શીત, ઉષ્ણ, આદિક દ્વંદ્વને સહન કરવાની શક્તિને ક્ષાંતિ કહેછે. એ ક્ષાંતિએ શ્રી શંકરને વિષે કોમળતા ધારણ કરીછે. શ્રવણાદિકનાં વિરોધી નિદ્રાદિકનો નિરોધ કરીને ચિત્તની સ્થિતિ કરવી તેને સમાધિ કહેછે. એ સમાધિના વિસ્તારે શ્રી શંકરની ધ્યાનને વિષે મુખ્ય ઉત્સુકતા સંપાદન કરીછે. વેદમાં જે "વસુ" દ્રવ્ય એવા નામથી પ્રખ્યાત છે તે ગુરૂ અને વેદ વાક્યમાં વિશ્વાસરૂપ શ્રદ્ધા પ્રિય થઈ છે. એ સર્વ શ્રી શંકરને પર વૈરાગ્યથી કે અપર વૈરાગ્યથી કયા વૈરાગ્યથી પ્રાપ્ત થયું તે હું જાણતો નથી. ૮૫.

विजनतावनितापरितोषितो विधिवितीर्णकृतात्मतनुस्थितिः ।
परिहरन्ममतां गृहगोचरां हृदयगेन शिवेन समं ययौ ॥८६॥

હવે શ્રી શંકરનું ગમન વર્ણવતાં કહેછે કે,—એકાંત વાસરૂપી વનિતાથી સંતોષ પામેલા અને દૈવે આપેલા ભોગ વડે જેણે પોતાના દેહની સ્થિતિ કરેલી છે. એવા શંકર ઘર વિષે મમતા તજીને હૃદયમાં રહેલા શિવની સાથે ચાલતા થયા—પરમાત્માનું હૃદયમાં ધ્યાન કરતા કરતા ચાલ્યા. ૮૬.

गच्छन्वनानि सरितो नगराणि शैलान् ग्रामान्जनानपि पशून्पथि सोप्यपश्यन् ।
नन्वैंद्रजालिक इवाद्भुतमिंद्रजालं ब्रह्मैवमेव परिदर्शयतीति मेने ॥८७॥

તે શંકરાચાર્ય માર્ગે જતાં જતાં વન, નદિયો, નગરો, પર્વતો, ગામો, લોકો, અને પશુઓને જોતા હવા તથા પોતાના મનમાં એમ માનતા હવા કે જેમ કોઈ ઇંદ્રજાલ વિદ્યા

[1] ગમન, આદાન (લેવું), વદન (બોલવું), વિસર્ગ (મૂકવું), આનંદ, સ્પર્શન, દર્શન, આસ્વાદન (ચાખવું), ઘરાણ (સુંઘવું), એ ગમનાદિક ક્રિયાઓ છે.

જાણનારો પુરૂષ અદ્‌ભુત ઇંદ્રજાલ દેખાડે તેમ માયાથી વ્યાપ્ત થયેલું બ્રહ્મ આ વન આદિક રૂપ અદ્‌ભુત ઇંદ્રજાલ દેખાડે છે. ૮૭.

वादिभिर्निजनिजाध्वकर्शितां वर्तयन् पथि जरद्गवीं निजे ।
दंडमेकमवहज्जगद्गुरुर्दंडिताखिलकदध्वमंडलः ॥८८॥

જેણે સઘળા કુત્સિત માર્ગે ચાલનારા મનુષ્યોના સમગ્ર મંડલનો દંડ કર્યોછે—શિક્ષા કરીછે એવા જગત્‌ના ગુરૂ શ્રી શંકરાચાર્યે એક દંડ ધારણ કર્યો હતો. (દંડ ધારણ કરવાના હેતુ વિષે કહેછે કે,—) વાદીઓએ પોતપોતાના માર્ગમાં ખેંચીને કૃશ કરી નાખેલી અને તેથી શિથિલ અવયવવાળી થઈ ગયેલી શ્રુતિરૂપી વૃદ્ધ ગાયને પોતાના અદ્વૈત લક્ષણ માર્ગમાં પ્રવર્તાવવાના હેતુથી તેમણે એ દંડ ધારણ કર્યો. હતો. ૮૮

सारंगा इव विश्वकद्रुभिरहं कुर्वद्भिरुच्छृंखलै-
र्जल्पाकैः परमर्मभेदनकलाकंडूलजिह्वांचलैः ।
पाखंडैरिह कांदिशीकमनसः कं नाप्नुयुर्वैदिकाः
क्लेशं दंडधरोयदिस्मनमुनिस्त्राताजगद्देशिकः ॥८९॥

જેમ ઘૂરકતા, સાંકળ વિનાના, શબ્દ કરતા (ભસતા) અને બીજાનાં મર્મ તોડવાની કલામાં ચળવળાટવાળો જેમની જીભનો છેડો છે એવા, શિકારી કૂતરાઓ વડે હરિણો કલેશ પામે છે તેમ, જો જગત્‌ને ઉપદેશ કરનારા દંડધારી શ્રી શંકરાચાર્ય મુનિ રક્ષણ કરનારા ન હોત તો તેવાજ એટલે અહંકાર કરતા, ધર્મરૂપ સાંકળ વિનાના (ઉચ્છૃંખલ) વાચાલ, અને બીજાના મર્મ ભેદન કરવાની કલામાં ચળવળાટ વાળો જેમની જીભનો છેડો છે એવા, પાખંડીઓ વડે ભયથી ત્રાસ પામેલાં જેમનાં મન છે. એવા વેદમાર્ગિઓ કયા કયા કલેશને નહિ પામે? અર્થાત્ સઘળા પ્રકારના કલેશને પામશે. ૮૯.

दंडान्वितेन धृतरागनवांबरेण गोविंदनाथवनमिदुभवातटस्थं ।
तेन प्रविष्टमजनिष्ट दिनावसाने चंडत्विषा च शिखरं चरमाचलस्य ॥९०॥

પછી શ્રી શંકરે ગોવિંદનાથના વનમાં પ્રવેશ કર્યો. તે વિશે કવિ કહેછે કે,—દંડ સહિત, અને રંગવાળુ નવું વસ્ત્ર જેણે ધારણ કર્યુંછે એવા અથવા પ્રીતિવાળા તથા નવા વસ્ત્રવાળા શ્રી શંકરાચાર્યે દિવસ આથમતાં નર્મદાના તટ ઉપર ગોવિંદનાથ નામે યોગીશ્વરનું વન હતું તેમાં પ્રવેશ કર્યો તથા તેજ સમયે સૂર્યનારાયણે પણ અસ્તાચલના શિખર ઉપર પ્રવેશ કર્યો. અર્થાત્ સૂર્ય પણ આથમ્યો. ૯૦,

तीरद्रुमागतमरुद्विगतश्रमः सन् गोविंदनाथवनमध्यतलं लुलोके ।
शंसंति यत्र तरवो वसतिं मुनीनां शाखाभिरुज्ज्वलमृगाजिनवल्कलाभिः ॥९१॥

પછી નર્મદાના કાંઠા ઉપરનાં વૃક્ષ થકી આવેલા પવન વડે શ્રમ રહિત થઇને શ્રી શંકરાચાર્યે જ્યાં વૃક્ષની ડાળીઓ ઉપર ઉજ્વલ મૃગ ચર્મ અને વલ્કલ સૂકવેલાં હતાં તે

ઉપરથી તે વૃક્ષો "અહિ મુનિઓનું નિવાસ સ્થાન છે," એમ કહી આપતાં હતાં, એવા, ગોવિંદનાથના વનના મધ્ય ભાગને જોયો. ૯૧.

**आदेशमेकमनुयोक्तुमयं व्यवस्यन् प्रादेशमात्रविवरप्रतिहारभाजम् ।**
**तत्रास्थितेन कथितां यमिनां गणेन गोविंददैशिकगुहां कुतुकी ददर्श ॥९२॥**

પછી એક ઉપદેશ માત્ર આપવાનો પ્રશ્ન ગોવિંદનાથને કરવાનો નિશ્ચય કરીને લગાર જેટલું બાકું એજ જેના દ્વારપાલનું કામ કરેછે એવી ત્યાં રહેલા યોગી પુરૂષોના સમુદાયે કહેલી ગોવિંદનાથની ગુફાને કૌતુકયુક્ત એવા શ્રી શંકરે જોઇ. ૯૨.

**तस्य प्रपन्नपरितोषदुहो गुहायाः सत्रिःप्रदक्षिणपरिक्रमणं विधाय ।**
**द्वारं प्रति प्रणिपतज्जनता पुरोगं तुष्टाव तुष्टहृदयस्तमपास्तशोकम् ॥९३॥**

પોતાને શરણે આવેલા પુરૂષોને સંતોષ આપનારા શ્રી ગોવિંદનાથની ગુફાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કરીને અને તેના દ્વારે પ્રત્યે લાંબા થઈ પ્રણામ કરીને હૃદયમાં સંતોષ પામેલા શ્રી શંકર, જેનું જન્મ મરણરૂપ સંસાર ચક્ર નાશ થયેલું છે અથવા જેણે પોતાના શિષ્યોના શોકને દુર કરેલો છે એવા શ્રી ગોવિંદનાથની મનુષ્ય સમુદાયની સમક્ષ સ્તુતિ કરવા લાગ્યા. ૯૩. એવી રીતે કે,—

**पर्यंकतां भजति यः पतगेंद्र केतोः पादांगदत्वमथवा परमेश्वरस्य ।**
**तस्यै व मूर्ध्नि धृतसाब्धिमहीध्रभूमेः शेषस्य विग्रहमशेषमहं भजे त्वाम् ॥९४॥**

જેની ધજાને વિષે ગરૂડ છે એવા વિષ્ણુના પલંગરૂપ જે થાયછે. પ્રલયકાલમાં વિષ્ણુ જેના ઉપર શયન કરેછે, અથવા જે મહાદેવના ચરણનું ભૂષણ થાયછે, તેમજ જેણે સમુદ્ર અને પર્વત સહિત પૃથ્વીને પોતાના માથા ઉપર ધારણ કરીછે એવા શેષનાગના સમગ્ર દેહરૂપ અથવા એવા શેષ રૂપ છતાં પણ અશેષ વિગ્રહ એટલે નાગના સ્વાભાવિક ગુણ જે ઉગ્રપણું આદિક તેથી રહિત શેષથી વિલક્ષણ અથવા શેષના શરીરરૂપ કોઇને પણ સર્વના આત્મારૂપ હોવાથી અશેષરૂપ એવા તમને હું ભજુછું. ૯૪.

એ પ્રમાણે ગોવિંદનાથને શેષરૂપે વર્ણિને શેષના અવતાર ભૂત પતંજલિ રૂપે તેમનું સ્તવન કરેછે કે—

**दृष्ट्वा पुरा निजसहस्रमुखीमभीषु रंतेवसन्त इति तामपहाय शांतः ।**
**एकाननेन भुवि यस्त्ववतीर्य शिष्या नन्वग्रहीन्ननु स एव पतंजलिस्त्वम्॥९५**

પોતાની હજાર મુખવાળી મૂર્તિ જોઇને સમીપ વસનારા શિષ્યો ભય પામ્યા છે એ હેતુથી તે ભય ઉત્પન્ન કરનારી મૂર્તિનો ભાગ કરીને વિષ રહિત શાંત થઇને જેણે એક મુખ સહિત પૃથ્વી ઉપર અવતાર ધારણ કરીને પૂર્વે શિષ્યોના ઉપર અનુગ્રહ કરેલો છે તેજ પતંજલિ તમે છો એમાં સંદેહ નથી. ૯૫.

**उरगपतिमुखादधीत्य साक्षात् स्वयमवनेर्विवरं प्रविश्य येन ।**
**प्रकटितमचलातले सयोगं जगदुपकारपरेण शब्दभाष्यम् ॥ ९६ ॥**

**तमखिलगुणपूर्णं व्यासपुत्रस्य शिष्यातदधिगतपरमार्थं गौडपादान्महर्षेः ।**
**अधिजिगमिषुरेष ब्रह्मसंस्थामहं त्वां प्रसृमरमहिमानं प्रापमेकांतभक्त्या ॥९७॥**

જેણે પોતે પૃથ્વીના પોલાણમાં-પાતાલમાં પ્રવેશ કરીને સાક્ષાત્ શેષનાગના મુખ થકી યોગ શાસ્ત્ર સહિત વ્યાકરણ ભાષ્યનું અધ્યયન કરીને જગત્ ઉપર ઉપકાર કરવાના હેતુથી તેને પૃથ્વી ઉપર પ્રકટ કર્યું તે સમગ્ર ગુણથી પરિપૂર્ણ—જેણે વ્યાસના પુત્ર શુકાચાર્યના શિષ્ય મહર્ષિ ગૌડપાદ પાસેથી પરમાર્થ (આત્મતત્વ) પ્રાપ્ત કર્યો છે જેનો મહિમા વિસ્તાર પામવાના ગુણવાળો છે એવા તમને, બ્રહ્મનિષ્ઠા પામવાની ઇચ્છાવાળો આ હું અનન્ય ભક્તિ વડે પ્રાપ્ત થયો છું. અર્થાત્ તમે સર્વ ગુણથી પૂર્ણ હોઇને ઉપર કહ્યા તેવા ગુણવાળા છો તેથી તમારી પાસેથી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ લેવા માટે હું તમારી પાસે આવેલો છું. ૯૬-૯૭.

**तस्मिन्निति स्तवति कस्त्वमिति ब्रुवन्तम् दिष्ट्या समाधिपदरुद्ध विसृष्टचित्तम् ।**
**गोविंददेशिकमुवाच तदा वचोभिः प्राचीनपुण्यजनितात्मविबोधचिन्हैः ॥९८॥**

એ પ્રમાણે શ્રી શંકરાચાર્ય સ્તુતિ કરતા હતા તે વખતે ગોવિંદનાથનું ચિત્ત સમાધિ સ્થાનમાં રૂદ્ધ થયેલું છતાં પણ ભાગ્યવશાત્ તેમાંથી (સમાધિમાંથી) વ્યુત્થાપન કરીને સમાધિમાંથી બાહાર લાવીને તે બોલ્યા કે 'તું કોણછે?' તે સમયે એ પ્રમાણે બોલતા ગોવિંદાચાર્ય પ્રત્યે પૂર્વ જન્મનાં પુણ્ય વડે ઉત્પન્ન થયેલા આત્મજ્ઞાનમાં ચિન્હો થકી યુક્ત વચનોવડે શ્રી શંકરાચાર્ય બોલ્યા કે,—૯૮.

**स्वामिन्नहं न पृथिवी न जलं न तेजो न स्पर्शनो न गगनं न च तद्गुणा वा ।**
**नापींद्रियाण्यपि तु विद्धि ततो विशिष्टो यःकेवलोस्ति परमःसशिवोऽहमस्मि९९**

હે સ્વામિન્! [1]હું પૃથ્વી નથી કે પૃથ્વી હું નથી; હું જલ નથી કે જલ હું નથી; હું તેજ નથી કે તેજ તે હું નથી; હું વાયુ નથી કે વાયુ તે હું નથી; [2]હું આકાશ નથી કે આકાશ તે હું નથી. અથવા પૃથ્વી આદિક ભુતોના ગુણો હું નથી કે હું પૃથ્વી આદિકના ગુણો નથી; તેમ [3]હું ઇંદ્રિયો નથી કે ઇંદ્રિયો હું નથી. પરંતુ તે સર્વનો બાધ કરવાથી અવિશિષ્ટ—સર્વ દ્વૈતનો બાધ કરવાથી પણ અબાધિત કેવલ કર્તૃત્વ ભોક્તત્વાદિકથી નિર્મુક્ત સર્વોત્તમ ચિદાનંદ હું છું. ૯૯.

૧ આત્મા જેવો ઉપનિષત્‌માં પ્રતિપાદન કરેલોછે તેવોછે એમ બતાવવાને શંકર બીજા વાદીઓના મતનો નિરાસ કરેછે કે હું પૃથ્વી નથી. અર્થાત્ 'હું—સ્થુલ દેહ જાણુંછું.' એ પ્રમાણે સ્થુલ દેહને આત્મા જાણવાથી જ્ઞાતા સ્થુલ દેહછે એમ પ્રતીત થાયછે તેથી દેહાકારે પરિણામ પામેલાં પૃથ્વી આદિક ચાર ભૂત આત્મા છે એમ કહેનારા ચાર્વાક મતને માનનારાઓના મતનું નિરાકરણ કર્યું છે. 'જે પૃથિવી છે તે હું નથી અને જે હું છું તે પૃથિવી નથી' એ રીતે પરસ્પર તાદાત્મ્યનો પણ નિષેધ કર્યો છે. એજ રીતે બીજાં ભૂતનો અર્થ કરવામાં પણ પરસ્પર તાદાત્મ્યનો નિષેધ કર્યોછે એમ જાણવું.

૨ 'હું આકાશ નથી' ઇત્યાદિ કહેવા વડે શૂન્યવાદિ માધ્યમિક મતનું નિરાકરણ કર્યું છે. જેમ આકાશ એટલે શુન્ય હું નથી કે હું શુન્ય નથી. કારણ કે અધિષ્ઠાન વિના જગતરૂપ ભ્રમની પ્રતીતિ સંભવતી નથી.

૩ 'હું ઇંદ્રિયો નથી કે ઇંદ્રિયો હું નથી' એમ કહેવું પણ યથાર્થ છે. કેમકે જો ઇંદ્રિયો આત્મા હોય તો એકાદ ઇંદ્રિયનો નાશ થવાથી આત્માનો પણ નાશ થવો જોઇએ. ઇ૦

आकर्ण्य शंकरमुनेर्वचनं तदित्थमद्वैतदर्शनसमुत्थमुपात्तहर्षः ।
स प्राह शंकर स शंकर एव साक्षाज्जातस्त्वमित्यहमवैमि समाधिदृष्ट्या ॥१००॥

એ પ્રમાણે અદ્વૈતના સાક્ષાત્કારથી ઉત્પન્ન થયેલું શંકર મુનિનું વચન સાંભળીને જેને હર્ષ પ્રાપ્ત થયોછે એવા તે ગોવિંદનાથ બોલ્યા કે હે શંકર! સાક્ષાત્ શંકર એજ તું પ્રકટ થયોછે તે હું સમાધિ દૃષ્ટિથી જાણુંછું. ૧૦૦.

तस्योपदर्शितवतश्चरणौ गुहाया द्वारे न्यपूजयदुपेत्य स शंकरार्यः ।
आचार इत्युपदिदेश स तत्र तस्मै गोविंदपादगुरवे स गुरुर्यतीनाम् ॥ १०१॥

એ પ્રમાણે શ્રી શંકરને કહીને ગુફાના દ્વારમાંથી પોતાના બન્ને ચરણનું જેણે દર્શન કરાવ્યું છે એવા ગોવિંદનાથ ગુરૂની પાસે જઇને શ્રી શંકરાચાર્યે તેમના ચરણનું પૂજન કર્યું અને ગુરૂના ચરણનું પૂજન કરવું એવો આચાર છે એમ બીજાઓને ઉપદેશ કર્યો. તથા યતિઓના ગુરૂ એવા ગોવિંદનાથે પણ ગોવિંદપાદ જેના ગુરૂ છે એવા શ્રી શંકરને તે સ્થલમાં ગુરૂએ શિષ્યને ઉપદેશ કરવો એવો આચાર માત્ર કરવાને અર્થે ઉપદેશ કર્યો. અર્થાત્ શંકરને ઉપદેશનું કાંઈ પ્રયોજન નહોતું, પરંતુ ગુરૂ પાસે ઉપદેશ લેવો એવો પરંપરાનો આચાર છે માટે ગોવિંદપાદ પાસેથી ઉપદેશ લીધો. ૧૦૧.

शंकरः सविनयैरुपचारैरभ्य तोषयदसौ गुरुमेनम् ।
ब्रह्म तद्विदितमप्युपलिप्सुः संप्रदाय परिपालनबुद्ध्या ॥१०२॥

ગોવિંદપાદને ગુરૂ કરીને શ્રી શંકર ઉપનિષત્‌માં પ્રસિદ્ધ એવું અખંડ અને એકરસ બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી વિનય સહિત ઉપચાર વડે પોતાના તે ગુરૂને સંતોષ પમાડવા લાગ્યા. કેમકે બ્રહ્મને પોતે જાણતા તો હતા પરંતુ વેદમાં કહ્યુંછે કે "બ્રહ્મજ્ઞાનને અર્થે ગુરૂની પાસે જવું. આચાર્યવાન પુરૂષ હોયછે તેજ બ્રહ્મને જાણે છે" ઇત્યાદિ સંપ્રદાયનું પાલન કરવાની બુદ્ધિથી ગુરૂ પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તેમની ઇચ્છા હતી. ૧૦૨.

भक्तिपूर्वकृततत्परिचर्या तोषितोऽधिकतरं यतिवर्यः ।
ब्रह्मतामुपदिदेशचतुर्भिर्वेदशेखरवचोभिरमुष्मै ॥ १०३ ॥

શ્રી શંકરે ભક્તિ પૂર્વક ગોવિંદપાદ ગુરૂની જે સેવા કરી તેથી અતિશય સંતોષ પામેલા યતિ શ્રેષ્ઠ ગોવિંદનાથે તેમને ચારે વેદના અંત ભાગનાં [1]ચાર મહાવાક્યો વડે બ્રહ્મ ભાવનો ઉપદેશ કર્યો. ૧૦૩.

१ प्रज्ञानंब्रह्म (જ્ઞાન એ બ્રહ્મછે) એ ઋગ્વેદનું મહાવાક્યછે. २ अहंब्रह्मास्मि (હું બ્રહ્મછું) એ યજુર્વેદનું મહાવાક્ય છે. ३ तत्वमसि (તું તે બ્રહ્મછે) એ સામવેદનું મહાવાક્યછે. ४ अयमात्माब्रह्म (આ આત્મા બ્રહ્મ છે) એ અથર્વવેદનું મહાવાક્ય છે.

એ પ્રમાણે ગુરૂના ઉપદેશથી શંકરને સકલ જ્ઞાન થયું તે વિષે કહેછે કે,—

**सांप्रदायिकपराशरपुत्रप्रोक्तसूत्रमतगत्यनुरोधात् ॥**
**शास्त्रगूढहृदयं हि दयालोःकृत्स्नमप्ययमबुद्ध सुबुद्धिः ॥१०४॥**

સંપ્રદાયમાં થયેલા પરાશર મુનિના પુત્ર વ્યાસે કહેલા 'अथातो ब्रह्मजिज्ञासा' ઇત્યાદિ સૂત્રોમાં બ્રહ્માદ્વૈત લક્ષણ જે મત છે તેની ગતિને અનુસરીને દયાળુ એવા વ્યાસ મુનિના તે શાસ્ત્રમાં જે ગૂઢ અભિપ્રાય છે તે સર્વે પણ અત્યંત બુદ્ધિવાળા શ્રીશંકરે જાણી લીધા.૧૦૪.

**व्यासः पराशरसुतः किल सत्यवत्यां तस्यात्मजः शुकमुनिः प्रथितानुभावः ।**
**तच्छिष्यतामुपगतः किल गौडपादो गोविंदनाथमुनिरस्य च शिष्यभूतः ॥१०५॥**

હવે સંપ્રદાય જણાવવાને ગુરૂપરંપરા બતાવેછે કે—

સત્યવતીને વિષે પરાશરના પુત્ર વ્યાસ થયાછે; તેના પુત્ર વિસ્તૃત મહિમાવાળા શુક હતા. ગૌડપાદ મહર્ષિ તેના શિષ્યભાવને પામ્યા હતા અને ગોવિંદનાથ મુનિ તેના શિષ્ય થયેલા હતા. ૧૦૫.

**शुश्राव तस्य निकटे किल शास्त्रजालं यश्चाशृणोद्भुजगसद्मगतस्त्वनंतात् ।**
**शब्दांबुराशिमखिलं समयं विधाय यश्चाखिलानि भुवनानि बिभर्त्ति मूर्ध्ना॥१०६॥**

જે શેષનાગ સમગ્ર ભુવનોને પોતાના માથાવડે ધારણ કરી રહ્યા છે તે શેષનાગના સ્થાનમાં જઇને 'તમારૂં શાસ્ત્ર પૃથ્વીપર હું પ્રવર્તાવીશ' એવી પ્રતિજ્ઞા કરીને તેમની પાસેથી જે ગોવિંદનાથે સમગ્ર શબ્દશાસ્ત્ર રૂપી સમુદ્રનું શ્રવણ કર્યું હતું તેની પાસેથી શ્રી શંકરે શાસ્ત્રનો સમુદાય સાંભળ્યો હતો. ૧૦૬.

**सोऽधिगम्य चरमाश्रममार्यः पूर्वपुण्यनिचयैरधिगम्यम् ।**
**स्थानमर्च्यमपि हंसपुरोगैरुन्नतं ध्रुव इवैष चकाशे ॥१०७॥**

એ પ્રમાણે સન્યાસ પામેલા શ્રી શંકરને વર્ણવવાનો ઉપક્રમ કહેછે કે,—

પૂર્વે પ્રાપ્ત કરેલા પુણ્યના સમુદાયવડે પ્રાપ્ત થવા યોગ્ય સર્વોત્કૃષ્ટ સન્યાસાશ્રમ—જે સ્થાનનું સૂર્ય આદિક ઉચ્ચસ્થાનમાં રહેલા દેવતાઓ પણ પૂજન કરે છે, એવા ઉન્નત સ્થાનને પ્રાપ્ત કરીને ધ્રુવની પેઠે શ્રી શંકર શોભતા હતા. ૧૦૭.

**छन्नमूर्त्तिरतिपाटलशाटी पल्लवेन रुरुचे यतिराजः ।**
**वासरोपरमरक्तपयोदाच्छादितो हिमगिरेरिव कूटः ॥१०८॥**

જેમ દિવસ આથમતી વખતે રાતા મેઘથી ઢંકાયલું હિમાલય શિખર શોભતું હોય, તેમ અતિશય શ્વેતરક્ત વર્ણની સાડી જેવા વસ્ત્રના છેડાથી જેની મૂર્ત્તિ ઢંકાયલી છે એવા યતિરાજ શોભતા હતા. ૧૦૮.

**एष धूर्जटिरबोधमहेभं सन्निहत्य रुधिराप्लुतचर्म ।**
**उद्यदुष्णकिरणारुणशाटी पल्लवस्य कपटेन बिभर्त्ति ॥१०९॥**

જેમ શિવ ગજાસુરને હણીને રૂધિરથી ખરડાયલું તેનું ચર્મ ધારણ કરેછે તેમ આ

શંકરાચાર્ય પણ અજ્ઞાનરૂપી મોટા ગજને હણીને ઉગતા સૂર્યની પેઠે રાતા રંગની સાડીના છેડાના મિષથી રૂધિરવડે ખરડાયલું મોટા હાથીનું ચર્મ ધારણ કરેછે! ૧૦૯.

श्रुतीनामाक्रीडः प्रथितपरहंसोचितगति
र्निजे सत्ये धाम्नि त्रिजगदतिवर्तिन्यभिरतः।
असौ ब्रह्मैवास्मिन् न खलु विषये किन्तु कलये
बृहेरर्थं साक्षादनुपचरितं केवलतया ॥११०॥

સર્વે પાસથી વેદને વિશેજ જેનું રમણ છે, પ્રખ્યાત પરમહંસની સાથે ઉચિત જેનું ગમન છે; પોતાના સ્વરૂપભૂત, સત્ય, અને ત્રણે લોકની પાર ગએલું એટલે જગતમાં રહેલી સર્વે બાધાઓના અંતને પામેલું જે તેજ તેને વિશે સદૈવ જે પ્રીતિવાળાછે; એવા શ્રી શંકર તે બ્રહ્મજ છે. એ વિષે હું સંદેહ કરતો નથી. કેમકે પરમબ્રહ્મ પણ એવાજ છે, એટલે સર્વ પાસથી શ્રુતિઓનું જેને વિષે રમણ છે; પ્રખ્યાત પરમહંસોની ઉચિત—મોક્ષ નામે ગતિ જેને વિષેછે; તથા જે ત્રણે લોકની પાર પોતાના સત્ય—અબાધ્ય તેજને વિશે સદૈવ પ્રીતિમાન છે. હિરણ્યગર્ભ—બ્રહ્મા એવા નથી; તેમનું રમણ ઉપવન આદિકને વિષે છે; તે હંસપક્ષી સહિત ગમન કરે છે; તથા તે ચૌદ ભુવનાત્મક બ્રહ્માંડ રૂપ ત્રણ લોકની માંહે બાધ્ય એવા પોતાના જડ લોકમાં રહેછે. માટે શ્રી શંકરને વિષે બૃહિ ધાતુનો અર્થ જે બૃહત્વ (મોટાપણું--બ્રહ્મપણું) રૂપ, તે હું સાક્ષાત્ ઉપચાર રહિત નિશ્ચયપણે જાણુંછું. 'બ્રહ્મને જાણે તે બ્રહ્મ થાયછે' એમ શ્રુતિમાં કહ્યુંછે માટે બ્રહ્મ શબ્દવડે શ્રી શંકરનું પ્રતિપાદન કરવું એ ઔપચારિક નથી. ૧૧૦.

मितं पादेनैव त्रिभुवनमिहैकेन महसा विशुद्धं यत्सत्त्वं स्थितिजनिलयेष्वप्यनुगतम्।
दशाकारातीतं स्वमहिमनि निर्वेदरमणं ततस्तं तद्विष्णोः परमपदमाख्याति निगमः॥

જેના જ્યોતિરૂપ એક પાદ વડે ત્રણ લોકને માપ્યાછે; જેનું સત્વ એટલે અબાધિત સ્વરૂપ સ્થિતિ, ઉત્પત્તિ અને લયને વિષે અનુસ્યૂત છે; જે દશાકાર—દશા (અવસ્થા) અને આકાર (આકૃતિ) થકી નિર્મુક્ત છે; તથા જે પોતાના મહિમાને વિષે પરમ વૈરાગ્યથી—રૂડા પ્રકારના બોધથી રમણ કરેછે, તેથી શ્રી શંકરને વેદ વિષ્ણુનું પરમ પદ કરીને વર્ણવે છે, વિષ્ણુ એવા નથી; વિષ્ણુએ તો બે પગલાંથી ત્રણ લોકને માપ્યા છે; તેનું સત્વ માત્ર સત્વ ગુણમાંજ અનુસ્યૂત છે; વળી તે દશાકાર—દશ અવતારરૂપી દશ મૂર્તિઓથી અતીત નથી; અને વૈકુંઠમાં લક્ષ્મીની સાથે રમણ કરેછે. માટે વિષ્ણુનું પરમ પદ શ્રી શંકર છે એમ વેદ કહેછે. ૧૧૧.

न भूतेष्वासंगः क्वचन न गवा चाविहरणं
न भूसा संसर्गो न परिचितिता भोगिभिरपि।
तदप्याम्नायांतास्त्रिपुरदहनात्केवलदशा
तुरीयं निर्द्वंद्वं शिवमतितरां वर्णयति तम् ॥११२॥

એ પ્રમાણે બ્રહ્મા અને વિષ્ણુ થકી શંકરને પર વર્ણ્યાછે એટલુંજ નહિ પણ શિવ

થકી પણ તે વિલક્ષણ ચતુર્થ સંજ્ઞક શિવછે એમ વર્ણવતાં માધવાચાર્ય કહેછેકે—

પ્રસિદ્ધ શિવને તો સર્વ પાસથી ભૂતપ્રેતાદિકનો સંગછે, પરંતુ આ શંકરને તો કોઈ પણ દેશકાલમાં પ્રાણીઓને વિષે અથવા આકાશાદિ ભૂતને વિષે સંગ—આસક્તિ નથી. પ્રસિદ્ધ શિવ ગો—વૃષભ ઉપર બેશીને વિહાર કરે છે, પણ આ શંકરને તો ગો—ઈંદ્રિયો સાથે વિહાર નથી. તે શિવને તો વિભૂતિનો—ભસ્મનો સંસર્ગ છે, પણ આ શંકરને તો ભૂતિનો ઐશ્વર્યનો સંસર્ગ નથી. તે શિવને ભોગીઓની સાથે—સર્પોની સાથે પરિચય છે, પણ આ શિવને તો ભોગીઓની સાથે વિષય ભોગવાળાઓ સાથે પરિચય નથી. યદ્યપિ એવી રીતે પ્રસિદ્ધ શંકરથી આ શંકરની વિલક્ષણતા છે તથાપિ સ્થુલ, સૂક્ષ્મ, અને કારણ નામે ત્રણ પુરનું દહન કરવાને લીધે સુખ દુઃખાદિ દ્વંદ્વ-શૂન્ય, શાંત અને કેવલ—વિશુદ્ધ બ્રહ્મ દશા યુક્ત ચતુર્થ સંજ્ઞક શિવ આ શંકર છે એમ વેદાંત વારંવાર વર્ણન કરેછે. ૧૧૨.

જે પ્રસિદ્ધ શંકરે (શિવે) ધનુષ આદિક સાધનયુક્ત હોઈને ત્રિપુરનો પરાજય કર્યો છે તેને જો વેદસમૂહ પ્રતિપાદન કરેછે તો સહાય વિનાજ આઠ પુરનો પરાજય કરનાર શ્રી શંકરછે તેનું પ્રતિપાદન કેમ ન કરે? તે વિષે કહેછે કે—

**न धर्मः सौवर्णो न पुरुषफलेषुप्रवणता न चैवाहोरात्रस्फुरदरीयुतःपार्थिवरथः।**
**असाहाय्येनैवं सति विततपुर्यष्टकजये कथं तं न ब्रूयान्निगमनिकुरंबः परशिवम् ॥**

શિવે ત્રણ પુરને જીત્યાં તેમાં તેમની પાસે સૌવર્ણ એટલે સુવર્ણ પર્વતમય ધર્મ એટલે ધનુષ્ય હતું; શંકરની પાસે તો સૌવર્ણ એટલે બ્રાહ્મણાદિ સુંદર વર્ણ સંબંધી ધર્મ નહોતો. શિવને તો પુરુષફલેષુ પ્રવણતા એટલે વિષ્ણુ રૂપી ફલ જેને છે એવા બાણને વિષે આશક્તતા હતી; શંકરને તો તે એટલે પુરૂષનાં આ લોક અને પરલોક સંબંધી ફલમાં આશક્તતા નહોતી. શિવને તો દિવસ રાત્રી રૂપી સ્ફુરણાયમાન આરા જેમને છે એવાં સૂર્ય ચંદ્રરૂપી ચક્ર યુક્ત પૃથ્વીમય રથ હતો; શંકરને તે નહોતું એટલે રાતદિવસ સ્ફુરણાયમાન અહંકાર રૂપી શત્રુઓ યુક્ત પાર્થિવ એટલે દેહરૂપી રથ પણ નથી. એવી રીતે શિવ સહાયવાળા હોઈને તેમણે ત્રિપુરાસુરની ત્રણ પુરીઓનો જય મેળવ્યો છે, પણ શ્રી શંકર તો સહાય વિનાના છતાં પણ વિસ્તારવાળી આઠ પુરીઓ ([1]પુર્યષ્ટક) જીત્યા છે; માટે વેદનો સમુદાય તેને પર સર્વોત્કૃષ્ટ શિવ શા માટે ન કહે? અર્થાત્ કહેછેજ. ૧૧૩.

**दुःखासारदुरंतदुष्कृतघनां दुःसंसृतिप्रावृषं**
**दुर्वारामिह दारुणां परिहरन् दूरादुदाराशयः ॥**
**उच्चंडप्रतिपक्षपंडितयशोनालीकनालांकुर**
**ग्रासो हंसकुलावतंसपदभाक् सन्मानसे क्रीडति ॥ ११४ ॥**

જેને વિષે દુઃખરૂપી આસાર (વેગથી થતી વૃષ્ટિ) છે અને જેને વિષે અત્યંત પાપ રૂપી મેઘ છે, એવી દુઃખકર સંસારરૂપી ન અટકાવી શકાય એવી વર્ષાઋતુને દૂરથીજ તજીને ઉદાર જેનું અંતઃકરણછે, તથા અત્યંત પ્રબલ પ્રતિપક્ષી પંડિતોના યશરૂપી કમલખંડના

[1] પ્રાણ પંચક (૧), કર્મેંદ્રિય પંચક (૨), જ્ઞાનેંદ્રિય પંચક (૩), અંતઃકરણ ચતુષ્ટય (૪) અવિદ્યા (૫) કામ (૬), કર્મ (૭), અને વાસના (૮), એ આઠ પુર્યષ્ટક કહેવાયછે.

નાળના અંકુરનો ગ્રાસ કરનારા, હંસો (હંસ-પરમહંસ) ના કુલને વિષે અલંકારરૂપ પદને ભજનારા અર્થાત્ સર્વોત્તમ હંસરૂપી શ્રી શંકરાચાર્ય સત્પુરૂષોનાં હૃદયરૂપ માનસ સરોવરને વિષે રમણ કરેછે.[1] ૧૧૪.

क्षीरं ब्रह्म जगच्च नीरमुभयं तद्योगमभ्यागतम् ।
दुर्भेदं त्वितरेतरं चिरतरं सम्यक् विभक्तीकृतम् ॥
येनाशेषविशेषदोषलहरीमासेदुषीं शेमुषीं
सोऽयं शीलवतां पुनाति परमो हंसो द्विजात्यग्रणीः ॥ ११५ ॥

વળી તે દૂધ અને પાણીનો વિવેક કરેછે માટે પરમહંસ છે એ પ્રતિપાદન કરતાં કહેછે કે—

બ્રહ્મ એ દૂધ છે અને જગત્ એ પાણી છે. એ બન્ને પરસ્પર મળેલાં છે એટલે તાદાત્મ્યને પામેલાં છે, તથા તેમને અરસ્પરસ છૂટાં કરવાં એ કઠણ છે. તે બન્નેને (દૂધ-બ્રહ્મ તથા નીર-જગતને) જેણે ઘણાકાલથી રૂડે પ્રકારે જૂદાં કર્યાં છે (અર્થાત્ જેણે નિત્ય અને અનિત્યનો વિવેક કર્યો છે) એવા દ્વિજાતિ (પક્ષી-બ્રાહ્મણ) ને વિષે શ્રેષ્ઠ પરમહંસ (પરમહંસ-ઉત્તમ હંસ) શ્રી શંકર શીલવાળા પુરૂષોની, રાગદ્વેષાદિક સમગ્ર મોટા દોષની લહેરો ઉપર સર્વ પાસથી સ્થિતિ કરનારી બુદ્ધિને પવિત્ર કરેછે. ૧૧૫.

नीरक्षीरनयेन तथ्यवितथे संपिंडिते पंडितै
र्दुर्बोधे सकलैर्विवेचयति यःश्रीशंकराख्योमुनिः ।
हंसोऽयं परमोस्तु ये पुनरिहाशक्तास्समस्तास्थिता
जृंभानिंबफलाशनैकरसिकान्काकानमून्मन्महे ॥ ११६ ॥

જેમ જલ અને દૂધ મિશ્ર કર્યાં હોય તેમ સત્ય (બ્રહ્મ) અને અસત્ય (મિથ્યાભૂત અજ્ઞાનાદિ) તાદાત્મ્યપણાને પામ્યાં છે-જેને ઈતર પક્ષીરૂપ સર્વે પંડિતોએ આ સત્ય છે અને આ અસત્ય છે 'એમ જાણવાને અને બીજાને જણાવવાને પણ દુર્ઘટ છે. એમ છતાં જે શ્રી શંકરાચાર્ય મુનિ તેનું વિવેચન કરેછે—જૂદાં જૂદાં કરી બતાવેછે તે પોતાના વિવેચકપણાને લીધે પરમહંસ ('ઉત્તમ હંસ પક્ષી) છે. અને જેઓ એવું વિવેચન કરવાને અશક્ત થઈને રહેલા છે' તેમને કફકૃત રોગ વિશેષ (બગાસાં-ઉધરસ) રૂપી રાગાદિકના હેતુથી લીંબોળીઓ ખાવામાંજ-વિષયભોગ ભોગવવામાંજ એક રસિક એવા કાગડા એમ માનીએ છીએ. ૧૧૬.

હંસ શબ્દનો અર્થ સૂર્ય કરીને શ્રી શંકરનું સૂર્યરૂપે વર્ણન કરેછે કે—

दृष्टिं यः प्रगुणीं करोति तमसा बाह्येन मंदीकृताम् ।
नालीक प्रियतां प्रयाति भजते मित्रत्वमव्याहतम् ॥
विश्वस्योपकृतेर्विलुंपति सुहृच्चक्रस्य चार्तिंघनाम् ।
हंसः सोयमभि व्यनक्ति महतां जिज्ञास्यमर्थं मुहुः ॥ ११७ ॥

[1] રૂપકાલંકાર.

જે (સૂર્ય પક્ષે) બાહારના અંધકાર વડે મંદ થયેલી દૃષ્ટિને પ્રકૃષ્ટ ગુણવાળી કરેછે. (અથવા શંકરપક્ષે) જે અંતરના અજ્ઞાનરૂપ અંધકારવડે મંદ થયેલી આત્મદૃષ્ટિને આત્મ દર્શન યોગ્ય પ્રકૃષ્ટ ગુણવાળી કરેછે. (સૂર્યપક્ષે) જેના લીક (કમલ) ના પ્રિયપણાને પામેછે. કમલને ખીલાવેછે. અને (શંકરપક્ષે) જે અલીક એટલે મિથ્યાભૂત વિષયાદિકના પ્રિયપણાને પામતા નથી. જે ( સૂર્ય ) જગત ઉપર ઉપકાર કરવા જગતના મિત્રપણાને નિરંતર ભજેછે ( સૂર્યનું બીજું નામ મિત્ર છે તે ઉપરથી આ ઉક્તિ કરેલી છે ). અથવા જે (શંકર) પરોપકારને અર્થે જગતના મિત્રપણાને ભજેછે. જગતના મિત્ર થાયછે. જે (સૂર્ય) પોતાના મિત્ર ચક્રવાક પક્ષીની, રાત્રે ને સમયે પોતાની પ્રિયાના વિરહને લીધે ઉપજેલી અત્યંત પીડાને હરેછે. અથવા જે (શંકર) પોતાના મિત્ર સમુદાયની સંસાર લક્ષણ અત્યંત પીડાને હરેછે. તે આ હંસ એટલે સૂર્ય જાણવા યોગ્ય એટલે ઘટ પટાદિક રૂપ અર્થને વારંવાર પોતાના પ્રકાશવડે પ્રકટ કરેછે. અથવા તે આ હંસ ( પરમહંસ શ્રી શંકરાચાર્ય શુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુઓને ભણવાની જેની ઇચ્છા કરીછે એવો પરમાર્થ ભૂત બ્રહ્મની એકતા લક્ષણ અર્થને વારંવાર પ્રકટ કરેછે. ૧૧૭.

**हंसभावमधिगत्य सुधींद्रे तं समर्चति च संसृतिमुक्त्यै ।**

**संचचाल कथयन्निव मेघ श्चंचलाचपलतां विषयेषु ॥ ११८ ॥**

જે સમયે બુદ્ધિમાન પુરૂષોના ઇંદ્ર, શ્રી શંકરાચાર્ય પરમહંસપણાને પામીને સંસાર થકી મુક્ત થવાને હંસ રૂપ પરમાત્માનું પૂજન કરતા હતા તે સમયે વિષયોમાં વિજળીના જેવી ચપલતા છે એમ જાણે કેહેતો હોય તેમ મેઘ ચલાયમાન થયો. અર્થાત્ વર્ષાઋતુ આવી પહોચી અને મેઘ ગાજવા લાગ્યો તથા વીજળીઓ ચમકવા લાગી. ૧૧૮.

તે ઋતુમાં મેઘે સૂર્યને ઢાંકી નાખ્યો હતો તેની ઉત્પેક્ષા કરેછે કે—

**एष नः स्पृशति निष्ठुरपादैस्तत्तु तिष्ठतु वितीर्ण मवन्यै ।**

**अस्मदीयमपि पुष्यमनैषीदित्यरोधि नलिनीपतिरब्दैः ॥ ११९ ॥**

આ સૂર્ય અમને—મેઘને પોતાના કઠોર ચરણ (કીરણ) વડે સ્પર્શ કરેછે, તે તો જાણે એક કોરે રહ્યું, પણ અમે અમારૂં પુષ્પ (આભલાંમાંથી પડેલું પાણી) પૃથ્વીને આપ્યું છે તેનું પણ તેણે હરણ કર્યુંછે. એ વિચારીને કમલિનીના સ્વામી સૂર્યને મેઘોએ[1] રોકયોછે.૧૧૯.

**वारिवाह निवहे क्षणलक्ष्यश्रीररोचत किलाचिररोचिः ।**

**अंतरंगगतबोधकलेव व्यावृतस्य विदुषो विषयेषु ॥ १२० ॥**

જેમ વિષયોમાં ઢંકાયલા જ્ઞાની પુરૂષના અંતઃકરણમાં રેહેલી જ્ઞાનની કલા હોય તેમ મેઘના સમુદાયમાં ક્ષણ માત્ર જણાય એવી જેની શોભાછે એવી વિજળી શોભવા લાગી૧૨૦.

**किन्तु विष्णुपदसंश्रयतोऽब्दा ब्रह्मतामुपादेशन्ति सुहृद्भ्यः ।**

**यन्निशम्य निखिलाः स्वनमेषां बिभ्रति स्म किल निर्भरमोदान् ॥१२१**

[1] ઉત્પ્રેક્ષાલંકાર લક્ષણ પાધળ કહ્યુંછે. અહીં એવો ધ્વનિ છે કે મેઘ પોતાની પ્રિયા પૃથ્વીને આપેલું પુષ્પ સૂર્ય હરણ કરેછે તો સૂર્યને રોકવાથી તેની પ્રિયા કમલિની પણ દુઃખી થશે, એમ મેઘનો ગર્ભિત હેતુ બતાવ્યોછે.

વળી મેઘ ગર્જના ઉપર કવિ બીજી ઉત્પેક્ષા કરેછે કે,—વાહ શું મેઘ વિષ્ણુપદ (વિષ્ણુના ચરણમાં આકાશમાં) રહ્યાછે તેથી પોતાના મિત્રોને બ્રહ્મભાવનો ઉપદેશ કરેછે કે જેથી સર્વ કોઈ તેનો ધ્વનિ સાંભળીને અત્યંત હર્ષ ધારણ કરેછે ! ! ૧૨૧.

ઇંદ્ર ધનુષ્ય ઉપર ઉત્પેક્ષા કરેછે કે,—

**देवराजमपि मां न यजंति ज्ञानगर्वभरिता यतयोऽमी ।**
**इत्यमर्षवशगेन पयोदस्यंदनेन धनुराविरकारि ॥ १२२ ॥**

( ઇંદ્ર કહેછે કે ) હું દેવતાઓનો રાજા છતાં પણ આ જ્ઞાનરૂપી ગર્વથી ભરેલા યતિઓ મારૂં યજન કરતા નથી ! એ પ્રમાણે ક્રોધવશ થઈને મેઘ રૂપી જેનો રથ છે એવા ઇંદ્રે મેઘના છાંટા પાડવા વડે ( ઉત્પન્ન થયેલું) ઇંદ્ર ધનુષ્ય પ્રકટ કર્યું—બાહાર કાઢ્યું.૧૨૨.

**आववुः कुटजकंदलबाणा स्फीतरेणुकलिता वनवाताः ।**
**सत्वमध्यमतमोगुणमिश्रा मायिका इव जगत्सु विलासाः ॥ १२३॥**

જેમ જગતમાં સત્વ, રજ અને તમો ગુણથી મિશ્ર માયિક પરિણામ હોય તેમ ગિરિમલ્લિકાના નવા અંકુર અને નિલઝિંટીની વિશાલ રેણુ (રજ) વડે વ્યાપ્ત વન સંબંધી વાયુના સમુદાય ચારે પાસે વાવા લાગ્યા. ૧૨૩.

**बभ्रमुस्तिमिरसच्छविगात्राश्चित्रकार्मुकभृतः खरघोषाः ।**
**ध्यानयज्ञमथनाय यतीनां विद्युदुज्वलदृशो घनदैत्याः॥ १२४ ॥**

મેઘને દૈત્યનું રૂપ આપી વર્ણવેછે કે,—

જેમના શરીરની કાંતિ અંધકારના સરખી છે, જેમણે મેઘ ધનુષ્યરૂપી વિચિત્ર રંગનાં ધનુષ્ય ધારણ કરેલાં છે. મેઘ ગર્જનારૂપી જેઓનો કઠોર શબ્દ છે, તથા વિજળીરૂપી જેમનાં ચળકતાં નેત્ર છે, એવા મેઘરૂપી દૈત્યો યતિઓના ધ્યાનરૂપી યજ્ઞનો ભંગ કરવાને ભમવા લાગ્યા. ૧૨૪.

**उत्ससर्जुरसकृज्जलधारां वारिदा गगनधाम पिधाय ।**
**शंकरो हृदयमात्मनि कृत्वा संजहार सकलेंद्रिय वृत्तीः ॥ १२५ ॥**

એવા મેઘ આકાશરૂપી ધામને બંધ કરીને—ઢાંકીનાખીને વારંવાર જલની ધારાને છોડવા લાગ્યા. તે સમયે શ્રી શંકરે પણ અંતઃકરણનો આત્માને વિષે લય કરીને સમગ્ર ઇંદ્રિયોની વૃત્તિઓનો રૂડી રીતે ઉપસંહાર કર્યો.—સમાધિસ્થ થયા. ૧૨૫.

એ પ્રમાણે અંતઃકરણ આદિકનો રોધ કર્યો તેથી તેની બુદ્ધિ પરમાત્માને વિશે લય પામી. તે વિશે કહેછે કે,—

**शनैःसांत्वालापैः सनयमुपनीतोपनिषदा**
**चिरायात्तं सक्त्वा सहजमभिमानं दृढतरम् ।**
**तमेत्य प्रेयांसं सपदि परहंसं पुनरसा**
**बधीरा संम्पर्णुं क नु सपदि तद्धीर्लयमगात् ॥ १२६ ॥**

વ્યાસ સૂત્રના ન્યાય પ્રમાણે ઉપનિષદોના સાંત્વ, આલાપ વડે—અન્વર્થ મધુર ભાષણ વડે ધીમે ધીમે પરમાત્મ પુરૂષની પાસે આણેલી શ્રી શંકરાચાર્યની બુદ્ધિ ઘણા કાલથી સ્વીકાર કરેલા અત્યંત દૃઢ અને અનાદિ સિદ્ધ અભિમાનને છોડીને પોતાના પ્રિય આત્માને પામી તથા પરમહંસરૂપી પરમાત્માનો સ્પર્શ કરવાને તે તત્કાલ અધીરી થઈ ગઈ; અને પછી કોણ જાણે તે બુદ્ધિ તરતજ ક્યાંએ લીન થઇ [1]ગઈ. ૧૨૬.

**न सूर्यो नैवेंदुः स्फुरति न च तारांततिरियं ।**
**कुतो विद्युल्लेखा कियदिह कृशानोर्विलसितम् ।**
**न विद्मो रोदस्यौ न च समयमस्मिन्न जलदे**
**चिदाकाशे सांद्रस्वसुखरसवर्ष्मण्यविरतम् ॥ १२७ ॥**

જ્યાં સૂર્યાદિકનું પણ સ્ફુરણ સંભવતું નથી ત્યાં બુદ્ધિના સ્ફુરણની શી આશા રાખવી એ આશયથી કહેછે કે,—

ચિદાકાશ, જેનું શરીર (સ્વરૂપ) નિરંતર ઘની ભૂત આત્મસુખ રૂપ રસમય છે, તેમાં સૂર્ય, ચંદ્ર કે આ તારાઓનો સમુદાય સ્ફુરણાયમાન થતો નથી, તો તેમાં વિદ્યુત (વિજળીની) લેખા—રેખા ક્યાંથીજ હોય? તથા અગ્નિનું શોભવું તે પણ કેટલું હોય? મેઘ વિનાના એ ચિદાકાશમાં પૃથ્વી અને અંતરિક્ષ અમે જાણતા નથી—છે નહિ તેમ સમય પણ નથી. તાત્પર્ય કે ચિદાકાશમાં આત્મ સુખ વિના બુદ્ધિના વિલાસરૂપ બીજું કાંઈ પણ નથી. અર્થાત્ શ્રી શંકર તે સમયે એવા પ્રકારની સમાધિ કરી રહ્યા હતા. ૧૨૭.

**किमादेयंहेयंकिमतिसहजानंदजलधावतिस्वच्छेतुच्छीकृतसकलमायेपरशिवे ।**
**तदेतस्मिन्नेवस्वमहिमनिविस्मापनपदेस्वतःसत्येनित्येरहसिपरमेसोकृतकृती ॥१२८॥**

સહજાનંદ રૂપી સમુદ્ર જે અતિશય નિર્મલ છે; જેણે સકલ માયાનાં કાર્ય સહિત માયાને તુચ્છ કરેલી છે; જે પરમ કલ્યાણરૂપ છે; જે પોતાના મહિમારૂપ, વિસ્મય પમાડનારૂં જેનું પદ છે, મૃત્તિકાની પેઠે કાર્યની અપેક્ષાથી નહિ પણ જે પોતાની મેળેજ સત્ય છે; જે અત્યંત ગુપ્ત છે, અને જે નિત્ય છે, એવા એ સહજાનંદ સમુદ્રમાંથી શું ગ્રહણ કરવું અને શું તજવું એવું અનુસંધાન શ્રી શંકરાચાર્ય સદૈવ કરતા હતા. ૧૨૮.

**प्राप विष्णुपदभागपि मेघः प्रावृडागमनतो मलिनत्वम् ।**
**विद्युदुज्ज्वलरुचानुसृतश्च कोऽप्यनन्यापि भजेन्नविरागम् ॥ १२९ ॥**

[1] આ જગોએ શ્રી શંકરની બુદ્ધિ બ્રહ્મમાં લય પામી ગઈ એ પ્રસ્તુતવર્ણન ઉપરથી સામાન્યવર્ણનના બલથી અપ્રસ્તુત વૃત્તાંતનું પણ સ્ફુરણ થાયછે. જેમ, કોઈ સ્ત્રીને પોતાની પાસે રહેલી સખીઓનાં યુક્તિ સહિત યોજેલાં સાંત્વ વચન વડે ધીમે ધીમે તેના સ્વામી પાસે આણેલી હોય તથા પોતાના પ્રિયને પામ્યા પછી તે ઘણા સમયથી પોતાના મનમાં માન રાખી રહી હોય તેને તજી દેઈને તેનો સ્પર્શ કરવાને અધીરા થઈ જાય તથા તે કારણથી તેના એકાદ અંગમાં લીન થઈ જાય, એવા અર્થને બોધ કરનારો એ શ્લોક છે. એ પ્રમાણે પ્રસ્તુતમાં અપ્રસ્તુત વર્ણન હોવાથી એને 'સમાસોક્તિ' અલંકાર કહેછે જેમ, "समासोक्तिःसमैर्यत्रकार्यलिंगविशेषणैः।व्यवहारसमारोपःप्रस्तुतेऽन्यस्यवस्तुनः।" "જ્યાં સમાન એવાં કાર્ય, લિંગ અને વિશેષણ વડે પ્રસ્તુત વર્ણનમાં બીજી વસ્તુના વ્યવહારનો આરોપ કર્યો હોય ત્યાં સમાસોક્તિ અલંકાર થાયછે." (સા. દ. કા. ૭૦૩ જુઓ.)

ફરીને કવિ વર્ષાઋતુનું વર્ણન કરેછે કે,—વિષ્ણુપદને (આકાશને અથવા વિષ્ણુના પદને) ભજનારો અર્થાત્ આકાશમાં રહેનારો છતાં અને ઉજ્વલ કાંતિવાળી વિજળીએ જેનું અનુસરણ કર્યુંછે એવો છતાં પણ મેઘ વર્ષાઋતુના આગમનથી મલિનપણાને પામ્યો. તો પૃથ્વી ઉપર રહીને પણ કોણ વૈરાગ્ય નહિ પામે? અર્થાત્ સર્વ કોઈ પામશેજ. ૧૨૯.

**आशये कलुषिते सलिलानां मानसोत्क हृदयाः कलहंसाः**
**कोन्यथा भवति जीवन लिप्सुर्नाश्रये भजति मानसचिन्ताम् ॥१३०॥**

જલનાં આશય (સ્થાન) જ્યારે વર્ષાઋતુને લીધે મલિન થઈ ગયાં ત્યારે કલહંસ પક્ષીઓ માનસ સરોવર પર જવાને ઉત્કંઠિત હૃદયવાળાં થયા. જ્યારે આશ્રય અન્યથા ભાવને પામે—આશયમાં બિગાડ થાય ત્યારે જીવના જલ—જીવન (મુક્તિ) મેળવવાની ઇચ્છાવાળા કયા મનુષ્યને માન સંબંધી ચિંતા થતી નથી? અર્થાત્ સર્વનેજ થાયછે. આમાં એવો અર્થછે કે અંતઃકરણાદિક આશય જ્યારે અન્યથા ભાવને પામેછે—બદલાઈ જાયછે ત્યારે સર્વને માનાસી ચિંતા ઉપજેજ છે. ૧૩૦.

**अत्र वर्त्मनि परिभ्रम मिच्छच्छुभ्रदीधितिरदभ्र पयोदे ।**
**न प्रकाशनमवाप कलावान् कश्चकास्ति मलिनांबरवासी ॥ १३१ ॥**

જ્યાં ઘણા મેઘ વ્યાપ્ત થઈ રહેલા છે એવા મલિન આકાશ માર્ગમાં ભ્રમણ કરવાની ઇચ્છાવાળો હોઇને શુભ્ર કાંતિવાળો તથા સકલ કલા સંપૂર્ણ એવો છતાં પણ ચંદ્રમા પ્રકાશન પામતો ન હવો. કેમકે સર્વ કલા સંપૂર્ણ એવો મલિન અંબર (આકાશ—વસ્ત્ર)માં રહેનાર અથવા ધારણ કરનાર કયો પુરૂષ શોભેછે? અર્થાત્ કોઈ શોભતો નથી. ૧૩૧.

**चातकावलिरनल्प पिपासा प्राप तृप्तिमुद कस्य चिराय ।**
**प्राप्नुयादमृतमप्यभिवांछन् कालतो बत घनाश्रयकारी ॥ १३२ ॥**

અત્યંત તૃષાતુર એવી ચાતકની પંક્તિ પણ ઘણેક કાલે—વરસાદ વરસ્યો ત્યારે જલ સંબંધી તૃપ્તિ પામ્યું. જે મનુષ્ય ઘન (મેઘ-દ્દઢ)નો આશ્રય કરેછે તે અમૃત (જલ-અમૃત)ની ઇચ્છા કરે તો તેને તે પણ કાલ પ્રાપ્ત થયે મળેછે એ પ્રસિદ્ધ છે. ૧૩૨.

**इत्युदीर्ण जलवाह विनीले स्फीतवातपरिघूततमाले ।**
**प्राणभृत्प्रचरणप्रतिकूले नीडनीलघनशालिनि काले ॥ १३३ ॥**
**अग्रहारशतसंभृतशोभे सुग्रहाक्षतुरगः स महात्मा ।**
**अध्युवास तटमिंदुभवायाः सुध्युपास्य चरणं गुरुमर्चन् ॥ १३४ ॥**

એ પ્રમાણે, ચઢી આવેલા મેઘને લીધે જેનો વર્ણ અત્યંત શ્યામ થયેલો છે એવા વિશાલ વાયુથી કંપાયમાન તમામ વૃક્ષ જેને વિષે છે તથા પ્રાણીઓને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં ચાલીને જવું હોય તો તેમના તે સંચારને જે પ્રતિકૂલ છે તેમજ સેંકડો બ્રાહ્મણોનાં ગામથી જે કાલને વિષે શોભામાં વધારો થયેલો છે. એવા દ્દઢ તથા નીલ રંગના મેઘવડે શોભતી વર્ષાઋતુના કાલમાં ઇંદ્રીયોરૂપી ઘોડાઓનો જેણે સારી રીતે નિગ્રહ

કરેલોછે એવા મહાત્મા શંકરાચાર્ય, ઉત્તમ બુદ્ધિવાળા પુરૂષોએ જેનાં ચરણનું અર્ચન કરેલું છે એવા ગુરૂનું અર્ચન કરતા કરતા નર્મદાના તટને વિષે નિવાસ કરીને રહ્યા. ૧૩૪.

त्रस्तमर्त्यगणमस्तमिताशं हस्ति हस्तपृथुलोदकधाराः ।
मुंचतिस्मसमुदंचलद्विद्युत् पंचरात्र महिशत्रुरजस्त्रम् ॥ १३५ ॥

પછી પાંચ રાત્રીઓ સુધી નિરંતર એવો વરસાદ વરસ્યો કે જેથી મનુષ્યોનો સમુદાય ત્રાસ પામી ગયો તથા સઘળી દિશાઓ અસ્ત થઈ ગઈ. દિશાઓ દેખાતી નહોતી. એવી રીતે, જેમાં વીજળીના ઝબકારા થઈ રહ્યા છે એવો વૃત્રાસુરનો શત્રુ ઇંદ્ર-મેઘ હાથીની શુંડ જેવી વિશાલ ધારાઓ પાંચ રાત્રી સુધી નિરંતર મૂકવા લાગ્યો-વરસવા લાગ્યો. ૧૩૫.

तीरभूरुहततीरपकर्षन्नग्रहारनिकरैः सह पूरः ।
आययावधिकघोषमनल्पः कल्पवार्धिलहरीव तटिन्याः ॥१३६॥

જેમ પ્રલય સમુદ્રની લેહેરો હોય તેમ નદીનું ભારે પૂર, તે સ્થલમાં જે બ્રાહ્મણોનાં ગામડાં હતાં તે સહિત કાંઠા ઉપરનાં વૃક્ષના સમૂહને ખેંચી જવાની સાથે મોટો ઘુઘવાટો કરતું હતું. ૧૩૬.

घोष वारिझरभीरुनराणां घोषमेष कलुषं स निशम्य ।
दैशिकं ध्रुवसमाधिविधानं वीक्ष्य च क्षणमभूदविवक्षुः ॥ १३७ ॥

ઘુઘવાટા સહિત જલનો પ્રવાહ વેહેતો હતો તેથી ભય પામેલા મનુષ્યો ખેદકારક ઘોષ (કોલાહલ)સાંભળીને તથા શ્રી ગોવિંદાચાર્ય ગુરૂને નિશ્ચલ સમાધિના વિધાનમાં બેઠેલા જોઇને એક ક્ષણવાર શ્રી શંકરાચાર્ય છાનામાના બેશી રહ્યા. પોતાના ગુરૂને કાંઈ કહ્યું નહિ. ૧૩૭.

सोऽभिमंत्र्य करकं त्वरमाणस्तत्प्रवाहपुरतःप्रणिधाय ।
कृत्स्नमत्रसमवेशयदंभः कुंभसंभव इव स्वकरेऽब्धिम् ॥ १३८ ॥

પછી જેમ અગસ્ત્ય મુનિએ પોતાના હાથમાં સમુદ્રને સમાવી દીધો હતો તેમ શ્રી શંકરાચાર્યે પણ ત્વરાથી પોતાના કમંડલને મંત્રીને તે પ્રવાહની આગળ મૂક્યું તથા સમગ્ર જલ તેને વિશે સમાવી દીધું. ૧૩૮.

तं निशम्य निखिलैरपि लोकैरुत्थितोस्य गुरुरुक्तमुदंतम् ।
योगसिद्धिमचिरादयमापेत्यभ्यपद्यततरां परितोषम् ॥ १३९ ॥

પછી જ્યારે શ્રી શંકરના ગુરૂ સમાધિ થકી જાગ્રત થયા ત્યારે સમગ્ર લોકોએ કહેલું તે વૃત્તાંત સાંભળીને, શ્રી શંકર જલદીથી યોગસિદ્ધિ પામ્યા. એવી રીતે તે અત્યંત સંતોષ પામ્યા. ૧૩૯.

छात्रमुख्यममुमाहकियद्भिर्वासरैर्गतघने गगने सः ।
पश्य सौम्य शरदा विमलं खं विद्ययेव विशदं परतत्त्वम् ॥ १४० ॥

કેટલેક દિવસે જ્યારે આકાશ મેઘ વિનાનું—નિર્મલ થયું ત્યારે શિષ્યોમાં મુખ્ય શ્રી શંકરને ગોવિંદનાથે કહ્યું કે હે સૌમ્ય! જેમ બ્રહ્મ વિદ્યાવડે બ્રહ્માત્મૈકય લક્ષણ પરતત્ત્વ અનવછિન્ન થાયછે તેમ શરદ્ઋતુવડે નિર્મલ થયેલા આકાશને તું જો. ૧૪૦.

वारिदा यतिवराश्च सुपाथो धारया सदुपदेशगिरा च ।
ओषधीरनुचरांश्च कृतार्थीकृत्य संप्रति हि यांति यथेच्छम् ॥ १४१ ॥

સુંદર જલવાળા મેઘ પોતાના જલની ધારા વડે ઔષધીઓને કૃતાર્થ કરીને હવે યથેચ્છ જાય છે અને ઉત્તમ યતિયો પણ] પોતાના સેવકોને સદુપદેશ યુક્ત વાણીથી કૃતાર્થ કરીને હવે યથેચ્છ જાયછે. ૧૪૧.

शीतदीधितिरसौ जलमुग्भिर्मुक्तपद्धतिरिति स्फुटकांतिः ।
भांति तत्वविदुषामिव बोधो मायिका वरणनिर्गमशुभ्रः ॥ १४२ ॥

જેમ માયિક આવરણ નીકળી જવાથી શુદ્ધ થયેલો એવો તત્વજ્ઞાનીઓનો બોધ પ્રકાસેછે તેમ આ ચંદ્રમા પણ મેઘોએ જેનો માર્ગ તજી દીધોછે તેથી નિર્મલ કાંતિવાળો થઇને શોભે છે. ૧૪૨.

वारिवाह निवहे प्रतियाते भांति भानि शुचि भानि शुभानि ।
मत्सरादि विगमे सति मैत्रीपूर्वका इव गुणाः परि शुद्धाः ॥१४३॥

જેમ રાગ દ્વેષાદિ ગુણો નીકળી ગયા પછી મૈત્રી પૂર્વક કરૂણા, મુદિતા, આદિક ગુણો શુદ્ધ થઇને પ્રકાસે છે તેમ મેઘનો સમુદાય ગયા પછી નિર્મલ કાંતિવાળાં અને શુભ એવાં નક્ષત્રો પણ શોભે છે. ૧૪૩.

मत्स्य कच्छपमयीधृतचक्रा गर्भवर्ति भुवनानलिनाढ्या ।
श्रीयुताद्यतटिनी परहंसैः सेव्यते मधुरिपोरिव मूर्तिः ॥ १४४ ॥

જેમ, મત્સ્ય અને કચ્છપમય—મત્સ્યાવતાર અને કચ્છાવતાર રૂપ ચક્ર જેણે ધારણ કરેલું એવી જેના ગર્ભને વિષે ભુવન (લોક) રહેલાં છે, કમલવડે યુક્ત અને લક્ષ્મી થકી સંયુક્ત એવી મધુરિપુની (વિષ્ણુની) મૂર્તિ જેમ પરમહંસોવડે સેવાયછે, તેમ, મત્સ્ય અને કચ્છપમય, ચક્ર જેણે ધારણ કર્યાંછે એવી (જેને વિષે ચક્ર (ચુનાનાં)છે એવી, જેને વિષે ભુવન (જલ) છે એવી, કમલ થકી યુક્ત અને શોભાયમાન નદી પણ આ શરદ્ ઋતુમાં મોટા હંસોવડે સેવાય છે. ૧૪૪.

नीरदाःसुचिरसंभृतमेते जीवनं द्विजगणायवितीर्य ।
त्यक्तविद्युदबलाः परिशुद्धाः प्रव्रजन्तिघनवीथिगृहेभ्यः ॥ १४५ ॥

આ મેઘો ઘણા કાલથી સંચય કરી રાખેલું જલ બ્રાહ્મણોના તથા પક્ષીઓના સમુદાયને આપીને વિજળી રૂપી સ્ત્રીઓનો ત્યાગ કરીને શુદ્ધ થઇને મેઘના માર્ગરૂપી ઘરોમાંથી નીકળીને જાયછે. ૧૪૫.

**બીજો અર્થ**—જેમના દાંત પડી ગયા છે અર્થાત્ જેમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ છે એવા પુરૂષો ઘણા કાલથી સંચય કરેલું ધન ધાન્યાદિ જીવન બ્રાહ્મણ-સમુદાયને આપીને, વીજળી જેવી ચપલ સ્ત્રીઓનો ત્યાગ કરીને, શુદ્ધ અંતઃકરણવાળા થઇને મનુષ્યની વસ્તીથી જેમાં માર્ગ સજડ થઈ ગયા છે એવા ઘરોમાંથી સન્યાસ ધારણ કરીને જાયછે. ૧૪૫.

**चंद्रिकाभसितचर्चितगात्रश्चंद्रमंडल कमंडलुशोभी ।**
**बंधुजीवकुसुमोत्करशाटी संवृतोयातिरिवाब्ययमनेहाः ॥१४६॥**

જેમ કોઈ શરીરે ભસ્મના લેપ વાળો, કમંડલવડે શોભતો, અને કષાય વસ્ત્રથી વીંટાયલો સન્યાસી હોય તેમ આ શરદ્કાલ પણ ચંદ્રના ચાંદરણારૂપ ભસ્મવડે શરીર જેણે લેપેલું છે એવો, ચંદ્રના મંડલરૂપ કમંડલવડે શોભતો, અને બંધુક પુષ્પના સમુદાયરૂપી વસ્ત્ર વડે વીંટાયલો હોઈને સન્યાસી જેવો દેખાય છે. ૧૪૬.

**हंससंगतिलसद्विरजस्कं क्षोभवर्जितमपन्हुतपंकं ।**
**वारिसारसमतीवगभीरं तावकं मन इव प्रतिभाति ॥ १४७॥**

આ ઋતુમાં સરોવર સંબંધી પાણી સરોવરનું જલ તારા મનની પેઠે અત્યંત ગંભીર, પંક (કાદવ-પાપ) જેમાંથી દુર થયોછે એવું, ક્ષોભ રહિત, વિરજસ્ક (ધુળ-કાદવ રહિત અથવા રજોગુણ રહિત) અને હંસ (પક્ષી અથવા પરમહંસ)ની સંગતિથી શોભતું હોઈને શોભેછે. અર્થાત્ જેમ તારૂં મન અત્યંત ગંભીર, પાપ વિનાનું અક્ષોભ્ય, રજોગુણ રહિત અને પરમહંસોના સમાગમથી શોભાયમાન છે તેમ સરોવરનું જલ પણ (આ ઋતુમાં) અત્યંત ગંભીર, કાદવ-કીચડ વિનાનું, ક્ષોભરહિત, ધૂળ-કાદવ વિનાનું અને કિનારે બેઠેલા હંસની સંગતિથી શોભાયમાન છે. તાત્પર્ય કે તારૂં મન શરદ્ ઋતુના સરોવરના જલની પેઠે ગંભીર, નિર્મલ અક્ષોભ્ય, અને શોભાયમાન છે. ૧૪૭

**शारदांबुधरजालपरीतं भ्राजते गगनमुज्ज्वलभानु ।**
**लिप्तचंदनरजःसमुदंचत् कौस्तुभं मुररिपोरिव वक्षः ॥ १४८ ॥**

જેમ, ચંદનની રજ (ઘસેલું ચંદન) જેને વિષે ચોપડેલી છે તથા જ્યાં સ્ફુરણાયમાન કૌસ્તુભ મણિ શોભે છે એવું શ્રી વિષ્ણુ વક્ષઃસ્થલ (છાતી) શોભે તેમ, શરદ્ ઋતુનાં વાદળાંના સમુદાયથી વ્યાપ્ત તથા જેને વિષે ઉજ્વલ સૂર્ય પ્રકાસેછે એવું, આકાશ શોભેછે. ૧૪૮.

**पंकजानि सम्य गूढहरीणि प्रोद्गतानि विकचानिकनंति ।**
**सौम्ययोगकलयेव विफुल्लान्युन्मुखानि हृदयानि मुनीनाम् ॥१४९॥**

જેને વિષે રૂડે પ્રકારે હરિ (વિષ્ણુ) આરૂઢ થયા છે, જે વિશેષે કરીને ઉચ્ચપણાને પામેલાં છે, જે વિકાસ પામેલાં છે, જે પ્રફુલ્લિત થયેલાં છે અને જે સૌમ્ય યોગની કલા વડે ઉન્મુખ થયાં છે, એવાં મુનિનાં હૃદયની પેઠે,-જેને વિષે રૂડે પ્રકારે હરિ (સૂર્ય) આરૂઢ થયોછે—સૂર્યનાં કિરણ જેને લાગેલાં છે, જે વિશેષે કરીને ઊંચાં થયાંછે—જલમાંથી બાહાર નીકળેલાં દેખાયછે, જે વિકાસ પામેલાં છે, જે પ્રફુલ્લિત થયાંછે અને જે ઉન્મુખ ઊંચાં મુખવાળાં થયાંછે, એવાં કમલો શોભેછે. ૧૪૯.

**रेणुभस्मकलितैर्दलशाटीसंवृतैः कुसुमलिट् जपमालैः ।**
**वृंत कुड्मलकमंडलुयुक्तैर्धार्यते क्षितिरुहैर्यतितौल्यम् ॥१५०॥**

માર્ગમાંથી ઉડેલી ધૂળ રૂપી ભસ્મથી શોભિત, પાંદડાંરૂપી વસ્ત્રથી વીંટાયલાં, ભમરાઓરૂપી જપમાળાવડે યુક્ત અને દીંટાને લાગેલી કળીઓરૂપી કમંડલયુક્ત, એવાં વૃક્ષો, યતિ (સન્યાસી)ની સમાનતાને ધારણ કરેછે. ૧૫૦.

**धारणादिभिरपिश्रवणाद्यैर्वार्षिकाणि दिवसान्यपनीय ।**

**पादपद्मरजसाप्यपुनंतः संचरंति हि जगंति महान्तः ॥ १५१ ॥**

આજ (આ ઋતુમાં) ધારણા, ધ્યાન અને સમાધિથી તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી વર્ષાઋતુના દિવસો ગાળીને પોતાના ચરણની રજવડે પવિત્ર કરતા મહાપુરૂષો જગત્માં સંચરે છે—ફરેછે. ૧૫૧.

**तद्भवान् व्रजतु वेदकदंबादुद्भवां भवदवांबुदमालां ।**

**तत्वपद्धतिमभिज्ञ विवेक्तुं सत्वरं हरपुरी मविविक्ताम् ॥१५२॥**

એટલા માટે હે અભિજ્ઞ! વેદના સમૂહ થકી ઉત્પન્ન થયેલી અને સંસારરૂપી દાવાનળને હોલવવાની મેઘ પંક્તિરૂપ તત્વ પદ્ધતિ જેનું વિવેચન કોઇએ કર્યું નથી તેનું વિવેચન કરવાને—આ તત્વ પદ્ધતિ છે અને આ તત્વ પદ્ધતિ નથી એવો વિવેક કરવાને તમે સત્વર કાશીપુરીમાં જાઓ. ૧૫૨.

**अत्र कृष्णमुनिना कथितं मे पुत्र तच्छृणु पुरा तुहिनाद्रौ ।**

**वृत्रशत्रुमुखदैवतजुष्टं सत्रमत्रिमुनिकर्तृकमास ॥ १५३ ॥**

હવે શ્રી શંકરને શારીરક સૂત્રભાષ્ય કરવાને પ્રેરણા કરવાના હેતુથી ગોવિંદાચાર્ય પૂર્વ વૃત્તાંત કહેછે કે—હે પુત્ર! આ વિષે-આ તત્વ પદ્ધતિનું વિવેચન કરવાને વિષે વ્યાસ મુનિએ મને જે કહ્યું હતું તે તું સાંભળ. પૂર્વે હિમાલય પર્વતમાં ઇંદ્રાદિક દેવોએ સેવેલો એવો તથા અત્રિ મુનિ જેના કરનારા હતા એવો યજ્ઞ થતો હતો. ૧૫૩.

**संसदि श्रुतिशिरोर्थमुदारं शंसतिस्म स पराशरसूनुः ।**

**इत्यपृच्छ महमत्रभवंतं सत्यवाचमभियुक्ततमंतम् ॥ १५४ ॥**

તે સભામાં પરાશરના પુત્ર શ્રી વેદવ્યાસ વેદાંતનો ઉદાર અર્થ કહેતા હતા; તે વખતે અત્યંત સત્ય વચન બોલનાર પૂજ્ય વ્યાસ મુનિને મેં આ પ્રમાણે પૂછ્યું કે—૧૫૪.

**आर्यवेदनिकरः प्रविभक्तो भारतं कृतमकारि पुराणं ।**

**योगशास्त्रमपि सम्यगभाषि ब्रह्मसूत्रमपि सूत्रितमासीत् ॥ १५५ ॥**

હે આર્ય! તમે વેદ સમુદાયના વિભાગ કર્યા; ભારત નામે ઇતિહાસ કર્યો; પુરાણ (પણ) કર્યું; યોગ શાસ્ત્ર પણ સારી રીતે કહ્યું—યોગ શાસ્ત્ર ઉપર ભાષ્ય કર્યું; અને બ્રહ્મ સૂત્રને પણ સૂત્રિત કર્યું. ૧૫૫.

**अत्रकेचिदिह विमतिपन्नाः कल्पयंति हि यथायथमर्थान् ।**

**अन्यथाग्रहण निग्रहदक्षं भाष्यमस्यमस्य भगवन् करणीयं ॥ १५६ ॥**

આ બ્રહ્મસૂત્રને વિષે કેટલાક અનેક અર્થની ગૂંચવણીમાં પડીને પોતપોતાને ફાવે તેવા પોતાના મતને અનુકૂલ આવે તેવા યથાયોગ્ય અર્થ કલ્પેછે; માટે હે ભગવાન! તેના વિપરીત અર્થના ગ્રહણને અટકાવવામાં કુશલ—જેથી લોકો તેનો વિપરીત અર્થ કરતાં સેહેલથી અટકે એવું એનું એક ભાષ્ય તમારે કરવું જોઇએ. ૧૫૬.

**मद्वचः स च निशम्य सभायां विद्वदग्रचर वाचमवोचत् ।**
**पुर्वमेव दिविषद्भिरुदीर्णः पार्वतीपतिसदस्ययमर्थः ॥ १५७ ॥**

હે વિદ્વાનોને વિષે અગ્રેસર! પછી સભાને વિષે મારૂં વચન સાંભળીને તે વ્યાસ મુનિ આ વચન બોલ્યા કે, પૂર્વે પાર્વતીના પતિ મહાદેવની સભામાં દેવોએ પણ આજ અર્થ કહેલો—પૂછેલો હતો. ૧૫૭.

**वत्सक शृणु समस्तविदेको मत्समस्तव भविष्यति शिष्यः ।**
**कुंभ एव सरितः सकलं यः संहरिष्यति महोल्बणमंभः ॥ १५८ ॥**

હે વત્સ! તું સાંભળ; મારા સમાન સર્વજ્ઞ એક તારો શિષ્ય થશે, જે નદીનું અત્યંત ઉભરાએલું સઘળું પાણી એક ઘડામાંજ (કમંડલમાંજ) સમાવી દેશે. ૧૫૮.

**दुर्मतानि निरसिष्यति सोयं शर्मदायि च करिष्यति भाष्यम् ।**
**कीर्तयिष्यति यशस्तवलोकः कार्तिकेंदुकरकौतुकियेन ॥ १५९ ॥**

તે તારો શિષ્ય દુષ્ટ મતોને ઉપાડી નાખશે તથા સુખ આપનારૂં ભાષ્ય કરશે; જેથી કરીને કાર્તિક માસના ચંદ્રના કિરણ જેવું જેનું કૌતુક છે-જે અતિશય પ્રકાશિત અને શ્વેત છે એવો તારો યશ લોકો કીર્તન કરશે. ૧૫૯.

**इत्युदीर्य मुनिराट् स वनांते पत्युराप सुगिरिं गिरिजायाः ।**
**तन्मुखाच्छ्रुतमशेषभिदानीं सन्मुनिप्रिय मया त्वयि दृष्टम् ॥ १६० ॥**

એ પ્રમાણે તે મુનિરાજ કહીને (યજ્ઞનું સવન કર્મ સમાપ્ત થયા પછી અથવા) વનના અંત ભાગને વિષે પાર્વતીના પતિના ઉત્તમ પર્વત કૈલાસ પ્રત્યે ગયા. ઉત્તમ મુનિઓને પ્રિય એવા હે શિષ્ય! મેં તેમના મુખ થકી જે સાંભળ્યું હતું તે સર્વ તારે વિષે આ સમયે મેં જોયું. ૧૬૦.

**सत्वमुत्तम पुमानसिकश्चित्तत्वविद्प्रवरनान्य समानः ।**
**तद्यतस्वनिरवद्यनिबंधैः सद्यएवजगदुद्धरणाय ॥ १६१ ॥**

હે તત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ શંકર! એટલા માટે તું કોઈ ઉત્તમ પુરૂષ છે; પણ બીજાઓના જેવો સાધારણ મનુષ્ય નથી. તેથી કરીને દોષ રહિત ગ્રંથો રચીને જગત્નો ઉદ્ધાર કરવાને તું તરતજ યત્ન કર. ૧૬૧.

**गच्छ वत्स नगरं शशिमौलेः स्वच्छदेवतटिनी कमनीयं ।**
**तावता परमनुग्रहमाद्या देवता तत्र करिष्यतितस्मिन् ॥ १६२ ॥**

હે વત્સ! નિર્મલ એવી દેવ નદી ગંગાવડે સુંદર શ્રી શંકરનું નગર કાશીપુરી છે ત્યાં તું જા; ત્યાં તારા ગમન માત્રથીજ તે નગરમાં રહેલી શિવ નામે આદ્ય દેવતા તારા ઉપર પરમ અનુગ્રહ કરશે. ૧૬૨.

**एवमेनमनुशास्य दयालुः पावयन्निजदृशा विससर्ज ।**

**भावतः स्वचरणांबुजसेवामेव शश्वदभिकामयमानम् ॥ १६३ ॥**

દયાળુ ગોવિંદાચાર્ય, પોતાના ચરણકમલની સેવાનેજ નિરંતર ભક્તિ પૂર્વક ઇચ્છતા શ્રી શંકરને પોતાની દૃષ્ટિથી પવિત્ર કરતા હોય તેમ, એ પ્રમાણે ઉપદેશ કરીને વિદાય કરતા હતા. ૧૬૩.

**पंकजप्रतिभटं पदयुग्मं शंकरोस्य निरगादसहिष्णुः ।**

**तद्वियोगमभिवंद्य कथंचित्तद्विलोकन मयनहृदयाब्जे ॥ १६४ ॥**

શ્રી ગોવિંદનાથ ગુરુનાં, કમલનાં પ્રતિસ્પર્ધિ એવાં બે ચરણને વિષે પ્રણામ કરીને, તેના વિયોગને સહન ન કરી શકતા શંકરાચાર્ય પોતાના હૃદયમાં તેમનું દર્શન પ્રાપ્ત કરીને કષ્ટે કરીને ત્યાં થકી નીકળ્યા. ૧૬૪.

**प्राप तापसवरःस हि काशीं नीपकाननपरीतसमीपाम् ।**

**आपगानिकटहाटकचंचद्यूपपंक्तिसमुदंचितशोभाम् ॥ १६५ ॥**

પછી તે ઉત્તમ તપસ્વી શંકરાચાર્ય, કદંબના વનવડે જેના સમીપનો ભાગ વ્યાપ્ત છે તથા નદીની પાસે સુવર્ણના શોભાયમાન યજ્ઞ સ્તંભની પંક્તિવડે જેને શોભા પ્રાપ્ત થયેલી છે એવી, કાશી નગરીને પામ્યા. ૧૬૫.

**संददर्श स भगीरथतप्रामंदतीव्रतपसःफलभूताम् ।**

**योगिराडुचिततीरनिकुंजां भोगिभूषणजटातटभूषाम् ॥ १६६ ॥**

કાશીનું વર્ણન કરીને પછી ગંગાનું વર્ણન કરતાં કહેછે કે—તે યોગિરાજ શંકરાચાર્યે ભગીરથ રાજાએ કરેલા અત્યંત તીવ્ર તપની ફલભૂત, જેના કાંઠા ઉપર યોગ્ય એવા કુંજ છે, તથા સર્પનું જેને ભૂષણ છે એવા મહાદેવની જટાના કિનારાને વિષે જે અલંકારરૂપ છે, એવી ગંગા નદી જોઇ. ૧૬૬.

**विष्णुपादनखराज्जननाद्वा शंभुमौलिशशिसंगमनाद्वा ।**

**याहिमाद्रिशिखरात्पतनाद्वा स्फाटिकोपमजलाप्रतिभाति ॥ १६७ ॥**

સ્ફાટિકમણિના સરખા જલવાળી ગંગાની ત્રણ પ્રકારે ઉત્પ્રેક્ષા કરેછે કે,—

વિષ્ણુના ચરણના નખથી ઉત્પન્ન થઇછે માટે તે નખના વર્ણ જેવું નિર્મલ સ્ફટિક સરખું ગંગાનું જલ છે; અથવા તો શંકરના મસ્તક ઉપર રહેલા ચંદ્રમાનો સમાગમ થવાથી ચંદ્રના વર્ણ જેવા નિર્મલ—સ્ફટિક સરખા જલવાળી ગંગા શોભેછે; અથવા તો હિમાચલના શિખર ઉપરથી તે પડેછે માટે હિમાચલના શિખર જેવા શ્વેત વર્ણના નિર્મલ સ્ફટિક સરખા જલવાળી ગંગા શોભે છે. ૧૬૭.

गायतीव कलषट्पदनादैर्नृत्यतीव पवनोच्चलिताब्जैः ॥
मुंचतीव हसितं सितफेनैः श्लिष्यतीव चपलोर्मिकरैर्या ॥ १६८ ॥

તે ગંગા નદી અવ્યક્ત મધુર નાદ કરનારા ભમરાઓના નાદવડે જાણે ગાયન કરતી હોય, પવનવડે ઊંચાં થતાં કમલોવડે નૃત્ય કરતી હોય, તેમાંના શ્વેત ફેનવડે જાણે તે હાસ્ય કરતી હોય, અને ચપલ એવા તરંગરૂપી હાથવડે જાણે તે આલિંગન કરતી હોય, તેમ શોભે છે. ૧૬૮.

श्यामला क्वचिदपांगमयूखैश्चित्रिता क्वचन भूषणभाभिः ॥
पाटला कुचतटीगलितैर्या कुंकुमैः क्वचन दिव्यवधूनाम् ॥ १६९ ॥

દેવાંગનાઓના કટાક્ષનાં કિરણોવડે કોઈ જગોએ તે (ગંગા) શ્યામ વર્ણની દેખાયછે; તેમના અલંકારની કાંતિવડે કોઈ જગોએ તે વિચિત્ર વર્ણની દેખાય છે; અને તેમના સ્તન ઉપરથી પડેલા કંકુવડે તે કોઈ જગોએ શ્વેતરક્ત વર્ણની જણાયછે. ૧૬૯.

सो वगाह्य सलिलं सुरसिंधोरुत्ततार शितिकंठ जटाभ्यः ॥
जान्हवी सलिलवेगहृतस्तद्योगपुण्यपरिपूर्ण इवेंदुः ॥ १७० ॥

પછી શ્રી શંકર દેવ નદી ગંગાના જલને વિષે પેશીને—મજ્જન કરીને, મહાદેવની જટામાંથી ગંગાના જલના વેગથી તણાઈ આવેલો તથા તે જલનો યોગ થવાથી જે પુણ્ય ઉત્પન્ન થયું તેથી પરિપૂર્ણ થયેલો જાણે ચંદ્રમા હોય તેમ જલમાંથી બાહાર નીકળ્યા. ૧૭૦.

स्वर्णदीजलकणाहितशोभामूर्तिरस्य सुतरां विललास ॥
चंद्रपादगलदंबुकणांका पुत्तिकाशशिशिलारचितेव ॥ १७१ ॥

સ્વર્ગ નદી ગંગાના જલના બિંદુઓવડે જેણે શોભા ધારણ કરીછે એવી શ્રી શંકરની મૂર્તિ, જાણે ચંદ્રના કિરણવડે ટપકતા જલના બિંદુઓરૂપી ચિન્હ જેને છે એવી ચંદ્રકાંત શિલાથી બનાવેલી પૂતળી હોય તેમ, અત્યંત શોભતી હતી. ૧૭૧.

विश्वेशश्चरणयुगं प्रणम्य भक्त्या हर्य्याद्यैस्त्रिदशवरैः समर्चितस्य ॥
सोनैषीत्प्रयतमना जगत्पवित्रे क्षेत्रे सात्विह समयं कियंतमार्यः ॥१७२

હરિ (વિષ્ણુ) આદિક ઉત્તમ દેવોએ પૂજેલા કાશીવિશ્વેશ્વરના બન્ને ચરણને વિષે ભક્તિવડે પ્રણામ કરીને તથા મનને નિયમમાં રાખીને તે આર્ય શંકરાચાર્યે જગતને વિષે પવિત્ર એવા કાશીક્ષેત્રને વિષે કેટલોક સમય ગાળ્યો. ૧૭૨.

इतिश्रीमाधवीये तत्सुखाश्रमनिवासगः ।
संक्षेपशंकरजये सर्गोऽयंपंचमोऽभवत् ॥ ५ ॥

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકરદિગ્વિજયને વિષે શ્રી શંકરાચાર્યના સુખાશ્રમવાસના વર્ણન સંબંધી પાંચમો સર્ગ સમાપ્ત થયો. ૫.

॥ समाप्तोऽयं पञ्चमः सर्गः ॥

षष्ठः सर्गः

એ પ્રમાણે પાછલા સર્ગમાં જીવન્મુક્તિરૂપ સુખને પ્રાપ્ત કરી આપનારે સન્યસ્તાશ્રમમાં શ્રી શંકરે નિવાસ કર્યો તે વર્ણીને આ સર્ગમાં, તેમણે બ્રહ્મવિદ્યાની સ્થાપના કરી તેનું અંગ સહિત વર્ણન કરવાનો આરંભ કરીને કહેછે કે—

अथागमद्ब्राह्मणसूनुरादरादधीतवेदो दलयन्स्वभासा ॥
तेजांसि कश्चित्सरसीरुहाक्षो दिदृक्षमाणः किल देशिकेंद्रं ॥१॥

હવે કાશીમાં પહોચ્યા પછી કમલ સમાન નેત્રવાળો કોઇક બ્રાહ્મણનો પુત્ર વેદ ભણીને શ્રી શંકરાચાર્યનું દર્શન કરવાની ઇચ્છાથી પોતાની કાંતિવડે બીજા સર્વ તેજનો નાશ કરતો કરતો આદર સહિત ત્યાં આવ્યો. ૧.

आगत्यदेशिकपदांबुजयोरपप्तत्संसारवारिधिमनुत्तरमुत्तितीर्षुः॥
वैराग्यवानकृतदारपरिग्रहश्चकारुण्यनावमधिरुत्यदृढांदुरापां ॥ २ ॥

ત્યાં આવીને દૃઢ તથા દુઃખે કરીને પ્રાપ્ત કરાય એવી ગુરૂની કરૂણારૂપી નાવમાં બેશીને, ઉતરવાને કઠણ એવા સંસારરૂપી સમુદ્રને તરી જવાની ઇચ્છાવાળો, વૈરાગ્યવાળો તથા જેણે સ્ત્રીનું પાણિગ્રહણ કર્યું નથી એવો તે, ઉપદેશ કરનાર એવા શ્રી શંકરના બન્ને ચરણરૂપ કમલને વિષે પડ્યો. ૨.

उत्थाप्यतंगुरुरुवाचगुरुर्द्विजानांकस्त्वंकधामकुतआगतआत्तधैर्यः ॥
बालोऽप्यबालधिषणःप्रतिभासिमेत्वमेकोप्यनेकइवनैकशरीरभावः॥३॥

તે બ્રાહ્મણના પુત્રને (પોતાના ચરણમાંથી ઉઠાડીને બ્રાહ્મણોના ગુરૂ શ્રી શંકર બોલ્યા કે, તું કોણછે ? બ્રાહ્મણછે કે ક્ષત્રિયાદિક છે ? તારૂં ઘર ક્યાંછે ? હમણાં તું કયા દેશથી આવ્યોછે ? જેથી તેં (આટલું બધું) ધૈર્ય ધારણ કર્યું છે, તેથી તું બાલક છતાં પણ મને વૃદ્ધના જેવી બુદ્ધિવાળો માલમ પડેછે. વળી તું નિર્ભય છે તેથી તું એકલો છતાં પણ અનેક જેવો જણાયછે અને તેમ છતાં તારા એક શરીરને વિશે પણ તને અહંભાવ જણાતો નથી. ૩.

पृष्टोबभाणगुरुमुत्तरमुत्तरज्ञोविभोगुरोममगृहंबुधचोलदेशे ॥
यत्रापगावहतितत्रकवेरकन्यायस्याःपयोहरिपदांबुजभक्तिमूलं ॥४॥

એ પ્રમાણે પૂછવા ઉપરથી ઉત્તર કેમ આપવો તે જાણનારા તે બ્રાહ્મણે શ્રી ગુરૂને કહ્યું કે હે ગુરો! હું બ્રાહ્મણછું. હે [1]બુધ! જેનું જલ વિષ્ણુના ચરણ કમલની ભક્તિનું કારણ છે તે કાવેરી નદી જ્યાં વહન કરેછે તે ચોલ દેશમાં મારૂં ઘર છે. ૪.

अटाट्यमानोमहतोदिदृक्षुःक्रमादिमंदेशमुपागतोऽस्मि ॥
बिभेमिमज्जन्भववारिराशौतत्पारगंमांकृपयाविधेहि ॥५॥

[1] તમો સર્વજ્ઞને કાંઇ અવિદિત નથી એવા સંબોધનનો આશય છે.

મહા પુરૂષનાં દર્શન કરવાની ઇચ્છાવાળો હું પૃથ્વી ઉપર બહુ ભમતો ભમતો ક્રમે કરીને આ સ્થલમાં આવી પોહોચ્યોછું. હું સંસાર સમુદ્રમાં ડુબી જતાં જતાં તેથી ભય પામુંછું માટે કૃપા કરીને મને તેની પાર ઉતારો એ મારી પ્રાર્થના છે. ૫.

अपांगैरुत्तुंगैरमृतझरभंगैःपरगुरो
शुचादूनंदीनंकलयदययामामविमृशन् ॥
गुणंवादोषंवाममकिमपिसंचिंतयसिचेत्
तदाकैवश्लाघानिरवधिकृपानीरधिरिति ॥ ६ ॥

હે પરમગુરો! મારા ગુણ કે દોષનો કાંઇપણ વિચાર ન કરીને અતિ ઉંચાં એવાં કટાક્ષરૂપી અમૃતના પ્રવાહના તરંગો વડે, શોકથી ખિન્ન થયેલા આ દીનને, દયા કરીને જુઓ; જો મારા કાંઇપણ ગુણ કે દોષ તમે જોશો તો પછી તમે અપાર કૃપા સમુદ્ર છો એવી તમારી પ્રસંસા શાની કરવી.? ૬.

स्यात्तेदीनदयालुताकृतयशोराशिस्त्रिलोकीगुरो
तूर्णंचेद्दयसेममाद्यनतथाकारुण्यतःश्रीमति ॥
वर्षन्भूरिमरुस्थलीषुजलभृत्साद्भिर्यथापूज्यते
नैवंवर्षशतंपयोनिधिजलेवर्षन्नपिस्तूयते ॥ ७ ॥

હે ત્રણ લોકના ગુરૂ! જો તમે ગુણ કે દોષનો વિચાર કર્યા વિનાજ મારા ઉપર ઉતાવળે દયા કરશો તો તેથી જેવો તમારા દીન ઉપર દયાળુપણાના ગુણનો મોટો યશ જગતમાં વિસ્તાર પામશે તેવો શ્રી માનના ઉપર દયા કરવાથો મોટો યશ વિસ્તાર પામશે નહિ. કેમકે મેઘ જેમ મરૂ પ્રદેશમાં ઘણોક વરસે અને તેથી સત્પુરૂષો જેટલો તેને વખાણેછે તેટલો, સમુદ્રના જલમાં તે સો વરસ વરસે તોપણ સત્પુરૂષો તેને વખાણતા નથી. ૭.

त्वत्सारस्वतसारसारसमुधाकूपारसत्सारस
स्रोतःसंभृतसंततोज्ज्वलजलक्रीडामतिर्मेमुने ॥
चंचत्पंचशरादिवंचनहतंन्यंचंप्रपंचंहित
ज्ज्ञानाकिंचनमाविरिंचिमखिलंचालोचयन्त्यंचतु ॥८॥

તમારી વાણીનો સાર એજ ચંદ્ર સંબંધી અમૃતનો કોઇએક સમુદ્ર છે જેને વિશે ઉત્તમ સારસ પક્ષીઓના કે ઉત્તમ કમલોના પ્રવાહથી-સમુદાયથી ભરાઇ ગયેલું—વ્યાપ્ત થયેલું નિરંતર ઉજ્વલ એવું જલ છે. હે મુનિ! તે જલમાં ક્રીડા કરનારી મારી બુદ્ધિ, સ્ફુરણ થઇ આવતા [1]પંચ બાણાદિ (કામાદિ)એ કરેલી ઠગાઇથી હણાયલા અને તેથી

[1] કામનાં પાંચ બાણનાં નામ અમરમાં આપ્યાંછે કે,—उन्मादनस्तापनश्चशोषणस्तोभनस्तथा । संमोहनश्च कामस्य पंचबाणाः प्रकीर्तिताः ॥ ઉન્માદન, તાપન, શોષણ, સ્તોભન, અને સંમોહન એવાં કામનાં પાંચ બાણ છે.

અધમ થઇ ગયેલા, તથા પોતાનું હિત જાણવાને અસમર્થ, બ્રહ્મલોક પર્યંત સઘળા સંસારને જોતી જોતી ભ્રમણ કરો. ૮.

सौरंधामसुधामरीचिनगरंपौरंदरंमंदिरं
कौबेरंशिबिरंहुताशनपुरंसामीरसद्मोत्तरं ॥
वैधंचावसथंत्वदीयफणितिश्रद्धासमिद्धात्मनः
शुद्धाद्वैतविदोनदोग्धिविरतिश्रीघातुकंकौतुकं ॥ ९ ॥

તમારી ઉક્તિમાં શ્રદ્ધા હોવાથી તે શ્રદ્ધા વડે જેનો આત્મા યુક્ત થયેલો છે એવા શુદ્ધ અદ્વૈત લક્ષણ બ્રહ્મને જાણનારા પુરૂષની વૈરાગ્યરૂપી લક્ષ્મીને નાશ કરવારૂપ કૌતુક, સૂર્યનું ધામ-સૂર્યનું તેજોમંડલ, ચંદ્રનું નગર, ઇંદ્રનું મંદિર, કૂબેરનો તંબુ-મહેલ અગ્નિનું નગર, વાયુનું સ્થાન, કે બ્રહ્માનું સર્વોત્તમ ધામ, એમાંથી કોઈ પણ કરવાને સમર્થ નથી અર્થાત્ સૂર્યાદિ દેવોનાં ધામ પણ પોતાની અત્યંત શોભા વડે તમારી વાણીમાં શ્રદ્ધાવાળા આત્મસ્થ પુરૂષના વૈરાગ્યની શોભાને નાશ કરી શકતાં નથી. તાત્પર્ય કે તમારા ઉપદેશથી પ્રાપ્ત થયેલો વૈરાગ્ય બ્રહ્માદિકના વૈભવથી પણ ચલાયમાન થતો નથી. ૯.

नभौमारामाद्याःसुषुमाविषवल्लीफलसमाः
समारंभंतेनःकिमपिकुतुकंजातुविषयाः ॥
नगण्यंनःपुण्यंरुचिरतररंभाकुचतटी
परीरंभारंभोज्ज्वलमपिचपौरंदरपदं ॥ १० ॥

સુંદર એવી ઝેરની વેલના ફલ સમાન, પૃથ્વી ઉપરના સ્ત્રી આદિક વિષયો કોઈ દિવસ અમને કાંઇપણ આશ્ચર્ય ઉત્પન્ન કરતા નથી; તેમ અત્યંત સુંદર એવી રંભા અપ્સરાના સ્તનની કોરના આલિંગન વડે ઉજ્વલ તથા પુણ્ય વડે પ્રાપ્ત એવું ઇંદ્રનું પદ પણ અમારે ગણનામાં નથી! ૧૦.

नचंचद्वैरिंच्यंपदमपिभवेदादरपदंवचोभव्यंनव्यंयदकृतकृतीशंकरगुरुः ॥
चकोरालीचंचूपुटदलितपूर्णेदुविगलत्सुधाधाराकारंतदिहवयमीहेमहिमुहुः॥ ११॥

તેમજ શોભાયમાન એવું બ્રહ્માનું પદ પણ અમારા આદરનું સ્થાન નથી પરંતુ પુણ્યશાળી શ્રી શંકર ગુરૂએ જે કલ્યાણાત્મક નવીન વચન કરેલાં છે; જે વચન, વિરહાતુર ચકોર પક્ષીઓના ચંચુ પુટથી દલિત થયેલા પૂર્ણ ચંદ્રમાંથી નીકળેલા અમૃતની ધારા જેવાં છે, તે અમે આ સ્થલમાં ઇચ્છીએ છીએ. ૧૧.

द्यावाभूमिशिवंकरैर्नवयशःप्रस्तावसौवस्तिकैः
पूर्वाखर्वतपःपचेलिमफलैःसर्वाधिमुष्टिंधयैः ॥
दीनाढ्यंकरणैर्भवायनितरांवैरायमाणैरलं
कर्माणंप्रसितंत्वदीयभजनैःस्यान्मामकीनंमनः ॥ १२ ॥

તમારાં ભજન જે પૃથ્વી અને સ્વર્ગ બન્નેને સુખ કરનારાં છે, જે તમારા અસાધારણ યશની પ્રસ્તાવનાના સ્વસ્તિવાચન રૂપ છે, પૂર્વે કરેલાં અનંત તપરૂપી કૃત્યનાં પાકાં ફલ જેવાં છે, સર્વે આધિઓનાં તત્વને ખેચી લેનારાં છે, દીન પુરૂષને આઢ્ય (ધનવાન) કરનાર છે, અને જન્મ મરણરૂપ સંસારની સાથે અત્યંત વૈર કરનારાં છે; એ તમારાં ભજનને વિશે તમારી સેવારૂપ કર્મ કરવાને સમર્થ એવું મારૂં મન આસક્ત થાઓ.૧૨.

संसारबंधामयदुःखशांत्यैसएवनस्त्वंभगवानुपास्यः ॥

भिषक्तमंत्वांभिषजांशृणोमीत्युक्तस्ययोभूदुदितावतारः ॥१३ ॥

"વૈદ્યોમાં શ્રેષ્ટ વૈદ્ય તમે છો એમ હું સાંભળુંછું" એમ જેને વિષે શ્રુતિમાં કહેલું છે એવા સદાશિવનો અવતાર થવાનો જે કહેલો છે તે અવતાર તમે છો. માટે તેજ વૈદ્યોમાં સદ્વૈદ્ય સદાશિવના અવતાર ભૂત ભગવાન તમેજ સંસારના બંધરૂપ રોગની શાંતિને અર્થે અમારે ઉપાસન કરવા યોગ્ય છો. ૧૩.

इत्युक्तवंतंकृपयामहात्माव्यदीपयत्संन्यसनंयथावत् ॥

प्राहुर्महांतःप्रथमंविनेयंतंदेशिकेंद्रस्यसनंदनाख्यं ॥ १४ ॥

એ પ્રમાણે બોલતા તે બ્રાહ્મણના પુત્રને મહાત્મા શ્રી શંકરાચાર્યે કરૂણાવડે વિધિપૂર્વક સન્યાસ દીક્ષા આપી. મહાપુરૂષો તેને શ્રી શંકરાચાર્યનો સનંદન નામે પ્રથમ શિષ્ય કહેછે. ૧૪.

संसारघोरजलधेस्तरणाययश्वत्सांयात्रिकीभवनमर्दयमानमेनं ॥

हंतोत्तमाश्रमतरीमधिरोप्यपारंनिन्येनिपातितकृपारसकोनिपातः ॥१५॥

સંસારરૂપી ભયંકર સમુદ્રને તરી જવા માટે જે નિરંતર શંકરની એમ પ્રાર્થના કરતો હતો કે તમે મારા વહાણવટી (વહાણમાં બેસાડીને પેલી પાર લેઇ જનારા) થાઓ, તેને સન્યાસાશ્રમરૂપી નાવમાં બેસાડીને કૃપારસરૂપી નૌકાદંડ જેણે પાણીમાં પાડ્યોછે એવા શ્રી શંકર પેલી પાર લેઇ ગયા, એ હર્ષની વાત છે. ૧૫.

येप्यन्येऽमुंसेवितुंदेवतांशायातास्तेपिप्रायएवंविरक्ताः ॥

क्षेत्रेतस्मिन्नेत्रशिष्यत्वमस्यप्रापुःस्पष्टंलोकरीत्यापिगंतुं ॥ [illegible] ॥

બીજા પણ જે દેવતાઓના અંશ શ્રી શંકરનું સેવન કરવાને આવેલા હતા તેપણ સનંદનની પેઠે બહુધા વિરક્ત હોઇને, તે મુક્તિ ક્ષેત્રમાં વડના મૂલ આગળ બેઠેલા મહાદેવના શિષ્ય છતાં, લોક રીતિએ પણ અમે શ્રી શંકરાચાર્યના શિષ્ય છીએ, એમ પ્રસિદ્ધિ પામવાને સ્પષ્ટપણે તેમના શિષ્ય ભાવને પામ્યા. ૧૬.

व्याख्यामौनमनुत्तराःपरिदलच्छंकाकलंकांकुरा

श्छात्राविश्वपवित्रचित्रचरितास्तेवामदेवादयः ॥

मस्यैतस्यविनीतलोकततिमुद्धर्तुंधरित्रीतलं

प्राप्तस्यात्रविनेयतामुपगताधन्याःकिलान्यादृशाः ॥ १७॥

જેમના આગળ ગુરૂનું મૌન એજ વ્યાખ્યાન છે અને જેઓનાથી બીજાઓનાં શંકારૂપ કલંકના અંકુર નાશ પામેછે, તથા વિશ્વમાં પવિત્ર અને આશ્ચર્યકારક જેમનાં ચરિત્ર છે. એવા ઉત્તર રહિત વામ દેવાદિક પ્રથમ જે શિવના શિષ્યો હતા તેજ શિવ જ્યારે વિનીત (વિનયયુક્ત) લોકના સમુદાયનો ઉદ્ધાર કરવાને આ પૃથ્વી ઉપર પ્રાપ્ત થયા-અવતાર પામ્યા ત્યારે પણ તેમનાજ શિષ્ય ભાવને પામ્યા માટે સર્વથી વિલક્ષણ (શિષ્યો વૃદ્ધ અને ગુરૂ જુવાન) તે શિષ્યોને ધન્યછે !! ૧૭.

शेषःसाधुभिरेवतोषयतिनूनशब्दैःपुमर्थार्थिनो
वाल्मीकिःकविराजएषवितथैरर्थैर्मुहुःकल्पितैः ॥
व्याचष्टेकिलदीर्घसूत्रसरणिर्वाचंचिरादर्थदां
व्यासशंकरदेशिकस्तुकुरुतेसद्यःकृतार्थानहो ॥ १८ ॥

પુરૂષાર્થની ઇચ્છાવાળા પુરૂષોને શેષનાગ સારા (સંસ્કારયુક્ત કરેલા) શબ્દોથીજ સંતોષ આપે છે પણ પુરૂષાર્થ આપતા નથી; કવિરાજ વાલ્મિકિ પણ કલ્પિત અને યથાર્થ અર્થ વડે પુરૂષાર્થની ઇચ્છાવાળા પુરૂષોને સંતોષ આપેછે પણ પુરૂષાર્થ આપતા નથી; સૂત્રોની લાંબી જે નીસરણિ (પદ્ધતિ) છે એવા વ્યાસ મુનિ પણ ઘણેક કાલે પુરૂષાર્થને આપે એવી વાણી તેમને કહેછે; પણ શ્રી શંકર ગુરૂ તો પુરૂષાર્થની ઇચ્છાવાળા પુરૂષોને તત્કાલ કૃતાર્થ કરેછે. ૧૮.

चक्रितुल्यमहिमानमुपासांचक्रिरेतमविमुक्तनिवासाः ॥
वक्रसृत्यनुसृतामपिसाध्वींचक्रुरात्मधिषणांतदुपास्त्या ॥ १९ ॥

મુક્ત નહિ થયેલા પુરૂષોને વિષે જેમનો કદાપિ વાસ નથી એવા પુરૂષો, વિષ્ણુ તુલ્ય જેનો મહિમા છે એવા શંકરનું ઉપાસન કરતા હતા; (તથા તેનું ફલ પણ તેમને પ્રાપ્ત થયું હતું એવું કે) તેની ઉપાસના વડે તેઓએ વાંકે માર્ગે અનુસરેલી પોતાની બુદ્ધિને સીધે માર્ગે ચાલનારી કરી હતી. ૧૯.

चंडभानुरिवभानुमंडलैःपारिजातइवपुष्पजातितः ॥
वृत्रशत्रुरिवनेत्रवारिजैश्छात्रपंक्तिभिरलंसललास ॥ २० ॥

જેમ કિરણોના મંડલથી સૂર્ય શોભેછે, પુષ્પની અનેક જાતિઓમાં જેમ પારિજાતનું પુષ્પ શોભેછે, નેત્રરૂપી હજાર કમલો વડે જેમ વૃત્રાસુરનો શત્રુ ઇંદ્ર શોભેછે, તેમ શિષ્યોની પંક્તિઓથી શ્રી શંકર અત્યંત શોભતા હતા. ૨૦.

एकदाखलुवियत्त्रिपुरद्विड्भाललोचनहुताशनभानोः ॥
विस्फुलिंगपदवींदधतीषुप्रज्वलत्तपनकांतशिलासु ॥ २१॥
दर्शयत्युरुमरीचिसरस्वत्पूरसृज्यपरमायिनिभानौ ॥
साधुनैकमणिकुट्टिमभूर्च्छद्रश्मिजालकशिखावलपिच्छं ॥२२॥

पंकजावलिविलीनमरालेपुष्करांतरभिगत्वरमीने ॥
शाखिकोटरशयालुशकुंतेशैलकंदरशरण्यमयूरे ॥ २३ ॥
शंकरोदिवसमध्यमभागेपंकजोत्पलपरागकषायां॥
जान्हवीमभिययौसहशिष्यैरन्हिकंविधिवदेषविधित्सुः ॥ २४॥

હવે એક સમયે સૂર્યના તાપથી પ્રજ્વલિત થઈ રહેલી સૂર્યકાંતની શિલાઓ, આકાશમાં ભમતાં ત્રણ પુરનો દ્વેષ કરનારા મહાદેવના નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિના કિરણોના તણખાની પદવી જે વખતે ધારણ કરતી હતી. જાણે અગ્નિના તણખા હોય તેવી દેખાતી હતી; જે સમયે પોતાનાં અત્યંત કિરણો વડે સમુદ્રમાં ભરતીરૂપી પૂરને ઉત્પન્ન કરનારો સૂર્ય અનેક સુંદર મણિઓથી બાંધેલી ભૂમિમાં પરાવર્તન પામતાં પોતાનાં કિરણના સમુદાય વડે મોરનાં પીંછાં બતાવતો હોય તેમ બીજી ઇંદ્રજાલ વિદ્યાનો ખેલ કરી બતાવનારો થયો હતો;—જે સમયે હંસ કમલના સમુદાયમાં સંતાઈ ગયા હતા, માછલાં જલની મધ્યે જતાં રહ્યાં હતાં, પક્ષીઓ વૃક્ષોના પોલાણમાં સૂઈ ગયાં હતાં અને મોર પર્વતોની ગુફાનું શરણું લેઇને રહ્યા હતા; તે વખતે દિવસના મધ્ય ભાગમાં (મધ્યાન્હે) શ્રી શંકરાચાર્ય વિધિપૂર્વક આન્હિક કર્મ કરવાની ઇચ્છાથી પોતાના શિષ્યો સહિત કમલ અને કાલા કમલના પરાગથી ભગવા વર્ણની થઈ ગયેલી ગંગા નદી ઉપર જતા હતા. ૨૧-૨૨-૨૩-૨૪.

सोंत्यजंपथिनिरीक्ष्यचतुर्भिर्भीषणैःश्वभिरनुव्रतमारात् ॥
गच्छदुरमितितंनिजगादप्रत्युवाचचसशंकरमेनं ॥२५॥

નદી ઉપર જતાં માર્ગમાં શ્રી શંકરે ચાર ભયાનક કુતરાઓથી આગળ પાછળ ઘેરાયલા ચાંડાલને પોતાની પાસે આવતો જોઇને તે ચાંડાલને તેમણે સ્પષ્ટ કહ્યું કે, અરે ચાંડાલ! દુર જા; તે સાંભળીને તે ચાંડાલે શ્રી શંકરને ઉત્તર આપ્યો કે—૨૫.

अद्वितीयमनवद्यमसंगसत्यबोधसुखरूपमखंडं ॥
आमनंतिशतशोनिगमांतास्तत्रभेदकलनातवचित्रं ॥ २६ ॥

આત્મા એક અને અદ્વિતીય છે. એ આત્મા પાપ વિનાનો છે. એ આત્મા પુરૂષ નિરવદ્ય, નિરંજન અને અસંગ છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનંત છે. વિજ્ઞાન અને આનંદ એ બ્રહ્મ છે. એ રીતે વેદાંત સેંકડો પ્રકારે આત્માને અદ્વિતીય, અનવદ્ય, અસંગ, સત્ય, બોધરૂપ, અને અખંડ, પ્રતિપાદન કરેછે; તોપણ તે આત્માને વિષે તું ભેદ બુદ્ધિની કલ્પના કરેછે એ આશ્ચર્ય છે!!! ૨૬.

વળી ભેદ બુદ્ધિ રાખવાથી તું પણ એવાજ પ્રકારના યતિઓની પંક્તિમાં પેઠેલો છે એવા હેતુથી કહેછે કે,—

दंडमंडितकराधृतकुंडाःपाटलाभवसनाःपटुवाचः ॥
ज्ञानगंधरहितागृहसंस्थान्वंचयंतिकिलकेचनवेषैः ॥ २७ ॥

કેટલાક સન્યાસીઓ હાથમાં દંડ ઝાલવા વડે અલંકૃત થયેલા, છે, હાથમાં કમંડલ ઝાલેલાં છે, ભગવા રંગનાં વસ્ત્ર પેહેરેલાં છે, અને બોલવામાં ચતુર છે તથા જ્ઞાનના લેશથી રહિત છે. એવા સન્યાસીઓ માત્ર પોતાના વેષ વડેજ ગૃહસ્થ પુરૂષોને ઠગેછે ૨૭.

गच्छदूरमितिदेहमुताहोदेहिनंपरिजिहीर्षसिविद्वन् ॥
भिद्यतेऽन्नमयतोन्नमयंकिंसाक्षिणश्चयतिपुंगवसाक्षी ॥ २८ ॥

હે [1]વિદ્વાન્! તું મને દૂર જા એ પ્રકારે કહેછે તેમાં મારા દેહને તું દૂર કરવા ઇચ્છેછે કે આત્માને દુર કરવા ઇચ્છેછે? હે યતિ શ્રેષ્ઠ! જો દેહને દુર કરવા તું ઇચ્છતો હોય તો તે દેહ તો તારા દેહની પેઠે અન્નમય (અન્નથી પુષ્ટ થઇ ઉપજેલો) છે માટે શું તમારા દેહ કરતાં જુદોછે?—વિલક્ષણછે? અર્થાત્ જુદો નથીજ. વારૂ જો તે દેહના સાક્ષીરૂપ આત્માને તું દુર કરવા ઇચ્છતો હોય તો તે સાક્ષીરૂપ આત્મા, તારામાં જે સાક્ષીરૂપ આત્મા છે. તેનાથી શું જુદો છે? અર્થાત્ જુદો નથીજ. ૨૮.

ब्राह्मणश्वपचभेदविचारःप्रत्यगात्मनिकथंतवयुक्तः ॥
बिंबितेऽबरमणौसुरनद्यामंतरंकिमपिचास्तिसुरायां ॥ २९ ॥

આ બ્રાહ્મણ છે અને આ ચાંડાલ છે એવો ભેદ પ્રત્યગાત્માને વિશે તારા જેવા અદ્વૈત વાદીએ માનવો કેમ ઘટે? તારા જેવા અદ્વૈત વાદીને કેમ યોગ્ય લાગેછે? અર્થાત્ કોઈ પણ પ્રકારે એવો ભેદ તારે માનવો યોગ્ય નથી. સૂર્યનું પ્રતિબિંબ ગંગાને વિશે પડયું હોય અને મદિરામાં પણ પડયું હોય તો તે બેમાં કાંઈ અંતર (તફાવત) છે શું? અર્થાત્ કાંઈપણ અંતર નથી. માટે એજ રીતે પ્રત્યેક દેહમાં આત્મા પ્રતિબિંબિત થયો છે તેમાં શો ભેદ છે? ૨૯.

शुचिर्द्विजोहंश्वपचव्रजेतिमिथ्याग्रहस्तेमुनिवर्यकोयं ॥
संतंशरीरेष्वशरीरमेकमुपेक्ष्यपुर्णंपुरुषंपुराणं ॥ ३० ॥

વારૂ તું કહેતો હોય કે આત્મા તો ભેદ રહિત છે તથાપિ અતિ પવિત્ર બ્રાહ્મણ શરીરમાં અને અતિ પાપિષ્ટ ચાંડાલના શરીરમાં ભેદ કેમ નહિ માનવો! તો, હે મુનિવર્ય! અનેક શરીરોમાં છતાં પણ ત્રણે કાલમાં શરીરના સંબંધ વિનાના પૂર્ણ પ્રાચીન આત્મરૂપ એક પુરૂષની ઉપેક્ષા કરીને 'હું પવિત્ર બ્રાહ્મણછું; હે ચાંડાલ તું દૂર જા.' એવો આ મિથ્યા આગ્રહ તારે શો છે? અર્થાત્ તમારા સરખા મુનિ શ્રેષ્ઠને એવો મિથ્યા આગ્રહ કરવો યોગ્ય નથી. પોતાના સ્વરૂપને ભૂલીને ક્ષણ ભંગુર દેહમાં અહંભાવ રાખવો અત્યંત અનુચિત છે એમ બોધ કરતાં કહેછે કે,—૩૦.

अचिंत्यमव्यक्तमनंतमाद्यंविस्मृत्यरूपंविमलंविमोहात् ॥
कलेवरेऽस्मिन्करिकर्णलोलाकृतिन्यहंताकथमाविरास्ते ॥ ३१ ॥

તારૂં આત્મ સ્વરૂપ અચિંત્ય, અવ્યક્ત (કોઇ પણ ઇંદ્રિયથી વ્યક્ત ન થાય એવું), અનંત, પ્રાચીન મૂલભૂત, અને તેથી ઉપાધિ રહિત-નિર્મલ છે તેને વીસરી જઇને હાથી-

[1]. તું દુરજા એ પ્રકારે તારે વિદ્વાનને કહેવું ઘટિત નથી. એ અભિપ્રાયવાળું સંબોધન છે.

ના કાનના જેવા ચંચલ આ દેહ ઉપર તને અહંભાવ કેમ પ્રકટ થાયછે? અર્થાત્ તારા જેવા વિવેકીને કોઈ પણ પ્રકારે દેહ ઉપર અહંભાવ પ્રકટ થવો યોગ્ય નથી. ૩૧.

તું કેહેશે કે એમ છતાં, પણ લોકને આચાર શીખવાડવાના હેતુથી મેં એમ કર્યું છે. તો,—

विद्यामवाप्यापिविमुक्तिपद्यांजागर्तितुच्छाजनसंग्रहेच्छा ॥
अहोमहांतोपिमहेंद्रजालेमज्जंतिमायाविवरस्यतस्य ॥ ३२ ॥

મુક્તિની માર્ગભૂત બ્રહ્મ વિદ્યાને પ્રાપ્ત કરીને પણ હજી તુચ્છ એવી લોક સંગ્રહ રૂપ ઇચ્છા જાગેછે!!! અહો! માયાવીઓમાં શ્રેષ્ઠ એવા પરમાત્માની મોટી ઇંદ્ર જાળમાં મોટા પુરૂષો પણ ડૂબી જાયછે એ આશ્ચર્ય છે!!! ૩૨.

इत्युदीर्यवचनंविरतेऽस्मिन्सत्यवाक्तदनुनिप्रतिपन्नः ॥
अत्युदारचरितोंत्यजमेनंप्रत्युवाचसचविस्मितचेताः ॥ ३३ ॥

એ પ્રમાણે વચન કહિને તે અંત્યજ (ચાંડાલ) વિરામ પામ્યો એટલે તેના વચન ઉપરથી 'આ તે ચાંડાલ હશે કે નહિ' એમ જેને સંશય ઉત્પન્ન થયોછે, તથા સત્યવાદી તેથી મનમાં વિસ્મય પામ્યા છે અને અતિ ઉદાર એવા ચરિતવાળા, શ્રી શંકર તે ચાંડાલ પ્રતિ બોલ્યા કે,—૩૩.

सत्यमेवभवतायदिदानींप्रसवादितनुभृत्प्रवरैतत् ॥
अंत्यजोयमितिसंप्रतिबुद्धिंसंत्यजामिवचसात्मविदस्ते ॥ ३४ ॥

હે [1]દેહધારીઓમાં શ્રેષ્ઠ! તેં જે આ સમયે કહ્યુંછે તે સત્યજ છે. તારા આત્મવેત્તાના વચન ઉપરથી 'આ ચાંડાલ છે' એવી બુદ્ધિનો હવે હું ત્યાગ કરૂંછું. ૩૪.

ભેદ શૂન્ય બુદ્ધિવાળો ઘણો દુર્લભ છે માટે કોઇને ઠપકો આપવો યોગ્ય નથી એવા હેતુથી શ્રી શંકર બોલ્યા કે,—

जानतेश्रुतिशिरांस्यपिसर्वेमन्वतेचविजितेंद्रियवर्गाः ॥
युंजतेहृदयमात्मनिनिसंकुर्वतेनधिषणामपभेदां ॥ ३५ ॥

ઘણાક જણ વેદાંત વચનને શ્રવણથી જાણેછે; અને તેમાંના ઘણાક ઇંદ્રિયોના વર્ગને જીતીને તે વચનોનું મનન પણ કરેછે; તથા ઘણાક અંતઃકરણનો આત્મામાં યોગ પણ કરેછે-નિદિધ્યાસન પણ કરે છે; પરંતુ પ્રતિબંધકના સદ્ભાવને લીધે ભેદશૂન્ય બુદ્ધિ કોઈ પણ કરી શકતા નથી. ૩૫.

भातियस्यतुजगद्दृढबुद्धेःसर्वमप्यनिशमात्मतयैव ॥
सद्विजोऽस्तुभवतुश्वपचोवावंदनीयइतिमेदृढनिष्ठा ॥ ३६ ॥

એટલા માટે જે દૃઢ બુદ્ધિવાળા પુરૂષને સઘળું જગત્ નિરંતર આત્મરૂપે દેખાય છે તે ગમેતો બ્રાહ્મણ હો અથવા ગમેતો ચાંડાલ હો, પરંતુ તે નમસ્કાર કરવા યોગ્ય છે એમ મારી દૃઢ નિષ્ઠા છે. ૩૬

[1] તું અંત્યજ નથી પણ દેહધારીઓમાં શ્રેષ્ઠ છે એ સુચનારૂં આ સંબોધન છે.

તે કેવલ નમસ્કાર કરવા યોગ્યજ છે એટલુંજ નહિ, પરંતુ એવા રૂડા જ્ઞાનવાળો પુરૂષ સાક્ષાત્ મારો ગુરૂ પણ છે એવા હેતુથી કહેછે કે,—

यश्चितिःस्फुरतिविष्णुमुखेसापुत्तिकावधिषुसैवसदाहं ॥
नैवदृश्यमितियस्यमनीषापुल्कसोभवतुवासगुरुर्मे ॥ ३७ ॥

જે ચેતન સત્તા વિષ્ણુ આદિકમાં સ્ફુરેછે તેજ ચેતન સત્તા પતંગ આદિક ક્ષુદ્ર જંતુઓમાં પણ સ્ફુરેછે! તેજ ચેતન સત્તા ત્રણે કાલમાં હું છું, બીજું દૃશ્ય પદાર્થ કાંઇ ત્રણે કાલમાં છેજ નહિ. એવી જેની બુદ્ધિ હોય, તે ભલે ચાંડાલ હોય તથાપિ મારો ગુરૂ છે. ૩૭.

यत्रयत्रचभवेदिहबोधस्तत्तदर्थसमवेक्षणकाले ॥
बोधमात्रमवशिष्टमहंतद्यस्यधीरितिगुरुःसनरोमे ॥ ३८ ॥

આ લોકમાં તે તે વિષયનો અનુભવ કરતી વખતે જે જે વિષયનું જ્ઞાન થાય તે તે, સર્વે મિથ્યાભૂત સર્વે ઉપાધિઓનો બાધ કરવાથી અવશિષ્ટ રહેલું જ્ઞાન માત્ર હું છું; મારાથી વ્યતિરિક્ત કાંઈ પણ નથી. એવી જેની બુદ્ધિ હોય તે ગમે તે હોય તથાપિ મારો ગુરૂ છે એ ઉપરથી,—'તું દૂર જા' એમ મેં તારા દેહને દૂર કરવાના હેતુથી કહ્યું નથી તેમ આત્માને દુર કરવાના હેતુથી પણ કહ્યું નથી; પરંતુ તે બન્નેના તાદાત્મ્યરૂપ અધ્યાસને દુર કરવાના હેતુથી કહ્યું છે. એ અધ્યાસ જો તારે વિષે ન હોય તો તું મારો ગુરૂજ છે. ૩૮.

भाषमाणइतितेनकलावानेषनैक्षततमंत्रजमग्रे ॥
धूर्जटिंतुसमुदैक्षतमौलिस्फूर्जदैंदवकलंसहवेदैः ॥ ३९ ॥

શિવના કલાવતાર શ્રી શંકર તે ચાંડાલ સાથે એ રીતે બોલતા હતા તેવામાં પોતાની આગળ તેમણે તે ચાંડાલને દીઠો નહિ, પરંતુ જેના મુકુટને વિશે ચંદ્રની કલા સ્ફુરણાયમાન થઇ રહી છે એવા શિવને ચાર વેદ સહિત દીઠા. ૩૯.

કોઈ કહેશે કે શ્રી શંકર એજ શિવ છે માટે બીજા શિવ ક્યાંથી આવ્યા? તો, જેમ વિષ્ણુના કલાવતાર વ્યાસની સાથે વિષ્ણુનો સંવાદ સંભવે છે તેમ શિવના કલાવતાર શંકરની સાથે શિવનો પણ સંવાદ સંભવે છે.

भयेनभक्त्याविनयेनधृत्यायुक्तःसहर्षेणचविस्मयेन ॥
तुष्टावशिष्टानुमतस्तवैस्तंदृष्ट्वादृशोर्गोचरमष्टमूर्तिं ॥ ४० ॥

શિવને જોઇને ભયવડે, ભક્તિવડે, વિનયવડે, ધૈર્યવડે, હર્ષવડે અને વિસ્મયવડે યુક્ત તથા શિષ્ટ પુરૂષોથી માન પામેલા શ્રી શંકરે પોતાના દૃષ્ટિગોચર થયેલા અષ્ટ મૂર્તિ (પૃથ્વી આદિક આઠ જેની મૂર્તિઓ છે એવા મહાદેવ)ની સ્તોત્રવડે સ્તુતિ કરવા માંડી. ૪૦.

दासस्तेऽहंदेहदृष्ट्यास्मिशंभोजातस्तेंशोजीवदृष्ट्यात्रिदृष्टे ॥
सर्वस्यात्मन्नात्मदृष्ट्यात्वमेवेत्येवंमेधीर्निश्चितासर्वशास्त्रैः ॥ ४१ ॥

હે શંભો!—જેનાથી સુખ ઉત્પન્ન થાયછે એવા હે દેવ! દેહ દૃષ્ટિએ કરીને હું તમારો દાસ છું. અર્થાત્ તમે સર્વ સ્વામિગુણયુક્ત છો. હે ત્રણ નેત્રવાળા દેવ! જીવ દૃષ્ટિએ કરીને હું તમારો અંશ પ્રકટ થયોછું. તમે કહેશો કે હું તો અવયવ રહિત છું તો તું મારો અંશ શી રીતે થયો? તો,—તમે સર્વેંદ્રિય રહિત છતાં પણ જેમ સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી ત્રણ નેત્રવાળો તમારો દેહ છે તેમ માયાવડે તમારો અંશ પણ સંભવે છે. હે સર્વના આત્મારૂપ દેવ! શુદ્ધાત્મ દૃષ્ટિએ કરીને તો તમે એજ હુંછું—તમારાથી હું જુદો નથી. એ પ્રકારે સર્વ શાસ્ત્રોવડે મારી બુદ્ધિને નિશ્ચય પ્રાપ્ત થયો છે. ૪૧.

માથામાં પેહેરવાના પ્રસિદ્ધ (લૌકિક) મણિથી શિવ-આત્મારૂપ મણિની ભિન્નતા બતાવીને પોતાનાથી અભિન્ન શિવને નમસ્કાર કરતાં શ્રી શંકર કહેછે કે,—

यदालोकादंतर्बहिरपिचलोकोवितिमिरो
नमंजूपायस्यत्रिजगतिनशाणोचनखनिः ॥
यतंतेचैकांतंरहसियतयोयत्प्रणयिनो
नमस्तस्मैस्त्वस्मैनिखिलनिगमोत्तंसमणये ॥ ४२ ॥

જેના દર્શનવડે લોક બાહારથી અને અંતરથી અંધકાર રહીત-પ્રકાશમય થાય છે. (લૌકિકમણિ તો માત્ર બાહારથીજ પ્રકાશ કરેછે) જેને મૂકવાને પેટી જોઇતી નથી (લૌકિકમણિને મૂકવાને પેટી જોઇએ છીએ), ત્રણે લોકમાં જેને ઓપ ચઢાવવાને સરાણનો પાષાણ નથી કે જેને ખોદી કાઢવાને ખાણ નથી (લૌકિકમણિને તે બન્ને હોયછે,) તથા જેના ઉપર યતિઓ પ્રીતિવાળા થઇને તેને પ્રાપ્ત કરવાને એકાંતમાં યત્ન કરેછે (લૌકિકમણિ ઉપર યતિઓ પ્રીતિ કરતા નથી તથા તેને પ્રાપ્ત કરવાનો યત્ન એકાંતમાં થતો નથી), એવા લૌકિકમણીથી ઉત્કૃષ્ટ સમગ્ર વેદના શિરોભૂષણ-વેદાંત રૂપમણિ, જે ત્વં પદના લક્ષ્યાર્થથી અભિન્ન છે, તેને મારો નમસ્કાર છે. ૪૨.

હવે ગુરૂની કૃપાવડે પ્રાપ્ય તત્વ જ્ઞાનના આલંબન ભુત અખંડ એક રસ સ્વતત્વને પ્રણામ કરતાં કહેછે કે,—

अहोशास्त्रंशास्त्रात्किमिहयदिनश्रीगुरुकृपा
चितासाकिंकुर्यान्ननुयदिनबोधस्याविभवः ॥
किमालंबश्चासौनयदिपरतत्त्वंममतथा ॥
नमःस्वस्मैतस्मैयदवधिरिहाश्चर्यधिषणा ॥ ४३ ॥

શાસ્ત્ર પરમ તત્વનો બોધ કરેછે માટે તેને ધન્ય છે. શાસ્ત્ર એવું છે ખરૂં પણ જો લોકો ઉપર અથવા શિષ્ય ઉપર ગુરૂની કૃપા ન હોય તો તે શાસ્ત્રથી શું ફલ છે? અર્થાત્ કાંઇ ફલ નથી. વારૂ કદાચિત્ ગુરૂની કૃપા સંપાદન કરી પણ જો તેનાથી તત્વ જ્ઞાનનો વિશેષે કરીને ઉદ્ભવ ન હોય તો સંપાદન કરેલી ગુરૂ કૃપા પણ શું કરશે? અર્થાત્ કાંઇ કરશે નહિ. કદાપિ મારૂં પરમતત્વ જો ન હોય તો તે તત્વ જ્ઞાનનો ઉદ્ભવ બોધ પણ—

શાના આલંબનથી થશે? માટે તત્વજ્ઞાનના આલંબનભૂત સ્વરૂપ થકી અભિન્ન પરમતત્વ જેના સુધી આ લોકમાં આશ્ચર્યબુદ્ધિ છે-જેનાથી પર આશ્ચર્યબુદ્ધિનો વિષય નથી, તે પરમાત્માને નમસ્કાર છે. ૪૩.

इत्युदारवचनैर्भगवंतंसंस्तुवंतमथचप्रणमंतं ॥
बाष्पपूर्णनयनंमुनिवर्यंशंकरंसबहुमानमुवाच ॥ ४४ ॥

એ પ્રમાણે ઉદાર વચનોવડે ભગવાન મહાદેવની સ્તુતિ કરતા તથા તેમને પ્રણામ કરતા મુનિવર્ય-જેનાં નેત્ર આંસુથી ભરાઈ ગયેલાં છે એવા શ્રી શંકરને ઘણા માનસાથે મહાદેવે કહ્યું કે,—૪૪.

अस्मदादिपदवीमभजस्त्वंशोधितातवतपोधननिष्ठा ॥
बादरायणइवत्वमपिस्याःसद्वरेण्यमदनुग्रहपात्रं ॥ ४५ ॥

તું અમો આદિક મોટા દેવોની પદવીને પામ્યો છે. હે તપોધન! અમે તારી નિષ્ઠાની પરીક્ષા કરી છે. માટે હે સદ્વરેણ્ય! (ઉત્તમ વરદાન પામવાને કે આપવાને યોગ્ય!) વ્યાસ મુનિનિ પેઠે તું પણ મારા અનુગ્રહનું પાત્ર થા. (આશિર્વાદ) ૪૫.

संविभज्यसकलश्रुतिजालंब्रह्मसूत्रमकरोदनुशिष्टः ॥
यत्रकाणभुजसांख्यपुरोगाण्युद्धृतानिकुमतानिसमूलं ॥ ४६ ॥

જે વ્યાસમુનિ સર્વે શિષ્ટોમાં અગ્રણી છે અથવા રૂડે પ્રકારે શિક્ષણ પામેલા છે તેથી તેણે સમગ્ર વેદ સમુદાયના વિભાગ કરીને બ્રહ્મસૂત્ર રચ્યું છે; જે બ્રહ્મસૂત્રમાં કણાદ, સાંખ્ય, પાતંજલ, આદિક કુત્સિત (નિંદ્ય) મતોને મૂલમાંથી ઉખેડી નાખ્યાં છે. ૪૬.

तत्रमूढमतयःकलिदोषाद्विविवेदवचनोद्दलितानि ॥
भाष्यकाण्यरचयन्बहुबुद्धेर्दूष्यतामुपगतानिचकैश्चित् ॥ ४७ ॥

એ બ્રહ્મસૂત્ર ઉપર કલિદોષને લીધે મૂઢ બુદ્ધિવાળા પુરૂષોએ બે ત્રણ વેદ વચનનાં પ્રમાણ આપીને કેટલાંક કુત્સિત ભાષ્યો રચેલાં છે. તથા કેટલાક બહુ જાણનારા પુરૂષોએ તેને દૂષિત પણ કરેલાં છે. ૪૭.

तद्भवान्विदितवेदशिखार्थस्तानिदुर्मतिमतानिनिरस्य ॥
सूत्रभाष्यमधुनाविदधातुश्रुत्युपोद्बलितयुक्त्यभियुक्तं ॥ ४८ ॥

એટલા માટે વેદાંતના વચનોનો અર્થ જેણે જાણેલો છે એવા તમો તે દુર્બુદ્ધિવાળાઓના મતોનું ખંડન કરીને તથા સમગ્ર શ્રુતિ વચનોથી ઉપકૃત એવી યુક્તિઓથી યુક્ત સૂત્ર ભાષ્ય હમણાં રચો. ૪૮.

તમે ધારશો કે એ મારા રચેલા ભાષ્યનો કોઈ અનાદર કરશે તો એવી શંકા રાખવી નહિ. કેમકે,—

एतदेवविबुधैरपिसेंद्रैरर्चनीयमनवद्यमुदारं ॥
तावकंकमलयोनिसभायामप्यवाप्स्यतिवरांवरिवस्यां ॥ ४९ ॥

તમારૂં રચેલું એજ નિર્દોષ અને ઉદાર ભાષ્ય ઇંદ્ર સહિત દેવોએ પણ પૂજન કરવા જેવું થશે; તેમજ તે બ્રહ્માની સભામાં પણ ઉત્તમ પ્રકારનું પૂજન પામશે. ૪૯.

भास्कराभिनवगुप्तपुरोगान्नीलकंठगुरुमंडनमुख्यान् ॥
पंडितानथविजित्यजगत्यांख्यापयाद्वयमतेपरतत्त्वं ॥ ५० ॥

વળી ભેદાભેદ વાદી ભાસ્કર, શાક્ત મતનો અભિનવગુપ્ત, એ આ આદિ આચાર્યોને તથા નીલકંઠ, પ્રભાકર તથા ભાટ્ટ મતનો અનુયાયી મંડનમિશ્ર, એ આદિક પંડિતોને જીતીને પૃથ્વીમાં અદ્વૈત મતમાં પરમતત્વ છે એમ પ્રસિદ્ધ કર. ૫૦.

मोहसंतमसवासरनाथांस्तत्रतत्रविनिवेश्यविनेयान् ॥
पालनायपरतत्त्वसरण्यामामुपैष्यसिततःकृतकृत्यः ॥ ५१ ॥

પછી પરતત્વની પદ્ધતિનું પાલન કરવાને અર્થે, મોહરૂપી અંધકારને દુર કરનારા સૂર્યરૂપી પોતાના શિષ્યોને તે તે સ્થલમાં સ્થાપન કરીને, કૃત કૃત્ય થઇને મને પામીશ. ૫૧.

एवमेनमनुगृह्यकृपावानागमैःसहशिवोंतरधत्त ॥
विस्मितेनमनसासहशिष्यैःशंकरोऽपिसुरसिंधुमयासीत् ॥५२॥

એ પ્રમાણે શ્રી શંકરના ઉપર અનુગ્રહ કરીને કૃપાયુક્ત શ્રી મહાદેવ વેદો સહિત અંતર્ધાન થયા; અને પોતાના શિષ્યો સહિત શંકર પણ મનમાં વિસ્મીત થઇને દેવ નદી ગંગા ઉપર ગયા. ૫૨.

सन्निवृत्त्यविधिमान्हिकमीशंध्यायतोगुरुमथाखिलभाष्यं ॥
कर्त्तुमुद्यतमभूद्गुणसिंधोर्मानसंनिखिललोकहिताय ॥ ५३ ॥

પછી ત્યાં જે પોતાને કરવાનો હતો તે આન્હિકવિધિ સમાપ્ત કરીને જગતના ગુરૂ મહાદેવનું ધ્યાન કરતા ગુણના સમુદ્રરૂપ શ્રી શંકરનું મન, લોકના હિતને અર્થે સમગ્ર ભાષ્ય કરવાને ઉદ્યુક્ત થયું. ૫૩.

कर्तृत्वशक्तिमधिगम्यसविश्वनाथात्काशीपुराभिरगमत्त्वविकासभाजः ॥
प्रीतःसरोजमुकुलादिवचंचरीकानिर्बंधतःसुखमवापयथाद्विजेंद्रः ॥५४॥

જેમ ગંધથી લોભાયલા ભ્રમર પછવાડે લાગવાથી–ભ્રમરની પીડાથી કમલના દોડાથી કમલના દોડાને છોડીને દ્વિજેંદ્ર (પક્ષીઓનો ઇંદ્ર–હંસ)ત્યાંથી બાહાર નીકળી જઇને પ્રસન્ન થઈ સુખ પામ્યો હોય તેમ કમલના દોડાની પેઠે વિકાસ નહિ પામેલા કાશી નગરથી (શ્રી શંકરાચાર્યની કીર્તિરૂપી ગંધથી લોભાયલા સેવકરૂપ ભ્રમરોની પીડાથી તે કાશીને છોડીને અને શ્રી કાશીવિશ્વનાથ મહાદેવ થકી ભાષ્ય કરવાની શક્તિને પામીને પ્રસન્ન થયેલા દ્વિજેંદ્ર (શ્રી શંકર) સુખ પામ્યા. ૫૪.

अद्वैतदर्शनविदांभुविसार्वभौमोयास्येषइत्युडुपबिंबसितातपत्रं ॥
अस्ताचलेवहतिचारुपुरःप्रकाशव्याजेनचामरमधादिवदिक्सुकांता ॥५५॥

પૃથ્વી ઉપર અદ્વૈત શાસ્ત્ર જાણનારા આચાર્યોનો સાર્વભૌમ ચક્રવર્તિ આ શ્રી

શંકર જાયછે એમ જાણીને ચંદ્રબિંબરૂપ શ્વેત છત્ર અસ્તાચલ વહન કરતો હતો તે સમયે દિશારૂપી સુંદર સ્ત્રીએ તેમના આગળ પ્રકાશને બાહાને ચામર ધારણ કર્યાં. ૫૫.

शांतांदिशंदेवनृणांविहायनान्यादिगस्मैसमरोचताद्धा ॥
तत्रस्थतीर्थानिनिषेवमाणोगंतुंमनोऽधाद्बदरींक्रमात्सः ॥ ५६ ॥

દેવ અને મનુષ્યોની શાંત દિશા એટલે ઉત્તર દિશાને પડી મૂકીને બીજી દિશા શ્રી શંકરાચાર્યને સાક્ષાત્ રૂચિકર લાગી નહિ તેથીકરીને તે દિશાએ આવેલાં તીર્થોનું સેવન કરતા કરતા ક્રમે કરીને બદરિકાશ્રમમાં જવાનું તેમણે મન કર્યું; ૫૬.

तेनान्ववर्तिमहताक्वचिदुष्णशालिशीतंक्वचित्क्वचिदृजुक्वचिदप्यरालं ॥
उत्कंटकंक्वचिदकंटकवत्क्वचिच्चतद्वर्त्ममूर्खजनचित्तमिवाव्यवस्थं ॥ ५७ ॥

અને કોઈ જગોએ ઉષ્ણતાવાળો, કોઈ જગોએ શીતલ, કોઈ જગોએ સીધો, કોઈ જગોએ વાંકો, કોઈ જગોએ ઉંચા મોઢાના કાંટાવાળો, અને કોઈ જગોએ કાંટા વગરનો, એ રીતે મૂર્ખ માણસના ચિત્તની પેઠે અવ્યવસ્થિત માર્ગને તે મહાપુરૂષ અનુસર્યા. અર્થાત્ બદર્યાશ્રમ ભણી જવાને એવે માર્ગે ચાલ્યા. ૫૭.

आत्मानमाक्रियमपव्ययमीक्षितापिपांथैःसमंविचलितःपथिलोकरीत्या ॥
आदत्फलानिमधुराण्यपिबत्पयांसिप्रायादुपाविशदशेततथोदतिष्ठत् ॥५८॥

તે પોતાના આત્માને ક્રિયા રહિત તથા નાશ ન પામે એવો જોતા હતા. તથાપિ માર્ગમાં પ્રવાસીઓ સાથે ચાલેલા શ્રી શંકર લોકની રીતિ પ્રમાણે ફલો ખાતા હતા. મીઠાં પાણી પીતા હતા, ચાલતા હતા, બેસતા હતા, સૂતા હતા અને ઉઠતા હતા ૫૮.

तेनव्यनीयततदापदवीदवीयस्यासादिताचबदरीवनपुण्यभूमिः ॥
गौरीगुरुस्रवदमंदझरीपरीताखेलत्सुरीपुतदरीपरिभातियस्यां ॥ ५९ ॥

(એમ કરતાં કરતાં) તેમણે ઘણો દૂર માર્ગ અતિક્રાંત કર્યો—ઘણોક લાંબો માર્ગ ઓળંઘ્યો. અને ગૌરીના પિતા હિમાલયમાંથી ઝરતાં ઉતાવળાં ઝરણોથી વ્યાપ્ત થયેલી તથા ખેલ કરતી દેવાંગનાઓ યુક્ત ગુફાઓ જેમાં ચારે પાસ શોભેછે એવી બદરી વનની પવિત્ર ભૂમિ પ્રાપ્ત કરી—બદર્યાશ્રમમાં પોહોચ્યા. ૫૯.

सद्वादशेत्र्यसितत्रसमाधिनिष्ठैर्ब्रह्मर्षिभिःश्रुतिशिरोबहुधाविचार्य ॥
षड्भिश्चसप्तभिरथोनवभिश्चखिन्नैर्भव्यंगभीरमधुरंफणितिस्मभाष्यं ॥ ६० ॥

શ્રી શંકરે પોતાના બારમે વર્ષે તે બદર્યાશ્રમમાં રહીને ત્યાં રહેલા સમાધિનિષ્ઠ તથા [1]છ, [2]સાત, અને [3]નવથી ખેદ પામેલા બ્રહ્મર્ષિઓ સાથે ઘણે પ્રકારે વેદાંતનો વિચાર કરીને સુંદર, ગંભીર અને મધુર એવું સૂત્ર ભાષ્ય ભણ્યું—રચ્યું. ૬૦.

૧ ભુખ, તરશ, જરા, મૃત્યુ, શોક, મોહ, એ ૭ ઉર્મીઓ. ૨ ત્વચા, રક્ત, માંસ, અસ્થિ, મેદ, મજ્જા, વીર્ય, એ સાત ધાતુઓ. ૩ પાંચ જ્ઞાનેંદ્રિય અને ચાર અંતઃકરણ એ નવ અથવા જ્ઞાનેંદ્રિય પંચક, કર્મેંદ્રિય પંચક, પ્રાણપંચક અંતઃકરણ ચતુષ્ટય, સગુણ ભુત પંચક (અથવા પ્રકૃત્યષ્ટક) અવિદ્યા, કામ, કર્મ, ઉપાસના એ નવ અથવા નવ દ્વાર.

करतलकलिताद्वयात्मतत्त्वंक्षपितदुरंतचिरंतनप्रमोहं ॥
उपचितमुदितोदितैर्गुणौघैरुपनिषदामयमुज्जहारभाष्यं ॥ ६१ ॥

વેદનું ભાષ્ય કર્યું એટલુંજ નહિ, પણ ઉપનિષદનું પણ ભાષ્ય કર્યું તે વિષે કહેછે કે જેણે અદ્વૈત આત્મતત્વને હથેળીમાં પ્રકાશિત કર્યું છે, જેણે પ્રાચીનકાલના-ઘણા કાલના અને પાર ન આવે એવા મોહનો નાશ કર્યો છે, અને જે ઉદય પામેલા ગુણના સમુદાયવડે યુકત છે, એવું ઉપનિદોનું ભાષ્ય પણ શ્રી શંકરે કર્યું. ૬૧.

ततोमहाभारतसारभूताःसव्याकरोद्भागवतीश्चगीताः ॥
सनत्सुजातीयमसत्सुदूरंततोनृसिंहस्यचतापनीयं ॥ ६२ ॥

પછી મહાભારતમાં સારભૂત એવી ભગવદ્ગીતાનું તેમણે ભાષ્ય કર્યું. તથા અસત્ પુરૂષોને અત્યંત અપ્રાપ્ય એવા સનત્સુજાતીય અધ્યાત્મનું પણ ભાષ્ય કર્યું તે પછી નૃસિંહતાપનીયનું ભાષ્ય કર્યું. ૬૨.

ग्रंथानसंख्यांस्तदनूपदेशसहस्रिकादीन्व्यदधात्सुधीभ्यः ॥
श्रुत्वार्थविद्यानविवेकपाशान्मुक्ताविरक्तायतयोभवंति ॥ ६३ ॥

તે પછી બુદ્ધિમાન પુરૂષોએ પ્રસંશા કરવા યોગ્ય શ્રી શંકરે ઉપદેશસહસ્રિકા આદિક અસંખ્ય ગ્રંથો કર્યા, જે પરમાર્થ વિદ્યાના ગ્રંથોને સાંભળીને વિરાગયુકત યતિઓ અવિવેકરૂપી પાશથી મુકત થાય છે. ૬૩.

श्रीशंकराचार्यरवावुदेत्प्रकाशमानेकुमतिप्रणीताः ॥
व्याख्यांधकाराःप्रयलंसमीयुर्दुर्वादिचंद्रप्रभयावियुक्ताः ॥ ६४॥

એ રીતે શ્રી શંકરાચાર્યરૂપી સૂર્ય ઉદય પામીને જે સમયે પ્રકાસવા માંડ્યો તે સમયે દુષ્ટ વાદીરૂપ ચંદ્રની કાંતિ સહિત કુબુદ્ધિવાળાઓએ રચેલી વ્યાખ્યારૂપ અંધકાર લય પામી ગયા. ૬૪.

अथव्रतींदुर्विधिवद्विनेयानध्यापयामाससनैजभाष्यं ॥
तर्कैःपरेषांतरुणैर्विवस्वन्मरीचिभिःसिंधुवदप्रशोष्यं ॥ ६५ ॥

હવે સન્યાસીઓમાં ચંદ્ર જેવા શોભાયમાન શ્રી શંકરે, બીજા વાદીઓના તર્કરૂપી તરૂણ સૂર્યનાં કીરણોથી જેમ સમુદ્રનું શોષણ થતું નથી તેમ શોષણ ન થાય એવું પોતાનું ભાષ્યવિધિ પ્રમાણે પોતાના શિષ્યોને ભણાવવા માંડ્યું. ૬૫.

निजशिष्यहृदब्जभास्वतोगुरुवर्यस्यसनंदनादयः ॥
शमपुर्वगुणैरशुश्रुवन्कतिचिच्छिष्यगणेषुमुख्यतां ॥ ६६ ॥

પોતાના શિષ્યોનાં હૃદયરૂપી કમલના સૂર્યરૂપ ગુરૂ શ્રેષ્ટ શ્રી શંકરના શિષ્ય સમુદાયમાં પોતાના સમાદિક ગુણોએ કરીને, સનંદન આદિક કેટલાક શિષ્યો મુખ્યતા સેવા કરતા હતા—અર્થાત્ સનંદનાદિક કેટલાક શિષ્યો પોતાના ગુણોએ કરીને મુખ્ય થયા હતા. ૬૬.

सनितरामितराश्रयतोलसन्नियमसद्गुतमाप्यसनंदनः ॥
श्रुतनिजश्रुतिकोप्ययमत्रपुनःपिपठिषुर्गहनार्थविवित्सया ॥ ६७ ॥

સનંદન નામે શિષ્ય બીજા શિષ્યો કરતાં ઘણો શોભતો છતાં અને પોતાના વેદનું તેણે અધ્યયન કર્યું છતાં પણ ગહન અર્થનું જ્ઞાન થવાની ઇચ્છાથી અદ્ભુત નિયમ ધારણ કરીને ફરીને પઠન કરવાની ઇચ્છાવાળો થયો હતો. ૬૭.

अद्वंद्वभक्तिममुमात्मपदारविंदद्वंद्वेनितांतदयमानमनामुनींद्रः ॥
आम्नायशेखररहस्यनिधानकोशमात्मीयकोशमखिलंत्रिरपाठयत्तं ॥६८॥

પોતાના ચરણકમલના યુગ્મ (જોડું)ને વિષે રાગ દ્વેષાદિક દ્વંદ્વ રહિત ભક્તિવાળા સનંદન ઉપર અત્યંત કૃપાવાળુ જેનું મન છે એવા મુનીંદ્ર શ્રી શંકરે વેદાંતના રહસ્યરૂપી ભંડારને સંચય કરવાના પાત્રરૂપ પોતાના સમગ્ર કોશને પોતાના સમગ્ર ગ્રંથને ત્રણ વાર ભણાવ્યો. ૬૮.

ईष्याभराकुलहृदामितराश्रयाणांमख्यापयन्ननुपमामदसीयभक्तिं ॥
अभ्रापगापरतटस्थममुंकदाचिदाकारयन्निगमशेखरदेशिकेंद्रः ॥६९॥

સનંદન ઉપર ગુરુની અસાધારણ પ્રીતિ જોઇને ઇર્ષ્યાના સમુદાયથી જેમનું હૃદય ભરાઇ ગયું છે એવા બીજા શિષ્યોમાં તે સનંદનની અનુપમ ભક્તિ પ્રસિદ્ધ કરવાના હેતુથી વેદાંતનો ઉપદેશ કરનારાઓના ઇંદ્ર શ્રી શંકરે સનંદન આકાશ નદી ગંગાને સામે કાંઠે છતાં, કોઇક વખતે તેને હાક મારી. ૬૯.

संतारिकाऽनवधिसंसृतिसागरस्यकिंतारयेन्नसरितंगुरुपादभक्तिः ॥
इसंजसाप्रविशतःसलिलंतुसिंधुःपद्मान्युदंचयतितस्यपदेपदेस्म ॥७०॥

તે સાંભળીને સનંદને વિચાર કર્યો કે સંસારરૂપી અવધિ વિનાના સમુદ્રમાં તારનારી ગુરુના ચરણની ભક્તિ શું એક નદીમાં મને તારશે નહિ? એ પ્રમાણે વિચાર કરીને તેણે ત્વરાથી જલમાં પ્રવેશ કર્યો. તે સમયે આકાશ નદી ગંગાએ તેને પગલે પગલે કમલ ઉત્પન્ન કર્યાં—તેણે જ્યાં જ્યાં પગ મૂક્યો ત્યાં ત્યાં કમલ ઉત્પન્ન કર્યાં!!! ૭૦.

पाथोरुहेषुविनिवेश्यपदंक्रमेणप्राप्तोपकंठममुमप्रतिमानभक्तिं ॥
आनंदविस्मयनिरंतनिरंतरोसावाश्लिष्यपद्मपदनामपदंव्यतानीत् ॥७१॥

તે કમલમાં ક્રમે કરીને પગ મૂકીને કિનારે પ્રાપ્ત થયેલા—આવેલા અપ્રતિમ ભક્તિવાળા સનંદનને, આનંદ તથા વિસ્મયથી અત્યંત પરિપૂર્ણ થયેલા શ્રી શંકરે આલિંગન કરીને તેનું નામ પદ્મપાદ એવી રીતે વિસ્તાર્યું. ૭૧.

तंपाठयंतमनवद्यतमात्मविद्यांयेतुस्थिताःसदसितत्त्वविदांसगर्वाः ॥
आचिक्षिपुःकुमतपाशुपताभिमानाःकेचिद्विवेकविटपोग्रदवायमानाः ॥ ७२॥

જે સમયે શ્રી શંકર આત્મવિદ્યાનું શિષ્યોને અધ્યયન કરાવતા હતા તે સમયે તે તત્વજ્ઞાનીઓની સભામાં જે કોઇ ગર્વવાળા તથા વિવેકરૂપી વૃક્ષના ભયંકર દાવાગ્નિરૂપ

દુષ્ટ પાશુપત મતના અભિમાનીઓ બેઠેલા હતા તે, તેમના ઉપર આક્ષેપ આણવા લાગ્યા. તે આક્ષેપ આ પ્રમાણે હતો કે,—

પશુપતિ ઈશ્વરે કાર્ય કારણ, યોગ, વિધિ, અને દુઃખાંત, એવા પાંચ પદાર્થ મોક્ષને અર્થે ઉપદેશેલા છે. તેમાં મહદાદિક એ કાર્ય છે; પ્રધાન એ કારણ છે; સમાધિએ યોગ છે; ત્રિષવણ સ્નાનાદિ એ વિધિ છે; અને મોક્ષ એ દુઃખાંત છે. તેમાં પ્રધાન એ જગતનું ઉપાદાન કારણ છે અને પશુપતિ ઈશ્વર એ નિમિત્ત કારણ છે, કેમકે 'ઈશ્વરે દૃષ્ટિ કરી અને તેણે પ્રાણ સરજ્યો ઈત્યાદિ શ્રુતિમાં દૃષ્ટિપૂર્વક ઈશ્વરનું કર્તૃત્વ કહેલું છે. એવુંજ ઘડાનું નિમિત્ત કારણ કુંભાર છે અને તેનું પણ દૃષ્ટિપૂર્વક કર્તૃત્વ છે એમ લોકોમાં જોવામાં આવેછે; તેમ અનેક કારક પૂર્વક ઉત્પન્ન થયેલી ક્રિયાના ફલની સિદ્ધિ પણ લોકોમાં જોવામાં આવેછે; તેમ અનેક કારક પૂર્વક ઉત્પન્ન થયેલી ક્રિયાના ફલની સિદ્ધિ પણ લોકોમાં જોવામાં આવેછે. એજ ન્યાય આદિ કર્તાને વિષે પણ લાગુ પાડવો યોગ્ય છે. વળી જેમ રાજા, વૈવસ્વાત, આદિક ઈશ્વર કેવલ નિમિત્ત કારણ છે એમ લોકોમાં પ્રતિત થાયછે તેમ પરમેશ્વર પણ નિમિત્ત કારણજ છે. વળી આ જગત્ સાવયવ, અચેતન અને અશુદ્ધ છે. એવા લક્ષણવાળા જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ હોય એમ સંભવતું નથી. વળી જો દુઃખ અને મોહાદ્યાત્મક કાર્ય જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ હોય તો પ્રલય વખતે પોતાના ઉપાદાન બ્રહ્મથી કાંઈ જુદુ પડવારૂપ દૂષણ ઉપજેછે. માટે બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ કહેવું એ બરોબર નથી, અને શ્રુતિઓ પશુપતિ ઈશ્વરને નિમિત્ત કારણરૂપે જણાવેછે એમ નિશ્ચય માનવું. ૭૨.

**तद्विकल्पनमनल्पमनीषःश्रुत्युदाहरणतःसनिरस्य ॥**
**ईषदस्तमितगर्वभराणामागमानविममंथपरेषां ॥ ७३ ॥**

એવા તેમના વિકલ્પ સાંભળીને અપાર બુદ્ધિવાળા શ્રી શંકરે શ્રુતિનાં ઉદાહરણ આપીને તેનું ખંડન કર્યું. અને પછી લગાર જેમનો ગર્વ અસ્ત પામ્યો છે એવા પાશુપત મતવાળાઓનાં શાસ્ત્રોનું પણ ખંડન કર્યું; એવી રીતે કે—

તમે જે બ્રહ્મથી ભિન્ન નિમિત્ત અને ઉપાદાનનો સ્વીકાર કરોછો તે ઠીક નથી; કેમકે તેમ કરવાથી શ્રુતિમાં જે પ્રતિજ્ઞા અને જે દૃષ્ટાંત કહ્યાં છે તેને બાધ આવેછે. શ્રુતિમાં કહ્યુંછે કે "જેના વડે, નહિ સાંભળેલું સંભળાય, નહિ માનેલું મનાય, અને નહિ જાણેલું જણાય તે આદેશને તું પૂછેછે ઈ." જો બ્રહ્મ ઉપાદાન કારણ ન હોય તો આ પ્રતિજ્ઞાને બાધ આવે; કેમકે કાર્યથી વ્યતિરિક્ત નિમિત્ત કારણના વિજ્ઞાનથી તે કાર્યનું જ્ઞાન થતું નથી. દૃષ્ટાંત જેમકે, હે સૌમ્ય ! એક માટીના ગોળાનું જ્ઞાન થવાથી સકલ મૃત્તિકામય પદાર્થોનું જ્ઞાન થાય છે; વાણીથી જેનો આરંભ કરવામાં આવેછે એવો મૃત્તિકાના વિકાર એ નામ માત્ર છે. મૃત્તિકા એજ સત્ય છે," એ પ્રમાણે ઉપાદાન રૂપેજ શ્રુતિમાં બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. વળી બીજો કોઈ અધિષ્ઠાતા ન હોવાથી તેજ બ્રહ્મ નિમિત્ત કારણ છે એમ જાણવું; કેમકે જગતની ઉત્પત્તિ થયા પેહેલાં એકજ અદ્વિતિય બ્રહ્મનું પ્રતિપાદન કરેલું હોવાથી બીજે પ્રકારે કહેતાં પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતને બાધ આવે છે, એ

સ્પષ્ટ છે. જો બ્રહ્મ એકજ છે તો નિમિત્ત અને ઉપાદાન બે જુદાં ક્યાંથી હોય? વળી શ્રુતિમાં કહ્યુંછે કે "તેણે ઇચ્છા કરી કે હું બહુ રૂપે થાઊં." એ ઉપરથી પરમાત્મા એજ કર્તા છે અને પ્રકૃતિ પણ છે એમ નિશ્ચય થાયછે. ઉપાદાન અને ઉપાદેયનું અત્યંત સાદૃશ્ય હોવું જોઇએ એમ કાંઈ અવશ્યનું નથી. કેમકે વીંછીનું ઉપાદાન કારણ છાણ છે તેમ કેશનું ઉપાદાન દેહ છે, તથાપિ વીંછી અને કેશ તેમના ઉપાદાન કારણથી વિસદૃશ જોવામાં આવેછે વળી કાર્ય હોઇને તે બ્રહ્મને દૂષણ આપી શકતું નથી. કેમકે ઘટાદિ વિકાર કારણ થકી ભિન્ન ન છતાં મૃત્તિકાને દૂષણ આપતા નથી, એમ જોવામાં આવે છે, વળી પ્રલયકાલમાં કાંઈ કારણથી અભિન્ન રહેછે એટલુંજ નહિ પણ ત્રણે કાલમાં, આત્મા એજ આ સર્વ છે, બ્રહ્મ એજ સર્વ છે એમ વેદમાં કહેલું હોવાથી જગત્રૂપ કાંઈ બ્રહ્મરૂપ કારણથી અભિન્ન છે એ રીતે કારણથી કાંઈ ભિન્ન છતાં પણ સૂર્ય કિરણથી ઉપજેલાં ઝાંઝવાનાં પાણીવડે ક્ષાર ભૂમિ કદી ભીની થતી નથી તેમ જગત પરમાત્માને સ્પર્શ કરતું નથી. એવાં વેદનાં ઉદાહરણો આપીને શ્રી શંકરે તેમના વિકલ્પ દુર કર્યા, અને તેમના શાસ્ત્રનું પણ ખંડન કર્યું. જેમકે,—પાસુપત શાસ્ત્રમાં કહેવા પ્રમાણે પશુપતિ ઇશ્વર પ્રધાન અને પુરૂષના અધિષ્ટતા હોવાથી તે જગતનું કારણ હોઈ શકતા નથી. કેમકે હીન, મધ્યમ, અને ઉત્તમ એવા પ્રાણીઓમાં તેમણે ભેદ કર્યા છે માટે પશુપતિને રાગદ્વેષ છે એમ જણાય છે. વળી પશુપતિ ઇશ્વરનો પ્રધાન અને પુરૂષની સાથે સંબંધ પણ ઉત્પન્ન થતો નથી. તેમનો સંયોગ લક્ષણ સંબંધ પણ સંભવતો નથી. કેમકે તે ત્રણે સર્વગત અને નિરવયવ છે. સમવાય સંબંધ પણ સંભવતો નથી. કેમકે તેમના આશ્રય અને આશ્રિતભાવનું નિરૂપણ કર્યું નથી. બીજો પણ કોઈ કાર્યગમ્ય સંબંધ કલ્પી શકાતો નથી. કેમકે તેમનો કાર્ય કારણ ભાવજ અદ્યાપિ સિદ્ધ થયો નથી. ૭૩.

એ પ્રમાણે તેમના શાસ્ત્રના ખંડનનો પ્રકાર બતાવીને તેમણે માનેલી મુક્તિનું ખંડન કરવાનો પ્રકાર કહેછે કે,—

**अद्वितीयनिरतासतिभेदेमुक्तिरीशसमतैवकथंस्यात् ॥**
**ध्यानजाकिमितिसानविनश्येद्भावकार्यमखिलंहिनानित्यं ॥ ७४ ॥**

અદ્વિતીય બ્રહ્મને વિશેજ પર્યવસન્ન થયેલી એવી મુક્તિ છે અને તમારે મતે ઇશની સમાનતા એ મુક્તિ છે, પણ ભેદ સત્ય છતાં ઇશની સમાનતા લક્ષણ મુક્તિ કેમ બને? કારણ કે તમારે મતે ભેદ સત્ય હોવાથી કોઈ પ્રકારે તેની નિવૃતિ થવાની નહિ તો મુક્તિ પણ કોઈ પ્રકારે બનવાની નહિ. તમે કહેશો કે પશુપતિના ધ્યાનથી અમને મુક્તિ મળશે તો તે પણ યથાર્થ નથી; કેમકે ધ્યાનથી ઉપજેલી મુક્તિ કેમ વિનાશ ન પામે? કારણ કે તેનો વિનાશ ન થવાનો કોઈ હેતુ નથી; માટે જાણવું કે કોઈપણ કાર્ય જે કોઈપણ ભાવથી ઉપજેલું છે તે નિત્ય નથી. અને એજ રીતે ધ્યાનભાવથી ઉપજેલી મુક્તિ પણ અનિત્ય છે. ૭૪.

**किंचसंक्रमणमीशगुणानामिष्यतेपशुषुमोक्षदशायां ॥**
**तन्नसाध्ववयवैर्विधुराणांसंक्रमोनघटतेहिगुणानां ॥ ७५ ॥**

વળી મોક્ષાવસ્થામાં જીવોમાં પશુપતિ ઈશ્વરના ગુણોનું સંક્રમણ થાય છે એમ જે પાશુપત મતવાળા ઇચ્છેછે તે ઇચ્છવું પણ બરોબર નથી. કેમકે અવયવ વિનાના ગુણોનું સંક્રમણ ઘટતું નથી. ૭૫.

पद्मगंधइवगंधवहेऽस्मिन्नात्मनीश्वरगणोऽस्त्वितिचेन्न ॥
तत्रगंधसमवायिनभस्वत्संयुतंदिशतिगंधधियंयत् ॥ ७६ ॥

તમે (પાશુપત મતવાળા) કહેશો કે જેમ અવયવ વિનાના કમલના ગંધનું જેમ વાયુમાં સંક્રમણ થાયછે તેમ જીવમાં પશુપતિના ગુણોનું સંક્રમણ પણ ઘટેછે, તો તેમ નથી; વાયુમાં જે કમલનો ગંધ જણાયછે તેતો ગંધના સમવાય સંબંધવાળું કમલ સૂક્ષ્મ અવયવરૂપે વાયુ સાથે સંયુક્ત થઈને વાયુમાં ગંધબુદ્ધિ દેખાડે છે. ૭૬.

किंचैकदेशेनसमाश्रयंतेकात्स्न्येंनवाशंभुगुणाविमुक्तान् ॥
पूर्वेतुपूर्वोदितदोषसंगस्त्वंतेऽज्ञतादिःपरमेश्वरेस्यात् ॥ ७७ ॥

વળી અમે તમને (પાશુપત મતવાળાઓને) પૂછીએ છીએ કે વારૂ પશુપતિના ગુણો મુક્ત પુરૂષમાં આવેછે તે એક દેશવડે આવેછે કે સમગ્રપણે આવેછે ? અર્થાત્ થોડા ઘણા આવેછે કે બધાય ગુણો આવેછે ? જો થોડા ઘણા આવેછે એમ કહેશો તો પૂર્વે કહ્યો તેજ દોષ લાગુ થશે એટલે અવયવ-રહિત ગુણોમાંથી થોડા ઘણા ગુણો છૂટા પ-ડીને જીવમાં આવે એમ બને નહિ માટે ગુણોનું સંક્રમણ ઘટશે નહિ. જો પશુપતિમાંથી સમગ્ર ગુણો જીવમાં આવેછે એમ કહેશો તો પશુપતિ ઇશ્વર ગુણ રહિત થઈ જવાના તેથી તે પરમેશ્વરને વિષે અજ્ઞતાદિ (અજ્ઞાનપણું આદિ) દોષ લાગુ થશે. ૭૭.

इत्थंतर्कैःकुलिशकठिनैःपंडितंमन्यमाना
भिन्नत्स्वार्थाःस्मयभरमदंतत्यजुस्तांत्रिकास्ते ॥
पक्षाघातैरिवरयभरैस्ताड्यमानाःफणासु
क्ष्वेडज्वालांखगकुलपतेःपन्नगाःसाभिमानाः॥७८॥

જેમ પક્ષીઓના કુલના પતિ ગરૂડના અતિશય વેગવાળા પાંખોના ઝપાટાઓ આ ઘાતવડે ફણામાં જેમને તાડન થાયછે એવા અભિમાનવાળા સર્પો ઝેરની જ્વાલા બાહાર કાઢેછે તેમ, વજ્રના જેવાં કઠણ તર્કવડે જેમનો અભિમત અર્થભેદ પામી ગયો છે એવા તથા પોતાને પંડિત માનનારા તે તાંત્રિક—પાશુપત મતવાળા પોતાના અતિશય ગર્વના મદને તજી દેતા હવા. ૭૮.

व्याख्याजृंभितपाटवात्फणिपतेर्मंदाक्षमुद्दीपयन्
संख्यालंघितशिष्यहृद्वनरुहेष्वादित्सतामुद्वहन् ॥
उद्वेलस्वयशःसमैःसभगवत्पादोजगद्भूषयन्
कुर्वन्वादिमृगेषुनिर्भरमभाच्छार्दूलविक्रीडितं ॥ ७९ ॥

વ્યાખ્યાન કરવાવડે વિકાસ કરેલી કુશલતાવડે શેષ નાગને પણ લજ્જા ઉત્પન્ન ક-

રતા, અસંખ્ય શિષ્યોના હૃદયરૂપી કમલ તે વિષે સૂર્યપણું-ધારણ કરતા—સૂર્ય જેમ કમલને ખીલાવેછે તેમ પોતાના શિષ્યોનાં હૃદયને ખીલાવતા, જેણે સાત સમુદ્રના કિનારાઓનું ઉલ્લંઘન કર્યું છે એવા પોતાના યશરૂપી પુષ્પોથી જગતને અલંકૃત કરતા, અને વાદીરૂપી હરણોમાં અત્યંત-દૃઢ શાર્દૂલવિક્રીડિતને આચરતા-શાર્દૂલ જે ક્રીડા હરણોમાં કરેછે અર્થાત્ હરણોનો નાશ કરેછે તેમ વાદીઓનો પરાજયરૂપી નાશ કરતા શ્રી ભગવત્પાદ શંકરાચાર્ય શોભતા [૧]હતા. ૭૯.

वेदांतकांतारकृतप्रचारःसुतीक्ष्णसद्युक्तिनखाग्रदंष्ट्रः ॥
भयंकरोवादिमतंगजानांमहर्षिकंठीरवउल्ललास ॥८०॥

શ્રી શંકરને સિંહરૂપે વર્ણેછે કે,—વેદાંતરૂપી વનમાં જેણે પ્રચાર (ગમન) કર્યો છે. અત્યંત તીક્ષ્ણ એવી ઉત્તમ યુક્તિ (તર્ક)રૂપી જેના નખનાં અગ્ર (અણીઆં) તથા દાઢો છે, વાદીરૂપી હાથીઓને જે ભયંકરછે, એવો મહર્ષિ (શ્રીશંકર)રૂપી સિંહ શોભતો હતો. ૮૦.

अमानुषंतस्ययतीश्वरस्यविलोक्यबालस्यसतःप्रभावं ॥
असंतमाश्चर्ययुतांतरंगाःकाशीपुरस्थाजगदुस्तदेत्थं ॥ ८१ ॥

તે યતીશ્વર શંકર બાલક છતાં પણ તેમનો અમાનુષ પ્રભાવ જોઈને અત્યંત આશ્ચર્યયુક્ત જેમનાં અંતર થયાંછે એવા કાશી નગરના રહેનારા લોકો તે સમયે આ પ્રમાણે કહેવા લાગ્યા કે,—૮૧

अस्मान्मुहुर्द्योतितसर्वतंत्रात्पराभवंपीडितपुंडरीकाः ॥
प्रपेदिरेभास्करगुप्तमिश्रमुरारिविद्येंद्रगुरुप्रधानाः ॥८२॥

વારંવાર જેણે સર્વે શાસ્ત્રોને પ્રકાશિત કર્યાંછે એવા શ્રી શંકર થકી જેમનું હૃદયકમલ પીડાયુંછે એવા ભાસ્કર ગુપ્ત મિશ્ર મુરારિ, વિદ્યેંદ્ર ગુરૂ, આદિક પરાભવ પામ્યાછે. ૮૨.

अस्यात्मनिष्ठातिशयेनतुष्टःप्रादुर्भवन्कामरिपुःपुरस्तात् ॥
प्रचोदयामासकिलप्रणेतुंवेदांतशारीरकसूत्रभाष्यं ॥८३ ॥

આ (શ્રી શંકરની અત્યંત આત્મ નિષ્ઠ થી સંતાપ પામેલા કામરિપુ-મહાદેવ તેમના આગળ પ્રકટ થયા. અને તેમને (શ્રી શંકરાચાર્યને) વેદાંતનું શારીરક સૂત્ર ભાષ્ય રચવાની પ્રેરણા કરી. ૮૩.

कुदृष्टितिमिरस्फुरत्कुमतपंकमग्नांपुरापराशरभुवाचिरातबुधमुदेबुधेनोद्धृतां ॥
अहोबतजरद्गवीमनघभाष्यसूक्तामृतैरपंकयतिशंकरप्रणतशंकरःसादरं ॥८४॥

કુદૃષ્ટિરૂપી અંધકારને વિષે સ્ફુરણાયમાન કુમતિ દુષ્ટ-બુદ્ધિરૂપી કાદવમાં ડુબેલી-કળેલી શ્રુતિ લક્ષણ પ્રાચીન ગાયનો, પૂર્વે જ્ઞાની એવા પરાશરના પુત્ર વેદવ્યાસે પંડિતોને હર્ષ આપવાને અર્થે ઘણે કાલે ઉદ્ધાર કર્યો હતો. એ વેદ લક્ષણ પુરાતન ગાય ને દોષ

[૧] આ શ્લોકમાં શ્રી શંકરનું વર્ણન કરવામાં આવેલા શાર્દૂલવિક્રીડિત પદવડે છંદના નામનું સુચન થાયછે માટે મુદ્રાલંકાર "सूच्यार्थसूचनं मुद्रा प्रकतार्णपरैः पदैः પ્રકૃતનું વર્ણન કરનારાં પદવડે સુચન કરવા યોગ્ય અર્થનું જ્યાં સુચન કરયું હોય ત્યાં મુદ્રાલંકાર થાય છે. (ચંદ્રાલોક).

રહિત ભાષ્યનાં સૂક્તરૂપ અમૃતથી આદરસહિત પોતાને પ્રણામ કરતા પુરૂષનું કલ્યાણ કરનાર શ્રીશંકર કાદવ રહિત કરેછે-નિર્મલ કરેછે એ મોટા હર્ષની અને આશ્ચર્યની વાતછે. ૮૪.

त्रैलोक्यंससुखंक्रियाफलपयोभुंक्तेययाविष्कृतं
यस्यावृद्धतरेमहीसुरगृहेवासःप्रवृद्धाध्वरे ॥
तांपंकप्रसृतेकुतर्ककुहरेघोरैःखरैःपातितां
निष्पंकामकरोत्सभाष्यजलधेःप्रक्षाल्यसूक्तामृतैः ॥ ८५ ॥

જે વેદ લક્ષણ ગાયે પ્રકટ કરેલું ક્રિયાના ફલરૂપ દુધ સુખે કરીને ત્રણે લોક ખાય છે.-પીએછે-અનુભવેછે, અને જેનો નિવાસ અત્યંત પ્રાચીન તથા જેમાં યજ્ઞો અતિશય વૃદ્ધિ પામ્યા છે.—જ્યાં ઘણા યજ્ઞ થયાછે એવા પ્રયાગમાં પ્રજાપતિ નામે બ્રાહ્મણને ઘેર છે તે શ્રુતિલક્ષણ ગાયને કાદવથી વ્યાપ્ત એવા કુતર્કરૂપી ખાડમાં ભયંકર અને તીક્ષણ દુર્જનોએ પાડેલી છે. ગાયને ભાષ્યરૂપી સમુદ્રમાંથી સૂક્તરૂપી અમૃત લેઈ તે વડે શ્રી શંકરાચાર્યે કાદવ રહિત કરી-નિર્દોષ કરી. ૮૫.

मिथ्यावक्तीतिकैश्चित्परुषमुपनिषद्दूरमुत्सारिताभू
दन्यैरस्मिन्नियोज्यंपरिचरितुमसावर्हतीतिप्रनुन्ना ॥
अर्थाभासंदधानैर्मृदुभिरिवपरैर्वंचिताचोरितार्थै
र्विंदत्यानंदमेषासुचिरमशरणाशंकरार्यंप्रपन्ना ॥८६ ॥

કેટલાક વેદ બાહ્ય મતવાળા પુરૂષોએ 'ઉપનિષદ્ મિથ્યા કહેછે.' એ પ્રમાણે કહીને તેને દુર કાઢી નાખી હતી. બીજા કેટલાક બાહ્ મતાનુસારી આદિક પુરૂષોએ 'વેદાંત કર્મમાં જે નિયોજ્ય છે તેની પરિચર્યા કરવાને ઉપનિષદ્ યોગ્ય છે' એ પ્રમાણે કહીને તેને બલાત્કારે પીડિત કરી હતી; વળી કેટલાક કોમલ સરખા જણાતા પણ અતિ કઠોર નૈયાયિકો જેઓ એમ કહેતા હતા કે ઉપનિષદ્‌માં અર્થ નથી પણ અર્થાભાસ છે, તથા જેઓએ તેના અર્થનો લોપ કર્યો છે, તેમણે ઉપનિષદ્‌ને છેતરી હતી. એવી રીતે ઘણા કાલ સુધી કોઈનું શરણ ન પામેલી તે ઉપનિષદ્ શ્રી શંકરાચાર્યને શરણે આવીને આનંદ પામે છે. ૮૬.

हंतुंबौद्धोनुधावत्तदनुकथमपिस्वात्मलाभःकणादा
ज्ज्ञातःकौमारिलाद्यैर्निजपदगमनेदर्शितंमार्गमात्रं ॥
सांख्यैर्दुःखंविनीतंपरमथरचितामाणधृत्यर्हतान्यै
रित्थंखिन्नंपुमांसंख्यधितकरुणयाशंकरार्यःपरेशं ॥ ८७ ॥

આત્મારૂપ પુરૂષ જેને શુન્યવાદી બૌદ્ધ હણવાને દોડ્યો હતો; તેના પછી કાંઈ કરતાં (મોટા પ્રયત્ને) કણાદ થકી જેને પોતાના આત્માનો લાભ થયો; કૌમારિલ ભટ્ટાચાર્ય આદિક પુરૂષોએ જેને પોતાની પદવીએ પોહોચવાનો માર્ગ માત્ર બતાવ્યો હતો; સાંખ્ય આચાર્યોએ કેવલ જેના દુઃખનો નાશ કર્યો હતો; અને બીજા પાતંજલ આદિક આચાર્યોએ

પ્રાણનું ધારણ કરવાવડે (પ્રાણાયામ કરવાવડે) જેની પૂજ્યતા સંપાદન કરી હતી; એ રીતે ખેદ પામેલા આત્મા પુરૂષને શ્રી શંકરાચાર્યે કૃપા કરીને પરમાત્મા બનાવી દીધો. ૮૭.

ग्रस्तंभूतैर्नदद्वंकतिचनददृशुःकेचदृष्ट्वाप्यधीराः
केचिद्भूतैर्वियुक्तंव्यधुरथकृतिनःकेपिसर्वैर्विमुक्तं ॥
किंत्वेतेषामसत्त्वंनविदधुरजहन्नैवभीतिंततोसौ
तेषामुच्छिद्यसत्तामभयमकृततंशंकरःशंकरांशः ॥ ८८ ॥

કેટલાક ચાર્વાકાદિક પૃથ્વી આદિક ભૂતોએ ગળેલા આત્માને જોઈ શક્યા નહિ. કેટલાક યોગાચારાદિક આત્માને જોઈને પણ અધીરા થઈ ગયા—ક્ષણિક વિજ્ઞાન આત્મા છે એ તેઓ માનતા હતા. કેટલાક પુણ્યશાલી તાર્કિક, મીમાંસક આદિક પુરૂષોએ તેને ભુત થકી જૂદો કર્યો. કેટલાક—સાંખ્ય આદિક પુણ્યશાલી પુરૂષોએ તેને સર્વે ભુત થકી તથા તેના ગુણો થકી જૂદો કર્યો પણ તેમણે તે સર્વનું અસત્પણું પ્રતિપાદન કર્યું નહિ તેથી આત્મા નિર્ભય થયો નહિ પણ શંકરે તો તે સર્વેની સત્તાનો (હોવાપણાનો) નાશ કરીને આત્માને નિર્ભય કર્યો; કેમકે તે બ્રહ્મવિદ્યાના અધીશ્વર મહાદેવના અંશ હતા. ૮૮.

चार्वाकैर्निन्हुतःप्राग्बालिभिरथमृषारूपमापाद्यगुप्तः
काणादैर्हानियोज्योव्यरचिबलवताकृष्यकौमारिलेन ॥
सांख्यैराकृष्यतद्वत्तामलमपिरचितोयःप्रधानैकतंत्रो
दृष्ट्वासर्वेश्वरंतंव्यतनुतपुरुषंशंकरःशंकरांशः ॥ ८९ ॥

પૂર્વે આત્મારૂપ પુરૂષને ચાર્વાકોએ 'આત્મા છેજ નહિ' એમ કહીને ઉડાવી દીધો હતો; પછી બલવાન એવા કણાદ મતને અનુસરનારાઓએ કર્તૃત્વાદિ વિશેષણવાળું અને જ્ઞાનાદિ ગુણવાળું મિથ્યા ભૂતરૂપ આપીને તેને સંતાડી રાખ્યો હતો; અરે! તે પછી બલવાન કુમારિલ ભટ્ટના મતાનુયાયિયોએ પણ તેને મહા ભૂતોમાંથી જૂદો ખેંચી કાઢીને સ્વર્ગ નર્કમાં કર્મ પ્રમાણે ભટકનારો દાસ હોય તેવો બનાવી દીધો હતો; તેમની પાસેથી પણ સાંખ્યાચાર્યોએ તેને ખેંચી લઈને નિર્મલ કર્યો પરંતુ તેને પ્રધાનનાજ આધીનમાં રાખ્યો. એવી રીતે (આત્મા પુરૂષના હાલહવાલ થતા) જોઈને મહાદેવના અંશાવતાર શ્રી શંકરાચાર્યે તેને સર્વેશ્વર બનાવી દીધો. ૮૯.

वाचःकल्पलताःप्रसूनसुमनःसंदोहसंदोहना
भाष्येभूष्यतमेसमीक्षितवतांश्रेयस्करेशांकरे ॥
भाष्याभासगिरोदुरन्वयागिराश्लिष्टाविसृष्टागुणै
रिष्टास्युःकथमंबुजासनवधूदौर्भाग्यगर्भीकृताः ॥९०॥

જે પુરૂષોએ શ્રી શંકરાચાર્યના અત્યંત ભૂષણાસ્પદ અને કલ્યાણકારી શ્રી ભાષ્યમાં ફલ અને પુષ્પના સમુદાયને આપનારી કલ્પલતા જેવી વાણી જોએલી છે, તેમને કમલાસન (બ્રહ્મા)ની સ્ત્રી સરસ્વતીના દુર્ભાગ્યે જેમાં વાસો કરેલો છે એવી, ગુણોએ તજેલી

દુઃખે કરીને જેનો સંબંધ બેસે એવી વાણીથી સંયુક્ત અને બાળ્ય જેવી દેખાતી વાણીયો કેમ પ્રીતિકર લાગે ? ૯૦.

कामंकामकिरातकार्मुकलतापर्यायानिर्यातया
नाराचच्छटयाविपाटितमनोधैर्यैर्धियाकल्पितान् ॥
आचार्याननवर्यनिर्यदभिदासिद्धांतशुद्धांतरो
धीरोनानुसरीसरीतिविरसान्ग्रंथानबंधापहान् ॥ ९१ ॥

કામરૂપી ભિલ્લની ધનુષ્યરૂપી વેલમાંથી અનુક્રમે નીકળેલા નારાચ નામે બાણના સમૂહથી જેમના મનનું ધૈર્ય યથેષ્ટ નાશ કર્યું છે એવા પુરૂષોએ અર્થાત્ કામાદિ વિકારથી હણાયલા પુરૂષોએ પોતાની બુદ્ધિવડે કલ્પેલા આચાર્યોને, અને તેવાજ પુરૂષોએ પોતાની બુદ્ધિ પ્રમાણે કલ્પેલા નીરસ અને સંસારરૂપી બંધનનો નાશ કરવાને અસમર્થ એવા ગ્રંથોને, સર્વોત્તમ આચાર્ય થકી નીકળેલા અભેદ સિદ્ધાંતવડે જેનું અંતર શુદ્ધ થયેલું છે. એવો ધીર પુરૂષ અનુસરતો નથી. ૯૧.

सुधास्यंदाहंताविजयिभगवत्पादरचना
समस्कंधान्ग्रंथान्रचयतिनिबद्धायदितदा ॥
विशंकांभंगानांमृडमुकुटशृंगाटसरितः
कृतौतुल्याकुल्यानियतमुपशल्याद्दतगतिः ॥ ९२ ॥

વળી જો કોઈ ગ્રંથકર્તા, અમૃત પ્રવાહની અહંતા—હુંપદનો જય કરનારી શ્રી ભગવત્પાદ શંકરાચાર્યની રચનાની બરોબરી કરે એવા ગ્રંથોને રચે ત્યારે તો, કોઈ ગામની પડોશમાં નિયમ પ્રમાણે-હદમાં રહીને જે આદરથી ગમન કરેછે એવી નાની (ક્ષુલ્લક) અથવા કત્રિમ નદી, મહાદેવના મુકુટરૂપી ચાર માર્ગના ચકલામાં રહેલી ગંગાના તરંગની બરોબર તરંગ કરવામાં બરાબર થાય, એવી શંકા પણ ઉત્પન્ન કરેછે. અર્થાત્ જેમ કોઈ ક્ષુલ્લક નદી ગંગાના સરખા ભારે તરંગ ઉત્પન્ન કરી શકે નહિ તેમ બીજો કોઈ ગ્રંથકર્તા શ્રી શંકરના જેવા ગ્રંથ પણ રચી શકે નહિ. ૯૨.

ययादीनाधीनाघनकनकधारासमरचि
प्रतीतिंनीतासौशिवयुवतिसौंदर्यलहरी ॥
भुजंगोरौद्रोपिश्रुतभयहृदाधायिसुगुरो
र्गिरांधारासेयंकलयतिकवेःकस्यनमुदं ॥ ९३ ॥

શ્રી શંકરાચાર્યની વાણીની જે ધારાએ ઘન સુવર્ણની ધારા દીન પુરૂષને આધીન કરી છે, જેણે શિવની યુવતી ગૌરીના સૌંદર્યની લેહેરને પ્રકટ કરીછે, સર્પ મહા ક્રોધી છતાં પણ જેના નામનું શ્રવણ કરીને ભયનું હરણ કરનાર થાયછે (શંકરે નામાંકિત પ્રાકૃત મંત્ર પણ સર્પનું વિષ હરેછે એ સહુ જાણેછે) એવી ઉત્તમ ગુરૂ શ્રી શંકરની વાણીની આ ધારા કયા કવિને હર્ષ નહિ આપે ! અર્થાત્ સર્વને આપશેજ. ૯૩.

गिरांधाराकल्पद्रुमकुसुमधारापरगुरो
स्तदर्थालीचिंतामणिकिरणवेण्यागुणनिका ॥
अभंगव्यंग्यौघःसुरसुरभिदुग्धोर्मिसहभू
र्दिवंभव्यैःकाव्यैःसृजतिविदुषांशंकरगुरुः ॥ ९४ ॥

શ્રી શંકર ગુરૂ પોતાનાં ભવ્ય કાવ્યોવડે વિદ્વાનોને અર્થે એક સ્વર્ગ-લોક સરજે છે. એવી રીતે કે, તે શ્રેષ્ટ ગુરૂની વાણીની ધારા એજ સ્વર્ગનાં કલ્પવૃક્ષનાં પુષ્પની ધારા છે તે ધારામાં જે અર્થની પંકિત રહેલી છે તે સ્વર્ગમાંના ચિંતામણિના કિરણોરૂપ વેણી (કેશ બંધ)નું નૃત્ય છે. તે કાવ્યમાં જે અખંડ વ્યંજનાનો સમુદાય છે તે કામધેનુના દૂધના તરંગની બરોબર છે. એ રીતે શ્રીશંકરગુરૂ પોતાના ભવ્ય કાવ્યવડે વિદ્વાનોનું સ્વર્ગ સરજેછે. ૯૪.

वाचामोचाफलाभाःश्रमशमनविधौतेसमर्थास्तदर्था
व्यंग्यंभंग्यंतरंतत्खलुकिमपिसुधामाधुरीसाधुरीतिः ॥
मन्येधन्यानिगाढंप्रशमिकुलपतेःकाव्यगव्यानिभव्यान्
येकश्लोकोऽपियेषुप्रथितकविजनानंदसंदोहकंदः ॥ ९५ ॥

જે કાવ્યની વાણી કેળનાં ફલ ( કેળાં ) જેવી મધુર છે; તે વાણીના અર્થ શ્રમને સમાવવાની વિધિમાં સમર્થ છે; તેમાં જે બીજાં વ્યંજના યુક્ત વચનો છે તે કાંઈક અનિર્વાચ્ય વસ્તુને કેહેનારાં છે. તે કાવ્યની સારી જે રીતિઓ તે અમૃત સમાન મધુરતા વાળી છે. એ રીતે સન્યાસીના કુલના ઈશ્વર શ્રી શંકરનાં કાવ્યરૂપી ભવ્ય ગોદુગ્ધ,જેમાંનો એક શ્લોકપણ પ્રસિદ્ધ એવા કવિ જનોના આનંદ સમુદાયનું મૂલ છે, તેને હું અત્યંત ધન્ય માનું છું. ૯૫.

वाग्गुंफैःकुरुविंदकंदलनिभैरानंदकंदैःसता
मर्थौघैररविंदवृंदकुहरस्पंदन्मरंदोज्वलैः ॥
व्यंग्यैःकल्पतरुप्रफुल्लसुमनःसौरभ्यगर्भीकृतै
र्दत्तेकस्यमुदंनशंकरगुरोर्भव्यार्थकाव्यावलिः ॥ ९६ ॥

શ્રી શંકરગુરૂની ભવ્ય અર્થવાળી કાવ્યની પંક્તિ, કુરૂવિંદ (મોથ)ના અંકુર સરખાં સત્પુરૂશોના આનંદના મૂલભૂત વાણીના ગુંફ વડે, કમલના સમૂહમાં જે છિદ્રો છે તેમાંથી ટપકતા મકરંદ સમાન ઉજ્વલ અર્થના સમુદાય વડે, અને કલ્પવૃક્ષનાં પ્રફુલ્લિત પુષ્પની સુગંધિથી વ્યાપ્ત વ્યંજનાઓ વડે, કોને આનંદ નથી આપતી ? અર્થાત્ શ્રી શંકરનાં કાવ્યમાંની વાણી, અર્થ અને વ્યંજના એ સર્વ સરસ હોઇને સર્વને આનંદ આપેછે.૯૬.

तत्तादृग्यतिशेखरोकृतनिषद्भाष्याणिशम्येर्ष्यया
केचिद्देवनदीतटस्थविदुषामक्षांघ्रिपक्षश्रिताः ॥
मौर्ख्यात्खंडयितुंप्रयत्नमनुमानैकेक्षणाविक्षमा
श्चक्रुर्भाव्यविचार्यचित्रकिरणंचित्राःपतंगाइव ॥ ९७ ॥

યતિઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્યે ઉદ્ધૃત કરેલું—અર્થાત્ રચેલું એવું (આગળ કહ્યું તેવું) ઉપનિષદ્‌નું ભાષ્ય જોઇને દેવ નદી—ગંગાના કિનારાપર રહેનારા વિદ્વાનોમાંના કેટલાક ગૌતમના પક્ષને આશરેલા અને એક અનુમાનજ જેમને મુખ્ય નેત્ર-જ્ઞાન સાધન છે એવા પુરૂષો ઈર્ષ્યા વડે ક્ષમા ગુણ રહિત થઇને-સહન ન થઈ શકવાને લીધે ભાવિનો વિચાર ન કરીને, જેમ અગ્નિમાં વિચિત્ર પતંગો પડે છે તેમ, મૂર્ખતાથી તેનું ખંડન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ૯૭.

निघर्षणच्छेदनतापनाद्यैर्यथासुवर्णपरभागमेति ॥
विवादिभिःसाधुविमथ्यमानंतथामुनेर्भाष्यमदीपिभूयः ॥ ९८ ॥

જેમ સુવર્ણને ઘસવાથી, કાપવાથી અને તપાવવાથી તે ઉત્તરોત્તર ઉત્તમ ભાગ્યને પામે છે—ઉત્તમ થાય છે તેમ વિવાદી પુરૂષોએ સારી રીતે મંથન કરેલું શ્રી શંકર મુનિનું ભાષ્ય વધારે પ્રકાશવા લાગ્યું. ૯૮.

सभाष्यचंद्रोमुनिदुग्धसिंधोरुत्थायदास्यन्नमृतंबुधेभ्यः ॥
विधूयगोभिःकमतांधकारानतर्पयद्विप्रमनश्चकोरान् ॥ ९९ ॥

તે ભાષ્ય લક્ષણ ચંદ્રમા મુનિ રૂપી ક્ષીર સમુદ્રમાંથી ઉત્પન્ન થઇને પંડિતરૂપી દેવતાઓને મોક્ષ રૂપી અમૃત આપતો હતો તથા તે સાથે પોતાનાં વાણીરૂપી કિરણોથી કુમત રૂપી અંધકારને દુર કરીને મુમુક્ષૂ બ્રાહ્મણોનાં મનરૂપી ચકોરને તૃપ્ત કરતો હતો. ૯૯.

अनादिवाक्सागरमंथनोत्थासेव्याबुधैर्धिकृतदुःसपत्नैः ॥
विश्राणयंतीविजरामरत्वंविदिद्युतेभाष्यसुधायतींदोः ॥ १०० ॥

અનાદિ ભૂત વેદ વાણી રૂપી સમુદ્રનું મંથન કરવાથી ઉપજેલું, કામ ક્રોધાદિક દુષ્ટ શત્રુઓનો જેણે ધિક્કાર કર્યો છે એવા પંડિતોએ સેવન કરવા યોગ્ય, તથા જે જરા-મરણથી રહિતપણાને આપે છે-જરા મરણ રહિત કરે છે, એવું યતિરૂપી ચંદ્ર-શ્રી શંકરથકી ઉપજેલું ભાષ્યરૂપી અમૃત અત્યંત શોભે છે. ૧૦૦.

सतांहृदब्जानिविकासयंतीतमांसिगाढानिविदारयंती ॥
प्रत्यर्थ्युलूकान्प्रविलापयंतीभाष्यप्रभाभाद्यतिवर्यभानोः ॥१०१ ॥

યતિઓમાં શ્રેષ્ઠ શ્રી શંકરાચાર્યરૂપી સૂર્યની સત્પુરૂષોનાં હૃદયરૂપી કમળને વિકાસ પમાડતી અજ્ઞાનરૂપી ગાઢ અંધકારને ફાડી નાંખતી, દુર કરતી, અને પ્રતિવાદીરૂપ ઘુવડને સંતાડી દેતી-સંતાઈ જવાની જરૂર પાડતી, ભાષ્યરૂપી પ્રભા પ્રકાશતી હતી. ૧૦૧.

न्यायमंदरविमंथनजाताभाष्यनूतनसुधाश्रुतिसिंधोः ॥
केवलश्रवणतोविबुधेभ्यश्चित्रमत्रवितरत्यमृतत्वं ॥ १०२ ॥

શ્રુતિ (વેદ) રૂપી સમુદ્રમાંથી ન્યાયરૂપી મંદરાચલ વડે મંથન કરવાથી ઉપજેલું ભાષ્યરૂપી નૂતન અમૃત કેવલ શ્રવણ કરવા વડે વિબુધોને (જ્ઞાનીઓને-દેવોને) અમૃત-પણું (મોક્ષ) આપે છે એ આશ્ચર્ય છે! સમુદ્રમાંથી મંદરાચલ વડે મંથન કરવાથી ની-

કળેલું અમૃત આસ્વાદન કરવાવડે દેવોને અમરપણું આપેછે પણ શ્રુતિમાંથી ન્યાયવડે મંથન કરવાથી નીકળેલું ભાષ્યતો માત્ર શ્રવણ કરવાવડેજ અમરપણું આપેછે એ આશ્ચર્ય.૧૦૨.

पादादासीत्पद्मनाभस्यगंगाशंभोर्वक्त्राच्छांकरीभाष्यसूक्तिः।
आद्याकान्दृश्यतेमज्जयंतीसन्यामग्नानुद्धरत्येषभेदः ॥ १०३ ॥

ગંગા શ્રી વિષ્ણુના ચરણમાંથી ઉપજી છે અને શ્રી શંકરાચાર્ય કૃત ભાષ્યનાં ઉત્તમ વચનો શ્રી શંભુના મુખથકી ઉપજ્યાં છે એ ગંગા કરતાં ભાષ્યની અધિકતા છે. વળી ગંગા લોકોને ડુબાડતી માલમ પડેછે (લોકો તેમાં સ્નાન કરેછે તે સમયે ડુબતા જણાયછે), અને ભાષ્યનાં વચનો તો લોકોને ઉદ્ધાર કરેછે એટલો ગંગા અને ભાષ્યમાં ભેદછે. ૧૦૩.

व्यासोदर्शयतिस्मसूत्रकलितन्यायौघरत्नावली—
रर्थालाभवशानकैरपिबुधैरेतागृहीताश्चिरं ॥
अर्थाप्त्यासुलभाभिराभिरधुनातेमंडिताःपंडिता
व्यासश्चापकृतार्थतांयतिपतेरौदार्यमाश्चर्यकृत् ॥ १०४ ॥

[1]સૂત્રોમાં સંકલિત કરેલા ન્યાય સમુદાય રૂપી રત્નની [2]માલા વ્યાસ મુની (તેના ગ્રાહકોને) બતાવે છે, પણ અર્થની પ્રાપ્તિ નહિ હોવાથી ઘણા કાલ સુધી કોઈ પંડિતે પણ તેને ગ્રહણ કરી નહિ અર્થાત્ જેમ કોઇ ઉત્તમ કારીગર સૂત્રમાં માલા ગુંથીને દેખાડતો હોય પણ પાસે અર્થ (દ્રવ્ય) ન હોવાથી કોઈ પણ ડાહ્યો માણસ તેને લે નહિ, તેમ વ્યાસ મુનિએ સૂત્રમાં ન્યાયરૂપી રત્નની માલા ગુંથી પણ તેનો અર્થ ન સમજાવાથી ઘણા કાલસુધી કોઈ પંડિતોએ તે સૂત્રમાલા ગ્રહણ કરી નહિ, પણ હવે તો યતિઓના પતિ શ્રી શંકર પાસેથી અર્થની (ધનની-સૂત્રના અર્થની) પ્રાપ્તિ થવાથી તે માલાઓ સુલભ થઈ જવાથી તે પંડિતો અલંકૃત (શોભાયમાન-કૃત કૃત્ય) થયા તથા વ્યાસ પણ કૃતાર્થ (કૃત કૃત્ય-ધન સંપન્ન) થયા. એવી રીતે યતિઓના પતિ શ્રી શંકરની ઉદારતા આશ્ચર્ય ઉપજાવે એવી છે. ૧૦૪.

विद्वज्जालतपःफलंश्रुतिवधूधम्मिल्लमल्लीस्रजं
सद्वैय्यसिकसूत्रमुग्धमधुरागण्यातिपुण्योदयं ॥
वाग्देवीचिरभोग्यभाग्यविभवप्राग्भारकोशालयं ॥
भाष्यंतेनिपिबंतिहंतनपुनर्येषांभवेसंभव ॥ १०५ ॥

શ્રી શંકરાચાર્યે કરેલું ભાષ્ય વિદ્વાન્ સમુદાયના તપના ફલ રૂપ છે; શ્રુતિરૂપી વધુના કેશપાશમાં મોગરાની માલા રૂપ છે અર્થાત્ શ્રુતિના માથાનું ભૂષણ છે; ઉત્તમ એવા વ્યાસ કૃત સૂત્ર રૂપી સુંદર મિત્રના મધુર અને અગણિત, એવા અતિશય પુણ્યના ઉદયરૂપ છે. અને સરસ્વતીને ઘણા કાલલગી ભોગવવા યોગ્ય ભાગ્યોના અતિઘણા વૈભવને સંચી રાખવાના ભંડાર રૂપ છે. આહા! જેમનો આ સંસારમાં ફરી જન્મ થવાનો નથી તેઓજ એ ભાષ્ય રૂપી રસનું પાન કરે છે. !! ૧૦૫.

[1] દોરો—વ્યાસકૃત સુત્ર. [2] હાર—પંક્તિ.

मंथानाद्रिधुरंधराश्रुतिसुधासिंधोर्यतिक्ष्मापते
ग्रंथानांफणितिःपरावरविदामानंदसंधायिनी ॥
इंधानैःकुमतांधकारपटलैरंधीभवच्चक्षुषां
पंथानंस्फुटयंसकांडकमभात्तर्कार्कविद्योतितैः ॥ १०६ ॥

વેદરૂપી અમૃતના સમુદ્રને મંથન કરવાના મંદરાચલ પર્વતની ધુર ( ઝૂંસરી )ને ધારણ કરનારી, કાર્ય કારણરૂપ અથવા સ્થુલ સૂક્ષ્મરૂપ, અથવા તત્વં પદાર્થરૂપ, પર અને અપર રૂપને જાણનારા પુરૂષોને આનંદ આપનારી, કુત્સિત મતરૂપ અંધકારના સમુદાયથી જેમનાં નેત્ર આંધળા સરખાં થઈ જાયછે તેમને પ્રદિપ્ત થયેલા તર્કરૂપી સૂર્યના પ્રકાશવડે માર્ગ બતાવનારી, યતિઓના રાજા શ્રી શંકરાચાર્યના ગ્રંથોની સુંદર વાણી પ્રસિદ્ધ રીતે શોભતી હતી. ૧૦૬.

आसीतानाथनेतुःस्थलकृतसलिलेद्वैतमुद्रात्समुद्रा
दारुद्राकार्षणाद्रागवनतशिखराद्भोगसांद्रान्नगेंद्रात् ॥
आचप्राचीनभुर्मीधरमुकुटतटादातटात्पश्चिमाद्रे
रद्वैताद्यापवर्गाजयतियतिवरेणोद्धताब्रह्मविद्या ॥ १०७ ॥

સીતાના નાથ રામચંદ્રના નેતા રામેશ્વરના સમુદ્રથી સેતુ બાંધવાવડે જ્યાં આગળ જલને સ્થલ કર્યુંછે, તે જલવડે જ્યાં આગળ દ્વૈતની મુદ્રા કરીછે ત્યાંસુધી—અર્થાત્ રામેશ્વર આગળ રામે સમુદ્રમાં જે સેતુ બાંધીને સ્થલરૂપ કરેલા પાણીવડે દ્વૈતાચાર્યોને આ બાજુએ આવવાની મુદ્રા (દ્વારબંધ) કરી છે ત્યાં સુધી—તાત્પર્ય કે દક્ષિણમાં રામના સેતુ સુધી અને ઉત્તરમાં-ત્રિપુરનો સંહાર કરવાને સમયે રૂદ્રે ખેંચવાથી ઝટ નમી ગયેલાં શિખર જેનાં એવા ભોગવડે સજડ વ્યાપ્ત થયેલા સુમેરૂ પર્વત સુધી, તેમજ પૂર્વમાં ઉદયાચલ પર્વતના શિખરના કિનારા સુધી, તથા પશ્ચિમમાં પશ્ચિમ પર્વત (અસ્તાચલ)ના તટ સુધી, યતિઓમાં શ્રેષ્ઠ શ્રી શંકરાચાર્યે ઉદ્ધાર કરેલી બ્રહ્મવિદ્યા, જેના થકી દ્વૈત શૂન્ય આદ્ય (કાર્યભૂત) મોક્ષ પ્રાપ્ત થાયછે, તે વિજય પામે છે. ૧૦૭.

इतिश्रीमाधवीयेतद्ब्रह्मविद्याप्रतिष्ठितिः ।
संक्षेपशङ्करजेयषष्ठःसर्गउपारमत् ॥ ६ ॥

એ પ્રમાણે શ્રી માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શ્રી શંકરજયને વિષે તે બ્રહ્મવિદ્યાની સ્થાપનાના વર્ણનરૂપ છઠ્ઠો સર્ગ સમાપ્ત થયો. ૬

॥ समाप्तोयंषष्ठःसर्गः ॥

---

सप्तमः सर्गः

सजातुशारीरकसूत्रभाष्यमध्यापयन्नभ्रसरित्समीपे ॥
शिष्यालिशंकाःशमयन्नुवासयावन्नभोमध्यमितोविवस्वान् ॥ १ ॥

એ શ્રી શંકરાચાર્ય કોઈ દિવસે વ્યાસ સૂત્રનું પોતે કરેલું શારીરક ભાષ્ય ભણાવતાં અને તેમાં અનેક શિષ્યો જે જે શંકાઓ કરતા હતા તેઓનું સમાધાન કરતાં કરતાં, જ્યાં સુધી સૂર્ય આકાશના મધ્યમાં આવ્યો ત્યાં સુધી ગંગાજીના સમીપમાં બિરાજ્યા હતા. ૧.

श्रांतेष्वथाधीत्यशनैर्विनेयेष्वाचार्यउत्तिष्ठतियावदेषः ॥
तावद्द्विजःकश्चनवृद्धरूपःकस्त्वंकिमध्यापयसीत्यपृच्छत् ॥ २ ॥

શિષ્યો અધ્યયન કરીને થાકી રહેતાં એ આચાર્ય ધીરેકથી ઉઠવા જતા હતા તેટલામાં કોઈ વૃદ્ધ બ્રાહ્મણે આવીને તેમને પુછ્યું કે "તમે કોણ છો અને શું ભણાવોછો ?" ૨.

शिष्यास्तमूचुर्भगवानसौनोगुरुःसमस्तोपनिषत्स्वतंत्रः ॥
अनेनदूरीकृतभेदवादमकारिशारीरकसूत्रभाष्यं ॥ ३ ॥

એ બ્રાહ્મણને આચાર્યના શિષ્યોએ ઉત્તર આપ્યો કે "સર્વ ઉપનિષદોમાં સ્વતંત્રતા ધરાવનારા આ અમારા ગુરૂશ્રી છે અને એમણે પોતે જેમાં દ્વૈતવાદોને દૂર કરેલા છે એવું વ્યાસ સૂત્રનું શારીરક ભાષ્ય કરેલું છે તે અમોને ભણાવે છે." ૩.

सचाब्रवीद्भाष्यकृतंभवंतमेतेवदंत्यद्भुतमेतदास्तां ॥
अर्थैकमुच्चारयपारमर्षंयतेर्थतस्त्वंयदिवेत्थसूत्रं ॥ ४ ॥

શિષ્યોનું વચન સાંભળી પેલા વૃદ્ધ બ્રાહ્મણે શ્રીશંકરાચાર્યને કહ્યું કે "અહો ! આ લોકો તમને ભાષ્યકાર કહે છે તો ભલે; પણ જો તમે એ વ્યાસ સૂત્રનો અર્થ યથાર્થ જાણતા હોતો તેમાના એક સૂત્રનો અર્થ મને કહી સંભળાવો." ૪.

तमब्रवीद्भाष्यकृदग्र्यवाचंसूत्रार्थविद्भ्योऽस्तुनमोगुरुभ्यः॥
सूत्रज्ञताहंकृतिरस्तिनोमेतथापियत्पृच्छसितद्ब्रवीमि ॥ ५ ॥

વૃદ્ધ બ્રાહ્મણનાં વચનો સાંભળી શ્રીશંકરાચાર્યે તેને ઉત્તમ વચનો કહ્યાં કે "વ્યાસ સૂત્રના અર્થને જાણનારા મહાત્માઓને હું પ્રણામ કરૂંછું. જો કે હું સૂત્રના અર્થને જાણનારપણાનું અભિમાન રાખતો નથી તો પણ તમે જે સૂત્ર પૂછો તેનું વ્યાખ્યાન કરૂં." ૫.

पप्रच्छसोध्यायमथाधिकृत्यतृतीयमारंभगतंयतीशं ॥
तदंतरेत्यादिकमस्तिसूत्रंब्रूत्येतदर्थंयदिवेत्थकिंचित् ॥ ६ ॥

પેલા વૃદ્ધ બ્રાહ્મણે શ્રીશંકરાચાર્યને પુછ્યું કે "વ્યાસ સૂત્રના ત્રીજા અધ્યાયના આરંભમાં तदंतरप्रतिपत्तौरंहतिसंपरिष्वक्तःप्रश्ननिरूपणाभ्याम् એ સૂત્ર છે તેનો જો કાંઈ અર્થ તમારા જાણવામાં હોય તો કહો." ૬.

समाहजीवःकरणावसादेसंवेष्टितोगच्छतिभूतसूक्ष्मैः ॥
ताण्डिश्रुतौगौतमजैमिनीयप्रश्नोत्तराभ्यांप्रथितोयमर्थः ॥ ७ ॥

શ્રી શંકરાચાર્યે સૂત્રાર્થ કર્યો કે "મરણના સમયમાં એક દેહને છોડીને બીજા દેહમાં જવું પડે છે ત્યારે જીવ તે દેહનો આરંભ કરનારા પંચીકૃત પંચ ભૂતોના સૂક્ષ્મ ભાગોથી વીંટાઇને જાય છે એમ સમજવું. કારણ કે તાંડિ શ્રુતિમાં [1]ગૌતમના પ્રશ્નથી અને [2]જૈમિનિના ઉત્તરથી એ પ્રમાણેજ પ્રતિપાદન કરેલું છે." ૭.

इत्युक्तमर्थंनिशमय्यतेनशत्रावदूकःशतधाविकल्प्य ॥
अखंडयत्पंडितकुंजराणांमध्येमहाविस्मयमादधानः॥ ८ ॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યે કહેલા સૂત્રાર્થને સાંભળી મોટી વક્તૃત્વ શક્તિવાળા પેલા વૃદ્ધ બ્રાહ્મણે મોટા મોટા પંડિતોના મધ્યમાં ભારે વિસ્મય ઉત્પન્ન થાય એવી રીતે સૈકડો વિકલ્પ કરીને તે સૂત્રાર્થનું ખંડન [3]કર્યું. ૮.

अनूद्यसर्वंफणितंतदीयंसहस्रधातीर्थकरश्चखंड ॥
तयोःसुराचार्यफणींद्रवाचोर्दिनाष्टकंवाक्कलहोजजृंभे ॥ ९ ॥

શ્રી શંકરાચાર્યે એ વૃદ્ધ બ્રાહ્મણના સઘળા ભાષણનો અનુવાદ કરી તે પૂર્વ પક્ષોનું

૧ પાંચમી આહુતિમાં જલ પુરૂષરૂપે પરિણામ પામેછે એ વાતને તમે જાણોછો ? એમ ગૌતમે જૈમિનિને પુછ્યું છે.

૨ યજ્ઞ સંબંધી દહી દૂધ વગેરે દ્રવ પદાર્થોરૂપ જલો અનુક્રમે સ્વર્ગલોક, મેઘ, પૃથિવી, પુરૂષ અને સ્ત્રી એ પાંચ અગ્નિઓમાં હોમાતાં પાંચમી આહુતિમાં (સ્ત્રીમાં હોમાય છે ત્યારે) પુરૂષરૂપે પરિણામ પામેછે. સ્વર્ગમાં શ્રદ્ધારૂપ, મેઘમાં ચંદ્રમંડલના અંશરૂપ, પૃથ્વીમાં વૃષ્ટિરૂપ, પુરૂષમાં અન્નરૂપ અને સ્ત્રીમાં વીર્યરૂપ આહુતિ પડેછે. એમ જૈમિનિએ ઉત્તર આપેલ છે.

૩ વૃદ્ધ બ્રાહ્મણે નીચે પ્રમાણે પૂર્વ પક્ષો કર્યાઃ—

૧ ઇંદ્રિયો અને આત્મા કે જેઓ વ્યાપક છે તેઓને બીજા દેહની પ્રાપ્તિ થતાં ત્યાં કર્મોને લીધે તેઓને વૃત્તિની પ્રાપ્તિ થાયછે એમ સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે માટે જીવને પંચીકૃત ભૂતોના સૂક્ષ્મ ભાગો સહિત ત્યાં જવું સપ્રમાણ નથી.

૨ નિર્વિકલ્પક જ્ઞાનના સંતાનરૂપ એકલા આત્માનેજ બીજા શરીરમાં સવિકલ્પક જ્ઞાનરૂપ વૃત્તિની પ્રાપ્તિ થાય છે. ભોગનાં સાધનરૂપ ઇંદ્રિયો તો જેમ દેહ નવો ઉત્પન્ન થાયછે તેમ ભોગના સ્થાનકરૂપ તે તે દેહમાં નવાં ઉત્પન્ન થાયછે એમ બૌદ્ધલોકોનો સિદ્ધાંત છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું અસંભવિત છે.

૩ એકલું મનજ બીજા શરીરમાં જાયછે અને ઇંદ્રિયોને તો ત્યાં ભૂતોજ ઉત્પન્ન કરેછે એમ કાણાદશાસ્ત્રનો સિદ્ધાંત છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું અસંભવિત છે.

૪ જેમ પોપટ એક વૃક્ષમાંથી ઉડીને બીજા વૃક્ષમાં જાયછે તેમ જીવ એક દેહમાંથી ઉડીને બીજા દેહમાં જાયછે એમ જૈનલોકોનો સિદ્ધાંત છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું અસંભવિત છે.

૫ यत्रास्यपुरुषस्यमृतस्याग्निंवागप्योति ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યું છે કે "જીવ મરણ પામેછે ત્યારે તેની વાણી અગ્નિમાં મળી જાયછે, પ્રાણ વાયુમાં મળી જાયછે, ચક્ષુ સૂર્યમાં મળી જાયછે, મન ચંદ્રમાં મળી જાયછે અને શ્રોત્ર દિશાઓમાં મળી જાયછે" તો ઇંદ્રિયોની સાથે જીવનું દેહાંતરમાં જવુ. શ્રુતિઓથી વિરૂદ્ધ છે.

૬ શ્રુતિમાં તો 'સ્વર્ગલોકરૂપ પેહેલા અગ્નિમાં શ્રદ્ધારૂપ આહુતિ પડવાનું' કહ્યું છે પણ જલની આહુતિ પડવાનું કહ્યું નથી તે છતાં તમે જલની આહુતિ પડવાની કલ્પના કરોછો એ સાહસ કરોછો.

૭ કદાચ જલની શ્રદ્ધા આદિરૂપ આહુતિઓનો ક્રમ ચાલતાં પાંચમી આહુતિમાં જલ પુરૂષરૂપે પરિણામ પામેછે એમ માનવું હોય તો ભલે પણ તે જલોથી વીંટાએલો જીવ દેહાંતરમાં જાયછે એમ માનવું યોગ્ય નથી. કારણ કે તે શ્રુતિમાં જીવ ના જવાનું કહ્યું નથી.

૮ તાંડિ શ્રુતિમાં માત્ર જલનું નામછે માટે કેવલ જલથી વીંટાએલો જીવ દેહાંતરમાં જાયછે એમ કહેવું યોગ્ય ગણાય પણ પાંચે ભૂતના ભાગોથી વીંટાએલો જાયછે એમ કહેવું યોગ્ય નથી, ઇત્યાદિક સૈકડો પૂર્વ પક્ષોથી ખંડન કર્યું.

હજારો રીતિઓથી ખંડન કર્યું.[૧] બૃહસ્પતિના તથા શેષ નાગના જેવા વક્તૃત્વવાળા એ બન્નેને આઠ દિવસ સુધી વાદયુદ્ધ ચાલ્યું. ૯

एवंवदंतौयतिराड्‌द्विजेंद्रौत्रिलोक्यपार्श्वस्थितपद्मपादः ॥
आचार्यमाहेतिमहीसुरोयंव्यासोहिवेदांतरहस्यवेत्ता ॥ १० ॥

૧ શ્રી શંકરાચાર્યે નીચે પ્રમાણે તે પૂર્વપક્ષોનું ખંડન કર્યું.

૧ સાંખ્યનો સિદ્ધાંત માણસની મતિથી ઉત્પન્ન થએલછે અને વેદ તોઈશ્વરના નિશ્વાસથી ઉત્પન્ન થએલછે. વેદનાં વચનોથી સાંખ્યનો સિદ્ધાંત વિરૂદ્ધછે માટે તે સિદ્ધાંતને પ્રમાણ ભૂત મનાય નહિ.

૨ બૌદ્ધલોકોનો સિદ્ધાંત પણ વેદથી વિરૂદ્ધ હોવાને લીધે અપ્રમાણ છે.

૩ કાણાદનો સિદ્ધાંત પણ એ રીતેજ અપ્રમાણ છે.

૪ જૈનલોકોનો સિદ્ધાંત પણ એ રીતેજ અપ્રમાણ છે.

૫ વાણી આદિ ઇંદ્રિયોના અધિષ્ઠાતા અગ્નિ આદિ દેવો કે જેઓ વાણી આદિનો ઉપકાર કરેછે તેઓ મરણના સમયમાં એ ઉપકાર કરતા નથી તેથી વાણીઆદિ ઇંદ્રિયો અગ્નિ આદિમાં મળી જાયછે એમ ગૌણ રીતે કહ્યું છે. કારણ કે જે શ્રુતિમા એ કહ્યું છે તેજ શ્રુતિમાં 'રૂવાણાં ઔષધિઓમાં મળી જાયછે અને કેશો વનસ્પતિઓમાં મળી જાયછે' એમ કહ્યુ છે પણ તે રૂવાણાં અને કેશો ઉડીને ઔષધિઓમાં તથા વનસ્પતિઓમાં મળી જાયછે એ દેખાતુ નથી. પ્રાણને છોડી દઇ એકલા જીવને દેહાંતરમાં જવું સંભવતું નથી અને પ્રાણ વિના દેહાંતરમાં ભોગ ભોગવવા પણ સંભવિત નથી. तमुत्क्रामंतंप्राणोनूत्क्रामाति એ બીજી શ્રુતિમાં જીવની સાથે પ્રાણનું ગમન થવાનું સ્પષ્ટ કહ્યું છે માટે यत्रास्य એ શ્રુતિમાં વાણી આદિનુ અગ્નિ આદિમાં મળી જવાનું જે કહ્યું છે તે ઉપચારથી કહ્યું છે પણ મુખ્યત્વે કહ્યું નથી એ સિદ્ધ થાયછે.

૬ ઉપક્રમ તથા ઉપસંહારની એક રૂપતાનો વિચાર કરતાં શ્રદ્ધા શબ્દથી જલજ સમજાયછે. જો પેહેલી આહુતિમાં જલ ન હોય તો પાંચમી આહુતિમાં જલનો પુરૂષરૂપે પરિણામ થવાનું પુછતાં ઉત્તર દેવાના સમયમાં શ્રદ્ધારૂપ પેહેલી આહુતિ કહી, એટલે પુછ્યુ, એક અને કહ્યું બીજું એમ થઈ પડતાં એક વાક્યતાનો ભંગ થાય છે. શ્રદ્ધા તો એક જાતનો મનનો અથવા જીવનો ધર્મછે માટે જેમ પશુ આદિના શરીરમાંથી હૃદય આદિ કાહાડી લઇને હોમવામાં આવે છે તેમ શ્રદ્ધાને મનમાંથી કે જીવમાંથી જુદો કાહાડીને હોમી શકાય એમ નથી. એટલા માટે શ્રદ્ધા શબ્દથી જલનુંજ ગ્રહણ કરવું યોગ્યછે. श्रद्धावाआपः એ શ્રુતિમાં શ્રદ્ધા શબ્દનો અર્થ જલ કહેલ છે. જે સમયે જલ દેહાંતરના બીજરૂપે જાય છે તે સમયે તેમાં સૂક્ષ્મપણારૂપ ગુણના યોગથી, જેમ ક્રૂરપણાઆદિ ગુણના યોગથી અમુક માણસને સિંહ કેહેવામાં આવેછે તેમ જલને શ્રદ્ધા કેહેવામાં આવેલછે. જેમ 'બાંક ચીસો પાડેછે' એ વાક્યમાં સંબંધને લીધે બાંક શબ્દ માણસોને લાગુ પાડવામાં આવેછે તેમ અહિં જલનો શ્રદ્ધાપૂર્વક કર્મોમાં સંબંધ હોવાથી શ્રદ્ધા શબ્દ જલને લાગુ પાડવામાં આવ્યોછે. શ્રુતિમાં 'જલ પવિત્ર કર્મો કરવાની શ્રદ્ધાને ઉત્પન કરેછે' એમ કહ્યું છે માટે જલ શ્રદ્ધાનું નિમિત્તરૂપ હોવાથી જલને શ્રદ્ધા શબ્દ લાગુ પાડ્યો છે એમ પણ કહી શકાય છે.

૭ જો કે ઉપર કહેલી તાંડિશ્રુતિમાં સ્પષ્ટ રીતે જીવને જવાનું કહ્યું નથી તોપણ જેઓ યજ્ઞ તથા જલાશય આદિ કરનારાઓ પિતૃયાનના માર્ગથી જનારા કહ્યાછે તેઓનોજ આ શ્રુતિમાં પણ સંબંધ પ્રતીત થાયછે માટે જલથી વીંટાએલા જીવનું ગ્રહણ કરવુ યોગ્યછે.

૮ જેમ જે ગામમાં બ્રાહ્મણો ઘણા રેહેતા હોય તે ગામને 'બ્રાહ્મણગ્રામ' કહીએ છીએ પણ તેથી તે ગામમાં બ્રાહ્મણ વિના બીજા કોઈ રેહેતાજ નથી એમ સમજવાનું નથી તેમ અહીં પણ સઘળાં ભૂત સૂક્ષ્મોમાં જલ ઘણાં હોવાથી જલનું ગ્રહણ કર્યું છે પણ તે ઉપરથી જલવિના બીજાં કાંઈ ભૂત સુક્ષ્મ જતાં નથી એમ સમજવાનું નથી. કેવલ જલથી દેહનો આરંભ થવો પણ અસંભવિત છે. શરીરોમાં પાંચે ભૂતોના ભાગો સ્પષ્ટ જોવામાં આવેછે. જો કે દેહોમાં પૃથિવીનો ભાગ અધિક જોવામાં આવેછે તો પણ આકાશ, વાયુ, અને તેજના ભાગો કરતાં જલનો ભાગ અધિક હોવાથી અહીં જલનું ગ્રહણ કર્યુંછે માટે જલ શબ્દથી સઘળાં ભૂત સૂક્ષ્મો લેવાં યોગ્ય છે. तमुत्क्रामंतंप्रणोनूत्क्रामाति એ શ્રુતિમાં પ્રાણનું જે ગમન કહ્યું છે તે આશ્રયવિના સંભવતું નથી માટે પ્રાણની ગતિ ઉપરથી તેના આશ્રયરૂપ જલ સહિત સઘળાં ભૂત સૂક્ષ્મોની ગતિ સમજવી યોગ્ય છે. જીવતા માણસનાં પ્રાણો આશ્રયવિના કોઈસ્થલમાં જતાં કે રેહેતાં જોવામાં આવતાં નથી તેમ મરેલા માણસોનાં પ્રાણો પણ આશ્રય વિના જવાં કે રેહેવાં સંભવે નહી. ઇત્યાદિક હજારો પ્રકારોથી શ્રીશંકરાચાર્યે પૂર્વ પક્ષોનું ખંડન કર્યું. સાંખ્ય આદિ મતોનાં વિશેષ ખંડન જોવાં હોયતો શારીરકના બીજા અધ્યાયના બીજા તથા ત્રીજા પાદમાં જોવાં.

त्वंशंकरःशंकरएवसाक्षाद्व्यासस्तुनारायणएवनूनं ॥
तयोर्विवादेसततंप्रसक्तेकिंकिंकरोहंकरवाणिसद्यः ॥ ११ ॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યને અને તે વૃદ્ધ બ્રાહ્મણને વિવાદ કરતા જોઈ પાસે બેઠેલા પદ્મપાદ આચાર્યે શ્રી શંકરાચાર્યને કહ્યું કે "આ બ્રાહ્મણ વેદાંતના રહસ્યને જાણનારા સાક્ષાત્ વેદવ્યાસજ છે. તમે સાક્ષાત્ સદાશિવરૂપછો અને વેદવ્યાસ સાક્ષાત્ નારાયણરૂપજ છે તો એઓનો વિવાદ આવી રીતે અવિચ્છિન્ન ચાલી રહ્યો છે તેમાં હું કે જે કિંકરછું તેણે તુરત શું કરવું?" ૧૦-૧૧.

इतीदमाकर्ण्यवचोविचित्रंसभाष्यकृत्सूत्रकृतंदिदृक्षुः ॥
कृतांजलिस्तंप्रयतःप्रणम्यबभाणवाणींनवपद्यरूपां ॥ १२ ॥

એ પ્રમાણે પદ્મપાદનું વિચિત્ર વચન સાંભળી સૂત્રકારનાં (વ્યાસનાં) દર્શન કરવાની ઈચ્છા થતાં ભાષ્યકારે (શ્રી શંકરાચાર્યે) સાવધાન થઈ હાથ જોડી તેમને પ્રણામ કરીને નીચે પ્રમાણે નવા શ્લોકરૂપ વાણી કહી. ૧૨.

भवांस्तडिच्चारुजटाकिरीटप्रवर्षुकांभोधरकांतिकांतः ॥
शुभ्रोपवीतोधृतकृष्णचर्माकृष्णोहिसाक्षात्कलिदोषहंता॥ १३ ॥

વીજળીની પેઠે ચળકતી જટારૂપ કિરીટથી અને શ્યામ કાંતિથી વસતા મેઘની[1] પેઠે શોભતા, ધોળા જનોઈવાળા અને કાળીઆરના ચર્મનું ધારણ કરતારા આપ કલિયુગના દોષોને હણનારા સાક્ષાત્ વેદવ્યાસજછો. બીજા કોઈ બ્રાહ્મણ નથી. ૧૩.

भावत्कसूत्रंप्रतिपाद्यताद्दक्परापरार्थप्रतिपादकंसत् ॥
अद्वैतभाष्यंतवसंमतंचेत्सोढ्वाममागःपुरतोभवाशु ॥ १४ ॥

આપે કરેલા બ્રહ્મ સૂત્રમાં પ્રતિપાદન કરેલા સગુણ અને નિર્ગુણ બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કરનારૂં મારૂં અદ્વૈત ભાષ્ય (શારીરક ભાષ્ય) જો આપને સંમત હોય તો મારા અપરાધની ક્ષમા કરીને મને તુરત પ્રત્યક્ષ દર્શન આપો. ૧૪.

एवंवदन्नयमथैक्षतकृष्णमाराच्चामीकरव्रततिचारुजटाकलापं ॥
विद्युल्लतावलयवेष्ठितवारिदाभंचिन्मुद्रयाप्रकटयंतमभीष्टमर्थं ॥१५॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્ય બોલતા હતા ત્યાં તેમને સુવર્ણની લતાઓની પેઠે શોભતી જટાઓના સમૂહવાળા, તેને લીધે વીજળીરૂપ લતાથી વીંટાએલા મેઘ સરખા લાગતા અને અંગુઠાને તથા તર્જનીને ભેળાં કરવા રૂપ જ્ઞાન મુદ્રાથી સૂત્રના અર્થને યથાર્થ જણાવતા વેદવ્યાસ દૂરથી જોવામાં આવ્યા. ૧૫.

गाढोपगूढमनुरागजुषारजन्यागर्हापदंविदधतंशरदिंदुबिंबं ॥
तापिच्छरीतितनुकांतिझरीपरीतंकांतेंदुकांतघटितंकरकंदधानं ॥१६॥

એ વ્યાસજીએ તમાલ સરખી શ્યામતાવાળી પોતાના શરીરની કાંતિના ઝરાઓથી

[1] ઉપમા અલંકાર છે. (પૃષ્ઠ ૩ જું જુવો.)

ઘેરાએલું સુંદર ચંદ્રકાંત મણિનું કમંડલુ કે જે પ્રેમવાળી રાત્રિએ અત્યંત આલિંગન કરેલા શરદ્ ઋતુના ચંદ્રબિંબને ધિક્કારતું હતું[1] તે ધર્યું હતું. ૧૬.

सप्ताधिकाच्छदराविंशतिमौक्तिकाढ्यांससस्यमूर्तिमिवबिभ्रतमक्षमालां ॥
तत्तादृशस्वपतिवंशविवर्धनात्प्राक्तारावलीमुपगतामिवचानुनेतुं ॥ १७ ॥

એમણે હાથમાં ધરેલી સ્વચ્છ છિદ્રોવાળી સત્યાવીશ મોતીની માલા જાણે સત્યની મૂર્તિ હોય અને જાણે પોતાના પતિના (ચંદ્રના) પ્રખ્યાત વંશની વૃદ્ધિ[2] કરી ન હતી ત્યારથી તે વૃદ્ધિ કરવાની પ્રાર્થના કરવા આવી રહેલી સત્યાવીશ નક્ષત્રોની[3] પંક્તિ હોય એવી શોભતી હતી. ૧૭.

शार्दूलचर्मोद्वहनेनभूतेरुद्धूलनेनापिजटालताभिः ॥
रुद्राक्षमालावलयेनशंभोरर्द्धासनाध्यासनसख्यपात्रं ॥ १८ ॥

એ વ્યાસ વાઘના ચર્મનું ધારણ કરવાથી, શરીરપર વિભૂતિનું ઉદ્ધૂલન કરવાથી, લતા સરખી જટાઓથી અને રૂદ્રાક્ષોની માલાના કંકણથી સદાશિવના અરધા આસનપર બેસવાના અધિકારવાળી તેમની મૈત્રીના પાત્રરૂપ જણાતા હતા. ૧૮.

अद्वैतविद्यासृणितीक्ष्णधारावशीकृताहंकृतिकुंजरेंद्रं ॥
स्वशास्त्रशंकूज्ज्वलसूत्रदामानियंत्रिताकृत्रिमगोसहस्रं ॥ १९ ॥
तत्तादृगत्युज्ज्वकीर्तिशालिशिष्यालिसंशोभितपार्श्वभागं ॥
कटाक्षवीक्षामृतवर्षधारानिवारिताशेषजनानुतापं ॥ २० ॥
विलोक्यवाचंयमसार्वभौमंसशंकरोशंकितदर्शनंतं ॥
गुरुंगुरूणामपिहृष्टचेताःप्रत्युद्ययौशिष्यगणैस्समेतः ॥ २१ ॥

અદ્વૈતવિદ્યારૂપી[4] અંકુશની તીક્ષ્ણ ધારાથી અહંકારરૂપી પ્રબલ હાથીને વશ્ય કરનારા, પોતાના અદ્વૈતશાસ્ત્રરૂપી ખીલામાં સૂત્રોરૂપી દોરીયોથી સ્વતઃસિદ્ધ શ્રુતિઓરૂપ હજારો ગાયોને બાંધનારા, ઉજ્વલ કીર્તિવાળા પ્રૌઢ શિષ્યોની પંક્તિઓથી બન્ને પાસ શોભતા, કટાક્ષોથી જોવારૂપ અમૃતના વરસાદની ધારાઓથી લોકોના સઘળા તાપોનું નિવારણ કરનારા, મુનિઓના ચક્રવર્ત્તિ, ગુરૂઓના પણ ગુરૂ અને જેનાં દર્શનથી કોઈ જાતની વિપરીત શંકાનો ઉદયજ ન થાય એવા તે વેદવ્યાસને જોઈ ચિત્તમાં હર્ષ પામેલા શ્રી શંકરાચાર્ય પોતાના શિષ્યોનાં યૂથો સહિત તેમની સામે ગયા. ૧૯-૨૦-૨૧.

૧ કમંડલુરૂપ ઉપમેયથી ચંદ્રબિંબરૂપ ઉપમાનને નિષ્ફલ ઠરાવ્યુંછે તેથી प्रतीप અલંકાર થાયછે. प्रसिद्धस्योपमानस्योपमेयत्वप्रकल्पनं॥निष्फलत्वाभिधानंवाप्रतीपमितिकथ्यते॥ પ્રસિદ્ધ ઉપમાનને ઉપમેય બનાવવામાં આવે અથવા ઉપમાનના નિષ્ફલપણાનું વર્ણન કરવામાં આવે તે પ્રતીપ અલંકાર કહેવાય છે. (સાહિત્યદર્પણ કારિકા ૭૪૧ મી.) ૨ વ્યાસજીએ વિચિત્રવીર્ય રાજાની સ્ત્રીઓમાં પોતાની મા સત્યવતીની આજ્ઞાથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર એઓને ઉત્પન્ન કરીને ચંદ્રવંશની વૃદ્ધિ કરી હતી એ કથા મહાભારતના આદિ પર્વમાં છે. ૩ ઉત્પ્રેક્ષા અલંકાર છે. (જુવો પૃષ્ઠ ૨૨ મું) ૪ અદ્વૈતવિદ્યાને અંકુશરૂપ અને અહંકારને પ્રબલ હાથીરૂપ કહેલછે તેથી समस्तवस्तुविषयरूपक અલંકાર થાયછે. आरोप्याणामशेषाणांशाद्धत्वेप्रथमंमतं॥ સઘળા આરોપ્ય પદાર્થો શબ્દથી કહ્યા હોય તો સમસ્ત વસ્તુ વિષયરૂપક અલંકાર થાય. (સા. દ. કારિકા ૬૭૩.)

**अत्यादराच्छात्रगणैःसहासौप्रत्युद्गतस्तच्चरणौप्रणम्य ॥**
**यत्यग्रगामीविनयीप्रहृष्टइत्यब्रवीत्सत्यवतीसुतंसः ॥ २२ ॥**

ઘણા આદરથી શિષ્યોના વર્ગોની સાથે સામા ચાલી ગએલા એ શ્રી શંકરાચાર્યે વ્યાસજીના ચરણમાં પ્રણામ કરી હર્ષથી અને ઘણા વિનયથી તેમને નીચે પ્રમાણે કહ્યું. ૨૨.

**द्वैपायनस्वागतमस्तुतुभ्यंदृष्ट्वाभवंतंचरितामयार्थाः ॥**
**युक्तंतदेतत्त्वयिसर्वकालंपरापकारव्रतदीक्षितत्वात् ॥२३**

હે [૧]દ્વૈપાયન! આપ ભલે પધાર્યા. આપનું દર્શન મળવાથી મને સઘળા [૨]પુરૂષાર્થોની પ્રાપ્તિ થઈ. આપ સર્વ સમયોમાં બીજાઓના ઉપકાર કરવારૂપી વ્રતનીજ દીક્ષા ધરી રહ્યાછો તેથી મારા જેવાના સઘળા પુરૂષાર્થોને સિદ્ધ કરો એ આપને ઘટેજછે. ૨૩.

**मुनेपुराणानिदशाष्टसाक्षाच्छ्रुत्यर्थगर्भाणिसुदुष्कराणि ॥**
**कृतानिपद्यद्वयमत्रकर्तुंकोनामशक्नोतिसुसंगतार्थं ॥ २४ ॥**

[૩]હે મુનિ! સાક્ષાત્ વેદના અર્થોથી ભરેલાં અને બીજાઓથી નજ કરી શકાય એવાં [૪]અઢાર પુરાણો આપે કરેલાં છે. આપે જેવા વેદાદિકથી અત્યંત મળતા અને પૂર્વાપરમાં સંપૂર્ણ સંગતિવાળા શ્લોકો કરેલા છે તેવા બે શ્લોક કરવાને પણ આ લોકમાં બીજો કોણ સમર્થ છે? કોઈ નથી. ૨૪.

**वेदार्णवंव्यतियुतंव्यदधाश्चतुर्धाशाखाप्रभेदनवशादपितान्विभक्तान् ॥**
**मंदाःकलौक्षितिसुराजनितारएतेवेदान्ग्रहीतुमलसाइतिचिंतयित्वा ॥ २५ ॥**

'કલિયુગમાં મંદ બુદ્ધિવાળા બ્રાહ્મણ લોકો વેદનાં અધ્યયન અને અભ્યાસ કરવાને આલસુ થશે' એમ વિચારીને આપે સમુદ્ર જેવા અપાર અને સર્વ પ્રકારના મંત્રોના મિશ્રણવાળા એક વેદના ચાર [૫]વિભાગ કર્યા છે અને વળી તે પ્રત્યેક વિભાગને જુદી જુદી શાખાઓ કરીને વેહેંચી નાખ્યાછે કે જેથી અધ્યયન અને અભ્યાસ કરવાનું સુગમ થાય. ૨૫.

**एष्यद्विजानासिभवंतमर्थंगतंचसर्वंननवेत्सियत्तत् ॥**
**नोचेत्कथंभूतभवद्भविष्यत्कथाप्रबंधान्रचयेरजानन् ॥२६॥**

આપ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલના સઘળા વિષયોને જાણોછો. આપ જેને જાણતા નથી એવું કાંઈ છેજ નહી. આપથી જો કાંઈ પણ અજાણ્યું હોય તો આપે જે ભૂતકાલની અને ભવિષ્યકાલની પણ કથાઓના ગ્રંથો રચ્યાછે તેઓ કેમજ રચી શકાય. ૨૬.

૧ વ્યાસ સત્યવતીના ઉદરથી યમુનાજીના દ્વીપમાં (બેટમાં) ઉત્પન્ન થયા હતા એવી મહાભારતના આદિપર્વમાં કથાછે તેથી વ્યાસ 'દ્વૈપાયન' કેહેવાયછે. ૨ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ૩ પરોપકાર કરવામાંજ તત્પર રેહેનારા આપે જે કર્યું છે તેનો લેશ પણ બીજાથી કરી શકાય એમ નથી, એવા આશયથી કેહેછે. ૪ બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરૂડપુરાણ, નારદીયપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ, અને બ્રહ્માંડપુરાણ, એ અઢાર પુરાણો કેહેવાયછે. ૫ વેદના ઋગ્, યજુષ્, સામન્ અને અથર્વન્ એ ચાર વિભાગ કેહેવાયછે.

**आभासयन्नंतरमंगमाध्यंस्थूलंचसूक्ष्मंबहिरंतरंच ॥**
**अपानुदन्भारतशीतरश्मिरभूदपूर्वोभगवत्पयोधेः ॥ २७ ॥**

આપરૂપી ક્ષીર સમુદ્રમાંથી મહા ભારતરૂપી અપૂર્વ ચંદ્ર ઉત્પન્ન થયો છે. કારણ કે ચંદ્ર જીવોનાં બહારનાં અંગોનોજ પ્રકાશ કરેછે અને મહા ભારતરૂપી ચંદ્રતો શરીરની અંદર રહેલા પરમાત્માનો પણ પ્રકાશ કરેછે. તેમજ ચંદ્ર બહારના સ્થૂલ અંધકારનોજ નાશ કરેછે અને મહાભારતરૂપી ચંદ્ર તો [1]બાહારના સ્થૂલ અને અંદરના સૂક્ષ્મ એ બન્ને પ્રકારના અંધકારનો (અજ્ઞાનનો) પણ નાશ [2]કરેછે. ૨૭.

**वेदाःषडंगंनिखिलंचशास्त्रंमहान्महाभारतवारिराशिः ॥**
**त्वत्तःपुराणानिचसंबभूवुःसर्वंत्वदीयंखलुवाङ्मयाख्यं ॥ २८ ॥**

વેદો, વેદોનાં [3]છ અંગો, સઘળાં [4]શાસ્ત્રો, મહાભારતરૂપી મોટો સમુદ્ર અને પુરાણો આપથી પ્રકટ થયા છે માટે સઘળું શબ્દબ્રહ્મ આપનુંજ છે એમ કહેવું યોગ્ય છે. ૨૮.

**द्वीपेक्कचित्समुदयन्नृतमेवधामंशाखासहस्रसचिवःशुकसेव्यमानः ॥**
**उल्लासयत्यहहयस्तिलकोमुनीनामुच्चैःफलानिसुदृशांनिजपादभाजां ॥२९॥**

પરબ્રહ્મરૂપ આપ મુનિઓના તિલક (એક જાતનું ઝાડ અને ટીલું) સમાન છો એ યથાર્થ છે. કારણ કે કોઈ બેટમાં જન્મ્યા છો. હજારો શાખાઓ (ડાળો અને વેદોની શાખાઓ) વાળા છો અને શુક (પોપટે અને શુકદેવજીએ) સેવેલાછો. પરંતુ આપમાં આધિક્ય એ છે કે તિલક વૃક્ષ પોતાને માથે ચડનારાઓનેજ ઊંચાં ફલો આપેછે અને આપતો આપનાં ચરણને સેવનારાઓને પણ ઊંચાં ફલો (મોક્ષાદિક) [5]આપોછો. ૨૯.

**धत्सेसदार्तिशमनायहृदागिरीशंगोपायसेधिवदनंचचिरंतनीर्गाः ॥**
**दूरीकरोषिनरकंचदयार्द्रदृष्ट्याकस्तेगुणान्गदितुमद्भुतकृष्णशक्तः ॥३० ॥**

આપ અદ્ભૂત કૃષ્ણછો. કારણ કે સર્વદા સર્વની પીડાને મટાડવાને વાસ્તે હૃદયમાં ગિરીશનું (સદાશિવનું) ધારણ કરોછો, મોહોડામાં જુની ગાયોનું (શ્રુતિઓનું) પાલન કરો છો અને દયાથી ભીંજાએલી દૃષ્ટિવડે નરકને દૂર કરોછો વાસુદેવે તો વ્રજનીજ પીડાને મટાડવાને વાસ્તે સાત દિવસ સુધીજ અને હાથથીજ ગિરીશનું (ગોવર્દ્ધનનું) ધારણ કર્યું

૧. જગતને મિથ્યા નહી જાણવું એ બાહારનું સ્થૂલ અજ્ઞાન કેહેવાયછે.જીવની અને પરબ્રહ્મની એકતા નહી જાણવી એ અંદરનું સૂક્ષ્મ અજ્ઞાન કેહેવાય છે. અથવા આકાશ આદિ કાર્ય પદાર્થોને મિથ્યા નહી જાણવા એ બાહારનું સ્થુલ અજ્ઞાન અને ઇશ્વર આદિ કારણ પદાર્થોને મિથ્યા નહી જાણવા એ અંદરનું સૂક્ષ્મ અજ્ઞાન કેહેવાય છે. અથવા ધર્મ, અર્થ તથા કામ એઓનાં સ્વરૂપ, નહીં જાણવાં એ બાહારનું સ્થુલ અજ્ઞાન અને મોક્ષનું સ્વરૂપ નહી જાણવું એ અંદરનું સૂક્ષ્મ અજ્ઞાન સમજવું. ૨. વ્યાસમાં ક્ષીરસમુદ્રનો આરોપ મહાભારતમાં ચંદ્રપણાના આરોપનું નિમિત્તછે માટે પરંપરિત રૂપકાલંકાર છે. મહાભારતમાં ચંદ્રપણાનો આરોપ કરીને ચંદ્રથી અધિક ગુણોનું વર્ણન કર્યું છે. માટે अधिकारूढवैशिष्ट्यरूपक અલંકાર છે અને તે વળી તમ આદિ શ્લેષોવાળા શબ્દોથી થએલ છે માટે શ્લિષ્ટ શબ્દ નિબંધન છે. જુવો સાહિત્યદર્પણ કરિકા ૬૬૯ થી ૬૭૮ મી સુધી. ૩. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ. ૪. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમિમાંસા અને ઉત્તરમિમાંસા. ૫ ઉપમાન ભૂત તિલકવૃક્ષ અને ઉપમેયભૂત વ્યાસ એઓના વિશેષનું (તફાવતનું) વર્ણન કર્યું છે માટે व्यतिरेक અલંકાર છે (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૭૫ મું.)

હતું, વનમાં નવી [1]ગાયોનું પાલન કર્યું હતું, અને યુદ્ધ કરીને નરકનું (નરકાસુરનું) નિ-વારણ કર્યું [2]હતું. આમ છે એટલા માટે આપના ગુણોનું વર્ણન કરવાને કોણ સમર્થ થાય. ૩૦.

यमामनंतिश्रुतयःपदार्थंनसन्नवासन्नबहिर्नचांतः ॥
ससच्चिदानंदघनःपरात्मानारायणस्त्वंपुरुषःपुराणः ॥ ३१ ॥

પુરાણપુરૂષ, જીવોના અધિષ્ઠાનરૂપ અને સચ્ચિદાનંદઘન પરમાત્મા આપછો કે જેને શ્રુતિઓ કાર્યોથી તથા કારણોથી વિલક્ષણ અને બાહારના તથા અંદરના ભેદથી રહિત પદાર્થ કેહે છે. ૩૧.

इतिस्तुतस्तेनयथाविधानमासेदिवान्विष्टरमात्मनिष्ठः
द्वैपायनःप्रश्रयनम्रपूर्वकायंयतीशानमिदंबभाषे ॥ ३२ ॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યે સ્તુતિ કરતાં વેદવ્યાસે વિધિપુરસ્સર આસનપર બીરાજીને, ભક્તિથી પીઠ નમાવીને બેઠેલા તે સંન્યાસીઓના સ્વામી શ્રીશંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું.૩૨.

त्वमस्मदादेःपदवींगतोभूरखंडपांडित्यमबोधयंते ॥
शुकार्षिवत्प्रीतिकरोसिविद्वन्पुरेवशिष्यैस्सहमाभ्रमीस्त्वं ॥ ३३ ॥

તમે અમલોકોની પદવીને પામેલાછો. તમારૂં અખંડિત પાંડિત્ય મારા જાણવામાં છે. હે વિદ્વાન્! જેમ હું મારા પુત્ર શુકદેવજીને જોઇને રાજી થાઉં તેમ તમને જોઇને રાજી થાઉંછું. પ્રથમ વાદ કરવાને વાસ્તે મારૂં આવવું થયાની તમને તથા તમારા શિ-ષ્યોને જે ભ્રાંતિ થઈ હતી તે ભ્રાંતિ રાખો માં. ૩૩.

कृतंत्वयाभाष्यमितींदुमोलेःसभांकणेसिद्धमुखान्निशम्य ॥
हृदाप्रहृष्टेनदिदृक्षयातेदृगध्वनीनःप्रशमिन्नभूवं ॥ ३४ ॥

હે શાંતિવાળા! 'તમે મારા કરેલા સૂત્ર ગ્રંથનું ભાષ્ય કર્યું છે' એમ મહાદેવના પા-ર્ષદ સભાંકણ નામના સિદ્ધના મોહોડાથી સાંભળી હૃદયમાં પ્રસન્ન થઇને તમને જોવાની ઇચ્છાથી હું તમારી દૃષ્ટિ આગળ આવ્યોછું. ૩૪.

इत्थंमुनींद्रवचनश्रवणोत्थहर्षरोमांचपूरमिषतोबहिरुत्प्लवंतं ॥
बिभ्रंत्तमभ्ररुचिमाख्यददभ्रशक्तिश्रीशंकरःशुकमतार्णवपूर्णचंद्रः॥३५

એ પ્રમાણે વ્યાસનાં વચન સાંભળવાથી ઉત્પન્ન થએલો હર્ષ કે જે તે સમયે ઉભાં થઈ ગએલાં રોમાંચના મિષથી જાણે શરીરમાં ન સમાઇને બહાર ઉભરાઈ જતો [3]હોય

૧. શ્રી કૃષ્ણે વૃન્દાવનમાં જે ગાયોનું પાલન કર્યું હતું. તે ગાયો નવીન એટલે ઉત્પન્ન થએલી હતી. અનાદિ ન હતી. ૨ ઉપમાન ભૂત વાસુદેવ અને ઉપમેય ભૂત વ્યાસ એઓના વિશેષનુ વર્ણન કરયું છે માટે व्यतिरेक અલંકાર છે. 'અદ્ભુત કરૂણછો' એ વાતનું સમર્થન કરવા વાકયાર્થોરૂપ હેતુઓ કહયાછે તેથી काव्यलिंग અલંકાર છે એમ પણ કહી શકાયછે. (જુવો સા.દ.કા. ૭૧૦ મી.) ૩. મિષપદથી રોમાંચનો અપન્હવ કર્યોછે માટે कैतवापन्हुति અલંકારછે (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૩ મું) અને હર્ષના ઉભરાઈ જવાની સંભાવના કરીછે માટે उत्प्रेक्षा અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૨૨ મું તથા ૪૩ મું)

એમ જણાતો હતો તેને ધરતા અને શુકાચાર્યના મતરૂપી સમુદ્રને વધારવામાં પૂર્ણચંદ્ર સરખા તે શ્રીશંકરાચાર્યે નવીન મેઘના સરખી કાંતિવાળા અને ઘણી શક્તિવાળા તે વ્યાસને નીચે પ્રમાણે કહ્યું. ૩૫.

**सुमंतुपैलप्रथमामुनींद्रामहानुभावाननुयस्यशिष्याः ॥**
**तृणाल्लघीयानपितत्रकोऽहंतथापिकारुण्यमदार्शिदीने ॥ ३६ ॥**

આપ કે જેના સુમંત અને [1]પૈલ આદિ મોટા પ્રભાવવાળા મહામુનિઓ શિષ્ય છે તેમની પાસે તરણાથી પણ અત્યંત હલકો હું કોણ માત્રછું તો પણ આપે મારી પાસે પધારીને આ એક જાતની, રાંક ઉપર દયાજ દેખાડી છે. ૩૬.

**सोऽहंसमस्तार्थविवेचकस्यकृत्वाभवत्सूत्रसहस्ररश्मेः ॥**
**भाष्यप्रदीपेनमहर्षिमान्यनीराजनंधृष्टतयानलज्जे ॥ ३७ ॥**

આપે કહેલાં વેદાંત સૂત્રરૂપી સૂર્ય કે જે સમસ્ત અર્થોનો (ઉપનિષદોના અર્થોનો તથા સ્થાવર જંગમ પદાર્થોનો) પ્રકાશ કરનાર છે તેની ભાષ્યરૂપ દીવાથી આરતી ઉતારીને હું લજાતો નથી તે કેવલ ધીરપણાને [2]લીધેજ. ૩૭.

**अकारियत्साहसमात्मबुद्ध्याभवत्प्रशिष्यव्यपदेशभाजा ॥**
**विचार्यतत्सूक्तिदुरुक्तिजालमर्हःसमीकर्तुमिदंकृपालुः ॥ ३८ ॥**

[3]હું કે જે આપના શિષ્યોના શિષ્ય કેહેવાનું પાત્રછું તેણે ભાષ્યના લેખમાં પોતાની બુદ્ધિથી જે ભૂલ કરેલી હોય તેનો વિચાર કરીને આપે દયાલુપણાથી તેમાં કયો સંદર્ભ ઠીક છે તેનું વિવેચન કરી દેવું જોઇએ. ૩૮.

**इत्थंनिगद्योपरतस्यहस्तेहस्तद्वयेनादरतःसभाष्यं ॥**
**आदायसर्वत्रनिरैक्षतासौप्रसादगांभीर्यगुणाभिरामं ॥ ३९ ॥**

એટલું બોલીને શ્રીશંકરાચાર્ય બંધ પડતાં તેમના હાથમાંથી વ્યાસે આદરપૂર્વક પોતાના બે હાથવતે ભાષ્યનું પુસ્તક લઇને તે ભાષ્યનાં સર્વ સ્થલોનું સારી રીતે અવલોકન કર્યું, કે જે ભાષ્ય સંદર્ભના નિર્મલપણાથી તથા ગંભીરપણાથી વ્હાલું લાગે એવું છે. ૩૯.

**सूत्रानुकारिमृदुवाक्यनिवेदितार्थैर्वीर्यैःपदैस्सहनिराकृतपूर्वपक्षं ॥**
**सिद्धांतयुक्तिविनिवेशिततत्स्वरूपंदृष्ट्वाभिनंद्यपरितोषवशादवोचत् ॥४०॥**

૧ વ્યાસે એક વેદના ચાર ભાગ કરીને તેઓમાં ઋગ્વેદ નામનો વિભાગ, પૈલ મુનિને, યજુર્વેદ નામનો વિભાગ વૈશંપાયન મુનિને, સામવેદ નામનો વિભાગ જૈમિનિ મુનિને અને અથર્વવેદ નામનો વિભાગ સુમંતુ મુનિને ભણાવ્યો હતો એમ ભાગવતના પ્રથમ સ્કંધમાં લખ્યું છે. ૨ સૂત્રગ્રંથને સૂર્યનું અને ભાષ્યને દીવાનું રૂપ આપ્યું છે તેથી રૂપક અલંકાર થયોછે અને તેથી 'તમારો સૂત્ર ગ્રંથ ક્યાં અને મારૂં ભાષ્ય ક્યાં' એવો અર્થ પ્રતીત થવાથી વિષમ અલંકાર ધ્વનિત થયોછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૪ મું.) ૩ જો કે એમ છે તો પણ ભક્તિથી દીવા વતે ઉતારેલી આરતીને જેમ સૂર્ય સ્વીકારે છે તેમ આપના સૂત્રગ્રંથે મારા ભાષ્યને સ્વીકાર્યું છે માટે એ ભાષ્યને આપ શુદ્ધ કરી આપો એવા આશયથી કેહેછે.

એ ભાષ્ય કે જેમાં સૂત્રોને અનુસરનારાં કોમલ વાક્યોથી સૂત્રાર્થનું તથા પોતાના પદોના [1]અર્થોનું પણ નિરૂપણ કર્યું છે, પૂર્વપક્ષોનું સારી રીતે નિરાકરણ કર્યું છે અને સિદ્ધાંતની યુક્તિઓથી સિદ્ધાંતના સ્વરૂપનું સારી રીતે સ્થાપન કર્યું છે તેને જોઈ પ્રશંસા કરીને વ્યાસજી સંતોષને લીધે નીચે પ્રમાણે બોલ્યા. ૪૦.

**नसाहसंतातभवानकार्षीद्यत्सूत्रभाष्यंगुरुणाविनीतः ॥**
**विचार्यतेसूक्तदुरुक्तमत्रेसैतन्महत्साहसमित्यवैमि ॥ ४१ ॥**

હે તાત! તમે કે જેને ગુરૂએ સારી રીતે અભ્યાસ કરાવેલો છે તેમણે મારા સૂત્રનું જે ભાષ્ય કર્યું છે તેમાં ભૂલ કરી નથી પણ હું એ ભાષ્યમાં યોગ્ય અયોગ્ય સંદર્ભનો વિચાર કરવા બેઠો એ મારીજ મોટી ભૂલ થઈ છે એમ ધારૂંછું. ૪૧.

**मीमांसकानामपिमुख्यभूतोवेत्थाखिलव्याकरणानिविद्वन् ॥**
**विनिःसरेत्तेवदनाद्यतींदोगोविंदशिष्यस्यकथंदुरुक्तं ॥ ४२ ॥**

કારણ કે–હે સંન્યાસીઓમાં ચંદ્રરૂપ! હે વિદ્વાન્! તમે કે જે મીમાંસકોના પણ શિરોમણિછો, સઘળાં વ્યાકરણોને જાણોછો અને ગોવિંદપાદના શિષ્યછો તેમના મુખમાંથી અયોગ્ય સંદર્ભ કેમજ નીકળે? નજ નીકળે. (આ વાતનો વિચાર કર્યા વિના ‘તમારા લખમાં કાંઈક ભૂલ હશે એવી શંકાથી હું ભાષ્યનો વિચાર કરવા બેઠો એ મારીજ મોટી ભૂલ થઇ છે.) ૪૨.

**नप्राकृतस्त्वंसकलार्थदर्शीमहाभावःपुरुषोसिकश्चित् ॥**
**योब्रह्मचर्याद्विषयान्निवार्यपर्यव्रजःसूर्यइवांधकारान् ॥ ४३ ॥**

તમે પ્રાકૃત પુરૂષ નથી પણ શાસ્ત્રો સંબંધી સઘળા વિષયોને જાણનારા કોઈ મોટા પ્રભાવવાળા પુરૂષ છો. કારણ કે જેમ સૂર્ય અનાયાસે અંધકારોનું નિવારણ કરીને ક્ષિતિજમાંથી ચાલી નીકળે છે તેમ તેમ અનાયાસેજ વિષયોનું નિવારણ કરીને બ્રહ્મચર્ય આશ્રમમાંથી ચાલી નીકળ્યા છો[2]. (સંન્યાસી થયાછો). ૪૩.

**बह्वर्थगर्भाणिलघूनियानिनिगूढभावानिचमत्कृतानि ॥**
**त्वामेवमित्थंविरहय्यनास्तियस्तानिसम्यग्विवरीतुमिष्टे ॥ ४४ ॥**

[3]મારાં કરેલાં સૂત્રો કે જેઓ ઘણા અર્થોથી ગર્ભિત છે, થોડા અક્ષરો વાળાં છે અને ગૂઢ અભિપ્રાયવાળાં છે તેઓનું આ પ્રમાણે સંપૂર્ણ વ્યાખ્યાન કરવાને સમર્થ થાય એવો આપ વિના બીજો કોઈ પણ નથી. ૪૪.

**निसर्गदुर्ज्ञानतमानिकोवासूत्राण्यलंवेदितुमर्थतस्सन् ॥**
**क्लेशस्तुतावान्विवरीतुरेषांयावान्प्रणेतुर्विबुधावदंति ॥ ४५ ॥**

૧. જેમ મૂલનાં પદોનું વ્યાખ્યાન કરવું તેમ પોતે મુકેલાં પદોનું પણ વ્યાખ્યાન કરવું એ ભાષ્યગ્રંથનો સંપ્રદાય છે. વ્યાકરણ ભાષ્યમાં પતંજલિએ પણ એ પ્રમાણે કરયું છે. ૨. ઉપમા અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩ જું.) ૩ મારાં સૂત્રોનું ભાષ્ય કરવાથી પણ તમે પ્રાકૃત પુરૂષ નથી એમ સિદ્ધ થાય છે એવા આશયથી કહેછે.

સ્વાભાવિક રીતે સમજવાને બહુ કઠણ પડે એવાં સૂત્રોના અર્થોને યથાર્થ રીતે સમજવાને આપવિના બીજો કોણ સમર્થ થાય. હે મહાત્મા! તેમાં વળી વિદ્વાનો એમ કહેછે કે એ સૂત્રોના કરનારને જેટલો પરિશ્રમ થયો હોય તેટલોજ તેઓનું વ્યાખ્યાન કરનારને પણ પરિશ્રમ થાય. ૪૫.

भावंमदीयमवबुद्ध्ययथावेदवंभाष्यंप्रणेतुमनलंभगवानपीशः ॥
सांख्यादिनाविमथितंश्रुतिमूर्द्धवर्त्मोद्धर्तुंकथंपरशिवांशमृतेप्रभुःस्यात्॥४६॥

જેમ મારા અભિપ્રાયને યથાર્થ રીતે સમજીને તમે ભાષ્ય કર્યું છે તે પ્રમાણે મારા અભિપ્રાયને યથાર્થ રીતે સમજી ભાષ્ય કરવાને મોટા ઐશ્વર્યવાળો પણ બીજો કોઈ પુરૂષ સમર્થ નથી. સાંખ્ય આદિ મતોએ વિપરીત કરી નાખેલા વેદાંત માર્ગનો ઉદ્ધાર કરવામાં પરમ શિવના અંશ વિના બીજાથી કેમજ સમર્થ થવાય. (આપ પરમ શિવના અંશછો તેથીજ એ કામ કરી શક્યાછો.) ૪૬.

रोषानुषंगकलयापिसुदूरमुक्तोधत्सेधिमानसमहोसकलाःकलाश्च ॥
सर्वात्मनागिरिजयोपहितस्वरूपःशक्योनवर्णयितुमद्भुतशंकरस्त्वं ॥ ४७ ॥

આપ અદ્‌ભૂત શંકરછો. કારણકે રોષના સંબંધના લેશથી પણ અત્યંત રહિતછો, મનમાંજ સઘળી કળાઓને ધરી રહ્યાછો અને સર્વ અંશોએ ગિરિજાથી (બ્રહ્મ વિદ્યાથી) સંયુક્તછો. સદાશિવતો રોષથી રહિત નથી, માથામાંજ એક કળાનું (ચંદ્રની કળાનું) ધારણ કરેછે અને અરધા શરીરમાંજ ગિરિજાથી (પાર્વતીથી) સંયુક્ત [1]છે. આમ છે એટલા માટે આપના ગુણોનું વર્ણન કરવા કોણ સમર્થ થાય. ૪૭.

व्याख्याप्यसंख्यैःकविभिःपुरैतद्व्याख्यास्यतेकैश्चिदितःपरंच ॥
भवानिवास्मद्धृदयंकिमेतेसर्वज्ञविज्ञातुमलंनिगूढं ॥ ४८ ॥

[2]હે સર્વજ્ઞ! મારા સૂત્રગ્રંથોનાં પૂર્વે પણ ઘણા ઘણા વિદ્વાનોએ વ્યાખ્યાનો કર્યાં છે અને હવે પછી પણ કેટલાએક વિદ્વાનો વ્યાખ્યાનો કરશે પરંતુ તમે જેવો મારો અત્યંત ગૂઢ અભિપ્રાય જાણ્યોછે તેવો અભિપ્રાય જાણવાને એઓ સમર્થ થયા છે અને થશે કે? નથીજ થયા અને નહીંજ થશે. ૪૮.

व्याख्याहिभूयोनिगमांतविद्याविभेदवादान्विदुषोविजित्य ॥
ग्रंथान्भुविख्यापयसानुबंधानहंगमिष्यामियथाभिलाषं ॥ ४९ ॥

હવે તમે ઉપનિષદોનાં વ્યાખ્યાનો કરો અને દ્વૈતવાદી વિદ્વાનોને જીતીને વિષય, સંબંધ, પ્રયોજન તથા અધિકારી એ ચાર અનુબંધવાળા ગ્રંથોને પૃથ્વીમાં પ્રખ્યાત કરો. હું હવે મારી જ્યાં ઈચ્છા છે ત્યાં જઈશ. ૪૯.

૧ ઉપમાન ભૂત સદાશિવ અને ઉપમેય ભૂત શંકરાચાર્ય એઓના વિશેષણનું વર્ણન કરયું છે માટે વ્યતિરેક અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૭૫ મું.) અથવા 'અદ્‌ભુત શંકર છો' એ વાતનું સમર્થન કરવા વાકયાર્થો રૂપ હેતુઓ કહ્યાછે તેથી કાવ્યલિંગ અલંકાર છે એમ પણ કહી શકાય છે. ૨ 'મેં તમારા સૂત્રગ્રંથ ઉપર ભાષ્ય કરવાનું લજાવનાર કામ કરયું છે તો પણ હું ધીરપણાથી લજાતો નથી' એમ જે શંકરાચાર્યે કહયુંછે તે ઉપર વ્યાસજી કહેછે.

इत्युक्तवंतंतमसाववोचत्कृतानिभाष्याण्यपिपाठितानि ॥
ध्वस्तानिसम्यक्कुमतानिधैर्यादितःपरंकिंकरणीयमस्ति ॥ ५० ॥
मुहूर्तमात्रंमणिकर्णिकायांविधेहिसद्वत्सलसन्निधानं ॥
चिरायतेहंपरमायुषोंतेसजामियावद्वपुरग्रहेयं ॥ ५१ ॥

એ પ્રમાણે વ્યાસજીના કહ્યા પછી શ્રી શંકરાચાર્યે તેમને વિજ્ઞપ્તી કરી કે "મે ઉપનિષદોનાં પણ વ્યાખ્યાનો કર્યાં છે તથા શિષ્યોને ભણાવ્યા પણ છે અને ધૈર્ય રાખીને દ્વૈતવાદીઓનાં સારી રીતે ખંડનો પણ કર્યાં છે માટે હવે પછી મારે શું કરવાનું રહ્યું છે? કશું રહ્યું નથી. એટલા માટે હે સજ્જનોપર પ્રીતિ ધરાવનારા! આપ બે ઘડીવાર સુધી મણિકર્ણિકામાં મારી પાસે ઉભા રહો કે જેટલીવારમાં મોટાં આયુષ્યવાળા આપના સમીપમાં હું હમણાં આ ત્યાગ કરવાયોગ્ય શરીરનો ત્યાગ કરૂં." એ કામને વાસ્તેજ ઘણા દિવસ થયા હું યત્ન કરૂંછું. ૫૦—૫૧.

इतीदमाकर्ण्यवचोविचिंत्यसशंकरंप्राहकुरुष्वमैवं ॥
अनिर्जिताःसंतिवसुंधरायांत्वयाबुधाःकेचिदुदारविद्याः ॥ ५२ ॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યનાં વચન સાંભળી વ્યાસજીએ વિચાર કરીને કહ્યું કે હે શંકર! તમે એમ નહીં કરો. હજુસુધી પૃથ્વીમાં પ્રૌઢ વિદ્યાવાળા કેટલાએક વિદ્વાનોને તમે જીત્યા નથી. ૫૩.

जयायतेषांकतिहायनानिवस्तव्यमेवस्थिरधीस्त्वयापि ॥
नोचेन्मुमुक्षाभुविदुर्लभास्यात्स्थितिर्यथामातृघृतस्यबाल्ये ॥५३॥

હે સ્થિરબુદ્ધિવાળા! જો કે તમે જેઓથી એ વિદ્વાનોનો પરભાવ થાય એવા ગ્રંથો રચ્યા છે તો પણ તેઓને જાતે જીતવવાને વાસ્તે કેટલાંક વર્ષ સુધી તમારે પૃથ્વીમાં રેહેવું. નહીં તો જેમ બાલકપણામાં માથી રહિત થએલા માણસની સ્થિતિ દુર્લભ છે તેમ તમારાથી રહિત થએલા લોકને મોક્ષની ઈચ્છા ઉત્પન્ન થવી દુર્લભ થશે. ૫૪.

प्रसन्नगंभीरभवत्प्रणीतप्रबंधसंदर्भभवःप्रहर्षः ॥
प्रोत्साहयत्यात्मविदामृषाणांवरेण्यविश्राणयितुंवरंते ॥ ५४ ॥

હે આત્મવેત્તા ઋષિઓએ સેવવા યોગ્ય! તમે કરેલા ભાષ્યનો સંદર્ભ કે જે નિર્મલ અને ગંભીર અર્થવાળો છે તેથી ઉત્પન્ન થએલો આનંદ તમને વરદાન દેવરાવવાને મને ઉત્સુક કરે છે. ૫૫.

अष्टौवयांसिविधिनातववत्सदत्तान्यन्यानिचाष्टभवतासुधियार्जितानि ॥
भूयोपिषोडशभवंतुभवाज्ञयोतभूयाच्चभाष्यमिदमारविचंद्रतारं ॥ ५५ ॥

હે પુત્ર! દૈવે તમને આઠ વર્ષ આપેલાં છે અને બીજાં પણ આઠ વર્ષ તમે સુબુદ્ધિથી મેળવેલાં છે. હજી પણ શંકરની આજ્ઞાથી બીજાં સોળ વર્ષ સુધી તમારૂં આ-

મુખ્ય રહો અને આ ભાષ્ય જ્યાં સુધી સૂર્ય, ચંદ્ર અને તારાઓ રહે ત્યા સુધી અવિચલ રહો. ૫૫.

**त्वमायुषानेनविरोधिवादिगर्वांकुरोन्मूलनजागरूकैः ॥**
**वाक्यैःकुरुष्वोज्झितभेदबुद्धीनद्वैतविद्यापरिपंथिनोऽन्यान् ॥ ५६ ॥**

આ આયુષ્યથી તમે વિરોધી વાદીઓના ગર્વોના અંકુરોને મૂલ થીજ ઉખેડી નાખવામાં જાગ્રતપણુ ધરાવનારાં પોતાનાં વચનોથી બીજા અદ્વૈત વિદ્યાના શત્રુઓને પણ દ્વૈત બુદ્ધિથી રહિત કરો. (તેઓને દ્વૈત સંબંધી નિશ્ચય છોડાવી દીયો) ૫૬.

**इतीरयंतंप्रतिवाचमूचेसशंकरःपावितसर्वलोकः ॥**
**त्वत्सूत्रसंबंधवशान्मदीयंभाष्यंप्रचारंभुवियातुविद्वन् ॥ ५७ ॥**

એ પ્રમાણે વચન બોલતા વ્યાસજીને, સર્વે લોકોને પવિત્ર કરનારા શ્રી શંકરાચાર્યે કહ્યું કે " હે વિદ્વાન્ ! જો કે મારૂં ભાષ્ય પૃથ્વીમાં પ્રચાર પામવાને યોગ્ય નથી તોપણ આપના સૂત્રની સાથે સંબંધ ધરાવનારૂં છે તેથી પૃથ્વીમાં પ્રચાર પામો." ૫૭.

**इतीरयित्वाचरणौववंदेयतिर्मुनेःसर्वविदोमहात्मा ॥**
**प्रदायसंभाव्यवरंमुनीशोद्वैपायनःसोंतरधाद्यतात्मा ॥ ५८ ॥**

મહાત્મા શ્રી શંકરાચાર્યે એ પ્રમાણે બોલીને એ સર્વજ્ઞ વ્યાસજીના ચરણમાં પ્રણામ કર્યા, મનનો નિગ્રહ કરનારા વેદવ્યાસજી પણ એ પ્રમાણે શ્રી શંકરાચાર્યને માન આપી તથા વરદાન આપીને ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. ૫૮.

**इत्थंनिगद्यऋषिपुंगणितिरोहितेस्मिन्नंतर्विवेकनिधिरप्यथविव्यथेसः ॥**
**हृत्तापहारिनिरुपाधिकृपारसानांतत्तादृशांकथमहोविरहोविषह्यः ॥५९॥**

ઋષિઓમાં ઉત્તમ વેદવ્યાસજી એપ્રમાણે વચનો બોલીને અંતર્હિત થઇ જતાં શ્રી શંકરાચાર્ય પોતે વિવેકના ભંડારરૂપ છતાં પણ ખેદ પામવા લાગ્યા. જેઓનો કૃપારસ સ્વાર્થ રહિત તથા હૃદયના તાપોને હરનાર હોય છે એવા વ્યાસજી જેવા મહાત્માઓનો વિયોગ કેમ ખમી [1]શકાય !!! ૫૯.

**तत्पादपद्मेनिजचित्तपद्मेपश्यन्कथंचिद्विरहंविषह्य ॥**
**यतिक्षितीशोपिगुरोर्नियोगान्मनोदधेदिग्विजयेमनीषी ॥ ६० ॥**

પછી સન્યાસીઓના રાજા વિદ્વાન્ શ્રી શંકરાચાર્યે પોતાના હૃદય કમલમાં વ્યાસજીનાં ચરણારવિંદનું દર્શન મળવાથી માંડ માંડ વ્યાસજીના વિયોગનું સહન કરી વ્યાસજીની આજ્ઞા પ્રમાણે દિગ્વિજય કરવાનું મન કર્યું. ૬૦.

**भाष्यस्यवार्तिकमथैषकुमारिलेनभट्टेनकारयितुमादरवान्मुनींद्रः ॥**
**वंध्यायमानदरविंध्यमहीधरेणवाचंयमेनचरितांहरितंप्रतस्थे ॥६१॥**

૧ વ્યાસના અંતર્હિત થવાથી પામેલા ખેદરૂપ વિશેષનું 'જેઓનો કૃપારસ' ઇત્યાદિ સામાન્યથી સમર્થન કરવું છે માટે अर्थांतरन्यास અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૨૮ મું.)

પછી પોતાના ભાષ્યનું કુમારિલ ભટ્ટના હાથથી વાર્તિક કરાવવાની ઉત્કંઠાવાળા શ્રીશંકરાચાર્ય, જેણે લોકોને ઉત્પન્ન થએલા વિંધ્યાચલના ભયને નિષ્ફલ[1] કરેલો છે, એવા અગસત્ય મુનિને વિચરવાની દિશામાં (દક્ષિણ દિશામાં) સધાવ્યા[2]. ૬૧.

**ततस्सवेदांतरहस्यवेत्ताभेत्तामतानांतरसाऽमतानां ॥**
**प्रयागमागात्प्रथमंजिगीषुःकुमारिलंसाधितकर्मजालं ॥ ६२ ॥**

વેદાંતના રહસ્યને જાણનારા અને વિરૂદ્ધ મતોનું પ્રબલતાથી ખંડન કરનારા, એ શ્રીશંકરાચાર્ય એ દિશામાં ચાલતાં ચાલતાં પ્રથમ કર્મકાંડનું પ્રતિપાદન કરનારા કુમારિલ ભટ્ટને જીતી લેવાની ઇચ્છાથી પ્રયાગમાં પધાર્યા. ૬૨.

**आमज्जतांकिलतनूमसितांसितांचकर्तुंकलिंदसुतयाकलितानुषंगां ॥**
**अह्नायजह्नुतनयामथनिह्नुताघांमध्येप्रयागमगमन्मुनिरर्थमार्गं ॥६३॥**
**गंगाप्रवाहैरुपरुद्धवेगाकलिंदकन्यास्तिमितप्रवाहा ॥**
**अपूर्वसख्यागतलज्जयेवयत्राधिकंभातिविचित्रपाथाः ॥ ६४ ॥**

અનાયાસે સઘળા પુરૂષાર્થોના માર્ગરૂપ પ્રયાગમાં જઈ શ્રીશંકરાચાર્ય, પાપોને ટાળનારાં અને જાણે સ્નાન કરનારા લોકોને [3]શ્યામ અને [4]શ્વેત સ્વરૂપ દેવા સારૂજ શ્યામ જલ વાળા યમુનાજીની સાથે પોતાના શ્વેત જલના પ્રવાહને મેળવી દઈને ચાલતાં [5]હોય એવાં ગંગાજીના સમીપમાં પધારચા કે જે સ્થલમાં ગંગાજીના પ્રવાહોથી રોકાએલા વેગ વાળાં અને તેથી વિચિત્ર જલવાળાં થએલાં યમુનાજી જાણે અપૂર્વ મહિમાવાળાં સખીના (ગંગાજીના) સમાગમથી ઉત્પન્ન થએલી લાજને લીધે થોભી રહ્યાં [6]હોય તેમ અધિક શોભે છે. ૬૩, ૬૪.

**अंतेवसद्भिरमलच्छाविसंप्रदायमध्येतुमाश्रितजलांकुहचिन्मरालैः ॥**
**चक्रद्वयेनरजनीसहवाससौख्यसंशीलनायकिलसंवलितांपरत्र ॥६५॥**
**यत्राप्लुतादिव्यशरीरभाजआचंद्रतारंदिविभोगजातं ॥**
**संभुंजतेव्याधिकथानभिज्ञाःप्राहेममर्थंश्रुतिरेवसाक्षात् ॥ ६६ ॥**

૧. એક સમયે વિંધ્યાચલે નારદજીના મુખથી મેરૂપર્વતનાં વખાણ સાંભળી સ્પરદ્ધાને લીધે આકાશમાં ઉંચે વધવા માંડયું. એના વધવાથી સૂર્ય આદિની ગતિ રોકાતાં મુંઝાએલા સર્વે લોકોએ વિંધ્યાચલને શાંત કરવા અગસ્ત્યમુનિની પ્રર્થના કરી. એ ઉપરથી અગસ્ત્ય મુનિએ આવીને વિંધ્યાચલને કહ્યું કે, મારે અહીંયો દક્ષિણદિશામાં જવુંછે માટે રસ્તો દે અને નીચો થઇ જા.' આ વચન સાંભળી શાપના ભયથી વિંધ્યાચલ લાંબો થઈને પૃથ્વીપર સુઈજતાં અગસ્ત્ય તે રસ્તેથી દક્ષિણદિશામાં ગયા અને જતી વખતે વિંધ્યાચલને કેહેતા ગયા કે 'હું પાછો આવું ત્યાં સુધી તારે આમજ રેહેવું પણ ઉંચું થવું નહી.' વિંધ્યાચલે હા કેહેતાં અગસ્ત્યમુનિ ગયા તે ગયાજ. પાછા આવ્યાજ નહી તેથી વિંધ્યાચલ સુતેલોજ રહ્યો. ( આ ઉપરથી લોકોમાં અગસ્ત્યના વાયદા કેહેવાયછે.) આ કથા કાશીખંડ આદિ ઘણા પુરાણ ગ્રંથોમાં છે. ૨. 'દક્ષિણ દિશામાં' એમ કેહેવાને બદલે 'અગસ્ત્યમુનિને વિચરવાની દિશામાં' એમ કહ્યું માટે पर्यायोक्त અલંકાર થયોછે. पर्यायोक्तंतुगम्यस्यवचोभंग्यंतराश्रयं વિવક્ષિત અર્થને વધારે સુંદર રૂપાંતરથી કેહેવો એ પર્યાયોક્ત અલંકાર છે. (કુવલયાનંદ) ૩. વિષ્ણુપણું. ૪. સદાશિવપણું. ૫. શ્વેત તથા શ્યામ પ્રવાહના મળવામાં વિષ્ણુનું તથા સદાશિવનું સ્વરૂપ દેવારૂપ ફલની ઉત્પ્રેક્ષા કરીછે માટે फलोत्प्रेक्षा અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૩ મું.) ૬. યમુનાજીના થોભી રેહેવામાં લાજરૂપ હેતુની ઉત્પ્રેક્ષા કહીછે માટે हेतूत्प्रेक्षा અલંકાર છે.

अज्ञातसंभवतिरोधिकथापिवाणीयस्याःसितासिततयैवगृणातिरूपं ॥
भागीरथींयमुनयापरिचर्यमाणामेतांविगाह्यमुदितोमुनिरित्यभाणीत् ॥६७॥

યમુનાજીની સાથે મળેલાં ગંગાજી કે જે પોતાના પ્રવાહના કોઈ ભાગમાં જાણે જલની પાસેથી શ્વેત કાંતિના સંપ્રદાયનું અધ્યયન કરવા માટે ત્યાં શિષ્ય થઈને આવી [1]રહ્યાં હોય એવા હંસોથી સંયુક્ત હતાં અને કોઈ ભાગમાં કમલિનીઓમાં સહવાસનું સુખ લેવાને વાસ્તે પ્રાપ્ત થએલાં ચક્રવાક પક્ષીઓના જોડાંઓથી વ્યાપ્ત હતાં, તથા જેમાં નાહેલાં માણસો દિવ્ય શરીરોવાળાં થઈ વ્યાધિઓની વાતને પણ નહિ જાણતાં જ્યાં સુધી ચંદ્ર અને તારાઓ રહે ત્યાં સુધી સ્વર્ગમાં સઘળા વૈભવોને ભોગવે છે એમ સાક્ષાત્ [2]શ્રુતિજ કહેછે અને જેના રૂપનું કોઇએ નહિ જાણેલાં ઉત્પત્તિ નાશવાળી (અનાદિ સિદ્ધ) વાણી (શ્રુતિ) પણ વિશેષથી નિરૂપણ નહીં કરી શકતાં 'ધોળી તથા કાળી નદી' એવા રૂપથીજ વર્ણન કરેછે; તેમના પ્રવાહમાં જઇને પ્રસન્ન થએલા શ્રીશંકરાચાર્યે નીચે પ્રમાણે તે ગંગાજીની સ્તુતિ કરી. ૬૫, ૬૬, ૬૭.

सिद्धापगेपुरविरोधिजटोपरोधक्रुद्धाकुतःशतमदःसदृशान्विधत्से ॥
बद्धानकिंनुभवितासिजटाभिरेषामद्धाजडप्रकृतयोनविदंतिभावि ॥ ६८ ॥

હે સિદ્ધ નદી! તમને સદાશિવ પોતાની જટામાં રોકી રાખેછે તેથી ક્રોધને લીધે તમે સદાશિવ જેવા બીજા સૈંકડો પુરૂષોને ઉત્પન્ન કરવા [3]માંડ્યા છે, એ કામ શું વિચારીને કરોછો? તમે જે સદાશિવ જેવા પુરૂષોને ઉત્પન્ન કરશો તેઓની જટાઓથી તમને બંધન નહિ [4]થાય કે? અરે! આ હું શા માટે કહુંછું. જેઓની પ્રકૃતિ [5]જડ હોય છે તેઓને પોતાના કર્ત્તવ્યથી થનારાં ભવિષ્ય દુઃખનું જ્ઞાન હોતું નથી[6]. ૬૮.

सन्मार्गवर्तनपरापिसुरापगेत्वमस्थीनिनित्यमशुचीनिकिमाददासि ॥
आज्ञातमंबहृदयंतवसज्जनानांप्रायःप्रसाधनकृतेकृतमज्जनानां ॥ ६९ ॥

૧. હંસોના આવીને રહેવામાં અધ્યયનરૂપ ફલની ઉત્પ્રેક્ષા કરીછે માટે फलोत्प्रेक्षा અલંકારછે. ૨. सितासिते सरितेयत्रसंगतेतत्राप्लुतासोदिवमुत्पतंति ઈત્યાદિક શ્રુતિઓ કહેછે કે"જ્યાં ધોળી અને કાળી બે નદીઓ(ગંગા અને યમુના)નો સમાગમ થાયછે તે સ્થળમાં નાહેલા લોકો સ્વર્ગમાં જાયછે અને ત્યાં ઘણું સુખ ભોગવેછે. ૩. જેઓ ગંગાજીમાં નાહાય તેઓ શિવના જેવા રૂપવાળા થાયછે; એમ પુરાણઆદિ ગ્રંથોમાં કહ્યું છે. ૪. રોકી રાખનાર એક સદાશિવનું અભિમાન તોડવા જતાં, રોકી રાખનારા બીજા સૈકડોની ઉત્પત્તિ થવાનું કહ્યું છે તેથી विषादन અલંકાર છે. ॥इष्यमाणविरुद्धार्थसंप्राप्तिस्तुविषादनम्॥ જ્યાં ધારેલાથી વિરૂદ્ધ અર્થની પ્રાપ્તિનું વર્ણન કરવામાં આવે ત્યાં વિષાદન અલંકાર સમજવો (કુવલયાનંદ કારિકા.) ૫. વિવેક રહિત અને ડ તથા લ ના અભેદથી જલ. ૬. નિંદાથી સ્તુતિની અભિવ્યક્તિ કરી છે માટે व्याजस्तुति અલંકારછે. उक्ताव्याजस्तुतिःपुनः॥निंदास्तुतिभ्यांवाच्याभ्यां गम्यत्वेस्तुतिनिंदयोः॥ જ્યાં નિંદાથી સ્તુતિની પ્રતીતિ થાય કે સ્તુતિથી નિંદાની પ્રતીતિ થાય ત્યાં व्याजस्तुति અલંકાર થાયછે (જુવો સાહિત્યદર્પણ કારિકા ૭૦૬ તથા ૭૦૭) ગંગાજીને આપેલા ઠબકાનું ગંગાજીનો પ્રકૃતિ જડ (ળ) હોવાથી અનર્થકપણું વિચારીને 'આ હું શા માટે કહુંછું'' એ વચનથી નિષેધ સૂચવ્યો છે માટે આક્ષેપ અલંકાર પણ છે. आक्षेपःस्वयमुक्तस्यप्रतिषेधोविचारणात्॥ પોતે કહેલા વચનનું વ્યર્થપણું વિચારીને નિષેધ કરવો એ આક્ષેપ અલંકાર કહેવાય છે. (કુવલયાનંદ કારિકા.)

હે દેવ નદી! તમે સારા [1]માર્ગમાં અખંડ વર્તનાર છતાં પણ સર્વદા અપવિત્ર અસ્થિઓનું (હાડકાંઓનું) શા માટે [2]ગ્રહણ કરોછો? હે મા! અરે તમારો જે અભિપ્રાય છે તે મારા જાણવામાં આવ્યો!!! ઘણુંકરીને તમારા પ્રવાહમાં નાહીને સદાશિવરૂપ થએલા લોકોના [3]શણગારને વાસ્તેજ હાડકાંઓનું ગ્રહણ [4]કરોછો. ૬૯.

स्वापानुषंगजडताभरितान्जनौघान्स्वापानुषंगजडताविधुरान्विधत्से ॥

दूरीभवद्विषयरागहृदोपितूर्णधूर्तावतंसयसिदेविकएषमार्गः ॥ ७० ॥

હે દેવી! તમે નિદ્રાના સંબંધથી થતી જડતાથી વ્યાપ્ત રહેનારાં માણસોને નિદ્રાના સંબંધથી થતી જડતાથી [5]રહિત કરોછો અને જેઓના હૃદયમાંથી વિષયો ઉપરનો રાગ દૂર થઈ ગયો હોયછે એવા લોકોને [6]ધુર્તાવતંસ કરોછો તો આતે તમે કેવો માર્ગ પકડ્યો છે[7]? ૭૦.

इतिस्तुवंस्तापसराट्त्रिवेणींशाट्यासमाच्छाद्यकटिंकृपीटे ॥

दोर्दंडयुग्मोद्धृतवेणुदंडोऽघमर्षणस्नानमनाबभूव ॥ ७१ ॥

એ પ્રમાણે ત્રિવેણીની સ્તુતિ કરતા શ્રીશંકરાચાર્યે પોતાની કટીને વસ્ત્રવતે સારી રીતે ઢાંકી બન્ને હાથવતે વાંસના દંડને ઊંચો ધરી જલમાં [8]અઘમર્ષણ સ્નાનકરવાનું મન કર્યું. ૭૧.

सस्नौप्रयागेसहशिष्यसंघैःस्वयंकृतार्थोजनसंग्रहार्थी ॥

अस्मारिमातापिचसापुपोषदधारयादुःखमसोढभूरि ॥ ७२ ॥

શ્રીશંકરાચાર્ય પોતે બ્રહ્મવિદ્યાને લીધે કૃતાર્થ છતાં પણ લોકોની ધર્મ પર આસ્થા આવવાને વાસ્તે શિષ્યોના સમૂહોની સાથે પ્રયાગમાં નાહ્યા અને તે સમયે પોતાનાં માતાજીનું પણ સ્મરણ કર્યું કે જે માતાજીએ પોતાને ગર્ભમાં ધરચા હતા, પોતાનું પોષણ કર્યું હતું અને તે સંબંધમાં ઘણું દુઃખ વેઠ્યું હતું[9]. ૭૨.

अनुष्ठितंद्रागवसाय्यवातैःकल्हारशीतैरुपसेव्यमानः ॥

तीरेविशश्रामतमालशालिन्यत्रांतरेऽश्रूयतलोकवार्ता ॥ ७३ ॥

ત્યાં જે વિધિ કરવાનો હતો તેને તુરત પુરો કરી લઈ શ્રીશંકરાચાર્ય તમાલ નામનાં વૃક્ષોથી શોભી રહેલા ગંગાજીના તીર પર બીરાજ્યા અને ત્યાં તેમને કલ્હાર જાતિનાં કમળોના શીત પવનો સેવવા લાગ્યા. આસમયમાં લોકવાયકા તેમના સાંભળવામાં આવીકે—૭૩.

૧. સારો રસ્તો અને સદાચાર. ૨. મરણ પામેલા પ્રાણીનાં અસ્થિ જો ગંગાજીમાં નાખવામાં આવે તો મરનારની સદ્‌ગતિ થાય છે, એમ ધર્મશાસ્ત્રોમાં તથા પુરાણોમાં લખ્યું છે. ૩. સદાશિવ હાડકાની માલાઓ રૂપી શણગાર ધરેછે. એ વાત શિવરહસ્યમાં તથા પુરાણ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. ૪. आक्षेप અલંકાર છે. (આ સર્ગના ૬૮ મા શ્લોકની ટીકામાં જોવું.) ૫. દેવરૂપ કરોછો. દેવતાઓને નિંદ્રા નથી એ વાત શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. ૬. ધુતારાઓના શિરોમણી. બીજો અર્થ એ છે કે ધૂર્ત્તૂ એટલે ધંતુરાનાં ફુલ જેના મુકુટના સ્થાનકે ધરવામાં આવેછે એવા સદાશિવ. ૭. જડને અજડ કરવા અને વૈરાગ્યવાળાઓને મોટા ધુતારા બનાવવા, એ અર્થ પ્રમાણે નિંદા થાયછે પણ બીજા અર્થ પ્રમાણે તેના તે શબ્દોથી સ્તુતિ પ્રતીયમાન થાયછે માટે व्याजस्तुति અલંકાર છે. (જુવો આ સર્ગના ૬૮ મા શ્લોકની ટીકા.) ૮. વેદના અમુક મંત્રો ભણીને નાહવાનો જે પ્રકાર છે તે અઘમર્ષણ સ્નાન કેહેવાય છે. ૯. એક માતાજીમાં રહેલી ગર્ભમાં ધરવા આદિ અનેક ક્રિયાઓને અનુક્રમથી ગોઠવી છે. માટે कारकदीपक અલંકારછે. क्रमिकैकगतानातुगुंफःकारकदीपकम् ॥ ક્રમવાળી ક્રીયાઓને એક કારકમાં રહેલી ગોઠવવી એ કારકદીપક અલંકાર કેહેવાય છે. (કુવલયાનંદ)

गिरेरवप्लुत्यगतिःसतांयःप्रामाण्यमाम्नायगिरामवादीत् ॥
यस्यप्रसादात्त्रिदिवौकसोऽपिप्रपेदिरेप्राक्तनयज्ञभागान् ॥ ७४ ॥
सोऽयंगुरोरुन्मथनप्रसक्तंमहत्तरंदोषमपाकरिष्णुः ॥
अशेषवेदार्थविदास्तिकत्वात्तुषानलंप्राविशदेषधीरः ॥ ७५ ॥
अयंत्वधीताखिलवेदमंत्रःकूलंकषालोडितसर्वतंत्रः ॥
नितांतदूरीकृतदुष्टतंत्रस्त्रैलोक्यविभ्रामितकीर्तियंत्रः॥ ७६ ॥

"સઘળા વેદોના અર્થોને જાણનાર મહા ધીર ભટ્ટપાદ ( કુમારિલ ભટ્ટ ) કે જેણે આર્યલોકોના આશ્રયરૂપ થઈ પર્વત ઉપરથી પડીને પણ વેદવાણીની પ્રમાણતા કહી હતી અને જેના પ્રસાદથીજ દેવતાઓને પણ આગળના સમય પ્રમાણે યજ્ઞ સંબંધી ભાગો મળવા ચાલુ થયા છે; તેમણે ગુરૂને તોડવારૂપ ભારે મોટો દોષ મટાડવાની ઇચ્છાથી આસ્તિક પણાને લીધે ફોતરાંના અગ્નિમાં પ્રવેશ કરેલો છે. સઘળા વેદમંત્રોનું અધ્યયન કરનાર સઘળાં શાસ્ત્રોનું સંપૂર્ણ રીતે અવલોકન કરનાર, નાસ્તિક લોકોનાં શાસ્ત્રોનું અત્યંત ખંડન કરનાર અને પોતાની કીર્તિરૂપી યંત્રને સઘળા ત્રૈલોક્યમાં ફેરવનાર એ ભટ્ટપાદ આજ અગ્નિમાં બળી મરેછે." ૭૪, ૭૫, ૭૬.

श्रुत्वेतितांसत्वरमेषगच्छन्व्यालोकयत्तंतुषराशिसंस्थं ॥
प्रभाकराद्यैःप्रतितप्रभावैरुपस्थितंसाश्रुमुखैर्विनेयैः ॥ ७७ ॥

એ લોકવાયકા સાંભળીને શ્રીશંકરાચાર્ય તુરત ત્યાં (જે સ્થલમાં ભટ્ટપાદ બળતા હતા ત્યાં) જતાં ફોતરાંના ઢગલામાં બેઠેલા ભટ્ટપાદ તેમના જોવામાં આવ્યા. આંસુઓથી ભરેલાં મોહોડાંવાળા પ્રભાકર આદિ મોટા પ્રભાવવાળા શિષ્યો એ ભટ્ટપાદની પાસે ઉભા હતા. ૭૭.

धूमायमानेनतुषानलेनसंदह्यमानेपिवपुष्यशेषे ॥
संदृश्यमानेनमुखेनबाष्पपरीतपद्मश्रियमादधानं ॥ ७८ ॥

ફોતરાંઓના ધુંધવતા અગ્નિથી સઘળું શરીર બળતું હતું તોપણ અગ્નિથી બહાર દેખાતા પોતાના મુખથી એ ભટ્ટપાદ ધુવાડા જેવી ઝાકળથી વીંટાએલા કમળની શોભાને ધરતા હતા[1]. ૭૮.

दूरेविधूताघमपांगभंग्यातंदेशिकंदृष्टिपथावतीर्णं ॥
ददर्शभट्टोज्वलदग्निकल्पोजुगोपयोवेदपथंजितारिः ॥ ७९ ॥

બળતા અગ્નિ જેવા લાગતા અને નાસ્તિક વાદીઓરૂપ શત્રુઓને જીતી વેદમાર્ગનું રક્ષણ કરનારા ભટ્ટપાદે કટાક્ષોના ચમત્કારથી પાપોને દૂર કરનારા અને ચક્ષુના માર્ગમાં આવેલા શ્રીશંકરાચાર્યને દીઠા. ૭૯.

૧. ભટ્ટપાદમાં કમલની શોભારૂપ પદાર્થનો આરોપ કર્યોછે તેથી पदार्थवृत्तिनिदर्शना અલંકાર છે. पदार्थवृत्तिमप्येकेवदंत्यन्यांनिदर्शनाम् ॥ કેટલાએક આલંકારિકો એકમાં બીજા પદાર્થનો આરોપ કરવાથી પદાર્થવૃત્તિ નિદર્શના થાય એમ કહેછે.

अदृष्टपूर्वंश्रुतपूर्ववृत्तंदृष्ट्वातिमोदंसजगामभट्टः ॥
अचीकरच्छिष्यगणैःसपर्यामुपाददेतामपिदेशिकेंद्रः ॥ ८० ॥

પૂર્વે જેનાં ચરિત્રો સાંભળ્યાં હતાં પણ કોઈ દિવસે જેને જાતે દીઠા ન હતા એવા શ્રીશંકરાચાર્યને જોઇ ભટ્ટપાદે અત્યંત આનંદ પામીને પોતાના શિષ્યલોકોના હાથથી તેમની પૂજા કરાવી અને તે પૂજાનો આચાર્યોના ઈંદ્ર શ્રીશંકરાચાર્યે સ્વીકાર કરચો. ૮૯.

उपात्तभिक्षःपरितुष्टचित्तःप्रदर्शयामाससभाष्यमस्मै ॥
सर्वोनिबंधोह्यमलोपिलोकेशिष्टेक्षितःसंचरणंप्रयाति ॥ ८१ ॥

ભિક્ષાનું ગ્રહણ કરી ચિત્તમાં પ્રસન્ન થએલા શ્રીશંકરાચાર્યે પોતે કરેલું શૂત્ર ભાષ્ય ભટ્ટપાદને દેખાડ્યું. કારણ કે હરકોઈ ગ્રંથ બહુ ઉત્તમ અને શુદ્ધ હોય તોપણ વિદ્વાન્ લેકો તેનું અવલોકન કરે ત્યારેજ લોકમાં તેનો પ્રચાર [2]થાયછે. ૮૧.

दृष्ट्वाभाष्यंहृष्टचेताःकुमारःप्रोचेवाचंशंकरंदेशिकेंद्रं ॥
लोकेत्वल्पोमत्सरग्रामशालीसर्वज्ञानोनाल्पभावस्यपात्रं ॥ ८२ ॥

એ ભાષ્યને જોઈ ભટ્ટપાદ ચિત્તમાં પ્રસન્ન થયા. કારણ કે જગતમાં જે થોડું જાણનારો માણસ હોયછે તેજ બીજા ઉપર ઘણો મત્સર કરવારૂપ ક્ષુદ્રતા કરે, પણ જે સઘળું જાણનારો હોય તે માણસ કદીપણ ક્ષુદ્રતા કરે [3]નહિ. પછી રાજી થએલા ભટ્ટપાદે શ્રીશંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું. ૮૨.

अष्टौसहस्राणिविभांतिविद्वन्सद्वार्तिकानांप्रथमेऽत्रभाष्ये ॥
अहंयदिस्यामगृहीतदीक्षोध्रुवंविधास्येसुनिबंधमस्य ॥ ८३ ॥

"હે વિદ્વાન્! આ તમારા ભાષ્યના પેહેલા અધ્યાય ઉપરજ મને આઠ હજાર ઉત્તમ વાર્તિકો કરવાનું સ્ફુરેછે. જો મેં આ અગ્નિમાં બળી મરવારૂપ દીક્ષા ન લીધી હોત તો હું અવશ્ય આ ભાષ્ય ઉપર વાર્તિકરૂપ ઉત્તમ નિબંધ રચત. ૮૩.

भवादृशांदर्शनमेवलोकेविशेषतोस्मिन्समयेदुरापं ॥
पुरार्जितैःपुण्यचयैःकथंचित्त्वमद्यमेदृष्टिपथंगतोभूः ॥ ८४ ॥

જગતમાં વિશેષે કરી આવા સમયમાં આપ જેવાઓનું દર્શનજ દુર્લભ છે. મેં પૂર્વે ઘણાં ઘણાં પુણ્યો કરચાં હશે તેઓના પ્રભાવથી આજ કેમે કરી આપ મારી દૃષ્ટિના માર્ગમાં પધાર્યાછો. ૮૪.

असारसंसारमहाब्धिमध्येनिमज्जतांसद्भिरुदारवृत्तैः ॥
भवादृशैःसंगतिरेवसाध्यानान्यस्तदुत्तारविधावुपायः॥ ८५ ॥

સાર વગરના સંસારરૂપી મહાસાગરમાં ડુબતા માણસોએ ઉત્તમ આચરણવાળા આપ જેવા મહાત્માઓનો સમાગમજ પ્રયત્ન પૂર્વક મેળવવો જોઇએ. મહાત્માઓના સમાગમ વિના આ સમુદ્રમાંથી ઉગરવાનો બીજો કોઈ પણ ઉપાય નથી. ૮૫

૨. સામાન્યથી વિશેષનું સમર્થન કરવારૂપ अर्थांतर ન્યાસ અલંકાર છે. ૩ પ્રસન્ન થવાનું વિશેષનું 'જગતમાં' ઈત્યાદિ સામાન્યથી સમર્થન કરચુંછે માટે અર્થાંતર ન્યાસ અલંકાર છે. ૪ અર્થાંતરન્યાસ અલંકારછે.

चिरंदिदृक्षेभगवंतमित्थंत्वमद्यमेदृष्टिपथंगतोभूः ॥
नह्यत्रसंसारपथेनराणांस्वेच्छाविधेयोभिमतेनयोगः ॥८६॥

આપનાં દર્શન કરવા આવવાની મને ઘણા કાલથી ઉત્કંઠા હતી પણ હું તે ઉત્કંઠાને પાર નહિ પાડી શકતાં આજ આપે આ પ્રમાણે મને દર્શન દીધાં છે. આ સંસારના માર્ગમાં માણસોને પ્રિયનો સામાગમ પોતાની ઇચ્છાને સ્વાધીન નથી. ૮૬.

युनक्तिकालःक्वचिदिष्टवस्तुनाक्वचित्त्वनिष्टेनचनीचवस्तुना ॥
तथैवसंयोज्यवियोजयत्यसौसुखासुखेकालकृतेप्रवेक्ष्यतः ॥ ८७ ॥

કાલ કોઈ સમયે પ્રિય વસ્તુનો સંયોગ કરાવેછે, કોઈ સમયે અપ્રિય તથા નીચ વસ્તુનો સંયોગ કરાવેછે અને વળી સંયોગ કરાવીને પાછો વિયોગ પણ તેજ કરાવે છે. લોકોમાં કાલના નિયમ પ્રમાણેજ સુખનો તથા દુઃખનો પ્રવેશ થાય છે. ૮૭.

कृतोनिबंधोनिरणायिपंथानिरासिनैयायिकयुक्तिजालं ॥
तथान्वभूवंविषयोत्थजातंनकालमेनंपरिहर्तुमीशे ॥ ८८ ॥

મેં ગ્રંથ કર્યા છે, કર્મ માર્ગનો નિર્ણય કર્યોછે, તર્કશાસ્ત્રીઓની યુક્તિઓરૂપ જાલનું ખંડન કર્યું છે અને સંસાર સંબંધી સુખ દુઃખોને પણ ભોગવી લીધાંછે માટે જે કાંઈ કરવાનું હતું તે કરી ચુક્યોછું. હવે આ કાલનું ઉલ્લંઘન કરવાને હું સમર્થ નથી. ૮૮

निरास्यमीशंश्रुतिलोकसिद्धंश्रुतेःस्वतोमात्वमुदाहरिष्यन् ॥
ननिन्हुवेयेनविनाप्रपंचःसौख्यायकल्पेतनजातुविद्वन् ॥ ८९ ॥

હે વિદ્વન્ ! વેદનું સ્વતઃપ્રમાણપણું સિદ્ધ કરવાને વાસ્તેજ મે શ્રુતિથી તથા લોકથી પણ સિદ્ધ થતા ઇશ્વરનું ખંડન કર્યું છે, પણ ઇશ્વર કે જે વિના જગતને કદી પણ સુખ થતુંજ નથી તેનું ખંડન કરવાનો મારો અભિપ્રાય નથી. ૮૯.

तथागताक्रांतमभूदशेषंसवैदिकोध्वाविरलीबभूव ॥
परीक्ष्यतेषांविजयायमार्गंप्रावर्तिसंत्रातुमनाःपुराणं ॥९० ॥

સઘળું જગત્ બૌદ્ધોથી દબાઈ ગયું હતું અને વેદનો માર્ગ વિચ્છિન્ન થઈ ગયો હતો એ જોઈ બુદ્ધિ ચલાવીને બૌદ્ધલોકોને જીતવાને વાસ્તે અને અનાદિ સિદ્ધ વેદમાર્ગનું રક્ષણ કરવાને વાસ્તે મેં પ્રવૃત્તિ કરી હતી. ૯૦.

सशिष्यसंघाःप्रविशंतिराज्ञांगेहंतदादिस्ववशेविधातुं ॥
राजास्मदीयोजिरमस्मदीयंतदाद्रियध्वंनतुवेदमार्गं ॥ ९१ ॥
वेदोप्रमाणंबहुमानबाधात्परस्परव्याहतिवाचकत्वात् ॥
एवंवदंतोविचरंतिलोकेनकाचिदेषांप्रतिपत्तिरासीत् ॥९२॥

બૌદ્ધલોકો રાજા આદિ સર્વે લોકોને વશ્ય કરવાને વાસ્તે રાજાના ઘરમાં પેસતા હતા 'અને રાજા અમારો છે તથા દેશ પણ અમારોજ છે, માટે અમારાં શાસ્ત્રનોજ આશ્રય

કરો, વેદમાર્ગને છોડી દીયો, વેદ તો પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી બાધિત હોવાને લીધે તથા પૂર્વાપર વિરૂદ્ધ વાતો વાળો હોવાને લીધે અપ્રમાણ છે' એમ બોલતા બોલતા જગતમાં ફરતા હતા. એઓને પરાસ્ત કરવાનો કોઈ પણ ઉપાય રહ્યો ન હતો. ૯૧, ૯૨.

अवादिषंवेदविघातदक्षैस्तान्नाशकंजेतुमबुध्यमानः ॥
तदीयसिद्धांतरहस्यवार्द्धीन्निषेध्यबोधाद्विनिषध्यबाधः ॥९३॥

વેદનું ખંડન કરવાની ચાતુરી ધરાવનારા એ લોકોની સાથે મેં વાદ કર્યા પણ તેઓના સિદ્ધાંતોનાં રહસ્યોરૂપ સમુદ્રોને મેં જાણ્યા ન હતા તેથી હું તેઓને જીતી શકતો ન હતો. કારણ કે જે વિષયનું ખંડન કરવાનું હોય તે વિષય પરિપૂર્ણ રીતે સમજાયા પછીજ તેનું ખંડન કરી શકાય. ૯૩.

तदातदीयंशरणंप्रपन्नःसिद्धांतमश्रौषमनुद्धतात्मा ॥
अदूदुषद्वैदिकमेवमार्गंतथागतोजातुकुशाग्रबुद्धिः ॥ ९४ ॥
तदापतन्मेसहसाश्रुबिंदुस्तच्चाविदुःपार्श्वनिवासिनोऽन्ये ॥
तदाप्रभृत्येवविवेशशंकामय्याप्तभावंपरिहृत्यतेषां ॥ ९५ ॥

આ પ્રમાણે થતાં અંતે મારો અભિપ્રાય પાર પાડવા સારૂ હું તેઓની શાળામાં જઈને રહ્યો હતો અને ઉદ્ધતપણું છોડી દઈને તેઓનો સિદ્ધાંત સાંભળતો હતો. એક દિવસે દર્ભની અણી જેવી સૂક્ષ્મ બુદ્ધિવાળો બૌદ્ધ વૈદિક માર્ગનું ખંડન કરતો હતો તે સમયે મારા નેત્રમાંથી તુરત આંસુનું ટીપું પડ્યું અને તે પાસે બેઠેલા બીજા બૌદ્ધોના જાણવામાં આવ્યું, ત્યારથીજ એ લોકોને મારા ઉપરનો વિશ્વાસ છુટી જઈને શક ઉત્પન્ન થયો. ૯૪, ૯૫.

विपक्षपाठीबलवान्द्विजातिःप्रसाददद्दर्शनमस्मदीयं ॥
उच्चाटनीयःकथमप्युपायैर्नैतादृशःस्थापयितुंहियोग्यः ॥ ९६ ॥
संमंत्र्यचेत्थंकृतनिश्चयास्तेयेचापरेहिंसनवादशीलाः ॥
व्यपातयन्नुच्चतरात्प्रमत्तमामग्रसौधाद्विनिपातभीरुं ॥ ९७ ॥

"આપણા સિદ્ધાંતથી વિરૂદ્ધ શાસ્ત્રોને ભણનારો આ બલવાન્ બ્રાહ્મણ આપણા સિદ્ધાંતને શીખી ગયો, એ અનિષ્ટ થયું. હવે ગમે તે ઉપાયોથી પણ આને મારી નાખવો જોઇએ. આવાને જીવવા દેવો યોગ્ય નથી" એ પ્રમાણે પરસ્પરમાં વિચાર કરી મારી નાખવાના નિશ્ચયવાળા એ લોકોએ તથા જીભથી અહિંસાની વાત કરનારા બીજા લોકોએ પણ હું કે જે પડવાથી બીતો હતો તેને મારા પ્રમાદનો લાભ લઇને ઘણા ઊંચા મહેલમાંથી પાડ્યો. ૯૬, ૯૭.

पतन्पतन्सौधतलादवादिषंयदिप्रमाणंश्रुतयोभवंति ॥
जीवेयमस्मिन्पतितोऽसमस्थलेमज्जीवनेतच्छ्रुतिमानतागतिः ॥९८॥

મહેલ ઉપરથી પડતાં પડતાં હું બોલ્યો કે "જો શ્રુતિઓ પ્રમાણ હોય તો આ વિષમ

સ્થલમાં પડ્યા છતાં પણ મારા પ્રાણ રેહેજો. કારણકે મારા જીવવા ઉપરજ શ્રુતિઓના પ્રમાણપણાનો આધાર છે.'' ૯૮.

**यदीहसंदेहपदप्रयोगाद्व्याजेनशास्त्रश्रवणाच्चहेतोः ॥**
**ममोच्चदेशात्पततोव्यनंक्षीत्तदेकचक्षुर्विधिकल्पनासा ॥ ९९ ॥**

એ વાક્યમાં 'જો' એ સંદેહવાચક પદ મુકવારૂપ પાપને લીધે અને કપટપૂર્વક શાસ્ત્ર સાંભળવારૂપ પાપને લીધે ઊંચા પ્રદેશમાંથી પડતાં મારી એક આંખ ફુટી ગઈ. દૈવને એ પ્રમાણેજ કરવું હશે. ૯૯.

**एकाक्षरस्यापिगुरुःप्रदाताशास्त्रोपदेष्टाकिमुभाषणीयं ॥**
**अहंहिसर्वज्ञगुरोरधीत्यप्रसादिशेतेनगुरोर्महागः ॥ १०० ॥**

જે માણસ એક અક્ષર શીખવે તે પણ ગુરૂ કેહેવાય, ત્યારે શાસ્ત્રનો ઉપદેશ કરનાર માણસ ગુરૂ કેહેવાય એમાં તો શુંજ કેહેવું. મેં એ બૌદ્ધગુરૂની પાસેથી ભણીને તે ભણવાથીજ ગુરૂનો મોટો અપરાધ કર્યો. ૧૦૦.

**तदेवमित्थंसुगतादधीत्यप्राघातयंतत्कुलमेवपूर्वं ॥**
**जैमिन्युपज्ञेऽभिनिविष्टचेताःशास्त्रेनिरास्थंपरमेश्वरंच ॥१०१॥**

મેં એ પ્રમાણે બૌદ્ધની પાસેથી ભણીને પ્રથમ બૌદ્ધોના કુલનોજ ઘાત કર્યો અને પછી જૈમિનિએ પ્રથમ પ્રકટ કરેલા પૂર્વમીમાંસાશાસ્ત્ર ઉપર ચિત્તમાં આગ્રહ બંધાયાથી પરમેશ્વરના અસ્તિત્વનું ખંડન કર્યું. ૧૦૧.

**दोषद्वयस्यास्यचिकीर्षुरर्हन्यथोदितांनिष्कृतिमाश्रयाशं ॥**
**प्राविक्षमेषापुनरुक्तभूताजाताभवत्पादनिरीक्षणेन ॥ १०२ ॥**

હે મહાત્મા! એ બે પાપોનું શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છાથી મેં અગ્નિમાં પ્રવેશ કર્યો છે, પણ હમણાં આપનાં પવિત્ર ચરણારવિંદનાં દર્શન મળવાથી એ પાપોનું બેવડું પ્રાયશ્ચિત્ત થયું સમજુંછું. ૧૦૨.

**भाष्यंप्रणीतंभवतेतियोगिनाकर्ण्यतत्रापिविधायवार्त्तिं ॥**
**यशोधिगच्छेयमितिस्मवांच्छास्थितापुरासंप्रतिकिंतदुक्त्या ॥१०३॥**

હે યોગી! 'આપે ભાષ્ય કર્યું છે' એમ મેં સાંભળ્યું હતું ત્યારથી તે ઉપર પણ વાર્તિક કરીને યશ મેળવવો' એવી મારી પ્રથમથીજ ઇચ્છા હતી, પણ હવે આ સમયમાં એ વાત કહી દેખાડવી વ્યર્થ છે. ૧૦૩.

**जानेभवंतमहमार्यजनार्थजातमद्वैतरक्षणकृतेविहितावतारं ॥**
**प्रागेवचेन्नयनवर्त्मकृतार्थयेथाःपापक्षयायव्रतनेदृशमाचरिष्यं ॥१०४॥**

આપ અદ્વૈતના રક્ષણને વાસ્તેજ અવતર્યાછો અને આર્યલોકોના સઘળા પુરૂષાર્થારૂપછો, એ હું જાણુંછું. મેં આ અગ્નિમાં પ્રવેશ કર્યો તે પહેલાંજ જો આપે મારા ને-

ત્રના માર્ગને કૃતાર્થ[1] કર્યો હોતતો પાપોના ક્ષયને વાસ્તે હું આવું પ્રાયશ્ચિત્ત કરત નહી!!!૧૦૪.

**प्रायोधुनातदुभयप्रभवाघशांत्यैप्राविक्षमार्यतुषपावकमात्तदीक्षः ॥**
**भाग्यंनमेऽजनिहिशाबरभाष्यवत्त्वद्भाष्येपिकिंचनविलिख्ययशोधिगंतु॥१०५॥**

હે મહાત્મા! મેં તો હમણાં ગુરૂના દ્રોહથી અને ઇશ્વરના ખંડનથી થએલાં બે પાપોની શાંતિને વાસ્તે મરણની દીક્ષા લઇને ફોતરાંના અગ્નિમાં પ્રવેશ કર્યો છે. જેમ શાબરભાષ્ય ઉપર મેં કાંઇક લખ્યુંછે તેમ આપના ભાષ્ય ઉપર પણ કાંઇક લખીને યશ મેળવવાનું મારૂં ભાગ્યજ ન હતું એમ ધારૂંછું." ૧૦૫.

**इत्यूचिवांसमथभट्टकुमारिलंतमीषद्विकस्वरमुखांबुजमाहमौनी ॥**
**श्रुत्यर्थकर्मविमुखान्सुगतान्निहंतुंजातंगुहंभुविभवंतमहंतुजाने ॥१०६॥**
**संभावनापिभवतोनहिपातकस्यसत्यव्रतंचरसिसज्जनशिक्षणाय ॥**
**उज्जीवयामिकरकांबुकणोक्षणेनभाष्येपिमेरचयवार्तिकमंगभव्यं ॥१०७॥**

પછી એ પ્રમાણે બોલેલા અને જેનું મુખારવિંદ કાંઇક પ્રફુલ્લિત હતું એવા કુમારિલભટ્ટને શ્રી શંકરાચાર્યે કહ્યું કે "તમે કાર્તિકેય સ્વામીછો તે વેદોક્ત કર્મોના શત્રુરૂપ બૌદ્ધ લોકોને હણવા સારૂ પૃથ્વીમાં અવતર્યાછો એ હું જાણુંછું. તમને પાપો લાગવાનો સંભવજ નથી તો પણ તમે સજ્જનોને પાપોનાં પ્રાયશ્ચિત્તો કરવાનું શીખવવા માટે આ પ્રાયશ્ચિત્ત કરોછો. હે ભટ્ટપાદ! હું તમને મારા કમંડલુના જળની કણીઓ છાંટીને જીવતા રાખું. તમે મારા ભાષ્ય ઉપર પણ સુંદર વાર્તિક રચો." ૧૦૬, ૧૦૭.

**इत्युचिवांसंविबुधावतंसंसधर्मविद्ब्रह्मविदांवरेण्यं ॥**
**विद्याधनःशांतिधनाग्रगण्यंसप्रश्रयंवाचमुवाचभूयः ॥१०८॥**

વિદ્વાનોના શિરોમણિ, બ્રહ્મવેત્તાઓએ સેવવા યોગ્ય અને શાંતિરૂપ ધનવાળા સન્યાસીઓમાં શ્રેષ્ઠ શ્રીશંકરાચાર્ય એ પ્રમાણે બોલતાં ધર્મને જાણનારા અને વિદ્યારૂપી ધનવાળા તે ભટ્ટપાદે નમ્રતાથી તેમને ફરીવાર નીચે પ્રમાણે કહ્યું. ૧૦૮.

**नार्हामिशुद्धमपिलोकविरुद्धकृत्यंकर्तुंमयीड्यमहितोक्तिरियंतवार्हा ॥**
**आजानतोतिकुटिलेपिजनेमहांतस्त्वारोपयंतिहिगुणंधनुषीवशूराः ॥१०९॥**

"હે સ્તુતિ કરવા યોગ્ય! મરણની દીક્ષા લઇને જીવતા રેહેવારૂપ કામ જો કે આપના કેહેવા પ્રમાણે શુદ્ધ છે તોપણ લોક વિરૂદ્ધ છે, માટે તેમ કરવું મારે યોગ્ય નથી. હું જો કે અધમછું તોપણ આપ ઉદારતાથી મારી પ્રશંસા કરોછો એ આપને યોગ્ય છે. કારણ કે જેમ શુર પુરૂષો સ્વભાવથી અત્યંત કુટિલતાવાળા (વક્રતાવાળા) ધનુષમાં પણ ગુણ (દોરી) નું આરોપણ કરેછે તેમ મહાત્મા પુરૂષો સ્વભાવથી અત્યંત કુટિલતાવાળા માણસમાં પણ

૧. 'તમે અહીં પધાર્યા હોત તો' એટલું કેહેવાનું છે તેને બદલે બીજી સુંદર ઢબથી 'મારા નેત્રના માર્ગને કૃતાર્થ કર્યો હોત તો' એમ કહ્યુંછે તેથી पर्यायोक्त અલંકાર થાયછે. पर्यायोक्तंतुगम्यस्यवचोभंग्यंतराश्रयम् ॥ વિવક્ષિત વાતને બીજી તે કરતાં પણ સુંદર રીતિથી કેહેવી એ પર્યાયોક્ત અલંકારછે. (કુવલયાનંદ, કા૦ ૬૭ જુવો.)

ગુણ (સદ્ગુણ)નું આરોપણ [1] કરેછે." ૧૦૯.

संजीवनायचिरकालमृतस्यचत्वंशक्तोसिशंकरदयोर्मिलदृष्टिपातैः ॥
आरब्धमेतदधुनाव्रतमागमोक्तंमुंचन्सतांनभवितास्मिबुधाविनिंद्यः॥११०॥

હે શંકર! હે મહા [2] વિચક્ષણ! જો કે આપ દયાની લહરીઓવાળા કટાક્ષોથી ઘણા કાલના મરેલાને પણ જીવાડવાને સમર્થ છો તોપણ હું હમણાં આરંભ કરેલી આ વેદોક્ત પ્રાયશ્ચિતરૂપ દિક્ષાને છોડી દઉં તો સત્પુરૂષોના મંડલમાં નિંદાના અપાત્રરૂપ રહી શકું નહિ. ૧૧૦.

जानेतवाहंभगवन्प्रभावंसंहृत्यभूतानिपुनर्यथावत् ॥
स्रष्टुंसमर्थोसितथाविधोमामुज्जीवयेश्चेदिहकिंविचित्रं ॥ १११ ॥

મહારાજ! હું આપના પ્રભાવને જાણુંછું આપ કે જે પ્રાણી માત્રનો સંહાર કરીને પાછાં તેવાને તેવાં સઘળાં પ્રાણીઓને સરજવા સમર્થછો તે અહીં મને જીવતો રાખો તો તેમાં શું આશ્ચર્ય છે? કશું નથી. ૧૧૧.

नाभ्युत्सहेकिंतुयतिक्षितींद्रसंकल्पितंहातुमिदंव्रताग्र्यं ॥
तत्तारकंदेशिकवर्यमह्यमादिश्यतद्ब्रह्मकृतार्थयेथाः ॥ ११२ ॥

હે સન્યાસીઓના રાજા! તોપણ સંકલ્પિત કરેલી આ ઉત્તમ દીક્ષાને છોડી દેવાને હું ઈચ્છતો નથી. હે આચાર્યોમાં ઉત્તમ! જો આપે મારાપર અનુગ્રહ કરવો હોય તો જે તારક બ્રહ્મનો [3] કાશીમાં ઉપદેશ કરવામાં આવેછે તે તારક બ્રહ્મનો અહીં મને ઉપદેશ દઈને કૃતાર્થ કરો. ૧૧૨.

अयंचपंथायदितेप्रकाश्यःसुधीश्वरोमंडनमिश्रशर्मा ॥
दिगंतविश्रांतयशाविजेयोयस्मिन्जितेसर्वमिदंजितंस्यात् ॥ ११३॥

[4] આપને અદ્વૈત માર્ગનો પ્રકાશ કરવાની ઈચ્છા હોય તો દિશાઓના છેડાઓ સુધી પ્રખ્યાત કીર્તિવાળા મંડનમિશ્ર નામના મહા પંડિતને વાદથી જીતો. એ પંડિતને જીતી લેવાથી સઘળું જગત્ જીતાએલું થશે. ૧૧૩.

सदावदन्योगपदंचसांप्रतंसविश्वरूपःप्रथितोमहीतले ॥
महागृहीवैदिककर्मतत्परःप्रवृत्तिशास्त्रेनिरतःसुकर्मतः ॥ ११४ ॥

૧ 'મારી પરાંમા કરેછો તે આપને યોગ્ય છે' એ વિશેષ વાતનું 'કારણ કે' ઈત્યાદિ સામાન્ય વાતથી સમર્થન કર્યું છે માટે अर्थांतरन्यास અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૨૯ મું) શૂર પુરૂષોરૂપ ઉપમાનનું અને મહાત્માપુરૂષોરૂપ ઉપમેયનું સુંદર સાદ્રશ્ય વર્ણવ્યું છે માટે ઉપમા અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩ જું) ૨. 'મહાવિચક્ષણ' એ સંબોધનરૂપ વિશેષણ 'હું નિંદાના અપાત્રરૂપ રહું નહી' એ જાણવાને આપ યોગ્યછો એવા અભિપ્રાયથી યુકતછે માટે परिकर અલંકાર થયોછે. अलंकारःपरिकरःसाभिप्रायेविशेषणे॥ જો વિશેષણ અભિપ્રાયવાળું હોય તો परिकर અલંકાર થાય. (કુ૦૬૧ જુવો.) ૩. કાશીમાં પ્રાણિમાત્રને મરવાના સમયમાં સદાશિવ તારક મંત્રનો ઉપદેશ કરેછે કે જેથી પ્રાણિઓને મુક્તિ થાયછે એમ શ્રુતિમાં કહ્યું છે અને પુરાણોમાં પણ પ્રસિદ્ધ છે. ૪. અદ્વૈત માર્ગ પ્રકાશ કરવાને વાસ્તે મને વાદથી જીતી લેવા આવ્યા હતા એમ જાણી લઈને કહેછે.

સર્વદા કર્મ માર્ગના સિદ્ધાંતનેજ સાચો કહેનાર એ મહાપંડિત પૃથ્વીમાં 'વિશ્વરૂપ' એ નામથી પણ પ્રખ્યાત છે, ઉત્તમ ભાગ્યના યોગથી મોટો ગૃહસ્થ છે, વેદોક્ત કર્મો કરવામાં તત્પર છે અને પ્રવૃત્તિના શાસ્ત્રમાંજ રૂચિવાળો છે. ૧૧૪.

**निवृत्तिशास्त्रेनकृतादरःस्वयंकेनाप्युपायेनवशंसनीयतां ॥**
**वशंगतेतत्रभवेन्मनोरथस्तदेतिकंगच्छतुमाचिरंभवान् ॥ ११५ ॥**

એ મંડનમિશ્ર કે જે પોતે નિવૃત્ત શાસ્ત્રનો કદી આદર કરતો નથી તેને કોઈ પણ ઉપાયથી આપ વશ્ય કરો. એ વશ્ય થશે એટલે આપનો જે મનોરથ છે તે સિદ્ધ થશે. માટે આપ તેની પાસે પધારો. વિલંબ નહિ કરો. ૧૧૫.

**उंवेकइत्यभिहितस्यहितस्यलोकैरुंवेतिबांधवजनैरभिधीयमाना ॥**
**हेतोःकुतश्चिदिहवाकसुरुषाभिशप्तादुर्वाससाजनिवधुर्द्धयभारतीति॥११६॥**

એ મંડનમિશ્ર કે જેને લોકો પ્રાકૃત નામથી 'ઉંવેક' કહેછે તેની બાંધવ લોકોએ 'ઉંવા' એ નામથી કહેવાતી 'દ્વયભારતી' નામની સ્ત્રી છે. સરસ્વતી દેવીને કોઈ કારણે દુર્વાસાએ ક્રોધથી મનુષ્ય લોકમાં જન્મવાનો શાપ દીધો હતો તેથી તે દેવી અહીં જન્મેલ છે અને મંડનમિશ્રની સ્ત્રી થએલ છે. ૧૧૬.

**सर्वासुशास्त्रसरणीषुसविश्वरूपोमत्तोधिकःप्रियतमश्चमदाश्रवेषु ॥**
**तत्प्रेयसींशमधनेंद्रविधायसाक्ष्येवादेविजित्यतमिमंवशगंविधेहि ॥११७॥**

હે મુનિઓના ઇંદ્ર ! એ વિશ્વરૂપ (મંડનમિશ્ર) સઘળા શાસ્ત્રોના માર્ગોમાં મારાથી અધિક વિદ્વાન્ છે અને મારા સઘળા શિષ્યોમાં મને અત્યંત પ્રિય છે. એટલા માટે તેની સ્ત્રીને સાક્ષી રાખી તેને ( મંડનમિશ્રને ) વાદમાં જીતી લઇને વશ્ય કરો. ૧૧૭.

**तेनैववावकंकृतिष्वपिवार्तिकानिकर्मंदिवर्यतमकारयमाविलंबं ॥**
**त्वंविश्वनाथइवमेसमयेसमागास्तत्तारकंसमुपदिश्यकृतार्थयेथाः ॥११८॥**

હે સંન્યાસીઓમાં સર્વોત્તમ ! આપે કરેલાં ભાષ્ય ઉપર પણ તેના હાથથીજ વાર્તિકો કરાવો. વિલંબ નહિ કરો. મારા આ સમયમાં જેમ વિશ્વનાથ પધારે તેમ આપ પધાર્યા છો, માટે મને તારક મંત્રનો ઉપદેશ કરીને કૃતાર્થ કરો. ૧૧૮.

**निर्व्याजकारुण्यमुहूर्तमात्रमत्रत्वयाभाव्यमहंतुयावत् ॥**
**योगींद्रहृत्पंकजभाग्यमेतत्स्यजाम्यसूनूरूपमवेक्षमाणः ॥ ११९ ॥**

હે સ્વાર્થ વગરની દયાવાળા ! મોટા મોટા યોગીઓના હૃદયકમલોના [1]ભાગ્યરૂપ આ આપના સ્વરૂપનું દર્શન કરતાં કરતાં હું પ્રાણનો ત્યાગ કરૂં ત્યાં સુધી આપે અહીં જરા વાર થોભવું." ૧૧૯.

૧ 'યોગીઓ જેનું ધ્યાન કરેછે' એમ વિવક્ષિત હતું તેને 'યોગીઓના હૃદયકમલોના ભાગ્યરૂપ' એવા રમણીય આકારમાં ગોઠવ્યું છે માટે पर्यायोक्त અલંકાર થયો છે. (જુવો આ સર્ગના શ્લોક ૧૦૪ માની ટીકા.) ૨ 'હે સ્વાર્થ વગરની દયાવાળા' એ સંબોધનરૂપ વિશેષણ 'આપ અહીં થોભવાની દયા કરશોજ' એવા અભિપ્રાયવાળું છે માટે परिकर અલંકાર થયો છે. (જુવો આ સર્ગના શ્લોક ૧૧૦ માની ટીકા.)

इत्यूचिवांसमिममिद्धसुखप्रकाशं ।
ब्रह्मोपदिश्यबहिरंतरपास्तमोहं ॥
तन्वन्दयानिधिरसौतरसाभ्रमार्गात् ।
श्रीमंडनस्यनिलयंसइयेषगंतुं ॥१२०॥

એ પ્રમાણે કુમારિલભટ્ટે વિજ્ઞપ્તિ કરતાં દયાના ભંડારરૂપ એ શ્રી શંકરાચાર્યે તેને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો ઉપદેશ કરી તે દ્વારા તેને સ્થુલ તથા સૂક્ષ્મ સઘળા મોહોથી રહિત કરીને તુરત આકાશ માર્ગથી મંડનમિશ્રને ઘેર જવાની ઇચ્છા કરી. ૧૨૦.

अथगिरमुपसंहृत्यादराद्भट्टपादः ।
शमधनपतिनासौबोधिताद्वैततत्वः॥
प्रशमितममतस्संस्तत्प्रसादेनसद्यो ।
विदलदखिलबंधोवैष्णवंधामपेदे ॥१२१॥

શાંતિરૂપી ધનવાળા સંન્યાસીઓના અધિપતિ શ્રી શંકરાચાર્યે પ્રેમપૂર્વક જેને અદ્વૈત તત્વનો બોધ કર્યો એવા ભટ્ટપાદ તે પછી પોતાનું બોલવું બંધ કરી સઘળી મમતાઓને છોડી દઈ શ્રી શંકરાચાર્યના પ્રસાદને લીધે તુરતજ સંસાર સંબંધી સઘળા બંધોથી મુક્ત થઇને વિષ્ણુના ધામને પ્રાપ્ત થયા. (વિદેહ મુક્તિ પામ્યા.) ૧૨૧.

इतिश्रीमाधवीयेतद्व्यासंदर्शचित्रगः ॥
सङ्क्षेपशङ्करजयेसर्गोऽसौसप्तमोभवत् ॥ ७ ॥

એ પ્રમાણે શ્રી માધવે રચેલા સંક્ષેપ શંકરદિગ્વિજયમાં શ્રી શંકરાચાર્યને વ્યાસજીનાં આશ્ચર્યકારી દર્શન થવારૂપી કથાના વર્ણન સંબંધી સાતમો સર્ગ સંપૂર્ણ થયો. ૭.

॥ समाप्तोयंसप्तमःसर्गः ॥

अष्टमःसर्गः

अथप्रतस्थेभगवान्प्रयागात्तंमंडनंपंडितमाशुजेतुं ॥
गच्छन्खसृत्यापुरमालुलोकेमाहिष्मतींमंडनमंडितांसः ॥ १ ॥

ભટ્ટપાદને વિષ્ણુના પદની પ્રાપ્તિ થયા પછી મહાત્મા શ્રી શંકરાચાર્ય તુરત મંડનમિશ્રને જીતવાને વાસ્તે પ્રયાગમાંથી નીકળીને આકાશ માર્ગે ચાલ્યા. ચાલતાં ચાલતાં મંડનમિશ્રે શોભાવેલી માહિષ્મતી નામની નગરી તેમના જોવામાં આવી. ૧.

अवातरद्रत्नविचित्रवप्रांविलोक्यतांविस्मितमानसोसौ ॥
पुराणवत्पुष्करवर्तनीतःपुरोपकंठस्थवनेमनोज्ञे ॥ २ ॥

રત્નોથી વિચિત્ર અગાશીઓવાળી એ નગરીને જોઈ મનમાં વિસ્મય પામેલા શ્રી શંકરાચાર્ય એ નગરીની પાસેના રમણીય વનમાં વિષ્ણુની પેઠે આકાશ માર્ગમાંથી ઉતર્યા. ૨.

प्रफुल्लराजीववनेविहारीतरंगरिंगत्कणशीकरार्द्रः ॥
रेवामरुत्कंपितसालमालःश्रमापहद्राष्यकृतंसिषेवे ॥ ३ ॥

એ સ્થલમાં પ્રફુલ્લિત કમલોના વનમાં વિહાર કરનારો, તરંગોમાંથી ઉડતી જલની ઝીણી કણીઓથી ભીંજાએલો, સાલ નામનાં વૃક્ષોની પંક્તિને કંપાવનારો અને પરિશ્રમને મટાડનારો રેવાજીનો પવન શ્રી શંકરાચાર્યનું સેવન કરવા લાગ્યો. ૩.

तस्मिन्सविश्रम्यकृताह्निकःसन्समस्वस्तिकारोहणशालिनीने ॥
गच्छन्नसौमंडनपंडितौकोदासीस्तदीयाःसददर्शमार्गे ॥४॥

એ વનમાં વિશ્રામ લઈ નિત્યકર્મ પોહોચી લઈને શ્રી શંકરાચાર્ય આકાશના મધ્યભાગમાં સૂર્ય આવ્યો તે સમયે ત્યાંથી ચાલ્યા ત્યાં માર્ગમાં મંડનમિશ્રના ઘરની દાસીઓ તેમના જોવામાં આવી. ૪.

कुत्रालयोमंडनपंडितस्येसेताःसपप्रच्छजलायगंत्रीः ॥
ताश्चापिदृष्ट्वाद्भुतशंकरंतंसंतोषवत्योददुरुत्तरंस्म ॥ ५ ॥

પાણી ભરવાને વાસ્તે જતી એ દાસીઓને શ્રી શંકરાચાર્યે પુછ્યું કે "મંડન પંડિતનું ઘર ક્યાં છે ?" દર્શન માત્રથી અદ્ભુત સુખ આપનારા તે શ્રી શંકરાચાર્યને જોઈ સંતોષ પામેલી તે દાસીઓએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો. ૫.

स्वतःप्रमाणंपरतःप्रमाणंकीरांगनायत्रगिरंगिरंति ॥
द्वारस्थनीडांतरसन्निरुद्धाजानीहितन्मंडनपंडितौकः ॥ ६ ॥
फलप्रदंकर्मफलप्रदोजःकीरांगनायत्रगिरंगिरंति ॥
द्वारस्थनीडांतरसन्निरुद्धाजानीहितन्मंडनपंडितौकः ॥ ७ ॥
जगत्ध्रुवंस्याज्जगदध्रुवंस्यात्कीरांगनायत्रगिरंगिरंति ॥
द्वारस्थनीडांतरसन्निरुद्धाजानीहितन्मंडनपंडितौकः ॥ ८ ॥

"જે ઘરમાં દ્વારમાં લટકાવેલાં પાંજરાઓમાં સારી રીતે બેઠેલી પોપટોની માદાઓ "વેદનું વચન પોતાથીજ પ્રમાણછે કે બીજાં શાસ્ત્રોનાં વચનોના સંવાદથી પ્રમાણછે?" એવા શાસ્ત્રાર્થ સંબંધી ભાષણો બોલ્યા કરેછે તેને મંડનમિશ્રનું ઘરછે એમ જાણજો. જે ઘરમાં દ્વારમાં લટકાવેલાં પાંજરાઓમાં સારી રીતે બેઠેલી પોપટોની માદાઓ 'કર્મ ફલ આપેછે કે ઈશ્વર ફલ આપેછે?' એવા શાસ્ત્રાર્થ સંબંધી વચનો બોલ્યા કરેછે તેને મંડનમિશ્રનું ઘરછે એમ જાણજો. જે ઘરમાં દ્વારમાં લટકાવેલાં પાંજરાઓમાં સારી રીતે બેઠેલી પોપટોની માદાઓ 'જગત્ નિત્યછે કે અનિત્યછે' એવા શાસ્ત્રાર્થ સંબંધી વચનો બોલ્યા કરેછે તેને મંડનમિશ્રનું ઘરછે એમ જાણજો." ૬-૭-૮.

पीत्वातदुक्तीरथतस्यगेहाद्गत्वाबहिःसन्नकवाटगुप्तं ॥
दुर्वेशमालोच्यसयोगशक्त्याव्योमाध्वनाऽवातरदंगणांतः ॥९॥

એ પ્રમાણે દાસીઓનાં વચન સાંભળી મંડનમિશ્રને ઘેર જઈ તે ઘરના બહારના પ્રદેશમાં એક બીજું તેનું ઘર કે જેનાં કમાડો ભીડેલાં હતાં અને કોઈથી અંદર જઈ શકાય નહી એમ હતું તે ઘરને જોઈ તેમાં શ્રી શંકરાચાર્ય યોગશક્તિને લીધે આકાશ માર્ગથી આંગણામાં ઊતર્યા. ૯.

तदासलेखेंद्रनिकेतनाभंस्फुरन्मरुच्चंचलकेतनाभं ॥
समग्रमालोकतमंडनस्यानिवेशनंभूतलमंडनस्य ॥ १० ॥

એ સમયમાં પૃથ્વીના શણગારરૂપ એ મંડનમિશ્રનું તે ઘર કે જે ઇંદ્રના ઘર જેવું લાગતું હતું અને ચાલતા પવનથી ચંચલ થએલી ધ્વજાથી શોભી રહ્યું હતું તેને સંપૂર્ણ રીતે શ્રી શંકરાચાર્યે દીઠું. ૧૦.

सौधाग्रसंच्छन्ननभोवकाशंप्रविश्यतत्प्राप्यकवेःसकाशं ॥
विद्याविशेषात्तयशःप्रकाशंददर्शतंपद्मजसन्निकाशं ॥ ११ ॥

શ્રી શંકરાચાર્યે મેડીઓનાં અગ્રોથી આકાશના અવકાશને ઢાંકી દેનારા એ ઘરમાં પ્રવેશ કરી મંડનમિશ્રની પાસે પોહોચી વિદ્યાની અધિકતાને લીધે યશના પ્રકાશને પ્રાપ્ત થએલા અને બ્રહ્મા જેવા તે મંડનમિશ્રને દીઠા. ૧૧.

तपोमहिम्नैवतपोनिधानंसजैमिनिंसत्यवतीतनूजं ॥
यथाविधिश्राद्धविधौनिमंत्र्यतत्पादपद्मान्यवनेजयंतं ॥ १२ ॥

એ સમયે મંડમિશ્ર તપના ભંડારરૂપ જૈમિનિ મુનિને અને વ્યાસ મુનિને પોતાના તપના મહિમાથીજ શ્રાદ્ધના વિધિમાં વિધિપૂર્વક નિમંત્રણ આપી તેઓનાં ચરણારવિંદો ધોતા હતા. ૧૨.

तत्रांतरिक्षादवतीर्ययोगिवर्यःसमागम्ययथार्हमेषः ॥
द्वैपायनंजैमिनिमप्युभाभ्यांताभ्यांसहर्षप्रतिनंदितोभूत ॥ १३ ॥

ત્યાં યોગીઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્ય અંતરિક્ષમાંથી ઊતરી યથાયોગ્ય રીતે વ્યાસની સાથે તથા જૈમિનિની સાથે મળ્યા અને એઓએ આનંદ ભરેલી રીતે તેમનો સત્કાર કર્યો. ૧૩.

अथगुमार्गादवतीर्णमंतिकेमुन्योःस्थितंज्ञानशिखोपवीतिनं ॥
संन्याससाक्षिवगत्यसोऽभवत्प्रवृत्तिशास्त्रैकरतोपिकोपनः ॥१४॥

અંતરિક્ષમાંથી ઉતરી એ મુનિઓના સમીપમાં ઉભેલા અને જેમને જ્ઞાનરૂપજ શિખા તથા જનોઈ હતાં અર્થાત્ જેને પ્રસિદ્ધ શિખા કે જનોઈ નહતાં એવા શ્રી શંકરાચાર્યને જોઈ 'આ સંન્યાસીછે' એમ જાણીને મંડનમિશ્ર જો કે પ્રવૃત્તિના માર્ગમાંજ રૂચિ ધરાવનાર હતા અને તેથી [1]ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે શ્રાદ્ધના સમયમાં તેમને ક્રોધ કરવો યોગ્ય નહી હતો તો પણ ક્રોધાક્રાંત થઈ ગયા. ૧૪.

तदातिरुष्टस्यगृहाश्रमेशितर्यतीश्वरस्यापिकुतूहलंभृतः ॥
क्रमात्किलैवंबुधशस्तयोस्तयोःप्रश्नोत्तराण्यासुरथोत्तरोत्तरं ॥१५॥

આ સમયમાં અત્યંત ક્રોધ પામેલા ઘરધણી મંડનમિશ્ર અને પોતે ક્રોધથી રહિત છતાં પણ કૌતુક જોવાનું ધારતા શ્રી શંકરાચાર્ય કે જેઓ બન્ને, વિદ્વાનોમાં પંકાએલા હતા તેઓ વચ્ચે અનુક્રમથી નીચે પ્રમાણે ઉત્તરોત્તર પ્રશ્નો તથા ઉત્તરો થયાં. ૧૫.

कुतोमुंड्यागलान्मुंडीपंथास्तेपृच्छ्यतेमया ॥
किमाहपंथास्त्वन्मातामुंडेत्याहतथैवाहि ॥ १६ ॥
पंथानंत्वमपृच्छस्त्वांपंथाःप्रत्याहमंडन ॥
त्वन्मातेत्यत्रशब्दोयंनमांब्रूयादपृच्छकं ॥ १७ ॥

મંડનમિશ્રે—પુછ્યું કે "આ [2]મુંડેલો ક્યાંથી "

શ્રી શંકરાચાર્યે—[3]વક્રોક્તિથી ઉત્તર આપ્યો કે"[4]ગળાથી ઉપરના ભાગમાં મુંડેલોછે." મારા પુછવાનો અર્થ આના સમજવામાં આવ્યો નથી એમ જાણીને મંડનમિશ્રે પુછ્યું કે "હું તારા માર્ગને પુછુંછું."

[5]શ્રી શંકરાચાર્ય—ત્યારે માર્ગે શો ઉત્તર આપ્યો ?

[6]મંડનમિશ્ર—તારી મા મુંડીછે એમ માર્ગે ઉત્તર આપ્યો.

[7]શ્રી શંકરાચાર્ય—હા ! માર્ગે સાચુંજ કહ્યું કે તારી મા મુંડીછે! હે મંડનમિશ્ર ! તેં માર્ગને પુછ્યું અને માર્ગે તને ઉત્તર આપ્યો તો તે ઉત્તરમાં 'તારી મા' એ શબ્દ મારી માને લાગુ નજ પડે. કારણ કે મેં માર્ગને પુછ્યું નહતું. ૧૬-૧૭.

૧ શ્રાદ્ધમાં બ્રાહ્મણોનું નિમંત્રણ કરતી વખતે બ્રાહ્મણોને એમ કહેવામાં આવેછે કે अक्रोधनैः शौचपरैः सततंब्रह्मचारिभिः ॥भावितव्यंभवद्भिश्चमयाचश्राद्धकारिणा ॥१॥ હે બ્રાહ્મણો ! તમારે નિરંતર ક્રોધથી રહિત, પવિત્રતામાં તત્પર અને બ્રહ્મચર્ય પાળનારા થવું અને હું કે જે શ્રાદ્ધ કરનારછું તેણે પણ એ પ્રમાણેજ વર્તવું છે. ૨. ઘર બંધ છતાં અને શ્રાદ્ધના કામમાં સંન્યાસીને જોવો અયોગ્ય છતાં આ મુંડેલો કયા માર્ગથી આવ્યો. ૩ શ્લેષથી અથવા કાકૂક્તિથી વાક્યના બીજા અર્થની કલ્પના કરવી એ વક્રોક્તિ અલંકાર થાયછે. (જુવો કુવલયાનંદ પૃષ્ઠ ૧૮૧મું) ૪ સંન્યાસીને ગળાથી ઉપરના ભાગમાંજ મુંડન થાય એવો વિધિછે. ૫ 'હું તારા માર્ગને પુછુંછું' એટલે તું કયા માર્ગથી આવ્યો એમ મંડનમિશ્રના પુછવાનો અર્થછે તેને આડવાઈથી બીજી રીતે કલ્પીને શંકરાચાર્ય કેહેછે. ૬ મંડનમિશ્ર વિપરીત કલ્પના કરેલી જોઈ ક્રોધથી શંકરાચાર્યને ગાળ દેછે. ૭ શંકરાચાર્યે મંડનમિશ્રે આપેલી ગાળને યુક્તિથી તેના ઉપરજ લાગુ પાડેછે.

अहोपीताकिमुसुरानैवश्वेतायतःस्मर ॥

किंत्वंजानासितद्वर्णमहंवर्णंभवान्रसं ॥ १८ ॥

[1]મંડનમિશ્ર—તેં મદિરા [2]પીતા (પીધી) છે કે શું? કે જેથી તું વિપરીત ભાષણ કરેછે.

[3]શ્રી શંકરાચાર્ય—મદિરા પીતા (પીળી) નથી પણ ધોળીછે. સ્મરણ કરીજો.

મંડનમિશ્ર—તું મદિરાના રંગને જાણેછે કે શું? (સંન્યાસી છતાં મદિરાના રંગને જાણતો હોય તો બહુ વિરૂદ્ધછે.)

શ્રી શંકરાચાર્ય—હું મદિરાના રંગનેજ જાણુંછું પણ તુંતો મદિરાના સ્વાદને જાણેછે. (રંગ જાણવાથી પાપી થવાતું નથી પણ સ્વાદ જાણવાથી પાપી થવાયછે.) ૧૮.

मत्तोजातःकलंजाशोविपरीतानिभाषते ॥

सत्यंब्रवीतिपितृवत्त्वत्तोजातःकलंजभुक् ॥ १९ ॥

[4]મંડનમિશ્ર—ઝેરથી ચોપડેલા બાણથી મારેલા મૃગનું માંસ [5]ખાનાર मत्तोजातः (ઘેલો થઈ ગયોછે) તેથી વિપરીત બોલેછે.

[6]શ્રી શંકરાચાર્ય—તું સાચું કેહેછે. જે તારો દીકરો હોય તે તારી પેઠેજ ઝેરથી ચોપડેલા બાણવતે મારેલા મૃગનું માંસ ખાય અને વિપરીત પણ બોલેજ. ૧૯.

कंथांवहसिदुर्बुद्धेगर्दभेनापिदुर्वहां ॥

शिखायज्ञोपवीताभ्यांकस्तेभारोभविष्यति ॥ २० ॥

[7]મંડનમિશ્ર—હે દુષ્ટ બુદ્ધિવાળા! તું ગધેડાથી પણ ભાર ઉપાડી શકાય એવી કંથાનું ધારણ કરેછે ત્યારે તને શિખા રાખવાથી અને યજ્ઞોપવીત રાખવાથી શો ભાર પડવાનો હતો? (તું થોડા ભારની બીકથી મોટો ભાર ઉપાડેછે માટે દુર્બુદ્ધિ છે.) ૨૦.

कंथांवहाभिदुर्बुद्धेतवपित्रापिदुर्भरां ॥

शिखायज्ञोपवीताभ्यांश्रुतेर्भारोभविष्यति ॥ २१ ॥

[8]શ્રી શંકરાચાર્ય—હે દુષ્ટ બુદ્ધિવાળા! તારા બાપથી પણ ન ઉપાડી શકાય એવી કંથાનું ધારણ કરૂંછું પણ શિખાનું તથા યજ્ઞોપવીતનું ધારણ કરતો નથી તેનું કારણ એ છે કે જો એ શિખાનું તથા યજ્ઞોપવીતનું ધારણ કર્યું હોત તો વેદની શ્રુતિ ઉપર ભાર પડત. (જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસેજ સંન્યાસ લેવો. સંન્યાસીએ ભગવાં પેહેરવાં, મુંડિત થવું તથા શિખા કે યજ્ઞોપવીત આદિ કશો પરિગ્રહ રાખવો નહી) એવી [9]શ્રુતિની આજ્ઞા છે. ૨૧.

૧. મંડનમિશ્ર અત્યંત ક્રોધથી કેહેછે. ૨ સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'पीता' શબ્દના પીધી અને પીળી એ બન્ને અર્થ થાયછે. ૩ આડવાઈથી पीता એ શબ્દનો પીળી એ અર્થ લઈને શંકરાચાર્ય કેહેછે. ૪ વિપરીત રચનો સાંભળી ક્રોધાંધ થઈને મંડનમિશ્ર કેહેછે. ૫ એવા મૃગનું માંસ ખાવું એ પાપછે. એમ ધર્મશાસ્ત્રમાં લખ્યુંછે. ૬ 'मत्तोजातः' એ શબ્દનો સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'મારો દીકરો' એવો અર્થ પણ થઈ શકેછે માટે તે અર્થને લઈને શંકરાચાર્ય આવું બોલેછે. ૭ મંડનમિશ્ર બીજા પ્રકારથી શંકરાચાર્ય ઉપર દૂષણ મુકેછે. ૮ જે પુરૂષ સ્ત્રીઓથી તિરસ્કાર પામતાં છતાં પણ સ્ત્રીઓનો પ્રસંગ છોડે નહી અને સંન્યાસ ન લીયે તે ગધેડોજ કેહેવાય તો એવી રીતના ગધેડાપણાનો મંડનમિશ્રના બાપ ઉપર આરોપ મુકીને શંકરાચાર્ય કેહેછે. ૯ यदहरेवविरजेत्तदहरेवप्रव्रजेत् । अथपरिव्राड्विवर्णवासामुंडोऽपरिग्रहः ઈત્યાદિ શ્રુતિઓ એ પ્રમાણેજ કેહેછે.

स्वक्त्वापाणिगृहीतींस्वामशक्त्यापरिरक्षणे ॥
शिष्यपुस्तकभारेच्छोर्व्याख्याताब्रह्मनिष्ठता ॥ २२ ॥

[1]મંડનમિશ્ર—રક્ષણ કરવાની અશક્તિને લીધેજ પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને તું કે જેણે શિષ્યોના અને પુસ્તકોના ભારની ઈચ્છા કરીછે તેનું બ્રહ્મનિષ્ટપણુ જાણ્યું જાણ્યું !!! ૨૨.

गुरुशुश्रूषणालस्यात्समावर्त्यगुरोःकुलात् ॥
स्त्रियःशुश्रूषमाणस्यव्याख्याताकर्मनिष्ठता ॥ २३ ॥

[2]શ્રી શંકરાચાર્ય—તું કે જેણે ગુરૂની સેવા કરવામાં આલસ્યને લીધે બ્રહ્મચર્યાશ્રમ પુરો કરી સ્ત્રીઓનું સેવન કરવાની ઈચ્છાથીજ અગ્નિહોત્ર આદિ કર્મોમાં નિષ્ઠા રાખીછે તેનું કર્મનિષ્ઠપણું પણ જાણ્યું જાણ્યું !!! ૨૩.

स्थितोसियोषितांगर्भेताभिरेवविवर्धितः ॥
अहोकृतघ्नतामूर्खकथंताएवनिंदसि ॥ २४ ॥

મંડનમિશ્ર—હે મૂર્ખ! તું સ્ત્રીઓના ગર્ભમાંજ રહ્યો હતો અને તને સ્ત્રીઓએજ ઉછેરેલોછે તે છતાં તું સ્ત્રીઓનીજ નિંદા કેમ કરેછે. આમ કરવાથી તારૂં કૃતઘ્નપણું સ્પષ્ટ જણાઈ રહ્યું છે. ૨૪.

यासांस्तन्यंत्वयापीतंयासांजातोसियोनितः ॥
तासुमूर्खतमस्त्रीषुपशुवद्रमसेकथं ॥ २५ ॥

શ્રી શંકરાચાર્ય—હે મહામૂર્ખ! તેં જેઓનું દુધ પીધુંછે તથા જેઓની યોનિથીજ તું ઉત્પન્ન થયોછે તે સ્ત્રીઓમાંજ પશુની પેઠે તું કેમ રમણ કરેછે. ૨૫.

वीरहत्यामवाप्तोसिवह्नीनुद्वास्ययत्नतः ॥
आत्महत्यामवाप्तस्त्वमविदित्वापरंपदं ॥ २६ ॥

મંડનમિશ્ર—તેં જાણી જોઇને પ્રયત્ન પૂર્વક અગ્નિહોત્રનો ત્યાગ કર્યો છે માટે તને 'वीरहावाएषदेवानां योऽग्नीनुद्वासयति' એ શ્રુતિમાં કેહેવા પ્રમાણે ઈંદ્રની હત્યા કર્યા જેવું પાપ લાગ્યું છે.

શ્રી શંકરાચાર્ય—તું પરમ પદરૂપ આત્માને જાણ્યાવિના રહ્યોછે માટે તને (असूर्यानामते लोकाअंधेनतमसावृताः। तांस्तेप्रेत्याभिगच्छंतियेकेचात्महनोजनाः એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે આત્મહત્યા લાગીછે. ૨૬.

दौवारिकान्वंचयित्वाकथंस्तेनवदागतः ॥
भिक्षुभ्योन्नमदत्वात्वंस्तेनवद्भोक्ष्यसेकथं ॥ २७ ॥

[3]મંડનમિશ્ર—તું દ્વારપાલોને છેતરીને ચોરની પેઠે અહીં કેમ આવ્યો?

१ શિખાનો, યજ્ઞોપવીતનો તથા સ્ત્રી આદિનો ત્યાગ કરી સંન્યાસ લીધા વિના બ્રહ્મનિષ્ઠપણું સિદ્ધ થતું નથી એવા શંકરાચાર્યનો અભિપ્રાય જાણીને મંડનમિશ્ર ઠાંડાઈથી હાંસી કરતાં કહેછે.

૨ મંડનમિશ્રનું કર્મનિષ્ઠપણાનું અભિમાન તોડવાને વાસ્તે, તેણે પોતાના ઉપર જે દોષ મુકયો તેવાજ આકારનો દોષ તેના ઉપર મુકેછે. ૩ શંકરાચાર્ય વચનોની ચાતુરીથી દબાવેલો મંડનમિશ્ર બીજા પ્રકારથી શંકરાચાર્ય ઉપર આરોપ મુકેછે.

**શ્રીશંકરાચાર્ય**—સંન્યાસીઓને અન્ન આપ્યા વિના તું [1]ચોરની પેઠે કેમ જમશે? ૨૭.

कर्मकालेनसंभाष्यअहंमुर्खेणसंप्रति ॥
अहोप्रकटितंज्ञानंयतिभंगेनभाषिणा ॥ २८ ॥

**મંડનમિશ્ર**—તું કે જે મૂર્ખછે તેણે આ શ્રાદ્ધ કરવાના સમયમાં હવે મને બોલાવવો નહી.

**શ્રીશંકરાચાર્ય**—અહો! સંસ્કૃત વાક્યમાં संभाष्य અને अहं એ બે પદોનો संभाष्योहं એવો શુદ્ધ સંધિ કરીને બોલવું યોગ્ય હતું, તેને બદલે શ્લોકના ચરણને અંતે વિરામતી અનુકૂલતાને વાસ્તે संभाष्यअहं એવો ખોટો સંધિ કરીને પદોના યોગ્ય સમાગમનો ભંગ કર્યો તો એ यतिभंग દોષ કેહેવાય માટે એટલા દોષવાળું ભાષણ કરીને તેં પોતાનું શાસ્ત્રજ્ઞપણું ઠીક પ્રકટ કર્યું. ૨૮.

यतिभंगेप्रवृत्तस्ययतिभंगोनदोषभाक् ॥
यतिभंगेप्रवृत्तस्यपंचम्यंतंसमस्यतां ॥ २९ ॥

[2]**મંડનમિશ્ર**—હું યતિભંગમાંજ પ્રવર્ત્તેલોછું માટે યતિભંગમાં મને કશો બાધ નથી.

**શ્રીશંકરાચાર્ય**—(યતિભંગ કરવામાંજ પ્રવર્ત્તેલોછું) એ તારા વાક્યમાં 'યતિનો એટલે સંન્યાસીનો ભંગ એટલે પરાજય' એવો ષષ્ઠી સમાસનો અર્થ નહી લેવો પણ 'યતિથી એટલે સંન્યાસીથી ભંગ એટલે પરાજય' એવો પંચમી સમાસનો અર્થ લેવો. ૨૯.

क्वब्रह्मक्वचदुर्मेधाःक्वसंन्यासःक्ववाकलिः ॥
स्वाद्वन्नभक्ष्यकामेनवेषोयंयोगिनांधृतः ॥ ३० ॥

[3]**મંડનમિશ્ર**—બ્રહ્મ ક્યાં અને વિષયાસક્ત બુદ્ધિવાળો પુરૂષ ક્યાં !! તેમજ સંન્યાસ ક્યાં અને કલિયુગ ક્યાં !! તેં તો મીઠાં મીઠાં અન્નો ખાવાની ઈચ્છાથીજ આ સંન્યાસીઓનો વેષ ધર્યોછે. ૩૦.

क्वस्वर्गःक्वदुराचारःक्वाग्निहोत्रंक्ववाकलिः ॥
मन्येमैथुनकामेनवेषोयंकर्मिणांधृतः ॥ ३१ ॥

[4]**શ્રીશંકરાચાર્ય**—સ્વર્ગ ક્યાં અને દુરાચાર ક્યાં !! તેમજ અગ્નિહોત્ર ક્યાં અને કલિયુગ ક્યાં !! હું ધારૂંછું કે તેં મૈથુનની લાલચથીજ આ કર્મકાંડીઓનો વેષ ધર્યોછે. ૩૧.

इत्यादिदुर्वाक्यगणंब्रुवाणेरोषेणसाहंकृतिविश्वरूपे ॥
श्रीशंकरेवक्तरितस्यतस्योत्तरंचकौतूहलतश्चचारु ॥ ३२ ॥

१ બ્રહ્મચારી અને સંન્યાસી એઓ રંધાએલાં અન્નોના ધણીછે માટે ગૃહસ્થે તેઓને ભિક્ષા આપ્યા પછીજ જમવું જોઇએ. તે વિના જમે તો દોષ લાગેછે એમ यतिश्चब्रह्मचारीचपक्वान्नस्वामिनावुभौ ॥ तयोरन्नप्रदन्वातुभुक्ताचांद्रायणंचरेत् એ સ્મૃતિમાં કહ્યુંછે તે ઉપરથી સિદ્ધ થાયછે કે સંન્યાસીઓ કે જેઓ રાંધેલાં અન્નોના માલેકછે તેઓને અન્ન આપ્યા વિના જમવું એ ચોરના જેવું કામછે. २ યતિભંગ શબ્દનો 'સંન્યાસીનો પરાજય' એવો બીજો અર્થ પણ વ્યાકરણની રીતિ પ્રમાણે થઈ શકેછે માટે તે અર્થની કલ્પના લઈને મંડનમિશ્ર વક્રોક્તિથી કેહેછે.

३ જોકે अग्निहोत्रंगवालंभंसंन्यासंपलपैतृकं । देवराच्चसुतोत्पत्तिकलौपंचविवर्जयेत् અગ્નિહોત્ર, મધુપર્કમાં ગાયનો વધ, સંન્યાસ, માંસથી શ્રાદ્ધ અને નિયોગના વિધિ પ્રમાણે દીયરના વીર્યથી પુત્રની ઊત્પત્તિ કરવી એ પાંચ ક્રિયાઓનો કળિયુગમાં ત્યાગ કરવો' એમ ધર્મશાસ્ત્રમાં પ્રથમ સામાન્ય વચન કહીને પછી 'यावद्वर्णविभागोस्तियावद्वेदःप्रवर्त्तते । संन्यासंचाग्निहोत्रंचतावत्कुर्यात्कलौयुगे જ્યાં સુધી વર્ણોનો વિભાગછે અને વેદ પ્રવર્ત્તેછે ત્યાં સુધી કળિયુગમાં અગ્નિહોત્ર તથા સંન્યાસ લેવાં' એમ અગ્નિહોત્રની તથા સંન્યાસીની છુટ આપીછે તોપણ પેહેલા સામાન્ય વચન ઉપરજ આધાર રાખીને મંડનમિશ્ર કેહેછે. (જુઓ ધર્મસિંધુ ત્રીજો પરીચ્છેદ પૂર્વાર્દ્ધ પૃષ્ઠ ૧૧૭) ४ શંકરાચાર્ય પણ એ સામાન્ય વચન ઉપરજ આધાર રાખીને મંડનમિશ્રને દૂષણ દેછે.

तंमंडनंसस्मितजैमिनीक्षितंव्यासोब्रवीज्जल्पसिवत्सदुर्वच ॥
आचारणानेयमनिंदितात्मनांज्ञातात्मतत्त्वंयमिनंधुतैषणं ॥३३॥
अभ्यागतोसौस्वयमेवविष्णुरित्येवमत्वाशूनिमंत्रयत्वं ॥
इत्याश्रवंज्ञातविधिंमतींतंसुध्यग्रणीःसाध्वशिषन्मुनिस्तं ॥ ३४ ॥

એ પ્રમાણે મંડનમિશ્ર અહંકાર ભરેલી રીતે ઘણાં ઘણાં દુર્વચનો બોલતો હતો અને શંકરાચાર્ય કૌતુકને લીધે તે તે વચનોના સુંદર પ્રત્યુત્તરો આપતા હતા તે સમયમાં જૈમિનિ મંદહાસ્ય પૂર્વક જેની સામે જોતા હતા એવા મંડનમિશ્રને વ્યાસે કહ્યું કે "હે પુત્ર! આત્માના તત્વનો સાક્ષાત્કાર કરનારા અને સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરનારા સંન્યાસીને આવાં દુર્વચનો કેહેવાં એ ભલાં માણસોની રીતિ નથી. આ સાક્ષાત્ વિષ્ણુજ પધાર્યાછે એમ માનીને તું તુરત એમને નિમંત્રણ દે." સુબુદ્ધિ પુરૂષોમાં અગ્રણી વેદવ્યાસે વિધિને જાણનારા અને પોતાની આજ્ઞામાં રેહેનારા તે પ્રખ્યાત મંડનમિશ્રને એ પ્રમાણે સારી પેઠે શીખામણ દીધી. ૩૨-૩૩-૩૪.

अथोपसंस्पृश्यजलंसशांतःससंभ्रमंमंडनपंडितोपि ॥
व्यासाज्ञयाशास्त्रविदर्चयित्वान्यमंत्रयद्भैक्ष्यकृतेमहर्षिं ॥३५॥

એ પ્રમાણે વ્યાસનાં વચન સાંભળી શાસ્ત્રોને જાણનારા તે મંડનમિશ્ર પંડિતે શાંત થઈ જલનું આચમન લઈ વ્યાસની આજ્ઞાથી આદરપૂર્વક શ્રી શંકરાચાર્યનું પૂજન કરી ભિક્ષાને વાસ્તે તેમને નિમંત્રણ આપ્યું. ૩૫.

सचाब्रवीत्सौम्यविवादभिक्षाभिच्छन्भवत्सन्निधिमागतोस्मि ॥
सान्योन्यशिष्यत्वपणाप्रदेयानास्त्यादरःप्राक्तनभक्तभैक्ष्ये ॥३६॥
ममनकिंचिदपिध्रुवमीप्सितंश्रुतिशिरःपथविस्तृतिमंतरा ॥
अवहितेनमखेष्ववधीरितःसभवताभवतापहिमद्युतिः ॥ ३७ ॥
जगतिसंमतितंप्रथयाम्यहंसमभिभूयसमस्तविवादिनं ॥
त्वमपिसंश्रयमेमतमुत्तमंविगदवावदवास्मिजितस्त्विति ॥ ३८ ॥

મંડનમિશ્રે ભિક્ષાનું નિમંત્રણ આપતાં શ્રી શંકરાચાર્યે કહ્યું કે "હે સૌમ્ય! હું વિવાદ રૂપી ભિક્ષા લેવાની ઈચ્છાથી તમારી પાસે આવ્યોછું માટે હું હારી જાઉં તો મારે તમારો શિષ્ય થવું અને તમે હારી જાઓતો તમારે મારો શિષ્ય થવું એવી સરત કરીને તમારે એ વિવાદરૂપી ભિક્ષા મને આપવી જોઈએ. જુનો ભાત ખાવારૂપ ભિક્ષા ઉપર મને પ્રેમ નથી. [1]વેદાંતના માર્ગનો વિસ્તાર કરવાનીજ મને ઈચ્છાછે. એ વિના બીજા કશાની પણ મને ઈચ્છા નથી. તમે કે જે યજ્ઞો કરવામાંજ સાવધાન રેહેનારછો તમણે

૧. સંન્યાસીને વાદ કરવાનો ધર્મશાસ્ત્રમાં જે નિષેધ છે તે પોતાની પ્રખ્યાતીને વાસ્તે વાદ કરવાનો નિષેધછે. પણ લોકોનું જેથી કલ્યાણ થાય એવો વાદ કરવાનો નિષેધ નથી એવા અભિપ્રાયથી શંકરાચાર્ય કેહેછે.

સંસારનો તાપ મટાડવામાં ચંદ્રની તુલ્યતા ધરાવનારા એ વેદાંત માર્ગનો તિરસ્કાર કરેલો છે. સઘળા વિવાદિઓ પરાભવ કરીને હું હમણાં જગતમાં એ વેદાંત માર્ગનો વિસ્તાર કરૂંછું તો તમે પણ એ મારા ઉત્તમ મતનો આશ્રય કરો, અથવા મારી સાથે વિવાદ કરો અને તેમ નહી તો 'હાર્યા' એમ કહો." ૩૬–૩૭–૩૮.

इतियतिप्रवरस्यनिशम्यतद्वचनमर्थवदागताविस्मयः ॥

परिभवेननवेनमहायशाःसनिजगौनिजगौरवमाश्रितः ॥३९॥

એ પ્રમાણે અર્થવાળું શ્રીશંકરાચાર્યનું વચન સાંભળી એ અપૂર્વ તિરસ્કારથી વિસ્મય પામેલા મહા યશસ્વી મંડનમિશ્રે પોતાની મોટાઇને વળગી રહીને નીચે પ્રમાણે વચનો કહ્યાં. ૩૯

अपिसहस्रमुखेफणिनामकेनविजितस्त्विातिजातुफणस्वयं ॥

नचविहायमतंश्रुतिसम्मतंमुनिमतेनिपतेत्परिकल्पिते ॥ ४० ॥

હજાર મોહોડાંવાળા શેષનાગ વાદ કરવા આવે તો તેમની પાસે પણ આ મંડનમિશ્ર (હું) કદી પણ 'હરાયો' એમ કેહેનાર નથી અને શ્રુતિઓએ સ્વીકારેલા કર્મકાંડના સિદ્ધાંતને છોડીને વૈરાગીઓના કપોલ કલ્પિત મતમાં પડનાર નથી. ૪૦

अपिकदाचिदुदेष्यतिकोविदःसरसवादकथापिभविष्यति ॥

इतिकुतूहलिनोममसर्वदाजयमहोयमहोस्वयमागतः ॥ ४१ ॥

અહો! હું કે જે 'કોઈ સમયે કોઈ પણ મહાપંડિત ઉદય પામશે અને તેની સાથે મારે રસ ભરેલો વિવાદ પણ થશે' એવી રીતનું સર્વદા કૌતુકજ રાખી બેઠોછું તેને આજ જયનો ઉત્સવ પોતાની મેળેજ પ્રાપ્ત થયોછે. ૪૧.

भवतुसंप्रतिवादकथावयोःफलतुपुष्कलशास्त्रपरिश्रमः॥

उपनतास्वयमेवनगृह्यतेनवसुधावसुधावसथेनाकिं ॥ ४२ ॥

આપણા બે વચ્ચે વાદની ચર્ચા હમણાં ભલે ચાલે કે જેથી અનેક શાસ્ત્રોમાં કરેલો પરિશ્રમ સફલ થાય. જે અપૂર્વ અમૃત પોતાની મેળેજ પ્રાપ્ત થાય તેને પૃથ્વીમાં રેહેનારો માણસ ન સ્વીકારે કે ? સ્વીકારેજ. ૪૨.

अयमहंयमहंतुरपिस्वयंशमयितामयितावकसाद्गिरां ॥

स्तुकलहंकलहंसकलाभृतांदिशसुधांशुसुधामलसत्तनो ॥ ४३ ॥

હે ચંદ્રના સુંદર તેજની પેઠે શોભતા શરીરવાળા સંન્યાસી! હું કે જે નિરીશ્વરવાદી મીમાંસક હોવાથી ઈશ્વરનું પણ ખંડન કરનારછું તેની પાસે, કલહંસના નાદ જેવી મધુરતા ધરાવનારી તમારી ઉત્તમ વાણીનો જે કોઈ ઉત્તમ કજીયો હોય તેનો પ્રકાશ કરો. ૪૩.

अपितुदुर्हृदयक्षयकाननक्षतिकठोरकुठारधुरंधरा ॥

नपटुताममतेश्रवणांतिकंननुगतानुगताखिलदर्शना ॥ ४४ ॥

હું ધારૂંછું કે દુષ્ટ વાદીઓના ગર્વરૂપી વનને કાપવામાં કઠોર કુવાડા જેવી અને જેમાં સઘળાં શાસ્ત્રો અનુસ્યૂત છે એવી મારી ચાતુરી તમારા કાનપર આવીજ નથી કે જેથી તમે મારી પાસેથી વિવાદરૂપી ભિક્ષા માગોછો. ૪૪.

असत्यमेतद्रवतेरितंमुनेभैक्ष्यंप्रकुर्वेयदिवादादित्सुता ॥
गतोद्यमोहंश्रुतवादवार्तयाचिरोप्सितेयंवदितानकश्चन ॥४५॥

હે મુનિ ! તમારે વાદ કરવાની ઈચ્છા હતી ત્યારે 'વાદરૂપી ભિક્ષા આપો' એમ કંગાલપણે માગણી કરવાની કશી જરૂર ન હતી. કારણકે જો હું વાદની વાત સાંભળું તો કોઈની માગણી વિનાજ વાદ કરવામાં સજ્જ થાઉંછું. જો કે મને વાદ કરવાની લાંબા કાલથી ઈચ્છાછે તોપણ મને આજસુધી વાદ કરનારો કોઈ પણ મળ્યો નથી. ૪૫.

वादंकरिष्यामिनसंदिहेत्रजायजयौनौवदितानकश्चित् ॥
नकंठशोषैकफलोविवादोमिथोजिगीषूकुरुतस्तुवादं ॥ ४६ ॥

હું વાદ કરવા સજ્જછું. વાદ કરવામાં મને કોઈ જાતનો વાંધો નથી. પરંતુ આપણા વચ્ચે વિવાદ ચાલતાં 'આ જીત્યો અને આ હાર્યો' એમ કેહેનારો મધ્યસ્થ કોઈ નથી. વાદીઓ પરસ્પરને જીતી લેવાની ઈચ્છાથી વાદ કરેછે માટે તે વાદ, જેમાંથી કંઠનાં શોષણ રૂપીજ ફલ નીકળે એવો નહી હોવો જોઇએ. ૪૬.

वादेहिवादिप्रतिवादिनौद्वौविपक्षपक्षग्रहणंविधत्तः ॥
कानौप्रतिज्ञावदतोश्चतस्यांकिंमानमिष्टंवदकःस्वभावः॥ ४७ ॥
कःपार्ष्णिकोहंगृहमेधिसत्तमस्त्वंभिक्षुराजोवदतामनुत्तमः ॥
जयाजयौनौसपणौविधीयतांततःपरंसाधुवदावस्मितौ ॥ ४८ ॥

વાદી અને પ્રતિવાદી એ બન્નેમાં એક વિપક્ષનું ગ્રહણ કરે અને બીજો પક્ષનું ગ્રહણ કરે એવી વાદની મર્યાદા છે માટે આપણા વાદના વિષયમાં શી પ્રતિજ્ઞા છે ? તે પ્રતિજ્ઞામાં કયું પ્રમાણ લેવું તમને પ્રિયછે અને તેમાં કોને મધ્યસ્થ રાખવોછે ? એ સઘળું કહો. તમારો શો અભિપ્રાય છે ? હું ગૃહસ્થાશ્રમવાળાઓમાં ઉત્તમ છું અને તમે કે જે વાદ કરનારાઓમાં અતિ શ્રેષ્ઠછો તે સંન્યાસીઓમાં ઉત્તમછો માટે પ્રથમ આપણા રાજ્યમાં અને પરાજ્યમાં કાંઈક સરત કરવી જોઇએ કે જે થયા પછી આપણે હસતે મોહોડે સારી રીતે વિવાદ ચલાવીએ. ૪૭-૪૮.

अद्यातिधन्योस्मियदार्यपादोमयासहाभ्यर्थयतेविवादं ॥
भविष्यतेवादकथापरेद्युर्माध्याह्निकंसंप्रतिकर्मकुर्यां ॥ ४९ ॥

અહો ! આજ હું અત્યંત ભાગ્યશાળી થયોછું કે જેથી આપ મારી સાથે વિવાદની માગણી કરોછો. વિવાદ સંબંધી ચર્ચા આવતી કાલે કરીશું. હમણાંતો મને મધ્યાન્હ સંબંધી નિત્યકર્મ કરવાની આજ્ઞા આપો. ૪૯.

तथेतिसूक्तेस्मितशंकरेणभाविष्यतेवादकथाश्वएव ॥
तत्साक्षिभावंव्रजतांमुनींद्राविसर्थयद्व्यासजैमिनीसः ॥ ५० ॥

શ્રીશંકરાચાર્યે હસતા મોહોડાથી તે વાતનો સ્વીકાર કરતાં મંડનમિશ્રે વ્યાસ અને જૈમિની એઓની પ્રાર્થના કરી કે "હે મહામુનિઓ ! આવતી કાલે વાદ સંબંધી ચર્ચા ચાલશે તો તેમાં આપે બન્ને જણાઓએ મધ્યસ્થ રેહેવું. ૫૦.

विधायभार्यांविदुषींसदस्यांविधीयतांवादकथासुधींद्र ॥
इत्थंसरस्वत्यवतारतांज्ञौतद्धर्मपत्न्यास्तमभाषिषातां ॥ ५१ ।

'મંડનમિશ્રની ધર્મપત્ની, સરસ્વતીનો અવતારછે' એમ જાણતા એ બે મુનિઓએ મંડનમિશ્રને કહ્યું કે "હે વિદ્વાનોના શિરોમણિ! તમારી ભાર્યા કે જે મહાપંડિતાછે તેને મધ્યસ્થ રાખીને વાદ સંબંધી ચર્ચા કરજો." ૫૧.

अथानुगोद्याभिहितंमुनिभ्यांसमंडनार्यःप्रकृतंचिकीर्षुः ॥
आनर्चयद्दैवोपगतान्मनींद्रानग्नीनिवत्रीन्मुनिशेखरांस्तान् ॥ ५२ ॥

મુનિઓની એ આજ્ઞાને સ્વીકારી લઈ શ્રાદ્ધની ક્રિયા ચલાવવાને ઇચ્છતા એ મંડનપંડિતે સારાં ભાગ્યના યોગથી પ્રાપ્ત થએલા એ ત્રણે મહાત્મા મુનિઓની (વ્યાસની, જૈમિનિની અને શંકરાચાર્યની) જેમ ત્રણ અગ્નિઓની (દક્ષિણાગ્નિ. ગાર્હપત્યની અને આહવનીયની) પૂજા કરવામાં આવેછે તેમ પૂજા કરી. ૫૨.

भुक्त्वोपविष्टस्यमुनित्रयस्यश्रमापनोदायतदीयशिष्यौ ॥
अतिष्ठतांपार्श्वगतावबुद्धौसचामरौवीजनमाचरंतौ ॥ ५३ ॥

ત્રણે મુનિઓ ભોજન કરીને બેસતાં તેઓના શ્રમને મટાડવા વાસ્તે મંડનમિશ્રના બે શિષ્યો હાથમાં ચામર લઈ ગુપચૂપ રીતે પડખામાં બેસી પવન નાખવા લાગ્યા. ૫૩.

अथक्रियांतेकिलसूपविष्टास्त्रय्यंतवेद्यार्थविदस्त्रयोऽमी ॥
अमंत्रयंश्चारुपरस्परंतेमुहूर्तमात्रंकिमपिप्रहृष्टाः ॥ ५४ ॥

શ્રાદ્ધ સંબંધી સઘળી ક્રિયા પુરી થયા પછી સારી રીતે બેસીને વેદાંત વેદ્ય પરમાત્માને જાણનારા એ ત્રણે મુનિઓએ થોડીવારસુધી સુંદર રીતે આનંદથી પરસ્પરમાં કાંઇ વિચાર કરી લીધો. ૫૪.

तेषांद्विजेंद्रगृहनिर्गतानामदर्शनंजग्मतुरंजसाद्वौ ॥
रेवातटेरम्यकदंबसालेदेवालयेऽत्रस्थितवांस्तृतीयः ॥ ५५ ॥

પછી એ ત્રણે મુનિઓ મંડનમિશ્રના ઘરમાંથી નીકળતાં તેઓમાંથી બે મુનિઓ તુરત અંતર્હિત થઇ ગયા અને ત્રીજા શ્રી શંકરાચાર્ય જેમાં કદંબો અને સાલવૃક્ષો રમણીય હતા એવા રેવાજીના તટ ઉપરના દેવાલયમાં રહ્યા. ૫૫.

इतिसयतिवरेण्योदैवयोगाद्गुरूणामितरजनदुरापंदर्शनंप्राप्यत्दृष्टः ॥
तदुदितवचनानिश्रावयन्नात्मशिष्याननयदमृततुल्यान्यात्मवित्तांत्रियामां।५६।

બીજા લોકોને ન મળે એવાં ગુરૂઓનાં (વ્યાસનાં તથા જૈમિનિનાં) દર્શનને દૈવયોગથી પ્રાપ્ત થઈ રાજી થએલા આત્મવેત્તા શ્રી શંકરાચાર્યે દેવાલયમાં સ્થિતિ કરી પોતાના શિષ્યોને તેઓએ કહેલાં અમૃત તુલ્ય વચનો સંભળાવતાં સંભળાવતાં રાત્રિ વ્યતીત કરી. ૫૬.

प्रातःशोणसरोजबांधवरुचिप्रद्योतितेव्योमनि
प्रख्यातःसविधायकर्मनियतंप्रज्ञावतामग्रणीः ॥

**साकंशिष्यवरैःप्रपद्यसदनंसन्मंडितंमांडनं**
**वादायोपविवेशपंडितसभामध्येमुनिर्ध्येयचित् ॥ ५७ ॥**

પ્રાતઃકાલમાં સૂર્યની કાંતિથી આકાશ પ્રકાશિત થતાં બુદ્ધિમાન્ પુરૂષોમાં અગ્રણી અને બ્રહ્મને જાણનારા એ પ્રખ્યાત શ્રી શંકરાચાર્ય સ્નાન આદિ નિત્યકર્મ પોહોચી લઈ મંડનમિશ્રનું ઘર કે જેને ઘણા સજ્જનોએ શોભાવેલું હતું ત્યાં ઉત્તમ શિષ્યોની સાથે જઈને પંડિતોની સભાના મધ્યમાં વાદ કરવાને વાસ્તે બીરાજ્યા. ૫૭.

**ततःसमादिश्यसदस्यतायांसधर्मिणींमंडनपंडितोपि ॥**
**सशारदांनामसमस्तविद्याविशारदांवादसमुत्सुकोभूत् ॥ ५८ ॥**

પછી મંડનમિશ્ર પણ સઘળી વિદ્યાઓમાં વિચક્ષણતા ધરાવનારી પોતાની ઉભય ભારતી નામની સ્ત્રીને મધ્યસ્થ રેહેવાની આજ્ઞા કરીને વાદ કરવામાં અત્યંત ઉત્સુક થયો. ૫૮.

**पत्यानियुक्तापतिदेवतासासदस्यभावेसुदतीचकाशे ॥**
**तयोर्विवेक्तुंश्रुततारतम्यंसमागतासंसदिभारतीव ॥ ५९ ॥**

પતિએ મધ્યસ્થ થવામાં જોડેલી સુંદર દાંતવાળી એ પતિવ્રતા ઉભયભારતી પોતાના પતિના તથા શ્રી શંકરાચાર્યના શાસ્ત્રાર્થમાં ન્યૂનાધિકપણાનું વિવેચન કરવાને વાસ્તે સાક્ષાત્ સરસ્વીતીની પેઠે સભામાં આવીને બેઠી. ૫૯.

**प्रवृद्धवादोत्सुकतांतदीयांविज्ञायविज्ञःप्रथमंयतींद्रः ॥**
**परावरज्ञःसपरावरैक्यपरांप्रतिज्ञामकरोत्स्वकीयां ॥ ६० ॥**

પરાયા અભિપ્રાયને જાણનારા અને જીવના તથા ઈશ્વરના અભેદના નિશ્ચયવાળા શ્રી શંકરાચાર્યે મંડનમિશ્રનું વાદમાં અત્યંત ઉત્સુકપણું જાણીને પ્રથમ જીવની તથા ઈશ્વરની એકતા વિષે પોતે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરી. ૬૦.

**ब्रह्मैकंपरमार्थसच्चिदमलंविश्वप्रपंचात्मना**
**शुक्तीरूप्यपरात्मनेवबहलाज्ञानावृतंभासते ॥**
**तज्ज्ञानान्निखिलप्रपंचनिलयास्वात्मव्यवस्थापरं ॥**
**निर्वाणंजनिमुक्तमभ्युपगतंमानंश्रुतेर्मस्तकं ॥ ६१ ॥**

વાસ્તવિક સત્ય, ચૈતન્ય અને નિર્મળ એક બ્રહ્મજ અનાદિસિદ્ધ અજ્ઞાનથી આવૃત થવાને લીધે, જેમ છીપ રૂપા રૂપે પ્રતીત થાયછે તેમ સઘળા પ્રપંચરૂપે પ્રતીત થાયછે. એ બ્રહ્મને જાણવાથી જેમાં સર્વ પ્રપંચનો તથા પ્રપંચના કારણથી ભૂત અજ્ઞાનનો લય થાયછે એવી જે સ્વરૂપસ્થિતિ થાયછે તેનેજ અમો જન્મમરણાદિકથી રહિત પરમ મુક્તિ માનીએ છીએ અને તેમ માનવામાં વેદના મસ્તકરૂપ વેદાંતો (ઉપનિષદો) પ્રમાણ છે. ૬૧.

**बाढंजयेयदिपराजयभागहंस्यांसंन्यासमंगपरिहृत्यकषायचैलं ॥**
**शुक्लंवसीयवसनंद्वयभारतीयंवादेजयाजयफलप्रतिदीपिकास्तु ॥ ६२ ॥**

હે મંડનમિશ્ર ! જો કે આ વાદમાં મારી જીતજ થવાની છે તો પણ કદાચ જો હું

હારી જઈશ તો આ કષાય વસ્ત્રવાળા સંન્યાસનો ત્યાગ કરીને ધોળાં વસ્ત્ર પેહેરીશ. આ વાદમાં જય અને પરાજયરૂપ ફલનો પ્રકાશ આ ઉભય ભારતીએ કરવો. ૬૨.

इत्थंप्रतिज्ञांकृतवत्युदारांश्रीशंकरेभिक्षुवरेस्वकीयां ॥
सविश्वरूपोगृहमेधिवर्यश्चक्रेप्रतिज्ञांस्वमतप्रतिष्ठां ॥ ६३ ॥

એ પ્રમાણે સંન્યાસીઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્યે પોતાની ઉદાર પ્રતિજ્ઞા કરતાં તે પછી ગૃહસ્થોમાં ઉત્તમ મંડનમિશ્ર પંડિતે પોતાના મતની દ્રઢતાવાળી નીચે પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા કરી. ૬૩.

वेदांतानप्रमाणंचितिवपुषिपदेतत्रसंगत्ययोगा
त्पूर्वोभागःप्रमाणंपदचयगमितेकार्यवस्तुन्यशेषे ॥
शब्दानांकार्यमात्रंप्रतिसमधिगताशक्तिरभ्युन्नतानां
कर्मभ्योमुक्तिरिष्टातदिहतनुभृतामायुषःस्यात्समाप्तेः ॥ ६४ ॥

ચૈતન્યરૂપ પરબ્રહ્મ કે જે કાર્યોના સંબંધથી રહિત છે તેમાં શબ્દોની શક્તિ લાગુ પડવાનો અસંભવ હોવાને લીધે તે પરબ્રહ્મમાં ઉપનિષદો પ્રમાણ નથી. પદોના સમૂહરૂપ વાક્યોએ જણાવેલા સઘળાં યજ્ઞાદિક કર્મોમાં વેદનો વેદાંતોથી પેહેલાનો ભાગ પ્રમાણછે. પ્રસિદ્ધિ પામેલા ઘટ આદિ શબ્દોની શક્તિ કાર્ય પદાર્થોમાંજ રહેલી છે. કર્મો કરવાથીજ મુક્તિ મળેછે અને તે અગ્નિહોત્ર આદિ કર્મો મનુષ્યોએ પોતાના આયુષ્યની સમાપ્તિ પર્યંત કરવાં જોઈએ એમ માનીએ છીએ. ૬૪.

वादेकृतेऽस्मिन्यदिमेजयान्यस्त्वयोदितात्स्याद्विपरीतभावः ॥
येयंत्वयाभूद्गदिताप्रसाक्ष्येजानातिचेत्साभविताव्धर्मे ॥ ६५ ॥

આ વાદ કરતાં જો મારો પરાજય થશે તો હું આ ધોળાં વસ્ત્રોવાળા ગૃહસ્થાશ્રમને છોડી દઈને કષાય (ભગવાં) વસ્ત્ર પેહેરીશ. આ વાદમાં જયનો તથા પરાજયનો નિર્ણય કરવાને વાસ્તે તમે આ મારી સ્ત્રીને મધ્યસ્થ રેહેવાનું કહ્યુંછે તો હું પણ એ વિષયમાં એનેજ મધ્યસ્થ સ્વીકારૂંછું. ૬૫.

जेतुःपराजितइहाश्रममाददीतेसेतौमिथःकृतपणौयतिविश्वरूपौ ॥
अंबामुदाराधिषणामभिषिच्यसाक्ष्येजल्पंवितेनतुरथोजयदत्तदृष्टी ॥६६॥

પછી શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્ર પરસ્પરમાં 'જે હારી જાય તે જીતનારનો આશ્રમ લે' એવી પાકી સરત કરી લઈ, ઉદાર બુદ્ધિવાળી ઉભય ભારતીને મધ્યસ્થ સ્થાપી, જીતવા ઉપર દૃષ્ટિ રાખીને વાદ કરવા લાગ્યા. ૬૬.

आवश्यकंपरिसमाप्यदिनेदिनेतौवादंसमंव्यतनुतांकिलसर्ववेदौ॥
एवंविजेतुमनसोरुपविष्टयोस्तांमालांगलेन्यधितसोभयभारतीयं ॥६७॥

સઘળાં શાસ્ત્રોને જાણનારા એ બે મહાપંડિતો દિવસે દિવસે પોતાની નિત્યક્રિયાને પોહોચી લઈ તે પછી વાદનો વિસ્તાર કરવા લાગ્યા. એ પ્રમાણે પરસ્પરને જીતી લેવાની

ઇચ્છાથી સામ સામા બેઠેલા એ બે પંડિતોના ગળામાં તે ઉભયભારતી પુષ્પોની એક એક માલા પેહેરાવી રાખતી હતી. ૬૭.

मालायदामलिनभावमुपैतिकंठेयस्यापितस्यविजयेतरनिश्चयःस्यात् ॥
उक्त्वागृहंगतवतीगृहकर्मसक्ताभिक्षाशनेविरचितुंगृहिमस्करिभ्यां ॥६८॥

'જેના ગળામાં જ્યારે માલા કરમાઈ જાય ત્યારે તેના પરાજયનો નિશ્ચય થયો એમ સમજવું' એટલું બોલીને ઘરના કામકાજમાં આસક્તિવાળી તે ઉભયભારતી પોતાના પતિને વાસ્તે ભોજન તૈયાર કરવા માટે અને શ્રીશંકરાચાર્ય કે જે સંન્યાસી હતા તેમને વાસ્તે ભિક્ષા તૈયાર કરવા માટે ઘરમાં જતી હતી. ૬૮.

अन्योन्यसंजयफलेविहितादरौतौवादंविवादपरिनिर्णयमातनिष्टां ॥
ब्रह्मादयःसुरवराअपिवाहनस्थाःश्रोतुंतदीयसदनंस्थितवंतऊर्ध्वं ॥ ६९ ॥

પરસ્પરને જીતી લેવા રૂપ ફલમાં અત્યંત આસક્તિ ધરાવતા એ બે પંડિતો વાદ કરેતા હતા અને તે સમયમાં તે વાદનો નિર્ણય સાંભળવા માટે બ્રહ્મા આદિ મોટા દેવતાઓ પોતપોતાનાં વાહનોપર બેસીને મંડનમિશ્રના ઘરમાં અંતરિક્ષમાં ઉભા રેહેતા હતા. ૬૯.

ततस्तयोरासमहान्विवादःसदस्यविश्राणितसाधुवादः ॥
स्वपक्षसाक्षीकृतसर्ववेदःपरस्परस्यापिकृतप्रमोदः ॥ ७० ॥

પછી તે બે પંડિતો વચ્ચે મોટો વિવાદ ચાલવા લાગ્યો, સભાસદો 'વાહવાહ' કેહેવા લાગ્યા, પોતપોતાના પક્ષમાં સઘળા વેદોની સાક્ષીઓ દેવાવા લાગી અને તેથી બન્ને પંડિતોને પરસ્પરથી આનંદ થવા લાગ્યો. ૭૦.

दिनेदिनेचाधिगतप्रकर्षोभूरीभवत्पंडितसन्निकर्षः ॥
अन्योन्यभंगाहिततीव्रतर्षस्तथापिदूरीकृतजन्यमर्षः ॥ ७१ ॥

દિવસે દિવસે એ વિવાદમાં વધારો થવા લાગ્યો, ઘણા ઘણા પંડિતો વાદ સાંભળવા સારૂ મળવા લાગ્યા, બન્ને પંડિતોને પરસ્પરનો પરાજય કરવાની તીવ્ર તૃષ્ણા વધવા લાગી અને તેમ છતાં પણ જેથી યુદ્ધ થઈ પડે એવો ક્રોધ દૂરેજ રેહેવા લાગ્યો. ૭૧.

दिनेदिनेवासरमध्यमेसाब्रूतेपतिंभोजनकालमेव ॥
समेत्यभिक्षुंसमयंचभैक्ष्येदिनान्यभूवन्नितिपंचषाणि ॥ ७२ ॥

ઉભયભારતી દિવસે દિવસે મધ્યાન્હ સમયે સભામાં આવીને પોતાના પતિ મંડનમિશ્રને કેહેતી હતી કે "ભોજનનો સમય થયોછે" અને શ્રીશંકરાચાર્યને કેહેતી હતી કે "ભિક્ષાનો સમય થયોછે" આ પ્રમાણે ચાલતાં પાંચ છ દિવસ નીકળી ગયા. ૭૨.

अन्योन्यमुत्तरमखंडयतांप्रगल्भंबद्धासनौस्मितविकासिमुखारविंदौ ॥
नस्वेदकंपगगनेक्षणशालिनौवानक्रोधवाक्छलमवादिनिरुत्तराभ्यां ॥७३॥

સામસામાં દૃઢ આસન કરીને બેઠેલા અને જેઓનાં મુખારવિંદો મંદહાસ્યથી પ્રફુલ્લિત રેહેતાં હતાં એવા એ શ્રીશંકરાચાર્ય અને મંડનમિશ્ર પ્રૌઢ રીતે એક બીજાના ઉત્તરોનું

ખંડન કરતા હતા પણ એમાંથી કોઇને પરસેવો નહી આવતો હતો, કંપ નહી થતો હતો, ઉત્તરનું સ્મરણ કરવાને વાસ્તે આકાશમાં જોવું નહી પડતું હતું અને નિરુત્તર થઇને ક્રોધથી છલ ભરેલાં વચનો પણ બોલવાં નહી પડતાં હતાં. ૭૩.

ततोयतिक्ष्माभृद्वेक्ष्यदाक्ष्यंक्षोदक्षमंतस्यविचक्षणस्य ॥
चिक्षेपतंक्षोभितसर्वपक्षंविद्वत्समक्षाप्रतिभातकक्षं ॥ ७४ ॥

પછી અદ્ભુત વિચક્ષણતા ધરાવનારા એ મંડનમિશ્રની ચાતુરી સૂક્ષ્મ વિચારની અત્યંત ત્રીંસને ખમી શકે એવી જોવામાં આવતાં શ્રીશંકરાચાર્યે સઘળા પક્ષોને ગરબડાવી નાખનારા તે મંડનમિશ્રને વિદ્વાનોની સભામાં તેને કોઈ પણ કોટીઓ સ્ફુરેજ નહી એવી રીતે પુછવા માંડ્યું. ૭૪.

ततःस्वसिद्धांतसमर्थनायप्रागल्भ्यहीनोप्यसिसभ्यमुख्यः ॥
जगादवेदांतवचःप्रसिद्धमद्वैतसिद्धांतमपाकरिष्णुः ॥ ७५ ॥

આમ થવાથી સભાસદોમાં મુખ્ય એ મંડનમિશ્ર પંડિત પોતાના સિદ્ધાંતનું સમર્થન કરવામાં પોતાની પ્રૌઢતા શિથલ થયા છતાં પણ વેદાંતોના વચનોથી પ્રસિદ્ધ અદ્વૈત સિદ્ધાંતનું ખંડન કરવાને વાસ્તે નીચે પ્રમાણે બોલ્યો. ૭૫.

भोभोयतिक्ष्माधिपतेभवद्भिर्जीवेशयोर्वास्तवमैकरूप्यं ॥
विशुद्धमंगीक्रियतेहितत्रप्रमाणमेवंनवयंप्रतीम ॥ ७६ ॥

હે સંન્યાસીઓના રાજા! તમો જીવનું તથા ઈશ્વરનું વાસ્તવિક અને શુદ્ધ એકરૂપ પણું સ્વીકારોછો પણ તેમાં એવી રીતનું કોઈ પ્રમાણ હોય એમ અમો જાણતા નથી. ૭૬.

समस्तवादीदिदमेवमानंयच्छ्वेतकेतुप्रमुखान्विनेयान् ॥
उद्दालकाद्यागुरवोमहांतःसंग्राहयंस्तात्मतयापरेशं ॥ ७७ ॥

**શ્રીશંકરાચાર્યે** ઉત્તર આપ્યો કે! "ઉદ્દાલક આદિ મહાત્મા ગુરૂઓએ શ્વેતકેતુ આદિ શિષ્યોને '[1]तत्त्वमसिश्वेतकेतो હે શ્વેતકેતુ! તે તુંજ છો" ઇત્યાદિક વચનોથી 'પરમાત્મા જીવાત્માનું સ્વરૂપછે' એમ સમજાવેલછે તો તે વચનો અમારા મતમાં પ્રમાણભૂતછે.[2]" ૭૭.

वेदावसानेषुहितत्त्वमादिवचांसिजप्तान्यघमर्षणानि ॥
हूंफण्मुखानीववचांसियोगिन्नैषांविवक्षास्तिकुहस्विदर्थे ॥७८॥

**મંડનમીશ્ર** બોલ્યા કે: "હે યોગી! ઉપનિષદોમાં तत्त्वमसिश्वेतकेतो ઇત્યાદિ જે વચનો છે તેઓ તો હૂંફટ્ ઇત્યાદિ મંત્રોની પેઠે, પાપોને મટાડવાને વાસ્તે માત્ર જપ કરવામાંજ ઉપયોગી છે પણ તે વચનોમાં કોઈ અમુક અર્થની વિવક્ષા (કેહેવાની ઇચ્છા) છેજ નહી. ૭૮.

૧ આ શ્રુતિ સામવેદના છાંદોગ્ય ઉપનિષદની છે. ૨. આવી રીતેજ યાજ્ઞવલ્ક્ય મુનિએ બૃહદારણ્ય ઉપનિષદમાં જનક રાજાને કહ્યું છે કે "अभयंवैजनकप्राप्तोसितदात्मानमेववेदाहंब्रह्मास्मीतितस्मात्तत्सर्वमभवत्तत्रकोमोहः कःशोकएकत्वमनुपश्यतः ॥ હે જનકરાજા! તું અભયપદને પામ્યોછે. પોતાના આત્માનેજ હું બ્રહ્મછું એમ તું જાણી ચુક્યો છે. આમ થવાથી સઘળું બ્રહ્મરૂપ થઇ ગયું. જેને પરમાત્માની તથા જીવાત્માની એકતા જોવામાં આવી તેને શો મોહછે અને શો શોકછે? કશું નથી."

अर्थाप्रतीतौकिलहुंफडादेर्जपोपयोगित्वमभाणिविज्ञैः ॥
अर्थप्रतीतौस्फुटमत्रसत्यांकथंभवेत्प्राज्ञजपार्थतैव ॥७९॥

**શ્રીશંકરાચાર્ય** બોલ્યા કે: "હૂંફટ્ આદિ મંત્રોમાં કોઈ અર્થજ પ્રતીત થતો નથી તેથી તે મંત્રો જપમાંજ ઉપયોગીછે એમ વિદ્વાનોએ કહ્યુંછે. પણ હે [1]વિદ્વાન્! આ तत्वमसि આદિ વાક્યોમાં તો અર્થ સ્પષ્ટ રીતે પ્રતીત થાયછે તે છતાં 'એ વાક્યો કેવલ જપ કરવાને વાસ્તેજ છે' એમ શી રીતે ઠરાવી શકાય! નજ ઠરાવી શકાય." ૭૯.

आपाततस्तत्त्वमसीतिवाक्यात्प्रतीशजीवेश्वरयोरभेदः ॥
प्रतीयतेऽथापिमखादिकर्तृप्रशंसयास्याद्विधिशेषएव ॥८०॥

[2]**મંડનમીશ્ર** બોલ્યો કે: "જો કે तत्वमसि એ વાક્યમાંથી ઉપર ઉપરથી જીવનો તથા ઈશ્વરનો અભેદ પ્રતીત થાયછે તો પણ વાસ્તવિક જોતાં એ વાક્ય યજ્ઞ આદિ સત્કર્મ કરનારા યજમાનમાં પરમેશ્વરનો આરોપ કરીને તેની સ્તુતિ કરવાને વાસ્તેજ છે એટલે યજ્ઞાદિક કરવાનાં જે વિધિવાક્યોછે તેઓનાં અંગરૂપછે પણ સ્વતંત્ર નથી.[3]" ૮૦

क्रत्वंगयूपादिकमर्यमादिदेवात्मनावाक्यगणःप्रशंसन् ॥
शेषःक्रियाकांडगतोयदिस्यात्कांडांतरस्थोपिभवेत्कथंसः ॥८१॥

**શ્રીશંકરાચાર્ય** બોલ્યા કે:—"યજ્ઞનાં જે ખીલા તથા પાષાણ આદિ અંગોછે તેઓને વખાણનારાં 'आदित्योयूपः यजमानः प्रस्तरः ખીલો સૂર્ય છે અને પાષાણ યજમાનછે' ઈત્યાદિ વાક્યો કર્મકાંડમાંજ રહેલાં છે તેથી તેઓને [4]વિધિ વાક્યોનાં અંગરૂપ ગણવાં હોય તો ગણી શકાય પણ तत्वमसि આદિ વાક્યો કે જેઓ કર્મકાંડથી જુદા જ્ઞાનકાંડમાંજ રહેલાં છે તેઓને વિધિ વાક્યોમાં અંગભૂત કેમજ ગણી શકાય ? નજ ગણી શકાય એટલા માટે એ વાક્યો સ્વતંત્રપણાથી જીવના તથા બ્રહ્મના વાસ્તવિક અભેદનુંજ નિરૂપણ કરવાને વાસ્તેજ છે એમ સિદ્ધ થાયછે." ૮૧.

तत्त्वंस्तुजीवेपरमात्मदृष्टिविधायकःकर्मसमृद्धयेऽर्हन् ॥
अब्रह्मणिब्रह्मधियंविधत्तेयथामनोऽन्नार्कनभस्वदादौ ॥८२॥

**મંડનમીશ્ર** બોલ્યો કે—"હે યોગ્ય! तत्वमसि આદિ વાક્યોને કર્મવિધિનાં અંગરૂપ ન ગણવાં હોય ત્યારે જેમ मनोब्रह्मेत्युपासीत[5], अन्नमुपास्स्व[6], आदित्योब्रह्मेत्यादेशः[7], वायुर्वाव-संसर्गः[8], અને प्राणोवावसंसर्गः[9] ઈત્યાદિ વાક્યો કર્મોની સારી રીતે વૃદ્ધિ કરવાને વાસ્તે મન,

૧ આ સંબોધનથી એમ સૂચવ્યું છે કે તમે વિદ્વાન થઈને સ્ફુટ અર્થવાળાં વાક્યોને હૂંફટ આદિ અર્થ રહિત વાક્યોના જેવાં માનો એ યોગ્ય નથી. ૨ तत्वमसि આદિ વાક્યો કેવલ જપમાંજ ઉપયોગી છે એ પક્ષને છોડી દઈને મંડનમિશ્ર બીજો પક્ષ પકડેછે. ૩ જેમાં પ્રવૃતિનો કે નિવૃતિનો ઉપદેશ કર્યો હોય તેજ શાસ્ત્ર કેહેવાય માટે જો तत्वमसि આદિ વાક્યોમાં બ્રહ્મનુંજ નિરૂપણ હોય તો બ્રહ્મ ગ્રાહ્યકે ત્યાજ્ય નહી હોવાને લીધે પ્રવૃતિનો કે નિવૃતિનો ઉપદેશ અસંભવિત થવાથી તે વાક્યો અશાસ્ત્રજ ગણાય તેથી એ વાક્યોને બ્રહ્મપર નહી માનતાં યજમાનની સ્તુતિ ઉપર લાગુ પાડી વિધિ વાક્યોનાં અંગરૂપ માનીને મીમાંસક લોકો તેઓનું શાસ્ત્રપણું ગણેછે. ૪ જેમાં અમુક ક્રિયા કરવી એમ કહ્યું હોય તે વિધિવાક્ય કેહેવાય અને જેમાં તે ક્રિયામાં ઉપયોગી થતા પદાર્થોનાં વખાણ આદિ કર્યાં હોય તે વાક્ય વિધિવાક્યના અંગરૂપ કેહેવાય એમ મીમાંસક લોકોનો સિદ્ધાંત છે. ૫ મનને બ્રહ્મ માનીને ઉપાસના કરવી. ૬ અન્નને બ્રહ્મ માનીને ઉપાસના કરવી. ૭ સૂર્યને બ્રહ્મ માનીને ઉપાસના કરવી. ૮ વાયુને બ્રહ્મ માનીને ઉપાસના કરવી. ૯ પ્રાણને બ્રહ્મ માનીને ઉપાસના કરવી.

અન્ન, સૂર્ય, વાયુ અને પ્રાણ કે જેઓ બ્રહ્મરૂપ નથી તેઓમાં બ્રહ્મબુદ્ધી કરીને તેઓની ઉપાસના કરવાનું વિધાન કરેછે તેમ तत्त्वमसि આદિ વાક્યો પણ જીવ કે જે બ્રહ્મ નથી તેમાં બ્રહ્મબુદ્ધિ કરીને તેની ઉપાસના કરવાનું સ્વતંત્ર વિધાન કરેછે એમ માનવું જોઇએ પણ તે વાક્યો જીવને વાસ્તવિક રીતે બ્રહ્મથી અભિન્ન જણાવવાને વાસ્તેછે એમ માનવું યોગ્ય નથી. ૮૨.

**संश्रूयतेऽन्यत्रयथालिङादिर्विधायकोब्रह्मविभावनाय ॥**
**तथाविधेरश्रवणान्मनीषिन्संजाघटीत्यत्रकथंविधानं ॥८३॥**

**શ્રીશંકરાચાર્ય**—હે બુદ્ધિમાન્ ! જેમ मनोब्रह्मेत्युपासीत ઇત્યાદિ ઉપાસના સંબંધી વાક્યોમાં મન આદિ અનાત્મ પદાર્થોમાં બ્રહ્મની ભાવના કરાવવાને વાસ્તે વિધિપણાને સૂચવનારા લિઙ્ આદિ આખ્યાન પ્રત્યયોનું [1]શ્રવણ થાયછે તેમ तत्त्वमसि આદિ વાક્યોમાં તેવા આખ્યાન પ્રત્યયોનું શ્રવણ થતું નથી. માટે તે વાક્યોને વિધિરૂપ માનવાં એ કેમ સંભવે ? કોઈ રીતે સંભવતું નથી. तत्त्वमसि આદિ વાક્યોમાં 'असि' એટલે 'છો' ઇત્યાદિ પદોની અંદર વર્તમાનકાલને સૂચવનારા પ્રત્યયો છે પણ વિધિને સૂચવનારા પ્રત્યયો નથી. માટે તેઓને ઉપાસનાનાં વિધિવાક્ય કેહેવાયજ નહીં. ૮૩.

**यद्वत्प्रतिष्ठाफलदर्शनेनविधिर्यतीनांवररात्रिसत्रे ॥**
**प्रकल्प्यतेतद्वदिहापिमुक्तिफलश्रुतेःकल्पयितुंसयुक्तः॥८४॥**

**મંડનમિશ્ર**—હે [2]સંન્યાસીઓમાં ઉત્તમ ! જેમ 'प्रतितिष्ठंतिहवायएतारात्रीरूपयंति' જેઓ आयुर्ज्योतिः ઇત્યાદિ વાક્યોથી વિધાન કરેલા સોમયાગોને કરેછે તેઓ પ્રતિષ્ઠા પામેછે' એ વાક્યમાં 'કરેછે' એ વર્તમાનકાલનું ક્રિયાપદ છતાં પણ તેમાં પ્રતિષ્ઠારૂપ ફલ દેખાવાને લીધે તેનો 'જેઓને પ્રતિષ્ઠા પામવાની ઇચ્છા હોય તેઓએ સોમયાગો કરવા' એવો અર્થ કરીને તે વાક્યને વિધિવાક્ય ઠરાવવામાં આવેછે તેમ તમારાં બ્રહ્મવિદ્યાનાં 'ब्रह्मवेद ब्रह्मैवभवति જે પુરૂષ બ્રહ્મને જાણેછે તે બ્રહ્મજ થાયછે' એ વાક્યમાં (જાણેછે) એ વર્તમાનકાલનું ક્રિયાપદ છતાં પણ તેમાં બ્રહ્મ થવારૂપ ફલ દેખાવાને લીધે તેનો (જેને બ્રહ્મ થવાની ઇચ્છા હોય તેણે બ્રહ્મનું જ્ઞાન કરવું) એવો અર્થ કરીને તે વાક્યને વિધિવાક્ય ઠરાવવું યોગ્ય છે કે જેથી અબ્રહ્મરૂપ જીવે બ્રહ્મની ઉપાસના કરીને પોતામાં બ્રહ્મપણાનું નવું સંપાદન કરવું એમ સિદ્ધ થાયછે. ૮૪.

**तर्हिक्रियाजन्यतयाविमुक्तिःस्वर्गादिवद्धंतविनश्वरास्यात् ॥**
**उपासनाकर्तुमकर्तुमन्यथावाकर्तुमर्हामनसःक्रियैव ॥८५॥**

**શ્રી શંકરાચાર્ય**—જો મુક્તિ ઉપાસનારૂપ ક્રિયાથી થતી હોય તો સ્વર્ગ આદિની પેઠે નાશ પામનારી (અનિત્ય) થાય એ મોટો દોષ આવેછે. જ્ઞાનથી મુક્તિ થવાનો જે અમારો

[1] उपासीत એ ક્રિયાપદમાં विधिनिमंत्रणामंत्रणाधीष्टसंप्रश्नप्रार्थनेषुलिङ् એ ૩-૩-૧૬૧ પાણિનિય સૂત્ર પ્રમાણે વિધિ અર્થને જણાવનારો લિઙ્ લકાર થઇને તેને तिप्तस्झि सिप्थस्थमिब्वस्मस्तातांझथासाथां ध्वमिड्वहिमहिङ् એ ૩-૪-૭૮ સૂત્ર પ્રમાણે त આ દેશ થયોછે માટે त એ લિઙ્નું રૂપજછે. [2] તમે સંન્યાસી હોવાથી यज्ञमीमांसाने ભણ્યા નથી એમ જણાવવાને વાસ્તે આ સંબોધન છે.

સિદ્ધાંત છે તેમાં એ દોષ આવતો નથી. જો કે જ્ઞાનપણ એક જાતની માનસી ક્રિયાછે તોપણ ઉપાસનારૂપ ક્રિયા અને જ્ઞાનરૂપ ક્રિયામાં મોટું અંતર છે. ઉપાસના પુરૂષને આધીન હોવાથી કરવાને ન કરવાને તથા ઉલટી રીતે કરવાને પણ શક્ય છે અને જ્ઞાન તો વસ્તુને આધીન હોવાથી કશો પણ ફેરફાર કરવાને અશક્ય છે. વસ્તુને યથાર્થ રીતે જાણવી એજ જ્ઞાનનું સ્વરૂપ છે અને ઉપાસનામાં તો કીડીમાં હાથીની ભાવના પણ થઈ શકેછે. ૮૫.

माभूदिदंतत्त्वमसीतिवाक्यमुपासनापर्यवसायिकामं ॥
किंत्वस्यजीवस्यपरेणसाम्यप्रसायिकंसत्तमब्रोभवीतु ॥८६॥

મંડનમિશ્ર—હે મહાત્મા! તમારા કેહેવા પ્રમાણે તત્વમસિ એ વાક્ય ઉપાસનાને લાગુ ન પડતું હોય તો ભલે, પણ ત્યારે એમ માનવું કે તે વાક્ય જીવને 'તું ઇશ્વર સમાન છે' એમ સમજાવેછે. ૮૬.

किंचेतनत्वेनविवक्षिसाम्यंसार्वज्ञ्यसार्वात्म्यमुखैर्गुणैर्वा ॥
आद्येप्रसिद्धंनखलूपदेश्यमंतेस्वसिद्धांतविरुद्धतास्यात् ॥८७॥

શ્રી શંકરાચાર્ય—એ તત્વમસિ વાક્ય જીવને ચેતનપણાથી ઇશ્વર સમાન ઠરાવેછે કે સર્વજ્ઞપણું અને સર્વાત્મકપણું ઇત્યાદિ ગુણોથી ઇશ્વર સમાન ઠરાવેછે? જો પેહેલા પક્ષનું ગ્રહણ કરશો તો જીવમાં ચેતનપણું પ્રસિદ્ધજ છે માટે શ્રુતિને તેનો ઉપદેશ કરવાની કશી જરૂર રેહેતી નથી. અને બીજા પક્ષનું ગ્રહણ કરશો તો તમારા સિદ્ધાંતમાં જીવને અલ્પજ્ઞ અને અસર્વાત્મક માનેલ છે તેને વિરોધ આવશે. ૮૭.

नित्यत्वमात्रेणमुनेपरात्मगुणोपमानैःसुखबोधपूर्वैः ॥
गुणैरविद्यावृतितोऽप्रतीतैःसाम्यंब्रवीत्वस्यततोनदोषः ॥८८॥

મંડનમિશ્ર—જીવના સુખ અને બોધ આદિ ગુણો કે જેઓ માત્ર નિત્યપણાને લીધે પરમાત્માના ગુણો જેવા છે અને અવિદ્યારૂપ આવરણને લીધે પ્રતીત થતા નથી. તે ગુણોથી તત્વમસિ વાક્ય જીવને ઇશ્વર સમાન કહેછે એમ માનવામાં કશો દોષ નથી. ૮૮.

यद्येवमेतस्यपरत्वमेवप्रसाययत्वत्रदुराग्रहःकः ॥
त्वयैवतस्यप्रतिभासशंकाविद्वन्नविद्यावरणान्निरस्ता ॥८९॥

શ્રી શંકરાચાર્ય—જ્યારે તમે આ રીતે જીવને પરમાત્મા સમાન માનોછો ત્યારે હવે તેને પરમાત્માજ માનો. પરમાત્મા ન માનવામાં શા માટે દુરાગ્રહ રાખોછો. જીવમાં જે સુખ તથા બોધ આદિ ગુણોછે તેઓ નિત્યછે અને અવિદ્યારૂપ આવરણને લીધેજ પ્રતીત થતા નથી એટલુંતો તમે પણ સ્વીકારી ગયાછો. વિદ્વાન્ થઈને જરાક વાતને વાસ્તે ખોટો આગ્રહ કરવો યોગ્ય નથી. ૮૯.

भोश्चेतनत्वेनशरीरिसाम्यमावेद्यतामस्यजगत्प्रसूतेः ॥
चिदुत्थितत्वेनपरोदितस्याप्यणुप्रधानप्रभृतेर्निरासः ॥९०॥

મંડનમિશ્ર—ત્યારે એમ માનો કે तत्त्वमसि વાક્ય 'જગતના કારણરૂપ પરમાત્મા ચેતનપણારૂપ ધર્મથી જીવ સમાનછે' એમ કેહેછે. આ અર્થ ઉપરથી જગત ચૈતન્યમાંથી ઉત્પન્ન થએલછે એમ ઠરેછે તેથી બીજા મતવાળાઓ પરમાણુને અને પ્રધાન આદિને જગતના કારણરૂપ માનેછે તેઓનું પણ ખંડન થાયછે એ લાભ થાયછે. ૯૦.

इतैवमस्तीतितदाप्रयोगःस्यात्वन्मतेतत्वमसीतिनस्यात् ॥
तदैक्षतेत्यत्रजडत्वशंकाव्यावर्तनाच्चात्रपुनर्नचोद्यं ॥९१॥

શ્રી શંકરાચાર્ય—હે મંડનમિશ્ર! જો तत्त्वमसि વાક્યનો તમારા કહેવા પ્રમાણે અર્થ હોયતો तत्त्वमस्ति તે જગતનું કારણ તારા જેવુંછે (જીવ જેવુંછે) એમ વાક્યનો પ્રયોગ હોવો જોઈએ પણ तत्त्वमसि (તે જગતનું કારણ તું છે) એમ વાક્યનો પ્રયોગ ન હોવો જોઈએ. પરમાણુ તથા પ્રધાન આદિ જગતનાં કારણ છે એ પૂર્વપક્ષનું તો 'तदैक्षतबहुस्यां प्रजायेय જે જગતનું કારણછે તેણે વિચાર કરેયો કે હું ઘણા પ્રકારે થાઉં અને જન્મ ધરૂં' એ શ્રુતિથી પ્રથમ ખંડન થઈ ગયુંછે. કારણકે પરમાણુ તથા પ્રધાન આદિ જડ પદાર્થોને વિચાર કરવોજ સંભવતો નથી. આ પ્રમાણેછે તેથી તેનું આ ઉપદેશમાં ફરીથી ખંડન કરવાની કશી આવશ્યકતા રહી નથી. ૯૧.

नन्वेवमप्यैक्यपरत्वमस्यप्रत्यक्षपूर्वप्रमितिप्रकोपात् ॥
नयुज्यतेतज्जपमात्रयोगिस्वाध्यायविध्याश्रितमभ्युपेयं ॥९२॥

[1]મંડનમિશ્ર—(હું ઇશ્વર નથી) એવી જે સર્વને પ્રત્યક્ષ[2]પ્રમા છે તેથી વિરોધ આવવાને લીધે, तत्त्वमसि એ વાક્ય એકતાનું નિરૂપણ કરેછે એમ કેહેવું સંભવતું નથી. માટે 'स्वाध्यायोऽध्येतव्यः વેદનું અધ્યયન કરવું' એ વિધિને અનુસરીને तत्त्वमसि એ વાક્ય કેવળ જપ કરવામાંજ ઉપયોગીછે. એમ માનવું યોગ્ય છે. ૯૨.

अक्षेणचेद्भेदमितिस्तदास्यादभेदवादिश्रुतिवाक्यबाधः ॥
असन्निकर्षात्प्रभवेद्धिभेदप्रमैवतेनास्यकुतोविरोधः ॥९३॥

શ્રી શંકરાચાર્ય—જો પ્રત્યક્ષપ્રમા એટલે ઇંદ્રિયથી ભેદની પ્રમા થતી હોયતો અભેદને કેહેનારી શ્રુતિના વચનને બાધ આવે છે. તેમ ઇંદ્રિયની પાસે ભેદની હાજરી નહી હોવાને લીધે ઇંદ્રિયથી ભેદની પ્રમા થવી પણ સંભવતી નથી માટે શ્રુતિના વચનને બાધ શાથી આવે? નથીજ આવતો. ૯૩.

भिन्नोहमीशादितिभासतेहिभेदस्यजीवात्मविशेषणत्वं ॥
तत्सन्निकर्षोस्त्वथसंप्रयोगाभावेपिभेदेंद्रिययोर्मनीषिन् ॥९४॥

મંડનમિશ્ર—જો કે ઇંદ્રિયને અને ભેદને સંયોગ આદિ સંબંધ નથી તોપણ હે વિ-

૧ એ પ્રમાણે સઘળી તરફથી રોકાઈ ગએલા મંડનમિશ્ર, ચેતનપણાથી ઈશ્વરના જીવ સમાનપણાના પક્ષની પણ ઉપેક્ષા કરીને પાછા तत्त्वमसि આદિ વાક્યો કેવલ જપમાંજ ઊપયોગીછે એ પક્ષને પકડવાને વાસ્તે શ્રીશંકરાચાર્યના પક્ષમાં પ્રત્યક્ષ પ્રમાણથી દૂષિતપણું ઠરાવેછે. ૨. યથાર્થજ્ઞાન,-કેહબુદ્ધિ.

દ્વાન્! 'હું ઇશ્વરથી ભિન્નછું' એ રીતે ભેદ જીવાત્માના વિશેષણરૂપે પ્રતીત થાયછે તો એ વિશેષણપણારૂપ સંબંધથી ભેદની પ્રત્યક્ષ પ્રમા થઈ શકેછે. ૯૪.

अतिप्रसक्तेर्नतुकेवलस्यविशेषणत्वस्यतदभ्युपेयं ॥
भेदाश्रयेहींद्रियसन्निकृष्टेनसन्निकृष्टत्वमिहात्मनोस्ति ॥९५॥

**શ્રી શંકરાચાર્ય**—જો ભેદના અધિકરણરૂપ જીવને અને ઇંદ્રિયને સંયોગ આદિ સંબંધ હોય તોજ પ્રત્યક્ષપ્રમા થવી સંભવેછે પણ અહીં જીવને અને ઇંદ્રિયને સન્નિકર્ષ નથી તેથી જીવના વિશેષણરૂપ ભેદની માત્ર વિશેષણપણારૂપ સંબંધથી પ્રત્યક્ષપ્રમા થવી સંભવતી નથી. જો અધિકરણના સન્નિકર્ષ વિના એકલા વિશેષણનીજ પ્રત્યક્ષપ્રમા થવી સંભવતી હોય તો જે ભૂતલને આપણે દેખતા નથી તે ભૂતલમાં વિશેષણપણાથી રહેલો ઘટનો અભાવ પણ આપણને પ્રત્યક્ષ થવો જોઇએ એવી રીતના અતિ પ્રસંગ પ્રાપ્ત થાય છે. ૯૫.

भेदाश्रयात्मेंद्रियसन्निकर्षोनेत्युक्तमेतच्चतुरंनयस्मात् ॥
चित्तात्मनोर्द्रव्यतयाद्वयोरप्यस्त्येवसंयोगसमाश्रयत्वं ॥९६॥

**મંડનમિશ્ર**—'ભેદના અધિકરણરૂપ જીવને અને ઇંદ્રિયને સંબંધ નથી' એમ જે તમે કહ્યું તે યોગ્ય નથી. કારણ કે ચિત્ત પણ દ્રવ્યછે અને જીવ પણ દ્રવ્યછે તેથી બે દ્રવ્યનો સંયોગ થવો સંભવેજ છે. ૯૬.

आत्माविभुःस्यादथवाणुमात्रःसंयोगितानोभयथापियुक्ता ॥
दृष्टाहिसासावयवस्यलोकेसंयोगितासावयवेनयोगिन् ॥९७॥

**શ્રી શંકરાચાર્ય**—તમે જીવને વ્યાપક માનોછો કે અણુમાત્ર માનોછો? વ્યાપક માનતા હોતો પણ જે વ્યાપકહોય તે નિરવયવ (અવયવોથી રહિત)જ હોય અને અણુમાત્ર માનતા હો તોપણ જે અણુમાત્ર હોય તે નિરવયવજ હોય માટે જીવ કે જે નિરવયવછે તેને કોઈ પ્રકારે બીજાનો સંયોગ થવો સંભવતો નથી. જગતમાં સાવયવનેજ સાવયવની સાથે સંયોગ થતો જોવામાં આવેછે. તમે કે જે સ્ત્રી આદિથી સંયોગ પામોછો તેમને આ વાતનો અનુભવ હોવો જોઇએ. ૯૭.

मनोक्षमित्यभ्युपगम्यभेदासंगित्वमुक्तंपरमार्थतस्तु ॥
साहाय्यकृल्लोचनपूर्वकस्यदीपादिवन्नेंद्रियमेवचित्तं ॥९८॥

'જે ચિત્તછે તે એક ઇંદ્રિયછે' એમ સ્વીકારીને તેથી ભેદને સન્નિકર્ષ નથી એમ અમે કહ્યું પણ વાસ્તવિક જોતાં તો ચિત્ત એ ઇંદ્રિયજ નથી પણ દીવા આદિની પેઠે ચક્ષુ આદિ ઇંદ્રિયોને સાહાય્ય આપનારજછે એટલે ચિત્તથી જે જણાય તે પ્રત્યક્ષ થયું કેહેવાયજ નહી, કારણ કે ઇંદ્રિયના અને વિષયના સન્નિકર્ષથી જે જ્ઞાન થાય તેજ પ્રત્યક્ષ કેહેવાય છે. ૯૮.

भेदप्रमानेंद्रियजास्तुतर्हिसाक्षिस्वरूपैवतथापियोगिन् ॥
तयाविरोधात्परमात्मजीवाभेदंकथंबोधयितुंप्रमाणं ॥९९॥

મંડનમિશ્ર—હે યોગી! જો ભેદની પ્રમા ઇંદ્રિયથી થતી ન માનો તો ત્યારે તે પ્રમાને સાક્ષીરૂપજ માનો એટલે તે સાક્ષીસ્વરૂપ ભેદપ્રમાથી વિરોધ આવવાને લીધે તત્વમસિ આદિ વાક્ય પરમાત્માના અને જીવના અભેદને જણાવવામાં કેમ પ્રમાણ મનાશે ? ૯૯.

प्रत्यक्षमात्मेश्वरयोरविद्यामायायुजोर्द्योतयतिप्रभेदं ॥
श्रुतिस्तयोःकेवलयोरभेदंभिन्नाश्रयत्वान्नतयोर्विरोधः ॥१००॥

શ્રી શંકરાચાર્ય—સાક્ષી સ્વરૂપ ભેદપ્રમારૂપ જે પ્રત્યક્ષછે તે, અવિદ્યાથી જોડાએલા જીવના અને માયાથી જોડાએલા ઇશ્વરના ભેદને જણાવેછે અને તત્વમસિ આદિ શ્રુતિ તો શુદ્ધ જીવના અને શુદ્ધ ઇશ્વરના અભેદને જણાવેછે એટલે ભેદપ્રમાના અને તત્વમસિ આદિ વાક્યના વિષયો જુદા જુદા હોવાથી તેઓને વિરોધ છેજ નહીં. ૧૦૦.

स्याद्वाविरोधस्तदपिप्रवृत्तंप्रत्यक्षमग्रेऽबलमेवबाध्यं ॥
प्राबल्यवत्याचरमप्रवृत्त्याश्रुत्याऽपच्छेदनयोक्तरीत्या ॥१०१॥

અથવા કદાચ વિરોધ હોય તોપણ જેમ જૈમિનિએ માનેલા [1]અપચ્છેદનયમાં પરથી પૂર્વનો બાધ થાયછે તેમ પ્રથમ પ્રવર્તેલા દુર્બલ પ્રત્યક્ષનો પછી પ્રવર્તતી પ્રબલતાવાળી અભેદ શ્રુતિથી બાધજ થશે. ૧૦૧.

नन्वेवमप्यस्त्यनुमानबाधोभेदश्रुतेःसंयमिचक्रवर्त्तिन् ॥
घटादिवद्ब्रह्मनिरूपितेनभेदेनयुक्तोयमसर्ववित्त्वात् ॥१०२॥

મંડનમિશ્ર—તમે એ પ્રમાણે પ્રત્યક્ષથી શ્રુતિનો બાધ નથી થતો પણ શ્રુતિથી પ્રત્યક્ષનો બાધ થાયછે એમ માનતા હોતો હું અભેદશ્રુતિમાં અનુમાનરૂપ પ્રમાણનો બાધ આપુંછું. હે સંન્યાસીઓના ચક્રવર્તી! '[2]જીવ બ્રહ્મથી ભિન્નછે. [3]કારણકે અસર્વજ્ઞછે. જે [4]જે અસર્વજ્ઞ હોય તે તે બ્રહ્મથી ભિન્નજ હોય. જેમકે [5]ઘડા વગેરે પદાર્થ અસર્વજ્ઞ માટે બ્રહ્મથી ભિન્નછે.' એ અનુમાનથી અભેદ શ્રુતિને વિરોધ આવેછે. ૧૦૨.

किमेषभेदःपरमार्थभूतःप्रसाध्यतेकाल्पनिकोथवाद्ये ॥
दृष्टांतहानिश्चरमेतुविद्वन्नरीकृतोऽस्माभिरसाधनीयः ॥१०३॥

શ્રી શંકરાચાર્ય—હે વિદ્વાન્! તમે અનુમાન પ્રમાણથી ભેદને સિદ્ધ કરવા માગોછો કે વાસ્તવિક ભેદને સિદ્ધ કરવા માગોછો કે કલ્પિત ભેદને સિદ્ધ કરવા માગોછો ? જો વાસ્તવિક ભેદને સિદ્ધ કરવા માગતાહો તો તમારા દૃષ્ટાંતરૂપ ઘડાને પણ અમો બ્રહ્મથી

૧ મીમાંસા સૂત્રના છઠા અધ્યાયમાં पौर्वापर्ये पूर्वदौर्बल्यंप्रकृतिवत् એ સૂત્રછે. જ્યોતિષ્ટોમ નામના યજ્ઞમાં એક સમયે અધ્વર્યુને પ્રસ્તોતા, પ્રસ્તોતાને ઉદ્ગાતા અને ઉદ્ગાતાને પ્રતિહર્ત્તા અડીને ચાલેછે તેઓમાં જો ઉદ્ગાતા જુદો પડી જાય તો જુદું પ્રાયશ્ચિત્ત છે અને પ્રતિહર્ત્તા જુદો પડી જાય તો જુદું પ્રાયશ્ચિત્ત છે પણ તેઓમાં પ્રથમ ઉદ્ગાતા અને પછી પ્રતિહર્ત્તા જુદો પડી જાય તો બે પ્રાયશ્ચિત્તોમાં કયું પ્રાયશ્ચિત પ્રથમ કરવું એ વિષયમાં ઉપરનું સૂત્ર કેહેછે કે 'જેમ પ્રકૃતિયાગના, અતિ દેશથી વિકૃતિયાગમાં પ્રથમ પ્રાપ્ત થએલા દર્ભો પાછળથી પ્રાપ્ત થએલા કાસડાઓથી બાધિત થાયછે તેમ પ્રથમ પ્રાપ્ત થએલું ઉદ્ગાતા સંબંધી પ્રાયશ્ચિત પાછળથી પ્રાપ્ત થએલા પ્રતિહર્ત્તા સંબંધી પ્રાયશ્ચિતથી બાધિત થઈ જાય છે' આ અપચ્છેદનય કેહેવાયછે. ૨ પક્ષ. ૩ હેતુ. ૪ વ્યાપ્તિ, ૫ દૃષ્ટાંત.

ભિન્ન માનતા નથી એટલે તમારૂં દૃષ્ટાંતજ જતું રેહેછે અને જો કલ્પિત ભેદને સિદ્ધ કરવા માગતા હોતો એ કલ્પિત ભેદને અમો પણ સ્વીકારીએ છીએ તેથી તમને 'સિદ્ધ-સાધન' એવા નામનો દોષ પ્રાપ્ત થાયછે. ૧૦૩.

स्वप्रत्ययाबाध्यभिदाश्रयत्वंसाध्यंघटादौचतदस्तियोगिन् ॥
त्वयात्मबोधेनभिदानबाध्येत्यनभ्युपेतेतिनकोपिदोषः ॥१०४॥

મંડનમિશ્ર—અમો 'બ્રહ્મના જ્ઞાનથી જીવમાં રહેલો ભેદ બાધિત થતો નથી' એટલુંજ સિદ્ધ કરવા માગીએ છીએ અને એ વાત ઘટાદિક દૃષ્ટાંતમાં પણ મળતી આવી છે. તમે તો 'બ્રહ્મના જ્ઞાનથી ભેદનો બાધ નથી થતો' એમ માનતા નથી અને અમો 'ભેદનો બાધ નથી થતો' એમ માનીએ છીએ માટે અમારા અનુમાનમાં કોઈ દોષ પ્રાપ્ત થતો નથી. ૧૦૪.

ननुस्वशब्देनसुखादिमान्वाविवक्षितस्त्वद्विधुरोथवात्मा ॥
आद्येऽस्मदिष्टंनतुसाध्यमंतेदृष्टांतहानिःपूनरेवतेस्यात् ॥१०५॥

શ્રી શંકરાચાર્ય—તમે 'બ્રહ્મના જ્ઞાનથી જીવમાં રહેલો ભેદ બાધિત થતો નથી એમ માનોછો કે શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જીવમાં રહેલો ભેદ બાધિત થતો નથી' એમ માનોછો ? જો પેહેલો પક્ષ માનતાહો તો એ પક્ષ અમને પણ ઇષ્ટછે તેથી તમને 'સિદ્ધ-સાધન' દોષ પ્રાપ્ત થાયછે અને બીજો પક્ષ માનતા હોતો અમે 'શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી ઘટાદિકમાં રહેલો ભેદ પણ બાધિત થઈ જાયછે' એમ માનીએ છીએ માટે તમને દૃષ્ટાંતની હાનિરૂપ દોષ પ્રાપ્ત થાયછે. ૧૦૫.

योगिन्नजौपाधिकभेदवत्त्वंविवक्षितंसाध्यमिहत्वादिष्टः ॥
औपाधिकस्त्वीश्वरजीवभेदोघटेशभेदोनिरुपाधिकश्च ॥१०६॥

મંડનમિશ્ર—હે યોગી! અમારા અનુમાનમાં 'જીવનો અને ઇશ્વરનો ભેદ નિરૂપાધિકછે' એમ સિદ્ધ કરવાનું છે અને તમેતો જીવના તથા ઈશ્વરના ભેદને ઉપાધિથી થએલ માનોછો માટે અમને ઘટરૂપ દૃષ્ટાંતની હાનિ થતી નથી. કેમકે ઘટના અને ઇશ્વરનો ભેદ નિરૂપાધિક છે. ૧૦૬.

घटेशभेदेप्युपधिर्त्वर्थविघातवानुमानेषुजडत्वमेव ॥
चित्त्वादभिन्नःपरवत्परस्मादात्मेतिवात्रप्रतिपक्षहेतुः ॥१०७॥

શ્રી શંકરાચાર્ય—ઘટના અને ઇશ્વરના ભેદને પણ અમો ઉપાધિથી થએલજ માનીએ છીએ માટે તમને દૃષ્ટાંતની હાનિ તેવીને તેવીજ રહેછે. તમારા અનુમાનમાં જે હેતુછે તે જડતારૂપ ઉપાધિવાળો છે માટે હેત્વાભાસજછે તો તેથી અનુમાન યથાર્થ થયું ગણાય નહી. ઘટમાં અસર્વજ્ઞતારૂપ હેતુથી ઇશ્વરથી ભિન્નપણું ઠરાવવા જતાં ઘટનું ભિન્નત્વ જડતાથી વ્યાપ્તછે અને તે જડતા અસર્વજ્ઞપણામાં વ્યાપ્ત નથી. કારણકે જીવ અસર્વજ્ઞ છતાં પણ જડતાવાળો નથી. સાધ્યમાં વ્યાપક છતાં હેતુમાં જે વ્યાપક ન હોય

તે તર્કશાસ્ત્રની રીતિ પ્રમાણે [1]ઉપાધિ ગણાયછે. અથવા 'જીવ બ્રહ્મથી ભિન્નછે. કારણ કે અસર્વજ્ઞછે.' એ અનુમાનની સામે અમો તેથી વિરૂદ્ધ એવું અનુમાન કરીશું કે 'જીવ બ્રહ્મથી અભિન્નછે. કારણકે ચૈતન્યરૂપ છે.' તો આ અનુમાનમાં તમારા સાધ્યના (ભિન્નપણાના) અભાવને સાધનારો તમારા હેતુનો (અસર્વજ્ઞપણાનો) પ્રતિપક્ષ હેતુ (ચૈતન્યરૂપપણું) પ્રાપ્ત થવાથી તમારા હેતુને સત્પ્રતિપક્ષપણારૂપ દોષ પ્રાપ્ત થાયછે. જે હેતુના સામે તેના સાધ્યના અભાવને સિદ્ધ કરનારો બીજો હેતુ જાગે તે હેતુ તર્કશાસ્ત્રની રીતિ પ્રમાણે [2]સત્પ્રતિપક્ષ ગણાયછે. ૧૦૭.

धर्मिप्रमाबाध्यशरीरभेदस्त्वसंसृतौ ब्रह्मणि साध्यमिष्टं ॥
त्वयेष्यते ब्रह्मधिया त्मभेदो बाध्यो घटादि प्रमया त्वबाध्यः ॥१०८॥

[3]**મંડનમિશ્ર**—'બ્રહ્મ જીવની પ્રમાથી નહી બાધ પામે એવા ભેદવાળુંછે. કારણ કે સંસારથી રહિતછે. જે જે સંસારથી રહિત હોય તે તે જીવની પ્રમાથી નહી બાધ પામે એવા ભેદવાળું હોયજ. જેમકે ઘટ આદિ પદાર્થ સંસારથી રહિત છે માટે જીવની પ્રમાથી નહી બાધ પામે એવા ભેદવાળોછે.' એવી રીતના અનુમાનથી અમો બ્રહ્મના અને જીવના ભેદને સાધીશું. તમો બ્રહ્મબુદ્ધિથી જીવના ભેદને બાધિત માનોછો પણ અમેતો જીવબુદ્ધિથી બ્રહ્મના ભેદને અબાધિત સાધીએ છીએ તથા ઘટાદિકના ભેદને પણ અબાધિત માનીએ છીએ તેથી આ અનુમાનમાં અમને સિદ્ધસાધન કે દૃષ્ટાંતની હાનિરૂપ દોષો પ્રાપ્ત થતા નથી. ૧૦૮.

किं कृत्स्नधर्मिप्रमया न बाध्यः किं वा सया किंचन धर्मिबोधात् ॥
घटादिके ब्रह्मणि चात्मभेदस्यैक्यात्पुनः स्यान्ननु पूर्वदोषः ॥१०९॥

**શ્રી શંકરાચાર્ય**—બ્રહ્મના ભેદ જીવની સંપૂર્ણ પ્રમાથી બાધિત થતો નથી કે થોડીક પ્રમાથી બાધિત થતો નથી? પેહેલો પક્ષ લેશો તો જીવના સ્વરૂપની સંપૂર્ણ પ્રમાથી બ્રહ્મનો ભેદ તથા ઘટાદિકનો ભેદ પણ બાધિત થઈ જાયછે એટલે તમારૂં સાધ્ય કે દૃષ્ટાંત રેહેતાંજ નથી અને જો બીજો પક્ષ લેશોતો જીવની થોડીક પ્રમાથી બ્રહ્મનો ભેદ તથા ઘટાદિકનો ભેદ પણ બાધિત થતા નથી એમ અમો પણ માનીએ છીએ એટલે તમોને 'સિદ્ધસાધન' નામનો દોષ તેવોને તેવો રહેછે. ૧૦૯.

किं वा गुणो वा सगुणो मनीषिन् विवक्ष्यते धर्मिपदेन नांसः ॥
भेदस्य तद्बुद्ध्यविबाध्यतेष्टेर्नाद्यश्च तत्रोभयथापि दोषात् ॥११०॥

[4]હે વિદ્વાન્! તમે જે જીવની પ્રમાથી બ્રહ્મના ભેદને અબાધિત સાધોછો તે જીવને નિર્ગુણ માનોછો કે સગુણ માનોછો? સગુણ માનશો તો સગુણ જીવની પ્રમાથી

1. જુવો દીપિકા સહિત તર્કસંગ્રહનું પૃષ્ટ ૩૧ મું. साध्यव्यापकत्वे सति साधनाव्यापक उपाधिः

2. જુવો દીપિકા સહિત તર્કસંગ્રહનું પૃષ્ઠ ૩૧ મું. साध्याभावसाधकं हेत्वंतरं यस्य स सत्प्रतिपक्षः

3. મંડનમિશ્ર પેહેલા અનુમાનની ઢબ બદલાવી બીજા પ્રકારનું અનુમાન કરેછે. 4. શંકરાચાર્ય મંડનમિશ્રના અનુમાનને વળી બીજા પ્રકારથી દુષિત કરે છે.

બ્રહ્મનો ભેદ બાધિત થતો નથી એમ અમો પણ માનીએ છીએ એટલે તમોને 'સિદ્ધ-સાધન' દોષ પ્રાપ્ત થાય છે અને જો નિર્ગુણ માનશો તો પણ નીચે પ્રમાણે બન્ને રીતે દોષ આવેછે. ૧૧૦.

किन्निर्विशेषंप्रमितंनवांसेप्राप्ताश्रयासिद्धिरथाद्यकल्पे ॥
शरीर्यभेदेनपरस्यसिद्धेःप्राप्नोतिधर्मिग्रहमानकोपः ॥१११॥

જે નિર્ગુણ જીવની પ્રમાથી બ્રહ્મના ભેદને અબાધિત સાધોછો તે નિર્ગુણ જીવ પ્રમિત થએલછે કે નહી ? જો તમારાથી પ્રમિત થએલ નથી તો પ્રમાનો જે આશ્રયછે તેજ અસિદ્ધ થાયછે એટલે કોની પ્રમાથી બ્રહ્મના ભેદને અબાધિત ઠરાવી શકશો. અને જો પ્રમિત થએલછે તો તેમાં અને બ્રહ્મમાં કશો ભેદ નથી એમ तत्वमसि આદિ વાક્યોથી સિદ્ધ થાયછે તો તેમ છતાં અભેદને નહી માનવાથી જીવના સ્વરૂપને જણાવનારાં વેદાંત વાક્યોરૂપ પ્રમાણોનો પ્રકોપ પ્રાપ્ત થાયછે. જેમ 'જ્યોતિષ્ટોમયાગ સ્વર્ગરૂપ ફલવાળો નથી. કારણકે તે એક જાતની ક્રિયાછે. જે જે ક્રિયા હોયછે તે સ્વર્ગરૂપ ફલવાળી હોતી નથી. જેમકે મર્દન એક જાતની ક્રિયા હોવાથી સ્વર્ગરૂપ ફળવાળું નથી'. એ અનુમાન 'ज्योतिष्टोमेनस्वर्गकामोयजेत, જેને સ્વર્ગની ઇચ્છા હોય તેણે જ્યોતિષ્ટોમયજ્ઞ કરવો' એ વેદના વાક્યથી બાધિત હોવાને લીધે આભાસરૂપ છે તેમ 'બ્રહ્મ નિર્ગુણ જીવની પ્રમાથી નહી બાધ પામે એવા ભેદવાળુંછે' એ અનુમાન પણ અભેદને જણાવનારાં વેદનાં વાક્યોથી બાધિત હોવાને લીધે આભાસરૂપ છે. ૧૧૧.

भेद्वासुपर्णासयुजासखायेसाद्याश्रुतिर्भेदमुदीरयंती ॥
जीवेशयोःपिप्लभोक्तृभोक्त्रोस्तयोरभेदश्रुतिबाधिकाऽस्तु ॥११२॥

[1]મંડનમિશ્ર—[2]'द्वासुपर्णासयुजासखायासमानंवृक्षंपरिषस्वजाते । एकस्तयोःपिप्पलंस्वाद्वत्यनश्नन्नन्योअभिचाकशीति' એ શ્રુતિ કે જે કર્મોનાં ફલોને ભોગવનારા જીવના અને કર્મોનાં ફલોને નહી ભોગવનારા ઇશ્વરના ભેદને સ્પષ્ટ રીતે કહેછે તેથી અભેદ શ્રુતિનો બાધ થાયછે. ૧૧૨.

प्रसक्षसिद्धेविफलेपरात्मभेदेश्रुतिर्नोनयवित्प्रमाणं ॥
स्यादन्यथामानमतत्परोपिस्वार्थेर्थवादःसकलोपिविद्वन् ॥११३॥

શ્રી શંકરાચાર્ય—હે મીમાંસાના ન્યાયને જાણનારા વિદ્વાન્ ! જીવનો અને ઇશ્વરનો ભેદતો પ્રસિદ્ધછે ફળરહિતછે અને વળી અનર્થના કારણરૂપ છે માટે તેમાં શ્રુતિના પ્રમાણતા માનવી યોગ્ય નથી. કારણકે અજ્ઞાત અર્થનું નિરૂપણ કરવામાંજ શ્રુતિનું પ્રમાણ્યછે એમ મીમાંસાના કર્તા જૈમિનિએ સિદ્ધાંત કરેલોછે. જો જ્ઞાત અર્થમાં પણ શ્રુતિની પ્રમાણતા માનીશું તો 'अग्निर्हिमस्यभेषजम् અગ્નિહિમનું ઓસડ છે' ઇત્યાદિ પ્રસિદ્ધ

[1] સઘળી બાજુથી રોકાઈ ગએલો મંડનમિશ્ર અનુમાનનું સ્થાપન કરવામાં અશક્ત થઇને શ્રુતિનો વિરોધ દેખાડે છે. [2] જીવ અને ઈશ્વરરૂપ બે પક્ષીઓ કે જેઓ સાથેજ રેહેનારા અને પરસ્પરના મિત્ર છે તેઓ શરીરરૂપી એક વૃક્ષમાં રહ્યા છે. તેઓમાં જીવ મીઠાં લાગતાં એ વૃક્ષનાં ફલોને ખાયછે અને ઈશ્વર તે ફલોને નહી ખાતા છતાં પણ બલવાન્ છે.

અર્થનું નિરૂપણ કરનારાં સઘળાં અર્થવાદ વાક્યો કે જેઓને જૈમિનિએ તેઓના પોતાના અર્થમાં અપ્રમાણ માનીને વિધિનાં અંગરૂપ માન્યાંછે તેઓને પોતાના અર્થમાં પ્રમાણભૂત માનવાં પડશે. ૧૧૩.

स्मृतिप्रसिद्धार्थविबोधिवाक्यंयथेष्यतेमूलतयाप्रमाणं ॥
प्रत्यक्षसिद्धार्थकवाक्यमेवंस्यादेवतन्मूलतयाप्रमाणं ॥११४॥

મંડનમિશ્ર—વેદ જાણનારાઓએ કરેલી સ્મૃતિઓથી પ્રસિદ્ધ થએલા અર્થને જણાવનારાં વેદવાક્યો જેમ તે અર્થના મૂલપણાથી પ્રમાણ માનવામાં આવેછે તેમ જીવનો તથા ઇશ્વરનો ભેદ કે જે લોકપ્રસિદ્ધછે તે ભેદના મૂલપણાથી 'द्वासुपर्णा' ઇત્યાદિ વાક્યોને પણ પ્રમાણભૂતજ માનવાં જોઇએ. ૧૧૪.

श्रुतिःस्मृतेर्थेयदिवेदविद्भिर्भवेन्नतन्मूलतयाप्रमाणं ॥
कथंभवेद्वेदकथानभिज्ञैर्ज्ञातेपिभेदेपरजीवयोःसा ॥११५॥

શ્રી શંકરાચાર્ય—શ્રુતિ જાણનારાઓએ કરેલી સ્મૃતિઓમાં જે અર્થ પ્રસિદ્ધ છે તે અર્થનાં મૂલપણાથી શ્રુતિને પ્રમાણ માનવામાં આવતી નથી પણ જે શ્રુતિમાં કહ્યુંછે તેનુંજ નિરૂપણ કરવા ઉપરથી સ્મૃતિઓને પ્રમાણ માનવામાં આવેછે. આ પ્રમાણે છે એટલા માટે જીવનો તથા ઇશ્વરનો ભેદ કે જે વેદનાં નામને પણ નહી જાણનારાઓએ જાણેલોછે તેના મૂલપણાથી શ્રુતિને પ્રમાણ કેમ મનાય? નજ મનાય. ૧૧૫.

जीवेश्वरौसावदतीत्युपेत्यमावोचमेतत्परमार्थतस्तु ॥
विविच्यसत्वात्पुरुषंसमस्तसंसाररराहित्यममुष्यवक्ति ॥११६॥

'એ શ્રુતિ જીવનું તથા ઇશ્વરનું નિરૂપણ કરેછે' એમ સ્વીકારીને હું આ વાત કરૂંછું પણ વાસ્તવિક જોતાં તો એ શ્રુતિ જીવને બુદ્ધિથી જુદો પાડીને 'જીવ સંસારથી રહિતછે.' એમ કેહેછે એટલે તે શ્રુતિમાં જીવનું તથા ઇશ્વરનું નિરૂપણજ નથી. ૧૧૬.

यदीयमाख्यात्यथसत्वजीवौविहायसर्वज्ञशरीरभाजौ ॥
जडस्यभोक्तृत्वमुदाहरंतीप्रामाण्यमर्हन्कथमश्नुवीत ॥११७॥

મંડનમિશ્ર—હે યોગ્ય! જો 'द्वासुपर्णा' એ શ્રુતિ જીવનું તથા ઇશ્વરનું નિરૂપણ નહી કરતાં બુદ્ધિનું અને જીવનુંજ નિરૂપણ કરતી હોય તો બુદ્ધિ કે જે જડછે તેનું ભોક્તાપણું કેહેનારી એ શ્રુતિ શી રીતે પ્રમાણ મનાય? જેમ 'यजमानः प्रस्तरः પથરો યજમાન છે' એ શ્રુતિ પ્રત્યક્ષ વિરૂદ્ધ અર્થ કેહેવાથી પોતાના અર્થમાં પ્રમાણભૂત ગણાતી નથી તેમ આ શ્રુતિ પણ પ્રત્યક્ષ વિરૂદ્ધ અર્થ કેહેવાને લીધે પોતાના અર્થમાં પ્રમાણભૂત નજ ગણવી જોઇએ. ૧૧૭.

नचोदनीयावयमत्रविद्वन्यतस्त्वयापैंग्यरहस्यमेव ॥
अत्तीतिसत्वेत्वभिपश्यतिज्ञइतिस्मसम्याग्विवृणोतिमंत्रं ॥११८॥

શ્રી શંકરાચાર્ય—હે વિદ્વાન્! એ શ્રુતિનો એવો અર્થ કરવામાં અમારા ઉપર શંકા કરવી યોગ્ય નથી. કારણ કે 'બુદ્ધિ કર્મોનાં ફલોને ભોગવેછે અને જીવ દ્રષ્ટાપણાથી જોયા

કરેછે' એ રીતે એ શ્રુતિનું સ્પષ્ટ વ્યાખ્યાન પૈંગિરહસ્ય નામના બ્રાહ્મણે (મંત્રોના વ્યાખ્યાનાદિક રૂપ જે વેદનો ભાગછે તે બ્રાહ્મ કેહેવાયછે) જ કરેલુંછે. ૧૧૮.

शारीरवाचीननुसत्वशब्दःक्षेत्रज्ञशब्दःपरमात्मवाची ॥
तत्राप्यतोनान्यपरत्वमस्यवाक्यस्यपैंग्योदितवर्त्मनापि ॥११९॥

મંડનમિશ્ર—પૈંગિરહસ્યમાંનો 'સત્વ' શબ્દ કે જેને તમો બુદ્ધિનો પર્યાય માનોછો તે બુદ્ધિનો પર્યાય નથી પણ જીવનો પર્યાયછે અને 'ક્ષેત્રજ્ઞ' શબ્દ કે જેને તમો જીવનો પર્યાય માનોછો તે જીવનો પર્યાય નથી પણ પરમાત્માનો પર્યાયછે એટલા માટે પૈંગિરહસ્ય માર્ગથી પણ એ શ્રુતિ બુદ્ધિનું તથા જીવનું નિરૂપણ કરેછે એમ સિદ્ધ થતું નથી પણ જીવનું તથા પરમાત્માનુંજ નિરૂપણ કરેછે એમ સિદ્ધ થાયછે. ૧૧૯.

तदेतदित्यादिगिराहिचित्तेप्रदर्शितासत्वपदस्यवृत्तिः ॥
क्षेत्रज्ञशब्दस्यचवृत्तिरुक्ताशारीरकेद्रष्टरितत्रविद्वन् ॥१२०॥

શ્રી શંકરાચાર્ય—હે વિદ્વાન્! 'तदेतत्सत्वंयेनस्वप्नंपश्यत्ययोयंशारीरउपद्रष्टासक्षेत्रज्ञस्तावेतौसत्वक्षेत्रज्ञौ જેણે કરી સ્વપ્નને જુવે છે તેને સત્વ જાણવું અને સ્વપ્નનો જે દ્રષ્ટાછે તેને ક્ષેત્રજ્ઞ જાણવો' એ રીતે પૈંગિરહસ્યમાં 'સત્વ' શબ્દની બુદ્ધિમાં શક્તિ અને 'ક્ષેત્રજ્ઞ' શબ્દની સ્વપ્નને જોનારા જીવમાં શક્તિ સ્પષ્ટ વાક્યથી દેખાડેલીછે માટે તમારી કલ્પના ખોટીછે. ૧૨૦.

येनेतिहिस्वप्नदृशिक्रियायाःकर्त्तोच्यतेतत्रसजीवएव ॥
क्षेत्रज्ञशब्दाभिहितश्चयोगिन्स्यात्स्वप्नदृक्सर्वविदीश्वरोपि ॥१२१॥

મંડનમિશ્ર—હે યોગી! 'येनस्वप्नंपश्यति' એ વાક્યનો 'જેણે સ્વપ્ન જોવાયછે' એવો અર્થ કરવો એટલે સ્વપ્નને જોનારો જીવજ 'સત્વ' શબ્દથી કેહેવાશે અને 'ક્ષેત્રજ્ઞ' શબ્દના અર્થમાં 'ઈશ્વર' લેવો. ઇશ્વર પણ સર્વજ્ઞ હોવાથી સ્વપ્નનો દ્રષ્ટા સંભવેછે. આ પ્રમાણે અર્થ કરવાથી પૈંગિરહસ્યનું વાક્ય અમને અનુકૂલ આવેછે. ૧૨૧.

तिङ्प्रत्ययेनाभिहितोत्रकर्ताततस्तृतीयाकरणेभ्युपेया ॥
द्रष्टाचशारीरतयामनीषिन्विशेष्यतेतेनसनेश्वरःस्यात् ॥१२२॥

શ્રીશંકરાચાર્ય—હે વિદ્વાન્! સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'पश्यति' એમાં તિઙ્ પ્રત્યયથી કર્તાનું અભિધાન થાયછે માટે કર્તાને પ્રથમા વિભક્તિજ યોગ્ય હોવાથી 'येन' એ કરણ અર્થમાંજ તૃતીયા વિભક્તિ છે એમ માનવું યોગ્યછે એટલે 'જેણે કરીને સ્વપ્નને જુવેછે' એજ અર્થ સિદ્ધ થાયછે અને એ વાક્યમાં સ્વપ્નના જોનારાને 'શારીર શરીરમાં રહેલો' એ વિશેષણ આપ્યુંછે માટે તે વિશેષણના સારસ્યથી 'સ્વપ્નને જોનારો' એ શબ્દથી જીવનેજ લેવાય પણ ઈશ્વરને લેવાય નહી. ૧૨૨.

वृत्तिःशरीरेभवतीसमुष्मिन्नर्थेहिशारीरपदस्ययोगिन् ॥
तस्मिन्भवन्सर्वगतोमहेशःकथंनशारीरपदाभिधेयः ॥१२३॥

મંડનમિશ્ર—હે યોગી! સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે 'શરીરમાં જે રેહેતો હોય તેને શારીર કહી શકાયછે, તો ઈશ્વર કે જે સર્વવ્યાપકછે તે શરીરમાં પણ રેહે છે માટે તેને શારીર શબ્દથી કેમ કહી શકાય નહી? ૧૨૩.

भवनशरीरादितरत्रचेशःकथंनुशारीरपदाभिधेयः ॥
नभःशरीरेपिभवत्तथापिनकेपिशारीरमितीरयंति ॥१२४॥

શ્રી શંકરાચાર્ય—જે ઈશ્વર શરીરથી બીજાં સ્થલોમાં પણ રહેલ છે તેને શારીર શબ્દથી શી રીતે કહી શકાય? નજ કહી શકાય. જેમ ઇશ્વર શરીરમાં પણછે અને બીજાં સ્થલોમાં પણ છે તેમ આકાશ પણ શરીરમાંછે અને બીજાં સ્થલોમાં પણછે તોપણ તે આકાશને કોઈ પણ લોકો શારીર કેહેતા નથી. ૧૨૪.

यद्येषमंत्रोनभिधायजीवप्राज्ञौवदेद्बुद्धिशरीरभाजौ ॥
अत्तीतिभोक्तृत्वमचेतनायाबुद्धेर्वदेत्तर्हिकथंप्रमाणं ॥१२५॥

મંડનમિશ્ર—જો દ્વાસુપર્ણા એ મંત્ર જીવનું તથા ઈશ્વરનું નિરૂપણ નહી કરતાં બુદ્ધિનું તથા જીવનું નિરૂપણ કરતો હોયતો તે મંત્ર બુદ્ધિ કે જે જડછે તેને ભોક્તા ઠરાવેછે માટે તે શી રીતે પ્રમાણ ગણાય? ૧૨૫.

अदाहकस्याप्ययसःकृशानोराश्लेषणाद्दाहकतायथास्ते ॥
तथैवभोक्तृत्वमचेतनायाबुद्धेरपिस्याच्चिदनुप्रवेशात् ॥१२६॥

શ્રી શંકરાચાર્ય—જેમ લોઢામાં દાહકપણું નહી છતાં પણ અગ્નિના સંબંધથી દાહકપણું થાયછે તેમ બુદ્ધિમાં અચેતનપણાને લીધે ભોક્તાપણું નહી છતાં પણ ચૈતન્યના અનુપ્રવેશથી ભોક્તાપણું થાયછે. ૧૨૬.

छायातपौयद्वदतीवभिन्नौजीवेश्वरौतद्वदितिब्रुवाणा ॥
ऋतंपिबंतावितिकाठकेषुश्रुतिस्त्वभेदश्रुतिबाधिकास्तु ॥१२७॥

મંડનમિશ્ર—'ऋतंपिबंतौसुकृतस्यलोकेगुहांप्रविष्टौपरमेपरार्द्धेछायातपौब्रह्मविदोवदंतिपंचाग्नयो येचत्रिणाचिकेताः એ કઠવલ્લી ઉપનિષદની શ્રુતિ કે જે છાયાની પેઠે તડકાની પેઠે જીવ અને ઇશ્વર પરસ્પરથી અત્યંત ભિન્નછે એમ કેહેછે તે શ્રુતિ અભેદ શ્રુતિનો બાધ કરેછે એમ માનો. ૧૨૭.

भेदंवदंतीव्यवहारसिद्धंनबाधतेऽभेदपरश्रुतिंसा ॥
एषात्वपूर्वार्थतयाबलिष्टाभेदश्रुतेःप्रत्युतबाधिकास्यात् ॥१२८॥

શ્રી શંકરાચાર્ય—ऋतंपिबंतौ એ શ્રુતિ વ્યવહાર સિદ્ધ ભેદનો અનુવાદ કરનારી છે માટે અભેદશ્રુતિનો બાધ કરી શકે નહી પણ જે અભેદશ્રુતિછે તે અપૂર્વ અર્થને જણાવનારી હોવાથી બલવાળીછે માટે તે શ્રુતિ ઉલટી ऋतंपिबंतौ એ શ્રુતિનો બાધ કરનારી થવી જોઇએ. ૧૨૮.

मानांतरोपोद्बलिताहिभेदश्रुतिर्बलिष्ठायमिनांवरेण्य ॥
तद्बाधितुंसाप्रभवत्यभेदश्रुतिंप्रमाणांतरबाधितार्थां ॥१२९॥

મંડનમિશ્ર—હે યોગીઓમાં ઉત્તમ! ભેદશ્રુતિને વ્યવહારની પ્રસિદ્ધરૂપ બીજા પ્રમાણની સહાયતા મળેછે માટે તે શ્રુતિ બલ પામેલી હોવાથી, વ્યવહારરૂપ પ્રમાણથી વિરૂદ્ધ જતી અભેદ શ્રુતિનો બાધ કરવાને સમર્થ થાયછે. ૧૨૯.

प्राबल्यमापादयतिश्रुतीनांमानांतरंनैवबुधाग्रयायिन् ॥
गतार्थतादानमुखेनतासांदौर्बल्यसंपादकमेवकिंतु ॥१३०॥

શ્રી શંકરાચાર્ય—હે પંડિતોમાં અગ્રેસર! બીજાં પ્રમાણો શ્રુતિઓને પ્રબલતા આપતાં નથી પણ ઉલટાં ગતાર્થપણું (પ્રયોજન રહિતપણું) આવીને શ્રુતિઓને દુર્બલ કરી દેછે. જે વાત પ્રમાણાંતરથી સિદ્ધ હોય તેજ વાતને શ્રુતિ કહેતો પછી શ્રુતિની જરૂરજ શી રહે? આમછે એટલા માટે શ્રુતિને પ્રમાણાંતરથી પ્રબલતા મળેછે એ તમારૂં કહેવું અયોગ્ય છે. ૧૩૦.

इत्याद्याद्दृढयुक्तिरस्यशुशुभेदत्तानुमोदागिरां
देव्यातादृशविश्वरूपरभसावष्टंभमुष्टिंधया ॥
भर्तृन्यासविलक्ष्यसूक्तिजननीसाक्षित्वकुक्षिंभरिः
सश्लाघाद्भुतपुष्पवृष्टिलहरीसौगंध्यपाणिंधया ॥ १३१ ॥

ઇત્યાદિક શ્રીશંકરાચાર્યની દૃઢ યુક્તિ કે જેમાં સરસ્વતી અનુમોદન (સંમતિ) આપ્યાં કરતાં હતાં, જેથી મંડનમિશ્રનો વેગ ભરેલો શાસ્ત્રાર્થનો ગર્વ ચુસાઈ જતો હતો, જેમાં પતિને સંન્યાસ લેવાનો સમય આવવાથી ભોંઠામણ ભરેલાં સુંદર વચનો બોલતાં સરસ્વતી સાક્ષિપણું કરતાં હતાં અને જે પ્રશંસા સહિત અદ્ભુત પુષ્પવૃષ્ટિની લહેરોના સુગંધથી વ્યાપ્ત થઈ રહેલી હતી તે એ સમયમાં પ્રબલ ઉન્નતિ પામી. ૧૩૧.

इत्थंयतिक्षितिपतेरनुमोद्ययुक्तिंमालांचमंडनगलेमलिनामवेक्ष्य ॥
भिक्षार्थमुच्चलतमद्ययुवामितीमावूचिष्टतंपुनरुवाचयतींद्रमंबा ॥१३२॥

એ પ્રમાણે સંન્યાસીઓમાં સર્વોપરિ શ્રીશંકરાચાર્યની યુક્તિને અનુમોદન આપી અને પોતાના પતિ મંડનમિશ્રના ગળામાં રહેલી માલાને કરમાઈ ગએલી જોઈ ઉભયભારતીએ શ્રીશંકરાચાર્યને તથા મંડનમિશ્રને 'હવે આજ તમો બન્ને ભિક્ષા કરવાને પધારો' એમ કહીને તે પછી શ્રીશંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું. ૧૩૨.

कोपातिरेकवशतःशपतापुरामांदुर्वाससांतदवधिर्विहितोजयस्ते ॥
साहंयथागतमुपैमिशमिप्रवीरेत्युक्त्वाससंभ्रममसुंनिजधामयांतीं ॥१३३॥
बबंधनिःशंकमरण्यदुर्गामंत्रेणतांजेतुमनामुनींद्रः ॥
जयोंपितस्याःस्वमतैक्यसिद्ध्यैसार्वज्ञ्यतःस्वस्यनमानहेतोः ॥१३४॥

"હે સંન્યાસીઓમાં ઉત્તમ! પૂર્વે દુર્વાસાએ કોપના વધારાને લીધે મને શાપ દેતાં

તમારી જાતને તે શાપના અવધિરૂપ ઠરાવી હતી એટલા માટે હવે હું જેમ આવી હતી તેમ જાઉંછું." એટલાં વચન બોલી સરસ્વતીએ સંભ્રમ ભરેલી રીતે પોતાના ધામમાં જવા માંડયું, તે સમયે શ્રીશંકરાચાર્યે તેમને પણ જીતી લેવાની ઇચ્છાથી નિશ્શંક રીતે વનદુર્ગાના મંત્રનો પ્રયોગ કરીને બાંધી લીધાં. શ્રીશંકરાચાર્યે સરસ્વતીને પણ જીતી લેવાની ઇચ્છા કરી તે પોતાનું સર્વજ્ઞપણું પ્રકટ કરીને લોકોમાં વિશેષ માન મેળવવાને વાસ્તે નહી પણ પોતાના અને તેમના મતની એકતા કરવાને વાસ્તે કરી. ૧૩૩-૧૩૪.

जानामिदेवींभवतींविधातुर्देवस्यभार्यांपुरभित्सगर्भ्यां ॥
उपात्तलक्ष्म्यादिविचित्ररूपांगुप्तैप्रपंचस्यकृतावताराम् ॥१३५॥
व्रजजननितदात्वंभक्तचूडामणिस्ते
निजपदमनुदास्याम्यभ्यनुज्ञांयदैतुम् ॥
इतिनिजवचनेस्मिञ्छारदासंमतेसौ
मुनिरथमुदितोभून्मांडनंत्वद्बुभुत्सुः ॥१३६॥

શ્રીશંકરાચાર્યે સરસ્વતીને કહ્યું કે—"હે દેવી ! તમે બ્રહ્માની ભાર્યાછો, મહાદેવનાં સહોદર બ્હેનછો, લક્ષ્મી આદિ વિચિત્ર રૂપોનું ગ્રહણ કરનારાંછો અને હમણાં જગતનું રક્ષણ કરવા માટે પૃથ્વીમાં અવતરયાંછો એ હું જાણુંછું. એટલા માટે હે મા! તમારા ભક્તોમાં ઉત્તમ હું જ્યારે તમને સ્વધામમાં પધારવાની અભ્યનુજ્ઞા આપું ત્યારે આપ સ્વધામમાં પધારજો."

એ પ્રમાણે પોતે વિજ્ઞપ્તિ કરી તેની સરસ્વતી (ઉત્તમભારતી) એ અંગીકાર કરયા પછી મંડનમિશ્રનો અભિપ્રાય જાણવાને ઇચ્છતા શ્રીશંકરાચાર્ય અત્યંત પ્રસન્ન થયા.૧૩૫-૧૩૬.

इतिश्रीमाधवीयेतन्मंडनार्यकथापरः ॥
संक्षेपशंकरजयेसर्गोसावष्टमोऽभवत् ॥ ८ ॥

એ પ્રમાણે શ્રી માધવાચાર્યે કરેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં શ્રીશંકરાચાર્યના અને મંડનમિશ્રના શાસ્ત્રવાદના વર્ણન સંબંધી આઠમો સર્ગ સંપૂર્ણ થયો. ૮.

॥ समाप्तोय ष्टमः सर्गः ॥

नवमः सर्गः

अथसंयमिक्षितिपतेर्वचनैर्निगमार्थनिर्णयकरैःसनयैः ॥
शमिताग्रहोपिपुनरप्यवदत्कृतसंशयःसपदिकर्मजडः ॥१॥

પછી મંડનમિશ્ર વેદના અર્થનો નિર્ણય કરનારાં અને ન્યાય ભરેલાં શ્રીશંકરાચાર્યનાં વચનોએ આગ્રહને શાંત કર્યા છતાં પણ પોતે કર્મનીજ અનાડી લાગણીવાળો હોવાને લીધે સંશયથી ઘેરાઇને ફરીવાર પણ નીચે પ્રમાણે બોલ્યો. ૧.

यतिराजसंप्रतिममाभिनवान्नविषादितोस्म्यपजयादपितु ॥
अपिजैमिनीयवचनान्यहहोन्मथितानिहीतिभृशमस्मिकृशः॥२॥

હે સંન્યાસીઓના રાજા ! હમણાં આ મારો અપૂર્વ પરાજય થયો તેથી હું ખેદ પામતો નથી પરંતુ 'અરેરે ! જૈમિનિ મુનિનાં વચનોનું ખંડન થઈ ગયું' એ શોકને લીધે અત્યંત દુબળો થઈ ગયો છું. ૨.

सहिवेसनागतमतीतमपिप्रियकृत्समस्तजगतोधिकृतः ॥
निगमप्रवर्तनविधौसकथंतपसांनिधिर्वितथसूत्रपदः ॥३॥

સર્વ જગતનું પ્રિય કરવાને વાસ્તે વેદના અર્થની પ્રવૃત્તિ કરવામાં અધિકાર પામેલા જૈમિનિ મુનિ કે જે ભૂતને તથા ભવિષ્યને પણ જાણે છે અને તપના ભંડારરૂપ છે તેમણે કરેલાં સૂત્રોનાં પદો નકામાં કેમ થવાં જોઇએ ? ૩.

इतिसंदिहानमवदत्तमसौनहिजैमिनावपनयोस्तिमनाक् ॥
प्रमिमीमहेनवयमेवमुनेर्हृदयंयथावदनभिज्ञतया ॥४॥

એ પ્રમાણે મંડનમિશ્રે સંદેહ કરતાં શ્રીશંકરાચાર્યે તેને કહ્યું કે "જૈમિનિએ જરા પણ ભૂલ કરી નથી પરંતુ આપણેજ ઓછા વિદ્વાન્ હોવાથી જૈમિનિના અભિપ્રાયને યથાર્થ રીતે સમજી શકતા નથી." ૪.

यदिविद्यतेकविजनाविदितंतद्धृदयंमुनेस्तादिहवर्णयभो ॥
यदियुक्तमत्रभवताकथितंत्यदिकुर्महेदलदहंकृतयः ॥५॥

શ્રીશંકરાચાર્યનાં વચન સાંભળી મંડનમિશ્ર બોલ્યો કે "હે શંકરાચાર્ય ! જૈમિનિનો અભિપ્રાય જો વિદ્વાન્ લોકોથી પણ નહી સમજાયો હોય તો તે અભિપ્રાય કેવા પ્રકારનો છે એ મારી પાસે કહો. એ અભિપ્રાયના વર્ણનમાં આપ જો યથાર્થ કેહેશો તો અમો અહંકારને છોડી દઇને આપના વચનને હૃદયમાં ધરીશું" ૫.

अभिसंधिमानपिपरेविषयप्रसरन्मतीननुजिघृक्षुरसौ ॥
तदवाप्तिसाधनतयासकलंसुकृतंन्यरूपयदितिस्मपरं ॥६॥

મંડનમિશ્રનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે "જો કે જૈમિનિ મુનિ પરબ્રહ્મ ઉપર અભિપ્રાયવાળા હતા તો પણ 'વિષયોમાંજ લાગેલી બુદ્ધિવાળા લોકોને બ્રહ્મજ્ઞાનમાં અધિકાર નથી' એમ વિચારી તેઓને તેમાં અધિકાર પ્રાપ્ત થવાનો અનુગ્રહ કરવાની ઈ-

ચ્છાથી તેમણે બ્રહ્મ વિદ્યાના સાધનરૂપે કેવલ પવિત્ર કર્મોનોનુંજ નિરૂપણ કર્યું છે પણ પ-રબ્રહ્મનું નિરૂપણ કર્યું નથી. ૬.

वचनंतमेतमितिधर्मचयंविदधातिबोधजनिहेतुतया ॥
तदपेक्षयैवसचमोक्षपरोनिरधारयन्नपरथेतिवयं ॥७॥

तमेतंवेदानुवचनेनब्राह्मणाविविदिषंतियज्ञेनदानेनतपसानाशकेन એ શ્રુતિ પરબ્રહ્મના બો-ધના સાધનરૂપે વેદાધ્યયન, યજ્ઞ, દાન તપ અને ઉપવાસ આદિ ધર્મોના સમૂહનું વિધાન કરે છે માટે તે વચન ઉપર ધ્યાન રાખીને જૈમિનિએ પોતે મોક્ષમાં તત્પર છતાં પણ ક-ર્મોનો નિશ્ચય કર્યો છે પણ તે નિશ્ચય કર્મો કરવાં એજ પરમ પુરૂષાર્થ છે' એમ સમજા-વવાને કર્યો નથી એમ અમો માનીએ છીએ. ૭.

श्रुतयःक्रियार्थकतयासफलाअतदर्थकानितुवचांसिवृथा ॥
इतिसूत्रयन्ननुकथंमुनिराडपिसिद्धवस्तुपरतांमनुते ॥८॥

શ્રીશંકરાચાર્યનાં વચન સાંભળી મંડનમિશ્ર બોલ્યો કે "જૈમિનિએ आम्नायस्यक्रियार्थत्वा-दानर्थक्यमतदर्थानाम् એ સૂત્રથી સ્પષ્ટ રીતે કહ્યું છે કે 'વેદનો કર્મો ઉપરજ અભિપ્રાય છે માટે વેદનાં જે વચનોમાં કર્મોનું નિરૂપણ છે તે વચનોજ સફલજ છે અને જે વચનોમાં કર્મોનું નિરૂપણ નથી તે વચનો વૃથા છે માટે તે વચનોને અર્થવાદરૂપ માનવાં.' આ પ્ર-માણે છતાં પણ તમે કહોછો કે 'જૈમિનિ વેદનાં વચનોને બ્રહ્મપરજ માને છે' એ શી રીતે સંભવે?" ૮.

श्रुतिराशिरद्वयपरोपिपरंपरयात्मबोधफलकर्मणिच ॥
प्रसरत्कटाक्षइतिकार्यपरत्वमसूचितत्प्रकरणस्यगिरां ॥९॥

મંડનમિશ્રનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે—જોકે શ્રુતિઓનો સમૂહ પરંપરાથી અદ્વિતીય બ્રહ્મનેજ લાગુ પડે છે તો પણ એ શ્રુતિઓના સમૂહનો કટાક્ષ જેઓથી આ-ત્મબોધ રૂપી ફલ થાય એવાં કર્મો ઉપર પસરે છે એટલા માટે જૈમિનિએ કર્મકાંડમાં ર-હેલાં વચનો ક્રિયાઓને વાસ્તેજ છે એમ સૂચવ્યું છે. ૯.

ननुसच्चिदात्मपरताभिमतायदिकृत्स्नवेदनिचयस्यमुनेः ॥
फलदातृतामपुरुषस्यवदन्सकथंनिराहपरमेशमपि ॥१०॥

મંડનમિશ્ર બોલ્યો કે—જો સઘળાં વેદ વાક્યોનો સમૂહ સચ્ચિતરૂપ આત્માનેજ લાગુ પડે છે એમ જૈમિનિએ સ્વીકાર્યું હોય તો કર્મ કે જે પરમાત્માથી ભિન્ન છે તેઓજ ફલ આપે છે એમ કહીને તેમણે ઈશ્વરનું ખંડન પણ કેમ કર્યું છે? ૧૦.

ननुकर्तृपूर्वकमिदंजगदित्यनुमानमागमवचांसिविना ॥
परमेश्वरंप्रथयतिश्रुतयस्त्वनुवादमात्रमितिकाणभुजाः ॥११॥
नकथंचिदौपनिषदंपुरुषंमनुतेबृहंतमितिवेदवचः ॥
कथयत्सवेदविदगोचरतांगमयेत्कथंतमनुमानमिदं ॥१२॥

इतिभावमात्मनिनिधायमुनिःसनिराकरोन्निशितयुक्तिशतैः ॥
अनुमानमीश्वरपरंजगतःप्रभवंलयफलमपीश्वरतः ॥१३॥

શ્રીશંકરાચાર્ય બોલ્યા કે—'આ જગત્ કર્તાથી થએલું છે. કારણ કે કાર્ય છે. જે જે કાર્ય હોય તે કર્તાથીજ ઉત્પન્ન થએલું હોય છે. જેમ કે ઘડો કાર્ય છે માટે કુંભારથી ઉત્પન્ન થએલ છે' એ અનુમાન વેદનાં વચનોની અપેક્ષા વિનાજ પરમેશ્વરને સિદ્ધ કરે છે અને વેદનાં વચનો તો એ અનુમાન સિદ્ધ વાતનો માત્ર અનુવાદજ કરે છે એમ કણાદના મતને અનુસરનારાઓ કહેછે પરંતુ तंत्वौपनिषदंपुरुषंपृच्छामिनावेदविन्मनतेतंबृहतं ઇત્યાદિ વેદનાં વચનો સ્પષ્ટ રીતે કહેછે કે 'વેદને નહી જાણનારો પુરૂષ ઉપનિષદોથીજ જણાય એવા પરમાત્માને કોઈ રીતે જાણી શકતો નથી' માટે કણાદના મતને અનુસરનારાઓએ કરેલું એ અનુમાન પરમાત્માને કેમ જણાવી શકે ? નજ જણાવી શકે એવા અભિપ્રાયને મનમાં ધરીને જૈમિનિએ સેંકડો તીક્ષ્ણ યુક્તિઓથી કાણાદ લોકોના ઈશ્વરને સિદ્ધ કરવાના અનુમાનનું ખંડન કર્યું છે અને ઇશ્વરથી જગતની ઉત્પત્તિ થવાનું તથા ઈશ્વરથી કર્મોનાં ફલ મળવાનું પણ ખંડન કર્યું છે. ૧૧-૧૨-૧૩.

तदिहास्मदुक्तविधयानिषदानविरुद्धमण्वपिमुनेर्वचसि ॥
इतिगूढभावमनवेक्ष्यबुधास्तमनीशवाद्ययमितिब्रुवते ॥१४॥
किमुतावतैवसनिरीश्वरवाग्भवत्परात्मविदुषांप्रवरः ॥
ननिशाटनाहिततमःक्वचिदप्यहर्निप्रभांमालिनयेत्तरणेः ॥१५॥

હે મંડનમિશ્ર ! આ પ્રમાણે છે એટલા માટે જૈમિનિનાં વચનોમાં આ અમારા કહેલા રહસ્યથી જરા પણ વિરૂદ્ધ નથી. એ પ્રમાણે જૈમિનિના ગૂઢ અભિપ્રાયને જાણ્યા વિનાજ કાચા વિદ્વાનો 'જૈમિનિ અનીશ્વરવાદી છે' એમ કહેછે પણ તેટલાથી એ જૈમિનિ કે જે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે તે અનીશ્વરવાદી થઈ ગયા કે ? નજ થઈ જાય. રાત્રિમાં ફરનારાં ઘુડ આદિ પ્રાણિઓએ દિવસમાં પણ માનેલો અંધકાર સૂર્યની પ્રભાને કદી પણ મલિન કરી શકે નહીં[1]. ! ૧૪-૧૫.

इतिजैमिनीयवचसांहृदयंकथितंनिशम्ययतिकेसरिणा ॥
मनसाननंदकविराण्नितरांसहशारदाश्वसदसस्पतयः ॥१६॥

એ પ્રમાણે સંન્યાસીઓમાં ઉત્તમ શ્રીશંકરાચાર્યે કહેલું જૈમિનિનાં વચનોનું તત્વ સાંભળીને મંડનમિશ્ર મનમાં અત્યંત પ્રસન્ન થયો અને સરસ્વતી સહિત બીજા સભાપતિઓ પણ અત્યંત પ્રસન્ન થયા. ૧૬.

विदिताशयोपिपारिवार्तमनाग्विषयःसजैमिनिमवापहृदा ॥
अवगंतुमस्यवचसापिपुनःसचसंस्मृतःसविधमापकवेः ॥१७॥

[1] કાચા વિદ્વાનોનું કહેવું જૈમિનિને અનીશ્વરવાદી ઠરાવી શકે નહી એ ઉપમેય વાક્યમાં અને ઘુડ આદિ પ્રાણીઓએ દિવસમાં માનેલો અંધકાર સૂર્યની પ્રભાને મલિન કરી શકે નહો એ ઉપમાન વાક્યમાં નોખા નોખા ધર્મોને બિંબ પ્રતિબિંબ ભાવથી વર્ણવ્યા છે માટે દ્રષ્ટાંત અલંકાર થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૮ મું.)

શંકરાચાર્યનાં વચનથી જૈમિનિનો અભિપ્રાય જાણવામાં આવ્યા છતાં પણ મનમાં જરાક સંશય રેહેવાને લીધે જૈમિનિનાં મુખ વચનોથી પણ ફરી તેમનો અભિપ્રાય જાણવા માટે મંડનમિશ્રે હૃદયમાં જૈમિનિનું ધ્યાન કર્યું. મંડનમિશ્રે ધ્યાન કરતાં જૈમિનિ તુરત તેની પાસે આવ્યા. ૧૭.

अवदच्च शृणिवतिसभाष्यकृतिमजहाहिसंशयमिमंसुमते ॥
यदवोचदेषममसुत्रततेर्हृदयंतदेवममनापरथा ॥१८॥

જૈમિનિએ આવીને મંડનમિશ્રને કહ્યું કે—હે ઉત્તમ બુદ્ધિવાળા! સાંભળો આ ભાષ્યકારના (શ્રીશંકરાચાર્યના) વચનમાં જે તમને સંશય છે તેને છોડી દીયો. ભાષ્યકારે મારાં સૂત્રોના સમૂહનો જે અભિપ્રાય કહ્યો તેજ મારો અભિપ્રાય છે. મારો અભિપ્રાય એથી વિરૂદ્ધ છેજ નહી. ૧૮.

नममैववेदत्त्हृदयंयमिराडपितुश्रुतेःसकलशास्त्रततेः ॥
यदभूद्भविष्यतिभवत्तदपित्रयमेववेदनतथात्वितरः ॥१९॥

સંન્યાસીઓના રાજા આ શ્રી શંકરાચાર્ય કેવલ મારા અભિપ્રાયનેજ જાણે છે એમ નથી પણ વેદના અભિપ્રાયને, સઘળાં શાસ્ત્રોના અભિપ્રાયને અને જે કાંઈ થઈ ગયું છે તથા થવાનુંછે તેને પણ જાણેછે. એ સર્વને જેવાં શ્રી શંકરાચાર્ય જાણે છે તેવાં બીજો કોઈ પણ જાણતો નથી. ૧૯.

गुरुणाचिदेकरसतत्परतानिरणायिहिश्रुतिशिरोवचसां ॥
कथमैकसुत्रममितद्विपतंकथयाम्यहंतदुपसादितधीः ॥२०॥

ગુરૂ શ્રી વેદવ્યાસે સઘળાં ઉપનિષદોનાં વચનો પરબ્રહ્મનેજ લાગુ પડે છે એવો નિર્ણય કર્યો છે તો હું કે જે તેમનો શિષ્ય હોવાથી તેમની પાસેથીજ પ્રાપ્ત થએલી બુદ્ધિવાળો છું તે એમના મતથી વિરૂદ્ધ એક સૂત્ર પણ કેમ કરૂં. ૨૦.

अलमाकलय्यविशयंसुयशःश्रुणुमेरहस्यमिममेवपरं ॥
त्वमवैहिसंसृतिनिमग्नजनोत्तरणेगृहीतवपुषंपुरुषं ॥२१॥

હે ઉત્તમ યશવાળા! હવે સંશય ધરવાનું બંધ કરો અને મારા મુખથી રેહસ્ય વાત સાંભળો. આ શ્રી શંકરાચાર્યને સંસારમાં ડુબેલા લોકોનો ઉદ્ધાર કરવાને વાસ્તે મનુષ્ય લોકમાં દેહધારી થઇને અવતરેલા સાક્ષાત્ પરમશિવજ સમજો. ૨૧.

आद्येसत्वमुनिःसतांवितरतिज्ञानंद्वितीयेयुगे
दत्तोद्वापरनामकेतुसुमतिर्व्यासःकलौशंकरः ॥
इत्येवंस्फुटमीरितोस्यमहिमाशैवेपुराणेय ॥
तस्तस्यत्वंसुमतेमतेत्ववतरःसंसारवार्धितरेः ॥२२॥

'સત્યયુગમાં કપિલ મુનિ, ત્રેતા યુગમાં દત્તાત્રેય, દ્વાપર યુગમાં ઉત્તમ મતિવાળા વેદવ્યાસ અને કલિયુગમાં સદાશિવ સત્પુરૂષોને જ્ઞાન આપેછે' એમ શિવપુરાણમાં આ

શ્રી શંકરાચાર્યનો મહિમા સ્પષ્ટ રીતે કહેલો છે એટલા માટે હે મંડનમિશ્ર! તમે આ આ-આચાર્યના મતમાં ઉતારો અને ઉતરીને સંસારરૂપ સમુદ્રને તરી જાઓ. ૨૨.

इतिबोधितद्विजवरोंतरधान्मनसोपगुत्ययमिनामृषभं ॥
सयायजूकपरिषत्प्रमुखःप्रणिपत्यशंकरमवोचदिदं ॥२३॥

એ પ્રમાણે જૈમિનિ મુનિ મંડનમિશ્રને સમજાવી મનથી શ્રી શંકરાચાર્યનું આલિંગન કરીને અંતર્હિત થઈ ગયા. પછી યજ્ઞ કરનારાઓની સભામાં મુખ્યતા ધરાવનારા મંડન-મિશ્રે શ્રી શંકરાચાર્યને પ્રણામ કરીને નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી. ૨૩.

विदितोस्तिसंप्रतिभवान्जगतःप्रकृतिर्निरस्तसमतातिशयः ॥
अवबोधमात्रवपुरप्यबुधोद्धरणायकेवलमुपात्ततनुः ॥२४॥

આપ સર્વ જગતના કારણરૂપછો, જગતમાં કોઈ પણ આપના સમાન કે આપથી અધિક નથી અને આપ જ્ઞાનમાત્ર સ્વરૂપ વાળા છતાં પણ કેવલ અજ્ઞાનીઓનો ઉદ્ધાર કરવા સારૂજ દેહ ધરીને અવતર્યાછો એ વાત હમણાં મારા જાણવામાં આવી. ૨૪.

यदेकमुदितंपदंयतिवरत्रयीमस्तकैस्तदस्यपरिपालकस्त्वमसितत्वमस्यायुधः ॥
परंगलितसौगतप्रलपितांधकूपांतरेपतत्कथमिवान्यथाप्रलयमद्यनापत्स्यते॥२५॥

હે સંન્યાસિઓમાં ઉત્તમ! વેદાંતોએ જે એક પરમ પદનું નિરૂપણ કર્યું છે તે પ-દનું પરિપાલન કરનારા તમેછો અને તે પરિપાલનને વાસ્તે તત્વમસિ રૂપી આયુધને ધરી રહ્યાછો. જો આપે આ ઉદ્યોગ ન કર્યો હોત તો પુરૂષાર્થથી ભ્રષ્ટ થએલા બૌદ્ધ લોકોનાં ભાષણોરૂપી ઊંડી ખાડની અંદર પડીને એ પરમજ્ઞાન આજ દિવસ સુધી નાશ પામ્યા વગર કેમ રહ્યું હોત ! ૨૫.

प्रबुद्धोहंस्वप्नोदितिकृतमतिःस्वप्नमपरं
यथामूढःस्वप्नेकलयतितथामोहवशगाः ॥
विमुक्तिमन्यंतेकतिचिदिहलोकांतरगतिं
हसंत्येतान्दासास्तवगलितमायाःपरगुरो ॥२६॥

હે પરમ ગુરૂ ! જેમ મૂઢ માણસ એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન પ્રાપ્ત થતાં 'હું સ્વપ્ન-માંથી જાગ્યોછું' એમ ધારેછે તેમ મોહને વશ્ય થએલા કેટલાએક વાદીઓ આ લોકમાંથી પ્રાપ્ત થતી પરલોકની ગતિને મુક્તિરૂપ માને છે પણ માયાના બંધનથી મુક્ત થએલા આપના દાસો તો એઓની હાંસી કરેછે. કારણ કે પરલોકની ગતિ પણ આ લોકની ગ-તિની પેઠે એક જાતના બંધનરૂપજ છે. ૨૬.

मुहुर्धिग्धिग्भेदिप्रलपितविमुक्तियदुदयेप्यसारःसंसारोविरमतिनकर्तृत्वमुखरः॥
भृशंविद्वन्मोदेस्थिरतमविमुक्तिस्तदुदितांभवातीतायेयंनिरवधिचिदानंदलहरी॥२७॥

દ્વૈતવાદીઓએ બકેલી મુક્તિને વારંવાર ધિક્કાર છે. કારણ કે એઓએ કહેલી મુક્તિ પ્રાપ્ત થતાં પણ 'હું કર્તાછું' ઈત્યાદિક વાસના રૂપ નિસ્સાર સંસાર શાંત થતો ન-

થી. હે વિદ્વાન્ ! હું તો આપે કહેલી અત્યંત સ્થિર મુક્તિનેજ સ્વીકારૂંછું. કારણ કે એ મુક્તિ સર્વ અનર્થોની નિવૃત્તિ પૂર્વક પરમ આનંદની પ્રાપ્તિરૂપ છે. ૨૭.

अविद्याराक्षस्यागिलितमखिलेशंपरगुरो ॥
पिचंडंभित्वास्याःसरभसममुष्मादुदहरः ॥
ऋतांपश्यन्रक्षोयुवतिभिरमुष्यप्रियतमां ॥
हनूमाँल्लोकेऽभ्यस्तवतुकियतीस्यान्महितता ॥ २८ ॥

હે પરમગુરૂ ! હનુમાનજી પણ લોકોમાં સ્તુત્ય છે અને આપ પણ લોકોમાં સ્તુત્યછો પરંતુ હનુંમાનજીએ રાક્ષસોની સ્ત્રીઓથી વીંટાએલાં પરમાત્મા (રામ)નાં પત્નીને પ્રયત્નથી કેવલ જોયાંજ હતાં અને આપે તો અવિદ્યારૂપ રાક્ષસીએ ગળેલા પરમાત્માનેજ વેગથી એ રાક્ષસીનું પેટ ફાડી નાખીને તેમાંથી કહાડ્યા છે માટે હનુમાનજીના કરતાં આપની મહત્તા કેટલીબધી અધિક છે ! બહુજ અધિક છે[1] ! ૨૮.

जगदार्तिहन्ननवगम्यपुरामहिमानमीदृशमचिंत्यमहं ॥
वदहंपुराब्रुवमसांप्रतमप्यखिलंक्षमस्वकरुणाजलधे ॥२९॥

હે જગતની પીડાને ટાળનારા ! હે કરૂણાના સમુદ્રરૂપ ! પ્રથમ આપના આવા અચિંત્ય મહિમાને જાણ્યા વિના જે કાંઈ હું અયોગ્ય વચનો પણ બોલી ગયોછું તે સર્વ વચનોની આપે ક્ષમા કરવી. ૨૯.

कपिलाक्षपादकणभुक्प्रमुखाअपिमोहमीयुरमितप्रतिभाः ॥
श्रुतिभावनिर्णयविधावितरःप्रभवेत्कथंपरशिवांशमृते ॥३०॥

શ્રુતિઓના અભિપ્રાયનો નિર્ણય કરવાનું કામ કે જેમાં અપાર બુદ્ધિવાળા કપિલ, ગૌતમ અને કણાદ આદિ વિદ્વાનો પણ મોહ પામેલા છે તે કામ કરવામાં આપ કે જે પરમ શિવના અંશરૂપ છો તે વિના બીજો પુરૂષ કેમજ સમર્થ થાય. ૩૦.

समेतैरेतैःकिंकपिलकणभुग्गौतमवचस्तमस्तोमैश्चेतोमलिनिमसमारंभणचणैः ॥
सुधाधारोद्गारप्रचुरभगवत्पादवदनसरोहृद्व्याहारामृतकिरणपुंजेविजयिनि ॥३१॥

આપના મુખમાંથી નીકળતાં ભાષણો કે જેઓ અમૃતની ધારાઓના ઉદ્ગારોથી ભરપૂર છે તેઓરૂપી ચંદ્રોનો પુંજ પ્રૌઢ ઉદય પામતાં, કેવલ ચિત્તની મલિનતાને ઉત્પન્ન કરવામાં પ્રખ્યાત થએલાં કપિલ, કણાદ અને ગૌતમનાં વચનોરૂપી અંધકારોના સમૂહો સામટા મળીને પણ શું કરવાના છે ? પૂર્ણ ચંદ્રોની પાસે અંધકારોથી ઉભી પણ શકાય નહીં[2]. ૩૧.

भिदानैर्देवमेतैरभिनवयवनैःसद्वीभंजनोत्कैः ।
व्याप्तासर्वेयमुर्वीकजगतिभजतांकेवमुक्तिप्रसक्तिः ॥

[1] ઉપમાનભૂત હનુમાનજીમાં અને ઉપમેયભૂત શંકરાચાર્યમાં તફાવતનું વર્ણન કર્યું છે માટે વ્યતિરેક અલંકાર થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૬ મું) [2] શંકરાચાર્યનાં ભાષણોને ચંદ્રોનું રૂપ અને કપિલ આદિનાં વચનોને અંધકારના પુંજોનું રૂપ આપ્યું છે માટે તાદ્રૂપક રૂપક અલંકાર થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૬ ઠું.)

यद्वासद्वादिराजाविजितकालिमलाविष्णुतत्वानुरक्ता ।
उज्जृंभंतेसमंताद्दिशिदिशिकृतिनःकिंतयाचिंतयामे ॥३२॥

[1]દેવને ભેદનારા અને સારી [2]ગાયોને ભાંગી નાંખવાની ઉમંગ ધરાવનારા આ વાદીઓ રૂપ નવા યવનોથી આ સઘળી પૃથ્વી ઘેરાઈ ગઈ છે માટે એઓને અનુસરનારાઓને કયા સ્થલમાં કેમ મુક્તિ થશે ? અથવા આ ચિંતા કરવાનું મારે શું પ્રયોજન છે ? કશું નથી. કારણ કે પરમાત્માનું વાસ્તવિક નિરૂપણ કરનારા આપની આજ્ઞાને અનુસરનારા, કલિયુગના દોષોને જીતનારા અને પરમાત્માના તત્વમાંજ અનુરક્ત થએલા આપના વિદ્વાન શિષ્યો સઘળી દિશાઓમાં ચારેકોર ફેલાએલા છે. ૩૨.

कथमल्पबुद्धिविवृतिप्रचयप्रबलोरगक्षतिहताःश्रुतयः ॥
नयदित्वदुक्त्यमृतसेकधृताविहरेयुरात्मविधृतानुशयाः ॥३३॥

અલ્પબુદ્ધિવાળાઓએ કરેલાં વ્યાખ્યાનોના પ્રચારરૂપ પ્રબલ સર્પોના દંશથી મરણ પામેલી શ્રુતિઓ જો આપનાં ભાષણોરૂપી અમૃતનાં સેચનને પ્રાપ્ત થએલી ન હોત તો પોતાના યથાર્થ અભિપ્રાયરૂપી જીવનને ધરીને કેમ વિહાર કરી શકત[3]. ૩૩.

भवदुक्तसूक्त्यमृतभानुकरानचरेयुरार्ययदिकःशमयेत् ॥
अतितीव्रदुःसहभवोष्णकरप्रचुरातपप्रभवतापमिमं ॥३४॥

હે મહાત્મા ! જો આપનાં ભાષણરૂપી ચંદ્રની કિરણો પ્રચરિત ન થઈ હોત તો અત્યંત તીવ્ર અને અસહ્ય સંસારરૂપી સૂર્યના પ્રબલ તડકાથી થએલા આ પરિતાપને કોણ સમાવત. ૩૪.

व्रतकर्मयंत्रमधिरुह्यतपःश्रुतगेहदारसुतभृत्यधनैः ॥
अतिरूढमानभरितःपतितोभवतोद्धृतोस्मिभवकूपबिलात् ॥३५॥

હું કે જે તપ, શાસ્ત્રાભ્યાસ, ઘર, સ્ત્રીઓ, પુત્રો ભૃત્યો અને ધનો એઓથી અત્યંત વૃદ્ધિ પામેલા અભિમાનથી વ્યાપ્ત થઈ કર્મોરૂપી યંત્રપર ચડીને સંસારરૂપી કુવાની ખાડમાં પડ્યો હતો તેને આપે તે ખાડમાંથી કાહાડ્યો છે. ૩૫.

अहमाचरंबहुतपोऽसुकरंननुपूर्वजन्मसुनचेदधुना ॥
जगदीश्वरेणकरुणानिधिनाभवताकथाममकथंघटते ॥३६॥

હું ધારૂંછું કે મેં પૂર્વ જન્મોમાં કોઈથી થઈ શકે નહી એવી ઘણી તપશ્ચર્યા કરી છે. જો એ તપશ્ચર્યા કરી ન હોત તો આપ કે જે જગતના ઈશ્વરછો અને કરૂણાના ભંડારરૂપછો તેમની સાથે મને આ ચર્ચાનો પ્રસંગ કેમ મળે[4]. ૩૬.

शांतिप्राक्सुकृतांकुरंदमसमुल्लासोल्लसत्पल्लवं ।
वैराग्यद्रुमकोरकंसहनतावल्लीप्रसूनोत्करं ॥

१ પરમાત્માને અને દેવોની પ્રતિમાને. ૨ શ્રુતિઓને અને ધેનુઓને. ૨ અથવા ઈત્યાદિ વાક્યવડે પ્રથમની ચિંતાનો પ્રતિષેધ કર્યો છે માટે आक्षेप અલંકાર થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૭ મું) ૩ રૂપક અલંકાર છે. ૪ ચર્ચાનો પ્રસંગ મળવારૂપ હેતુથી પૂર્વજન્મનાં પુણ્યોનો નિશ્ચય કર્યો છે માટે અનુમાન અલંકાર થયો છે.(જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૦ મું).

एकाग्रीसूमनोमरंदंविसृतिंश्रद्धासमुद्यत्फलं ॥
विंदेयंसुगुरोर्गिरांपरिचयंपुण्यैरगण्यैरहं ॥३७॥

આપનાં ભાષણોનો પરિચય કે જે શાંતિરૂપે પરિણામ પામેલા પૂર્વ પુણ્યરૂપી બીજના અંકુરરૂપ છે, ઇંદ્રિયોના જયરૂપી પ્રફુલ્લિત વૃક્ષના સુંદર પલ્લવરૂપ છે, વૈરાગ્યરૂપી વૃક્ષની કળીરૂપ છે, તિતિક્ષારૂપી વેલના પુષ્પોના સમૂહરૂપ છે, મનની એકાગ્રતારૂપ પુષ્પના મકરંદના વિસ્તારરૂપ છે અને શ્રદ્ધારૂપી લતાના ઉગતા ફળરૂપ છે[1] તેને હું પૂર્વ જન્મમાં કરેલાં અસંખ્યાત પુણ્યોના પ્રભાવથી પ્રાપ્ત થયોછું. ૩૭.

त्रिदिवौकसामपिपुमर्थकरीमिहसंसरज्जनविमुक्तिकरीं ॥
करुणोर्मिलातवकटाक्षझरीमवगाहतेत्रखलुधन्यतमः ॥३८॥

આપના કટાક્ષોનો પ્રવાહ કે જે દેવતાઓને પણ પુરૂષાર્થ આપનાર છે, અહીં જન્મમરણ પામતાં માણસોને મુક્તિ આપનાર છે અને કરૂણાની લહરીઓવાળો છે તેમાં જગતની અંદર જે પુરૂષ અત્યંત ભાગ્યશાળી હોય છે તેજ નાહાય છે. ૩૮.

केचिच्चंचललोचनाकुचतटीचेलांचलोच्चालन
स्पर्शद्राक्परिरंभसंभ्रमकलालीलासुलोलाशयाः ॥
संत्वेतेकृतिनस्तुनिस्तुलयशःकोशादयःश्रीगुरु
व्याहारक्षरितामृताब्धिलहरीदोलासुखेलंत्यमी ॥३९॥

કેટલાએક વિષયી પુરૂષો ચંચલ નેત્રોવાળી સ્ત્રીઓનાં સ્તનો ઉપરનાં વસ્ત્રોના છેડા ઊંચા કરવા, સ્પર્શ, શીઘ્ર આલિંગન, [2]સંભ્રમ, કલા અને [3]લીલા એઓમાં આસક્ત ચિત્તોવાળા છે તો ભલે રહ્યા પરંતુ અનુપમ યશના દ્રઢ પાત્રોરૂપ આ જિતેંદ્રિય પુરૂષો તો આપનાં ભાષણોમાંથી નીકળતા અમૃતના સમુદ્રની લહેરોરૂપ હીંડોળાઓમાં ક્રીડા કરેછે. ૩૯.

चिंतासंतनातंतुग्रथितनवभवत्सूक्तिमुक्ताफलौघै
रुद्यद्वैशद्यसद्यःपरिहृततिमिरैर्हारिणोहारिणोमी ॥
संतःसंतोषवंतोयतिवरकिमतोमंडनंपंडितानां ।
विद्यात्द्द्यास्वयंतांच्छतमखमुखरान्वारयंतीतृणीते ॥४०॥

હે સંન્યાસીઓમાં ઉત્તમ! વિચારોના વિસ્તારોરૂપી દોરાઓથી ગુંથાએલાં આપનાં અપૂર્વ સુભાષિતોરૂપી મોતીના સમૂહો કે જેઓએ પોતાની ચળકતી સ્વચ્છતાથી અજ્ઞાનરૂપી અંધકારનો તુરત નાશ કરેલો છે તેઓથી શણગારેલા આ મનોહર સજ્જનોએ શણગારથીજ સંતોષ પામેલા છે. પંડિતોને એવા શણગારથી અધિક બીજો કયો શણગાર

1 ભાષણોના પરિચયમાં અંકુર આદિ અનેક પદાર્થોનો આરોપ કરવા સારૂ પૂર્વ પુન્યો આદિ અનેક પદાર્થોમાં બીજ આદિ અનેક પદાર્થોનો જુદ જુદા આરોપ કર્યા છે માટે માળારૂપક અલંકાર થયો છે. (જુવો સા. દ. કા. ૬૭૧ મી.)

2 સમય પામે થતાં ઊતાવળને લીધે કાન વગેરેનાં ઘરેણાં નાક વગેરે બીજાં સ્થાનકોમાં પેહેરવામાં આવે તે સંભ્રમ કેવાય છે. 3 વાણીથી, ગતિથી અને ચેષ્ટાથી પતિનું અનુકરણ કરવામાં આવે તે લીલા કહેવાયછે,

છે ? કોઈ પણ નથી. એ શણગારથી લલચાએલી રમણીય બ્રહ્મવિદ્યારૂપ કન્યા પોતાના સ્વયંવરમાં ઇંદ્ર આદિ દેવતાઓનો પણ અનાદર કરીને તે સજ્જનોનેજ વરેછે. ૪૦.

संतःसंतोषपोषंदधतुतवकृताम्नायशोभैर्यशोभि—
स्सौरालोकैरुलुकाइवनिखिलखलामोहमाहोवहंतु ॥
धीरश्रीशङ्करार्यप्रणतिपरिणतिभ्रश्यदंतर्दुरंत
ध्वांताःसंतोवयंतुप्रचुरतरनिजानंदसिंधौनिमग्नाः ॥ ४१ ॥

હે ધીર શ્રી શંકરાચાર્ય ! વેદનાં વચનોને સુશોભિત કરનારાં આપનાં યશોથી સત્પુરૂષો પોતાના સંતોષની વૃદ્ધિ કરો અને સઘળા ખલ પુરૂષો જેમ સૂર્યના પ્રકાશોથી ઘુવડો મોહને ધરેછે તેમ મોહને ધરો. પણ અમો કે જેઓના અંતઃકરણના અપાર અંધકારો આપને પ્રણામ કરવાના પરિણામથી નષ્ટ થઈ ગયા છે તેઓતો અત્યંત ભરપૂર સ્વરૂપાનંદરૂપી સમુદ્રમાં નિમગ્ન થાઓ. ૪૧.

चिंतासंतानशाखीपदसरसिजयोर्वंदनंनंदनंते
संकल्पःकल्पवल्लीमनसिगुणनुतेर्वर्णनास्वर्णदीयं ॥
स्वर्गोदृग्गोचरस्त्वत्पदभजनमतःसंविचार्येदमार्या
मन्यंतेस्वर्गमन्यंतृणवदतिलघुंशंकरार्यत्वदीयाः ॥४२॥

હે શંકરાચાર્ય ! 'આપનું ધ્યાન કલ્પવૃક્ષરૂપ છે, આપનાં ચરણારવિંદમાં પ્રણામ નંદન વનરૂપ છે, આપનું આરાધન કરવાની ઇચ્છા કલ્પવૃક્ષની લતારૂપ છે, આપની ગુણ સ્તુતિનું વર્ણન સ્વર્ગની ગંગારૂપ છે અને આપના કટાક્ષોનું પડવું સ્વર્ગરૂપ છે' એટલા માટે સત્પુરૂષો એ સઘળાં ફલોને આપનારાં આપનાં ચરણનાં ભજનનો વિચાર કરીને દેવતાઓના સ્વર્ગને ખડની પેઠે અત્યંત તુચ્છજ ગણે છે. ૪૨.

तदहंविसृज्यसुतदारगृहंद्रविणानिकर्मचगृहेविहितं ॥
शरणंवृणोमिभगवच्चरणावनुशाधिकिंकरममुंकृपया ॥४३॥

એટલા માટે હું પુત્રોને, સ્ત્રીઓને, ઘરને, ધનોને અને ગૃહસ્થાશ્રમ સંબંધી અગ્નિહોત્ર આદિ વિહિત કર્મોને પણ છોડી દઈને આપનાં ચરણનો આશ્રય લઉછું. કૃપા કરીને આ કિંકરને (મને) ઉપદેશ કરો. ૪૩.

इतिसूनृतोक्तिभिरुदीर्णगुणःसुधियात्मवाननुजिघृक्षुरसौ ॥
समुदैक्षतास्यसहधर्ममरींविदिताशयामुनिमवोचतसा ॥४४॥

એ પ્રમાણે વિદ્વાન્ મંડનમિશ્રે સુંદર વચનોથી જેમના ગુણોની સ્તુતિ કરી એવા અને અનુગ્રહ કરવાને ઇચ્છતા શ્રી શંકરાચાર્યે એ મંડનમિશ્રની સ્ત્રી ઉભયભારતીની સામે જોયું એ સમયે તેમનો અભિપ્રાય જાણી લઈને ઉભયભારતીએ તેમને નીચે પ્રમાણે કહ્યું. ૪૪.

यतिपुंडरीकतववेद्मिमनोननुपुर्वमेवविदितंचमया ॥
इहभावितापसमुखादखिलंतदुदीर्यतेश्रृणुससभ्यजनः ॥ ४५ ॥

હે સંન્યાસીઓમાં ઉત્તમ! આપના અભિપ્રાયને હું જાણુંછું અને આ જન્મમાં જે કાંઈ મારૂં ભવિષ્ય છે તે પ્રથમથી એક તપસ્વીના મુખથી મારા જાણવામાં આવેલું છે. એ મારૂં સઘળું ભવિષ્ય આપને કહી સંભળાવુંછું. આપ સઘળા સભાસદોની સાથે સાંભળો. ૪૫.

मयिजातुमातुरुपकंठजुषिप्रभयातडित्प्रतिभटोच्चजटः ॥
सितभूतिरूषितसमस्ततनुःश्रमणोभ्ययाद्परसूर्यइव ॥४६॥

કોઈ સમયે હું મારી માતાજીના સમીપમાં બેઠી હતી તે સમયે વીજળીના જેવી ચમકતી ઊંચી જટાવાળો, શ્વેત ભસ્મથી ખરડાએલા સઘળાં અંગોવાળો અને જાણે બીજો સૂર્ય હોય તેમ પ્રકાશતો એક તપસ્વી ત્યાં આવ્યો હતો. ૪૬.

परिगृह्यपाद्यमुखयार्हणयारचिताजलिर्नमितपूर्वतनुः ॥
जननीतदात्तवरिवस्यममुंमुनिमन्वयुंक्तममभाव्यखिलं ॥४७॥

પાદ્ય આદિ પૂજાથી તેનો સત્કાર કરી પોતાની પીઠ નમાવી હાથ જોડીને બેઠેલી મારી માએ, તે સમયે પૂજાનો સ્વીકાર કરી બેઠેલા એ મુનિને નીચે પ્રમાણે મારૂં સઘળું ભવિષ્ય પૂછ્યું. ૪૭.

भगवन्नवेद्मिदुहितुर्मभाव्यखिलंचवेत्तितपसाहिभवान् ॥
प्रणतेजनेहिसुधियःकथयंत्यपिगोप्यमार्यसदृशाःकृपया ॥४८॥

હે ભગવાન! મારી દીકરીના ભવિષ્યને હું જાણતી નથી પણ આપ તપશ્ચર્યના પ્રભાવથી સઘળાં ભવિષ્યને જાણોછો. આપના જેવા દયાલુ પુરૂષો નમ્ર જનની પાસે કૃપા કરીને સઘળી ગુપ્ત રાખવા જેવી વાત પણ કહી દેછે. ૪૮.

कियदायुराप्स्यतिसुतान्कतिवादयितंकथंविधमुपष्येतिच ॥
अथचक्रतूनपिकरिष्यतिमेदुहिताप्रभूतधनधान्यवती ॥४९॥

આ મારી પુત્રી કેટલાં વર્ષ સુધી જીવશે? કેટલા પુત્રોની મા થશે? અને કેવા પતિને પામશે? આ મારી પુત્રી ઘણાં ધન ધાન્ય વાળી થશે? અને યજ્ઞો કરશે? ૪૯.

इतिपृष्टभाविचरितःप्रसुवाक्षणमात्रमीलितविलोचनकः ॥
सकलंक्रमेणकथयन्निदमप्यपरंजगादसुरहस्यमपि ॥५०॥

એ પ્રમાણે મારી માએ મારૂં ભવિષ્ય પુછતાં તે તપસ્વીએ ક્ષણ માત્ર પોતાનાં નેત્રો મીંચીને અનુક્રમથી સઘળું ભવિષ્ય કેહેતાં કેહેતાં નીચે પ્રમાણે એક બીજી વાત અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય છતાં પણ કહી. ૫૦.

निगमाध्वनिप्रबलबाह्यमतैरमितैरधिक्षितिखिलेद्रुहिणः ॥
पुनरुद्दिधीर्षुरवतीर्यखलुप्रतिभातिमंडनकवींद्रमिषात् ॥५१॥

પ્રબલ થએલા અસંખ્યાત નાસ્તિક મતોથી વેદ માર્ગનું ઉચ્છેદન થઈ જતાં એ માર્ગનો ફરીવાર ઉદ્ધાર કરવાની ઈચ્છાથી બ્રહ્મા હમણાં પૃથ્વીમાં અવતર્યા છે અને તે 'મંડન પંડિત' એ નામથી પ્રખ્યાત થયા છે. ૫૧.

तमवाप्यरुद्रमिवसाद्रिसुतादुहिताततवाच्युतमिवाब्धिसुता ॥
अनुरूपमाहृतसमस्तमखासस्रुताभविष्यतिचिरंमुदिता ॥५२॥

જેમ પાર્વતી રૂદ્રને પામ્યાં છે અને લક્ષ્મી વિષ્ણુને પામ્યાં છે તેમ તમારી પુત્રીએ બ્રહ્માના અવતારરૂપ અને પોતાને યોગ્ય મંડનમિશ્રને પ્રાપ્ત થઇને સઘળા યજ્ઞો કરશે દીકરો જણશે અને લાંબા કાલ સુધી આનંદ ભોગવશે. ૫૨.

अथनष्टमोपनिपदंप्रबलैःकुमतैःकृतांतमिहसाधयितुं ॥
ननुमानुषंवपुरुपेत्यशिवःसमलंकरिष्यतिधरांस्वपदैः ॥५३॥

પછી આ લોકમાં પ્રબલ થએલા દુષ્ટ મતોથી નષ્ટ થએલા વેદાંત સિદ્ધાંતનો ઉદ્ધાર કરવા વાસ્તે સદાશિવ મનુષ્યનું શરીર ધરીને પોતાનાં પગલાંઓથી પૃથ્વીને શોભાવશે. ૫૩.

सहतेनवादमुपगम्यचिरंदुहितुःपतिस्तुयातिवेषजुषा ॥
विजितस्तमेवशरणंजगतांशरणंगमिष्यतिविसृष्टगृहः ॥५४॥

તમારી પુત્રીના પતિ એ મંડનમિશ્ર સંન્યાસીનો વેષ ધરનારા તે સદાશિવની સાથે વાદ કરતાં હારી જઇ ઘરને છોડી દઇને જગત્ના આશ્રયરૂપ એ સદાશિવનેજ શરણે થશે. ૫૪

इतिगामुदीर्यसमुनिःप्रययौसकलंयथातथमभूच्चमम ॥
भवदीयशिष्यपदमस्यकथंवितथंभविष्यतिमुनेर्वचसि ॥५५॥

હે શ્રી શંકરાચાર્ય! એ તપસ્વી એટલાં વચન બોલીને ત્યાંથી ગયા હતા. એમણે જે કાંઇ કહ્યું હતું તે સઘળું મને યથાર્થ રીતે મળતું આવ્યું છે તો હવે મારો પતિ આપનો શિષ્ય થવાનું જે તેમણે કહ્યું હતું તે મિથ્યા કેમ થશે. ૫૫.

अपितुत्वयाद्यनसमग्रजितःप्रथिताग्रणीर्ममपतिर्यदहं ॥
वपुरर्धमस्यनजितामतिमन्नपिमांविजित्यकुरुशिष्यमिमं ॥५६॥

જો કે આ પ્રમાણે ભવિષ્ય છે તો પણ હજુ સુધી વિદ્વાનોમાં અગ્રણીપણું ધરાવનારા મારા પતિને આપે સંપૂર્ણ રીતે જીતેલ નથી. કારણ કે એના અર્દ્ધ શરીરરૂપ હું જીતાઈ નથી. એટલા માટે હે વિદ્વાન્! હવે મને પણ જીતીને પછી આ મારા પતિને આપનો શિષ્ય કરો. ૫૬.

यदपित्वमस्यजगतःप्रभवोननुसर्वविच्चपरमःपुरुषः ॥
तदपित्वयैवसहवादकृतेत्द्दयंबिभर्तिममतूत्कलिकां ॥५७॥

જો કે આપ સર્વજ્ઞ અને આ જગત્ના કારણરૂપ પરમ પુરૂષછો તો પણ આપની સાથેજ વાદ કરવાને વાસ્તે મારૂં હૃદય ઉમંગ ધરાવેછે. ૫૭.

इतियायजूकसहधर्मचरीकथितंवचोर्थवदगर्ह्यपदं ॥
मधुरंनिशम्यमुदितःसुतरांप्रतिवक्तुमीहतयतिप्रवरः ॥५८॥

એ પ્રમાણે મંડનમિશ્રની પત્નીનું અનિંદિત પદોવાળું અને પ્રૌઢ અર્થવાળું મધુર વચન સાંભળીને અત્યંત રાજી થએલા શ્રી શંકરાચાર્યે તેને નીચે પ્રમાણે કહ્યું. ૫૮.

यदवादिवादकलहोत्सुकतांप्रतिपद्यतेत्त्वदयमिसबले ॥
तदसांप्रतंनहिमहायशसोमहिलाजनेनकथयंतिकथां ॥५९॥

હે અબલા! તમારા કહ્યા પ્રમાણે મારી સાથે વાદયુદ્ધ કરવાની તમારા મનમાં ઉત્કંઠા છે પણ તમારી સાથે વાદ કરવો એ મારે યોગ્ય નથી. કારણ કે મોટી કીર્તિવાળા પુરૂષો અબલા જનની સાથે વાદ કરતા નથી. ૫૯.

स्वमतंप्रभेतुमिहयोयततेसवधूजनोस्तुयदिवास्त्वितरः ॥
यतितव्यमेवखलुतस्यजयेनिजपक्षरक्षणपरैर्भगवन् ॥६०॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યનાં વચન સાંભળી ઉભયભારતીએ કહ્યું કે "મહારાજ! પોતાના મતને તોડવા માટે જે ધણી યત્ન કરે તે ભલે સ્ત્રીજાતિ હોય કે પુરૂષજાતિ હોય તો પણ પોતાના પક્ષનું રક્ષણ કરવામાં તત્પરતા ધરાવનારાઓએ તેને જીતી લેવાનો યત્ન કરવોજ જોઇએ. ૬૦.

अतएवगार्ग्यभिधयाकलहंसशयाज्ञवल्क्यमुनिराडकरोत् ॥
जनकस्तथासुलभयाबलयाकिममीभवंतिनयशोनिधयः ॥६१॥

એટલા માટેજ [1]યાજ્ઞવલ્ક્ય નામના મુનિરાજે ગાર્ગી નામની અબલાની સાથે વાદયુદ્ધ કર્યું હતું અને [2]જનકરાજાએ સુલભા નામની અબળાની સાથે વાદયુદ્ધ કર્યું હતું. એ યાજ્ઞવલ્ક્ય આદિ પુરૂષો મોટી કીર્તિવાળા નહી હતા કે શું?" ૬૧

इतियुक्तिमद्वदितमाकलयन्मुदितांतरःश्रुतिसरिज्जलधिः ॥
सतयाविवादमधिदेवतयावचसामियेषविदुषांसदसि ॥६२॥

એ પ્રમાણે ઉભયભારતીનું યુક્તિ ભરેલું બોલવું સાંભળી મનમાં પ્રસન્ન થએલા તે શ્રુતિઓરૂપી નદીઓના સમુદ્રરૂપ શ્રી શંકરાચાર્યે વિદ્વાનોની સભામાં વાણીનાંઈશ્વરી તે સરસ્વતીની સાથે વાદ કરવાની ઇચ્છા કરી. ૬૨.

अथसाकथाप्रववृतेस्मतयोरुभयोःपरस्परजयोत्सुकयोः ॥
मतिचातुरीरचितशब्दझरीश्रुतिविस्मयीकृतविचक्षणयोः ॥६३॥

પછી પરસ્પરને જીતી લેવાની ઉત્કંઠાવાળાં અને શ્રવણથી વિદ્વાનોને પણ વિસ્મય પમાડતાં એ બન્ને વચ્ચે, જેમાં બુદ્ધિની ચાતુરીથી શબ્દોના પ્રવાહની રચના કરવામાં આવતી હતી એવું વાદયુદ્ધ ચાલ્યું. ૬૩.

अनयोर्विचित्रपदयुक्तिभरैर्निशमय्यसंकथनमाकलितं ॥
नफणीशमप्यतुलयन्नरविंकिनगुरुंकविंकिमपरंजगति ॥६४॥

એ બન્નેનું વિચિત્ર પદોવાળી યુક્તિઓથી વ્યાપ્ત થએલું કથન સાંભળી વિદ્વાન્ લોકો શેષનાગને, સૂર્યને, બૃહસ્પતિને કે શુક્રાચાર્યને પણ તેઓના તુલ્ય નહી ગણવા લાગ્યા ત્યારે જગત્માં તો બીજા કયા વિદ્વાન્ને તેઓના જેવાં ગણે? ૬૪.

[1] યાજ્ઞવલ્કયનો ગાર્ગીની સાથે વાદ બૃહદારણ્યક નામના ઉપનિષદમાં છે તે જુવો. [2] જનક રાજાનો સુલભાની સાથે વાદ મહાભારતના શાંતિપર્વના ૩૨૧ મા અધ્યાયથી શરૂ થાય છે તે જુવો.

नदिवाननिश्यपिचवादकथाववरामनर्घ्यैमिककालमृते ॥
इतिजल्पतोःसममनल्पधियोर्दिवसाश्चसप्तदशचात्यगमन् ॥६५॥

એઓની વાદ કથા કેવલ સંધ્યાવંદન આદિના નીમના સમય વિના દિવસે કે રાત્રિએ પણ બંધ નહી પડતી હતી. આ પ્રમાણે અપાર બુદ્ધિવાળાં એ શ્રી શંકરાચાર્ય અને સરસ્વતી એઓને પરસ્પરની સાથે વાદ કરતાં કરતાં સત્તર દિવસ વ્યતીત થઈ ગયા. ૬૫.

अथशारदाऽकृतकवाक्प्रमुखेष्वखिलेषुशास्त्रनिचयेषुपरं ॥
तमजय्यमात्मनिविचिंत्यमुनिंपुनरप्यचिंतयदिदंतरसा ॥६६॥

પછી એ સરસ્વતીએ અનાદિસિદ્ધ વેદ આદિ સઘળાં શાસ્ત્રોના સમૂહોમાં એ શ્રી શંકરાચાર્યને જીતવાને અત્યંત અશક્ય ધારીને પોતાના મનમાં તુરત નીચે પ્રમાણે બીજો વિચાર કર્યો. ૬૬.

अतिबाल्यएवकृतसंन्यसनोनियमैःपरैरविधुरश्चसदा ॥
मदनागमेष्वकृतबुद्धिरसौतदनेनसंप्रतिजयेयमहं ॥६७॥

"આ શ્રી શંકરાચાર્ય બાલકપણામાંજ સંન્યાસી થએલ છે અને કદી પણ સંન્યાસને લગતા ઉત્તમ નિયમોથી રહિત થએલ નથી એટલા માટે એમની બુદ્ધિ કામશાસ્ત્રોમાં પોહોચેલી નહી હોય, તો હવે કામશાસ્ત્રના વાદથી મારે એમને જીતી લેવા." ૬૭.

इतिसंप्रधार्यपुनरप्यमुनाकथनेप्रसंगमथसंगतितः ॥
यमिनंसदस्यनुमपृच्छदसौकुसुमास्त्रशास्त्रहृदयंविदुषी ॥६८॥

એ પ્રમાણે મનમાં એમની સાથે વાદ કરવાની ગોઠવણ કરી કામશાસ્ત્રોનાં રહસ્યને જાણનારાં એ સરસ્વતીએ પ્રસંગ આવતાં તે શ્રી શંકરાચાર્યને નીચે પ્રમાણે કામશાસ્ત્રના રહસ્ય સંબંધી પ્રશ્નો પુછ્યાં. ૬૮.

कलाःकियंत्योवदपुष्पधन्वनःकिमात्मिकाःकिंचपदंसमाश्रिताः ॥
पूर्वेचपक्षेकथमन्यथास्थितिःकथंयुवत्यांकथमेवपूरुषे ॥६९॥

કામદેવની કલાઓ કેટલી છે? એ કળાઓનાં કેવાં સ્વરૂપ છે? કામદેવ કયા કયા સ્થાનકોમાં રેહેછે? શુક્લપક્ષમાં કયા પ્રકારથી તથા કૃષ્ણપક્ષમાં કયા પ્રકારથી રેહેછે અને સ્ત્રીઓમાં કયા પ્રકારથી તથા પુરૂષોમાં કયા પ્રકારથી રેહેછે.? ૬૯.

नेतीरितःकिंचिदुवाचशंकरोविचिंतयन्नत्रचिरंविचक्षणः ॥
तासामनुक्तौभवितात्पवेदिताभवेत्तदुक्तौममधर्मसंक्षयः ॥७०॥

એ પ્રમાણે સરસ્વતીએ પ્રશ્નો પુછતાં મહા વિચક્ષણ શ્રી શંકરાચાર્યે 'જો આ વિષયના ઉત્તરો નહી આપું તો મારૂં અલ્પજ્ઞપણું જણાશે અને ઉત્તરો આપીશ તો મારા ધર્મનો ક્ષય થશે' એમ લાંબીવાર સુધી વિચારીને તે વિષયમાં કાંઈ પણ બોલ્યા નહી. ૭૦.

इतिसंविचिंत्यसतदाशुतदानवबुद्धपुष्पशरशास्त्रइव ॥
विदितागमोपिसुरिरक्षयिषुर्नियमंजगादजगतिव्रतिनां ॥७१॥

મનમાં એ વિચાર કરીને શ્રી શંકરાચાર્યે પોતે મનથી કામશાસ્ત્રના રહસ્યને જાણતાં છતાં પણ જગતમાં સંન્યાસીઓના નિયમનું રક્ષણ કરવાની ઈચ્છાથી તે સમયમાં જાણે કામશાસ્ત્રોને નહી જાણતા હોય એવો ડોળ કરીને નીચે પ્રમાણે કહ્યું. ૭૧.

इहमासमात्रमवधिःक्रियतामनुमन्यतेहिदिवसस्यगणः ॥
तदनंतरंसुदतिहास्यसिभोकुसुमास्त्रशास्त्रनिपुणत्वमपि ॥७२॥

હે સુંદરી! આ વિષયમાં મને એક મહીનાની અવધિ દેવી જોઈએ. વાદીઓ શાસ્ત્રાર્થના વિષયમાં અમુક દિવસોની અવધિ આપે એ પરંપરાની રીતિ છે. એક મહીના પછી તમારે કામશાસ્ત્રોમાં નિપુણ પણાનો ગર્વ પણ છોડી દેવો પડશે. ૭૨.

उररीकृतेसतितथेतितयाक्रमतेस्मयोगिमृगराड्गगनं ॥
श्रुतविग्रहःश्रुतविनेययुतोदधदभ्रचारमथयोगदशा ॥७३॥

સરસ્વતીએ એ અવધિનો અંગીકાર કરતાં પ્રખ્યાત સ્વરૂપવાળા એ મહા યોગી શ્રી શંકરાચાર્ય પોતાના પ્રખ્યાત શિષ્યોની સાથે આકાશમાં ચડી ગયા અને યોગ સિદ્ધિને લીધે તે દિવસથી પૃથ્વીમાં નહી ફરતાં આકાશમાંજ ફરવા લાગ્યા. ૭૩.

सददर्शकुत्रचिदमर्त्यमिवत्रिदिवच्युतंविगतसत्वमपि ॥
मनुजेश्वरंपरिवृतंप्रलपत्प्रमदाभिरार्तिमदमात्यजनं ॥७४॥

આકાશમાં ફરતાં ફરતાં શ્રી શંકરાચાર્યને કોઈ દિવસે પૃથ્વીના કોઈ પ્રદેશમાં મરણ પામેલો, મરણ પામ્યા છતાં પણ સ્વર્ગમાંથી પડેલા દેવ જેવો લાગતો, વિલાપ કરતી રાણીઓથી વીંટાએલો અને જેના મંત્રિઓ બહુ ખેદ પામ્યા હતા એવો એક (અમરક) નામનો રાજા જોવામાં આવ્યો. ૭૪.

अथोनिशाखेटवशादटव्यांमूलेतरोर्मोहवशात्परासुं ॥
तंवीक्ष्यमार्गेऽमरकंनृपालंसनंदनंमाहससंयमींद्रः ॥७५॥

રાતે મૃગયા કરતાં તેના પરિશ્રમને લીધે ઝાડની નીચે મૂર્છિત થઈ મરણ પામીને પડેલા એ અમરક રાજાને માર્ગમાં જોઈ સંન્યાસીઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્યે પોતાના શિષ્ય પદ્મપાદને નીચે પ્રમાણે કહ્યું. ૭૫.

सौंदर्यसौभाग्यनिकेतसीमाःपरःशतायस्यपयोरुहाक्ष्यः ॥
सएषराजामरकाभिधानःशेतेगतासुःश्रमतोधरण्यां ॥७६॥

આ અમરક નામનો રાજા કે જેની સૌંદર્ય અને સૌભાગ્યની પરાકાષ્ઠારૂપ સૈકડો સ્ત્રીઓ છે તે આજ પરિશ્રમને લીધે મરણ પામીને ધરતીપર સુતો છે. ૭૬.

प्रविश्यकायंतमिमंपरासोर्नृपस्यराज्येऽस्यसुतंनिवेश्य ॥
योगानुभावात्पुनरप्युपैतुमुत्कंठतेमानसमस्मदीयं ॥७७॥

મરણ પામેલા આ રાજાના શરીરમાં યોગના પ્રભાવથી પ્રવેશ કરી થોડા કાલ સુધી રાજ્ય ભોગવી એના પુત્રનો રાજ્યાભિષેક કરી પાછો યોગના પ્રભાવથી તમારી પાસે આવું એમ મારા મનને ઉત્કંઠા થઈ છે. ૭૭.

अन्यादृशानामदसीयनानाकुशेशयाक्षीकिलकिंचितानां ॥
सर्वज्ञतानिर्हरणायसोहंसाक्षित्वमप्याश्रयितुंसमीहे ॥७८॥

હું પોતામાં સર્વજ્ઞપણું સિદ્ધ કરવાને વાસ્તે આ રાજાની અનેક રૂપાળી રાણીઓના અસાધારણ હાવ ભાવોનો સાક્ષાત્ અનુભવ લેવાને પણ ઇચ્છું છું. ૭૮.

इत्यूचिवांसंयतितल्लजंतंपद्मांघ्रिनःप्राहससांत्वमेनं ॥
सर्वज्ञनैवाविदितंतवास्तितथापिभक्तिर्मुखरंतनोति ॥७९॥

સંન્યાસીઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્યે એ પ્રમાણે બોલતાં પદ્મપાદે વિનયપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે "હે સર્વજ્ઞ! આપથી કાંઈ પણ અજાણ્યું નથી તો પણ આપના ચરણની ભક્તિ મને બોલવાની જરૂર પાડે છે. ૭૯.

मत्स्येंद्रनामाहिपुरामहात्मागोरक्षमादिश्यनिजांगगुप्त्यै ॥
नृपस्यकस्यापितनुंपरासोःप्रविश्यतत्पत्तनमाससाद ॥८०॥

પૂર્વે 'મત્સ્યેંદ્ર' નામના એક મહાત્મા યોગી પોતાના શરીરના રક્ષણને વાસ્તે પોતાના 'ગોરક્ષ' નામના શિષ્યને આજ્ઞા કરી, કોઈ મરણ પામેલા રાજાના શરીરમાં પ્રવેશ કરીને તેના નગરમાં રાજ્ય કરવા લાગ્યા હતા. ૮૦.

भद्रासनाध्यासिनियोगिवर्येभद्राण्यनिद्राण्यभवन्प्रजानां ॥
ववर्षकालेषुबलाहकोपिसस्यानिचाशास्यफलान्यभूवन् ॥८१॥

એ યોગીઓમાં ઉત્તમ મત્સ્યેંદ્ર રાજ્યાસનપર બીરાજી રાજ્ય કરવા લાગતાં સર્વદા પ્રજાઓનાં કલ્યાણ થવા લાગ્યાં, વરસાદ સમયસરે વરસવા લાગ્યો અને ધાન્યોના છોડવા લોકોના ધાર્યા પ્રમાણે પાકવા લાગ્યા. ૮૧.

विज्ञायविज्ञाःसचिवानृपस्यकायेप्रविष्टंकमपीहदिव्यं ॥
समादिशन्राजसरोरुहाक्षीःसर्वात्मनातस्यवशीक्रियायै ॥८२॥

આ ઉપરથી મહા વિચક્ષણ મંત્રીઓએ 'રાજાના શરીરમાં કોઈ પણ દિવ્ય પુરૂષ પેઠો છે' એમ ધારીને તે રાજાની રાણીઓને સઘળી રીતે તે રાજાને વશ્ય કરી લેવાની સૂચના આપી. ૮૨.

संगीतलास्याभिनयादिकेषुसंसक्तचेतालतितेषुतासां ॥
सएषविस्मृत्यमुनिःसमाधिंसर्वात्मनाप्राकृतवद्बभूव ॥८३॥

એ પ્રેરણાને લીધે અધિક યુક્તિઓ કરવા લાગેલી તે રાણીઓનાં સંગીત, નૃત્ય અને [1]અભિનય આદિમાં જેનું ચિત્ત અત્યંત આસક્ત થઈ ગયું એવા મત્સ્યેંદ્ર સમાધિને ભુલી જઈને સઘળી રીતે પ્રાકૃત મનુષ્ય જેવા થઈ ગયા હતા. ૮૩.

गोरक्षएषोथगुरोःप्रवृत्तिंविज्ञायरक्षन्बहुधास्यदेहं ॥
निशांतकांतानटनोपदेष्टानितांतमस्याभवदंतरंगः ॥८४॥

[1] હસ્ત અને નેત્ર આદિ અંગોથી મનના ભાવનો પ્રકાશ કરવો એ અભિનય કહેવાય છે કે જેને લોકો 'બતાવા' કહે છે.

પછી એમનો શિષ્ય ગોરક્ષ પોતાના ગુરૂની ખબર મેળવી ઘણી રીતે એમના દેહના રક્ષણની ગોઠવણ કરી અંતઃપુરની સ્ત્રીઓને નાચ શીખાવનારો (ઉસ્તાદ) થઈ એમનો અત્યંત અંતરંગ (પ્રેમપાત્ર) થઈને રાજ્યમાં રહ્યો. ૮૪.

तत्रैकदातत्त्वनिबोधनेनानिवृत्तरागंनिजदेशिकंसः ॥
योगानुपूर्वीमुपदिश्यनिन्येयथापुरंप्राक्तनमेवदेहं ॥८५॥

ત્યાં રહેતાં એ ગોરક્ષ એક દિવસે પોતાના ગુરૂને તત્વનો બોધ આપી વિષયોના અનુરાગથી રહિત કરી યોગની પદ્ધતિનો ઉપદેશ દઈને આગળ પ્રમાણે પ્રથમના શરીરમાં લઈ ગયો હતો. ૮૫.

हंतेदृशोयंविषयानुरागःकिंचोर्ध्वरेतोव्रतखंडनेन ॥
किन्नोदयेत्किल्बिषमुल्बणंतेकृत्यंभवानेवकृतीविवेक्तुं ॥८६॥

હે આચાર્ય! વિષયોમાં અનુરાગ એવી રીતનો છે. વળી ઉર્ધ્વ રેતસ્પણું (વીર્યને સ્ખલિત થવા નહી દેનારપણું) એ નિયમનો ભંગ કરવાથી આપને ભયંકર પાપ નહી લાગે કે? લાગશેજ. એટલા માટે હવે જે કરવા યોગ્ય હોય તેનું વિવેચન કરવામાં આપ સમર્થ છો. ૮૬.

व्रतमस्मदीयमतुलंक्वमहत्क्वचकामशास्त्रमतिगर्ह्यमिदं ॥
तदभीप्यतेभगवतैवयदित्यनवस्थितंजगदिहैवभवेत् ॥८७॥

આપણું સર્વોત્તમ મોટું વ્રત (નિયમ) ક્યાં અને અત્યંત નિંદવા યોગ્ય આ કામશાસ્ત્ર ક્યાં? નિયમને અને કામશાસ્ત્રને બનતુંજ નથી તો પણ જો આપજ વિરૂદ્ધ કામ કરવાની ઈચ્છા કરશો તો પછી નિયમના ભાગ ઉપરાંત આ લોકમાં પ્રજા પણ મર્યાદા વગરનીજ થઈ જશે. ૮૭.

अधिमेदिनिप्रथयितुंशिथिलंधृतकंकणस्ययतिधर्ममिमं ॥
भवतःकिमस्त्यविदितंतदपिप्रणयान्मयोदितमिमंभगवन् ॥८८॥

પૃથ્વીમાં શિથિલ થઈ ગએલા આ સંન્યાસ ધર્મને પ્રકટ કરવા માટે જેણે પ્રતિજ્ઞા કરી છે એવા આપથી કાંઈ અજાણ્યું નથી તો પણ મહારાજ! મેં સ્નેહને લીધે આ વચનો કહ્યાં છે. ૮૮.

सनिशम्यपद्मचरणस्यगिरंगिरतिस्मगीष्पतिसमप्रतिभः ॥
अविगीतमेवभवताफणितंश्रृणुसौम्यवच्मिपरमार्थमिदं ॥८९॥

એ પ્રમાણે પદ્મપાદનાં વચન સાંભળી બૃહસ્પતિના સરખી બુદ્ધિવાળા શ્રી શંકરાચાર્યે તેમને કહ્યું કે "હે સૌમ્ય! તમે યોગ્ય વાત કહી છે તો પણ હવે હું વાસ્તવિક વાત કહુંછું તે સાંભળો. ૮૯.

असंगिनोनप्रभवंतिकामाइरेरिवाभीलवधूसखस्य ॥
वज्रोलियोगप्रतिभूःसएषवत्सावकीर्णित्वविपर्ययोनः ॥९०॥

જેમ ગોપીઓનો સંગ કરવાથી [1]શ્રીકૃષ્ણને કોઈ કામકૃત દોષો લાગ્યા ન હતા તેમ આસક્તિથી રહિત બીજા પુરૂષને પણ કોઈ કામકૃત દોષો લાગતા નથી. હે પુત્ર! જે [2]વજ્રોલિ યોગ (સ્ત્રીનો સંગ કરતાં છતાં પણ પોતાના વીર્યને સ્ખલિત નહી થવા દેતાં ઉલટું સ્ત્રીના વીર્યનું આકર્ષણ કરી લેવાની ક્રિયા) છે તેજ આપણા વીર્યને સ્ખલિત નહી થવા દેવાનો જામીન છે. ૯૦.

संकल्पएवाखिलकाममूलंसएवमेनास्तिसमस्यविष्णोः ॥
तन्मुलहानौभवपाशनाशःकर्तुःसदास्याद्भवदोषदृष्टेः ॥९१॥

સંકલ્પજ સઘળી કામનાઓનું મૂલ છે પણ હું કે જે શ્રીકૃષ્ણ જેવોજછું તેને એ સંકલ્પજ નથી. સર્વદા સંસારમાં દોષદૃષ્ટિ (સંસાર ખરાબ છે, ખરાબ છે એવું વારંવાર ચિંતન) કરનારા પુરૂષને કામનાઓના મૂલરૂપ સંકલ્પનો નાશ થવાથીજ સંસારરૂપી પાશનો નાશ થાય છે. ૯૧.

अविचार्ययस्तुवपुराद्यहमित्यभिमन्यतेजडमतिःसुदृढं ॥
तमबुद्धतत्वमधिकृत्यविधिप्रतिषेधशास्त्रमखिलंसफलं ॥९२॥

જે મૂઢ પુરૂષ 'દેહાદિક આત્મા છે' એવો વિચાર નહી કરતાં 'જે દેહાદિક છે તેજ હું છું' એમ દૃઢ રીતે માની બેસે છે તે અજ્ઞાની પુરૂષનેજ સઘળાં વિધિ[2] શાસ્ત્રો અને [3]નિષેધ શાસ્ત્રો લાગુ પડે છે. ૯૨.

कृतधीस्त्वनाश्रममवर्णमजात्यवबोधमात्रमजमेकरसं ॥
स्वतयावगत्यनभजेन्निवसन्निगमस्यमूर्ध्निविधिकिंकरतां ॥९३॥

'બ્રહ્મ કે જે આશ્રમ રહિત છે, વર્ણ રહિત છે, જાતિ રહિત છે, જ્ઞાનસ્વરૂપ છે, જન્મ રહિત છે અને એકરસ છે તેજ હું છું' એમ જાણીને વેદથી પણ ઉપર રેહેનારો જ્ઞાની પુરૂષ તો કદી પણ વિધિનો કે નિષેધનો કિંકર થાય નહીં. ૯૩.

कलशादिमृत्प्रभवमस्तियथामृदमंतरानजगदेवमिदं ॥
परमात्मजन्यमपितेनविनासमयत्रयेपिनसमास्तिखलु ॥९४॥

૧ શ્રીકૃષ્ણે ગોપીઓની સાથે રમણ કર્યાની વિસ્તીર્ણ કથા શ્રી ભાગવતના દશમસ્કંધમાં ૨૯ માથી ૩૩ મા અધ્યાય સુધીમાંછે. તેમાં કહ્યુંછે કે आत्मारामोप्यरीरमत् શ્રી કૃષ્ણે પોતે અસંગ છતાં પણ ગોપીઓને રમણ કરાવ્યું. सिषेदआत्मन्यवरुद्धसौरतः શ્રી કૃષ્ણે પોતાના વીર્યને પોતાના શરીરમાંજ રોકી રાખીને વિહારોનું સેવન કર્યું. किमुताखिलसत्वानांतिर्यङ्मर्त्यदिवौकसाम् ॥ ईशितुश्चेशितव्यानांकुशलाकुशलान्वयः અહંકાર વગરના જીવોને પણ પાપનો કે પુન્યનો સંબંધ નથી ત્યારે પશુ, પક્ષી, મનુષ્યો તથા દેવ એઓના તથા બીજા પણ સઘળા જીવોના સ્વામી શ્રીકૃષ્ણને પાપનો કે પુન્યનો સંબંધ નજ હોય તેમાં શું કેહવું. ૨ હઠ પ્રદિપિકા. ૩ ત્રિ, પાનું ૧૦૮ થી ૧૧૨ સુધી જુઓ.

૩ તમારા કેહવા પ્રમાણે હોય તો ધર્મશાસ્ત્ર વ્યર્થ જશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછે. ૩ જે વચનોમાં અમુક ક્રિયા કરવાની આજ્ઞા કરી હોય તે વિધિશાસ્ત્રો કેહવાયછે. જેમકે यावज्जीवमग्निहोत्रंजुहुयात् જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું એ વિધિવાક્ય છે. જે વચનોમાં અમુક ક્રિયા ન કરવી એવી આજ્ઞા કરી હોય તે નિષેધ શાસ્ત્રો કેહેવાય છે. नसुरांपिबेत મદિરા પીવી નહી.

[1]જેમ ઘટ આદિ વસ્તુઓ માટીથી ઉત્પન્ન થએલ છે માટે ત્રણે કાલમાં માટી વિના છેજ નહી તેમ આ જગત પરમાત્માથી ઉત્પન્ન થએલ છે માટે ત્રણે કાલમાં પરમાત્મા વિના છેજ નહી. (આ પ્રમાણે પરમાત્મામાં જગત કલ્પિત હોવાને લીધે જગતની અંદરનાં પુણ્ય અને પાપ કલ્પિતજ છે એમ યથાર્થ જાણનારને પુણ્યનો કે પાપનો સંબંધ થવો ઘટેજ નહી.) ૯૪.

कथमज्यतेजगदशेषमिदंकलयन्मृषेतित्थ्यादिकर्मफलैः ॥
नफलायहिस्वपनकालकृतंसुकृतादिजालमृतबुद्धिहतं ॥९५॥

'આ સઘળું જગત મિથ્યા છે' એમ હૃદયમાં અનુસંધાન રાખનારો જ્ઞાની પુરૂષ કર્મોનાં ફલોથી કેમજ લેપાય? નજ લેપાય. સ્વપ્ન અવસ્થામાં કરવામાં આવેલું પુણ્ય આદિ 'ખોટું છે' એવી બુદ્ધિથી હણાઈ ગએલું હોવાને લીધે કદી પણ ફલ આપતું નથી તેમ જાગ્રતમાં થએલાં કર્મો પણ 'ખોટાં છે' એવી બુદ્ધિથી હણાઈ ગએલાં હોવાને લીધે જ્ઞાનીને કદી પણ ફલ આપતાં નથી. ૯૫.

तदयंकरोतुहयमेधशतान्यमितानिविप्रहननान्यथवा ॥
परमार्थविन्नसुकृतैर्दुरितैरपिलिप्यतेऽस्तमितकर्तृतया ॥९६॥

આ પ્રમાણે છે એટલા માટે બ્રહ્મવેત્તા પુરૂષ સૈકડો અશ્વમેધ યજ્ઞો કરે અથવા અગણિત બ્રહ્મહત્યાઓ કરે તો પણ 'હું ધારૂંછું' એવા અભિમાનથી રહિત હોવાને લીધે પુણ્યોથી કે પાપોથી લેપાતો નથી. ૯૬.

अवधीत्रिशीर्षमददाच्चयतीन्वृकमंडलायकुपितःशतशः॥
बतलोमहानिरपितेनकृतानशतक्रतोरितिहिबह्वृचगीः ॥९७॥

'ઇંદ્રે કોપ કરીને વિશ્વરૂપ નામના બ્રાહ્મણને માર્યો હતો તથા સૈકડો સંન્યાસીઓને મારીને કુતરાઓને ખવરાવી દીધા હતા તો પણ તે પાપોથી ઇંદ્રનું એક રૂવાણું પણ ત્રુટું ન હતું' એમ ઋગ્વેદીઓ પોતાના [2]ઉપનિષદમાં ભણે છે. ૯૭.

बहुदक्षिणैरयजतक्रतुभिर्विबुधानतर्पयदसंख्यधनैः ॥
जनकस्तथाप्यभयमापपरंनतुदेहयोगमितिकाण्ववचः ॥९८॥

'જનક રાજાએ ઘણી ઘણી દક્ષિણાઓવાળા યજ્ઞોથી દેવતાઓનું યજન કર્યું હતું અને અગણિત ધનોથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા તો પણ તેને અભયરૂપ મુક્તિ મળી હતી પણ ફરીવાર અવતારનો સંબંધ નહી થયો હતો' એમ કણ્વ શાખા વાળાઓ પોતાના [3]ઉપનિષદમાં ભણે છે. ૯૮.

૧. 'अवश्यमेवभोक्तव्यंकृतंकर्मशुभाशुभम् ॥ नाभुक्तंक्षीयतेकर्म कल्पकोटिशतैरपि ॥ જે કાંઈ શુભ કે અશુભ કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવુંજ પડે છે. ભોગવ્યા વગરનું કર્મ સૈકડો કરોડ કલ્પો વીતતાં પણ ક્ષય પામતું નથી' ઈત્યાદિ વચનોથી કર્મોનાં ફળોનો ભોગ આવશ્યક છે એમ જણાય છે તે છતાં જ્ઞાનીને તે ફળોનો સંબંધ કેમ થતા નથી એવી શંકા કરે તો તેનું સમાધાન કરે છે. ૨ त्रिशीर्षाणंत्वाष्ट्रमहन्नरुन्मुखान्यतीन्शालावृकेभ्यःप्रायच्छन्तस्यमेलोमापिनहीयतेसयोमांवेदतस्यकेनचनकर्मणालोकोमीयतेनस्तेयेननभ्रुणहत्यया એ ઋગ્વેદના ઉપનિષદની શ્રુતિ છે તેમાં ઇંદ્રે કહ્યુંછે કે મે ત્રણ માથાવાળા વિશ્વરૂપને માર્યો તથા વેદાંતોનું અધ્યયન નહી કરનારા સંન્યાસીઓને મારી કુતરાઓને ખવરાવી દીધા તોપણ તે પાપથી મારૂં એક રૂવાણું પણ તુટ્યું નથી અને જે પુરૂષ મારાસ્વરૂપને જાણે તેને પણ મોટો કે હત્યા આદિ કોઈ પાપ કર્મથી કશી હરકત આવતી નથી. ૩ जनकोवैदेहोबहुदक्षिणेनेजे अभयंवैजनकप्राप्तोसि ઈત્યાદિક કાણ્વ શાખાના ઉપનિષદની શ્રૃતિઓ છે તેનો જે આ શ્લોકમાં અર્થ છે તેજ અર્થ છે.

नविहीयतेहिरिपुवदूरितैर्नचवर्द्धतेजनकवत्सुकृतैः ॥
नसतापमेसकरवंदूरितंकिमहंनसाध्वकरवंत्वितिच ॥९९॥

જ્ઞાની પુરૂષ ઇંદ્રની પેઠે પાપોથી ક્ષીણ થતો નથી, જનકની પેઠે પુણ્યોથી વૃદ્ધિ પામતો નથી અને મે 'કેમ પુણ્ય ન કર્યું કે કેમ પાપ કર્યું' એવી રીતનો પરિતાપ પણ પામતો [1]નથી. ૯૯.

तदनंगशास्त्रपरिशीलनमप्यमुनैवसौम्यकरणेनकृतं ॥
नहिदोषकृत्तदपिशिष्टसरण्यवनार्थमन्यवपुरेसयते ॥१००॥

હે સૌમ્ય! એટલા માટે જો કે કામશાસ્ત્રનો અભ્યાસ આ શરીરથીજ કરવામાં આવે તો પણ મને દોષકારી થાય એમ નથી તો પણ શિષ્ટલોકોની મર્યાદાના રક્ષણને વાસ્તે બીજા શરીરમાં પ્રવેશ કરી તે અભ્યાસ કરવાનું યત્ન કરૂંછું." ૧૦૦.

इतिसत्कथाःसकथनीययशाभवभीतिभंजनकरीःकथयन् ॥
सुदुरासदंचरणचारिजनैर्गिरिशृंगमेत्यपुनरेवजगौ ॥१०१॥

વર્ણન કરવા યોગ્ય યશવાળા શ્રીશંકરાચાર્યે પદ્મપાદની સાથે રહસ્યમાં એ પ્રમાણે સંસારના ભયને ભાગનારી ઉત્તમ વાતો કરતાં કરતાં પગવતે ચાલનારાઓથી ન પોહોચી શકાય એવા એક પર્વતના શિખર ઉપર આવીને સઘળા શિષ્યોને ફરીવાર નીચે પ્રમાણે કહ્યું. ૧૦૧.

अथसानुपश्यताविभातिगुहापुरतःशिलासमतलाविपुला ॥
सरसीचतत्परिसरेऽच्छजलाफलभारनम्रतरुरम्यतटा ॥१०२॥

જુવો, આ ગુહાની પાસે સપાટપણાવાળી મોટી શિલા દેખાય છે અને તેની પાસે સ્વચ્છ જળવાળી તથા ફળોના ભારથી નમી રહેલાં વૃક્ષોથી રમણીય તટોવાળી સરસી (નહાવાનું તળાવ) દેખાય છે. ૧૦૨.

परिपाल्यतामिहवसद्भिरिदंवपुरप्रमादमनवद्यगुणाः ॥
अहमास्थितस्तदुचितंकरणंकलयामियावदसमेषुकलां ॥१०३॥

હે નિર્દોષ ગુણોવાળા શિષ્યો! તમો અહીં રહીને મારા આ શરીરનું સાવધાન પણાથી રક્ષણ કરજો કે જેટલા સમયમાં હું કામકલાના અભ્યાસને યોગ્ય શરીરમાં રહીને કામકળાનો અભ્યાસ કરૂં. ૧૦૩.

इतिशिष्यवर्गमनशास्ययमिप्रवरोविसृष्टकरणोधिगुहं ॥
महिपस्यसूक्ष्मगुरुयोगबलोविशदातिवाहिकशरीरयुतः ॥१०४॥

સંન્યાસીઓમાં ઉત્તમ અને યોગના પ્રૌઢ બળવાળા શ્રીશંકરાચાર્યે શિષ્યોને એ પ્રમાણે ભલામણ કરી ગુફાની અંદર પોતાના સ્થુલ શરીરને છોડી દઈ પાંચ જ્ઞાનેંદ્રિય પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્વો વાળા લિંગ શરીરથી રાજાના સ્થુલ શરીરમાં પ્રવેશ કર્યો. ૧૦૪.

[1] तंसुकृतदुष्कृतेविधुनतएतंनहवावनतपतिकिमहंसाधुनाकरवंकिमहंपापमकरवं ઈત્યાદિક શ્રુતિ છે તેનો અર્થ એછે કે જ્ઞાની પુરૂષ પાપનો તથા પુણ્યનો પણ નાશ કરી નાખે છે. મે પુણ્ય કેમ ન કર્યું અને પાપ કેમ કર્યું એવો પરિતાપ પણ જ્ઞાની પુરૂષને થતો નથી.

अंगुष्ठमारभ्यसमीरणंनयन्करंध्रमार्गाद्बहिरेसयोगवित् ॥
करंध्रमार्गेणशनैःप्रविष्टवान्मृतस्ययावच्चरणाग्रमेकधीः ॥१०५॥

યોગને જાણનારા અને એકાગ્ર બુદ્ધિવાળા શ્રીશંકરાચાર્ય પોતાના અંગુઠાથી માંડી અનુક્રમે બ્રહ્મરંધ્ર પર્યંત પ્રાણવાયુને લઈ જઈ બ્રહ્મરંધ્રના માર્ગથી બહાર આવી, મરી ગએલા અમરક રાજાના શરીરના બ્રહ્મરંધ્રના માર્ગથી ધીરે ધીરે તેના પગના અગ્ર સુધી પેઠા. ૧૦૫.

गात्रंगतासोर्वसुधाधिपस्यशनैःसमास्यंदतहृत्प्रदेशे ॥
तथोदमीलन्नयनंक्रमेणतथोदतिष्ठत्सयथापुरैव ॥१०६॥

પછી મરણ પામેલા રાજાનું શરીર પ્રથમ હૃદયના પ્રદેશમાં ધીરે ધીરે હલવા લાગ્યું પછી હાથ આદિ અવયવો હલીને તેનાં નેત્ર ઉઘડ્યાં અને નેત્ર ઉઘડ્યા પછી તે રાજા આગળની પેઠેજ ઉઠ્યો. ૧૦૬.

आदौतदंगमुदयन्मुखकांतिपश्चान्नासांतनिर्यदनिलंशनकैःपरस्तात् ॥
उन्मीलदंघ्रिचलनंतदनूद्यदक्षिव्याकोचमुत्थितमुपात्तबलंक्रमेण ॥७॥

ઉઠવાથી પેહેલાં તેના અંગમાં મુખની કાંતિનો ઉદય થયો, તે પછી નાસિકાનાં છિદ્રોમાંથી પવન નીકળવા લાગ્યો, તે પછી ધીરે ધીરે પગ હલવા લાગ્યા, તે પછી આંખ્યો ઉગડી અને તે પછી અનુક્રમે બલ પ્રાપ્ત થતાં ઉઠ્યો. ૧૦૭.

तंप्राप्तजीवमुपलभ्यपतिंप्रभूतहर्षस्वनाःप्रमुदिताननपंकजास्ताः ॥
नार्योविरेजुररुणोदयसंप्रफुल्लपद्माःससारसरवाइववारिजिन्यः ॥१०८॥

પતિને જીવતો થએલો જોઈ જેઓનાં મુખારવિંદો પ્રફુલ્લિત થયાં એવી અને ઘણા આનંદના શબ્દો કરતી એ રાજાની સ્ત્રીઓ સૂર્યના ઉદયથી પ્રફુલ્લિત પુષ્પો વાળી અને હંસોના શબ્દોથી સંયુક્ત થએલી કમલિનીઓની પેઠે શોભવા લાગી[1]. ૧૦૮.

हर्षंतासामुदितमतुलंवीक्ष्यवामेक्षणाना ॥
मात्तप्राणंनृमपिमहामात्यमुख्याःप्रहृष्टाः ॥
दध्मुःशंखान्पणवपटहान्दुंदुभीश्चाभिजघ्नु
स्तेषांघोषाःसपदिबधिरीचक्रिरेद्यांभुवंच ॥ १०९ ॥

એ સુંદરીઓના ઉદય પામેલા અતુલ હર્ષને જોઈ અને રાજાને પણ જીવતો થએલો જોઈ રાજી થએલા મોટા મોટા મુખ્ય મંત્રીઓ શંખો ફુંકવા લાગ્યા અને પણવ, ઢોલ તથા દુંદુભિ નામનાં વાજાંઓને વગાડવા લાગ્યા કે જે વાજાંઓના શબ્દ એ તુરત આકાશને અને પૃથ્વીને બેહેરાં કરી દીધાં. ૧૦૯.

इतिश्रीमाधवीयेतत्सार्वज्ञोपायगोचरः ॥
संक्षेपशंकरजयेसर्गोयंनवमोऽभवत् ॥९॥

ઇતિશ્રી માધવાચાર્યે રચેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં શ્રીશંકરાચાર્યે લીધેલા સર્વજ્ઞપણાના ઉપાયના વર્ણન સંબંધી આ નવમો સર્ગ સંપૂર્ણ થયો. ૯.

॥ समाप्तोऽयं नवमःसर्गः ॥

[1] કમલિનીઓ રૂપ ઉપમાનના અને રાણીઓ રૂપ ઊપમેયના સમાનપણાની શોભાનું વર્ણન કરયું છે માટે ઊપમા અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૩ જું)

दशमः सर्गः

अथपुरोहितमंत्रिपुरःसरैर्नरपतिःकृतशांतिककर्मभिः ॥
विहितमांगलिकःसयथोचितंनगरमास्थितभद्रगजोययौ ॥१॥

પછી પુરોહિત અને મંત્રિઓ આદિ લોકોએ શાંતિ સંબંધી ક્રિયા કરીને જેનું શાસ્ત્રોક્ત રીતે મંગલકર્મ કર્યું એવો એ રાજા માંગલિક હાથી ઉપર બેસીને નગરમાં ગયો. ૧.

समधिगम्यपुरेपरिसांत्वितप्रियजनःसचिवैःसहसंमतैः ॥
भुवमपालयदादृतशासनोनृपतिभिर्दिवमिंद्रइवाधिराट् ॥२॥

નગરમાં જઈ પ્રિયજનોની સાંત્વના કરીને એ ચક્રવર્તી રાજા પ્યારા મંત્રીઓની સાથે જેમ ઇંદ્ર સ્વર્ગનું પાલન કરે તેમ પૃથ્વીનું પાલન કરવા લાગ્યો અને તેની આજ્ઞાને બીજા રાજાઓ માન દેવા લાગ્યા. ૩.

इतिनृपत्वमुपेत्यवसुंधरामवतिसंयमिभूभृतिमंत्रिणः ॥
तमधिकृत्यपरंकृतसंशयाइतिजजल्पुरनल्पधियोमिथः ॥३॥

એ પ્રમાણે સન્યાસીઓના ચક્રવર્તી શ્રીશંકરાચાર્ય રાજાપણાને પ્રાપ્ત થઈ પૃથ્વીનું રક્ષણ કરતાં મોટી બુદ્ધિવાળા મંત્રીઓ તેમના વિષે મોટો સંશય ધરીને એકાંતમાં નીચે પ્રમાણે પરસ્પર વાતો કરવા લાગ્યા. ૩.

मृतिमुपेत्ययथापुनरुत्थितःप्रकृतिभाग्यवशेनतथात्वयं ॥
नरपतिःप्रतिभातिनपूर्ववत्समुदिताखिलदिव्यगुणोदयः ॥४॥

"આ રાજા મરણ પામીને પ્રજાઓના ભાગ્યોદયને લીધે પાછો ઉઠ્યો છે ત્યારથી આગળના જેવો લાગતો નથી પણ ઉદય પામેલા સઘળા દિવ્ય ગુણવાળો લાગેછે. ૪.

वसुददातिययातिवदर्थिनेवदतिगीष्पतिवद्गिरमर्थवित् ॥
जयतिफाल्गुनवत्प्रतिपार्थिवान्सकलमप्यवगच्छतिशर्ववत् ॥५॥

આ રાજા માગણોને યયાતિ રાજાની પેઠે ધન આપે છે, અર્થોનું અનુસંધાન રાખીને બૃહસ્પતિની પેઠે ભાષણ કરેછે, પ્રતિપક્ષી રાજાઓને અર્જુનની પેઠે જીતીલેછે અને સર્વ વિષયોને સદાશિવની પેઠે જાણી લેછે. ૫,

अनुसवनविसृत्वरैरपूर्वैर्वितरणपौरुषशौर्यधैर्यपूर्वैः ॥
अनितरसुलभैर्गुणैर्विभातिक्षितिपतिरेषपरःपुमानिवाद्यः ॥६॥

આ રાજા પ્રત્યેક સમયમાં ફેલાતા અને બીજાઓને સહજ ન મળે એવા દાન, પૌરૂષ, શૌર્ય અને ધૈર્ય આદિ અપૂર્વ ગુણોથી સર્વના આદિ કારણરૂપ નારાયણ જેવો લાગેછે. ૬.

अनृतुषुतरवःसुपुष्पिताग्राबहुतरदुग्धदुघाश्चगोमहिष्यः ॥
क्षितिरभिमतवृष्टिराढ्यसस्यास्वविहितधर्मरताःप्रजाश्चसर्वाः ॥७॥

આ રાજાના પ્રભાવથી વૃક્ષો ઋતુઓ વગર પણ સારી રીતે પુષ્પોવાળા થયા છે,

ગાયો તથા ભેંસો ઘણાં ઘણાં દુધ આપે છે, પૃથ્વી મનમાનતી વૃષ્ટિવાળી તથા ધાન્યોથી ભરપૂર થએલી છે અને સઘળી પ્રજાઓ પોતપોતાના ધર્મમાં અત્યંત રૂચિ ધરાવે છે. ૭.

कालस्तिष्यःसर्वदोषाकरोपित्रेतामस्येत्यद्यराज्ञःप्रभावात् ॥
तस्मादस्मद्राजवर्ष्मप्रविश्यमास्तैश्वर्यःशास्तिकश्चिद्धरित्रीं ॥८॥

આ કલિકાલ જો કે સઘળા દોષોની ખાણરૂપ છે તો પણ હમણાં આ રાજાના પ્રભાવથી ત્રેતાયુગ કરતાં પણ ઉત્કૃષ્ટ થયો છે. આવાં કારણો ઉપરથી અનુમાન થઇ શકે છે કે 'સિદ્ધિઓને પામેલો કોઈ યોગી પુરૂષ આપણા રાજાના શરીરમાં પ્રવેશ કરીને પૃથ્વીનું પાલન કરે છે.' ૮.

तदयंगुणवारिधिर्यथाप्रतिपद्येतनपूर्वकंवपुः ॥
करवामतथेतिनिश्चयंकृतवंतःसचिवाःपरस्परं ॥९॥

આ પ્રમાણે છે એટલા માટે ગુણોના સમુદ્રરૂપ આ મહાત્મા પુરૂષ જે રીતે પોતાના આગલા શરીરને પાછો પ્રાપ્ત ન થાય એવી રીતે આપણે કરવું." પરસ્પરમાં એવી વાતો કરીને તે મંત્રિઓએ તે પ્રમાણેજ કરવાનો નિશ્ચય કર્યો. ૯.

अथतेभुवियस्यकस्यचोद्गितासोर्वपुरास्तिदेहिनः ॥
अविचार्यतदाशुदह्यतामितिभृत्यान्रहसिन्ययोजयन् ॥१०॥

પછી તેઓએ એકાંતમાં મૃત્ય લોકોને આજ્ઞા કરી કે "પૃથ્વીમાં મરણ પામેલા જે કોઈ પ્રાણીનું શબ પડેલું હોય તે શબને કાંઈ પણ વિચાર કર્યા વિના તુરતજ બાળી નાખજો." ૧૦.

अथराज्यधुरंधराधिपःपरमाप्तेषुनिवेश्यमंत्रिषु ॥
बुभुजेविषयान्विलासिनीसचिवोन्यक्षितिपालदुर्लभान् ॥११॥

મંત્રીઓએ આ પ્રમાણે ગોઠવણ કરી અને રાજા થએલા શ્રીશંકરાચાર્યતો પરમ વિશ્વાસપાત્ર મંત્રિઓને રાજ્યનો સઘળો કાર્યભાર સોંપી દઈ સ્ત્રીઓના મંડલમાં રહીને બીજા રાજાઓને ન મળે એવાં વિષય સુખોને ભોગવવા લાગ્યા. ૧૧.

स्फटिकफलकेज्योत्स्नाशुभ्रेमनोज्ञशिरोगृहेवरयुवतिभिर्दीव्यन्नक्षैर्दुरोदरकेलिषु ॥
अधरदशनंबाह्वाबाहंमहोत्पलताडनंरतिविनिमयंराजाकार्षीद्गुहंविजयेमिथः१२॥

જુગાર સંબંધી ક્રીડાઓ કરતાં ચાંદનીની પેઠે સ્વચ્છ અને ઉપરનાં મનોહર ઘરોવાળાં સ્ફટિક મણિના પાટીઆ ઉપર રાણીઓની સાથે પાશાઓથી ખેલતા એ શ્રીશંકરાચાર્ય પરસ્પરના જયમાં નીચલા હોઠનું દાબીને ચુંબન કરવાની, હાથ વતે ઉપાડી લેવાની, કમલ વતે પ્રહાર દેવાની અને સુરતમાં વિપરીતપણું કરવાની સરતો કરવા લાગ્યા. ૧૨.

अधरजसुधाश्लेषादुच्चैःसुगंधिमुखानिलव्यतिकरवशात्कामकांताकराचमतिप्रियं॥
मधुमदकरंपायंपायंप्रियाःसमपाययत्कनकचषकैरिंदुच्छायापरिष्कृतमादरात् ॥१३॥

અધરામૃતના સંબંધથી રૂચિકારક થએલાં, મુખના શ્વાસના સંપર્કથી સુગંધિ થએલાં, રા-

ણીઓના હસ્તોથી મળેલાં, ચંદ્રનું પ્રતિબિંબ પડવાથી શોભી રહેલાં અને મદને ઉત્પન્ન કરનારાં અતિપ્રિય મદ્યને સોનાના પીઆલાઓ વતે મનગમતી રીતે પોતે પી પીને પ્રેમથી પ્યારીઓને પાવા લાગ્યા. ૧૩.

मधुमदकलंमंदस्विन्नंमनोहरभाषणंनिभृतपुलकंसीत्काराढ्यंसरोरुहसौरभं ॥
दरमुकुलिताक्षीषल्लज्जंविसृत्वरमन्मथंप्रचरदलकंकांतावक्त्रंनिपीयकृतीनृपः॥१४॥

એ રાજા મદિરાના મદને લીધે અસ્પષ્ટ અક્ષરોવાળાં, થોડા થોડા પસીનાવાળાં, મનોહર ભાષણોવાળાં, ઘાટાં રોમાંચવાળાં, સીત્કારથી સંયુક્ત થએલાં, કમલનાં જેવા સુગંધવાળાં, જરાક મીંચેલાં નેત્રોવાળાં, થોડીક લાજવાળાં, ફેલાતા કામદેવવાળાં અને પ્રચલિત કેશોવાળાં સુંદરીઓનાં મુખોનું પાન કરીને કૃતાર્થ થયા. ૧૪.

विवृतजघनंसंदष्टोष्टंमणुन्नपयोधरंप्रसृतभणितंप्राप्तोत्साहंरणन्मणिमेखलं ॥
निभृतकरणंनृत्यद्गात्रंगतेतरभावनंप्रसृमरसुखंप्रादुर्भूतंकिमप्यपदंगिरां ॥१५॥

પેડુઓ ઉઘાડાં થઈ જવાથી, અધરોનાં ચુંબન કરવાથી, સ્તનોને અત્યંત દાબવાથી, રતિ સંબંધી ઘણી વાતો કરવાથી, રતિના કામમાં ઉત્સાહ પ્રાપ્ત થવાથી, મણિઓવાળી કટિમેખળાઓનો ઝણકાર થવાથી, નોખા નોખા પ્રકારનાં રતિસંબંધી આસનો કરવાથી, ગાત્રોનાં યોગ્ય ચલનો થવાથી અને એ સમયે અત્યંત એકાગ્ર વૃત્તિ થતાં બીજી કોઈ વાતનું સ્મરણ પણ નહી રહેવાથી એવી રીતનું પ્રૌઢ સુખ ઉત્પન્ન થયું કે જેનું વાણીથી વર્ણન પણ કરી શકાય નહી. ૧૫.

मनसिजकलातत्वाभिज्ञोमनोज्ञविचेष्टितःसकलविषयव्यावृत्ताक्षःसदानुसृतोत्तमः॥
कृतकुचगुरूपास्त्यासंसूनिर्वृतमानसोनिधुवनवरब्रह्मानंदंनिरर्गलमन्वभूत् ॥१६॥

કામદેવની [1]કલાઓના [2]તત્વને જાણનારા, મનોહર ક્રિયાઓ કરતા, સઘળા [3]વિષયોથી પાછી વળેલી ઇંદ્રિયોવાળા, સર્વદા ઉત્તમને અનુસરનારા અને કુચરૂપ ગુરૂની ઉપાસના કરવાથી અત્યંત સુખિત મનવાળા શ્રીશંકરાચાર્યે મૈથુનરૂપી ઉત્તમ બ્રહ્માનંદનો અપ્રતિબંધ રીતે અનુભવ [4]કર્યો. ૧૬.

पुरेवभोगानूबुभुजेमहीभृत्सभोगिनीभिःसहितोप्यरंस्त ॥
कंदर्पशास्त्रानुगतःप्रवीणैर्वात्स्यायनेतच्चनिरैक्षताद्धा ॥१७॥

૧ શ્રદ્ધા, પ્રીતિ, રતિ, ધૃતિ કીર્તિ, મનોભવા, વિમલા, મોદિની, ઘોરા, મદનોત્પાદની, મદા, મોહની, દીપની, વશકરી, રંજની અને મદના એ સોળ કલાઓનાં નામ છે. શુકલપક્ષમાં પુરૂષને જમણી તરફ અને સ્ત્રીને ડાબી તરફ તિથિઓના અનુક્રમ પ્રમાણે પગમાં, ઘુટીમાં, સાથળમાં નાભિમાં. ગુહ્યમાં, સ્તનમાં, હૃદયમાં, કાખમાં, કંઠમાં, હોઠમાં, ગાલમાં, નેત્રમાં, કાનમાં, લલાટમાં અને મસ્તકમાં અનુક્રમે કામદેવ રહે છે અને કૃષ્ણપક્ષમાં પુરૂષને ડાબી તરફ અને સ્ત્રીને જમણી તરફ એ અંગોમાં અનુક્રમે કામદેવ રહે છે. (કામશાસ્ત્ર જુવો) ૨ મૈથુનના પક્ષમાં તત્વ એટલે રહસ્ય અને બ્રહ્માનંદના પક્ષમાં તત્વ એટલે દુઃખદાયીપણું અને મિથ્યાપણું ૩ મૈથુનના પક્ષમાં, રતિ શિવાય બીજી બાબતોથી પાછી વળેલી ઇંદ્રિયોવાળા એમ સમજવું અને બ્રહ્માનંદના પક્ષમાં શબ્દ સ્પર્શાદિક વિષયોથી પાછી વળેલી ઇંદ્રિયોવાળા એમ સમજવું ૪ મૈથુનમાં બ્રહ્માનંદનો આરોપ કરવા માટે કુચમાં ગુરૂનો આરોપ કરયે છે અને બીજા વિશેષણોમાં શ્લેષથી સાધર્મ્ય મેળવ્યું છે માટે श्लिष्टाश्लिष्टशब्दनिबंधनपरंपारेतरूपक અલંકાર થયો છે. (જુવો. સા, દ, કા. ૬૭૧ મી.)

એ રાજાએ કામિનીઓની સાથે પ્રથમની પેઠે ભોગ ભોગવ્યા, વાત્સ્યાયન સૂત્રમાં (કામશાસ્ત્રમાં) પ્રવીણતા ધરાવનારા લોકોની સાથે કામશાસ્ત્રને અનુસરીને વિનોદો કર્યા અને પોતે પણ કામશાસ્ત્રનું સંપૂર્ણ રીતે અવલોકન કર્યું. ૧૭.

वात्स्यायनप्रोदितसूत्रजातंतदीयभाश्यंचनिरीक्ष्यसम्यक् ॥
स्वयंव्यधत्ताभिनवार्थगर्भंनिबंधमेकंनृपवेषधारी ॥१८॥

રાજાના વેષને ધરનારા શ્રીશંકરાચાર્યે [1]વાત્સ્યાયનનાં કરેલાં સૂત્રોનું અને તેઓનાં ભાષ્યનું સારી રીતે અવલોકન કરીને પોતે પણ કામશાસ્ત્ર સંબંધી નવા નવા વિષયોવાળો એક ગ્રંથ બનાવ્યો. ૧૮.

पाराशर्यवनिभृतिमविश्यराज्ञोवर्ष्मैवंविहरतितद्विलासिनीभिः ॥
दृष्टातत्समयमतीतमस्यशिष्यारक्षंतोवपुरितरेतरंजजल्पुः ॥१९॥

સંન્યાસીઓના રાજા શંકરાચાર્ય એ પ્રમાણે અમરક રાજાના શરીરમાં પ્રવેશ કરી તે રાજાની સુંદર સ્ત્રીઓની સાથે વિહાર કરતાં એમના શિષ્યો કે જેઓ તેમના સ્થૂલ શરીરનું રક્ષણ કરતા હતા તેઓ એક માસને વ્યતીત થઈ ગએલો જોઇ પરસ્પરમાં નીચે પ્રમાણે વાતો કરવા લાગ્યા. ૧૯.

आचार्यैरवधिरकारिमासमात्रंसोऽतीतःपुनरपिपंचषाश्चघस्राः ॥
अद्यापिस्वकरणमेत्यनःसनाथान्कर्तुंतन्मनसिनजायतेऽनुकंपा ॥२०॥

શ્રી શંકરાચાર્યે એક માસની અવધિ કરી હતી તે એક માસ વ્યતીત થઈ ગયો અને તે ઉપરાંત પણ પાંચ છ દિવસો વ્યતીત થઈ ગયા તો પણ હજી સુધી પાછા પોતાના શરીરમાં પધારીને આપણને સનાથ (ધણીઆતા) કરવા માટે તેમના મનમાં દયા આવતી નથી.!! ૨૦.

किंकुर्मःक्वनुमृगयामहेक्वयामःकोजानन्निहवसतीतिनोभिदध्यात् ॥
विज्ञातुंकथमिममीश्महेविचिंत्याप्यासिंधुक्षितितलमन्यगात्रगूढं ॥२१॥

શું કરીયે ? ક્યાં શોધીએ ? ક્યાં જઇએ ? કયો જાણનારો મળે કે જે આપણને 'આચાર્ય અમુક સ્થલમાં વસે છે' એમ કહે ? સમુદ્ર પર્યંત આખી પૃથ્વીમાં ફરીએ તો પણ બીજા શરીરમાં ગુપ્ત થઇને રહેલા એ આચાર્યને શી રીતે જાણી શકીએ ? ૨૧.

गुरुणाकरुणानिधिनात्यधुनायदिनोसंन्निहितविहिताखजित्ताः ॥
जगतिक्वगतिर्भजतांत्यजतांस्वपदंविपदंतकरंतदिदं ॥२२॥

કરૂણાના ભંડારરૂપ એ ગુરૂએ હમણાં આપણે કે જેઓ સર્વદા પાસેજ રેહેનારા

[1] ધર્મ અર્થ તથા કામ એઓનો નિર્ણય, વિદ્યાનો ઉદ્દેશ, ઋતુરતુ આચરણ, નાયકનાં સહાયોનાં તથા દુતીઓનાં કામોનો વિચાર, પ્રમાણ કાલ તથા ભાવ એઓને અનુસરી રતિનું સ્થાપન, પ્રીતિના વિશેષો, આલિંગનના વિચારો ચુંબનોના ભેદો, નખ મારવાના તથા દાંત મારવાના પ્રકારો, દેશી ઉપચારો, બેસવાના પ્રકારો, વિચિત્ર રીતિનાં સુરતો, વિપરીત રતિ, અને પ્રેમના કજીઆ ઇત્યાદિ અનેક વિષયો વાત્સ્યાયન સુત્રમાં લખેલાં છે.

છિયે તેઓને પણ છોડી દીધા તો પછી જગતમાં સંસારને છોડી દઈ વિપત્તિઓનો અંત કરનારા તેમના ચરણારવિંદનું ભજન કરનારા બીજા સંન્યાસીઓની શી ગતિ થશે? ૨૨.

निःशेषेंद्रियजाड्यहृन्नवनवाल्हादंमुहुस्तन्वती ।
निर्सांश्लिष्टरजोयतीशचरणांभोजाश्रयाश्रेयसी ॥
निष्प्रत्यूहविजृंभमाणवृजिनस्योद्वासनावासना
निःसीमात्त्द्दयेनकल्पितपरारंभाचिरंभाव्यते ॥२३॥

જો કે એવા ગુરૂથી જુદા પડેલા આપણ લોકોનું જીવિત રેહેવું સંભવિત નથી તો પણ સર્વ ઇંદ્રિયોની જડતાને હરનારી, વારંવાર નવા નવા આનંદને આપનારી, સર્વદા રજોગુણથી રહિત એમનાં ચરણારવિંદોના આશ્રય વાળી, અત્યંત શ્રેષ્ઠ, અપ્રતિબંધ રીતે ઉદય પામતાં સંસાર સંબંધી કષ્ટોનું છેદન કરનારી અને સીમા વગરની જે તેમના ભજનની વાસના આપણા હૃદયમાં દૃઢ થઈને રહેલી છે તેજ આપણને લાંબા સમય સુધી જીવાડે છે. ૨૩.

फलितैरिवसत्वपादपैःपरिणामैरिवयोगसंपदां ॥
समयैरिववैदिकश्रियांसशरीरैरिवतत्त्वनिर्णयैः ॥२४॥
सधनैर्निजलाभवैभवात्सकुटुंबैरुपशांतिकांतया ॥
अतदन्यतयाखिलात्मकैरनुगृह्येमकदानुधामभिः ॥२५॥

એ આચાર્ય મહારાજ કે જે ફલિત થએલા સત્વગુણ રૂપી વૃક્ષ જેવા છે, યોગની સંપત્તિઓના પરિણામ જેવા છે, વૈદિક સિદ્ધાંતોના પ્રકાશ જેવા છે, તત્વોના દેહધારી નિર્ણય જેવા છે, સ્વરૂપના લાભ રૂપી વૈભવથી ધનાઢ્ય જેવા છે, ઉપશાંતિરૂપ સ્ત્રીને લીધે કુટુંબ જેવા છે અને પોતાથી વ્યતિરિક્ત કાંઈ પણ નહી હોવાથી સર્વાત્મક છે તેમનો અનુગ્રહ આપણને ક્યારે મળે? ૨૪, ૨૫.

अविनयंविनयन्नसतांसतामतिरयंतिरयन्भवपावकं ॥
जयतियोयतियोगभृतांवरोजगतिमेगतिमेषविधास्यति ॥२६॥

[1]સંન્યાસ યોગનું ધારણ કરનારાઓમાં ઉત્તમ, દુષ્ટ વાદિઓના અવિનયને દૂર કરનાર અને સજ્જનોના અત્યંત વેગવાળા સંસારરૂપ અગ્નિને શાંત કરનાર જે શ્રીશંકરાચાર્ય જગતમાં સર્વોપરિ છે તેજ મારી ગતિ કરશે. ૨૬.

विगतमोहतिमाप्यंविधुतमायतमायतयोभवन् ॥
अमृतदस्यतदस्यदृशःस्रुतावतरेमतरेमशुगर्णवं ॥२७॥

[2]સંન્યાસીઓ આવરણ રહિત તત્વજ્ઞાન વાળા જે આચાર્યને શરણાગત થઈને માયાને અત્યંત કંપાવી નાખનારા થયા છે એ મોક્ષને આપનારા આચાર્યની દૃષ્ટિના મા-

૧ એઓમાં અત્યંત દુઃખ પામેલા કોઈ શિષ્ય 'આચાર્યજ મારી ગતિ કરશે' એમ કેહે છે. ૨ કેટલાએક શિષ્યો 'આચાર્યના દર્શનથીજ શોકરૂપી સમુદ્રમાંથી તરી શકાશે' એમ માનીને કેહેછે.

ર્ગમાં જ્યારે ઉતરીશું ત્યારેજ શોકરૂપી સમુદ્રને તરીશું. ૨૭.

शुभाशुभविभाजकस्फुरणदाष्टिमुष्टिंधयःक्षपांधमतपांथदुष्कथकर्दमकुक्षिंभरिः ॥
कदाभवसिमेपुनःपुनरनाद्यविद्यातमःप्रमृज्यगलितद्वयंपदमुदंचयन्नद्वयं ॥२८॥

[1]હે આચાર્ય! આપ કે જે આત્માના તથા અનાત્માના વિભાગ કરનારાછો, દ્વૈત દૃષ્ટિનો નાશ કરનારાછો અને રાત્રિના અંધકાર સરખા દ્વૈત મતોમાં ભટકનારા દુષ્ટ વાદીઓના દંભને ખાઈ જનારાછો તે હવે વારંવાર મારા અવિદ્યારૂપ અંધકારને ટાળી નાખી અખંડ અદ્વૈત પદનો પ્રકાશ કરનારા ક્યારે થશો. ૨૮.

मर्त्यानांनिजपादपंकजजुषामाचार्यवाचायया
रुंधानोमतिकल्मषंत्वमिहाकिंकुर्वाणनिर्वाणया ॥
द्राङ्नायास्यसिचेत्सुधीकृतपरीहासस्यदासस्यते
दुःखांतोनभवेदितीड्यसपुनर्जानीहिमीनीहिमा ॥२९॥

[2]હે આચાર્ય! હે સ્તુતિ કરવા યોગ્ય! પોતાના ચરણારવિંદનું સેવન કરનારાઓના બુદ્ધિના મોહને જેની પાસે મોક્ષ કિંકર થઈને રેહે છે એવી વાણીથી ટાળી નાખરા આપ જો અહીં તુરત નહી પધારો તો વિદ્વાન્ પુરૂષો જેની હાંસી કરશે એવા આ દાસના (મારા) દુઃખનો છેડો આવશેજ નહીં એમ જાણજો. મને અહીં મારી નાખો માં. ૨૯.

इतिखेदमुपेयुषोमित्रजनेप्रतिपन्नयतिक्षितिभृन्महिमा ॥
शुचमर्थवताशमयन्वचसानिजगादसरोरुहपादइदं ॥३०॥

એ પ્રમાણે પોતાના મિત્ર લોકો ખેદ પામતાં પોતાના ગુરૂ શ્રીશંકરાચાર્યના મહિમાને જાણનારા પદ્મપાદ તેઓના શોકને શાંત કરવા માટે સારા અર્થોવાળાં વચનોથી તેઓને નીચે પ્રમાણે કહ્યું. ૩૦.

पर्याप्तंनःक्लैब्यमुपेत्यात्रसखायःकृत्वोत्साहंभूमिमशेषामपिधानात् ॥
अन्वेष्यामोभूविवराण्यथचद्यांयद्वद्देवंदेवमनुष्यादिषुगूढं ॥३१॥

હે મિત્રો! આપણે આ વિષયમાં નિરૂદ્યોગપણારૂપ નપુંસકપણું રાખવાનું રેહેવા દીયો. જેમ દેવ અને મનુષ્ય આદિ શરીરોમાં ગુપ્ત રીતે રહેલા પરમાત્માને શોધી કાહાડીએ છીએ તેમ કોઈ શરીરમાં ગુપ્ત રીતે રહેલા આચાર્યને સઘળી પૃથ્વીમાં, પાતાલોમાં અને સ્વર્ગમાં પણ છાનાઈથી ફરી ફરીને શોધી કાહાડશું. ૩૧.

अनिर्विण्णचेताःसमास्थाययत्नंसुदुष्प्रापमप्यर्थमाप्नोत्यवश्यं ॥
मुहुर्विघ्नजालैःसुराहन्यमानाःसुधामप्यवापुर्ह्यनिर्विण्णचित्ताः॥३२॥

પુરૂષ ચિત્તમાં કાયર નહી થતાં યત્ન કરવામાં લાગે તો અતિ દુર્લભ પદાર્થને પણ

[1] કોઈ શિષ્ય આચાર્યના ઉપદેશનું સ્મરણ કરીને બોલેછે. [2] કોઈ શિષ્ય અત્યંત વિકલ થઈને અવશ્ય દર્શન દેવાની માગણી કરેછે.

અવશ્ય પ્રાપ્ત થાય છે. દેવતાઓ વિઘ્નોના સમૂહોથી વારંવાર દુઃખી થતાં છતાં પણ કાયર નહી થઈને ઉદ્યોગમાં લાગ્યા રહ્યા તો તેઓ અમૃતને પણ મેળવી શક્યા છે[1]. ૩૨.

यद्यप्यन्यगात्रप्रतिच्छन्नरूपोदुरन्वेषणःस्याद्गुरुर्नस्तथापि ॥
स्वभानूदरस्थःशशीवप्रकाशैस्तदीयैर्गुणैरेववेत्तुंसशक्यः ॥३३॥

જોકે ગુરૂ બીજાના શરીરમાં ગુપ્ત થઈને રહેલા છે તેથી શોધી કાહાડવાને અશક્ય છે તો પણ જેમ ગ્રહણ સમયે રાહુના ઉદરમાં રહેલો ચંદ્ર પોતાના પ્રકાશોથીજ જાણી શકાય છે તેમ ગુરૂ પણ પોતાના અસાધારણ ગુણોથીજ જાણી શકાશે[2]. ૩૩.

इक्षुचापागमापेक्षयानिर्गतोवर्ष्मतस्योचितंकृष्णवर्त्मद्युति ॥
बिभ्रमाणांपदंसुभ्रुवांभूपतेःप्राप्तुमर्हत्यकामाग्रणीःसंयमी ॥३४॥

નિષ્કામ પુરૂષોમાં અગ્રણી પણું ધરાવનારા ગુરૂ કામશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે નીકળી ગયા છે એટલા માટે કામશાસ્ત્રના અભ્યાસને યોગ્ય; અગ્નિના સરખી કાંતિવાળાં અને સુંદરીઓના વિલાસોના સ્થાનકરૂપ કોઈ રાજાના શરીરમાંજ રહેલા હોવા જોઈએ. ૩૪.

नित्यतृप्ताग्रयाय्याश्रितेनिर्वृताःप्राणिनोरोगशोकादिनानेक्षिताः ॥
दस्युपीडोज्झिताःस्वस्वधर्मेरताःकालवर्षीस्वराण्मेदिनीकामसूः ॥३५॥

[3]નિત્યતૃપ્ત પુરૂષોમાં અગ્રણી, આપણા ગુરૂ, જે દેશમાં હશે, તે દેશમાં સર્વે મનુષ્યો, સુખી, ચોર લોકોની પીડાથી રહિત, પોતપોતાના ધર્મમાં આસક્ત રેહેનારા અને જેઓના ઉપર રોગ કે શોક આદિની દૃષ્ટિજ નહિ પડતી હોય એવા હશે, વરસાદ સમય સર વરસતો હશે અને પૃથ્વી જોઈતાં ફલો આપતી હશે. ૩૫.

तदिहालस्यमपास्यविचेतुंनिरवधिसंसृतिजलधेःसेतुं ॥
देशिकवरपदकमलंयामोनवृथाऽनेहसमत्रनयामः ॥३६॥

આવા શોધથી ગુરૂ મળી શકશે એટલા માટે આ સમયમાં આલસ્ય છોડીદઈને સંસારરૂપી અપાર સમુદ્રમાંથી તારનારાં સદ્ગુરૂનાં ચરણારવિંદને શોધવા માટે અહિંથી જઈએ. આહીં વૃથા કાળ કાહાડવો યોગ્ય નથી. ૩૬.

इतिजलरुहपदवचनंसर्वेमनसिनिधायानराकृतगर्वे ॥
कांश्चित्तत्रनिवेश्यशरीरंरक्षितुमन्येनिरगुरुदारं ॥३७॥

એ પ્રમાણે પદ્મપાદનાં વચનને પોતાના ગર્વ રહિત મનમાં ધરીને તે શિષ્યો પોતામાના કેટલાઓ કને શ્રીશંકરાચાર્યના ઉત્તમ સ્થૂલ શરીરનું રક્ષણ કરવા માટે ત્યાંજ રાખીને બીજાઓ ત્યાંથી નીકળ્યા. ૩૭.

૧ ઉપમાન વાક્યનો અને ઉપમેય વાક્યનો 'પામતા' રૂપ એક સાધારણ ધર્મ જુદો જુદો કહેલો છે તથી પ્રતિવસ્તૂપમા અલંકાર થયોછે. वाक्ययोरेकसामान्येप्रतिवस्तूपमामता જો ઉપમાન વાક્યનો અને ઉપમેય વાક્યનો એકજ સાધારણ ધર્મ જુદાં જુદાં પદોથી કહ્યો હોયતો પ્રતિવસ્તૂપમા અલંકાર થાયછે. (જુવો કુવલયાનંદ. પૃષ્ઠ ૬૩ મું) ૨ ઉપમા અલંકારછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૩ જું.) ૩ આચાર્ય કયા દેશના રાજાના શરીરમાં પેઠા હશે એ વાતનું અનુમાન કરવાને વાસ્તે કેહે છે.

तेचिन्वंतःशैलाच्छैलंविषयाद्विषयंभुवमनुवेलं ॥
मापुर्धिकृतविबुधनिवेशान्स्फीतानमरकनृपतेर्देशान् ॥३८॥

પૃથ્વીમાં ક્ષણે ક્ષણે એક પર્વતમાંથી બીજા પર્વતમાં અને એક દેશમાંથી બીજા દેશમાં શોધ કરતા તે શિષ્યો જેણે સુખ સંપત્તિને લીધે સ્વર્ગ લોકનો પણ તિરસ્કાર કરેલો હતો એવા (સ્વર્ગ કરતાં પણ અધિક સુખ સંપત્તિવાળા) અમરક રાજાના દેશમાં પોહોચ્યા. ૩૮.

मृत्वापुनरप्युत्थितमेनंश्रुत्वावैन्यदिलीपसमानं ॥
त्यक्त्वाविरहजदैन्यममंदंमत्वाचार्यंधैर्यमाविंदन् ॥३९॥

પૃથુરાજાના અને દિલિપરાજાના જેવા એ રાજાને મરણ પામીને પાછો ઉઠેલો સાંભળી એના શરીરમાં આચાર્ય છે એમ ધારી વિરહથી ઉત્પન્ન થએલી અત્યંત દીનતાને છોડી દઇને ધીરજ પામ્યા. ૩૯.

तेचज्ञात्वागानविलोलंतरुणीसक्तंधरणीपालं ॥
विविशुःस्वीकृतगायकवेषानगरंविदितसमस्तविशेषाः॥४०॥

એ રાજાને ગાયનમાં રૂચિ ધરાવનાર અને સુંદરીઓમાં આશક્ત જાણી સઘળા પ્રકારોને જાણનારા એ શિષ્યો ગવૈયાઓનો વેષ ધરીને તેના નગરમાં ગયા. ૪૦.

राज्ञेज्ञापितविद्यातिशयास्तेतत्संग्रहविधृतातिशयाः ॥
रमणीशतमध्यगमवनींद्रंददृशुस्ताराद्वृतमिवचंद्रं ॥४१॥

રાજાને વશ્ય કરવાને વાસ્તે ચમત્કારના અતિશયને ધરનારા તે શિષ્યો રાજાને પોતાની વિદ્યાના અતિશયની ખબર કેહેવરાવી સભામાં ગયા ત્યાં તેઓને જેમ તારાઓથી વીટાએલો ચંદ્ર હોય તેમ સેંકડો સ્ત્રીઓથી વીટાએલા તે રાજા જોવામાં આવ્યા. ૪૧.

वरचामरकरतरुणीकंकणरांजितसुंदरपश्चाद्भागं ॥
गीतिगतिज्ञोद्गीतश्रुतिसुखतानसमुल्लसदग्रिमदेशं ॥४२॥

એ સમયે એ રાજાનો પાછલો ભાગ હસ્તોમાં ઉત્તમ ચમરો ધરીને પવન નાખતી સ્ત્રીઓનાં કંકણોના શબ્દથી વ્યાપ્ત હોવાને લીધે મનોહર લાગતો હતો અને આગલો ભાગ ગાયનની ઉત્કૃષ્ટ રીતિઓને જાણનારા લોકોએ ગાએલાં કાનને સુખ આપે એવાં તાનોના શબ્દથી ઘેરાઇને શોભી રહ્યો હતો. ૪૨.

धृतचामीकरदंडसितातपवारणरंजितरत्नकिरीटं ॥
श्रितविग्रहमिवरतिपतिमाश्रितभुवमिवसांतःपुरममरेशं ॥४३॥

સોનાની દાંડીવાળા શ્વેત છત્રની છાંયથી શોભી રહેલા રત્નમય કિરીટવાળા એ રાજા જાણે દેહ ધરીને કામદેવ બેઠેલ હોય અને જાણે પૃથ્વીમાં ઉતરીને પોતાનાં અંતઃપુર સહિત ઇંદ્ર બેઠેલ હોય એવા લાગતા હતા. ૪૩.

रुचिरवेषाःसमासाद्यतांसंसदंनयनसंज्ञावितीर्णासनांभूभुजा ॥
समतिसृष्टास्ततःसुस्वरंमूर्छनापदविदस्तेजगुर्मोहयंतःसभां ॥४४॥

સુંદર વેષવાળા અને મૂર્છનાની ગતિને જાણનારા તે શિષ્યો એ સભામાં જઈ, રાજાએ દૃષ્ટિના ઈશારાથી આપેલાં આસનો પર બેસી, રાજાએ આજ્ઞા કરવાથી સભાને મોહ ઉપજાવે એવું નીચેના અભિપ્રાય વાળું સુસ્વર ગાયન કરવા લાગ્યા. ૪૪.

भृंगतवसंगतिमपास्यगिरिशृंगेतुंगविटपिनिसंगमजुंषित्वदंगे ॥
स्वांगरचिताःसकलुषांतरंगाःसंगमकृतेभंगमुपयांतिभृंगाः ॥४५॥

હે ભ્રમર[2]! તારા સમાગમને છોડીને ઊંચાં વૃક્ષોવાળા પર્વતના શિખરમાં રહેલા તારા શરીરનું રક્ષણ કરવાને વાસ્તે રાખવામાં આવેલા બીજા ભ્રમરો મનમાં બહુજ મુંઝાઈને તારા સમાગમને વાસ્તે છુટા પડેલા છે[3]. ૪૫.

पंचशरसमयसंचयकृतेप्रांचमुदंचन्निवेहसंचरासिप्रपंचं ॥
पंचजनमुख्यपंचमुखमप्यनंचनत्वंचगतिरितिकिंचकिलवंचितोसि ॥४६॥

હે સઘળાં તત્વોના અધિષ્ઠાનરૂપ! કામશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે પૂર્વ શરીરનો ત્યાગ કરી, જાણે આ નવા પ્રપંચમાં અવતરેલો હોય એવો તું સર્વની ગતિરૂપ છતાં પોતાના સ્વરૂપભૂત સદાશિવને પણ નહી પામતાં અહીં કેમ છેતરાઈ ગયો છે? ૪૬.

पर्वशशिमुखसर्वमपहायपूर्वंकुर्वदिहगर्वमनुसृत्यदद्दपूर्वं ॥
नस्मरासिवस्त्वस्मदीयमितिकस्मात्संस्मरतदस्मरपरमस्मदुक्त्या ॥४७॥

હે પુનમના ચંદ્ર સરખા મુખવાળા! આગલા શમ દમ આદિ સઘળા ગુણોને છોડીદઈ અહીં નવા અભિમાનમાં પડેલા મનને અનુસરેલો તું આપણા પરમ તત્વને કેમ સંભારતો નથી? તને જો સ્મરણ ન આવતું હોય તો હવે અમારા કહેવાથી તે તત્વનું સ્મરણ કરચ. ૪૭.

नेतनेसांदिनिगमवचनेनानिपुणांनिषेध्यमूर्तामूर्तराशिं ॥
यदशक्यानिह्नवंस्वात्मरूपतयाजानंतिकोविदास्तत्त्वमासितत्त्वं ॥४८॥

વિદ્વાન્ પુરૂષો 'સ્થૂલ શરીર આત્મા નથી, સૂક્ષ્મ શરીર આત્મા નથી અને કારણ

૧ અનુક્રમથી ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત સ્વરોનું જે ચડવું ઊતરવું તે મૂર્છના કેહેવાયછે. પ્રથમ સાંભળતાં જે ટુંકી માત્રા વાળો શબ્દ સંભળાયછે એટલે સ્વરનો આરંભ કરનાર જે અવયવછે તે શ્રુતિ કેહેવાય છે અને તે શ્રુતિ પછી થનારો ધ્વનિરૂપ જે શબ્દ, સાંભળનારા ચિત્તને રંગીદેછે તે સ્વર કેહેવાય છે. સ્વરનો જે સમૂહ તે ગ્રામ કેહેવાયછે. ષડ્જગ્રામ, મધ્યમ ગ્રામ અને ગાંધાર ગ્રામ એ રીતે ત્રણ ગ્રામોછે અને તેઓ અનુક્રમે નંદ્યાવર્ત, જીમૂત અને સુભદ્ર એ નામોથી ઓળખાય છે. એ ગ્રામો અનુક્રમે ષડ્જથી, મધ્યમથી અને ગાંધારથી ઉત્પન્ન થાય છે. એ એક એક ગ્રામમાં સાત સાત મૂર્છનાઓ રહેછેતેથી મૂર્છનાઓ એકવીશ ગણવામાં આવેછે. ૨. જેમ ભ્રમર પુષ્પોના રસના સ્વાદને લેનારછે તેમ શ્રીશંકરાચાર્ય શ્રુતિઓના રસના સ્વાદને લેનારછે તેથી તેમને 'હે ભ્રમર,' એ સંબોધન આપેલું છે. ૩ જે શ્રીશંકરાચાર્યને કેહેવાનું છે તે બીજા લોકોને નહી જાણવા દેવાને વાસ્તે ભ્રમરને કહ્યું છે માટે ગૂઢોક્તિ અલંકાર થયોછે. गूढोक्तिरन्योद्देश्यंचेद्यदन्यंप्रतिकथ्यते જે માણસના ઉદ્દેશથી કાંઈ કેહેવાનું હોય તે બીજાના જાણવામાં ન આવવા દેવાને વાસ્તે અન્યને કેહેવામાં આવે તો ગૂઢોક્તિ અલંકાર થાયછે. (જુવો કુવલયાનંદ પાનું ૧૭૬ મું)

શરીર પણ આત્મા નથી' એવા અભિપ્રાય વાળાં अथातआदेशोनेतिनेति ઈત્યાદિ વેદનાં વચનોથી સઘળા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થોનો સારી પેઠે નિષેધ કરીને, તે નિષેધના અવધિ પણાને લીધે જેનો કદી પણ નિષેધ થઈ શકે નહી એવા જે તત્વને પોતાનું સ્વરૂપ સમજે છે તે તત્વ તું છે!! ૪૮.

**खाद्यमुत्पाद्यविश्वमनुप्रविश्यगूढमन्नमयादिकोशतुषजालेकवयो ॥**
**विविच्ययुक्त्यवघाततोयत्तंदुलवदाददातितत्वमसितत्वं ॥४९॥**

પ્રથમ આકાશ આદિ જગતને ઉત્પન્ન કરીને અને પછી તે જગતમાં [1]પ્રવેશ કરીને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશોરૂપી ફોતરાંઓના સમૂહમાં ગુપ્ત રીતે રહેલા જે તત્વને વિદ્વાન્ પુરૂષો [2]યુક્તિઓરૂપ ખાંડવાની ક્રિયાથી જુદું પાડીને ચોખાના દાણાની પેઠે ગ્રહણ કરી લેછે તે તત્વ (બ્રહ્મ) તું છે. ૪૯.

**विषमविषयेषुसंचारिणोक्षाश्वान्दोषदर्शनकशाभिघाततः ॥**
**स्वैरंसन्निवर्त्यस्वांतरश्मिभिर्धीराबध्नंतियत्रतत्त्वमसितत्वं ॥५०॥**

ધીર પુરૂષો વિષયોરૂપી વિષમ પ્રદેશોમાં યથેષ્ટ રીતે ફરનારા ઇંદ્રિયોરૂપી ઘોડાઓને દોષ દૃષ્ટિ કરવારૂપ ચાબખા મારી તે પ્રદેશોમાંથી પાછા વાળીને મનની વૃત્તિરૂપ રેનથી જે તત્વરૂપી ખીલામાં બાંધે છે તે તત્વ તું છે. ૫૦

**व्यावृत्तजाग्रदादिष्वनुस्यूतंतेभ्योन्यदिवपुष्पेभ्यइवसूत्रं ॥**
**इंद्रियपदौपाधिकत्रयपृथक्त्वेनाविदंतिसूरयस्तत्त्वमसितत्वम् ॥५१॥**

'જેમ પરસ્પરથી જુદાં પુષ્પોમાં અનુસ્યૂત થઈને રહેલો દોરો તે પુષ્પોથી જુદો છે તેમ પરસ્પરથી જુદી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ અવસ્થાઓમાં અનુસ્યૂત થઈને રહેલું તત્વ એ અવસ્થાઓથી જુદું છે' એમ વિવેચન કરી વિદ્વાનો જે તત્વને ઇંદ્રિયોથી ગમ્ય ઉપાધિજન્ય ત્રણે શરીરોથી જુદું જાણે છે તે તત્વ તું છે. ૫૧.

**पुरुषएवेदमित्यादिवेदेषुसर्वकारणतयायस्य ॥**
**सार्वात्म्यंहाटकस्येवमुकुटादितादात्म्यंसरसमाम्नायेततत्वमसितत्वं॥५२॥**

पुरुषएवेदंसर्वंयद्भुतंयच्चभव्यं ઇત્યાદિ શ્રુતિઓ 'જેમ એકજ સુવર્ણ કડાં આદિ સઘળા વિકારોરૂપ થાયછે તેમ એકજ બ્રહ્મ સર્વના કારણપણાને લીધે સર્વરૂપ થએલ છે' એમ જે તત્વનું સરસ રીતે નિરૂપણ કરે છે તે તત્વ તું છે. ૫૨.

1 तत्सृष्ट्वातदेवानप्राविशत् એ શ્રુતિ છે. તેનો અર્થ એ છે કે પરમાત્માએ જગતને સર્જીને પાછળથી તેમાં પ્રવેશ કર્યો છે 2 અન્નમય કોશ (સ્થૂલ દેહ) આત્મા નથી, કારણ કે ઘરની પેઠે કાર્યરૂપ છે. પ્રાણમયકોશ (પ્રાણ) આત્મા નથી, કારણ કે ઘરની પેઠે જડ છે. મનોમય કોશ (મન) આત્મા નથી, કારણ કે દેહની પેઠે અન્નના વિકારરૂપ છે. વિજ્ઞાનમય કોશ (બુદ્ધિ) આત્મા નથી, કારણ કે ઘટાદિકની પેઠે લય આદિ અવસ્થાઓને પામે થાય છે. આનંદમય કોશ (કારણ શરીરનો આનંદ) આત્મા નથી, કારણ કે વાદળાંની પેઠે કોઈ વખતેજ પ્રતીત થાય છે. ઇત્યાદિ યુક્તિઓ સમજવી. યુક્તિઓને વેદાંત શાસ્ત્રમાં અનુમાન પણ કહેછે. જેમ કેળના થંભમાંથી એક બીજાની અંદરનાં છોતરાં કહાડી નાખી સહુથી અંદરના પાનડાના ગાભાનું ગ્રહણ થાયછે તેમ દેહમાં એક બીજાની અંદરના કોશોને કહાડી નાખી (વિચારથી અળગા પાડી) સહુથી અંદરના પરમાત્માનું જ્ઞાન થાય છે.

यश्चाहमत्रवर्ष्मणिभामिसोसौयोसौविभातिरविमंडलेसोहमिति ॥
वेदवेदिनोव्यतिहारतोयदध्यापयंतियत्नतस्तत्वमसितत्वं ॥५३॥

'જે હું આ શરીરમાં પ્રકાશુંછું તેજ સૂર્ય મંડલમાં છે અને જે સૂર્ય મંડલમાં પ્રકાશે છે તેજ હું છું' એ રીતે [1]વેદ જાણનારા મુનિઓ વ્યતિહાર કરીને (પરસ્પરની એકતા જણાવીને) જે તત્વનો યત્નથી અભ્યાસ કરાવે છે તે તત્વ તું છે. ૫૩.

वेदानुवचनसद्दानमुखधर्मैःश्रद्धयानुष्ठितैर्वैद्ययायुक्तैः ॥
विविदिषंत्यसंतविमलस्वांताब्राह्मणायद्ब्रह्मतत्वमसितत्वं ॥५४॥

શ્રદ્ધાથી કરવામાં આવતા ઉપાસના સહિત વેદાભ્યાસ અને ઉત્તમ દાન આદિ ધર્મોથી અત્યંત નિર્મલ થએલા અંતઃકરણવાળા બ્રાહ્મણો એ સાધનોથી જે તત્વને જાણવાને ઈચ્છે છે તે બ્રહ્મતત્વ તું છે. ૫૪.

शमदमोपरमादिसाधनैर्धीराःस्वात्मनात्मनियदन्विष्यकृतकृत्याः ॥
अधिगतामितसच्चिदानंदरूपानपुनरिहाखिद्यंतितत्वमसितत्वं ॥५५॥

ધીર પુરૂષો શમ, દમ, ઉપરમ, ક્ષાંતિ, સમાધિ અને શ્રદ્ધારૂપ સાધનોથી બુદ્ધિમાં આત્મસ્વરૂપે જે તત્વને શોધી લઇ કૃતાર્થ અને અમિત સચ્ચિદાનંદને પામેલા થઇને પાછા સંસારમાં જન્મમરણ આદિ ખેદને પ્રાપ્ત થતા નથી તે તત્વ તું છે. ૫૫.

अविगीतमेवंनरपतिराकर्ण्यवर्णितात्मार्थं ॥
विससर्जपूरिताशानेताञ्ज्ञिर्ज्ञातकर्तव्यः ॥ ५६ ॥

એ પ્રમાણે તે ગવૈયાઓએ વર્ણન કરેલા વાસ્તવિક આત્મસ્વરૂપનું શ્રવણ કરી રાજાએ જે પોતાને કરવું યોગ્ય હતું તે જાણી લઈ એઓની આશા પૂર્ણ કરીને તેઓને વિદાય કર્યા. ૫૬.

उद्बोधितःसदसितैरवलंब्यमूर्छांनिर्गत्यराजतनुतोनिजमाविवेश ॥
गात्रंपुरोदितनयेतसदेशिकेंद्रःसंज्ञामवाप्यचपुरेवसमुत्थितोभूत् ॥५७॥
तदनुकुहरमेत्यपूर्वदृष्टंनरपतिभृत्यविसृष्टपावकेन ॥
निजवपुरवलोक्यदह्यमानंझटितिसयोगधुरंधरोविवेश ॥५८॥

એ રીતે સભામાં પદ્મપાદ આદિ શિષ્યોએ સ્મરણ આપતાં યોગ કરવામાં ધુરંધર શ્રીશંકરાચાર્ય મૂર્છિત થઇ આગળ કહેલી રીતિ પ્રમાણે રાજાના શરીરમાંથી નીકળી પેહેલી ગુફામાં જઈ પોતાના સ્થૂલ શરીરને રાજાના ભૃત્યોએ મુકેલા અગ્નિથી બળતું જોઇ તુરત એ સ્થૂલ શરીરમાં પેસી ગયા. શ્રીશંકરાચાર્યનો પ્રવેશ થતાં એ સંન્યાસ આશ્રમ વાળો સ્થૂલ દેહ સંજ્ઞાને પ્રાપ્ત થઇને આગળની પેઠેજ ઉભો થયો. ૫૭. ૫૮.

[1] असौसआदित्योएषयएतस्मिन्मंडलेपुरुषोयश्चायंदक्षिणेक्षन्पुरुषस्तावेतावन्योन्यस्मिन्प्रतिष्ठितौ ઈત્યાદિ શ્રુતિઓ શરીરમાં રહેલા આત્માને સૂર્યમંડલમાં રહેલ કેહેછે અને સૂર્યમંડલમાં રહેલા આત્માને શરીરમાં રહેલ કેહેછે.

सपदिदहनशांतयेमहांतंनरमृगरूपमधोक्षजंशरण्यं ॥
स्तुतिभिरधिकलालसत्पदाभिस्त्वरितमतोषयदात्मवित्प्रधान ॥५९॥

પછી આત્મવેત્તાઓમાં મુખ્ય શ્રીશંકરાચાર્યે એ અગ્નિની તુરત શાંતિને વાસ્તે મોટા અને શરણાગતોનું રક્ષણ કરનારા નૃસિંહરૂપ વાળા વિષ્ણુને સર્વોત્તમ કૃતિથી શોભતાં પદોવાળી સ્તુતિઓથી તુરત પ્રસન્ન કર્યા[1]. ૫૯.

नरहरिकृपयाततःप्रशांतेप्रबलतरेसहुताशनेप्रविष्टः ॥
निरगमदचलेंद्रकंदरांताद्विधुरिववक्त्रबिलाद्विधुंतुदस्य ॥६०॥

પૂર્વ શરીરમાં પેઠેલા શ્રીશંકરાચાર્ય તે પછી નૃસિંહજીની કૃપાથી અત્યંત પ્રબલ અગ્નિ શાંત થતાં જેમ રાહુના મુખરૂપી ગુફામાંથી ચંદ્ર બહાર નીકળે તેમ એ પર્વતની ગુફાના મધ્યમાંથી બહાર નીકળ્યા. ૬૦.

तदनुशमधनाधिपोविनेयैश्चिरविरहादतिवर्धमानहार्दैः ॥
सनकइववृतःसनंदनाद्यैर्जिगमिषुराजनिमंडनस्यगेहं ॥६१॥

પછી સંન્યાસીઓના અધિપતિ શ્રીશંકરાચાર્યે, જેમ સનંદ આદિ મુનિઓથી સનક વીંટાય છે તેમ લાંબાં કાલના વિરહથી અત્યંત વધતા પ્રેમવાળા પદ્મપાદ આદિ શિષ્યોથી વીંટાઈને મંડનમિશ્રને ઘેર જવાની ઈચ્છા કરી. ૬૧.

तदनुसदनमेत्यपूर्वदृष्टंगगनपथाद्गलितक्रियाभिमानं ॥
विषयविषनिवृत्ततर्षमुच्चैरतनुतमंडनमिश्रमक्षिपात्रं ॥६२॥

એ ઈચ્છાથી શ્રીશંકરાચાર્યે મંડનમિશ્રનું ઘર કે જે પ્રથમ જોએલું હતું ત્યાં ઊંચા આકાશ માર્ગથી આવી, જેની વિષયોરૂપી વિષોની તૃષ્ણા ટળી ગઈ હતી એવા અને તેથી કર્મ કરવાના અભિમાનને છોડી બેઠેલા મંડનમિશ્રને જોયો. ૬૨.

तंसमीक्ष्यनभसश्च्युतंसचप्रांजलिःप्रणतपूर्वविग्रहः ॥
अर्हणाभिरभिपूज्यतस्थिवानीक्षणैरनिमिषैःपिबन्निव ॥६३॥

આકાશમાંથી ઉતરેલા એ શ્રીશંકરાચાર્યને જોઈ મંડનમિશ્ર માથું નમાવી પૂજનના પદાર્થોથી પૂજન કરી જાણે નિમેષ વગરનાં નેત્રોથી પીતો હોય તેમ હાથ જોડીને ઉભો રહ્યો. ૬૩.

सविश्वरूपोवततसत्यवादीपपातपादांबुजयोर्यतीशः ॥
गृहंशरीरंममयच्चसर्वंतवेतिवादीमुदितोमहात्मा ॥६४॥

સત્યવાદી, મહાત્મા અને રાજી થએલો એ મંડનમિશ્ર 'મારૂં શરીર તથા ઘર આદિ જે કાંઈ છે તે સઘળું આપનું છે' એમ બોલતો બોલતો શ્રીશંકરાચાર્યના ચરણારવિંદમાં પડ્યો. ૬૪.

प्रेयसामथममर्चितंमुनिंमासविष्टरमुपस्थितंबुधैः ॥
प्रश्रयावनतमूर्तिरब्रवीच्छारदाभिवदनेविशारदा ॥६५॥

[1] શંકરાચાર્યે બાર શ્લોકોથી કરેલી નૃસિંહજીની સ્તુતિ આ ગ્રંથને છેવટે છે તે જોવી.

પોતાના સ્વામીએ પ્રથમ પૂજેલા, આસનપર બીરાજેલા અને ઘણા વિદ્વાનો જેમનું સેવન કરતા હતા એવા શ્રીશંકરાચાર્યને બોલવામાં વિચક્ષણતા ધરાવનારાં સરસ્વતીએ પ્રેમથી પોતાનું શરીર નમાવીને નીચે પ્રમાણે કહ્યું. ૬૫.

**इशानःसर्वविद्यानामीश्वरःसर्वदेहिनां ॥**

**ब्रह्मणोधिपतिर्ब्रह्मन्भवान्साक्षात्सदाशिवः ॥६६॥**

હે બ્રહ્મન્! આપ સઘળી વિદ્યાઓના સ્વામી, સર્વ પ્રાણીઓના સ્વામી અને બ્રહ્માના પણ અધિપતિ સાક્ષાત્ સદાશિવ છો. ૬૬.

**सदसिमामविजित्यतथैवयन्मदनशासनकामकलास्वपि ॥**

**तदवबोधकृतेकृतिमाचरस्तदिहमर्त्यचरित्रविडंबनं ॥६७॥**

મને સભામાં નહી જીતીને આપે એમના એમ જઈ કામશાસ્ત્રને જાણવા માટે કામશાસ્ત્રમાંની કલાઓનો અભ્યાસ કર્યો એ કેવલ આપે આ લોકમાં મનુષ્ય લીલાનું અનુકરણ કર્યું છે. ૬૭.

**त्वयायदावांविजितौपरात्मन्नतत्रपामावहतीह्यसर्वथा ॥**

**कृताभिभूतिर्नमयूखशालिनानिशाकरादेरपकीर्तयेखलु ॥६८॥**

હે પરમાત્મા! હે સ્તુત્ય! અમોને જીતી લીધાં તેથી અમોને કાંઈ પણ લજાવું પડે એમ નથી, સૂર્યે કરેલા પરાભવથી ચંદ્રમા આદિની અપકીર્ત્તિ થાયજ નહીં[1]. ૬૮.

**आदावात्मयंधामकामंप्रयास्याम्यर्हस्यच्छंमामनुज्ञातुमर्हन् ॥**

**इत्यामंत्र्यांतर्हितांयोगशक्त्यापश्यन्देवींभाष्यकर्ताबभाषे ॥६९॥**

'હે મહાત્મા! હવે હું પ્રથમ મારા સ્વચ્છ ધામમાં જઈશ માટે આપે મને આજ્ઞા દેવી યોગ્ય છે' એમ આજ્ઞા લઈ અંતર્હિત થએલાં સરસ્વતીને યોગ શક્તિથી દેખતા શ્રીશંકરાચાર્યે નીચે પ્રમાણે કહ્યું. ૬૯.

**जानामित्वांदेविदेवस्यधातुर्भार्यामिष्टामष्टमूर्तेःसगर्भ्यां ॥**

**वाचामाद्यांदेवतांविश्वगुप्त्यैचिन्मात्रामप्यात्तलक्ष्म्यादिरूपां ॥७०॥**

હે દેવી! તમે ચિન્માત્ર છતાં પણ જગતનું રક્ષણ કરવા માટે લક્ષ્મી આદિ રૂપોનું ગ્રહણ કરનારાં, વાણીનાં આદિ દેવતાં, સાક્ષાત્ બ્રહ્મનાં પ્યારાં પત્ની અને મહાદેવના સહોદર છો એ હું જાણુંછું. ૭૦.

**तस्मादस्मत्कल्पितेष्वर्च्यमानास्थानेषुत्वंशारदाख्यादिशंती ॥**

**इष्टानर्थानृष्यशृंगादिकेषुक्षेत्रेष्वास्स्वप्राप्तसत्संनिधाना ॥७१॥**

એટલા માટે ઋષ્યશૃંગ આદિ ક્ષેત્રોની અંદર અમોએ બનાવેલાં સ્થાનકોમાં આપે 'શારદા' એ નામ ધરીને સન્નિહિત રેહેવું અને પૂજન કરનારાઓના વાંછિત મનોરથોને સફલ કરવા. ૭૧.

[1] प्रतिवस्तूपमा અલંકાર છે. જુવો આ સર્ગના૩૨ મા શ્લોકની ટીકા.

तथेतिसंश्रुत्यसरस्वतीसाप्रायात्प्रियंधामपितामहस्य ॥
अदर्शनंतत्रसमीक्ष्यसर्वेआकस्मिकंविस्मयमीयुरुच्चैः ॥७२॥

પછી એ સરસ્વતી દેવી શ્રીશંકરાચાર્યનાં વચનને 'બહુ સારૂં' એમ કહી સ્વીકારીને બ્રહ્માના પ્યારા ધામમાં પધારી ગયાં. એ પ્રમાણે સરસ્વતીને અકસ્માત્ અંતર્હિત થઈ ગએલા જોઈને સર્વે લોકો અત્યંત વિસ્મય પામ્યા. ૭૨.

तस्यायतीशजितभर्तृयतित्वजातवैधव्यसंभवशुचाभुवमस्पृशंत्याः ॥
अंतर्धिमीक्ष्यमुदितोजनिमंडनोपितत्साधुवीक्ष्यमुमुदेयतिशेखरश्च ॥७३॥

પોતાનો સ્વામી શ્રીશંકરાચાર્યની પાસે હારી જવાથી તેને સંન્યાસ પ્રાપ્ત થતાં તેથી થએલા વિધવાપણાના શોકને લીધે પૃથ્વીનો સ્પર્શ પણ નહી કરતાં અંતર્હિત થએલાં તે પોતાની પત્ની સરસ્વતીને જોઈ મંડનમિશ્રને આનંદ થયો અને તે યોગ્ય થએલું જોઈ શ્રીશંકરાચાર્ય પણ પ્રસન્ન થયા. ૭૩.

मंडनमिश्रोप्यथविधिपूर्वंदत्वावित्तंयागेसर्वं ॥
आत्मारोपितशोचिष्केशोभेजेशंकरमस्तामिताशः ॥७४॥

પછી મંડનમિશ્રે પણ સંન્યાસ લેવાને વાસ્તે [1]ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક સઘળું ધન યાગમાં આપી દઈ અગ્નિહોત્રના અગ્નિનું પોતામાં આરોપણ કરી સઘળી આશાઓને છોડી દઈને શ્રીશંકરાચાર્યનું સેવન કરવા માંડ્યું. ૭૪.

संन्यासगृह्यविधिनासकलानिकर्माण्यह्नायशंकरगुरुर्विदुषोस्यकुर्वन् ॥
कर्णेजगौकिमपितत्वमसीतिवाक्यंकर्णेजपन्निखिलसंसृतिदुःखहानेः ॥७५॥

ગુરૂ શ્રીશંકરાચાર્યે પણ સંન્યાસનો વિધિ કહેનારાં ગૃહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણે તુરત એ પંડિતનાં સઘળાં કર્મો કરી તેના કાનમાં સંસાર સંબંધી સઘળાં દુઃખોના નાશને સૂચવનારા સર્વોત્તમ तत्वमसि વાક્યનો ઉપદેશ કર્યો. ૭૫.

संन्यासपूर्वंविधिवद्विभिक्षेपश्चादुपादिक्षदथात्मतत्वं ॥
आचार्यवर्यःश्रुतिमस्तकस्थंतदादिवाक्यंपुनराबभाषे ॥७६॥

મંડનમિશ્રે સંન્યાસાશ્રમ લઈને વિધિપૂર્વક ભિક્ષા લીધી અને તે પછી આચાર્યોમાં ઉત્તમ શ્રીશંકરાચાર્યે તેને વેદાંતમાં કહેલા આત્મતત્વનો ઉપદેશ કર્યો. આચાર્યે ફરીવાર તેને અર્થ સહિત तत्वमसि વાક્ય નીચે પ્રમાણે સમજાવ્યું. ॥૭૬॥

त्वन्नासिदेहोघटवद्ध्यनात्मारूपादिमत्वादिहजातिमत्वात् ॥
ममेतिभेदप्रथनादभेदसंप्रत्ययंविद्धिविपर्ययोत्थं ॥७७॥

તું દેહ નથી. કારણ કે દેહતો રૂપ આદિવાળો હોવાને લીધે, મનુષ્યપણા આદિ જાતિઓ વાળો હોવાને લીધે તથા 'મારો છે' એમ કહેવાવાથી પ્રત્યક્ષ ભેદ જણાવાને લીધે ઘટની પેઠે અનાત્મા છે. 'હું જાડોછું, હું પાતળોછું, અને હું મનુષ્યછું' ઇત્યાદિ

1 સંન્યાસ લેવાની પ્રક્રિયા ધર્મસિંધુના ત્રીજા પરિચ્છેદના ઉત્તરાર્દ્ધના ૬૮ મા પાનાથી શરૂ થાયછે તે જુવો.

દેહની સાથે જે અભેદની પ્રતીતિ થાયછે તે તો દેહમાં આત્માના અને આત્મામાં દેહના પરસ્પર મિથ્યા અધ્યાસથી થાયછે એમ સમજવું. ।।૭૭।।

**लोक्योहिलोक्यव्यतिरिक्तलोककोदृष्टोघटादिःखलुतादृशीतनुः ॥**
**दृश्यत्वहेतोर्व्यतिरेकसाधनेत्वत्तःशरीरेकथमात्मतागतिः ॥७८॥**

જેમ ઘટ આદિ પદાર્થ દૃશ્ય હોવાને લીધે પોતાથી જુદા દ્રષ્ટાવાળોછે તેમ દેહવણ દૃશ્ય હોવાને લીધે પોતાથી જુદા દ્રષ્ટાવાળો છે. આ રીતે તું કે જે દ્રષ્ટા છે તેથી દેહ જુદો છે એમ સિદ્ધ થાય છે માટે દેહ આત્મા શી રીતે ઠરે ? નજ ઠરે. ૭૮.

**नापींद्रियाणिखलुतानिचसाधनानिदात्रादिवत्कथममीषुतवात्मभावः ॥**
**चक्षुर्मदीयमितिभेदगतेरमीषांस्वप्नादिभावविरहाच्चघटादिसाम्यं ॥७९॥**

ઇંદ્રિયો પણ આત્મા નથી. જેમ પ્રાણિને દાતરડાં આદિ સાધનો હોય છે તેમ ઇંદ્રિયો પણ વિષયો જાણવાના સાધનોજ છે. માટે ઇંદ્રિયોમાં તારા આત્માપણું કેમ ઘટે ? નથીજ ઘટતું. વળી 'ચક્ષુ મારી છે' એમ કેહેવાવા ઉપરેથી ઇંદ્રિયોનું આત્માથી ભિન્નપણું પ્રત્યક્ષ દેખાય છે અને વળી સ્વપ્ન આદિ અવસ્થામાં આત્મા રેહેછે અને ઇંદ્રિયો રેહેતી નથી તેથી ઇંદ્રિયો ઘટ આદિ પદાર્થોની પેઠે અનાત્માજછે. ૭૯.

**यद्यात्मतैषांसमुदायगास्यादेकव्ययेनापिभवेन्नतद्धीः ॥**
**प्रत्येकमात्मत्वमुदीर्यतेचेन्नश्येच्छरीरंबहुनायकत्वात् ॥८०॥**

જો તને 'ઇંદ્રિયો આત્મા છે' એવી શંકા રેહેતી હોય તો હું પુછુંછું કે ઇંદ્રિયોનો સમુદાય આત્માછે કે પ્રત્યેક ઇંદ્રિયો આત્મા છે ? જો સમુદાય આત્મા હોય તો એક ઇંદ્રિયનો નાશ થતાં સમુદાયના નાશ થાયછે તેથી સમુદાયને આત્માપણું કેમ ઘટે અને જો પ્રત્યેક ઇંદ્રિયો આત્મા હોય તો શરીરના સ્વામીઓ અનેક થવાથી શરીરનોજ નાશ થઈ જાય. ૮૦.

**आत्मत्वमन्यतमगंयदिचक्षुरादेश्चक्षुर्विनाशसमयेस्मरणंनाहिस्यात् ॥**
**एकाश्रयत्वनियमात्स्मरणानुभूत्योर्दृष्टश्रुतार्थविषयावगतिश्चनस्यात् ॥८१॥**

જો ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં કોઈ અમુક ઇંદ્રિય આત્મા હોય તો તે ઇંદ્રિયનો નાશ થયા પછી તેનું સ્મરણ નહીં રેહેવું જોઇએ. કારણ કે અનુભવ અને સ્મરણ એઓ એક આત્મામાંજ રેહેછે એવો નિયમ છે. 'જે હું દેખતો હતો તેજ હું હમણાં સાંભળુંછું' એવી પ્રત્યભિજ્ઞા થાયછે તેથી પણ કોઇ અમુક ઇંદ્રિય આત્મા નથી એમ સિદ્ધ થાયછે. કારણ કે દેખનાર અને સાંભળનાર ઇંદ્રિયો જુદી જુદી છે. ૮૧.

**मनोपिनात्माकरणत्वहेतोर्मनोमदीयंगतमन्यतोभूत् ॥**
**इतिप्रतीतेर्व्यभिचारितायाःसुप्तौचतच्चिन्मनसोर्विविक्तता ॥८२॥**

મન પણ આત્મા નથી. કારણ કે મન પણ એક જાતનું વિષયો જાણવાનું સાધન છે અને 'મારૂં મન બીજે ઠેકાણે ગયું હતું' એમ સ્પષ્ટ રીતે તેનું આત્માથી ભિન્નપણું

દેખાય છે. સુષુપ્તિમાં આત્મા રેહે છે અને મન રેહેતું નથી તેથી પણ આત્માનું અને મનનું ભિન્નપણું સિદ્ધ થાયછે. ૮૨.

**अनयैवदिशानिराकृतानचबुद्धेरपिचात्मतास्फुटं ॥**
**अपिभेदगतेरनन्वयात्करणादाविवबुद्धिमुझ्झभो ॥८३॥**

બુદ્ધિનું આત્માપણું પણ એ પ્રકારથીજ ખંડિત થઈ જાયછે. કારણ કે 'મારી બુદ્ધિ બીજે ઠેકાણે ગઈ હતી' એમ સ્પષ્ટ રીતે તેનું આત્માથી ભિન્નપણું દેખાયછે અને વળી સુષપ્તિમાં આત્મા રેહેછે અને બુદ્ધિ રેહેતી નથી. હે મંડનમિશ્ર! આમ છે એટલા માટે ઇંદ્રિય આદિની પેઠે બુદ્ધિને પણ આત્મા ગણવી છોડી દે. ૮૩.

**नाहंकृतिश्चरमधातुपदप्रयोगात्प्राणामदीयाइतिलोकेवादात् ॥**
**प्राणोपिनात्माभवितुंप्रगल्भःसर्वोपसंहारिणिसन्सुषुप्तौ ॥८४॥**

અહંકાર પણ આત્મા નથી. કારણ કે તેમાં છેડે 'કાર' એ 'કૃ' ધાતુમાંથી થએલો શબ્દ મુકવામાં આવેછે તે એક જાતની ક્રિયાછે એમ સિદ્ધ છે. આત્મામાં ક્રિયાપણું સંભવેજ નહીં. પ્રાણ કે જેનો સર્વના ઉપસંહારવાળી સુષુપ્તિમાં પણ લય થતો નથી તે પણ આત્મા થઈ શકે એમ નથી. કારણ કે 'મારા પ્રાણ' એમ લોકો બોલેછે. ૮૪.

**एवंशरीरादिविविक्तआत्मात्वंशब्दवाच्योभिहितोत्रवाक्ये ॥**
**तदोदितंब्रह्मजगन्निदानंतथातथैक्यंपदयुग्मबोध्यं ॥८५॥**

એ પ્રમાણે શરીર આદિથી જુદો પડેલો જે આત્માછે તે આ तत्त्वमसि વાક્યમાં त्वं એટલે 'તું' એ શબ્દનો વાચ્યાર્થ છે અને જગતના કારણરૂપ જે ઇશ્વરછે તે तत् એટલે 'તે' એ શબ્દનો વાચ્યાર્થ છે. 'તે' અને 'તું' એ પદોના સામાનાધિકરણ્યથી (એકાર્થ વાચકપણાથી) આત્માની અને ઇશ્વરની એકતા સમજવાનીછે. ૮૫.

**कथंतदैक्यंप्रतिपादयेद्वचःसर्वज्ञसंमूढपदाभिषिक्तयोः ॥**
**नह्येकतासंतमसप्रकाशयोःसंदृष्टपूर्वानचदृश्यतेऽधुना ॥८६॥**

એ રીતે 'તે' પદના અર્થ રૂપ ઇશ્વરની અને 'તું' એ પદના અર્થરૂપ જીવની એકતારૂપ વાક્યાર્થ સાંભળીને મંડનમિશ્રે શંકા કરી કે—'ઇશ્વર કે જે સર્વજ્ઞછે અને જીવ કે જે અલ્પજ્ઞછે તેઓની એકતાનું પ્રતિપાદન થવું એ વાક્યથી કેમ સંભવે? અંધકારની અને પ્રકાશની એકતા પૂર્વે કોઇએ જોએલી નથી અને હમણાંપણ જોવામાં આવતીનથી.૮૬.

**सत्यंविरोधगतिरस्तितुवाच्यगेयंसोयंपुमानितिवदत्रविरोधहानेः ॥**
**आदायवाच्यमविरोधिपदद्वयंतल्लक्ष्यैकबोधनपरंननुकोविरोधः ॥८७॥**

શંકરાચાર્યે સમાધાન કર્યું કે—સંપૂર્ણ વાચ્યાર્થ લેતાં વિરોધ આવેછે એ ખરી વાતછે પરંતુ सोयंदेवदत्तः 'તે આ દેવદત્ત છે' એ વાક્યની પેઠે વાચ્યોમાંથી બે અવિરુદ્ધ અંશો લઇને લક્ષ્ય સ્વરૂપે તેઓની એકતા જણાવવામાં વિરોધ મટી જાયછે. કશો વિરોધ રેહેતો નથી. એક સમયે કાશીમાં દેખેલો દેવદત્ત પાછો ઘણો કાલ વચમાં જતાં, બીજા દે-

શમાં દેખવામાં આવતાં તેને એક માણસ ભુલી જઇને 'આ બીજો છે' એમ માનતો હતો તેને, કોઈ ઓળખનાર ડાહ્યા પુરૂષે કહ્યું કે 'તે આ દેવદત્તછે.' એ વાક્યમાં 'તે' શબ્દ ઘણા દૂર દેશ અને કાલવાળા પદાર્થને કેહેછે અને 'આ' શબ્દ પાસેના દેશ અને કાલવાળા પદાર્થને કેહેછે. તો આ વાક્યમાં દૂર અને સમીપવાળા પદાર્થોની એકતા નહી ઘટતાં બન્નેમાંથી પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત દેવદત્તના પિંડરૂપી સમાન અંશનું ગ્રહણ કરી તે અને આ એ પદનું એકાર્થને કેહેનારપણું થાય છે અને તેમાં 'દેવદત્ત રૂપથી બન્ને એકછે' એવો વાસ્તવિક અભિપ્રાય આવેછે. એવી રીતે જીવપણ કે જે વાસ્તવિક રીતે બ્રહ્મ છતાંજ અવિદ્યારૂપ ઉપાધિના દોષથી પોતાના સંસારી સ્વરૂપને અસંસારી ઈચ્છાથી અત્યંત ભિન્ન માનેછે તેને શ્રુતિ કેહેછે કે 'તે તું છે.' આ વાક્યમાં તે શબ્દ, સર્વજ્ઞત્વાદિક ગુણોવાળા પદાર્થને કેહેછે તો સર્વજ્ઞત્વાદિક અને અલ્પજ્ઞત્વાદિક ગુણોવાળા પદાર્થોની એકતા નહી બનતાં બન્નેમાંથી ગુણરૂપ પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત ચૈતન્યરૂપી સમાન અંશનું ગ્રહણ કરી તે અને તું એ પદોનું એકાર્થને કેહેનારપણું થાયછે અને તેમાં ચૈતન્ય અર્થાત્ પરબ્રહ્મરૂપથી તમો બન્ને એકછો એવો વાસ્તવિક અભિપ્રાય આવે છે. ૮૭.

जहीहिदेहादिगतामहंधियंचिरार्जितांकर्मशठैःसुदुस्त्यजां ॥
विवेकबुद्ध्यापरमेवसंततंध्यायात्मभावेनयतोविमुक्तता ॥८८॥

તું લાંબા કાલથી પ્રાપ્ત થએલી દેહાદિમાં અહંબુદ્ધિ કે જે કર્મજડ પુરૂષોથી છોડી શકાય એવી નથી તેને છોડીદે અને વિવેક બુદ્ધિ ધરીને સર્વદા પરબ્રહ્મનુંજ આત્મભાવથી ચિંતન કરચ કે જેથી મુક્તપણું પ્રાપ્ત થાય. ૮૮.

साधारणेवपुषिकाकसृगालवह्निमात्रादिकस्यममतांत्यजदुःखहेतुं ॥
तद्वज्जहीहिबहिरर्थगतांचविद्वन्चित्तंबधानपरमात्मनिनिर्विशंकं ॥८९॥

[1]શરીર કે જે કાગડા, શીઆલ, અગ્નિ અને માતા ઈત્યાદિક સર્વને[2]મજમુંછે તેમાં દુઃખના કારણરૂપ મમતાને છોડીદે અને તેમજ ધન આદિ બાહારના પદાર્થોમાં રહેલી મમતાને પણ છોડીદે. હે વિદ્વાન્! એ પ્રમાણે કરીને વિજાતીયની પ્રતીતિઓથી રહિત થએલા ચિત્તને પરબ્રહ્મમાં બાંધી દે. ૮૯.

तीरात्तीरंसंचरन्दीर्घमत्स्यस्तीराद्भिन्नोलिप्यतेनापितेन ॥
एवंदेहीसंचरन्जाग्रदादौतस्माद्भिन्नोनापितद्धर्मकोवा ॥९०॥

જેમ એક તટથી બીજા તટમાં સંચરણ કરતો મોટો મત્સ્ય તટથી ભિન્ન છે અને

૧ જેમાં મમતા પણ યોગ્ય નથી તેમાં અહંતાની તો શીજ વાત કરવી એવા અભિપ્રાયથી કેહેછે. ૨ શ્રી ભાગવતના દશમ સ્કંધના દશમા અધ્યાયનો અગીયારમો શ્લોક देहःकिमन्नदातुःस्वंनिषेक्तुर्मातुरेवच ॥ मातुःपितुर्वाबलिनःक्रेतुरग्नेःशुनोपिवा ॥ 'જે દેહછે તે અન્ન દેનારાની મિલકત છે? પિતાની મિલકત છે? માતાની મિલકત છે? માના બાપની મિલકત છે? બળીઆની મિલકત છે? ખરીદનારની મિલકત છે. અગ્નિની મિલકત છે કે કુતરાની મિલકત છે? એમ કાંઈ નકી કહી શકાતું નથી. કારણ કે એ સર્વની એના ઉપર માલેકીછે અને દેહ એ સર્વને કામ આવે એવોછે.' એ શ્લોકમાં પણ આ પ્રમાણે શરીરનું મજમુ પણંજ કહ્યું છે.

તટના ધર્મોથી લેપાતો નથી તેમ જાગ્રત આદિ અવસ્થાઓમાં સમરણ કરતો આત્મા જાગ્રત આદિ અવસ્થાઓથી ભિન્ન છે અને તે અવસ્થાઓના ધર્મોથી લેપાતો પણ નથી[1] ૯૦

जाग्रत्स्वप्नसुषुप्तिलक्षणमदोवस्थात्रयंवित्तनौ ।
त्वय्येवानुगतेमिथोव्यभिचरद्धीसंज्ञमज्ञानतः ॥
कॢप्तंरज्ज्ववदंशकेवसुमतीच्छिद्राहिदंडादिव
त्तद्ब्रह्मासितुरीयमुज्झितभयंमात्वंपुरेवभ्रमीः ॥९१॥

જેમ રજ્જુના 'આ' એ અંશમાં પૃથ્વીના છિદ્રની. સર્પની અને દંડ આદિની મિથ્યા કલ્પના થાય છે તેમ તું કે જે ચિન્માત્ર અને સર્વમાં અનુસ્યૂત છે તેમાં જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિરૂપ પરસ્પરથી ભિન્ન બુદ્ધિની અવસ્થાઓ અજ્ઞાનથી કલ્પાએલ છે એટલા માટે તું એ ત્રણે અવસ્થાઓથી પર અને નિર્ભય બ્રહ્મજ છે. આમ હોવાથી હવે તું આગળની પેઠે ભુલજે માં. ૯૧.

प्रत्यक्तमंपरपदंविदुषोंतिकस्थंदूरंतदेवपारिमूढमतेर्जनस्य ॥
अंतर्बहिश्चातिरास्तिनवेत्तिकाश्चिन्वन्बहिर्बहिरहोमहिमात्मशक्तेः ॥९२॥

પરબ્રહ્મ કે જે અહંકાર આદિથી પર છે તે, વિદ્વાનને પાસેજ છે અને મૂઢ મતિવાળા જનને દૂર છે. એ બ્રહ્મ ચૈતન્ય જો કે અંદર છે અને બાહાર પણ છે તોપણ જે બાહારનો બાહાર શોધે જાય તેને એ ચૈતન્ય જણુવામાં આવતું નથી. આત્મશક્તિનો મહિમા એવોજ છે!!! ૯૨.

यथाप्रपायांवहवोमिलंतेक्षणेद्वितीयेबताभिन्नमार्गाः ॥
प्रयांतितद्वद्बहुनामभाजोगृहेभवंतंसत्रनकश्चिदंते ॥९३॥

[2]જેમ પરબમાં પાણી પીવાને વાસ્તે ઘણા લોકો એકઠા થાયછે પણ બીજે ક્ષણે તેઓ ભિન્ન ભિન્ન માર્ગે ચાલી નીકળતાં અંતે ત્યાં કોઈ પણ રહેતો નથી તેમ ઘરમાં જુદાં જુદાં નામોવાળાં માણસો ભેળાં થાયછે પણ કેટલેક કાલે તેઓ મૃત્યુને માર્ગે ચાલી નીકળતાં અંતે ત્યાં કોઇપણ રેહેતો નથી. ૯૩.

सुखाययद्यत्क्रियतेदिवानिशंसुखंनकिंचिद्बहुदुःखमेवतत् ॥
विनानहेतुंसुखजन्मदृश्यतेहेतुश्चहेत्वंतरसंनिधौभवेत् ॥९४॥

રાતે અને દિવસે સુખને વાસ્તે જે જે ક્રિયા કરવામાં આવેછે તે તે ક્રિયાથી કાંઈ પણ સુખ થતું નથી પણ ઉલટું ઘણું દુઃખજ થાય છે. આત્મવિચાર વિના સુખની પ્રાપ્તિ જોવામાં આવતી નથી અને તે આત્મ વિચાર વૈરાગ્ય આદિ સાધનોની સંપત્તિ હોય તોજ પ્રાપ્ત થાય છે. ૯૪.

૧ तद्यथामहामत्स्यउभेकूलेसंचरातिपूर्वंचापरंचैवमेवायंपुरुषएतानुसंचरतिस्वप्नांतंबुद्धांतंच ॥ આ શ્રુતિનો આ શ્લોકમાં કહ્યા પ્રમાણેજ અર્થછે. ૨ તત્વજ્ઞાનનું મુખ્ય સાધન વૈરાગ્યજછે એટલા માટે વૈરાગ્યનો ઉપદેશ કરેછે.

परिपक्कमतेःसकृच्छ्रुतंजनयेदात्मधियंश्रुतेर्वचः ॥
परिमंदमतेःशनैःशनैर्गुरुपादाब्जनिषेवणादिना ॥९५॥

પરિપક્વ બુદ્ધિવાળાને શ્રુતિનું વાક્ય એકવાર સાંભળવાથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ મંદ બુદ્ધિવાળાને ગુરૂના ચરણારવિંદનું સેવન આદિ કરતાં કરતાં ધીરે ધીરે જ્ઞાન ઉત્પન્ન થાય છે. ૯૫.

प्रणवाभ्यसनोक्तकर्मणोःकरणेनापिगुरोर्निषेवणात् ॥
अपगच्छतिमानसंमलंक्षमतेतत्त्वमुदीरितंततः ॥९६॥

પ્રણવના જપનો અભ્યાસ કરવાથી, શાસ્ત્રોકત નિષ્કામ કર્મો કરવાથી અને ગુરૂની સેવા કરવાથી મનના મેલ દૂર થઈ જાય ત્યારે તે મન ગુરૂએ કહેલા આત્મતત્વનું ધારણ કરવાને સમર્થ થાયછે. ૯૬.

मनोनुवर्ततेदिवानिशंगुरौगुरुर्हिसाक्षाच्छिवएवतत्ववित् ॥
निजानुवृत्त्यापरितोषितोगुरुर्विनेयवत्क्रंकृपयाहिवीक्षते ॥९७॥

રાતે અને દિવસે ગુરૂમાંજ ચિત્ત રાખવું જોઈએ. કારણ કે તત્વવેત્તા ગુરૂ સાક્ષાત્ સદાશિવરૂપજ છે. સેવાથી પ્રસન્ન થએલા ગુરૂ કૃપાથી શિષ્યના મોહોડા સામું જુવેછે. ૯૭.

साकल्पवल्लीवनिजेष्टमर्थंफलत्यवश्यंकिमकार्यमस्याः ॥
आज्ञागुरोस्तत्परिपालनीयासामोदमानीयविधातुमिष्टा ॥९८॥

ગુરૂની કૃપા કલ્પવૃક્ષની લતાની પેઠે પોતાના ઇષ્ટ ફલને અવસ્ય આપે છે. ગુરૂની કૃપાથી નહી બની શકે એવું કશું નથી. એટલા માટે ગુરૂની આજ્ઞા પાળવી જોઈએ અને ચિત્તમાં હર્ષ ધરીને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ. ૯૮.

गुरुपदिष्टानिजदेवताचेत्कुप्येत्तदापालयितागुरुःस्यात् ॥
रुष्टेगुरौपालयितानकश्चिद्गुरौनतस्माज्जनयेतकोपं ॥९९॥

જો ગુરૂએ ઉપદેશ કરેલો દેવ કોપ કરે તો તેથી ગુરૂ પાલન કરેછે પણ ગુરૂ કોપ કરે તો કોઈ પાલન કરનાર મળતો નથી એટલા માટે ગુરૂને કચવાવવાજ નહી. ૯૯.

पुमान्पुमर्थंलभतेपिचोदितंभजन्निवृत्तःप्रतिषिद्धसेवनात् ॥
विधिंनिषेधंचनिवेदयत्यसौगुरोरनिष्टच्युतिरिष्टसंभवः ॥१००॥

પુરૂષ, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરવાથી અને નિષિદ્ધના સેવનનો ત્યાગ કરવાથી પુ-રૂષાર્થને પ્રાપ્ત થાય છે પણ 'શાસ્ત્રમાં શું કરવાનું કહ્યુંછે અને શું કરવાની ના પાડી છે' એતો ગુરૂજ બતાવેછે માટે ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો નાશ ગુરૂથીજ થાયછે. ૧૦૦.

आराधितंदेवतमिष्टमर्थंददातितस्याधिगमोगुरोःस्यात् ॥
नोचेत्कथंवेदितुमीश्वरोयमतीन्द्रियंदैवतमिष्टदं स्यात् ॥१०१॥

આરાધેલો દેવ ઈષ્ટફલ આપેછે પણ તે દેવની પ્રાપ્તિ ગુરૂથીજ થાયછે. જો ગુરૂ ન

હોય તો મૂઢ પુરૂષ ઇંદ્રિયોથી અગમ્ય દેવને શી રીતે જાણી શકે અને નહી જાણેલો તે દેવ ઈષ્ટ ફલને પણ કેમ આપે. ૧૦૧.

तुष्टेगुरौतुष्यतिदेवतागणोरुष्टेगुरौरुष्यतिदेवतागणः ॥
सदात्मभावेनसदात्मदेवताःपश्यन्नसौविश्वमयोहिदेशिकः ॥१०२॥

ગુરૂ પ્રસન્ન થાય તો સર્વે દેવતાઓ પ્રસન્ન થાયછે અને ગુરૂ ક્રોધ કરે તો સર્વે દેવતાઓ ક્રોધ કરેછે. કારણ કે સદ્રૂપ દેવતાઓને સર્વદા આત્મભાવથી જોનાર ગુરૂ સર્વમય છે. ૧૦૨.

एवंपुराणगुरुणापरमात्मतत्त्वंशिष्टोगुरोश्चरणयोर्निपपाततस्य ॥
धन्योस्म्यहंतवगुरोकरुणाकटाक्षपातेनपातितत्तमाइतिभाषमाणः ॥१०३॥

એ પ્રમાણે પરમગુરૂ શ્રી શંકરાચાર્યે પરમાત્માના તત્વનો ઉપદેશ કરતાં મંડનમિશ્ર 'હે ગુરૂ! આપના કરૂણા ભરેલા કટાક્ષો પડવાથી અજ્ઞાન દૂર થવાને લીધે હું કૃતાર્થ થયોછું.' એમ બોલતો બોલતો શ્રીશંકરાચાર્યના ચરણારવિંદમાં પડ્યો. ૧૦૩.

ततःसमादिश्यसुरेश्वराख्यांदिगंगनाभिःक्रियमाणसख्यां ॥
सच्छिष्यतांभाष्यकृतश्चमुख्यामवापतुच्छीकृतधातृसौख्यां ॥१०४॥

પછી મંડનમિશ્ર દિશાઓરૂપી સ્ત્રીઓ જેની સાથે મૈત્રી કરેછે એવું (સર્વ દિશાઓમાં પ્રખ્યાત) પોતાનું 'સુરેશ્વર' એ નામ રાખીને જેની આગળ બ્રહ્માનું સુખ પણ તુચ્છ છે એવાં શ્રીશંકરાચાર્યના મુખ્ય શિષ્યપણાને પ્રાપ્ત થયો.૧૦૪.

निखिलनिगमचूडाचिंतयाहंतयावत्स्वपदमधिकसौख्यंनिर्विशन्निर्विशंकं ॥
बहुतिथमभितोसौनर्मदांनर्मदांतांमगधभुविनिवासंनिर्ममेनिर्ममेंद्रः ॥१०५॥

મમતા વગરના સંન્યાસીઓમાં શ્રેષ્ઠ એ સુરેશ્વરાચાર્ય સંપૂર્ણ રીતે સર્વે ઉપનિષદોનાં ચિંતનથી નિશ્શંક રીતે પરમ સુખરૂપ બ્રહ્મભાવનું અનુસંધાન કરતા કરતા કૌતુક આપનારાં નર્મદાજીની આસપાસ મગધ દેશમાં લાંબા કાલ સુધી રહ્યા. ૧૦૫.

इतिवशीकृतमंडनपंडितःप्रणतसत्करणत्रयदंडितः ॥
सकलसद्गुणमंडलमंडितःसनिरगात्कृतदुर्मतखंडितः ॥१०६॥

સઘળા શુભ ગુણોનાં મડલથી શોભતા શ્રીશંકરાચાર્ય એ પ્રમાણે મંડન પંડિતને વશ્ય કરી, દુષ્ટ મતોનું ખંડન કરી, અને ભક્તજનોને મનના, વાણીના તથા કાયાના નિયમો રાખવાનો ઉપદેશ કરીને ત્યાંથી ચાલી નીકળ્યા. ૧૦૬.

कुसुमितविविधपलाशभ्रमदलिकुलगीतमधुररवं ॥
पश्यन्विपिनमयासीदाशांकीनाशपालितामेषः ॥१०७॥

એ શ્રીશંકરાચાર્ય, પુષ્પિત થએલા અનેક પ્રકારના ખાખરાઓમાં ફરતા ભમરોનાં ગાયનરૂપ મધુર સ્વરો વાળાં વનોને જોતા જોતા યમરાજાએ પાળેલી દિશામાં (દક્ષીણ દિશામાં) પધાર્યા. ૧૦૭.

तत्रमहाराष्ट्रमुखेदेशेग्रंथान्प्रचारयन्प्राज्ञतमः ॥
शमितमतांतरमामनःशनकैःसनकोपमोगमच्छ्रीशैलं ॥१०८॥

એ દિશામાં મહારાષ્ટ્ર આદિ દેશોમાં પોતાના ગ્રંથોનો પ્રચાર કરતા, અત્યંત વિદ્વાન્, સનક જેવા મહાત્મા અને અન્ય મતોવાળા પંડિતોનાં અભિમાનોને ઉતારતા શંકરાચાર્ય શ્રી શૈલ નામના પર્વતમાં પધાર્યા. ૧૦૮.

प्रफल्लमल्लिकावनप्रसंगसंगतामितप्रकांडगंधबंधुरप्रवातधूतपादपं ॥
सदामदद्विपाधिपप्रहारशूरकेसरिव्रजंभुजंगभूषणप्रियंस्वयंभूकौशलं ॥१०९॥

સદાશિવને પ્યારા અને જાણે સાક્ષાત્ બ્રહ્માનું ડહાપણજ હોય એવા એ પર્વતમાં પ્રફુલ્લિત મલ્લિકાઓનાં વનોના પ્રસંગ વાળો અને પરસ્પરની સાથે મળેલી શાખાઓના સુગંધથી ઉત્પત્તિ પામેલો પવન વૃક્ષોને કંપાયમાન કરતો હતો અને કેશવાળી વાળા સિંહો-ના સમૂહો સર્વદા મદોન્મત્ત મોટા હાથીઓને પ્રહાર કરવામાં શૂરપણું ધરાવતા હતા.૧૦૯.

कलिकल्मषभंगायांसोद्रेराराच्चलत्तरंगायां ॥
अधरीकृततुंगायांसस्नौपातालगामिगंगायां ॥११०॥

એ પર્વતની પાસે ચલાયમાન તરંગોવાળી, કળિયુગના દોષોને ટાળનારી અને જેમાં સ્નાન કરવાના પુણ્યની આગળ સ્વર્ગ આદિનાં ઊંચાં સુખો પણ તુચ્છ ગણાતાં હતાં એ-વી પાતાળગંગા નામની નદીમાં શંકરાચાર્યે સ્નાન કર્યું. ૧૧૦.

नमन्मोहभंगंनभोलेहिशृंगंत्रुटत्पापसंगंरटत्पक्षिभृंगं ॥
समाश्लिष्टगंगंप्रहृष्टांतरंगंतमारुह्यतुंगंददर्शेशलिंगं ॥१११॥

શ્રી શંકરાચાર્યે પ્રણામ કરનારાઓના મોહને ટાળનારા,આકાશ પર્યંત પોહોંચેલાં શિખરો વાળા, પાપના સંગને તોડનારા, ગંગાના સંબંધવાળા અને જેમાં પક્ષીઓ તથા ભ્રમરો શબ્દ કરતાં હતાં એવા એ ઊંચા પર્વત ઉપર ચડીને આનંદથી સદાશિવના લિંગનાં દ-ર્શન કર્યાં. ૧૧૧.

प्रणमद्भवबीजभर्जनंप्रणिपत्तामृतसंपदर्जनं ॥
प्रमुमोदसमल्लिकार्जुनंभ्रमरांबासचिवंनतार्जुनं ॥११२॥

પ્રણામ કરનારાઓનાં સંસારનાં બીજને (અવિદ્યા આદિને) બાળી નાખનારા, મોક્ષ-ની સંપત્તિને આપનારા, ભ્રમરાંબા નામનાં પાર્વતીથી સંયુક્ત અને જેમને અર્જુને પ્રણામ કર્યા હતા એવા મલ્લિકાર્જુન નામના સદાશિવને પ્રણામ કરીને શ્રી શંકરાચાર્ય પ્રસન્ન થયા.૧૧૨.

तीररुहैःकृष्णायास्तीरेवात्सीत्तिरोहितोष्णायाः ॥
आवर्जिततृष्णायाआचार्येंद्रोनिरस्तकाष्ण्याः ॥११३॥

વૃક્ષોની આડીથી શ્યામ લાગતી, ગરમીને ટાળનારી, માણસોને પોતાની પાસે રેહેવા-

ની તૃષ્ણાને ઉત્પન્ન કરનારી અને દોષોરૂપી મળનો નાશ કરનારી એ નદીના કિનારામાં શ્રી શંકરાચાર્યે નિવાસ કર્યો. ૧૧૩.

तत्रातिचित्रपदमत्रभवान्पवित्रकीर्तिर्विचित्रसुचरित्रनिधिःसुधींद्रान् ॥
अग्राहयत्कृतमसद्ग्रहनिग्रहार्थमग्र्यान्समग्रसुगुणान्महदग्रयायी ॥११४॥

ત્યાં રહી વિચિત્ર તથા ઉત્તમ ચરિત્રોના ભંડારરૂપ, મહાત્માઓમાં અગ્રેસર અને પવિત્ર કીર્તિવાળા શ્રી શંકરાચાર્યે ઉત્તમ ગુણોવાળા અને પંડિતોમાં અગ્રપણું ધરાવનારા ઉત્તમ શિષ્યોને દુષ્ટવાદીઓનો નિગ્રહ કરવાને વાસ્તે પોતે કરેલા અત્યંત વિચિત્ર પદોવાળા શારીરક ભાષ્યઆદિ ગ્રંથોનો અભ્યાસ કરાવ્યો. ૧૧૪.

अध्यापयंतमसदर्थनिरासपूर्वमर्पितान्यतीर्थयशसंश्रुतिभाष्यजातं ॥
आक्षिप्यपाशुपतवैष्णववीरशैवमाहेश्वराश्चविजिताहिसुरेश्वराद्यैः॥११५॥

અન્ય આચાર્યોના યશને પી જનારા અને દ્વૈત વાદનું ખંડન કરીને ઉપનિષદોનાં ભાષ્યોનુ અધ્યયન કરાવતા એ શંકરાચાર્યની પાસે આવીને જે પાશુપત, વીરવૈષ્ણવ, શૈવ અને માહેશ્વર મતવાળા લોકોએ પૂર્વપક્ષો કર્યા તે લોકોને શ્રી શંકરાચાર્યના સુરેશ્વરાચાર્ય આદિ શિષ્યોએ જીતી લીધા. ૧૧૫.

केचिद्विसृज्यमतमात्म्यममुष्यशिष्यभावंगताविगतमत्सरमानदोषाः ॥
अन्येतुमन्युवशमेसजघन्यचित्तानिन्युःक्षणंनिधनमस्यनिरीक्षमाणाः॥११६॥

એ પૂર્વપક્ષી લોકોમાં મત્સર તથા અભિમાનરૂપ દોષો વગરના કેટલાએક તો પોતાના મતને છોડી દઇને શ્રી શંકરાચાર્યના શિષ્યો થયા અને બીજા નીચ વિચારવાળા કેટલાએક, ક્રોધને વશ્ય થઇને શ્રીશંકરાચાર્યના મરણની વાટ જોતા જોતા સમય કાહાડવા લાગ્યા.૧૧૬.

वेदांतीकृतनीचशूद्रवचसोवेदःस्वयंकल्पनाः
पापिष्ठाःस्वमपित्रयीपथमपिप्रायोदहंतःखलाः ॥
साक्षाद्ब्रह्मणिशंकरेविदधतिस्पर्धानिबद्धांमतिं ॥
तिंकृष्णेपौंड्रकवत्तथानचरमांकिंतेलभंतेगतिं ॥११७॥

નીચ શુદ્રોનાં વચનોને વેદાંત કરી માનનારા, વેદનાં વચનોના અર્થની યથેષ્ટ કલ્પનાઓ કરતા, અત્યંત પાપી અને પોતાના આત્માને તથા વેદ માર્ગને પણ કુકલ્પનાઓથી ઘાણું કરીને દગ્ધ કરતા જે ખળ લોકો સાક્ષાત પરબ્રહ્મરૂપ શ્રી શંકરાચાર્ય ઉપર સ્પર્દ્ધાવાળા વિચારો બાંધે તેઓ શ્રી કૃષ્ણની સાથે સ્પર્દ્ધા રાખનારા પૌંડ્રકરાજા (મિથ્યા વાસુદેવ)ની પેઠે છેલી ગતિને (નાશને અથવા મોક્ષને) ન પામે કે ? પામેજ. ૧૧૭.

वाणीकाणभुजीचनैवगणितालीनाक्षचित्का ॥
पिलीशैवंचाशिवभावमेतिभजतेगर्हापदंचार्हतं ॥

પૌંડ્રક રાજાની કથા શ્રી ભાગવતના દશમ સ્કંધના ૬૬ મા અધ્યાયમાં છે તે જોવી.

दौर्गंदुर्गतिमश्नुतेभुविजनःपुष्णातिकोवैष्णवं ॥
निष्णातेषुयतीशसूक्तिषुकथाकेलीकृतासूक्तिषु ॥११८॥

શ્રી શંકરાચાર્યનાં ઉત્તમ વચનોમાં સંપૂર્ણ રીતે પોહોચેલા તેમના શિષ્યોએ ક્રીડાની પેઠે વાદ યુદ્ધ ચલાવતાં કણાદની વાણી કશી ગણત્રીમાં પણ રહી નહી, કપિલની વાણી ક્યાંય છુપી ગઈ, શૈવમત અમંગલરૂપ થઈ ગયો, જૈનોનો સિદ્ધાંત ધિક્કારનું પાત્ર થયો, શાક્ત મત દુર્દશાને પ્રાપ્ત થયો અને પૃથ્વીમાં વીરવૈષ્ણવોના મતનું તો રક્ષણ કરે એવો પણ કોઇ રહ્યો નહી. ૧૧૮.

तथागतकथामतातदनुयायिनैयायिकं
वचोजनिनचोदितोवदतिजातुतौतातितः ॥
विदग्धतिनदग्धधीविदितचापलंकापिलं
विनिर्दयविनिर्दलद्विमतसंकरेशंकरे ॥११९॥

શ્રી શંકરાચાર્યે નિર્દય રીતે વિરૂદ્ધ વાદિઓના મતોની ગડબડને તોડી નાંખતાં બૌદ્ધ લોકોની વાત પણ જતી રહી, ન્યાય મતનો સિદ્ધાંત પણ તેમજ ગયો, કુમારિલ ભટ્ટના મતવાળા તો પ્રેરણા કર્યા છતાં પણ કાંઈ બોલી શક્યો નહી અને પ્રૌઢ બુદ્ધિવાળાઓ પણ જેની યુક્તિઓ સંબંધી ચપલતાને માન આપે છે એવો કપિલનો સિદ્ધાંતપણ બળી ગએલા જેવો થઈ ગયો. ૧૧૯.

इतिश्रीमाधवीयेतत्कलाज्ञत्वप्रपचनं ॥
संक्षेपशंकरजयेसर्गोयंदशमोऽभवत् ॥१०॥

ઇતિ શ્રીમાધવાચાર્યે રચેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં શ્રીશંકરાચાર્યે કામદેવની કલાઓનો અભ્યાસ કર્યાના વર્ણન સંબંધી આ દશમો સર્ગ સંપૂર્ણ થયો. ૧૦.

॥ समाप्तोऽयं दशमःसर्गः ॥

॥ एकादशःसर्गः ॥

**तत्रैकदाच्छादितनैजदोषःपौलस्त्यवत्कल्पितसाधुवेषः ॥**
**निर्मानमायंस्थितकार्यशेषःकापालिकःकश्चिदनल्पदोषः ॥१॥**

એ દેશમાં એક દિવસે કોઈ અત્યંત દુષ્ટ અને જેનું કાર્ય અવશેષ રહી ગયું હતું એવો એક કાપાલિક (ભૈરવનો ઉપાસક) સીતાનું હરણ કરવાને વાસ્તે આવેલા [1]રાવણની પેઠે પોતાના દોષને ઢાંકી સાધુના જેવો વેષ ધરીને શ્રી શંકરાચાર્ય કે જે માનથી તથા માયાથી રહિત હતા તેમની પાસે આવ્યો. ૧.

**असावपश्यन्मदनाद्यवश्यंवश्येंद्रियाश्वैर्मुनिभिर्विमृग्यं ॥**
**आदिश्यभाष्यंसपदिप्रशस्यमासीनमाश्रित्यमुनिंरहस्यं ॥२॥**

એ કાપાલિકે કામાદિકને વશ્ય નહી થએલા, ઇંદ્રિયોરૂપી ઘોડાઓને વશ્ય રાખનારા મુનિઓએ શોધવા યોગ્ય અને શિષ્યોને ઉત્તમ ભાષ્યનું અધ્યયન કરાવીને તુરત એકાંતમાં આવી બીરાજેલા શ્રી શંકરાચાર્યને દીઠા. ૨.

**दृष्ट्वेत्त्दृष्टःसचिरादभीष्टंनिर्धार्यसंसिद्धमिवस्त्रमिष्टं ॥**
**महद्विशिष्टंनिजलाभतुष्टंविस्पष्टमाचष्टचकृत्यशिष्टं ॥३॥**

ઘણા દિવસોથી ઇચ્છેલા, મહાત્માઓમાં શ્રેષ્ઠ અને સ્વરૂપના લાભથીજ સંતોષ પામેલા શ્રીશંકરાચાર્યને જોતાંજ રાજી થએલા એ કાપાલિકે પોતાનાં ધારેલા કામને સિદ્ધ થએલા જેવુંજ ધારીને શ્રી શંકરાચાર્યની પાસે, પોતાના અવશેષ રહેલા કાર્ય વિષે નીચે પ્રમાણે સ્પષ્ટ રીતે કહ્યું ૩.

**गुणांस्तवाकर्ण्यमुनेऽनवद्यान्सार्वज्ञ्यसौशील्यदयालुताद्यान् ॥**
**द्रष्टुंसमुत्कंठितचित्तवृत्तिर्भवंतमागांविदितप्रवृत्तिः ॥४॥**

હે મુનિ! આપના સર્વજ્ઞપણું, સુશીલપણું અને દયાળુપણું એ આદિ નિર્દોષ ગુણોને સાંભળી આપનાં દર્શન કરવાને વાસ્તે ઉત્કંઠિત ચિત્તવાળો હું આપની ખબર મળવાથી અહીં આવ્યોછું. ૪.

**त्वमेकएवात्रनिरस्तमोहःपराकृतद्वैतिवचःसमूहः ॥**
**आभासिदूरीकृतदेहमानःशुद्धाद्वयेयोजितसर्वमानः ॥५॥**

આ જગતમાં મોહથી રહિત, દ્વૈતવાદીઓનાં વચનોના સમૂહનું ખંડન કરનારા, દેહના અભિમાનથી રહિત અને શુદ્ધ અદ્વૈતમાંજ સઘળાં પ્રમાણોની યોજના કરનારા આપ એકજ છો એમ મને લાગે છે. ૫.

**परोपकृत्यैप्रगृहीतमूर्तिरमर्त्यलोकेष्वपिगीतकीर्तिः ॥**
**कटाक्षलेशार्दितसज्जनार्तिःसदुक्तिसंपादितविश्वमूर्तिः ॥६॥**

[1] રાવણ જ્યારે સીતાજીનું હરણ કરવાને વાસ્તે દંડકારણ્યમાં આવ્યો હતો ત્યારે પોતાનું રાક્ષસપણું ઢાંકી સંન્યાસીનો વેષ ધરીને આવ્યો હતો. (જુવો વાલ્મિકિ રામાયણ આરણ્ય કાંડ સર્ગ ૪૬ મો.)

આપે પરોપકારને વાસ્તેજ દેહ ધરચો છે, આપની કીર્તિ દેવતાઓના લોકોમાં પણ ગવાય છે, આપ કટાક્ષના લેશથીજ સજ્જનોની પીડાને દુર કરી નાખોછો અને સુંદર ભાષણોથી સર્વાત્મક બ્રહ્મતત્વનુંજ ઉપાદન કરોછો ૬.

गुणाकरत्वाद्भुवनैकमान्यःसमस्तवित्वादभिमानशून्यः ॥

विचित्वरत्वाद्दलहस्तितान्यःस्वात्मप्रदत्वाच्चमहावदान्यः॥७॥

આપ ગુણોના નિવાસરૂપ હોવાને લીધે સર્વ લોકોમાં મુખ્ય માન પામેલા છો, સર્વજ્ઞ હોવાથી અભિમાન રહિત છો, સર્વત્ર જય મેળવનારા હોવાથી બીજા વાદીઓને દબાવી દેનારા છો અને બ્રહ્મવિદ્યાનું દાન દેનારા હોવાથી અત્યંત ઉદાર છો. ૭.

अशेषकल्याणगुणालयेषुपरावरज्ञेषुभवादृशेषु ॥

कार्यार्थिनःक्वाप्यनवाप्यकामंनयांतिदुष्प्रापमपिप्रकामं ॥८॥

સઘળા શુભ ગુણોના નિવાસરૂપ અને સઘળું જાણનારા આપના જેવા મહાત્માઓની પાસે પોતાનું કાર્ય સાધવાને વાસ્તે આવેલા અર્થિ લોકો જો કે પોતાનો મનોરથ દુર્લભ હોય તોપણ તે મનોરથને સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યા વગર કદી પણ પાછા જતા નથી. ૮.

तस्मान्महत्कार्यमहंप्रपद्यानिर्वार्तितसर्वाविदालयाद्य ॥

कपालिनंप्रीणयितुंयतिष्येकृतार्थमात्मानमतःकरिष्ये ॥९॥

એટલા માટે હું આજ આપ કે જે સઘળું જાણનારા છો તેમણે કરી આપેલા મોટા કાર્યને પ્રાપ્ત થઈ ભૈરવને પ્રસન્ન કરવાનું યત્ન કરીશ અને તેથી મારા આત્માને કૃતાર્થ કરીશ. ૯.

अनेनदेहेनसहैवगंतुंकैलासमाशिनसमंचरंतुं ॥

अतोषयंतीव्रततोभिरुग्रंसुदुष्करैरब्दशतंसमग्रं ॥१०॥

મેં આ દેહથીજ કૈલાસમાં જવા માટે અને ત્યાં જઈ ભૈરવનાથની સાથે રમણ કરવા માટે પુરાં સો વર્ષ સુધી કોઈથી પણ કરી શકાય નહિ એવાં તીવ્ર તપોથી ભૈરવને પ્રસન્ન કર્યા હતા. ૧૦.

तुष्टोऽब्रवीन्मांगिरिशःपुमर्थमभीप्सितंप्राप्स्यसिमत्प्रियार्थं ॥

जुहोषिचेत्सर्वविदःशिरोवाहुताशनेभूमिपतेःशिरोवा ॥११॥

પ્રસન્ન થએલા ભૈરવનાથે મને કહ્યુંછે કે "જો તું મને રાજી કરવા માટે કોઈ સર્વજ્ઞ પુરૂષનું અથવા કોઈ રાજાનું માથું અગ્નિમાં હોમીશ તો તને ધારેલો પુરૂષાર્થ પ્રાપ્ત થશે."૧૧.

एतावदुक्त्वांतरधान्महेशस्तदाहितत्संग्रहणधृताशः ॥

चराम्यथापिक्षितिपोनलब्धोनसर्वविक्तत्रमयोपलब्धः ॥१२॥

મને એ પ્રમાણે કહીને ભૈરવનાથ અંતર્હિત થઈ જતાં ત્યારથી કોઈ સર્વજ્ઞનું કે રાજાનું માથું મેળવવાની આશા ધરીને હું ચારેકોર ફરૂંછું પણ જગતમાં મને કોઈ રાજા મળ્યો નથી અને એવો કોઈ સર્વજ્ઞ પણ મળ્યો નથી. ૧૨.

दिष्ट्याद्यलोकस्यहितेचरंतंसर्वज्ञमद्राक्षमहंभवंतं ॥
इतःपरंसेत्स्यतिमेऽनुबंधःसंदर्शनांतोहिजनस्यबंधः ॥१३॥

આજ મને લોકોનું હિત કરવામાં પ્રવૃત્તિવાળા અને સઘળું જાણનારા આપનાં દર્શન થયાં એ ઘણું સારૂં થયું હવે પછી મારૂં ધારેલું કાર્ય અવશ્ય સુદ્ધ થશે. કારણ કે આપનાં દર્શન થયા પછી કોઇને પણ દુઃખ રહે નહીં. ૧૩.

मूर्धाभिषिक्तस्यशिरःकपालंमुनीशितुर्वाममसिद्धिहेतुः ॥
आद्यंपुनर्मेमनसाप्यलभ्यंततःपरंतत्रभवान्प्रमाणं ॥१४॥

રાજાના માથાની ખોપરીથી અથવા કોઈ મહા મુનિના માથાની ખોપરીથી મારૂં કાર્ય સિદ્ધ થાય એમ છે. એમાં રાજાના માથાની ખોપરી તો મને મનથી પણ મળે એમ નથી તો હવે 'મારે શું કરવું' એ વિષયમાં આપજ પ્રમાણ ભૂત છો. ૧૪.

शिरःप्रदानेतवकीर्तिलाभस्तवापिलोकेममसिद्धिलाभः ॥
आलोच्यदेहस्यचनश्वरत्वंयद्रोचतेसत्तमतत्कुरुत्वं ॥ १५ ॥

માથું આપવાથી જગતમાં આપને અદ્‌ભૂત કીર્તિ મળશે અને મને સિદ્ધિની પ્રાપ્તિ થશે. હવે હે મહાત્મા ! દેહના ક્ષણભંગુરપણાનો વિચાર કરીને આપને જે રૂચે તે કરો.૧૫.

तथापितुंनक्षमतेमनोमेकोवेष्टदायिस्वशरीरमुज्झतु ॥
भवान्विरक्तोनशरीरमानीपरोपकारायधृतात्मदेहः ॥ १६ ॥

મારૂં મન આપના માથાની માગણી કરવાનો ઉત્સાહ ધરતું નથી. કેમકે સુખ આપનારા પોતાના શરીરનો ત્યાગ તે કોણ કરે ? તોપણ આપ વિરક્તછો, દેહના અભિમાનથી રહિત છો અને આપે પરોપકારને વાસ્તેજ દેહ ધરેલો છે માટે આપ દયા કરોતો મારૂં કામ બની જાય. ૧૬.

जनाःपरक्लेशकथानभिज्ञानक्तंदिवास्वार्थकृतात्मचित्ताः ॥
रिपुंनिहंतुंकुलिशायवज्रीदाधीचमादात्किलवांछितास्थि ॥१७॥

જેઓનું ચિત્ત રાત દિવસ પોતાનો અર્થ સાધવામાંજ રહેલું હોય છે એવા લોકોને પરાયા દુઃખની વાતની ખબર પડતી નથી. આપ જાણોછો કે ઈંદ્ર વૃત્રાસુરને મારવાને વાસ્તે પોતાને દધીચિ ઋષિનાં હાડકાં જોઇતાં હતાં તો તેપણ તેમની પાસેથી [1]લીધાં હતાં૧૭.

दधीचिमुख्याःक्षणिकंशरीरंत्यक्त्वापरार्थेस्थिरयशःशरीरं ॥
प्राप्यास्थिरंसर्वगतंजगंतिगुणैरनर्घ्यैःखलुरंजयंति ॥ १८ ॥

દધિચિ આદિ મહાત્મા પુરૂષો પરોપકારને વાસ્તે પોતાના ક્ષણભંગુર શરીરને ત્યાગ કરી સ્થિર અને સર્વ લોકોમાં પ્રખ્યાતિ પામેલા યશરૂપી શરીરને પ્રાપ્ત થઇને પોતાના અમૂલ્ય ગુણોથી આજ સુધી પણ સઘળાં બ્રહ્માંડોને રાજી કરે છે એ પણ આપના જાણવામાં છે. ૧૮.

૧ વૃત્રાસુરને મારવાને વાસ્તે ઇંદ્રે દધીચિ ઋષિની પાસેથી તેમનાં હાડકાં માગી લીધાં હતાં એ કથા શ્રી ભાગવતના ષષ્ટ સ્કંધના ૧૦ મા અધ્યાયમાં છે.

वपुर्धरंतेपरतुष्टिहेतोःकेचित्प्रशांतादययापरीताः ॥
अस्मादृशाःकेचनसंतिलोकेस्वार्थैकनिष्ठादययाविहीना ॥ १९॥

દયાથી વ્યાપ્ત થએલા કેટલાએક શાંત પુરૂષો બીજાઓને રાજી કરવાને વાસ્તેજ શરીર ધરેછે અને લોકમાં સ્વાર્થ ઉપરજ લક્ષ્ય રાખનારા અમ જેવા કેટલાએક પુરૂષો દયા વગરના પણ છે. ૧૯.

परोपकारंनविनास्तिकिंचित्प्रयोजनंतेविधुतैषणस्य ॥
अस्मादृशाःकामवशास्तुयुक्तायुक्तेविजानंतिनहंतयोगिन् ॥२०॥

હે યોગી! આપ કે જે પુત્રની, ધનની તથા લોકની તૃષ્ણાથી રહિત છો તેમને પરોપકાર વિના બીજું કશું કર્તવ્ય નથી. અરેરે!! સ્વાર્થને વશ્ય થએલા અમારા જેવા નિર્દય પુરૂષો તો યોગ્યને કે અયોગ્યને જાણતાજ નથી. ૨૦.

जीमूतवाहोनिजजीवदायीदधीचिरप्यास्थिमुदाददानः ॥
आचंद्रताराकमपायशून्यंप्राप्तौयशःकर्णपथंगतौहि ॥ २१ ॥

જીમૂત વાહન નામના રાજાએ નાગનું રક્ષણ કરવા માટે ગરૂડજીને પોતાનો [1]જીવ દીધો હતો અને દધીચિ ઋષિએ ઇંદ્રનું કાર્ય સિદ્ધ કરવા માટે પોતાના હાડકાં પણ પ્રેમથી દીધાં હતાં તેથી તેઓ, ચંદ્ર અને તારાઓ રેહેશે ત્યાં સુધી નાશ નહી પામે એવી કીર્તિને પ્રાપ્ત થયા છે એ આપણે સાંભળેલું છે. ૨૧.

यद्यप्यदेयंननुदेहवद्भिर्मयार्थितंगर्हितमेवसद्भिः ॥
तथापिसर्वत्रविरागवद्भिःकिमस्त्यदेयंपरमार्थविद्भिः ॥ २२ ॥

જો કે આ મારી માગણી પ્રાણીઓથી પુરી ન પાડી શકાય એવી છે અને સત્પુરૂષોએ ધિક્કારવા યોગ્ય છે તેથી હું માગતાં બીહીંછું તોપણ એ આશા પૂર્ણ થવાનું ધારૂંછું. કેમકે સર્વે વિષયોમાં વૈરાગ્ય પામેલા અને પરમાર્થને જાણનારા મહાત્મા પુરૂષો માગણોને ન આપે એવી પણ શી વસ્તુ છે? કોઈ નથી. ૨૨.

अखंडमूर्धन्यकपालमाहुःसंसिद्धिदंसाधकपुंगवेभ्यः ॥
विनाभवंतंत्वपरेनसंतितद्वत्पुमांसोभगवन्पृथिव्यां ॥२३॥

મહારાજ! જેનું વીર્ય કદી પણ સ્ખલિત થયું ન હોય એવા પુરૂષના માથાની ખોપરી ઉત્તમ સાધકોને સિદ્ધિ આપે છે એમ કહેવાય છે તો સઘળી પૃથ્વીમાં આપ જેવા અખંડિત વિર્યવાળા બીજા પુરૂષો નથી. ૨૩.

प्रयच्छशीर्षंभगवन्नमःस्तादितीरयित्वापतितंपुरस्तात् ॥
तमब्रवीद्वीक्ष्यसुधीरधस्तात्कृपालुरावृत्तमनाःसमस्तात् ॥२४॥

કૃપાનાથ! આપનું માથું આપો. હું આપને પ્રણામ કરૂંછું" એટલાં વચન બોલી પાસેના પ્રદેશમાં નીચે પડેલા તે કાપાલિકને જોઇ સર્વે વિષયોથી નિવૃત્ત મનવાળા મહાદયાળુ શ્રીશંકરાચાર્યે તેને નીચે પ્રમાણે કહ્યું. ૨૪

૧ જીમુત વાહને જીવ દીધાની કથા નાગાનંદ નામના નાટકમાં છે તે જોવી.

नैवाभ्यसूयामिवचस्त्वदीयंप्रीत्याप्रयच्छामिशिरोऽस्मदीयं ॥
कोवार्थिसात्माज्ञतमोनृकायंजानन्नकुर्यादिहबह्वपायं ॥२५॥

તારા વચન ઉપર હું કાંઈ પણ દોષ મુકતો નથી અને રાજી થઈને મારૂં માથું આપવા તૈયાર છું. જગતમાં મનુષ્ય દેહને ઘણાં ઘણાં નાશનાં નિમિત્તોવાળો જાણતો કયો મહાવિવેકી પુરૂષ તે દેહને માગનારના સ્વાધીનમાં ન કરી દીએ. ? ૨૫.

पतत्यवश्यंहिविकृष्यमाणंकालेनयत्नादपिरक्ष्यमाणं ॥
वर्ष्मामुनासिध्यतिचेत्परार्थःसएवमर्त्यस्यपरःपुमर्थः ॥२६॥

શરીર કે જે યત્નથી રક્ષણ કરાતાં છતાં પણ કાળના આકર્ષણને લીધે અવશ્ય પડી જાય છે તે શરીરથી જો પરાયું કામ સરતું હોય એજ માણસને મોટો પુરૂષાર્થ છે. ૨૬.

वर्तेविविक्तेऽधिसमाधिसिद्धिविन्मिथःसमायाहिकरोमितेमतं ॥
नाहंप्रकाशंवितरीतुमुत्सहेशिरःकपालंविजनंसमाश्रय ॥२७॥

હે સિદ્ધિને જાણનારા ! હું સમાધિ કરૂંછું ત્યાં એકાંતમાં આવજે. હું તારા ધાર્યા પ્રમાણે કરી આપીશ. હું સહુ જાણે એવી રીતે માથાની ખોપરી દેવાને અશક્ત છું માટે તારે એકાંતમાં આવવું. ૨૭.

शिष्याविदंतियदिचिंतितकार्यमेतद्योगिन्मदेकशरणाविहतिंविदध्युः ॥
कोवासहेतवपुरेतदपोहितुंस्वंकोवाक्षमेतनिजनाथशरीरमोक्षं ॥ २८ ॥

હે યોગી! મારે આશ્રયેજ રેહેનારા મારા શિષ્યો જો આ ધારેલા કાર્યને જાણી જશે તો અવશ્ય વિઘ્ન કરશે. કારણકે જેમ પોતાના શરીરનો ત્યાગ અસહ્ય છે તેમ પોતાના સ્વામીના શરીરનો ત્યાગ પણ અસહ્ય છે માટે એવું કામ કોણ કરવા દેશે. ૨૮.

तौसंविदंवितनुतामितिसंप्रहृष्टोयोगीजगाममुदितोनिलयंमनस्वी ॥
श्रीशंकरोऽपिनिजधामनिजोषमासप्रोचेनकिंचिदपिभावमसौमनोगं ॥२९॥

એ પ્રમાણે આનંદથી પરસ્પરમાં ઠરાવ થતાં એ મનસ્વી કાપાલિક રાજી થઈને પોતાના સ્થાનકમાં ગયો અને શ્રીશંકરાચાર્ય પણ પોતાના મનોભાવને કાંઈ પણ પ્રકટ નહી કરતાં પોતાના ઉતારામાં ચુપાચુપ રહ્યા. ૨૯.

शूलीत्रिपुंडिपुरतोवलोकीकंकालमालाकृतगात्रभूषः ॥
संरक्तनेत्रोमदघूर्णिताक्षोयोगीययौदेशिकवासभूमिं ॥ ३० ॥

शिष्येषुशिष्टेषुविदूरगेषुस्नानादिकार्यायविविक्तभाजि ॥
श्रीदेशिकेंद्रेतुसनंदनाख्यभीत्यास्वदेहंव्यवधायगूढे ॥ ३१ ॥

પછી શંકરાચાર્યના ઉત્તમ શિષ્યો સ્નાન આદિ કાર્યોને વાસ્તે દુર જતાં અને શંકરાચાર્ય પદ્મપાદની બીકથી પોતાના શરીરને અત્યંત ગુપ્ત કરી એકાંત સ્થલમાં બીરાજતાં ત્રિશુલને તથા ત્રિપુંઢને ધરનારો, સામે જોયા કરતો, હાડકાંઓની માળાઓથી શણગારેલા શરીરવાળો અને મદથી ઘુમતાં રાતાં નેત્રવાળો એ કાપાલિક શ્રીશંકરાચાર્યના ઉતારામાં આવ્યો. ૩૦. ૩૧.

तंभैरवाकारमुदीक्ष्यदेशिकस्त्यक्तुंशरीरंव्यधितस्वयंमनः ॥
आत्मानमात्मन्युदयुंक्तयोजपन्समाहितात्माकरणानिसंहरन् ॥३२॥

એ ભયંકર આકારવાળા કાપાલિકને જોઈ પોતાના શરીરને છોડી દેવાની ઈચ્છાથી શંકરાચાર્યે પ્રણવનો જપ કરતાં ઇંદ્રિયોનો પ્રત્યાહાર કરી ચિત્તને સમાહિત કરીને પોતાના આત્માને પરમાત્મામાં જોડી દીધો. ૩૨.

तंभैरवोलोकतलोकपूज्यंस्वसौख्यतुच्छीकृतदेवराज्यं ॥
योगीशमासादितनिर्विकल्पंसनत्सुजातप्रभृतेरनल्पं ॥ ३३ ॥

લોકોએ પૂજવા યોગ્ય, સ્વરૂપના સુખથી દેવલોકના રાજ્યને પણ તુચ્છ ગણનારા, સનત્કુમાર આદિ મુનિઓથી અન્યૂન અને નિર્વિકલ્પ સમાધિ ધરીને બીરાજેલા તે યોગીશ્વર શ્રીશંકરાચાર્યને કાપાલિકે દીઠા. ૩૩.

जत्रुप्रदेशेचिबुकंनिधायव्यात्तास्यमुत्तानकरौनिधाय ॥
जानूपरिप्रेक्षितनासिकांतंविलोचनेसामिनिमील्यकांतं ॥ ३४ ॥
आसीनमुच्चीकृतपूर्वगात्रंसिद्धासनेशेषितबोधमात्रं ॥
चिन्मात्रविन्यस्तहृषीकवर्गंसमाधिविस्मारितविश्वसर्गं ॥३५ ॥
विलोक्यतंहंतुमपातशंकःस्वबुद्धिपूर्वार्जिततीव्रपंकः ॥
प्रापोद्यतासिःसविधंसयावद्विज्ञातवान्पद्मपदोऽपितावत् ॥ ३६ ॥

કંઠની હાંસડી ઉપર દાઢી ધરી, મોહોડું ફાડી, ગોઠણ ઉપર ઊંચા હાથ મુકી, નેત્રોને અરધાં વીચી, નાસિકાની અણીપર દૃષ્ટિ રાખી, શરીરને અક્કડ રાખી [1]સિદ્ધાસન વાળીને બીરાજેલા, અત્યંત શોભતા, સઘળા ઇંદ્રિયવર્ગનો ચૈતન્યમાં લય કરીને જેમણે ચૈતન્યમાત્ર અવશેષ રાખ્યું હતું એવા અને જેમને સમાધિએ સઘળી સૃષ્ટિનું વિસ્મરણ કરાવ્યું હતું એવા શ્રીશંકરાચાર્યને જોઈ શંકારહિત થએલો અને જાણીજોઈને તીવ્ર પાપોનું સંપાદન કરનારો એ કાપાલિક તરવાર ઉગામીને શ્રીશંકરાચાર્યની પાસે ગયો તેટલામાં પદ્મપાદને તે વાત જાણવામાં આવી ગઈ. ૩૪, ૩૫, ૩૬.

त्रिशूलमुद्यम्यनिहंतुकामंगुरुंयतात्मासमुदैक्षतांतः ॥
स्थितश्चुकोपज्वलिताग्निकल्पःसपद्मपादःस्वगुरोर्हितैषी ॥ ३७ ॥

પોતાના ગુરૂનું હિત ઇચ્છનારા એ જિતેંદ્રિય પદ્મપાદે પોતાના સ્થાનકમાં બેઠાં બેઠાં પોતાના અંતઃકરણમાં, ત્રિશૂલ ઉગામીને ગુરૂને મારવા ઇચ્છતા એ કાપાલિકને દીઠો કે તુરતજ પ્રજ્વલિત અગ્નિ સરખા એ પદ્મપાદને કોપ ચડ્યો. ૩૭.

स्मरन्नथैषस्मरदार्तिहारिप्रल्हादवश्यंपरमंमहस्तत् ॥
समंत्रसिद्धोनृहरेर्नृसिंहोभूत्वाददर्शोग्रदुरीहचेष्टां ॥ ३८ ॥

પછી સ્મરણ કરનારાઓની પીડાને હરનારાં અને પ્રહ્લાદજીને વશ્ય થએલાં

[1] લિંગ ઉપર ડાબી ઘુંટી મુકી અને તેની ઉપર જમણી ઘુંટી મુકીને જે બેસવું તે સિદ્ધાસન કહેવાયછે.

[1]નૃસિંહજીનાં સ્વરૂપ ભૂત તેજનું સ્મરણ કરતા એ પદ્મપાદ મંત્રસિદ્ધિના પ્રભાવથી નૃસિંહરૂપ થઇને એ પાપી કાપાલિકની દુષ્ટ ચેષ્ટા ઉપર દૃષ્ટિ કરી. ૩૮.

सतत्क्षणक्षुब्धनिजस्वभावःप्रवृद्धरुड्विस्मृतमर्त्यभावः ॥
आविष्कृतात्युग्रनृसिंहभावःसमुत्पपातातुलितप्रभावः ॥ ३९ ॥

એ સમયે તુરતજ અંતઃકરણમાં પ્રબલ વેગ પામેલા પોતાનાં મનુષ્યપણાને ભુલી ગએલા, વધેલા ક્રોધવાળા અને અતુલ પ્રભાવવાળા એ પદ્મપાદ પોતામાં નૃસિંહજીના ઉગ્ર રૂપનું પ્રાકટ્ય કરીને ત્યાંથી ઉછળ્યા. ૩૯.

सटाछटास्फोटितमेघसंघस्तीव्रारवत्रासितभूतसंघः ॥
संवेगसंमूर्छितलोकसंघःकिमेतदित्याकुलदेवसंघः ॥ ४० ॥
क्षुभ्यत्समुद्रंसमुदूढरौद्रंरटान्निशाटंस्फुटदाद्रिकूटं ॥
ज्वलद्दिशांतंप्रचलद्धरांतंप्रभ्रश्यदक्षंदलदंतरिक्षं ॥ ४१ ॥
जवादभिद्रुत्यशितस्वरूग्रैर्देशेश्वरस्येवपुरानखाग्रैः ॥
क्षिपत्त्रिशूलस्यसतस्यवक्षोददारविक्षिप्तसुरारिपक्षः ॥ ४२ ॥

કેશવાળીના જથાથી વાદળાંઓના સમૂહને તોડી નાંખતા, તીવ્ર ગર્જનાથી પ્રાણીઓના સમૂહને ત્રાસ ઉપજાવતા, વેગના આડંબરથી લોકોને મૂર્છિત કરી નાંખતા દૈત્યોના પક્ષને ભાંગતા અને 'આ તે શું' એમ દેવતાઓને ઓચંતા વ્યાકુલ કરતા એ નૃસિંહે જેથી સમુદ્રોમાં તોફાન ઉઠ્યું, રાક્ષસો ચીસો પાડવા લાગ્યા, પર્વતોનાં શિખરો તુટવા લાગ્યાં, દિશાઓના પ્રાંતભાગો બળવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી, લોકોની ઇંદ્રિયો ભ્રષ્ટ થવા લાગી, રૌદ્રતા અધિક જણાવા લાગી અને અંતરિક્ષ ફાટવા લાગ્યું એવા વેગથી દોડી પોહોચીને સજાવેલા વજ્રના જેવી તીક્ષ્ણ નખોની અણીઓથી, એ કાપાલિક આચાર્ય ઉપર ત્રિશુલનો ઘા કરતો હતો તેટલામાં તેની છાતીને જેમ પૂર્વે હિરણ્યકશિપુની છાતીને ફાડી નાખી હતી તેમ ફાડી નાખી. ૪૦, ૪૧, ૪૨.

तत्तादृगत्युग्रनखायुधाग्रयोर्दंष्ट्रांतरप्रोतदुरीहदेहः ॥
निन्येतदानींनृहरिर्विदीर्णद्युपट्टनाट्टालिकमट्टहासं ॥ ४३ ॥

એવી રીતનાં અતિ ઉગ્ર નખો રૂપી ઉગ્ર આયુધોવાળા એ નૃસિંહે તે દુષ્ટ કાપાલિકના દેહને પોતાની દાઢના મધ્યમાં પરોવી લઇને તે સમયમાં જેથી સ્વર્ગ લોકની અગાશીઓ પણ ફાટી ગઈ એવો અટ્ટાટ્ટહાસ (ખડખડહાસ) કર્યો. ૪૩.

आकर्णयंस्तंनिनदंबहिर्गताउपागमन्नाकुलचित्तवृत्तयः ॥
व्यलोकयन्भैरवमग्रतोमृतंततोविमुक्तंचगुरुंसुखोषितं ॥ ४४ ॥

બાહાર ગએલા સઘળા શિષ્યો એ અટ્ટાટ્ટહાસને સાંભળી વ્યાકુલ ચિત્તવાળા થઇને

૧ નૃસિંહજીએ પ્રલ્હાદની રક્ષા કરી અને પ્રલ્હાદના બાપ હિરણ્યકશિપુને નખોથી મારી નાખ્યો એ વિષયની સંપૂર્ણ કથા શ્રી ભાગવતના સપ્તમસ્કંધના પેહેલા અધ્યાયથી દશમા અધ્યાય સુધીમાં છે તે જુવો.

તુરત ત્યાં આવી પોહોચ્યા અને આવીને જોયું ત્યાં મોહોડા આગળ મરણ પામેલો કાપાલિક જોવામાં આવ્યો અને કાપાલિકથી છુટીને સુખથી બીરાજેલા ગુરૂપણ તેઓના જોવામાં આવ્યા. ૪૪.

प्रह्लादवश्योभगवान्कथंवाप्रसादितोयंनृहरिस्त्वयेति ॥
सविस्मयैःस्निग्धजनैःसपृष्टःसनंदनःसस्मितमित्यवादीत् ॥ ४५ ॥

'પ્રહ્લાદને વશ્ય થએલા આ નૃસિંહ ભગવાનને તમે કયા પ્રકારથી પ્રસન્ન કર્યાછે' એમ મિત્ર લોકોએ પુછતાં પદ્મપાદે મંદહાસ્ય કરીને તેઓને નીચે પ્રમાણે કહ્યું. ૪૫.

पुराकिलाहोबलभूधराग्रेपुण्यंसमाश्रित्यकिमप्यरण्यं ॥
भक्तैकवश्यंभगवंतमेनंध्यायन्ननेकानदिवसाननैषं ॥ ४६ ॥

પૂર્વે મે 'અહોબલ' નામના પર્વતની આગળ કોઈ પવિત્ર વનમાં રહીને, ભક્તોનેજ વશ્ય રેહેનારા નૃસિંહજીનું ધ્યાન કરતાં અનેક દિવસો કાહાડ્યા હતા. ૪૬.

किमर्थमेकोगिरिगह्वरेस्मिन्वाचंयमत्वंवससीतिशश्वत् ॥
केनापिपृष्टोऽत्रकिरातयूनाप्रत्युत्तरंप्रागहमित्थवोचं ॥ ४७ ॥

એ સમયમાં કોઈ જુવાન ભીલે 'હે તપસ્વી! તું લાંબા કાલથી આ પર્વતના અરણ્યમાં એકાએક શા માટે રહ્યો છે?' એમ મને પુછતાં મેં તેને પ્રત્યુત્તર આપ્યો કે, ૪૭.

आकंठमत्यद्भुतमर्त्यमूर्तिःकंठिरवात्मापरतश्चकश्चित् ॥
मृगोवनेस्मिन्मृगयोवसन्मेभवत्यहोनाक्षिपथेकदाऽपि ॥ ४८ ॥

હે પારાધી! કંઠ સુધી અત્યંત અદ્ભુત મનુષ્યના જેવાં રૂપવાળો અને ઉપરના ભાગમાં સિંહના જેવા રૂપવાળો કોઈ મૃગ આ વનમાં વસેછે તે મૃગ કોઈ દિવસે મારી નજરે પડ્યો નથી એટલા માટે હું આ વનમાં રહ્યો છું. ૪૮.

इतीरयत्येवगपिक्षणेनवनेचरोयंप्राविशन्वनांतं ॥
निबध्यगाढंनृहरिंलताभिःपुण्यैरगण्यैःपुरतोन्यधान्मे ॥ ४९ ॥

હું એ પ્રમાણે બોલતોજ હતો તેટલામાં મારાં અગણિત પુણ્યોના પ્રભાવને લીધે એ ભિલે વનના મધ્યમાં પેસી નૃસિંહને લતાઓથી દૃઢ રીતે બાંધી લાવીને મારી પાસે ધરી દીધા. ૪૯.

महर्षिभिस्त्वंमनसाप्यगम्योवनेचरस्यैवकथंवशोभूः ॥
इत्यद्भुतांविष्टहृदामयासौविज्ञाप्यमानोविभुरित्यवादीत् ॥ ५० ॥
एकाग्रहचित्तेनयथामुनाहंध्यातस्तथाधातृमुखैर्नपूर्वैः ॥
नोपालभेथास्त्वमितीरयन्मेकृत्वाप्रसादंकृतवांस्तिरोधिं ॥ ५१ ॥

એમને જોઈ મે મનમાં અત્યંત આશ્ચર્યથી ઘેરાઇને 'તમે કે જે મહર્ષિઓના મનથી પણ અગમ્યછો, તે આ ભિલને વશ્ય કેમ થઈ ગયા?' એમ વિજ્ઞપ્તિ કરતાં તે પ્રભુએ મને કહ્યું કે "આ ભિલે મારૂં એકાગ્રચિત્તથી જેવું ધ્યાન કરયું છે તેવું બ્રહ્માઆદિ

પ્રાચીન લોકોએ પણ કર્યું નથી માટે આ વિષયમાં તારે મને કબજો નહી દેવો." એ પ્રભુ એટલું બોલતા બોલતા મારાપર કૃપા કરીને અંતર્હિત થઈ ગયા હતા. ૫૦, ૫૧.

आकर्ण्यतांपद्मपदस्यवाणीमानंदमग्नेरखिलैरभावि ॥
जगर्जचोच्चैर्जगदंडभांडभग्नास्वधाम्नादलयन्नृसिंहः ॥ ५२ ॥

એ પ્રમાણે પદ્મપાદનાં વચનો સાંભળી તેમના સઘળા મિત્રો આનંદમાં મગ્ન થયા. તે પછી, નૃસિંહ રૂપ થએલા પદ્મપાદે પોતાના પ્રૌઢ તેજથી બ્રહ્માંડ પણ તુટી જાય એવી મોટી ગર્જના કરી. ૫૨.

ततस्तदार्भाटचलत्समाधिःस्वात्मप्रबोधोन्मथितत्र्युपाधिः ॥
उन्मील्यनेत्रेविकरालवक्त्रंव्यलोकयन्मानवपंचवक्त्रं ॥ ५३ ॥

જેમણે સ્વરૂપના સાક્ષાત્કારથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે ઉપાધિઓનું મથન કરી નાખ્યું હતું એવા શ્રીશંકરાચાર્યે તે સમયે નૃસિંહજીના સાહંકાર નાદથી સમાધિ ચલિત થઇ જતાં નેત્રો ઉઘાડ્યાં ત્યાં વિકરાલ મુખવાળા નૃસિંહજી જોવામાં આવ્યા. ૫૩.

चंद्रांशुसोदर्यसटाजटालंतार्तीयनेत्राब्जकनन्निटालं ॥
सहोद्यदुष्णांशुसहस्रभासंविध्वंडविस्फोटकृदट्टहासं ॥ ५४ ॥
नखाग्रनिर्भिन्नकपालिवक्षस्थलोच्चलच्छोणितपंकिलांगं ॥
श्रीवत्सवत्संगलवैजयंतीश्रीरन्नसंस्पर्धितदांत्रमालं ॥ ५५ ॥
सुरासुरत्रासकरातिघोरस्वाकारसारव्यथितांडकोशं ॥
दंष्ट्राकरालाननिर्यदग्निज्वालालिसंलीढनभोवकाशं ॥ ५६ ॥
स्वरोमकूपोद्गतविस्फुलिंगप्रचारसंदीपितसर्वलोकं ॥
जंभद्विडुज्जृंभितशंभुदंभसंस्तंभनारंभकदंतपेपं ॥ ५७ ॥
माभूदकालेप्रलयोमहात्मन्कोपंनियच्छेतिगृणाद्भिरारात् ॥
ससाध्वसैःप्रांजलिभिःसगात्रकंपैर्विरंच्यादिभिरर्च्यमानं ॥ ५८ ॥
विलोक्यविद्युच्चपलोग्रजिह्वंयतिक्षितीशःपुरतोनृसिंहं ॥
अभीतिरेडिष्टतदोपकंठंस्थितोऽपिहर्षाश्रुपिनद्धकंठः ॥ ५९ ॥

ચંદ્રની કિરણો જેવી કેશાવલીથી વ્યાપ્ત થએલા, કમલ સરખા ત્રીજા નેત્રથી પ્રકાશતા લલાટવાળા, એકી સમયે ઉગેલા હજારો સૂર્યના જેવા પ્રકાશવાળા, જેથી બ્રહ્માંડ ફાટી જાય એવો અટ્ટાટ્ટહાસ કરતા, નખોની અણીઓથી ફાડી નાખેલી કાપાલિકની છાતીમાંથી ઉછળતા લોહીથી ખરડાએલાં અંગોવાળા, [1]શ્રીવત્સથી શોભતા વક્ષઃસ્થલ વાળા, જેમણે ગળામાં પેહેરી લીધેલી કાપાલિકનાં આંતરડાંઓની માલા તેજ ગળામાં

[1] ડાબા સ્તન ઉપર જમણી તરફ વળેલાં રૂવાટાંઓની ચકરી.

પેહેરેલ વૈજયંતી નામની માલાની સાથે તથા કૌસ્તુભ મણિની સાથે સ્પર્દ્ધા કરતી હતી એવા, દેવતાઓને તથા દૈત્યોને ત્રાસ ઉપજાવનારા અત્યંત ઘોર બલવત્તર આકારથી બ્રહ્માંડને વ્યથિત કરતા, દાઢોથી વિકરાલ લાગતાં મુખમાંથી નીકળતી અગ્નિની જ્વાલાઓની પંક્તિથી આકાશને ચાટતા, પોતાના રૂવાટાંઓનાં છિદ્રોમાંથી નીકળતા તણખાઓના પ્રચારથી સર્વ લોકોને પ્રદીપ્ત કરી દેતા, જેમનાં દાંતોની કડકડાટીથી ઇંદ્ર તથા વૃદ્ધિ પામેલા રૂદ્રે કરવા માંડેલી દબાવવાની ગોઠવણો નકામી થઈ પડતી હતી એવા, વીજળીની પેઠે ચપલતા કરતી ઉગ્રજીભ વાળા અને જેમના ભયને લીધે હાથ જોડીને દૂર ઉભેલા તથા ધ્રુજતા બ્રહ્માદિક દેવતાઓ 'હે મહાત્મા ! સમય વગર જગતનો પ્રલય નહી થવો જોઇએ માટે આપના કોપને શાંત કરો' એમ બોલી બોલીને પ્રાર્થના કરતા હતા એવા નૃસિંહજીને આગળ ઉભેલા જોઇ હર્ષનાં અશ્રુઓથી જેમનો કંઠ રોકાઈ ગયો એવા શ્રી શંકરાચાર્યે પોતે સમીપમાં છતાં પણ નિર્ભય રહીને તે નૃસિંહજીની નીચે પ્રમાણે સ્તુતિ કરી. ૫૪. ૫૫. ૫૬. ૫૭. ૫૮. ૫૯.

नरहरेहरकोपमनर्थदंतववरिपुर्निहतोभुविवर्तते ॥
कुरुकृपांमयिदेवसनातनींजगदिदंभयमेतिभवद्दृशा ॥ ६० ॥

હે નૃસિંહ ! આ ત્રાસ આપનારા કોપને શાંત કરો. હવે એ કાપાલિક કે જે તમારોજ શત્રુ હતો તે મરણ પામીને ધરતીપર પડ્યો છે. હે દેવ ! મારા ઉપર અવિચલ કૃપા કરો. આપની દૃષ્ટિથી આ સઘળું જગત્ ભય પામેછે. ૬૦.

तववपुःकिलसत्वमुदाहृतंतवहिकोपनमण्वपिनोचितं ॥
तदिहशांतिमवाप्नुहिशर्मणेहरगुणंहरिराश्रयसेकथं ॥ ६१ ॥

આપનું શરીર સત્વગુણમય કેહેવાયછે એટલા માટે આપને જરા પણ કોપ કરવો યોગ્ય નથી. એટલા માટે જગતને સુખ દેવા માટે અહીં શાંતિ ધરો. આપ કે જે વિષ્ણુ છો, તેમને રૂદ્રના તમોગુણનું ગ્રહણ કરવું ઘટેજ કેમ ? ૬૧.

सकलभीतिपुदेवतमस्मरन्सकलभीतिमपोह्यसुखीपुमान् ॥
भवतिकिंप्रवदामितवेक्षणेपरमदुर्लभमेवतवेक्षणं ॥ ६२ ॥

હે ઉત્તમ દેવ ! સર્વ પ્રકારના ભયોમાં પુરૂષ આપનું સ્મરણ કરે તોપણ સર્વ ભયોથી છુટીને સુખી થાયછે ત્યારે આપનું દર્શન મળવાથી સુખી થાય તેમાં તો શુંજ કેહેવું. આપનું દર્શન અત્યંત દુર્લભજછે. ૬૨.

स्मृतवतस्तवपादसरोरुहंमृतवतःपुरुषस्यविमुक्तता ॥
तवकराभिहतोमृतभैरवोनहिसएपपुनर्भवमेष्यति ॥ ६३ ॥

જે પુરૂષ આપના ચરણારવીંદનું સ્મરણ કરતાં મરણ પામે તે પણ મુક્તિ પામેછે ત્યારે આપના હાથથીજ મરણ પામેલો આ કાપાલિક ફરીવાર સંસારને પ્રાપ્ત નહી થાય એમાંતો કેહેવુંજ શું. ૬૩.

दितिजसूनुममुंव्यसनार्दितंसकृदरक्षदुदारगुणोभवान् ॥
सकलगत्वमुदीरितमस्फुटंप्रकटमेवविधित्सुरभूत्पुरा ॥ ६४ ॥

ઉદાર ગુણોવાળા આપે કષ્ટોથી પીડાએલા પ્રહ્લાદની તુરતજ રક્ષા કરી હતી અને હિરણ્યકશિપુના પુછવાથી 'મારો સ્વામી સર્વ સ્થલોમાં છે' એમ પ્રહ્લાદે જે અસ્ફુટ કહ્યું હતું તેને સ્ફુટ કરવા માટે આપ તુરત તેની આગળજ પ્રકટ થયા હતા માટે ભક્તોનું રક્ષણ કરવું અને ભક્તોના વચનને પાળવું એ આપનો સ્વભાવજછે. ૬૪.

सृजसिविश्वमिदंरजसावृतःस्थितिविधौश्रितसत्वउदायुधः ॥
अवसितद्धरणेतमसावृतोहरसिदेवतदाहरसंज्ञितः ॥ ६५ ॥

હે દેવ! આપ સૃષ્ટિના સમયમાં રજોગુણથી વીંટાએલા બ્રહ્મારૂપ થઇને આ જગતને સર્જો છો, સ્થિતિના સમયમાં સત્વગુણથી વીંટાએલા વિષ્ણુ રૂપ થઇ આયુધો ધરીને જગતનું પાલન કરોછો અને સંહારના સમયમાં તમોગુણથી વીંટાએલા રુદ્રરૂપ થઇને જગતનો પ્રલય કરોછો. ૬૫.

तवजनिर्नगुणास्तवतत्वतोजगदनुग्रहणायभवादिकं ॥
तवपदंखलुवाङ्मनसातिगंश्रुतिवचश्चकितंतवबोधकं ॥ ६६ ॥

આપને વાસ્તવિક રીતે જન્મનો કે ગુણનો સંબંધ નથી તો પણ જગત ઉપર અનુગ્રહ કરવાને વાસ્તે આપ જન્મને અને ગુણને ધરોછો આપનાં સ્વરૂપને વાણી કે મન પણ પોહોચતાં નથી. શ્રુતિ પણ આપના સ્વરૂપને બીતી બીતી લક્ષણા વૃત્તિથી જણાવેછે પણ સાક્ષાત જણાવી શકતી નથી. ૬૬.

नरहरेतवनामपरिश्रवात्प्रमथगुह्यकदुष्टपिशाचकाः ॥
अपसरंतिविभोऽसुरनायकानहिपुरःस्थितयेप्रभवंत्यपि ॥ ६७ ॥

હે નૃસિંહ ! હે વિભુ! પ્રમથો, યક્ષો, દુષ્ટ પિશાચો અને મોટા મોટા દૈત્યો આપનું નામ સાંભળવાથીજ ભાગી જાયછે ત્યારે તેઓ આપની સામે તો કેમજ ઉભી શકે. ૬૭.

त्वमेवसर्गस्थितिहेतुरस्यत्वमेवनेतानृहरेऽखिलस्य ॥
त्वमेवचिंत्योहृदयेनवद्येत्वामेवचिन्मात्रमहंप्रपद्ये ॥ ६८ ॥

હે નૃસિંહ! આ જગતની ઉત્પત્તિના તથા સ્થિતિના કારણરૂપ તમેજછો અને સર્વને ચલાવનારા પણ તમેજછો. નિર્દોષ કરેલા હૃદયમાં આપનુંજ ચિંતન કરવું યોગ્યછે. હું પણ આપ કે જે ચૈતન્ય માત્ર સ્વરૂપછો તેમનેજ શરણાગત થયોછું. ૬૮.

हतोवराकोहिरुषंनियच्छविश्वस्यभूमन्नभयंप्रयच्छ ॥
एतेहिदेवाःशममर्थयंतेनिरिक्ष्यभीताःप्रतिखेदयंते ॥ ६९ ॥

હે વ્યાપક ! આ બીચારો કાપાલિક હણાઇ ગયો છે માટે હવે કોપને શાંત કરો અને જગતને અભય આપો. આ દેવતાઓ આપની શાંતિનીજ માગણી કરેછે અને આપના આ ઉગ્ર સ્વરૂપને જોઇ ભય પામીને મુંઝાયા કરેછે. ૬૯.

द्रष्टुंनशक्याहितवानुकंपाहीनैर्जनैर्निह्नुतकोटिशंपां ॥
मूर्तिंतदात्मन्नुपसंहरेमांपाहित्रिलोकींसमतीतसीमां ॥ ७० ॥

હે પરમાત્મા ! જેઓના ઉપર આપની કૃપા ન હોય તે લોકો કરોડો વીજળીઓનો તિરસ્કાર કરનારી આ આપની મૂર્તિને જોઈ પણ શકે નહી એટલા માટે આ મૂર્તિને શમાવો અને ભયને લીધે જેની મર્યાદા તુટી જાયછે એવા ત્રૈલોક્યનું રક્ષણ કરો. ૭૦

कल्पांतोज्जृंभमाणप्रथमपरिदृढप्रौढलालाटवह्नि
ज्वालालीढत्रिलोकीजनितचटचटाध्वानधिक्कारधुर्यः ॥
मध्येब्रह्मांडभांडोदरकुहरमनेकांसदुस्थामवस्थां
स्त्यानस्त्यानोममायंदलयतुदुरितंश्रीनृसिंहाट्टहासः ॥ ७१ ॥

પ્રલય કાલમાં વૃદ્ધિ પાંમેલા રૂદ્રના લલાટના પ્રૌઢ અગ્નિની જવાલાઓથી વ્યાપ્ત થએલા ત્રૈલોક્યમાં ઉત્પન્ન થએલા કડાકાઓનો પણ ધિક્કાર કરવામાં અગ્રણી (એ કડાકાઓથી પણ અધિક) અને બ્રહ્માંડરૂપી પાત્રના ઉદરના છિદ્રની અંદર અનેકરૂપોથી રેહેલી દુષ્ટ જન્મમરણ આદિ દશાઓને પ્રબલ અગ્નિની પેઠે બાળી દેનારો આ શ્રી નૃસિંહનો અટ્ટહાસ મારાં પાપોનો નાશ કરો. ૭૧.

मध्येव्यानद्धवातंधयगुणवलनाधानमंथानभूभृन्
मंथेनोत्क्षोभिदुग्धोदधिलहरिमिथःस्फालनाचारघोरः ॥
कल्पांतोन्निद्ररुद्रोच्चतरडमरुकध्वानबद्धाभ्यसूयो
घोषोयंकर्णघोरःक्षपयतुनृहरेरंहसांसंहतिनः ॥ ७२ ॥

મધ્યમાં નેતરાં રૂપે બાંધેલા વાસુકિ નાગથી વીટાએલા મંદરાચલ રૂપ રવાઇથી ક્ષોભ પામેલા [1]ક્ષીરસમુદ્રના મોજાઓના સામસામા પછડાવાના શબ્દની પેઠે ભયંકરપણાવાળો, કલ્પાંતના સમયમાં ઉદ્યોગી થએલા રૂદ્રના ઊંચાં ડાકલાના શબ્દની સાથે સ્પર્દ્ધા (હરીફાઇ) કરનારો અને કાનને ત્રાસ આપનારો આ નૃસિંહજીનો શબ્દ અમારાં પાપોના સમૂહનો નાશ કરજો. ૭૨.

क्षुंदानोमंक्षुकल्पावधिसमयसमुज्जृंभदंभोदगुंफ
स्फूर्जद्दंभोलिसंघस्फुरदुरुरटिताखर्वगर्वप्ररोहान् ॥
क्रीडाक्रोडेंद्रघोणासरभसविसरद्घोरघूर्घोरवश्री
र्गंभीरस्तेट्टहासोहरहरनृहरेरंहसांहांसिहन्यात् ॥७३॥

હે નૃસિંહ ! અહો ! કલ્પાંતના સંમયમાં વૃદ્ધિ પામતાં વાદળાંઓના સમૂહની અંદર પ્રૌઢ રીતે ઝબકતી કડાકાવાળી વીજળીઓની ભારે ગર્જનાના મોટા ગર્વના અંકુરોને પણ તુરત ચૂર્ણ કરનારો અને પૃથ્વીને રસાતાલમાંથી કાહાડવાની ક્રીડા કરવાને વાસ્તે મોટા [2]વરાહરૂપ થએલા વિષ્ણુના નાકમાંથી વેગપૂર્વક નીકળતી ઘોર ઘુઘવાટીના જેવી છટાવાળો

૧ દેવતાઓએ અને દૈત્યોએ મળીને અમૃતને વાસ્તે વાસુકિને નેતરાંરૂપ કરી અને મંદરાચલને રવાઇરૂપ કરી ક્ષીર સમુદ્રનું મથન કર્યું એ વિષયની વિસ્તીર્ણ કથા શ્રી ભાગવતના અષ્ટમસ્કંધના ૭ મા અધ્યાયમાં છે તે જુવો.

૨ વિષ્ણુએ વરાહનું (સૂઅરનું) રૂપ ધરવાની કથા શ્રી ભાગવતના તૃતીયસ્કંધના ૧૩ મા અધ્યાયમાં છે તે જુવો.

આ આપનો ગંભીર અટ્ટાટ્ટહાસ પ્રબલ વેગથી અમારાં પાપોનો નાશ કરજો. ૭૩

एवंविशिष्टनुतिभिर्नृहरौप्रशांते
स्वंभावमेत्यमुनिरेषबभूवशांतः ॥
स्वप्नानुभूतिमिवशांतमनानिवेद्य
स्वात्मानमात्मगुरवेप्रणतिंचकार ॥७४॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યે કરેલી ઉત્તમ સ્તુતિઓથી નૃસિંહપણાનો ઉપશમ થતાં પદ્મપાદ પોતાના મૂલ સ્વભાવને પ્રાપ્ત થઈને શાંત થયા પછી ક્રોધ રહિત થએલા પદ્મપાદે પોતાનું નૃસિંહપણું કે જે સ્વપ્નમાં અનુભવાએલા જેવું થઈ ગયું તેની વાત કહી સંભળાવીને શ્રીશંકરાચાર્યને પ્રણામ કરેયા. ૭૪.

चारित्र्यमेत्प्रयतस्त्रिसंध्यं
भक्त्यापठेद्यःश्रृणुयादवंध्यं ॥
तीर्त्वापमृत्युंप्रतिपद्यभक्तिं
सभुक्तभोगःसमुपैतिमुक्तिं ॥ ७५ ॥

જે માણસ સાવધાન રહીને, કદીપણ નિષ્ફલ ન જાય એવા આ ચરિત્રનો ત્રણે સંધ્યાઓમાં પાઠ કરે અથવા તેનું શ્રવણ કરે તે માણસ અકાલમૃત્યુથી મુક્ત થઈ ભક્તિને પ્રાપ્ત થઈ સંસાર સંબંધી ઉત્તમ સુખોને ભોગવીને અંતે મોક્ષ પામે છે. ૭૫.

इतिश्रीमाधवीयेतदुग्रभैरवनिर्जयः ॥
संक्षेपशंकरजयेसर्गएकादशोऽभवत्॥११॥

ઇતિ શ્રી માધવાચાર્યે રચેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં શંકરાચાર્યે ઉગ્ર કાપાલિકને જીતી લેવા સંબંધી કથાવાળો અગીયારમો સર્ગ સંપૂર્ણ થયો. ૧૧

समाप्तोयमेकादशःसर्गः।

द्वादशःसर्गः ॥

**अथैकदासौर्यांतसार्वभौमस्तीर्थानिसर्वाणिचरन्सतीर्थ्यैः ॥**
**घोरात्कलेर्गोपितधर्ममागाद्गोकर्णमभ्यर्णचलार्णवौघं ॥ १ ॥**

પછી પોતાના શિષ્યોની સાથે સઘળાં તીર્થ ક્ષેત્રોમાં વિચરતા એ શ્રીશંકરાચાર્ય એ દિવસે ભયંકર કલિયુગથી ધર્મનું રક્ષણ કરનારા અને જેના સમીપમાંજ સમુદ્રનો વે આવ્યા કરેછે એવા 'ગોકર્ણ' ક્ષેત્રમાં પધારયા. ૧.

**विरिंचिनांभोरुहनाभवंद्यंप्रपंचनाट्याद्भुतसूत्रधारं ॥**
**तुष्टाववामार्द्धवधूटिमस्तदुष्टावलेपंप्रणमन्महेशं ॥ २ ॥**

ત્યાં પધારી, બ્રહ્મા અને વિષ્ણુએ પણ વંદન કરવા યોગ્ય, પ્રપંચરૂપી નાટકના અદ્ભુત [1]સૂત્ર-ધાર રૂપ, ડાબી પાસના અર્દ્ધ અંગમાં પાર્વતીવાળા અને દુષ્ટ લોકોના ગર્વનો નાશ કરનારા ગોકર્ણેશ્વરને પ્રણામ કરતાં કરતાં શ્રીશંકરાચાર્યે તેમની નીચે પ્રમાં સ્તુતિ કરી. ૨.

**वपुःस्मरामिकंचनस्मरारेर्बलाहकाद्वैतवदावदश्रि ॥**
**सौदामिनीसाधितसंप्रदायसमर्थनादेशिकमन्यतश्च ॥ ३ ॥**

"સદાશિવનું સ્વરૂપ કે જે જમણા ભાગમાં મેઘની સાથે મળી જનારી શોભાવાળુંછે અને ડાબા ભાગમાં [2]વીજળીએ સાધેલા સંપ્રદાયને (મેઘથી અલગ નહી રેહેવા રૂપ પદ્ધતિને) સિદ્ધ કરવાના આચાર્યરૂપછે તેનું સ્મરણ કરૂંછું. ૩.

**वामांगसीमांकुरदंशुतृण्याचंचन्मृगांचत्तरदक्षपाणि ॥**
**सव्यान्यशोभाकलमाग्रभक्षसाकांक्षकीरान्यकरंमहोस्मि॥४॥**

જે તેજ (અર્દ્ધનારીશ્વરનું સ્વરૂપ) ડાબા અંગરૂપી ખેતરમાંથી ઉગતી કિરણોરૂપ ખડના સમૂહમાં લલચાએલા [3]મૃગથી અત્યંત શોભતા જમણા હસ્તવાળુંછે અને જમણા અંગની શોભારૂપી શાળના અગ્રનું ભક્ષણ કરવામાં તૃષ્ણાવાળા [4]પોપટથી સંયુક્ત ડાબા હાથવાળું છે તે હું છું. ૪.

**महीध्रकन्यागलसंगतोऽपिमांगल्यतंतुःकिलहालहालं ॥**
**यत्कंठदेशेकृतकुंठशक्तिमैक्यानुभावादयमस्मिभूमा ॥ ५ ॥**

સૌભાગ્ય સૂત્રે પોતે પાર્વતીના ગળામાં રહ્યા છતાં પણ જે સદાશિવના ગળામાં રહેલા ઝેરને કુંઠિત શક્તિવાળું કહી નાખ્યુંછે[5] તે સદાશિવ, બ્રહ્મસ્વરૂપે એક હોવાપણાના પ્રભાવને લીધે હું છું. ૫.

**गुणत्रयातीतविभाव्यमित्थंगोकर्णनाथंवचसार्चयित्वा ॥**
**तिस्रःसरात्रीस्त्रिजगत्पवित्रेक्षेत्रेमुदैपाक्षिपातिस्मकालं ॥ ६ ॥**

૧ સદાશિવ પોતે નિર્વિકાર રહીને જગતની રચના કરેછે તેથી તેમને જગતરૂપી નાટકના અદ્ભુત સૂત્રધાર કહ્યાછે ૨ સદાશિવના ડાબા ભાગમાં પાર્વતીનું સ્વરૂપ છે તેને વીજળીની ઉપમા આપીછે. ૩ સદાશિવના હાથમાં મૃગછે. ૪ પાર્વતીના હાથમાં પોપટ છે. ૫ એક સ્થલમાં રહેલા સૌભાગ્ય સૂત્રથી બીજા સ્થલમાં રહેલા ઝેરનું નિવારણ થયાનું વર્ણન કર્યું છે માટે અસંગતિ અલંકાર થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૬ મું.)

ગુણાતીત પુરૂષોએ ધ્યાન કરવા યોગ્ય ગોકર્ણેશ્વરનું એ પ્રમાણે વચનથી પૂજન કરીને શ્રીશંકરાચાર્યે ત્રૈલોક્યને પવિત્ર કરનાર એ ક્ષેત્રમાં આનંદથી ત્રણ રાતનો કાલક્ષેપ કર્યો. ૬.

**वैकुंठकैलासविवर्तभूतंहरन्नताघंहरिशंकराख्यं ॥**
**दिव्यस्थलंदेशिकसार्वभौमस्तीर्थप्रवासीनचिरादयासीत् ॥७॥**

તીર્થયાત્રાના પ્રવાસમાં નીકળેલા, આચાર્યોના ચક્રવર્તી શ્રીશંકરાચાર્ય તે ક્ષેત્રમાંથી નીકળીને તુરત વૈકુંઠનાં તથા કૈલાસનાં રૂપાંતર જેવાં, અને પ્રણામ કરનારાઓના પાપોને હરનારાં 'હરિશંકર' નામનાં દિવ્ય ક્ષેત્રમાં પધારયા. ૭.

**भ्रमापनोदायभिदावदानामद्वैतमुद्रामिवदर्शयंतौ ॥**
**आराध्यदेवौहरिशंकरौसद्व्यर्थाभिरिस्त्वर्चयतिस्मवाग्भिः ॥८॥**

ત્યાં જાણે ભેદ વાદીઓના ભ્રમને ટાળવા સારૂજ પોતાનું એકડા રહેલા પણું દેખાડતા હોય એવા (સાથે રહેલા) વિષ્ણું અને શંકર નામના બે દેવનું આરાધન કરીને શ્રીશંકરાચાર્યે બબ્બે અર્થવાળા (શ્લેષ અલંકારવાળા) શ્લોકોથી નીચે પ્રમાણે તેઓનું સ્તુતિ રૂપ પૂજન કરેલું. ૮.

**वंद्यंमहासोमकलाविलासंगामादरेणाकलयन्ननादिं ॥**
**मैनंमहःकिंचनदिव्यमंगीकुर्वन्विभुर्मेकुशलानिकुर्यात् ॥९॥**

**વિષ્ણુપર અર્થ-મત્સ્યાવતારની સ્તુતિ.**

વંદન કરવા યોગ્ય મોટા પ્રલય સમુદ્રના જલના વિભાગોમાં વિલાસ કરનરાં અને વેદને હરીજનારા સોમક નામના મોટા દૈત્યનો વિનાશ કરનારી લીલાવાળાં કોઈ મત્સ્યાવતાર[1] સંબંધી દિવ્ય તેજને ધરનારા, અનાદિવાણી રૂપ વેદને પાછો લાવનારા અને વાહાણરૂપ થએલી પૃથ્વીને જલમાં ખેચનારા પ્રભુ મારાં કલ્યાણ કરજો.

**શિવપર અર્થ.**

વંદન કરવા યોગ્ય અને ચંદ્રની મોટી કલાઓથી વિલાસ કરનાર મેના (હિમાલયની સ્ત્રી) ની પુત્રીરૂપ કોઈ દિવ્ય તેજને ધરનારા અને વેદરૂપ અનાદિ વાણીન વિચારતા પ્રભુ મારાં કલ્યાણ કરજો. ૯.

**योमंदरागंदधदादितेयान्सुधाभुजःस्मातनुतेऽविषादी ॥**
**स्वामद्रिलीलोचितचारुमूर्तेकृपामपारांसभवान्विधत्त ॥ १० ॥**

**વિષ્ણુપર અર્થ-કચ્છપાવતારની સ્તુતિ.**

હે મંદરાચલના ભ્રમણને યોગ્ય સુંદર મૂર્તિવાળા! આપ કે જેણે કાંઈ પણ ખેદ

૧ વિષ્ણુ એ મત્સ્યનો અવતાર ધરી, વેદને લઈ જનારા દૈત્યને મારી વેદને પાછો આણ્યો હતો અને પ્રલયના સમુદ્રમાં વાહાણરૂપ થએલી પૃથ્વીમાં સત્યવ્રત નામના રાજાને બેસાડીને ફેરવ્યો હતો. જુવો ભાગવત અષ્ટમસ્કંધ અધ્યાય ૨૪ મો.

નહી પામતાં મંદરાચલનું ધારણ કરીને દેવતાઓને અમૃત પીનારા કરયાછે[1] તે આપ મારા ઉપર પોતાની અપાર કૃપા કરો.

**શિવપર અર્થ.**

હે કૈલાસ પર્વતમાં વિલાસ કરવા વાળી સુંદર મૂર્ત્તિવાળા! વિષયોના પ્રેમને મંદક-રનારા અને ઝેરનું ભક્ષણ કરનારા જે આપે દેવતાઓને અમૃત પીનારા કરયાછે[2] તે આપ મારા ઉપર પોતાની અપાર કપા કરો. ૧૦.

**उल्लासयन्योमहिमानमुच्चैःस्फुरद्वराहीशकलेवरोऽभूत् ॥**
**तस्मैविदध्मःकरयोरजस्रंसायंतनांभोरुहसामरस्यं ॥ ११ ॥**

**વિષ્ણુપર અર્થ-વરાહાવતારની સ્તુતિ.**

જેમણે પૃથ્વીને[3] ઉંચું માન દેવાને વાસ્તે શોભતા વરાહીના ઇશનો (વરાહનો) દેહ ધરયો હતો તેમની પાસે નિરંતર અમારા બે હસ્તને સાયંકાલના કમળ જેવા (અંજલિરૂપે બીડાએલા) કરીએ છીએ.

**શિવપર અર્થ.**

જેમણે પોતાના ઉત્કૃષ્ટ મહિમાનો પ્રકાશ કરવાને વાસ્તે પોતાના શરીરને ચળકતા ઊત્તમ વાસુકિનાગવાળું કરયુંછે તેમની પાસે નિરંતર અમારા બે હસ્તને સાયંકાલના કમ-ળ જેવા કરીએ છીએ. ૧૧.

**समावहन्केसरितांवरांयःसुरद्विपत्कुंजरमाजघान ॥**
**प्रल्हादमुल्लासितमादधानंपंचाननंप्रणुमःपुराणं ॥ १२ ॥**

**વિષ્ણુપર અર્થ-નૃસિંહાવતારની સ્તુતિ.**

જેમણે ઊત્તમ કેસરિપણાનું ધારણ કરીને મોટા દૈત્યને (હિરણ્યકશિપુને) મારયો હ-તો એવા અને તેમના પુત્ર પ્રલ્હાદને ઉત્કૃષ્ટસ્થિતિમાં પોહોચાડયો હતો[4] એવા તે પ્રાચીન સિંહની (નૃસિંહની) સ્તુતિ કરીએ છીએ.

**શિવપર અર્થ.**

મસ્તકમાં ઉત્તમ નદીનું (ગંગાનું) ધારણ કરનારા, ગજાસુરને મારનારા, ભક્તલોકોને ઉત્તમ આનંદ આપતા અને પાંચ મુખોવાળા તે અનાદિસિદ્ધ પ્રભુની સ્તુતિ કરી-એ છીએ. ૧૨.

**उदीतबल्याहरणाभिलाषोयोवामनोहार्यजिनवंसानः ॥**
**तपांसिकांताररहितोव्यतानीदाद्योवताद्वाश्रमिणामयंनः ॥ १३ ॥**

૧ વિષ્ણુએ કાચબાનો અવતાર ધરી પોતાની પીઠપર મંદરાચલનું ધારણ કર્યું હતું અને તેથી દેવતાઓને અમૃત મેળવવાની સગવડ કરી આપી હતી. જુવો ભાગવત અષ્ટમ સ્કંધઅધ્યાય ૭ મો. ૨ સદાશિવે સમુદ્રમાંથી નીકળેલા ઝેરનું ભક્ષણ કરીને દેવતાઓને અમૃત મેળવવાની સગવડ કરી આપી હતી જુવો ભાગવત અષ્ટમ સ્કંધ અધ્યાય ૭ મો. ૩ વિષ્ણુ વરાહનો અવતાર ધરીને પૃથ્વીને રસાતલમાંથી બહાર કહાડી લાવ્યા હતા. જુવો શ્રી ભાગવતના તૃતીય સ્કંધનો અધ્યાય ૧૩ મો. ૪ વિષ્ણુએ નૃસિંહાવતાર ધરીને હિરણ્યકશિપુ નામના મોટા દૈત્યને માર્યો હતો અને તેના પુત્ર પ્રલ્હાદને ઊત્તમ સ્થિતિ આપી હતી. જુવો શ્રીભાગવત સપ્તમ સ્કંધ ૮–૯ તથા ૧૦ મો અધ્યાય.

### વિષ્ણુપર અર્થ-વામનાવતારની સ્તુતિ.

અભ્યુદય પામેલા બલિરાજાની[1] પાસેથી ત્રૈલોક્ય લઈ લેવાની ઈચ્છાવાળા, ઠીંગણા શરીરવાળા, મનોહર મૃગચર્મને ધરનારા અને બ્રહ્મચર્યને ધરનારા જે પ્રભુએ સ્ત્રીથી રહિત રહીને તપ કરેલાં હતાં તે પ્રભુ અમારી રક્ષા કરો.

### શિવપર અર્થ.

ઉદય પામેલા દક્ષપ્રજાપતિના યજ્ઞમાંથી ભાગ લેવાને ઈચ્છતા, મનોહર ગજચર્મનું ધારણ કરનારા, સ્ત્રીથી રહિત થએલા[2] અને મારે આશ્રમવાળાઓના પરમગુરૂરૂપ જે સદાશિવે તપ કરેલાં હતાં તે સદાશિવ અમારી રક્ષા કરો. ૧૩.

**येनाधिकोद्यत्तरवारिणाशुजितोर्जुनःसंगररंगभूमौ ॥**
**नक्षत्रनाथस्फुरितेनतेननाथेनकेनापिवयंसनाथाः ॥ १४ ॥**

### વિષ્ણુપર અર્થ-પરશુરામાવતારની સ્તુતિ.

અધિક ઉગામેલી તરવારવાળા, યુદ્ધરૂપ રંગ ભૂમિમાં સહસ્રાર્જુન રાજાને તુરત જીતનારા અને ક્ષત્રિયોના અધિપતિઓને જીવવા નહી દેતા સર્વોત્તમ [3]પરશુરામથી અમો ધણીઆતા છીએ.

### શિવપર અર્થ.

અધિક ઉગામેલી તરવારવાળા, મસ્તકમાં પ્રચલિત ગંગાજલવાળા અને લલાટમાં ચંદ્રથી શોભતા જે સદાશિવે યુદ્ધમાં અર્જુનને[4] જીતી લીધો હતો તેથી અમો ધણીયાતા છીએ. ૧૪.

**विलासिनालीकभवेनधाम्नाकामंद्विषंतंसदशास्यमस्यन् ॥**
**देवोधरापत्यकुचोष्मसाक्षीदेयादमंदात्मसुखानुभूतिं ॥ १५ ॥**

### વિષ્ણુપર અર્થ-રામચંદ્રાવતારની સ્તુતિ.

જેથી મિથ્યાભૂત સંસાર પ્રતીત થાય એવી રીતે વિવર્તપામનાર સ્વરૂપવાળા, રાવણ નામના શત્રુને પોતાની ઈચ્છા પ્રમાણે મારનારા અને સીતાજીના કુચની ગરમીના સાક્ષી રામચંદ્રનું અમોને આત્મસુખનો પ્રૌઢ આનંદ આપો.

### શિવપર અર્થ.

જેથી મિથ્યાભૂત સંસાર પ્રતીત થાય એવી રીતે વિવર્ત પામનારા સ્વરૂપવાળા, ઈંદ્રિયોરૂપી દશ મોંહોડાંવાળા કામદેવ નામના શત્રુને મારનારા અને પર્વતની પુત્રી પાર્વતીના કુચની ગરમીના સાક્ષી મહાદેવ અમોને આત્મસુખનો પ્રૌઢ આનંદ આપો. ૧૫.

**उत्तालकेतुःस्थिरधर्ममूर्तिर्हालाहलस्वीकरणोग्रकंठः ॥**
**सरोहिणीशानी शचुंब्यमाननिजोत्तमांगोवतुकोपिभूमा ॥ १६ ॥**

૧ વિષ્ણુએ વામનાવતાર ધરી બ્રહ્મચારી થઈને બલિરાજાનું રાજ્ય લઈ લીધું હતું. જુવો શ્રી ભાગવત અષ્ટમ સ્કંધ અધ્યાય ૧૮ થી ૨૨ સુધી. ૨ સદાશિવે ભાગ લેવાને વાસ્તે દક્ષના યજ્ઞનને તોડ્યો હતો અને તેમનાં પત્ની સતી મરણ પામ્યાં હતાં. જુવો ભાગવત ચતુર્થ સ્કંધ અધ્યાય ૨ થી ૭ સુધી. ૩ પરશુરામની કથા શ્રી ભાગવતના નવમ સ્કંધ. ૧૫ મા તથા ૧૬ મા અધ્યાયમાં છે તે જુવો. ૪ સદાશિવેઅર્જુનની સાથે યુદ્ધ કર્યાની કથા મહાભારતના વનપર્વમાં છે તે જુવો.

### વિષ્ણુપર અર્થ—બલભદ્રાવતારની સ્તુતિ.

ધ્વજમાં ઊંચા તાડની નીશાની વાળા, ધર્મનું સ્થાપન કરવાને વાસ્તે અવતરેલા, મદિરાનો તથા હલનો સ્વીકાર કરવામાં અતિશયિત ઉત્કંઠાવાળા અને જેમના મસ્તકનું રોહિણીના પતિ વસુદેવ વારંવાર ચુંબન કરતા હતા એવા કોઈ પ્રભુ ([1]બલભદ્ર) અમારી રક્ષા કરો.

### શિવપર અર્થ.

ગાયન સંબંધી ઉત્તમ તાલ જાણનારાઓમાં શ્રેષ્ઠ, મોક્ષમય સ્વરૂપવાળા, ઝેરનો સ્વીકાર કરવાને લીધે ઉગ્ર દેખાતા કંઠવાળા, અને જેમના મસ્તકમાં ચંદ્ર નિરંતર રહેલોછે એવા કોઈ પ્રભુ (સદાશિવ) અમારી રક્ષા કરો. ૧૬.

विनायकेनाकलिताहितापंनिषेदुपोत्संगभुविप्रहृष्यन् ॥
यःपूतनामोहिकचित्तवृत्तिरव्यादसौकोऽपिकलापभूषः ॥ १७ ॥

### વિષ્ણુપર અર્થ—શ્રીકૃષ્ણાવતારની સ્તુતિ.

સર્પોને તાપ ઉપજાવીને પોતાની પાસે બેઠેલા ગરૂડથી રાજી થતા, [2]પૂતનાને મોહ ઉપજાવનારી ચિત્તવૃત્તિ વાળા અને મયૂરપિચ્છ રૂપી ભૂષણોને ધરનારા સર્વોત્તમ પ્રભુ (શ્રીકૃષ્ણ) અમારી રક્ષા કરો.

### શિવપર અર્થ.

સુંઢવતે ગંગાજળને મસ્તકપર નાખીને પાસે બેઠેલા ગણપતિથી રાજી થતા, પવિત્ર નામવાળા, ભક્તોનું કલ્યાણ કરવા ઉપર ચિત્તવૃત્તિ રાખનારા અને માથાઓથી શણગારેલા સર્વોત્તમ પ્રભુ (સદાશિવ) અમારી રક્ષા કરો. ૧૭.

पाठीनकेतोर्जयिनेप्रतीतसर्वज्ञभावायदयैकसीम्ने ॥
प्रायःक्रतुद्वेषकृतादरायबोधैकधाम्नेस्पृहयामिभूम्ने ॥ १८ ॥

### વિષ્ણુપર અર્થ બુદ્ધાવતરની સ્તુતિ

કામદેવને[3] જીતનારા, પ્રખ્યાત સર્વજ્ઞ[4] પણાવાળા, દયાની પરમ કાષ્ઠારૂપ, ઘણું કરીને યજ્ઞોનો દ્વેષ[5] કરવામાં રૂચિ ધરાવનારા અને બોધના મુખ્ય નિવાસરૂપ બુદ્ધ પરમાત્માને પામવા ઈચ્છું છું.

### શિવપર અર્થ.

કામદેવને જીતનારા, પ્રખ્યાત સર્વજ્ઞ પણાવાળા, દયાની પરમ કાષ્ઠારૂપ, સંકલ્પોથી રહિત થએલા ભક્તોપર પ્રેમ રાખનારા ઘણું કરીને દક્ષના યજ્ઞનો ભંગ કરનારા વીરભદ્રાદિક ઉપર પ્રેમ રાખનારા અને બોધના મુખ્ય નિવાસ રૂપ વ્યાપક સદાશિવને પામવા ઈચ્છું છું. ૧૮.

૧ બલભદ્રની મા રોહિણી હતાં અને પિતા વસુદેવ હતા. ધ્વજામાં ઝાડની નીશાની હતી. મદિરા પીવાનું વ્યસન હતું અને હલરૂપ આયુધ હતું (જુવો શ્રી ભાગવતનો દશમસ્કંધ તથા મહાભારત હરિવંશનું નારાયણ પર્વ.) ૨ શ્રી કૃષ્ણે બાલ્યાવસ્થામાં પૂતના નામની રાક્ષસીને મારી હતી. (જુવો શ્રી ભાગવત દશમ સ્કંધ અધ્યાય ૬ ઠ્ઠો.) ૩ બુદ્ધે કામદેવને જીત્યો હતો તે ઉપરથી તેમનું નામ मारजित કહેવાયછે.(જુવો અમરકોશના પહેલા કાંડમાં સ્વર્ગવર્ગનો શ્લોક ૧૩ મો.) ૪ બુદ્ધનું 'सर्वज्ञ' એ નામ પણ અમરકોશના પહેલા કાંડમાં સ્વર્ગ વર્ગના ૧૩ મા શ્લોકમાં લખ્યું છે. ૫. દેવતાઓને દુઃખ દેનારા ત્રિપુરવાસી દૈત્યોને કર્મ માર્ગથી ભ્રષ્ટ કરી સદાશિવના હાથથી મારવાને વાસ્તે બુદ્ધે યજ્ઞ આદિ વૈદિક ક્રિયાઓનું ખંડન કરી પાખંડ માર્ગ ચલાવ્યો હતો. (જુવો શિવપુરાણની પહેલી જ્ઞાન સંહિતા.)

ऽयतीतचेतोविषयंजनानांविद्योतमानायतमोनिहंत्रे ॥
भूम्नेसदावासकृताशयायभूयांसिमेसंततमांनमांसि ॥ १९ ॥

વિષ્ણુપર અર્થ કલ્કિ અવતારની સ્તુતિ.

જેને લોકોનાં ચિત્તો પણ પોહોચે નહી એવું સ્વરૂપ ધરીને પ્રકાશતા, કલિયુગનાં પાપોરૂપી અંધકારોને ટાળનારા અને સત્યયુગનું સ્થાપના કરવાના અભિપ્રાયવાળા[1] કલ્કિ ભગવાનને મારા ઘણા ઘણા નમસ્કાર હોજો.

શિવપર અર્થ.

જેને લોકોનાં ચિત્તો પણ પોહોચે એવા સ્વયં પ્રકાશરૂપવાળા. અજ્ઞાનરૂપ અંધકારને ટાળનારા, સર્વના અંતઃકરણોમાં નિવાસ કરનારા અને કાશીઆદિ ક્ષેત્રોપર રુચિધરાવનારા વ્યાપક સદાશિવને મારા ઘણા ઘણા પ્રણામ હોજો. ૧૯.

वृषाकपायीवरयोःसपर्यांवाचातिमोचारसयेतितन्वन् ॥
मुनिप्रवीरोमुदितात्मकामोमूकांबिकायाःसदनंप्रतस्थे ॥ २० ॥

એ પ્રમાણે કદલીફલના રસ કરતાં પણ અધિક મધુરતાવાળી વાણીથી વિષ્ણુની અને સદાશિવની પૂજા કરતા અને આ સકામ પુરૂષોને આનંદ આપનારા શ્રીશંકરાચાર્ય ત્યાંથી મૂકાંબિકા નામનાં દેવીના મંદિરમાં પધારયા. ૨૦.

अंकेनिधायव्यसुमात्मजातंमहाकुलौहंतमुहुःप्ररुद्य ॥
तदेकपुत्रौद्विजदंपतीसद्दृष्ट्वादयाधीनतयाशुशोच ॥ २१ ॥

એ મંદિરની પાસે એક બ્રાહ્મણ અને એક બ્રાહ્મણી કે જેઓને એકજ એક દીકરો હતો તેઓ મરણ પામેલા પોતાના એક દીકરાને ખોળામાં લઈ વારંવાર રોઈ એહથી અત્યંત વ્યાકુલ થઈને બેઠાં હતાં તેઓને જોઈ શ્રીશંકરાચાર્ય પોતે પણ દયાને આધીન થઈને શોક કરવા લાગ્યા. ૨૧.

अपारमंचसथशोकमस्मिन्नभूयतोचैरशरीरवाचा ॥
जायेतसंरक्षितुमक्षमस्यजनस्यदुःखायपरंदयेति ॥ २२ ॥

એ આચાર્ય અપાર શોકને પ્રાપ્ત થતાં તે સમયે ઊંચા સ્વરવાળી આકાશવાણી થઈ કે "જે માણસ રક્ષણ કરવાને અસમર્થ હોય તેને દયા ઉત્પન્ન થાયતો તે કેવલ દુઃખને વાસ્તેજ થાયછે." ૨૨.

आकर्ण्यवाणीमशरीरिणींताममाबितिव्याहरतिस्मविज्ञः ॥
जगत्रयीरक्षणदक्षिणस्यससंततवैकस्यनुशोभतेसा ॥ २३ ॥

એ પ્રમાણે તે આકાશવાણી સાંભળીને મહાવિચક્ષણ શ્રીશંકરાચાર્યે તે વાણી બોલનારને કહ્યું કે "તમે કહોછો એ સાચી વાતછે. તમે કે જે ત્રૈલોક્યનું રક્ષણ કરવામાં સમર્થછો તેમને એકનેજ દયા શોભેછે." (ત્યારે દયા કરીને તમારે આ દુઃખીઆંઓનો શોક મટાડવો જોઇએ. ૨૩.

[1] કલ્કિ અવતારનું ચરિત્ર શ્રી ભાગવતના દ્વાદશ સ્કંધના ૨ જા અધ્યાયમાં લખ્યું છે તે જુવો.

इतीरयत्येवयतौद्विजातेःसुतस्सुखंसुप्तइवोदतिष्ठत् ॥
समीपगैःसर्वजनीनमस्यचारित्र्यमालोक्यविसिष्मियेच ॥२४॥

શ્રીશંકરાચાર્ય એ વચનો બોલતાજ હતા તેટલામાં એ બ્રાહ્મણનો પુત્ર જાણે સુતોઉઠતો હોય તેમ ઉઠ્યો અને એ ઉઠતાં પાસે ઉભેલાઓને શ્રીશંકરાચાર્યનું સર્વ લોકોને હિત આપનારૂં એ ચરિત્ર જોઇને વિસ્મય થયા. ૨૪.

रम्योपशल्यंकृतमालसालरसालहिंतालतमालशालैः ॥
सिद्धिस्थलंसाधकसंपदांतन्मूकांबिकायाःसदनंजगाहे ॥ २५ ॥

પછી શ્રીશંકરાચાર્ય એ મૂકાંબિકાનું સ્થાનક જે ગરમાળા, સાલ, આંબા, હિંતાલ, તમાલ અને શાલ આદિવૃક્ષોથી શોભી રહ્યું હતું અને સાધક લોકોને સઘળી સિદ્ધિઓ પામવાના સ્થલરૂપ હતું તેની અંદર પધારયા. ૨૫.

उच्चावचानंदजबाष्पमुच्चैरुद्गीर्णरोमांचमुदारभक्तिः ॥
अंबामिहापारकृपावलंबांसंभावयन्नस्तुतनिस्तुलंसः ॥ २६ ॥

એ સ્થલમાં બ્રહ્મલોકના આનંદથી પણ અધિક આનંદ ઉત્પન્ન થવાને લીધે આંસુનો પ્રવાહ ચલાવતાં ચલાવતાં અને અત્યંત રોમાંચથી વ્યાપ્ત થતાં થતાં શ્રીશંકરાચાર્યે અપાર કૃપાનાં નિધાનરૂપ એ જગદંબાનું પૂજન કરવાના સમયમાં નીચે પ્રમાણે નિરૂપત્ર સ્તુતિ કરી. ૨૬.

पारेपरार्द्धंपदपद्मभास्सुषष्ठ्युत्तरंतेत्रिशतंतुभासः ॥
आविश्यवह्न्यर्कसुधामरीचीनालोकवंत्यादधतेजगंति ॥ २७ ॥

હે જગદંબ ! તમારાં ચરણ કમલના કિરણો કે જેઓ પરાર્દ્ધથી પણ અધિકછે તેઓમાંથી ત્રણસોને સાઠ કિરણો તો અગ્નિમાં સૂર્યમાં અને ચંદ્રમાં પ્રવેશ કરીને જગત્‌ને પ્રકાશિત કરેછે. ૨૭.

अंतश्चतुःषष्ठ्युपचारभेदैरंतेवत्सकांडपटप्रदानैः ॥
आवाहनाद्यैस्तवदेविनित्यमाराधनामादधतेमहांतः ॥ २८ ॥

હે દેવી ! મહાત્મા પુરૂષો પોતાના મનની અંદર જેઓમાં સમયે સમયે અંતરપટ દેવામાં આવેછે એવા આવાહન આદિ ચોસઠ[1] ઉપચારોથી નિત્ય તમારૂં આરાધન કરેછે. ૨૮.

अंबोपचारेष्वधिसिंधुषाष्टिशुद्धाज्ञयोःशुद्धिदमेकमेकं ॥
सहस्रपत्रेद्वितयेचसाधुत्वंतिधन्यास्तवतोषहेतोः ॥ २९ ॥

હે અંબ ! ભાગ્યશાળી ભક્તો તમને પ્રસન્ન કરવાને વાસ્તે વિશુદ્ધચક્રમાં[2] આજ્ઞાચ-

[1] આવાહન, આસન, આરોપણ, સુગંધિ તૈલથી અભ્યંગ, સ્નાન અને શાલા પ્રવેશ આદિ ચોસઠ ઉપચારો મંત્ર શાસ્ત્રના ગ્રંથોમાં લખ્યા છે. [2] શરીરની અંદર રહેલાં ચક્રોનું વર્ણન તાંત્રિક ગ્રંથોમાં ઘણા વિસ્તાકરી લખ્યું છે. હાલ પણ અનુષ્ઠાન કરતી વખતે ભૂત શુદ્ધિ કરવામાં આવે છે તેમાં બ્રાહ્મણો એ ચક્રોના વર્ણનનો પાઠ બોલી જાય છે.

માં અને ધ્રુવમંડલ નામના સહસ્રપત્ર કમલમાં ચોસઠ ઉપચારોમાંથી શુદ્ધિ આપનારા એ એક ઉપચારનું અનુક્રમથી સારી રીતે અર્પણ કરેછે. ૨૯.

आराधनंतेबहिरेवकेचिदंतर्बहिश्चैकतमेंतरेव ॥
अन्येपरेत्वंत्रकदापिकुर्युर्नैवत्वदैक्यानुभवैकनिष्ठाः ॥ ३० ॥

હે અંબ! પ્રાકૃત પુરૂષો તમારૂં બાહારજ આરાધન કરેછે, મધ્યમ પુરૂષો બાહાર તથા અંદર પણ આરાધન કરેછે, ઉત્તમ પુરૂષો અંદર (હૃદયમાંજ) આરાધન કરેછે અને તમારી સાથે પોતાની એકતાના અનુભવમાંજ નિષ્ઠાવાળા અતિ ઉત્તમ જ્ઞાની પુરૂષો તો કદી પણ તમારૂં આરાધન કરતા નથી. ૩૦

अष्टोत्तरत्रिंशतियाःकलास्तास्वर्ध्याःकलाःपंचनिवृत्तिमुख्याः ॥
तासामुपर्यंबतवांघ्रिपद्मंविद्योतमानंविबुधाभजंते ॥ ३१ ॥

હે મા! તમારી આડત્રીશ[1] કલાઓમાં જે બોધની આદિ નિવૃત્તિ પ્રધાન ઉત્તમ પાંચ કલાઓછે તેઓની ઉપર પ્રકાશતા તમારા ચરણારવિંદને દેવતાઓ તથા પંડિતો ભજેછે. ૩૧

कालाग्निरूपेणजगंतिदग्ध्वासुधात्मनाप्लाव्यसमुत्सृजंतीं ॥
येत्वामवंतीममृतात्मनैवध्यायंतितेसृष्टिकृतोभवंति ॥ ३२ ॥

જે સાધકો, કાલાગ્નિરૂપથી બ્રહ્માંડોને બાળી તેઓને પાછાં અમૃતરૂપે ભીજવી સજીવન કરીને અમૃત રૂપથીજ પાળનારાં આપનું ધ્યાન કરેછે તેઓ સૃષ્ટિ કરવાના સામર્થ્યવાળા થાયછે. ૩૨.

येप्रत्यभिज्ञामतपारविज्ञाधन्यास्तुतेप्राग्विदितांगुरूक्त्या ॥
सैवाहमस्मीतिसमाधियोगात्त्वांप्रत्यभिज्ञाविषयंविदध्युः ॥ ३३ ॥

જેઓ ગુરૂનાં વચનથી પ્રથમ જાણવામાં આવેલાં આપને સમાધિના યોગથી 'જે જગદંબાનું સ્વરૂપછે તે હુંજછું' એવી રીતે ઓળખેછે તેઓ બ્રહ્મવિદ્યાના પારને પામેલા હોવાથી અત્યંત ભાગ્યશાળી છે. ૩૩.

आधारचक्रेचतदुत्तरस्मिन्नाराधयंत्यैहिकभोगलुब्धाः ॥
उपासतेयेमणिपूरकेत्वांवासस्तुतेषांनगराद्बहिस्ते ॥ ३४ ॥

જે લોકો આધારચક્રમાં અને તે પછીના સ્વાધિષ્ઠાનચક્રમાં તમારૂં આરાધન કરેછે તેઓને આ લોકનાંજ સુખો મળેછે. જે લોકો મણિપૂરકચક્રમાં તમારી ઉપાસના કરેછે તેઓને તમારા નગરથી બાહાર નિવાસ મળેછે. ૩૪.

[1] હ્રીં આધાર શક્તિ, યં ધૂમ્રાર્ચિ, રં ઊષ્મા, લં જ્વલિની, વં જ્વાલિની, શં વિસ્ફુલિંગિની, ષં સુશ્રી, સં સુરૂપા, હ કપિલા, હં કવ્યવાહા, ક્ષં તપિની, સ્ત્રં વં તાપિની, ગં ફં ધૂમ્રા, ષં પં મરીચી, ડં નં જ્વાલિની, ચં ધં રૂચિ, છં દં સુષુમ્ણા, જં થં ભોગદા, જં તં વિશ્વા, જં ણં બોધિની, ટં ઢં ધારિણી, ણં વં ક્ષમા, અં અમૃતા, આં માનદા, ઇ પુષ્પા, ઈ તુષ્ટિ, ઉં પુષ્ટિ ઊં રતિ ઋં શશિની ૠં ચંદ્રિકા, ઌં કાંતિ એં જ્યોત્સ્ના, ઐં શ્રી, ઓં પ્રીતિ ઔં અંગદા, અં પૂર્ણા અને અઃ પૂર્ણામૃતા એ આડત્રીશ કળાઓ તંત્ર શાસ્ત્રોમાં લખેલી છે.

अनाहतेदेविभजंतियेत्वामंतःस्थितिस्त्वन्नगरेतुतेषां ॥
शुद्धाज्ञयोर्येतुभजंतितेषांक्रमेणसामीप्यसमानभोगौ ॥ ३५ ॥

હે દેવી! જેઓ અનાહતચક્રમાં તમારૂં ભજન કરેછે તેઓને તમારા નગરની અંદર રેહેવાનું મળેછે. જેઓ વિશુદ્ધિચક્રમાં તમારૂં ભજન કરેછે તેઓને તમારી પાસે રેહેવાનું મળેછે. જેઓ આજ્ઞાચક્રમાં તમારૂં ભજન કરેછે તેઓને તમારા જેવા વૈભવો મળેછે. ૩૫.

सहस्रपत्रेध्रुवमंडलाख्येसरोरुहेत्वामनुसंदधानः ॥
चतुर्विधैक्यानुभवास्तमोहःसायुज्यमंबांचातिसाधकेंद्रः ॥ ३६ ॥

હે અંબ! પણ જે ઉત્તમ સાધક ધ્રુવમંડલ નામના સહસ્રપત્ર કમલમાં તમારૂં અનુસંધાન કરેછે તેનો મોહ ચાર પ્રકારની એકતાના અનુભવથી નષ્ટ થઈ જવાને લીધે તે સાધક તમારી સાથે જોડાઈ જાયછે. ૩૬.

श्रीचक्रषट्चक्रकयोःपुरोथश्रीचक्रमन्वोरपिचिंतितैक्यं ॥
चक्रस्यमंत्रस्यततस्त्वैक्यंक्रमादनुध्यायतिसाधकेंद्रः ॥ ६७ ॥

એ ઉત્તમ સાધક પ્રથમ [1]શ્રીચક્રની તથા ઉપર કહેલાં આજ્ઞાચક્ર આદિ છ ચક્રની એકતાનો અનુભવ કરેછે, તે પછી શ્રીચક્રની તથા મંત્રની એકતાનો અનુભવ કરેછે, તે પછી શ્રીચક્રની અને તમારી એકતાનો અનુવ કરેછે અને તે પછી મંત્રની અને તમારી એકતાનો અનુવ કરેછે તો એ ચાર પ્રકારની એકતાના અનુભવથી તમારી સાથે જોડાઈ જાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. ૩૭.

इतितांवचनैःप्रपूज्यभैक्षोदनमात्रेणसतुष्टिमानकृतार्थः ॥
बहुसाधकसंस्तुतःकियंतंसमयंतत्रनिनायशांतचेताः ॥ ३८ ॥

સ્વરૂપના લાભથી કૃતાર્થ થએલા શ્રીશંકરાચાર્યે એ પ્રમાણે વચનોથી મૂકાંબિકાની સ્તુતિ કરી ભિક્ષામાં મળતા ભાત માત્રથી સંતોષ રાખતાં ઘણા સાધકોની સાથે ચિત્તમાં શાંતિ ધરીને ત્યાંજ કેટલોક સમય કાહાડ્યો. ૩૮.

अथतिस्मततोग्रहारकंश्रीवलिसंज्ञककदाचनसशिष्यैः ॥
अनुगेहहुताग्निहोत्रदुग्धप्रसरत्पावनगंधलोभनीयं ॥ ३९ ॥

પછી ત્યાંથી કોઈ દિવસે પોતાના શિષ્યોની સાથે બ્રાહ્મણોની વસ્તીવાળાં અને પ્રત્યેક ઘરની અંદર અગ્નિહોત્રમાં હોમવામાં આવતા દુધના પસરતા સુગંધથી લલચાવનારા 'શ્રીવલી' નામના ગામમાં પધાર્યા. ૩૯

यतोपमृत्युर्बहिरेवयातिभ्रांत्वाप्रदेशंशनकैरलब्ध्वा ॥
दृष्ट्वाद्विजातीन्निजकर्मनिष्ठानदुरान्निषिद्धंसजतोऽप्रमत्तान् ॥ ४० ॥

[1] પ્રથમ બિંદુ, પછી ત્રિકોણ, પછી અષ્ટકોણ, પછી દસકોણ, પછી દશકોણ, પછી ચતુર્દશકોણ, પછી અષ્ટકોણ, પછી દશકોણ, પછી ષોડશકોણ, પછી ત્રણ વૃત્ત અને છેલ્લે ત્રણ ભૂગૃહ એવી રીતે આળખવાથી શ્રીચક્ર નામનો યંત્ર થાયછે એમ શારદાતિલક આદિ મંત્રશાસ્ત્રોમાં લખ્યુંછે.

यस्मिन्सहस्रद्वितयंजनानामग्रयाहितानांश्रुतिपाठकानां ॥
वसत्यवश्यंश्रुतिचोदितासुक्रियासुदक्षंप्रथितानुभावं ॥४१॥

એ ગામમાં અકાલમૃત્યુ જાણે પોતાનો પ્રવેશ શોધવા માટે ચારે ફેર ધારેધીરે ફરવાનો પ્રયત્ન કર્યા છતાં પણ સ્વધર્મમાં નિષ્ઠા રાખનાર અને નિષિદ્ધ આચરણોનો દૂરથીજ ત્યાગ કરનારા બ્રાહ્મણોને જોઈ પ્રવેશ નહી મલતાં નિરાશ થઇને બહાર દૂર ભાગી ગયો હોય[1] એમ હતું (કોઈ માણસનું અકાલ મરણ થતુંજ નહી) અને વેદ ભણનારા, વેદમાં કહેલી આવશ્યક ક્રિયાઓ કરવામાં નિપુણતા ધરાવનારા તથા પ્રખ્યાત પ્રભાવવાળા બે હજાર અગ્નિહોત્રી બ્રાહ્મણો રેહેતા હતા. ૪૦, ૪૧.

मध्येवसन्यस्यकरोतिभूषांपिनाकपाणिर्गिरिजासहायः ॥
हारस्ययष्टेस्तरलोयथावैरात्रेरिवेंदुर्गगनाधिरूढः ॥ ४२ ॥

મધ્યમાં પાર્વતીની સાથે લિંગરૂપે રહેલા સદાશિવ જેમ વચલો મણિ હારની સરને શોભાવે અને જેમ આકાશમાં ચડેલો ચંદ્ર રાત્રિને શોભાવે તેમ[2] એ ગામને શોભાવતા હતા. ૪૨.

तत्रद्विजःकश्चनशास्त्रवेदीप्रभाकराख्यःप्रथितोनुभावः ॥
प्रवृत्तिशास्त्रैकरतःसुबुद्धिरास्तेक्रतून्मीलितकीर्तिवृंदः ॥ ४३ ॥

એ ગામમાં શાસ્ત્રોને જાણનાર, પ્રખ્યાત પ્રભાવવાળો, પ્રવૃત્તિ શાસ્ત્રમાંજ નિષ્ઠાવાળો, ઉત્તમ બુદ્ધિવાળો અને જેણે યજ્ઞો કરવાથી પોતાની કીર્તિના સમૂહનો ઉદય કર્યો હતો એવો કોઈ 'પ્રભાકર' નામનો બ્રાહ્મણ રેહેતો હતો. ૪૩.

गावोहिरण्यंधरणीसमग्रासद्वांधवाज्ञातिजनाश्चतस्य ॥
संसेवर्किंतैर्नहितोषएभिःपुत्रोयदस्याजनिमुग्धचेष्टः ॥ ४४ ॥

એ બ્રાહ્મણને ગાયો, ધન, જોઇએ તેટલી સંપૂર્ણ પૃથ્વી, સારા બાંધવો અને સારા સારા જ્ઞાતિઓ હતા તોપણ તેનો દીકરો ઘેલા જેવો થયો હતો તેથી તે બ્રાહ્મણ કોઈ રીતે એઓથી સંતોષ પામતો ન હતો. ૪૪.

नवक्तिकिंचिन्नशृणोतिकिंचिद्ध्यायन्निवास्तेकिलमंदचेष्टः ॥
रूपेषुमारोमहसामहस्वान्मुखेनचंद्रःक्षमयामहीसमः ॥४५ ॥

મંદ ચેષ્ટાવાળો એ બ્રાહ્મણનો પુત્ર કામદેવજેવો રૂપાળો, સૂર્યજેવો તેજસ્વી, ચંદ્રજેવા મુખવાળો અને પૃથ્વીના જેવી ક્ષમાવાળો હતો તોપણ કાંઈ બોલતો ન હતો, કાંઈ સાંભળતો ન હતો અને જાણે કોઈ ઊંડા વિચારમાં પડ્યો હોય તેમ બેસી રેહેતો હતો. ૪૫.

ग्रहग्रहार्तिकजडवद्विचेष्टतेकिंवास्वभावादुतपूर्वकर्मणः ॥
संचितयंस्तिष्ठतितातिपतानिशंसमागतान्मश्णुमनावहुश्रुतान् ॥ ४६ ॥

[1] અકાલમૃત્યુના દૂર ભાગી જવામાં નિરાશપણારૂપ હેતુની સંભાવના કરીછે માટે હેતૂત્પ્રેક્ષા અલંકાર થયોછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૩ મું) [2] માલોપમા અલંકાર થયોછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૫ મું.)

'આ તે શું ક્રોડ વળગવાથી જડની પેઠે ચેષ્ટા કરેછે? કે કોઈ પૂર્વકર્મના યોગથીજ જડની પેઠે ચેષ્ટા કરેછે? અથવા આનો સ્વાભાવજ આવો છે? એમ નિરંતર વિચાર કર્યા કરતો તેનો પિતા પ્રભાકર, ગામમાં કોઈ બહુશ્રુત લોકો આવે તો તેઓને એ વિષે પુછવાનું ધારતો હતો. ૪૬.

शिष्यैःप्रशिष्यैर्बहुपुस्तभारैःसमागतंकंचनपूज्यपादं ॥
शुश्रावतंग्राममनिंदितात्मानिनायसूनुंनिकटंसतस्य ॥ ४७ ॥

તેટલામાં 'કોઈ માહત્મા સંન્યાસી શિષ્યોને, પ્રશિષ્યોને તથા ઘણાં ઘણાં પુસ્તોકોને સાથે લઈને ગામમાં આવ્યાછે' એમ સાંભળવામાં આવતાં તે ભલો બ્રાહ્મણ પોતાના તે પુત્રને તેમની (શ્રીશંકરાચાર્યની) પાસે લઈ ગયો. ૪૭.

नशून्यहस्तोनृपमिष्टदेवंगुरुंचययादितिशास्त्रवित्स्वयं ॥
सोपायनःप्रापगरुंव्यशिश्रणत्फलंननामास्यचपादपंकजे ॥४८॥

'રાજાની પાસે, ઇષ્ટદેવની પાસે અને ગુરુની પાસે ખાલી હાથે નહી જવું' એ શાસ્ત્રના વચનને જાણનારા પ્રભાકરે ફલરૂપ ભેટ લઈ શંકરાચાર્યની પાસે જઈ તે ફલ એમને આપ્યું અને એમના ચરણારવિંદમાં પ્રણામ કર્યા. ૪૮.

अनीनमत्तंचतदीयपादयोर्जडाकृतिंभस्मनिगूढवह्निवत् ॥
सनोदतिष्ठत्पतितःपदांबुजेप्रायःस्वजाड्यंप्रकटंविधित्सति ॥ ४९ ॥

ભસ્મમાં ભારેલા અગ્નિની પેઠે જડ આકૃતિવાળા પોતાના પુત્રને તેણે શ્રીશંકરાચાર્યના ચરણારવિંદમાં નમાવ્યો તે સમયે ચરણમાં પડેલો એ જડપુત્ર પોતાનું જડપણું પ્રકટ કરવાને વાસ્તે પાછો નહી ઉઠતાં એમને એમ પડ્યો રહ્યો. ૪૯.

उपात्तहस्तःशनकैरवाङ्मुखंतंदेशिकेंद्रःकृपयोदतिष्ठपत् ॥
उत्थापितेस्वेतनयेपिताब्रवीद्वदप्रभोजाड्यममुष्यकिंकृतं ॥ ५० ॥
वर्षाण्यतीयुर्भगवन्नमुष्यपंचाष्टजातस्यविनावबोधं ॥
नाध्यष्टवेदानलिखच्चनार्णानचीकरंचोपनयंकथंचित् ॥ ५१ ॥
क्रीडापरःक्रोशतिबालवर्गस्तथापिनाक्रीडितुमेषयाति ॥
बालाःशठामुग्धमिमंनिरक्ष्यिसंताडयंतेऽपिनरोषमेति ॥ ५२ ॥
भुंक्तकदाचिन्नतुजातुभुंक्तेस्वेच्छाविहारीनकरोतिचोक्तं ॥
तथापिरुष्टेननताड्यतेऽयंस्वकर्मणावर्धतएवनित्यं ॥ ५३ ॥

પછી શ્રીશંકરાચાર્યે કૃપાથી તેનો હાથ પકડી ધીરેકથી ઉઠાડતાં તેના પિતાએ શ્રીશંકરાચાર્યને કહ્યું કે "પ્રભુ! આ મારા પુત્રને જડતા શા હેતુથી થઈછે તે કહો. મહારાજ! આના જન્મને તેર વર્ષ વ્યતીત થઈ ગયાંછે પણ આ કાંઈ સમજતો નથી. વેદ ભણ્યો નથી અને અક્ષરો પણ લખી જાણતો નથી. આમ છતાં પણ મે કેમે કરી આને જનોઈ આપ્યુંછે. રમવામાં આસક્તિવાળા બીજા બાલકો સીસો પાડીને આને બોલાવેછે

તોપણ આ રમવા જતો નથી. બંધા છોકરાઓ આને જડ જોઇને મારેછે તોપણ આ-ને રીસ ચડતી નથી. આ પુત્ર કોઈ સમયે જમેછે અને કોઈ સમયે જમતો પણ નથી. પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર હોવાથી આ મારૂં કહ્યું માનતો નથી તોપણ હું રીસ ચડાવીને આને મારતો નથી. આ પુત્ર કેવલ એના પ્રારબ્ધથીજ નિત્ય ઉછરતો આવે-છે" ૫૦, ૫૧, ૫૨, ૫૩.

इतीरयित्वोपरतेचविप्रेपप्रच्छतंशंकरदेशिकेंद्रः ॥
कस्त्वंकिमेवंजडवत्प्रवृत्तःसचाब्रवीद्बालवपुर्महात्मा ॥ ५४ ॥

એટલાં વચન બોલીને પ્રભાકર ચૂપ રેહેતાં શ્રીશંકરાચાર્યે તે જડને પુછ્યું કે "તું કોણછે અને આમ જડની પેઠે શા માટે ચેષ્ટા કરેછે?" એ ઉપરથી એ બાલકશરીર-વાળા મહાત્માએ શ્રીશંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું:— ૫૪.

नाहंजडःकिंतुजडःप्रवर्ततेमत्संनिधानेननसंदिहेगुरो ॥
षडूर्मिषड्भावविकारवर्जितंसुखैकतानंपरमस्मितत्पदं ॥ ५५ ॥

"હે ગુરૂ! હું જડ નથી પણ જે (દેહાદિક) જડછે તે મારા સામીપ્યને લીધે પ્ર-વર્તેછે એ વાતમાં મને કશો સંદેહ નથી. છ [1]ઊર્મિઓથી તથા છ [2]ભાવવિકારોથી રહિત અને કેવલ સુખ સ્વરૂપ જે પરમપદછે તે હુંછું. ૫૫.

ममेवभूयादनुभूतिरेषामुमुक्षुवर्गस्यनिरूप्यविद्वन् ॥
पद्यैःपरैर्द्वादशभिर्बभाषेचिदात्मतत्त्वंविधुतप्रपंचं ॥ ५६ ॥

હે વિદ્વાનગુરૂ! આ મુમુક્ષુ લોકોને પણ મારાજેવો અનુભવ થાય એમ હું ઇચ્છુંછું." એટલાં વચન બોલીને એ જડે [3]બાર શ્લોકથી નિષ્પ્રપંચ પરમાત્માના તત્વનું નિરૂપણ કર્યું. ૫૬.

प्रकाशयंतेपरमात्मतत्त्वंकरस्थधात्रीफलवद्यदेके ॥
श्लोकास्तुहस्तामलकाःप्रसिद्धास्तत्कर्तुराख्यापितथैवहत्ता ॥५७॥

તેણે કહેલા બાર શ્લોક હસ્તામલ (હાથમાં રહેલાં આંમળાં)ની પેઠે પરમાત્માના તત્વને પ્રકાશિત કરેછે માટે તે શ્લોકો ત્યારથી 'હસ્તામલક' એ નામથી પ્રસિદ્ધ થયા અને તે શ્લોકોને કરનારા એ બાલકનું નામ પણ 'હસ્તામલક' કેહેવાયું. ૫૭.

विनोपदेशंस्वतएवजातःपरात्मबोधोद्विजवर्यसूनोः ॥
न्यस्मेष्टसंप्रेक्ष्यसदेशिकेंद्रोन्यधात्स्वहस्तंकृपयोत्तमांगे ॥ ५८ ॥

એ બ્રાહ્મણના પુત્રને કોઈના ઉપદેશ વિના પોતાની મેળેજ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થએલી જોઈ શ્રીશંકરાચાર્ય વિસ્મય પામ્યા અને વિસ્મય પામીને તેમણે તેના માથા ઉપર હાથ મુક્યો. ૫૮.

[1] શોક, મોહ, ક્ષુધા, પિપાસા, જરા અને મૃત્યુ એ છ ઊર્મિઓ (મોજાં) કેહેવાયછે. [2] જનમવું, જન્મ્યા પછી હોવું. વધવું, ફેરફાર પામવો, ઘટવું અને નષ્ટ થવું એ છ ભાવવિકારો કેહેવાય છે. [3] આ બાર શ્લોક ગ્રંથને અંતે છે.

सुतेनिवृत्तेवचनंबभाषेसदेशिकेंद्रःपितरंतदीयं ॥
वस्तुंनयोग्योभवतासहायंनतेऽमुनार्थोजडिमास्पदेन ॥ ५९ ॥
पुराभवाभ्यासवशेनसर्वंसवेत्तिसम्यक्नचवक्तिकिंचित् ॥
नोचेत्कथंस्वानुभवैकगर्भपद्यानिभाषेतनिरक्षरास्यः ॥ ६० ॥
नसक्तिरस्यास्तिगृहादिगोचरानात्मीयदेहेभ्रमतोऽस्यविद्यते ॥
तादात्म्यमान्यत्रममेतिवेदनंयदानतत्स्वेकिमुवात्द्यवस्तुषु ॥ ६१ ॥

એ બાલક શ્લોકો બોલીને બંધ પડતાં શ્રીશંકરાચાર્યે તેના પિતાને કહ્યું કે "આ બાલક તમારી સાથે રેહેવાને યોગ્ય નથી અને આ જડનું તમારે કાંઈ પ્રયોજન પણ નથી. આ તમારો પુત્ર પૂર્વ જન્મના અભ્યાસને લીધે સારી રીતે સઘળું જાણેછે પણ કાંઈ બોલતો નથી. જો જાણતો ન હોયતો નિરક્ષર છતાં આવી રીતે અંદર સ્વરૂપના અનુભવથીજ ભરેલા શ્લોકો કેમ બોલી શકે? આને ઘર આદિમાં આસક્તિ નથી અને પોતાના દેહમાં તાદાત્મ્યભ્રાંતિ (હું દેહછું એવી ભ્રાંતિ) કે ધન આદિમાં મમતા પણ નથી. દેહમાં તાદાત્મ્યભ્રાંતિ નથી એટલે પછી બહારની વસ્તુઓમાં મમતા તો ક્યાંથીજ હોય." ૫૯, ૬૦, ૬૧.

इतीरयित्वाभगवान्द्विजात्मजंययौगृहीत्वादिशमीप्सितांपुनः ॥
विप्रोप्यनुव्रज्ययर्यौस्वमंदिरंकियत्प्रदशांस्थिरधीर्बहुश्रुतः ॥ ६२ ॥

શ્રી શંકરાચાર્ય એટલાં વચન બોલી તે બ્રાહ્મણના પુત્રને સાથે લઈને પોતાની ધારેલી દિશામાં ચાલતા થયા અને એ પુત્રનો બાપ પ્રભાકરભટ્ટ પણ કેટલાક પ્રદેશ સુધી વળાવવા જઈ બહુશ્રુત હોવાથી પુત્રનો શોક નહી કરતાં પોતાની બુદ્ધિ સ્થિર રાખીને પાછો પોતાને ઘેર ગયો. ૬૨.

ततःशतानंदमहेंद्रपूर्वैःसुपर्ववृंदैरुपगीयमानः ॥
पद्मांघ्रिमुख्यैःसममाप्तकामक्षोणीपतिःशृंगगिरिंप्रतस्थे ॥ ६३ ॥
यत्राधुनाप्युत्तममृष्यशृंगस्तपश्चरत्यात्मभृदंतरंगः ॥
संस्पर्शमात्रेणवितीर्णभद्राविद्योततेयत्रचतुंगभद्रा ॥ ६४ ॥
अभ्यागतार्चालिपतकल्पशाखाकूलंकषाधीतसमस्तशाखाः ॥
ईज्याशतैर्यत्रसमुल्लसंतःशांतांतरायानिवसंतिसंतः ॥६५॥

પછી વિષ્ણુ અને ઇંદ્ર આદિ દેવતાઓ પણ જેમના ચરિત્રનું ગાયન કરતા હતા એવા પૂર્ણકામ પુરૂષોમાં ઉત્તમ શ્રીશંકરાચાર્ય પદ્મપાદ આદિ શિષ્યોની સાથે 'શૃંગગિરિ નામના પર્વતમાં પધાર્યા કે જે પર્વતમાં આત્મવેત્તાઓને અત્યંત પ્યારા ઋષ્યશૃંગ મુનિ હજી સુધી પણ તપ કર્યા કરેછે, સ્પર્શ માત્રથી કલ્યાણ દેનારી તુંગભદ્રા નામની નદી શોભી રહીછે અને અતિથીઓનું પૂજન કરવામાં કલ્પવૃક્ષની શાખાઓ કરતાં પણ અધિક ઉદારતા દેખાડનારા, વેદની સઘળી શાખાઓને સંપૂર્ણ રીતે ભણેલા અને સેંકડો યજ્ઞો કરવાથી શોભા પામેલા સત્પુરૂષો નિર્વિઘ્ન પણે રેહેછે. ૬૩, ૬૪, ૬૫.

अध्यापयामाससभाष्यमुख्यान्ग्रंथान्निजांस्तत्रमनीषिमुख्यान् ॥
आकर्णनप्राप्यमहापुमर्थानादिष्टविद्याग्रहणेसमर्थान् ॥ ६६ ॥

એ પર્વતમાં રહી શ્રીશંકરાચાર્યે, સઘળી વિદ્યાઓનું ગ્રહણ કરવામાં સમર્થપણાવાળા મહાવિદ્વાન્ લોકોને જેઓને શ્રવણ માત્રથી પણ મોક્ષ મળે એવા પોતે કરેલા ભાષ્યઆદિ ગ્રંથો ભણાવ્યા. ૬૬.

मंदाक्षनम्रंकलयन्भुजेषंपराणदत्माणितमांसशेषं ॥
निरास्तजीवेश्वरयोर्विशेषंव्याचष्टवाचस्पतिनिर्विशेषं ॥ ६७ ॥

ભાષણના ચમત્કારથી જાણે હજાર મુખવાળા શેષનાગને પણ લજ્જાથી નમ્ર કરી દેતા હોય એવા શ્રીશંકરાચાર્યે પ્રાણીઓનાં અજ્ઞાનોનો સંપૂર્ણ રીતે નાશ કર્યો, જીવના અને ઇશ્વરના ભેદનું ખંડન કર્યું અને બૃહસ્પતિની પેઠે વ્યાખ્યાનો કર્યાં. ૬૭.

प्रकल्प्यतत्रेंद्रविमानकल्पंप्रासादमाविष्कृतसर्वशिल्पं ॥
प्रवर्तयामाससदेवतायाःपूजामजाद्यैरपिपूजितायाः ॥ ६८ ॥

એ શૃંગગિરિમાં ઇંદ્રના વિમાન જેવો અને જેમાં સઘળા પ્રકારની કારીગરીઓની પ્રકટના કરવામાં આવી એવો એક પ્રાસાદ ચણાવીને તેમાં, બ્રહ્માદિક દેવતાઓએ પણ પૂજેલાં દેવીની પૂજા ચલાવી[1]. ૬૮.

याशारदांबेत्यभिधांवहंतीकृतांप्रतिज्ञांप्रतिपालयंती ॥
अद्यापिशृंगेरिपुरेवसंतीप्रद्योततेऽभीष्टवरान्दिशंती ॥ ६९ ॥

'શારદાંબા' એ નામને ધારણ કરતાં, મંડનમિશ્રના સંન્યાસના સમયમાં પોતે આપેલાં વચનને પાળતાં અને ભક્તલોકોને વાંછિત વરો આપતાં એ સરસ્વતી દેવી આજ સુધી પણ શૃંગેરિપુરમાં વસેછે અને તેજથી પ્રકાશ્યા કરેછે. ૬૯.

चित्तानुवर्तीनिजधर्मचारीभूतानुकंपीतनुवाग्विभूतिः ॥
कश्चिद्विनेयोजनिदेशिकस्ययंतोटकाचार्यमुदाहरंति ॥ ७० ॥

એ સ્થલમાં શ્રીશંકરાચાર્યનો તેમના ચિત્તને અનુસરનારો, સ્વધર્મથી વર્તનારો અને બોલવાની ઓછી શક્તિવાળો કોઈ નવો શિષ્ય થયો કે જે પાછળથી 'તોટકચાર્ય' કહેવાયોછે.૭૦.

स्नात्वापुराक्षिपतिकंबलवस्त्रमुख्यैरुच्चासनंमृदुसमंसददातिनित्यं ॥
संलक्ष्यदंतपरिशोधनकाष्ठमप्यंबात्यादिकंगतवतेसलिलादिकंच ॥७१॥

એ શિષ્ય આચાર્યથી પહેલાં સ્નાન કરી લઈ આચાર્યને નિત્ય ધાબળા આદિવસ્ત્રોનું ઊંચું કોમલ અને સરખું આસન પાથરી દેતો હતો. જોઈ તપાસીને શાસ્ત્ર પ્રમાણે યોગ્ય દાતણ તૈયાર કરી દેતો હતો અને દિશાએ જઈ આવવાના સમયમાં જળ આદિ પણ આપતો હતો. ૭૧.

[1] પ્રાચીન લોકો કહેછે કે આચાર્યે ત્યાં મઠ કરી વિદ્યાપીઠનું સ્થાપન કરી ભારતી સંપ્રદાયવાળા શિષ્યને અધ્યક્ષ કર્યો હતો.

श्रीदेशिकायगुरवेतनुमार्जवस्त्रंविश्राणयन्ननुदिनंविनयोपपन्नः ॥
श्रीपादपद्मयुगमर्दनकोविदश्चछायेवदेशिकमसौभृशमन्वयाद्यः ॥७२॥
गुरोःसमीपेनतुजातुजृंभतेप्रसारयन्नोचरणौनिषीदति ॥
नोपेक्षतेवाबहुवानभाषतेनपृष्ठदर्शीपुरतोऽस्यतिष्ठति ॥७३॥
तिष्ठन्गुरौतिष्ठतिसंप्रयातेगच्छन्ब्रुवाणेविनयेनशृण्वन् ॥
अनुच्यमानोऽपिहितंविधत्तेयच्चाहितंतच्चतनोतिनास्य ॥ ७४ ॥

વિનયવાળો એ શિષ્ય પોતાના ગુરૂ શ્રીશંકરાચાર્યને નિત્ય અંગ લુવાનું વસ્ત્ર આપતો હતો. એમનાં બન્ને ચરણારવિંદને ઘણી ચાતુરીથી ચાંપતો હતો, પડછાયાની પેઠે અત્યંત અનુસરતો હતો, આચાર્યની પાસે કદીપણ બગાસું ખાતો નહી, પગ લાંબા કરીને બેસતો નહી, કહેલી વાતની ઉપેક્ષા કરતો નહી, ઝાઝું બોલતો નહી, આગળ પીઠ દેખાડીને ઉભો રે'તો નહી, આચાર્ય ઉભા હોય ત્યારે ઉભો રેહેતો હતો, ચાલતા હોય ત્યારે ચાલતો હતો, કાંઈ કેહેતા હોય ત્યારે વિનયથી સાંભળતો હતો, કહ્યાવિના પણ આચાર્યનું જે હિત હોય તે કરતો હતો અને જે અહિત જણાય તે નહીજ કરતો હતો. ૭૨, ૭૩, ૭૪.

तस्मिन्कदाचनविनेयवरेस्वशाटीप्रक्षालनायगतवत्यपवर्त्तनीगाः ॥
व्याख्यानकर्मणितदागममीक्षमाणोभक्तेपुवत्सलतयाविललंबएषः ॥७५॥

એ ગિરિ નામનો ઉત્તમ શિષ્ય એક દિવસે આચાર્યનું વસ્ત્ર ધોવા વાસ્તે નદીએ ગયો હતો તે સમયે કથાનો સમય થતાં ભક્તવત્સલપણાને લીધે આચાર્ય તેના આવવાની વાટ જોઈને થોભી રહ્યા. ૭૫.

शांतिपाठमथकर्तुमसंख्येषूद्यतेषुसविनेयवरेषु ॥
स्थीयतांगिरिरपिक्षणमात्रादेष्यतीतिसमुदीरयतिस्म ॥ ७६ ॥

આ સમયમાં અસંખ્યાત ઉત્તમ શિષ્યો કથાના આરંભનો શાંતિપાઠ કરવાને સજ્જ થતાં આચાર્યે તેઓને કહ્યું કે "થોડીવાર થોભો. એ ગિરિ પણ હમણાં આવી પોહોચશે. ૭૬.

तांनिशम्यनिगमांतगुरूक्तिंमंदधीरनधिकार्यपिशास्त्रे ॥
किंप्रतीक्ष्यतइतिस्महभीतिःपद्मपादमुनिनासमदर्शि ॥७७॥

વેદાંતવિદ્યાના ગુરૂ શ્રીશંકરાચાર્યનાં એ વચન સાંભળી પદ્મપાદે અભિમાનથી હાસ્ય દેખાડ્યો કે "એ ગિરિ મંદબુદ્ધિવાળો છે અને શાસ્ત્ર સમજવાનો પણ નથી માટે તેની વાટ શા માટે જોવી." ૭૭.

तस्यगर्वमपहर्तुमलवंस्वाश्रयेषुकरुणातिशयाच्च ॥
व्यादिदेशसचतुर्दशविद्याःसद्यएवमनसागिरिनाम्ने ॥ ७८ ॥

પદ્મપાદ એ પ્રમાણે બોલતાં તેના ઘણા ગર્વને ઉતારવા વાસ્તે અને ભક્તજનો ઉપર અત્યંત કરૂણાને લીધે શ્રીશંકરાચાર્યે ત્યાંજ બેઠાં બેઠાં પોતાના મનથી તુરત તે ગિરિને

ચૌદ[1] વિદ્યાઓ આપી દીધી. ૭૮.

सोधिगम्यतदनुग्रहमग्र्यंतत्क्षणेनविदिताखिलविद्यः ॥
एत्तुदेशिकवरंपरतत्वव्यंजकैर्ललिततोटकवृत्तैः ॥ ७९ ॥

ગુરૂનો પ્રૌઢ અનુગ્રહ પ્રાપ્ત થવાથી તુરતજ જેને સઘળી વિદ્યાઓ જાણવામાં આવી ગઈ એવો તે ગિરિ બ્રહ્મતત્વને પ્રકાશ કરનારાં સુંદર [2]તોટક વૃત્તો બોલતો બોલતો શ્રીશંકરાચાર્યની પાસે આવ્યો. ૭૯.

श्रीमद्देशिकपादपंकजयुगीमूलातदेकाश्रया
तत्कारुण्यसुधावसेकसहितातद्भक्तिसद्वल्लरी ॥
हृद्यंतोटकवृत्तवृत्तरुचिरंपद्यात्मकंसत्फलं
लेभेभोक्तुमनोतिसत्तमशुकैरास्वाद्यमानंमुहुः ॥ ८० ॥

શ્રીમાન્ શંકરાચાર્યનાં ચરણારવિંદરૂપી મૂલવાળી, શંકરાચાર્યનાજ આશ્રયવાળી અને શંકરાચાર્યની કરૂણારૂપ અમૃતના સેવનને પ્રાપ્ત થએલી ગિરિના અંતઃકરણમાં રહેલી ભક્તિરૂપ લતાને તોટકવૃત્તથી શોભતા [3]શ્લોકોરૂપી રમણીય ઉત્તમ ફલ પ્રાપ્ત થયું કે જેનો અત્યંત લલચાએલા મહાત્માઓરૂપી પોપટો વારંવાર સ્વાદ લીધા કરેછે. ૮૦.

येनौन्नत्यमवापिताकृतपदाकामंक्षमायामियं
निःश्रेणिःपदमुन्नतंजिगमिषोर्व्योमस्पृशंतीपरं ॥
वश्याकाप्यधरीकृतात्रिभुवनश्रेणीगुरूणांकथं
सेवातस्ययतोशितुर्नविरलंकुर्वीतगुर्वीतमः ॥ ८१ ॥

પરંપરાથી પ્રાપ્ત થએલી અને જેથી ત્રૈલોક્યનું રાજ્ય પણ હલકું છે એવી ગુરૂની સેવારૂપ ઉત્તમ નીસરણીને જેણે ઉંચા પદમાં પોહોચવાની ઇચ્છાવાળાને વાસ્તે પૃથ્વીપર અત્યંત દૃઢ કરીને અસ્પૃશ્ય આકાશનો (બ્રહ્મનો) પણ સ્પર્શ કરે એવી રીતે ઉન્નત કરીછે તેના મનના અંધારાંને સંન્યાસીઓમાં ઉત્તમ શંકરાચાર્યની સેવા કેમ તોડી નાખે નહી. ૮૧.

अथतोटकवृत्तपद्यजातैरयमज्ञातसुपर्वसूक्तिकोऽपि ॥
दययैवगुरोस्त्रयीशिरोर्थंस्फुटयन्नैक्षिविचक्षणःसतीर्थ्यैः ॥८२ ॥

સંસ્કૃતભાષાનું જ્ઞાન નહી છતાં પણ ગુરૂની દયાને લીધેજ તોટક વૃત્તવાળા સંસ્કૃત શ્લોકોથી વેદાંતના અર્થનું સ્ફુટીકરણ કરતો કરતો એ વિચક્ષણ ગિરિ ચાલ્યો આવ્યો તેને તેના ગુરૂભાઇઓએ દીઠો. ૮૨.

૧ पुराणन्यायमीमांसाधर्मशास्त्रांगमिश्रिताः॥वेदाःस्थानानिविद्यानांधर्मस्यचचतुर्दश॥ પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરૂકત, જ્યોતિષ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચૌદ, વિદ્યાઓનાં સ્થાન છે અને ધર્મને જણાવનારાં છે (જુવો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ આચારા ધ્યાય શ્લોક ૩ જો.)

૨ इहतोटकमंबुधिसैःप्रथितं જેના એક એક ચરણમાં ચાર ચાર સગણ (।।ऽ) આવે તે તોટકવૃત્ત કહેવાયછે. (જુવો વૃત્તરત્નાકર.) ૩ આ શ્લોકો ગ્રંથને અંતે છે.

अथतस्यबुधस्यवाक्यगुंफंनिशमय्यामृतमाधुरीधुरीणं ॥
जलजांघ्रिमुखाःसतीर्थ्यवर्याःस्मयमन्वस्यसविस्मयाबभूवुः ॥ ८३ ॥

એ પંડિતનાં વાક્યોનો સંદર્ભ કે જે અમૃતના સરખી મધુરતાથી ભરપૂર હતો તેને સાંભળી પદ્મપાદ આદિ તેના ઉત્તમ ગુરૂભાઇઓ ગર્વ રહિત થઇને વિસ્મય પામ્યા. ૮૩.

भक्त्युत्कर्षात्प्रादुरासन्यतास्मा
त्पद्यान्येवंतोटकाख्यानिसंति ॥
तस्मादाहुस्तोटकाचार्यमेनं
लोकेशिष्टाःशिष्टवंश्यंमुनींद्रं ॥ ८४ ॥

વિદ્વાન બ્રાહ્મણોના વંશમાં ઉત્પન્ન થએલા એ મુનીંદ્ર (ગિરિ)ના મોહોડામાંથી ગુરૂ ભક્તિના ઉત્કર્ષને લીધે એ પ્રમાણે તોટકવૃત્તના ઉત્તમ શ્લોકો પ્રકટ થયા એટલા માટે લોકમાં વિદ્વાન લોકો તેને 'તોટકાચાર્ય' કેહેવા લાગ્યા. ૮૪.

अद्यापितत्प्रकरणंप्रथितंपृथिव्यांतत्संज्ञयालघुमहार्थमनल्पनीति ॥
शिष्टैर्गृहीतमतिशिष्टपदानुविद्धंवेदांतवेद्यपरतत्त्वनिवेदनंयत् ॥८५॥

નાહાનું છતાં મોટા અર્થવાળું, ઘણી નીતિવાળું, પંડિતોએ સ્વીકારેલું, અત્યંત શ્રેષ્ઠ પદોથી રચાએલું અને વેદાંતથી જણાય એવા પરમ તત્વને જણાવનારૂં એ ગિરિએ કરેલું પ્રકરણ પૃથ્વીમાં અદ્યાપિ સુધી 'તોટક' એ નામથીજ પ્રખ્યાત છે. ૮૫.

तोटकाह्वयमवाप्यमहर्षेःख्यातिमापसदिशासुतदादि ॥
पद्मपादसदृशप्रतिभावान्मुख्यशिष्यपदवीमपिलेभे ॥ ८६ ॥

એ ગિરિ શંકરાચાર્યની પાસેથી 'તોટક' એ નામને પ્રાપ્ત થઇને ત્યારથી સઘળી દિશાઓમાં પ્રખ્યાતિ પામ્યો અને પદ્મપાદના જેવીજ બુદ્ધિની સ્ફૂર્તિવાળો હોવાને લીધે મુખ્ય શિષ્યની પદવીને પણ પ્રાપ્ત થયો. ૮૬.

पुमर्थाश्चत्वारःकिमुतनिगमाऋक्प्रभृतयः
प्रभेदावामुक्तेर्विमलतरसालोक्यमुखराः ॥
मुखान्याहोधातुश्चिरमितिविमृश्याथविबुधा
विदुःशिष्यान्हस्तामलकमुखरान्शंकरगुरोः ॥ ८७ ॥

શ્રીશંકરાચાર્યના એ હસ્તામલક, પદ્મપાદ, સુરેશ્વર અને તોટક નામના ચાર શિષ્યોને જોઈ વિદ્વાન લોકો 'આને શું ચાર [1]પુરૂષાર્થો છે? ઋગ્વેદ આદિ ચાર વેદો છે? મુક્તિના અતિ નિર્મળ સાલોક્ય[2] આદિ ચાર લોકો છે કે બ્રહ્માનાં ચાર મોહોડાં છે? એમ

૧ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ૨ મુક્તિના સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય નામના ચાર ભેદછે. ઈષ્ટદેવના લોકમાં રેહેવું એ સાલોક્યમુક્તિ કેહેવાયછે. ઇષ્ટદેવના જેવા રૂપને પ્રાપ્ત થવું એ સારૂપ્ય મુક્તિ કેહેવાયછે, ઈષ્ટદેવના સમીપમાં રેહેવું એ સામીપ્ય મુક્તિ કેહેવાયછે અને ઇષ્ટદેવના સ્વરૂપમાં જોડાઈ જવું એ સાયુજ્યમુક્તિ કેહેવાયછે.

ઘણીવાર સુધી વિચાર કરીને પછી માંડ માંડ તેઓને 'આતો શંકરાચાર્યના શિષ્યોછે' ઓળખવા લાગ્યા. ૮૭.

स्फारद्वारप्रघाणद्विरदमदसमुल्लोलकल्लोलभृंगी
संगीतोल्लासभंगीमुखरितहरितःसंपदोऽकिंपचानैः ॥
निष्ठ्यूयंतेऽतिदूरादधिगतभगवत्पादसिद्धांतकाष्ठा
निष्ठासंपद्विजृंभन्निरवधिसुखदस्वात्मलाभैकलोभैः ॥ ८८ ॥

પ્રાપ્ત થએલી શ્રીશંકરાચાર્યના સિદ્ધાંતની પરાકાષ્ઠામાં નિષ્ઠાની સંપત્તિથી ઉદય પામતા અપાર સુખ આપનારા સ્વરૂપાત્મક લાભમાંજ લોભ રાખનારા અતિ ઉદાર મન વાળા લોકો, મોટાં મોટાં દ્વારોના બાહારના ભાગોમાં ઉભેલા હાથીઓના ગંડસ્થલોમાંથી ઝરતા મદના અતિચપલ મોજાઓમાં ફરતી ભ્રમરીઓના ગાયનની રીતીથી દિશાઓને શબ્દાયમાન કરનારી રાજ્યાદિકની સંપત્તિઓ ઉપર તો દૂરથીજ થુંકવા લાગ્યા. ૮૮.

सांनिधानोमंथाचलमथितसिंधूदरभव
त्सुधाफेनाभेनामृतरुचिनिभेनात्मयशसा ॥
निरुंधानोदृष्ट्यापरमहहपंथानमसतां
पराधृष्यैःशिष्यैररमतविशिष्यैषमुनिराट् ॥ ८९ ॥

મંદરાચલથી મથાતા ક્ષીર સમુદ્રના ઉદરમાંથી ઉત્પન્ન થતા અમૃતના ફીણ સરખી અને ચંદ્રમા સરખી પોતાની ઉત્તમ કીર્તિથી અત્યંત દીપતા તથા દૃષ્ટિ માત્રથીજ દુષ્ટવાદીઓના નિકૃષ્ટ માર્ગને રોકી દેતા એ શ્રીશંકરાચાર્ય કોઇથી નહીં જીતાય એવા શિષ્યોની સાથે વિશેષે કરી વિનોદ કરવા લાગ્યા. ૮૯.

इतिश्रीमाधवीयेतद्धस्तधात्र्यादिसंश्रयः ॥
संक्षेपशंकरजयेसर्गोऽयंद्वादशोऽभवत् ॥ १२ ॥

ઇતિશ્રી માધવાચાર્યે રચેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં હસ્તામલક આદિ શિષ્યો શંકરાચાર્યને શરણે થયાની કથા સંબંધી બારમો સર્ગ સંપૂર્ણ થયો.

॥समाप्तोऽयं द्वादशःसर्गः ॥

૧ પ્રથમ સંદેહ થઇને અંતે નિશ્ચય થયોછે માટે નિશ્ચયાંતસંદેહ અલંકાર છે. संदेहःप्रकृतेन्यस्यसंशयः प्रतिभोत्थितः॥शुद्धोनिश्चयगर्भोसौनिश्चयांतइतित्रिधा॥ પ્રકૃતવસ્તુમાં અન્યની પ્રતિભાથી ઉઠેલા સંશયનું વર્ણન કરવામાં આવે તો સંદેહ અલંકાર થાયછે. તેમાં સંશયજ રાખેલો હોય તો શુદ્ધ સંદેહ, વચમાં નિશ્ચય કરાવ્યો હોય તો નિશ્ચય ગર્ભ સંદેહ અને અંતે નિશ્ચય થયો હોય તો નિશ્ચયાંત સંદેહ થાયછે. (જુવો સા. દ. કા. ૬૮૦.)

॥ त्रयोदशःसर्गः ॥

ततःकदाचित्प्रणिपत्यभक्त्यासुरेश्वरार्योगुरुमात्मदेशं ॥
शारीरकेसंतगभीरभावेट्टात्तिस्फुटंकर्तुमनाजगाद ॥ १ ॥

પછી કોઈ દિવસે અત્યંત ગંભીર અભિપ્રાયવાળા શારીરક ભાષ્યની સ્ફુટ વૃત્તિ કરવાની ઇચ્છાવાળા સુરેશ્વરાચાર્યે સ્વરૂપનો ઉપદેશ કરનારા ગુરૂ શંકરાચાર્યને ભક્તિપૂર્વક પ્રણામ કરીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ૧

ममयत्करणीयमस्तितेत्वमिमंमामनुशाध्यसंशयं ॥
तदिदंपुरुषस्यजीवितंयदयंजीवतिभक्तिमानगुरौ ॥ २ ॥

જે કામ માટે કરવાનું હોય તે કામ વિષે આપ નિસ્સંશય રહીને મને આજ્ઞા કરો. જો ગુરૂ ઉપર ભક્તિ રાખીને જીવવામાં આવે તો એ જીવિતજ સફલ થાય.[1] ૨

इतीरितेशिष्यवरेणशिष्यंप्रोचद्गरीयानतिहृष्टचेताः ॥
मत्कस्यभाष्यस्यविधेयमिष्टंनिबंधनंवार्तिकनामधेयं ॥ ३ ॥

ઉત્તમ શિષ્યનાં એ વચનો સાંભળી ચિત્તમાં અત્યંત રાજી થએલા મહાત્મા શંકરાચાર્યે તેમને કહ્યું કે "મારા કરેલા ભાષ્ય ઉપર તમારે વાર્તિક નામનો ઉત્તમ નિબંધ રચવો." ૩

द्रष्टुंसतर्कंभवदीयभाष्यंगंभीरवाक्यंनममास्तिशक्तिः ॥
तथापिभावत्ककटाक्षपातेयतेयथाशक्तिनिबंधनाय ॥ ४ ॥

એ વચન સાંભળી સુરેશ્વરાચાર્યે કહ્યું કે "તર્કોવાળું અને ગંભીર વાક્યોવાળું આપનું ભાષ્ય જોવાની પણ મારી શક્તિ નથી તોપણ મારા ઉપર આપના કૃપાકટાક્ષ પડ્યા છે તો હું મારી શક્તિ પ્રમાણે નિબંધ રચવાનો યત્ન કરીશ. ૪

अस्त्वेवमित्यार्यपदाभ्यनुज्ञामादायमूर्ध्नासविनिर्जगाम ॥
अथांबुजांघ्रेर्दयिताः सतीर्थ्यास्तंचित्सुखाद्यारहसीत्थमूचुः ॥५ ॥
योऽयंप्रयत्नःक्रियतेहितायहितायनायंविफलत्वनर्थं ॥
प्रत्येकमेवंगुरवेनिवेद्यबोद्धास्वयंकर्मणितत्परश्च ॥ ६ ॥

શંકરાચાર્યે 'બહુ સારૂં' એમ કહેતાં તેમની આજ્ઞાને માથે ચડાવીને સુરેશ્વરાચાર્ય બીજા સ્થળમાં જતાં ચિત્સુખ આદિ પદ્મપાદના સ્નેહી શિષ્યોએ 'જે આપ હિતને વાસ્તે પ્રયત્ન કરોછે તેમાંથી હિત નહી થતાં અનર્થ થવાનો સંભવ છે' એમ શંકરાચાર્યને એકાંતમાં જુદુ જુદુ નિવેદન કરીને કહ્યું કે "આ સુરેશ્વર વિદ્વાન છે અને કર્મમાં તત્પર છે તેથી આપના ભાષ્યના ઉલટા અર્થો કર્યાવિના રેહેશે નહી. ૫, ૬.

यःसार्वलौकिकमपीश्वरमीश्वराणांप्रत्यादिदेशबहुयुक्तिभिरुत्तरज्ञः ॥
कर्मैवनाकनरकादिफलंददातिनैवंपरोस्तिफलदोजगदीशितेति ॥७॥

[1] અર્થાંતરન્યાસ અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૨૯.)

ઉત્તરોને જાણનારા આ સુરેશ્વરે સર્વ લોકોમાં પ્રસિદ્ધ અને બ્રહ્માદિકના પણ નિ-યંતા ઇશ્વરનું ઘણી ઘણી યુક્તિઓથી ખંડન કર્યુંછે અને કર્મજ સ્વર્ગ તથા નરક આદિ ફળને આપે છે માટે ફળ આપનારો બીજો કોઇ જગતનો ઇશ્વર નથી એમ સ્થાપન કરેલું છે. ૭

**प्रत्येकमस्यप्रलयंवदंतिपुराणवाक्यानिसतस्यकर्त्ता ॥**

**व्यासोमुनिर्जैमिनिरस्यशिष्यस्तत्पक्षपातीप्रलयावलंबी ॥ ८ ॥**

જો કે જૈમિનિના મતને અનુસરીને તેણે એ પ્રમાણે કર્યુંછે એમ કહેવાય છે તો પણ એ વાત ખોટી છે. કારણ કે જે પુરાણોનાં પ્રત્યેક વાક્યો અમુક સમયે જગતનો પ્રલય થવાનું કહેછે તે પુરાણોના કર્તા વ્યાસ છે અને જૈમિનિ એ વ્યાસના શિષ્ય છે તેથી જૈમિનિ વ્યાસના પક્ષનો સ્વીકાર કરીને જગતનો પ્રલય માનનારાજ હોવા જોઇએ અને સુરેશ્વરે તો 'જગતનો પ્રલયજ થતો નથી' એવો સિદ્ધાંત કરેલોછે. ૮

**गुरोश्चशिष्यस्यचपक्षभेदेकथंतयोःस्याद्गुरुशिष्यभावः**

**तथापियद्यस्तिसपूर्वपक्षःसिद्धांतभावस्तुगुरूक्तएव ॥ ९ ॥**

જો વ્યાસનો અને જૈમિનિનો પક્ષ જુદો જુદો હોય તો તેઓનું ગુરૂશિષ્યપણુંજ નહી થવું જોઇએ. કદાચ જુદો જુદો પક્ષ હોય તો પણ જૈમિનિના પક્ષને પૂર્વ પક્ષરૂપ માનવો જોઇએ અને સિદ્ધાંતરૂપ તો વ્યાસના પક્ષનેજ માનવો જોઇએ. ૯.

**आजन्मनःसखलुकर्मणियोजितात्माकुर्वन्नवस्थितइहानिशमेवकर्म ॥**

**ब्रूतेपरांश्चकुरुतावहिताःप्रयत्नात्स्वर्गादिकंसुखमवाप्स्यथकिंवृथाध्वे ॥१०॥**

સુરેશ્વર જન્મથી માંડીને કર્મમાંજ આસક્તિવાળો છે, જગતમાં નિરંતર કર્મો કરતોજ રહ્યોછે અને વળી બીજાઓને પણ કહ્યા કરેછે કે તમો વૃથા કેમ બેઠા રહોછો સાવધાન રહીને કર્મો કર્યા કરો કે જેથી તમોને સ્વર્ગાદિક સુખની પ્રાપ્તિ થાય.' ૧૦

**एवंविधेनक्रियतेतेनिबंधनंयदित्वदाज्ञामवलंब्यभाष्यके ॥**

**भाष्यंपरंकर्मपरंसयोक्ष्यतेमाच्याविमूलादपिवृद्धिमिच्छता ॥ ११ ॥**

હે આચાર્ય ! એવા સ્વભાવવાળો સુરેશ્વર જો તમારી આજ્ઞા ઉપરથી ભાષ્યનો નિબંધ રચશે તો અવશ્ય ભાષ્યને કર્મો ઉપરજ જોડી દેશે. આપે વ્યાજની લાલચથી મુડી ખોઈ બેસવું નહી જોઇએ.[1] ૧૧

**संन्यासमप्येषनबुद्धिपूर्वकंव्यधत्तवादेविजितोवशोव्यधात् ॥**

**तस्मान्नविश्वासपदंविभातिनोमाचीकरोनेननिबंधनंगुरो ॥१२ ॥**

હે ગુરૂ ! સુરેશ્વરે સંન્યાસ લીધોછે તે પણ કાંઈ સમજીને લીધો નથી પણ વાદમાં હારી જઈ પરવશ થઇને લીધોછે. એટલા માટે અમોને એ સુરેશ્વર વિશ્વાસ કરવાને

૧ લોકોકિત અલંકાર છે. लोकप्रवादानुकृतिर्लोकोक्तिरितिभण्यते॥ લોકોમાં ચાલતી કેહેવત આદિનું અનુકરણ કરવું એ લોકોકિત અલંકાર કેહેવાય છે. (જુવો કુવલયાનંદ પાનું ૧૭૮ મું.)

યોગ્ય લાગતો નથી તો આપે એના હાથથી નિબંધ કરાવવો નહી જોઇએ. ૧૨.

यःशक्नुयात्कर्मविधातुमीप्सितंसोयंनकर्माणिविहातुमर्हति ॥
यद्यस्तिसंन्यासविधौदुराग्रहोजात्यंधमूकादिरमुष्यगोचरः ॥ १३ ॥
एवंसदाभट्टमतानुसारिणोब्रुवंत्ययसौतन्मतपक्षपातवान् ॥
एवंस्थितेयोग्यमदोविधीयतांननोस्तिनिर्बंधनमत्रकिंचन ॥१४॥

ભટ્ટપાદના મતને અનુસરનારાઓ સર્વદા કેહેછે કે 'જે પુરૂષ ધારેલાં કર્મો કરવાને સમર્થ હોય તેણે કર્મોને કદી પણ છોડવાં નહી જોઇએ. આમ છતાં પણ જો તમને સંન્યાસનું પ્રતિપાદન કરનારાં વચનો ઉપર અનાદી આગ્રહ રેહેતો હોય તો તે વચનો જન્માંધ અને મુંગા આદિ માણસોને વાસ્તે છે એમ [1]વ્યવસ્થા માનો.' હે આચાર્ય ! આ સુરેશ્વર (મંડનમિશ્ર) પણ એ લોકોના મતનો પક્ષપાતી છે તો હવે તેના હાથથી ભાષ્યનું વાર્તિક કરાવવું યોગ્યછે કે નહી ? જે યોગ્ય જણાય તે કરો. અમોને એ વિષયમાં કાંઈ પણ આગ્રહ નથી. ૧૩, ૧૪.

पुराकिलास्मासुसुरापगायाःपारेपरस्मिन्विचरत्सुसत्सु ॥
आकारयामासभवानशेषान्भक्तिंपरिज्ञातुमिवास्मदीयां ॥ १५ ॥

જો આપની રૂચિ હોય તો પદ્મપાદની પાસે વાર્તિક કરાવો. પૂર્વે અમો ગંગાજીના સામા તટમાં ફરતા હતા તે સમયે જાણે અમારી ભક્તિની પરીક્ષા કરવા ધારતા હો તેમ આપે અમો સઘળાઓને બોલાવ્યા હતા. ૧૫.

तदातदाकर्ण्यसमाकुलेषुनौकार्थमस्मासूपरिभ्रमत्सु ॥
सनंदनस्त्वेषवियत्तटिन्याझरीमभिप्रस्थितएवतूर्णं ॥ १६ ॥

તે સમયે આપનું બોલાવવું સાંભળીને અમો સઘળા વ્યાકુલ થઇને વાહાણ શોધવાને વાસ્તે આમ તેમ ભટકવા લાગતાં આ સનંદન (પદ્મપાદ) તો વાહાણની અપેક્ષા નહી રાખતાં તુરત એમને એમ ગંગાજીના પ્રવાહમાં ચાલતા થયા હતા. ૧૬.

अनन्यसाधारणमस्यभावमाचार्यवर्येभगवत्यवेक्ष्य ॥
तुष्टात्रिवर्त्माकनकांबुजानिप्रादुष्करोतिस्मपदेपदेच ॥ १७ ॥
पदानितेषुप्रणिधाययुष्मत्सकाशमागाद्यदयंमहात्मा ॥
ततोऽतितुष्टोभगवांश्चकारनाम्नातमेनंकिलपद्मपादं ॥ १८ ॥

આપ કે જે આચાર્યોમાં ઉત્તમ છો તેમના ઉપર સનંદનનો અસાધારણ ભાવ જોઈ પ્રસન્ન થએલાં ગંગાજીએ તે સમયે સનંદનને પગલે પગલે સોનાનાં કમળો પ્રકટ

[1] ભટ્ટપાદે કહ્યુછે કે तैत्रंवशक्यतेवक्तुंयेंधवंग्वादयोनराः ॥गृहस्थत्वंनशक्ष्यंतेकर्तुंतेषामयंविधीः॥नैष्ठिकब्रह्मचर्यंवापरिव्राजकतापिवा ॥ तैरवश्यंगृहीतव्यातेनादायेतदुच्यते ॥ ત્યાં એમ કહી શકાય છે કે જે આંધળા અને લુલા આદિ લોકો ગૃહસ્થપણું નહી કરી શકે તેઓને વાસ્તે સંન્યાસ આદિનો વિધિ છે, નૈષ્ઠિક બ્રહ્મચર્ય અથવા સંન્યાસ એવા લોકોએ અવશ્ય લેવા યોગ્ય છે તેથી પ્રથમ આ વિષે કેહેવામાં આવેછે.

કર્યાં હતાં કે જેઓ ઉપર પગ મુકીને આ મહાત્મા સનંદન આપની પાસે આવ્યા હતા અને જે ઉપરથી આપે પણ અત્યંત પ્રસન્ન થઈને એમને 'પદ્મપાદ' એ નામ આપેલું છે. ૧૭. ૧૮.

सएवयुष्मच्चरणारविंदसेवाविनिर्धूतसमस्तभेदः ॥
आजानसिद्धोऽर्हतिसूत्रभाष्येष्टार्तिविधातुंभगवन्नगाधे ॥१९॥

જેમણે આપનાં ચરણારવિંદની સેવાથી સઘળા પ્રકારના દ્વૈતને ટાળી નાખેલ છે એવા અને સ્વાભાવિક સિદ્ધિવાળા પદ્મપાદજ આપના ગંભીર ભાષ્ય ઊપર વાર્તિક કરવાને યોગ્ય છે. ૧૯.

यद्वायमानंदगिरिर्यदुग्रतपःप्रसन्नापरमेष्ठिपत्नी ॥
भवत्प्रबंधेषुयथाभिसंधिव्याख्यानसामर्थ्यवरंदिदेश ॥ २० ॥

અથવા આ આનંદગિરિ આપના ભાષ્ય ઉપર વાર્તિક કરવાને યોગ્ય છે. કારણ કે એમનાં ઉગ્રતપથી પ્રસન્ન થએલાં સરસ્વતીએ એમને આપના ગ્રંથો ઉપર આપના અભિપ્રાયને અનુસરતાં વ્યાખ્યાનો કરવાના સામર્થ્યરૂપ વરદાન આપેલું છે. ૨૦.

कर्मैकतानमतिरेपकथंगुरोतेविश्वासपात्रमभवद्यताविश्वरूपः ॥
भाष्यस्यपद्मपदएवकरोतुटीकामित्यूचिरेरहसियोगिवरंविधेया ॥२१॥

હે ગુરૂ ! આ સુરેશ્વર કે જે કર્મોમાંજ લાગેલી બુદ્ધિવાળો છે તેના ઊપર આપ વિશ્વાસ કેમ રાખોછો? ભાષ્યની ટીકા તો પદ્મપાદના હાથથીજ કરાવો" એ રીતે શિષ્યોએ એકાંતમાં શંકરાચાર્યને કહ્યું. ૨૧.

अत्रांतरेऽभ्यर्णगतःसतूर्णंसनंदनोवाक्यमुदाजहार ॥
आचार्यहस्तामलकोऽपिकल्पोभवत्कृतौवार्त्तिकमेषकर्त्तुं ॥ २२ ॥
यतःकरस्थामलकाविशेषंजानातिसिद्धांतमसावशेषं ॥
अतोत्यमुष्मैभवतैवपूर्वमदायिहस्तामलकाभिधानं ॥ २३ ॥

આ સમયમાં પદ્મપાદે પણ તુરત પાસે આવીને આચાર્યને કહ્યું કે "હે આચાર્ય! આ હસ્તામલક પણ આપની કૃતિ ઉપર વાર્તિક કરવાને સમર્થ છે. કારણ કે હસ્તામલક આપના સઘળા સિદ્ધાંતને હાથમાં રહેલા આમળાની પેઠે સાંગોપાંગ જાણેછે કે જે ઉ-પરથી આપેજ પૂર્વે એમને 'હસ્તામલક' એ નામ આપેલું છે. ૨૨. ૨૩.

वाणींसमाकर्ण्यसनंदनस्यसामिस्मितंभाष्यकृदावभाषे ॥
नैपुण्यमन्यादृशमस्यकिंतुसमाहितत्वान्नबहिःप्रवृत्तिः ॥ २४ ॥

એ પ્રમાણે પદ્મપાદનાં વચન સાંભળી શંકરાચાર્ય અરધું મંદહાસ્ય કરીને બોલ્યા કે "હસ્તામલકની વિદ્વત્તા અસાધારણ છે પરંતુ એ સમાહિત અંતઃકરણવાળો હોવાને લીધે તેનું મન બાહારના પદાર્થોમાં પ્રવર્ત્તે એમ નથી. ૨૪.

अयंतुबाल्येनपपाठपित्रानियोजितःसादरमक्षराणि ॥
नचोपनीतोऽपिगुरोःसकाशादध्यैष्टवेदान्परमार्थनिष्ठः ॥ २५ ॥

આ હસ્તામલક બાલ્યાવસ્થામાં તેના પિતાએ ઘણી ગોડલણો કર્યા છતાં પ્રેમથી અક્ષરોનો પણ અભ્યાસ કર્યો નથી અને જનોઈ દેવાયા પછી પણ પોતાની પરમાર્થમાંજ નિષ્ઠા હોવાને લીધે ગુરૂની પાસેથી વેદોનું અધ્યયન પણ કર્યું નથી. ૨૫.

**बालैर्नचिक्रीडनचान्नमैच्छन्नचारुवाचंत्यवदत्कदापि ॥**
**निश्चिसभूतोपहृतंतमेनमानिन्यिरेऽस्मन्निकटंकदाचित् ॥ २६ ॥**

બાલકોની સાથે રમતો કરી નથી, અન્નની પણ ઇચ્છા કરી નથી અને કદી પણ સારાં વચનોનું ઉચ્ચારણ કર્યું નહતું કે જેથી તેને કોઈ સમયે ઓડ વળગેલું જાણીને તેના સંબંધીઓ આપણી પાસે લાવ્યા હતા. ૨૬.

**अस्मानवेक्ष्यैवमुहुःप्रणम्यकृतांजलौतिष्ठतिबालकेऽस्मिन् ॥**
**इमामपूर्वांप्रकृतिंविलोक्यविसिष्मयेतत्रजनःसमेतः ॥२७॥**

આપણને જોતાંજ આ હસ્તામલક વારંવાર પ્રણામ કરી હાથ જોડીને ઉભો રેહતાં તેની એ નવી પ્રકૃતિ જોઇને ત્યાં મળેલાં સઘળાં માણસો વિસ્મય પામ્યાં હતાં. ૨૭.

**कस्त्वंशिशोकस्यसुतःकुतोवेत्यस्माभिराचष्टकिलैषपृष्टः ॥**
**आत्मानमानंदघनस्वरूपंविस्मापयन्वृत्तमयैर्वचोभिः ॥ २८ ॥**

પછી આપણે 'હે બાલક ! તું કોણ છે ? કોનો પુત્રછે અને ક્યાંથી આવ્યો છે ?' ઇત્યાદિ પુછ્યું ત્યારે તેણે શ્લોકમય વચનોથી વિસ્મય આપતાં પોતાના આનંદઘન સ્વરૂપનું નિરૂપણ કરયું હતું. ૨૮.

**तदाकदाप्यश्रुतिगोचरंतदाकर्ण्यवाग्वैभवमात्मजस्य ॥**
**पितापप्रद्यास्यपरंप्रहर्षंसप्रश्रयांवाचमुवाचविज्ञः ॥ २९ ॥**

એ સમયે કદી પણ નહી સાંભળવામાં આવેલી એ પોતાના પુત્રની વચન ચાતુરી સાંભળી પરમ હર્ષ પામીને એના વિદ્વાન્ પિતાએ મને નમ્રતા ભરેલાં વચનો નીચે પ્રમાણે કહ્યાં. ૨૯.

**जनैर्जडत्वेनविनिश्चितोऽपिब्रवीतियद्येषपरात्मतत्त्वं ॥**
**प्रज्ञोन्नतानामपिदुर्विभाव्यंकिंवर्ण्यतेऽर्हन्भवतःप्रभावः ॥ ३०॥**

'હે મહાત્મા ! આ મારો પુત્ર કે જેને લોકોએ નિશ્ચયપૂર્વક જડજ ધારયો હતો તે આજ મોટા વિદ્વાનોથી પણ નિરૂપણ કરવાને અશક્ય પરમાત્માના તત્વ વિષે આ પ્રમાણે બોલેછે માટે આપના પ્રભાવની શી સ્તુતિ કરૂં. ૩૦.

**आजन्मनःसंसृतिपाशमुक्तःशिष्योस्त्वयंविश्वगुरोस्तवैव ॥**
**प्रफुल्लराजीववनेविहारीकथंरमेतक्षुरकेमरालः ॥ ३१ ॥**

જન્મથી માંડીને સંસારના પાશથી મુક્ત થએલો આ મારો પુત્ર આપ કે જે જગતના ગુરૂછો તેમનો શિષ્ય થવામાંજ પ્રસન્ન થશે. સંસારમાં રેહેવામાં પ્રસન્ન થશે નહી.

પ્રફુલ્લિત કમલોના વનમાં વિહાર કરનારો હંસ ગોખરૂમાં રમેજ કેમ?' ? ૩૧.

विज्ञाप्यतस्मिन्नितिनिर्गतेऽसौतदाप्रभृत्यत्रवसत्युदारः ॥
आशैशवादात्मविलीनचेताःकथंप्रवर्तेतमहाप्रबंधे ॥ ३२ ॥

આપણને એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીને આનો પિતા ઘેર જતાં ઉદારમનવાળો આ હસ્તામલક ત્યારથી આપણી પાસેજ રહ્યો છે તો એવી રીતે જેનું ચિત્ત બાલ્યાવસ્થાથીજ સ્વરૂપમાં લાગ્યું છે એવો હસ્તામલક મોટો ગ્રંથ કરવામાં કેમ પ્રવર્ત્તે ? નજ પ્રવર્ત્તે. ૩૨.

श्रुत्वेतिपप्रच्छुरमुंविनेयाःस्वामिन्विनैवश्रवणाद्युपायैः ॥
अलब्धविज्ञानमयंकथंवाभवानिदंसाधुविदांकरोतु ॥ ३३ ॥

આચાર્યનાં એ વચનો સાંભળીને શિષ્યોએ આચાર્યને પૂછ્યું કે "સ્વામિજી ! શ્રવણાદિક ઉપાયો વિના પણ આ હસ્તામલકને જ્ઞાન કેમ પ્રાપ્ત થયું હતું એ વિષે આપ સારી રીતે ખુલાસો કરો." ૩૩.

तानब्रवीत्संयमिचक्रवर्तीकश्चित्पुरायामुनतीरवर्ती ॥
बभूवसिद्धःकिलसाधुवृत्तःसांसारिकेभ्यःसुतरांनिवृत्तः ॥ ३४ ॥

શિષ્યોનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્યે તેઓને કહ્યું કે "પૂર્વે યમુનાજીને કીનારે સારાં આચરણવાળો અને સંસાર સંબંધી વિષયોથી અત્યંત નિવૃત્તિ પામેલો કોઈ સિદ્ધ બ્રાહ્મણ રહેતો હતો. ૩૪.

तस्यांतिकेकाचनविप्रकन्याद्विहायनंजातुनिवेश्यबालं ॥
क्षणंप्रतिक्षस्वशिशुंद्विजेतिस्नातुंसखीभिःसहनिर्जगाम ॥ ३५ ॥

એ સિદ્ધની પાસે કોઈ બ્રાહ્મણની દીકરી એક દિવસે બે વર્ષના બાલકને મુકી 'હે બ્રાહ્મણ ! જરાવાર આ બાલકની ખબર રાખજો' એમ કહીને સખીઓની સાથે નાહાવા ગઈ. ૩૫.

अत्रांतरेदैववशात्सबालश्चंक्रम्यमाणोनिपपातनद्यां ॥
मृतंतमादायशिशुंतदीयाश्चक्रंदुरुच्चैःपुरतोमहर्षेः ॥ ३६ ॥

આ સમયમાં તે બાલક ફરતો ફરતો દૈવગતિને લીધે નદીમાં પડીને મરી જતાં તે બાલકના સંબંધીઓ મરી ગએલા એ બાલકને લઈએ મોટા ઋષિની પાસે ઉંચા સ્વરથી રોવા લાગ્યા. ૩૬.

आक्रोशमाकर्ण्यमुनिःसतेषामत्यंतखिन्नोनिजयोगभूम्ना ॥
प्राविक्षदंगंपृथुकस्यतस्यसएषहस्तामलकस्तपस्वी ॥ ३७ ॥

૧ ઉપમાન વાક્યમાં અને ઉપમેય વાક્યમાં, નહી રમવા રૂપ સામાન્ય ધર્મનો જુદો જુદો નિર્દેશ કરયો છે તેથી प्रतिवस्तूपमा અલંકાર થયોછે. वाक्ययोरेकसामान्येप्रतिवस्तूपमामता. બે વાક્યનો એકજ સમાન ધર્મ જુદો જુદો કહ્યો હોય તો प्रतिवस्तूपमा માનવામાં આવેછે (જુવો કુવલયાનંદ પાનું ૯૩ મું.)

એઓનું રોવું સાંભળી અત્યંત ખેદ પામેલા એ મુનિએ પોતાની યોગ શક્તિથી તે બાલકના શરીરમાં પ્રવેશ કર્યો છે. એ આ તપસ્વી હસ્તામલક છે. ૩૭.

तस्मादयंवेदविनोपदेशंश्रुतीरनंताःसकलाःस्मृतीश्च ॥
सर्वाणिशास्त्राणिपरंचतत्त्वमज्ञातमेतेननकिंचिदस्ति ॥ ३८ ॥

તેટલા માટે આ (હસ્તામલક) બાલક ભણાવ્યા વિના અનંત શ્રુતિઓ, સઘળી સ્મૃતિઓ, સઘળાં શાસ્ત્રો અને વળી તત્વ જાણેછે એનાથી અજ્ઞાત કંઈ પણ નથી. ૩૮.

तत्तादृगात्मानबहिःप्रवृत्तौनियोगमर्हत्ययमत्रवृत्तौ ॥
समंडनस्त्वर्हतिबुद्धतत्त्वःसरस्वतीसाक्षिकसर्वविच्चः ॥ ३९ ॥

એવા સમાહિત અંતઃકરણવાળો આ હસ્તામલક ભાષ્ય ઉપર વૃત્તિ કરવાના કામ રૂપ બાહ્યપ્રવૃત્તિમાં આજ્ઞા કરવાને યોગ્ય નથી પણ તત્વને જાણનારો અને જેના સર્વજ્ઞ પણામાં સરસ્વતી સાક્ષિ છે એવો મંડનમિશ્રજ એ કામમાં આજ્ઞા કરવાને યોગ્યછે. ૩૯.

तात्तादृशोत्युज्ज्वलकीर्तिराशिःसमस्तशास्त्रार्णवपारदर्शी ॥
आसादितोधर्महितःप्रयत्नात्सचेन्नरोचेतनदृश्यतेऽन्यः ॥ ४० ॥

એવો અત્યંત ઉજ્વલ કીર્તિના સમૂહવાળો, સઘળાં શાસ્ત્રોરૂપી સમુદ્રના પારને પોહોચેલો અને ધર્મનું હિત કરનારો આ મંડનમિશ્ર માંડ મળ્યો છે તે છતાં તે તમોને ગમતો નથી તો બીજો કોઈ પણ એ કામ કરવાને યોગ્ય મારા જોવામાં આવતો નથી. ૪૦.

अहंबहुनामनभीष्टकार्यंनकारयिष्येहिमहानिबंधे ॥
किंचात्रसंशीतिरभून्ममातोयदेककार्येबहवःप्रतीपाः ॥ ४१ ॥

જો કે આ પ્રમાણે છે તોપણ મોટા ગ્રંથના વિષયમાં હું ઘણાઓને નહી ગમતુ કામ કરાવીશ નહી. એક કામમાં ઘણા લોકો વિરૂદ્ધ થયા તેથી મારા મનમાં પણ સંશય પડી ગયોછે. ૪૧.

भवन्निदेशाद्भगवन्सनंदनःकरिष्यतेभाष्यनिबंधमीप्सितं ॥
सब्रह्मचर्यादुररीकृताश्रमोमतिप्रकर्षोविदितोहिसर्वतः ॥ ४२ ॥

શ્રીશંકરાચાર્યનાં વચનો સાંભળી 'એ કામમાં બીજો કોઈ પણ યોગ્ય દેખાતો નથી' એ વાતનું સહન નહી થતાં શિષ્યોએ કહ્યું કે "મહારાજ! આપની આજ્ઞાથી પદ્મપાદ ભાષ્ય ઉપર જેવો જોઇએ તેવો નિબંધ કરી દેશે. કારણ કે તેણે બ્રહ્મચર્યથીજ આ આશ્રમનો સ્વીકાર કર્યો છે અને તેની બુદ્ધિનો પ્રકર્ષ જગત્પ્રસિદ્ધ છે." ૪૨.

सनंदनोनंदयिताजनानांनिबंधमेकंविदधातुभाष्ये ॥
नवार्त्तिकंतत्तुपरप्रातिज्ञंव्यधात्प्रतिज्ञांसहिनूत्नदीक्षः ॥ ४३ ॥

શ્રીશંકરાચાર્યે કહ્યું કે "લોકોને રાજી રાખનાર પદ્મપાદ ભલે ભાષ્ય ઉપર એક ગ્રંથ રચે પણ તેણે બીજાએ કરવા સ્વીકારેલું વાર્તિક તો કરવું નહી. નવી દીક્ષાવાળા મંડનમિશ્રે ભાષ્ય ઉપર વાર્તિક કરવાની પ્રતિજ્ઞા કરીછે." ૪૩.

आदिश्येत्थंशिष्यसंधंयतींद्रःप्रोवाचेत्थंनूत्नभिक्षुंरहस्तं ॥
भाष्येभिक्षोमाकृथावार्तिकंत्वंनेमेशिष्याःसेहिरेदुर्विदग्धाः ॥ ४४ ॥

એ પ્રમાણે શિષ્યોને આજ્ઞા કરીને શ્રી શંકરાચાર્યે એકાંતમાં સુરેશ્વર (મંડનમિશ્ર)ને કહ્યું કે "હે સંન્યાસી ! તમે ભાષ્ય ઉપર વાર્તિક કરજોમાં કારણ કે આ ખોટી ચતુરાઈ કરનારા શિષ્યો તમારા હાથથી વાર્તિક થવાનું સહન કરતા નથી. ૪૪.

तात्पर्यंतेगेहिधर्मेषुदृष्ट्वातत्संस्कारंसांप्रतंशंकमानाः ॥
भाष्येकृत्वावार्तिकंयोजयेत्सभाष्यंप्राहुःस्वीयसिद्धांतशेषं ॥ ४५ ॥
नास्त्येवासावाश्रमस्तुर्यइत्थंसिद्धांतोयंतातकोवेदसिद्धः ॥
द्वारिद्वास्थैर्वारिताभिक्षमाणावेश्मांतस्तेनप्रवेशंलभंते ॥ ४६ ॥
इत्याद्यांतांकिंवदंतींविदित्वातेषांनासीत्प्रत्ययस्त्वय्यनल्पे ॥
स्वातंत्र्यात्स्वंग्रंथमेकंमहात्मन्कृत्वामह्यंदर्शयाध्यात्मनिष्ठं ॥ ४७ ॥
विद्वन्यद्वत्प्रत्ययःस्यादमीषांशिष्याणांनोग्रंथसंदर्शनेन ॥
इत्युक्त्वैनंवार्तिकंसूत्रभाष्येनाभूद्धाहेत्यापखेदंचकिंचित् ॥ ४८ ॥

પૂર્વાશ્રમમાં તમારો ગૃહસ્થાશ્રમના ધર્મો ઉપર અભિપ્રાય હતો તે જોઈને 'હજી પણ તમારા મનમાં એ અભિપ્રાયનો સંસ્કાર રહી ગયો હશે' એવી શંકાને લીધે એ લોકો કહેછે કે 'જો સુરેશ્વરે ભાષ્ય ઉપર વાર્તિક કરશે તો અવશ્ય ભાષ્યને પોતાના સિદ્ધાંતમાં લાગુ પાડી દેશે.' સન્યાસાશ્રમ વેદપ્રતિપાદિત છેજ નહી એવો મંડનમિશ્રનો સિદ્ધાંતછે અને મંડનમિશ્રને ઘેર દ્વારપાલ લોકોએ અટકાવવાથી સન્યાસી લોકોને આંગણામાં પેસવાનું પણ મળતું નહી એવી તમારા વિષેની લોકવાણી સાંભળવામાં આવવાથી એ શિષ્યોને જો કે તમે ક્ષુદ્ર નથી તો પણ તમારા ઉપર વિશ્વાસ આવતો નથી. હે વિદ્વાન્ ! હે મહાત્મા ! આમ છે એટલા માટે તમે સ્વતંત્રતાથી એક વેદાંત વિષયનો ગ્રંથ બનાવીને મને દેખાડો કે જે ગ્રંથ જોવાથી આ મારા શિષ્યોને તમારા ઉપર વિશ્વાસ બેસે." શ્રી શંકરાચાર્ય મંડનમિશ્રને એટલાં વચન કહી 'હાય હાય ! સૂત્રભાષ્ય ઉપર વાર્તિક ન થયું' એમ કાંઈક ખેદ પણ પામ્યા. ૪૫, ૪૬, ૪૭, ૪૮.

शिष्योक्तिभिःसिथिलतात्मनोरथोसावेनंस्वतंत्रकृतिर्निमितयेन्ययुंक्त ॥
नैष्कर्म्यसिद्धिमचिराद्विदधत्सचेत्थंन्याय्यामविंदतसुरेश्वरदेशिकाख्यां ॥४९॥

શિષ્યોનાં કહેવાથી જેમનો ધારેલો મનોરથ શિથલ થઈ ગયો એવા શંકરાચાર્યે સ્વતંત્ર ગ્રંથ કરવાની આજ્ઞા કરતાં સુરેશ્વરે થોડા દિવસમાંજ **નૈષ્કર્મ સિદ્ધિ'** એવા નામનો ગ્રંથ બનાવ્યો અને તેથી તેણે પોતાનું 'સુરેશ્વરાચાર્ય' એ યોગ્ય નામ મેળવ્યું. ૪૯.

नैष्कर्म्यसिद्धिमथतांनिरवद्ययुक्तिनिष्कर्मतत्वविषयावगतिप्रधानां ॥
अद्यंतदद्यपदबंधवतीमुदारामाद्यंतमैक्षततरांपरितुष्टचेताः ॥ ५० ॥

પછી નિર્દોષ યુક્તિઓવાળી અને પ્રૌઢતાથી ભરેલી એ નૈષ્કર્મસિદ્ધિને આચાર્યે આદિથી અંતસુધી સારી પેરે તપાસી અને તપાસીને તેમના મનમાં અત્યંત સંતોષ થયો. ૫૦.

ग्रंथंदृष्ट्वामोदमानोमुनींद्रस्तंचान्येभ्योदर्शयामासतद्द्ग्रं ॥
तेषांचासीत्प्रत्ययस्तद्ददस्मिन्यद्वचान्यस्तत्त्ववित्नापरोस्ति ॥ ५१ ॥

એ ગ્રંથને જોઈ રાજી થતા શંકરાચાર્યે તે સુંદર ગ્રંથ બીજાઓને દેખાડતાં તે જોમને તેઓને પણ સુરેશ્વરાચાર્ય ઉપર વિશ્વાસ આવ્યો કે 'એમના જેવો બીજો કોઈ તત્વવેત્તા નથી.' ૫૧.

यत्राद्यापिश्रूयतेमस्करींद्रैर्निष्कर्मात्मायत्रनैष्कर्म्यसिद्धिः ॥
तन्नाम्नायंवद्यथेग्रंथवर्यस्तन्माहात्म्यात्सर्वलोकाद्दतोभूत् ॥ ५२ ॥

મોટા મોટા સન્યાસીઓ અદ્યાપિ કર્મોના સંબંધથી રહિત પરમાત્માનું એ ગ્રંથથી શ્રવણ કરે છે અને તેથી નૈષ્કર્મ્ય (મોક્ષ) ની સિદ્ધિ થાય છે એટલા માટે એ ઉત્તમ ગ્રંથ 'નૈષ્કર્મ્ય સિદ્ધિ' એ નામથી પ્રસિદ્ધ થયોછે અને પોતાના તે પ્રભાવને લીધે સર્વ લોકમાં આદર પામ્યોછે. ૫૨.

आचार्यवाक्येनविधित्सितेऽस्मिन्विघ्नंयदन्येन्यधुरुत्ससर्ज ॥
शापंकृतेऽस्मिन्कृतमप्युदारैस्तद्वार्त्तिकंनप्रसरेत्पृथिव्यां ॥५३॥

આચાર્યનાં વચન ઉપરથી પોતે કરવા ધારેલા વાર્તિકમાં બીજાઓએ વિઘ્ન નાખ્યું એટલા માટે સુરેશ્વરાચાર્ય તે વિષયમાં શાપ દીધો કે "મોટા વિદ્વાનો પણ સૂત્ર ભાષ્યનું વાર્તિક કરશે તો તે વાર્તિકનો પૃથ્વીમાં પ્રચાર થશે નહી." ૫૩.

नैष्कर्म्यसिद्धाख्यनिबंधमेकंकृत्वात्मपूज्यायानिवेद्यचाप्य ।
विश्वासमुक्त्वाथपुनर्बभाषेसविश्वरूपोगुरुमात्मदैवं ॥ ५४ ॥

એ પ્રમાણે સુરેશ્વરાચાર્યે નૈષ્કર્મ્ય સિદ્ધિ નામનો એક ગ્રંથ બનાવી તે ગ્રંથનું પોતાના ગુરૂ શ્રી શંકરાચાર્યને નિવેદન કરી તેમનો વિશ્વાસ મેળવી બીજી કેટલીએક વાતો કરીને પછી પોતાના ઇષ્ટદેવરૂપ આચાર્યને નીચે પ્રમાણે કહ્યું. ૫૪.

नख्यातिहेतोर्नचलाभहेतोर्नाप्यर्चनायैविहितःप्रबंधः ॥
नोल्लंघनीयंवचनंगुरूणांनोल्लंघनंस्याद्गुरुशिष्यभावः ॥५५॥

આ મેં જે ગ્રંથ કર્યોછે તે મેં પ્રખ્યાતિ મેળવવાને વાસ્તે, કોઈ જાતના લાભ મેળવવા વાસ્તે કે પૂજા મેળવવા વાસ્તે કરેચો નથી પણ કેવલ 'ગુરૂઓની આજ્ઞાનું ઉલ્લંઘન નહી કરવું જોઇએ' એટલા માટેજ કરેચો છે. ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો પછી ગુરૂપણું અને શિષ્યપણું રેહેજ નહી. ૫૫.

पूर्वंगृहित्वेऽपिनतत्स्वभावोनबाल्यमन्वेतिहियौवनस्थं ॥
नयौवनंवृद्धमुपैतितद्वजन्नहिपूर्वस्थितिमोक्ष्यगच्छेत् ॥ ५६ ॥

[1]હું પ્રથમ ગૃહસ્થ હતો પણ હમણાં મારામાં ગૃહસ્થનો સ્વભાવ નથી. અવસ્થા

[1] સુરેશ્વર બીજા શિષ્યોએ પોતાના ઉપર જે જે આરોપો મુકયા છે તેઓનું નિવારણ કરેછે.

બદલી જતાં સ્વભાવ પણ બદલી જાયછે જેમકે જુવાનમાં બાલકનો સ્વભાવ રેહેતો નથી અને વૃદ્ધમાં જુવાનનો સ્વભાવ રેહેતો નથી. ચાલવા લાગેલો માણસ બેસવાની સ્થિતિ છોડીનેજ ચાલેછે.[1] ૫૬.

अहंगृहीनात्रविचारणीयंकिंतेनपूर्वमनएवहेतुः ॥
बंधेचमोक्षेचमनोविशुद्धोगृहीभवेद्वाप्युतमस्करीवा ॥ ५७ ॥

હું પૂર્વે ગૃહસ્થ હતો એ વાત હમણાં વિચારવાની નથી. હું પ્રથમ ગૃહસ્થ હતો તેથી પણ શું થઈ ગયું? કારણ કે બંધ થવામાં અને મોક્ષ થવામાં કોઈ આશ્રમ કારણ નથી પણ મનજ કારણ છે. મન શુદ્ધ હોય તો ગૃહસ્થમાં અને સન્યાસિમાં કાંઈ પણ ન્યૂનાધિકપણું નથી. ૫૭.

नास्त्येववेदाश्रमउत्तमादिःकथंचतत्प्राप्तिनिवृत्तिगामी ॥
प्रतिश्रवौनौकथमल्पकालौनहिप्रतिज्ञाभगवन्निरुद्धा ॥ ५८ ॥

જો 'સન્યાસ આશ્રમ વેદોક્ત નથી' એવોજ મારો સિદ્ધાંત હોય તો હું ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત થઈને પછી સન્યાશ્રમ કેમજ લઉં અને આપણા બે વચ્ચે થોડાજ સમયમાં પરસ્પરના આશ્રમ છોડી દેવાની જે પ્રતિજ્ઞાઓને હું કેમ થવા દઉં? મહારાજ! સન્યાસ લેવાની મારી જે પ્રતિજ્ઞા હતી તેને મેં જરાવાર પણ અટકાવી નથી તેથી પણ ધારવું જોઈએ કે 'સન્યાસ વેદોક્ત નથી' એમ હું માનતોજ ન હતો. ૫૮.

संभिक्षमाणानलभंतएवचेद्गृहमत्रेशंगुरुणाप्रवेशनं ॥
कथंहिभिक्षाविहितानतूत्तमाकोनामलोकस्यमुखापिधायक ॥ ५९ ॥

હું ગૃહસ્થ હતો ત્યારે સન્યાસી લોકો મારા ઘરમાં પ્રવેશને ન પામતા હોયતો આપેજ ત્યાં પ્રવેશ કેમ કરયો હતો અને ઉત્તમ ભિક્ષા કેમ આરોગી હતી, [2]લોકોનાં મોહોડાંતો કોઈથી પણ બંધ કરી શકાય એમ નથી. ૫૯.

तत्त्वपदेशाद्विदितात्मतत्त्वोऽयथामहंसंन्यासनंकृतात्मा ॥
विरागभावान्नपराजितस्तुवादोहित-त्वस्यविनिर्णयाय ॥ ६० ॥

હું કે જે પ્રથમથીજ શુદ્ધ અંતઃકરણવાળો હતો તેણે આપે કરેલા તત્વ જાણીને વૈરાગ્યથીજ સંન્યાસ લીધો છે પણ હારી જવાથી સંન્યાસ લીધો નથી. કેમકે જે વાદ કરવામાં આવે છે તે તત્વનો નિર્ણય કરવાને વાસ્તેજ કરવામાં આવે છે. ૬૦.

पुरागृहस्थेनमयाप्रबंधानैयायिकाद्यौविहितामहार्थाः ॥
इतःपरंमेहृदयंचिकीर्षत्वदंघ्रिसेवांनविलंघ्यकिंचित् ॥ ६१ ॥

મેં પૂર્વે ગૃહસ્થાશ્રમમાં ન્યાયમત આદિને અનુસરનારા પ્રૌઢ ગ્રંથો કર્યા છે પણ હવે સંન્યાસ લીધા પછી આપનાં ચરણની સેવાને (આપના સિદ્ધાંતના અનુસારને) છોડીને મારા હૃદયમાં બીજું કશું કરવાની ઈચ્છા નથી' ૬૧.

૧ દ્રષ્ટાંત અલંકાર છે.(જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૨૮૩મું)૨ લોકોક્તિ અલંકાર છે. (જુવો આ સર્ગના ૧૧મા શ્લોકની નોટ)

श्रद्धामद्वैतवद्धादरबुधपरिषच्छेमुषीसन्निषण्णा
मर्वाग्दुर्वादिगर्वानलविपुलतरज्वालमालावलीढां ॥
सिक्त्वासूक्तामृताधैरिहहपरिहसन्जीवयस्यग्रसद्यः
कोवाशिष्यःपटुःस्यादृणतरणविधौसद्गुरोनैवजाने ॥६२॥

હે સદ્ગુરૂ શ્રદ્ધા કે જે અદ્વૈત મતમાં પ્રેમ રાખનારા વિદ્વાન્ લોકોની બુદ્ધીમાં પ્રથમ સારી રીતે સ્થિતિ કરીને રહી હતી અને પાછળથી દુષ્ટ વાદીઓના ગર્વો રૂપી અગ્નિઓની અત્યંત મોટી જ્વાલાઓની પંક્તિથી દાઝી ગઇ હતી તેને હમણાં આપે સુભાષણો રૂપી અમૃતના ઓઘનો છંટકાવ દઈને લીલામાત્રમાં જીવતી રાખી છે તો એ આપે કરેલા ઉપકાર રૂપી ઋણમાંથી મુક્ત થવાને કયો શિષ્ય સમર્થ થઇ શકે એમ છે? કોઇ પણ સમર્થ થાય એમ નથી. ૬૨.

इत्युक्त्वोपरतेसुरेश्वरगुरौतेनैवशारीरके
नैवाकार्यहहात्रवार्तिकमितिप्रौढशुगग्निंशनैः ॥
धीराग्र्यःशमयन्विवेकपयसादेवेश्वरेणत्रयी
भाष्येकारयितुंसवार्तिकयुगंबद्धादरोऽभून्मुनिः ॥ ६३ ॥

સુરેશ્વરાચાર્યે એટલાં વચન બોલીને બંધ પડતાં 'અરેરે! શારીર ભાષ્ય ઉપર એમનાજ હાથથી વર્તિક કરાવ્યું નહી' એવા પ્રકારના પ્રૌઢ શોક રૂપ અગ્નિને વિવેક રૂપ જલથી ધીરે ધીરે શાંત કરતા મહાધીર શ્રીશંકરાચાર્યે વેદભાષ્ય ઉપર એમના હાથથી બે વર્તિકો કરાવવાની ઉત્કંઠા ધરી. ૬૩.

भावानुकारिमृदुवाक्यनिवेशितार्थस्वीयैःपदैःसहनिराकृतपूर्वपक्षं ॥
सिद्धांतयुक्तिविनिवेशिततत्स्वरूपंदृष्ट्वाभिनंद्यपरितोषवशादवोचत्॥६४॥

સુરેશ્વરાચાર્યે કરેલો ગ્રંથ કે જે પોતાના અભિપ્રાયને અનુસરનારાં કોમલ વાક્યોથી સ્થાપેલા અર્થવાળો, પોતાનાં પદોથી એકદમ ઉડાવી નાખેલા પૂર્વ પક્ષોવાળો અને પ્રૌઢ યુક્તિઓથી સિદ્ધ કરેલા સિદ્ધાંતના સ્વરૂપવાળો હતો તેને જોઇ વખાણીને રાજી થએલા શ્રી શંકરાચાર્યે સુરેશ્વરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું. ૬૪.

सत्यंयदात्थविनयिन्ममयाजुषीयाशाखातदंतगतभाष्यनिबंधइष्टः ॥
तद्वार्तिकंममकृतेभवताप्रणेयंसच्चेष्टितंपरहितैकफलंप्रसिद्धं ॥ ६५ ॥

હે વિનયવાળા શિષ્ય! તમે જે કહી તે સઘળી સાચી વાત છે. હવે મારી યજુર્વેદ સંબંધી તૈત્તિરીય શાખાના ઉપનિષદ ઉપર મે ભાષ્ય કરેલું છે કે જે ભાષ્ય મને પ્યારૂં છે; તે ભાષ્ય ઉપર મારે વાસ્તે તમારે વર્તિક કરવું. કારણ કે સત્પુરૂષોની સઘળી ક્રિયાઓમાંથી પરાયા હિત રૂપીજ ફલ થાય છે એમ પ્રસિદ્ધ છે. ૬૫.

तद्वत्त्वदीयाखलुकाण्वशाखाममापितत्रास्तितदंतभाष्यं ॥
तद्वार्तिकंचापिविधेयमिष्टंपरोपकारायसतांप्रवृत्तिः ॥ ६६ ॥

તેમજ તમારી જે કાણ્વ શાખા છે તેના ઉપનિષદ ઉપર પણ મારૂં ભાષ્ય છે તો તે ભાષ્ય ઉપર પણ તમારે ઉત્તમ વાર્તિક કરવું. સત્પુરૂષોની પ્રવૃત્તિ પરોપકારને વાસ્તેજ હોય છે. ૬૬.

**तत्रोभयत्रकुरुवार्तिकमार्तिहारिकीर्तिचयाहिजिकार्तिकचंद्रिकाभां ॥**
**माशंकिपूर्वभिवदुःशठवाक्यरोधोमद्वाक्यमेवशरणंव्रजमाविचारीः ॥६७॥**

એ બન્ને ભાષ્યો ઉપર જેથી સંસારની પીડા હરાઇ જાય એવાં વાર્તિક કરો અને કાર્તિકી પુનમની ચાંદનીની શોભાને પણ જીતી લીએ એવી કીર્ત્તિ પામો. આગળની પેઠે અસહનતા કરનારા શિષ્યોનાં વચનોથી આ વાતમાં અડચણ પડવાની શંકા નહી રાખો અને કાંઇ ઢચુ–પચુ નહી કરતાં મારાં વચનો ઉપરજ આધાર રાખો. ૬૭.

**इत्थंसउक्तोभगवत्पदेनश्रीविश्वरूपोविदुषांवरिष्ठः ॥**
**चकारभाष्यद्वयवार्तिकेद्वेत्याज्ञागुरूणांत्द्याविचारणीया ॥ ६८ ॥**

એ પ્રમાણે શંકરાચાર્યે આજ્ઞા કરતાં વિદ્વાનોમાં ઉત્તમ સુરેશ્વરાચાર્યે બે ભાષ્યોનાં બે વાર્તિકો કર્યાં. કારણ કે ગુરૂઓની આજ્ઞા થાય ત્યારે તેમાં કાંઇ પણ વિચાર નહી કરતાં તે પ્રમાણે કરવુંજ જોઇએ. ૬૮.

**आज्ञागुरोरनुचरैर्नहिलंघनीयेत्युक्त्वातयोर्निगमशेखरयोरुदारं ॥**
**निर्मायवार्त्तिकयुगंनिजदेशिकायनिःसीमनिस्तुलनधीरुपदांचकार ॥६९॥**

'અનુચરોએ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન નહીજ કરવું જોઇએ માટે જેમ કહો છો તેમ કહીશ' એમ કહીએ તૈત્તિરીય અને બૃહદારણ્યક નામનાં બે ઉપનિષદોના બે વાર્તિક કરીને અપાર અને અનુપમ બુદ્ધિવાળા સુરેશ્વરાચાર્યે શંકરાચાર્યને ભેટ કર્યાં. ૬૯.

**सनंदनोनामगुरोरनुज्ञयाभाष्यस्यटीकांव्यधितोरितःपरां ॥**
**यत्पूर्वभागःकिलपंचपादिकातच्छेषगावृत्तिरितिप्रथीयसी ॥ ७० ॥**

પદ્મપાદે પણ ગુરૂની આજ્ઞાથી પ્રેરાઇને સૂત્રભાષ્યની બીજી ટીકા કરી કે જેનો પૂર્વભાગ 'પંચવાદી' અને બીજો ભાગ 'વૃત્તિ' એ નામથી પ્રખ્યાત છે. ૭૦.

**व्यासर्षिसूत्रनिजयस्यविवेचनायटीकाभिधंविजयडिंडिममात्मकीर्तेः ॥**
**निर्मायपद्मचरणोनिरवद्ययुक्तिस्यूतंप्रबंधमकरोगुरुदक्षिणांसः ॥ ७१ ॥**

એ પદ્મપાદે વ્યાસમુનિનાં સૂત્રોનું વિવેચન કરવાને વાસ્તે નિર્દોષ યુક્તિઓથી ગુંથાએલા અને પોતાની કીર્ત્તિના વિજયના ડંકા જેવો ટીકા નામનો પ્રબંધ રચીને ગુરૂદક્ષિણારૂપે અર્પણ કર્યો. ૭૧.

**आलोचयन्नथतदानुगतिंग्रहाणामूचेसुरेश्वरसमाह्वमुपह्वरेसः ॥**
**पंचैववत्सचरणाःप्रथिताइहस्युस्तत्रापिसूत्रयुगलद्वयमेवभूम्ना ॥ ७२ ॥**

એ સમયે શંકરાચાર્યે આકાશમાં સૂર્ય આદિ ગ્રહોની ગતિ જોઇને એકાંતમાં સુરે-

શ્વરાચાર્યને કહ્યું કે "પુત્ર! આ ટીકામાંથી પાંચ પાદજ પૃથ્વીમાં પ્રચાર પામશે અને તેઓમાંથી પણ ઘણું કરીને ચાર સૂત્રના ભાષ્યનું વ્યાખ્યાનજ પ્રચાર પામશે. ૭૨.

प्रारब्धकर्मपरिपाकवशात्पुनस्त्वं
वाचस्पतित्वमधिगम्यवसुंधरायां ॥
भव्यांविधास्यसितमांममभाष्यटीका
माभूतसंलयमधिक्षितिसाचजीयात् ॥ ७३ ॥

તમે પ્રારબ્ધ કર્મના પરિપાકને લીધે પૃથ્વીમાં ફરીવાર 'વાચસ્પતિ' એવા નામથી અવતરીને મારાં ભાષ્યની અતિ સુંદર ટીકા બનાવશો અને તે ટીકા પૃથ્વીમાં પ્રલયકાલ પર્યંત ઉત્કર્ષ પામશે. ૭૩.

इत्येवमुक्त्वाथयतीश्वरोसावानंदगिर्यादिमुनीन्सहुत्वा ॥
कुरुध्वमद्वैतपरान्निबंधानित्यन्वशान्निर्ममसार्वभौमः ॥ ७४ ॥

એ પ્રમાણે સુરેશ્વરને કહી મમતા રહિત પુરૂષોના ચક્રવર્તી એ શ્રી શંકરાચાર્યે પોતાના આનંદગિરિ આદિ શિષ્યોને બોલાવીને આજ્ઞા કરી કે "અદ્વૈતનું નિરૂપણ કરનારા ગ્રંથો રચો." ૭૪.

तेसर्वेप्यनुमतिमाप्यदेशिकेंद्रोरानंदाचलमुखरामहानुभावाः ॥
आतेनुर्जगतियथास्वमात्मतत्वांभोजार्कान्विशदतरान्बहून्निबंधान् ॥७५॥

એ રીતે શ્રી શંકરાચાર્યની આજ્ઞાને પ્રાપ્ત થઇને મોટા પ્રભાવવાળા આનંદગિરિ આદિ શિષ્યોએ પણ પોતપોતાની મતિ પ્રમાણે જગતમાં આત્મ તત્વરૂપી કમલનો પ્રકાશ કરવામાં સૂર્ય જેવા અને અત્યંત સ્પષ્ટ ગ્રંથો રચ્યા. ૭૫.

इतिश्रीमाधवीयेतद्वार्तिकांतप्रवर्तनः ॥
संक्षेपशंकरजयेपूर्णःसर्गस्त्रयोदशः ॥१३॥

ઇતિ શ્રી માધવાચાર્યે કરેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં શંકરાચાર્યે વાર્તિક પર્યંત ગ્રંથોની પ્રવૃત્તિ કર્યાની કથા સંબંધી તેરમો સર્ગ સંપૂર્ણ થયો.

समाप्तोऽयं त्रयोदशःसर्गः ॥

चतुर्दशःसर्गः ॥

अथाब्जपात्कर्तुमनाःसतीर्थयात्रामयाचिष्टगुरोरनुज्ञां ॥
देयागुरोमेभगवन्ननुज्ञादेशान्दिदृक्षेबहुतीर्थयुक्तान् ॥ १ ॥

પછી પદ્મપાદે તીર્થયાત્રા કરવાની ઇચ્છાથી શ્રીશંકરાચાર્ય પાસે આજ્ઞા માગી કે "હે ગુરૂ મહારાજ! હું ઘણાં તીર્થોવાળા દેશોને જોવા ઇચ્છું છું માટે તેની અનુજ્ઞા આપવી જોઇએ". ૧.

सक्षेत्रवासोनिकटेगुरोर्योवासस्तदीयांघ्रिजलंचतीर्थं ॥
गुरूपदेशेनयदात्मदृष्टिःसैवप्रशस्ताखिलदेवदृष्टिः ॥ २ ॥

પદ્મપાદનાં વચન સાંભળી શંકરાચાર્યે કહ્યું કે "ગુરૂના સમીપમાંજ રેહેવું એજ ક્ષેત્ર વાસછે, ગુરૂના ચરણનું જલ એજ તીર્થ છે અને ગુરૂના ઉપદેશથી આત્મદૃષ્ટિ કરવી એજ સઘળા દેવતાઓનાં ઉત્તમ દર્શન છે". ૨.

शुश्रूषमाणेनगुरोःसमीपेस्थेयंननेयंसततोऽन्यदेशे ॥
विशिष्यमार्गश्रमकर्शितस्यनिद्राभिभूस्याकिमुचिंतनीयं ॥ ३ ॥

સેવા કર્યા કરતાં ગુરૂના સમીપમાંજ રેહેવું યોગ્ય છે. ત્યાંથી બીજા દેશમાં જવું યોગ્ય નથી. કારણ કે અત્યંત માર્ગના પરિશ્રમને લીધે નિદ્રા પરાભવ કરેછે તેથી પ્રવાસી માણસ કાંઇ પણ આત્મચિંતન કરી શકતો નથી. ૩.

द्विधाहिसंन्यासउदीरितोयंविबुद्धतत्वस्यचतद्बुभुत्सोः ॥
तावंपदार्थैक्यउदीरितोयंयत्नात्वमर्थःपरिशोधनीयः ॥४॥

એક વિદ્વત્સંન્યાસ (આત્માનો સંપૂર્ણ બોધ થયા પછી સંન્યાસ) અને બીજો વિવિદિષા સંન્યાસ (આત્મને જાણવાની ઇચ્છાથી સંન્યાસ) એમ સન્યસના બે પ્રકાર શાસ્ત્રોમાં કહેલછે તેઓમાં પેહેલો સંન્યાસ જ્ઞાનીને વિક્ષેપોની નિવૃત્તિ પૂર્વક જીવન્મુક્તિના સુખને વાસ્તે છે અને બીજો સંન્યાસ જ્ઞાનની ઇચ્છાવાળાને જીવના અને ઇશ્વરના સ્વરૂપની એકતાના વિચાર ને વાસ્તેછે. આસંન્યાસોમાં બીજો સંન્યાસ તમોએ લીધોછે એટલા માટે તમારે યત્ન પૂર્વક જીવ ના સ્વરૂપનુંજ શોધન કરવું યોગ્યછે પણ તેમાં વિઘ્ન પાડનાર તીર્થાટન આદિ કરવું યોગ્ય નથી. ૪.

संभाव्यतेक्कचजलंक्कचनास्तिपाथःशय्यास्थलंक्कचिदिहास्तिनचक्कचास्ते॥
शय्यास्थलीजलनिरीक्षणसक्तचेताःपांथोनशर्मलभतेकलुषीकृतात्म ॥ ५ ॥

પ્રવાસમાં કોઇ ઠેકાણે જલ મળે છે અને કોઇ ઠેકાણે મળતું પણ નથી. કોઇ ઠેકાણે સુવાની જગ્યા મળે છે અને કોઇ ઠેકાણે મળતી પણ નથી. સુવાના સ્થલનું અને જલનું શોધન કરવામાં ચિત્ત લાગી રેહેતાં મુંઝવણને લીધે પ્રવાસીજનને સુખ પ્રાપ્ત થતું નથી. ૫.

ज्वरातिसारादिचरोगजालंबाधेतचेत्तर्हिनकोप्युपायः ॥
स्थातुंचगंतुंचनपारयेततदासहायोऽपिविमुंचतीम ॥ ६ ॥

પ્રવાસમાં જ્વર કે અતીસાર આદિ રોગોનો સમૂહ પીડા કરે તો પછી કશો ઉપાય રેહેતો નથી. રહી પણ શકાતું નથી તથા ચાલી પણ શકાતું નથી અને તે સમયે જે સહાય હોય તે પણ રોગીને છોડી દે છે. ૬.

स्नानंप्रभातेनचदेवतार्चनंक्व वोक्तशौचंक्वचवासमाधयः ॥
क्वचाशनंकुत्रचमित्रसंगतिःपांथोनशाकंलभतेक्षुधातुरः ॥ ७ ॥

પ્રભાતમાં નાહાવાનું કે દેવ પૂજન કરવાનું પણ બની શકે નહી ત્યારે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શૌચ, સમાધિઓ, ભોજન કે મિત્રોનો સમાગમ તો ક્યાંથીજ સંભવે ? પ્રવાસીને ભૂખ લાગે તે સમયે શાક પણ મળતું નથી."

नास्त्युत्तरंगुरुगिरस्तदपीहवक्ष्येसत्यंयदाहभगवानगुरुपार्श्ववासः ॥
श्रेयानितिप्रथमसंयमिनामनेकान्देशानवीक्ष्यहृदयंननिराकुलंमे ॥८॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યનાં વચન સાંભળી પદ્મપાદે કહ્યું કે "જો કે ગુરૂનાં વચનનો ઉત્તર હોજ નહી તો પણ હું બોલું છું. આપ કહો છો કે 'ગુરૂના સમીપમાં રેહેવું એજ સારૂં છે' એ સાચી વાત છે તોપણ પ્રાચીન મુનિઓના અનેક દેશોને જોયા વિના મારૂં મન શાંત થાય એમ નથી. ૮.

सर्वत्रनक्वापिजलंसमस्तिपश्चात्पुरस्तादथवाविदिक्षु ॥
मार्गोहिविघ्नेतनसुव्यवस्थःसुखेनपुण्यंक्वनुलभ्यतेऽधुना ॥ ९ ॥

પ્રવાસમાં આગળ, પાછળ અથવા ખુણાઓમાં પણ કોઇ ઠેકાણે જલ ન હોય અને માર્ગ પણ સારી વ્યવસ્થાવાળો ન હોય એ સંભવિત છે પરંતુ આ સમયમાં સુખ-થી પુણ્યની પ્રાપ્તિ થતી નથી માટે દુઃખ વેઠવું પણ યોગ્ય છે. ૯.

जन्मांतरार्जितमघंफलदानहेतोर्व्याध्यात्मनाजनिमुपैतिननोविवादः ॥
साधारणादिहचवापरदेशकेवाकर्मत्वभुक्तमनुवर्ततएवजंतुं ॥ १० ॥

જન્માંતરમાં કરેલું પાપ ફલ દેવાને વાસ્તે વ્યાધિ રૂપે પ્રકટ થાય છે એમાં મારે કશો વાંધો નથી પરંતુ તે પાપ આ દેશમાં અને પરદેશમાં સરખુંજ દુઃખ દે છે. કારણ કે નહી ભોગવાએલું કર્મ પ્રાણીને ગમે ત્યાં પણ ભોગવવું પડે છે. ૧૦.

इहस्थितंवापरतःस्थितंवाकालोनमुंचेत्समयागतश्चेत् ॥
तद्देशगत्यामृतदेवदत्तइत्यादिकंमोहकृतंजनानां ॥ ११ ॥

પ્રાણી આ દેશમાં હોય કે પરદેશમાં હોય પણ તેને સમયસર કાલ આવ્યો હોય તો તે કદી છોડતો નથી. 'અમુક માણસ પરદેશમાં ગયો તેથી મુવો' એમ જે લોકોનું બોલવું થાય છે તે તો અવિવેકથીજ થાય છે. ૧૧.

मन्वादयोमुनिवराःखलुधर्मशास्त्रेधर्मादिसंकुचितमाहुरतिप्रवृद्धं ॥
देशाद्यवेक्ष्यननुतत्सरणिंगतानांशौचाद्यतिक्रमकृतंप्रभवेदघंनः ॥ १२ ॥

મનુ આદિ મહાત્મા મુનિઓએ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે 'અત્યંત વૃદ્ધિ પામેલા ધર્મ આદિનો દેશ, કાલ અને અવસ્થા આદિ જોઇને સંકોચ કરવામાં બાધ નથી' માટે દેશ, કાલ તથા સગવડ આદિ જોઇને તેઓને અનુસરતાં અમને શૌચ આદિના ઉલ્લંઘનનો દોષ લાગશે નહી. ૧૨.

दैवेऽनुकूलेविपिनंगतोवासमाप्नुयाद्वांछितमन्नमेषः ॥
हीयेतनश्येदपिवापुरस्थंतस्मिन्प्रतीपेततएवसर्वं ॥ १३ ॥

જો દૈવ અનુલ કુલ હોય તો વનમાં ગયેલા પ્રાણીને પણ વાંછિત અન્ન મળે છે અને જો દૈવ પ્રતિકુલ હોય તો અન્નાદિક સઘળું પાસે પડેલું છતાં પણ ઓછું થઈ જાય છે તથા નષ્ટ પણ થઇ જાય છે. ૧૩.

गृहंपरित्यज्यविदेशगोनासुखंसमागच्छतितीर्थदृश्वा ॥
गृहंगतोयातिमृतिंपुरस्तात्तदागमादत्रचकिंनिमित्तं ॥ १४ ॥

ઘરને છોડીને પરદેશ ગયેલો તીર્થોનાં દર્શન કરીને સુખથી પાછો આવે છે અને ઘેર રહેલો માણસ પેહેલા માણસ આવ્યાં પેહેલાંજ મરી જાય છે તો આ વાતમાં દૈવ વિના બીજું શું કારણ છે. ૧૪.

देशेकालेऽवस्थितंतद्विमुक्तंब्रह्मानंदंपश्यतांतत्रतत्र ॥
चित्तैकाग्र्येविद्यमानेसमाधिःसर्वत्रासौदुर्लभोनैवमन्ये ॥ १५ ॥

બ્રહ્માનંદ કે જે દેશકાલથી રહિત અને વ્યાપક છે તેને જોનારોને તે તે દેશકાલમાં ચિત્તની એકાગ્રતા હોય તો કોઇ પણ સ્થલમાં સમાધિ દુર્લભ નથી એમ ધારૂં છું. ૧૫.

सत्तीर्थसेवामनसःप्रसादिनीदेशस्यवीक्षामनसःकुतूहलं ॥
क्षिणोत्यनर्थान्सुजनेनसंगमस्तस्मान्नकस्मैभ्रमणंविरोचत ॥१६॥

ઉત્તમ તીર્થોનું સેવન કરવાથી મન નિર્મલ થાય છે, તે તે દેશો જોવામાં આવે છે, મનને કૌતુક થાય છે અને તે પ્રસંગે થતો સુજનનો સમાગમ અનર્થોનો ક્ષય પણ કરે છે માટે તીર્થાટન કોને ગમે નહી ? ૧૬.

अटाट्यमानोपिविदेशसंगतिंलभेतविद्वान्विदुषाभिसंगतिं ॥
बुधोबुधानांखलुमित्रमीरितंखलेनमैत्रीनचिरायतिष्ठती ॥ १७ ॥

પરદેશોમાં ફર્યા કરતા વિદ્વાન્ માણસને વિદ્વાનનો સમાગમ પણ મળી જાય છે. કારણ કે વિદ્વાન્ વિદ્વાનોનો મિત્ર કેહેવાય છે. જો ખલની સાથે મૈત્રી થઇ હોય તો લાંબા દિવસ ટકતી નથી પણ વિદ્વાનોની મૈત્રી તો અવિમલ જ રેહે છે. ૧૭.

समीपवासोयमुदीरितोगुरोर्विदेशगोयद्धृदयेनधारयेत् ॥
समीपगोप्येषनसंस्थितोंतिकेनभक्तिहिनोयदिधारयेद्धृदि ॥१८॥

પરદેશમાં રહીને પણ હૃદયમાં ગુરૂનું ધ્યાન કર્યા કરવું એ, ગુરૂના સમીપમાંજ રેહેવું કેહેવાય છે અને ગુરૂની પાસે રહ્યા છતાં પણ જો ભક્તિથી રહિતપણાને લીધે હૃદયમાં ગુરૂનું ચિંતન ન કરવામાં આવે તો એ દૂર રેહેવુંજ કેહેવાય છે. ૧૮.

सुजनःसुजनेनसंगतःपरिपुणातिमतिंशनैःशनैः ॥
परिपुष्टमतिर्विवेकगाञ्छनकैर्हेयगुणांविमुंचति ॥ १९ ॥

સુજનની સાથે મળેલો સુજન ધીરે ધીરે બુદ્ધિને વધારે છે અને જેની બુદ્ધિ વધતી જાય છે એવો વિવેકી સુજન ધીરે ધીરે દુર્ગુણોને છોડતો જાય છે." ૧૯.

यद्याग्रहोऽस्तितववतीर्थनिषेवणायांविघ्नोमयात्रनखलुक्रियतेपुमर्थे ॥
चित्तस्थिरत्वगतयेविहितोनिषेधोमाभूद्विशेषगमनंत्वतिदुःखहेतुः ॥२०॥

એ પ્રમાણે પદ્મપાદનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે—"તમને જો તીર્થોનું સેવન કરવામાં આગ્રહ હોય તો એ પુરૂષાર્થમાં હું વિઘ્ન કરતો નથી. તમારા ચિત્તની સ્થિરતા જાણવાને વાસ્તે મે ના પાડી હતી. જો તમારે જવુંજ હોય તો તે વિદેશોમાં વધારે રોકાવાનું કહી. કારણ કે વધારે રોકાવવાથી અતિ દુઃખ થાય છે. ૨૦.

नैकोमार्गोबहुजनपदक्षेत्रतीर्थानियात।
श्चौराध्वानंपरिहरसुखंत्वन्यमार्गेणयाहि ॥
विप्राग्र्याणांवसतिविततिर्यत्रवस्तव्यमोष
न्नोचेत्सार्धंपरिचितजनैःशीघ्रमुद्दिष्टदेशं ॥ २१ ॥

અનેક દેશોમાં, ક્ષેત્રોમાં અને તીર્થોમાં જવાનો એકજ માર્ગ હોય છે એમ નથી એટલા માટે ચોરવાળા માર્ગને છોડી દઈને સુખ પૂર્વક બીજે માર્ગે ચાલજો. જ્યાં બ્રાહ્મણોનાં ઘર ઘણાં હોય ત્યાં પણ થોડુંજ રેહેજો અને તેવી સગવડ ના મળે તો ઓળખીતા લોકોની સાથે તુરતજ બીજા ધારેલા પ્રદેશમાં જજો. ૨૧.

सद्भिःसंगोविधेयःसहिसुखनिचयंसूयतेसज्जनाना
मध्यात्म्यैक्यैकथास्ताघटितबहुरसाःश्राव्यमाणाःप्रशांतैः ॥
कायक्लेशंबिभिदुःसततभयभिदःश्रांतविश्रांतवृक्षाः
स्वांतश्रोत्राभिरामाःपरिमृषिततृषःक्षोभितक्षुत्कलंकाः ॥ २२ ॥

જ્યાં જાઓ ત્યાં સત્સંગ કરજો. કારણ કે સજ્જનોનો સંગ સુખના સમૂહને ઉત્પન્ન કરે છે. સજ્જનોના સમુદાયમાં શાંત પુરૂષોએ સંભળાવાતી જીવાત્માના તથા પરમાત્માના ઐક્ય વિષેની કથાઓ ઘણા રસથી ભરેલી, અનાદિ સંસાર રૂપ ભયને ભેદનારી, સંસાર રૂપી માર્ગમાં થાકેલાઓને વિશ્રામના વૃક્ષરૂપ, તૃષ્ણાને તોડનારી અને ક્ષુધારૂપી દોષને પણ મટાડનારી હોય છે તેથી તે કથાઓ શરીરનાં દુઃખને ટાળી નાંખે છે. ૨૨.

सत्संगोयंबहुगुणयुतोथैकदोषेणदुष्टो
यत्स्वांतेयंतपतिचपरंसूयतेदुःखजालं ॥

खल्वासंगोवसतिसमयेशर्मदःपूर्वकाले
प्रायोलोकेसततविमलंनास्तिनिर्दोषमेकं ॥ २३ ॥

જો કે સત્સંગ ઘણા ગુણોવાળો છે તો પણ તેમાં એક મોટો દોષ છે તે એકે પ્રથમ સહવાસના સમયમાં તે અત્યંત સુખ આપીને પછી વિયોગના સમયમાં મનને અત્યંત તપાવેછે અને દુખના સમૂહને ઉત્પન્ન કરેછે ઘાણું કરીને જગતમાં કોઇ પણ વસ્તુ અત્યંત નિર્મલ અને અત્યંત નિર્દોષ હોતીજ નથી.[1] ૨૩.

मार्गेयास्यन्नबहुदिवसानूपांथसःसंग्रहीस्यात्
तस्माद्दोषोजिगमिषुपदप्राप्तिविघ्नस्ततःस्यात् ॥
प्राप्योद्दिष्टंवसनिरसनंतत्रकार्यस्यासिद्धे
मूलाद्भ्रंशोऽभिलषितपदप्राप्त्यभावोऽन्यथाहि ॥ २४ ॥

માર્ગમાં ચાલતાં ઘણા દિવસ સુધી ઉપવાસ કરવા નહી. કારણ કે તેથી શરીરાદિકમાં મોટી અડચણ થાય છે અને ધારેલ સ્થલે પોહોચવામાં વિઘ્ન થાય છે. ધારેલા સ્થલમાં પોહોચીને ત્યાં નિવાસ કરજો પણ વચમાં નિવાસ કરજો માં. વચમાં લાંબો નિવાસ કરવાથી કાર્યની હાનિ થાય છે, સિદ્ધિનું મૂલ જતુ રેહે છે અને ધારેલા સ્થલમાં પોહોચાતું નથી. ૨૪.

मार्गेचोरानिकृतिवपुषःसंवसेयुःसहैव
च्छन्नात्मानोबहुविधगुणैःसंपरीक्ष्याःप्रयत्नात् ॥
देवान्वस्त्रांलिखितमथवादुर्विधानेतुकामा
विश्वासोतोपरिचितनृषुप्रोज्झनीयोनकार्यः ॥ २५ ॥

માર્ગમાં કપટથી સજ્જનોનો વેષ ધરનારા અને ઘણા પ્રકારના ગુણો દેખાડીને પોતાના દોષોને ઢાંકનારા ચોર લોકો સહવાસ કરવા આવે છે માટે તેઓની પ્રયત્ન પૂર્વક પરીક્ષા કરજો. એ દુષ્ટ લોકોના મનમાં દેવ મૂર્તિઓને, વસ્ત્રોને કે પુસ્તકોને ચોરી જવાની ઇચ્છા હોય છે. આમ છે એટલા માટે માર્ગમાં અજાણ્યા માણસોનો વિશ્વાસ કરવો નહી પણ કર્યો હોય તો છોડી દેવો. ૨૫.

मध्येमार्गंयोजनाभ्यंतरेवातिष्ठेयुश्चेद्भिक्षवस्तेभिगम्याः ॥
पूज्याःपूज्यास्तद्यतिक्रांतिरुग्राश्रेयस्कार्यंनिष्फलीकर्तुमीशाः ॥२६॥

માર્ગમાં અથવા માર્ગથી એક યોજન દૂર સુધીમાં કોઇ મહાત્મા સંન્યાસીઓ હોય તો તેઓની પાસે જવું અને તેઓનું પૂજન કરવું. કારણ કે એઓનું ઉલ્લંઘન અનિષ્ટ છે અને કલ્યાણનાં કામને નિષ્ફલ કરી દેવાને સમર્થ છે. ૨૬.

यदापदपदंसदायतित्वराश्रितंवस्तुतन्
मतंभजामितंपचान्मनसिमाकृथाःप्राकृतान् ॥

[1] અર્થાંતરન્યાસ અલંકારછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૩ મુ.)

**कषायकलुषाशयक्षतिविनिर्वृतःसन्मतः**
**सुखीचरसुखेचिरात्स्फुरतिसंततानंदता ॥ २७ ॥**

હે સંન્યાસીઓમાં ઉત્તમ! જેઓ સર્વ અનર્થોથી રહિત અવિનાશી પદનું ચિંતન કરનારા હોય તેઓના અભિપ્રાય પ્રમાણે ચાલજો. કદર્યપણાવાળા બીજા લોકોની વાતને મનમાં પણ ધરશો માં. મનમાં કામ ક્રોધાદિક દોષના આવેશથી થતી મલિનતાનો નાશ કરી સ્વસ્થ થઇ, સત્પુરૂષો સ્વીકારે એવી ચાલથી સુખમાં વિચરજો. સુખ હોય તો થોડા દિવસમાં અખંડાનંદપણું સ્ફુરે છે." ૨૭.

**इत्थंगुरोर्मुखगुहोदितवाक्सुधांतामापीयतद्दृष्टहृदयःसमुनिःप्रतस्थे ॥**
**प्रस्थाप्यतंगुरवरोथसुरेश्वराद्यैःकालंकियंतमनयत्सहशृंगकुध्रे ॥ २८॥**

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યના મુખના ગર્ભમાંથી નીકળેલાં વચનોરૂપી અમૃતનું પાન કરી હૃદયમાં રાજી થએલા પદ્મપાદ ત્યાંથી તીર્થયાત્રા કરવા નીકળ્યા અને એમને ચલાવ્યા પછી શંકરાચાર્યે સુરેશ્વર આદિ શિષ્યોની સાથે ઋશ્યશૃંગ નામના પર્વતમાંજ કેટલોક કાલ-ક્ષેપ કર્યો. ૨૮.

**अधिगम्यतदात्मयोगशक्तेरनुभावेननिवेद्यचाश्रवेभ्यः ॥**
**अवलंबिततारकापथोसावचिरादंतिकमाससादमातुः ॥ २९ ॥**

પછી પોતાની યોગ શક્તિથી પોતાનાં માજીનો મંદવાડ જાણવામાં આવતાં શંકરા-ચાર્ય પોતાના શિષ્યોને કહી આકાશ માર્ગમાં ચાલીને તુરત પોતાનાં માજીની પાસે પધા-ર્યા. ૨૯.

**तत्रातुरांमातरमैक्षतासौननामतस्याश्चरणौकृतात्मा ॥**
**साचैनमुद्वीक्ष्यशरीरतापंजहौनिघार्तइवांबुदेन ॥ ३० ॥**

વશ્ય અંતઃકરણવાળા શ્રીશંકરાચાર્યે ત્યાં જઇ પોતાનાં માજીને માંદાં જોયાં અને તે-મના ચરણમાં પ્રણામ કર્યા. જેમ ઉનાળાથી પીડાએલ માણસ મેઘને જોઇ શરીરના તાપને છોડી દે તેમ માજીએ એમને જોઇ શરીરનો તાપ છોડી દીધો. ૩૦.

**असावसंगोऽपितदार्द्रचेतास्तामाहमोहांधतमोपहर्ता ॥**
**अंबायमस्म्यत्रशुचंजहीहिब्रवीहिकिंतेकरवाणिकृत्यं ॥ ३१ ॥**

મોહરૂપી ઘાડા અંધકારને મટાડનારા શ્રીશંકરાચાર્યે પોતે અસંગ છતાં પણ તે સમયે ચિત્તમાં આર્દ્ર થઇને માને કહ્યું કે "માજી! હું અહીં આવ્યો છું, તમે ચિંતા છોડી દો. તમારૂં કયું કામ કરૂં. કહો." ૩૧.

**दृष्ट्वाचिरात्पुत्रमनामयंसात्दृष्टांतरात्मानिजगादमंदं ॥**
**अस्यांदशायांकुशलीमयात्वंदिष्ट्यासिदृष्टःकिमतोऽस्तिकृत्यं ॥ ३२ ॥**

ઘણે દિવસે ક્ષેમકુશલ આવેલા પુત્રને જોઇ મનમાં અત્યંત રાજી થએલાં તેમનાં માજીએ મંદમંદ અક્ષરોથી કહ્યું કે "હે પુત્ર! મેં મારી આ દશામાં તમને કુશલ દીઠા એ બહુ સારૂં થયું. આ ઉપરાંત બીજું શું કામ હોય?" ૩૨

इतःपरंपुत्रकगात्रमेतद्वोढुंनशक्नोमिजरातिशीर्णं ॥
संस्कृत्यशास्त्रोदितवर्त्मनात्वंसद्वृत्तमांप्रापयपुण्यलोकान् ॥ ३३ ॥

હે દીકરા ! હે સુભ આચરણવાળા ! હવે જરાથી અત્યંત વીખાઈ ગએલું આ મારૂં શરીર જીવતું રેહેવાનું નથી તો તમે શાસ્ત્ર રીતે આ શરીરના દાહાદિક સંસ્કાર કરીને મને પવિત્ર પરલોકમાં પોંચાડજો." ૩૩.

सुतानुगांसूक्तिमिमांजनन्याःश्रुत्वाथतस्यैसुखरूपमेकं ॥
मायमयाशेषविशेषशून्यंमानातिगंस्वप्रभमप्रमेयं ॥ ३४ ॥
उपादिशद्ब्रह्मपरंसनातनंनयत्रहस्तांघ्रिविभागकल्पना ॥
अंतर्बहिःसन्निहितंयथांबरंनिरामयंजन्मतदादिवर्जितं ॥३५॥

એ પ્રમાણે માજીનાં પુત્રના સ્નેહને અનુસરતાં વચનો સાંભળી શ્રીશંકરાચાર્યે એમને સુખરૂપ, એક, માયાથી કલ્પાએલા, સઘળા ભેદોથી રહિત, પ્રમાણોથી અગમ્ય, સ્વયંપ્રકાશ, ચિદાભાસની વ્યાપ્તિથી રહિત, હાથ પગ આદિ અવયવોની કલ્પનાથી રહિત, સનાતન, આકાશની પેઠે અંદર તથા બાહાર વ્યાપ્ત, નિર્દોષ અને જન્મ આદિ વિકારોથી રહિત પરબ્રહ્મનો ઉપદેશ કર્યો. ૩૪, ૩૫.

सौम्यागुणेमेरमतेनचित्तंरम्यंवदत्वंसगुणंतुदेवं ॥
नबुद्धिमारोहतितत्त्वमात्रंयदेकमस्थूलमनण्वगोत्रं ॥ ३६ ॥

એ ઉપદેશ સાંભળીને માજીએ કહ્યું કે "હે સૌમ્ય! આ નિર્ગુણ તત્વમાં મારૂં ચિત્ત લાગતું નથી એટલા માટે તમે કોઈ રમણીય સગુણ દેવનું નિરૂપણ કરો. આ તમે કહેલું કેવલ તત્વ કે જે જાડું નથી અને ગોત્રાદિકથી રહિત છે તે તો મારી બુદ્ધિમાં પણ આવતું નથી." ૩૬.

निशम्यमातुर्वचनंदयालुस्तुष्टावभक्त्यामुनिरष्टमूर्तिं ॥
वृत्तैर्भुजंगोपपदैःप्रसन्नःप्रस्थापयामाससचस्वदूतान् ॥ ३७ ॥

એ પ્રમાણે માજીનાં વચન સાંભળી દયાળુ શંકરાચાર્યે [1]'ભુજંગપ્રયાત' નામનાં વૃત્તવાળા [2]શ્લોકોથી ભક્તિ પૂર્વક સદાશિવની સ્તુતિ કરી અને સદાશિવે એ સ્તુતિ ઉપરથી પ્રસન્ન થઈ ત્યાં પોતાના દૂતોને મોકલ્યા. ૩૭.

विलोक्यतान्शूलपिनाकहस्तान्नैवानुगच्छेयमितिब्रुवंत्सा ॥
तस्यांविसृज्यानुनयेनशैवानस्तौदथोमाधवमादरेण ॥ ३८ ॥

હસ્તોમાં ત્રિશૂલોનું અને પિનાકોનું ધારણ કરનારા એ શિવદૂતોને જોઈ માજી 'હું તો આ લોકોની સાથે નહી જાઉં' એમ બોલતાં શ્રીશંકરાચાર્યે વિનય પૂર્વક તેઓનું વિસર્જન કરીને પછી આદરથી નીચે પ્રમાણે વિષ્ણુની સ્તુતિ કરી. ૩૮.

૧ भुजंग प्रयातं भवेद्यैश्चतुर्भिः જેના પ્રત્યેક ચરણમાં ચાર ચાર યગણ (।ऽऽ) આવે તે ભુજંગ પ્રયાત વૃત કેહેવાયછે. (વૃત રત્નાકર.) ૨ આ શ્લોક ગ્રંથને અંતે દાખલ કરેલા છે.

भुजगाधिपभोगतल्पभाजंकमलांकस्थलकलिपतांघ्रिपद्मं ॥
अभिवीजितमादरेणनीलावसुधाभ्यांचलमानचामराभ्यां ॥ ३९ ॥
विहितांजलिनानिषेव्यमाणंविनतानंदकृताग्रतोरथेन ॥
धृतमूर्तिभिरस्त्रदेवताभिःपरितःपंचभिरंचितोपकंठं ॥ ४० ॥
महनीयतमालकोमलांगंमुकुटीरत्नचयंमहार्हयंतं ॥
शिशिरेतरभानुशीलिताग्रंहरिनीलोपलभूधरंहसंतं ॥ ४१ ॥

શેષનાગનાં શરીરરૂપ શય્યા પર પોઢેલા, ચામરોને હલાવતી નીલા અને વસુધા નામની સ્ત્રીઓએ પ્રેમ પૂર્વક પવન નાખીને સેવાતા, આગળના પ્રદેશમાં હાથ જોડીને બેઠેલા પોતાના વાહન ગરૂડજીએ સેવાતા, દેહ ધરીને ઊભેલા પાંચ [1]અસ્ત્રોના દેવતાઓથી ચારેકોર શોભતા સમીપવાળા, જેનાં ચરણોને ખોળામાં લઇને લક્ષ્મીજી ચાંપ્યા કરે છે એવા અને સુંદર તમાલ જેવા શ્યામ અંગવાળા હોવાથી તથા મુકુટોમાં પોતે શોભાવેલા રત્નોના સમૂહવાળા હોવાથી સૂર્યે શોભાવેલાં અગ્રોવાળા નીલવીના પર્વતની કાંતિને પણ હસી કાહાડતા નારાયણનું સ્મરણ કરૂં છું. ૩૯, ૪૦, ૪૧.

तत्तादृशंनिजसुतोदितमंबुजाक्षंचित्तेदधारमृतिकालउपागतेऽपि ॥
चित्तेनकंजनयनंत्हदिभावयंतीतत्याजदेहमबलाकिलयोगिवत्सा ॥ ४२ ॥

મરણ સમયમાં પણ શ્રીશંકરાચાર્યનાં માજીએ પોતાના પુત્રે વર્ણન કર્યા પ્રમાણે નારાયણને ચિત્તમાં ધર્યા અને એવી રીતે ચિત્તમાં નારાયણનું સ્મરણ કરતાં કરતાં માજીએ યોગીની પેઠે દેહ છોડી દીધો. ૪૨.

ततःशरच्चंद्रमरीचिरोचिर्विचित्रपारिप्लवकेतनाढ्यं ॥
विमानमादायमनोज्ञरूपंप्रादुर्बभूवुःकिलविष्णुदूता ॥ ४३ ॥

આ સમયે શરદ્ ઋતુના ચંદ્રની કિરણોની પેઠે દીપતું અને વિચિત્ર ચંચલ ધ્વજાઓવાળું સુંદર વિમાન લઇને વિષ્ણુના દૂતો ત્યાં આવ્યા. ૪૩.

वैमानिकांस्तान्नयनाभिरामानवेक्ष्यत्दृष्टाप्रशशंसपुत्रं ॥
विमानमारोप्यविराजमानमनायितैःसाबहुमानपूर्वं ॥ ४४ ॥

વિમાન લઇને આવેલા તે મનોહર દૂતોને જોઇ રાજી થએલાં માજીએ શંકરાચાર્યનાં વખાણ કર્યાં અને તે પછી એ દૂતો એમને ઘણા માન સહિત સુંદર વિમાનમાં બેસાડીને વૈકુંઠના માર્ગમાં લઇ ગયા. ૪૪.

इयमर्चिरहर्वलक्षपक्षान्षडुदङ्मासमानिलार्कचंद्रान् ॥
चपलावरुणेंद्रधातृलोकान्क्रमशोतीत्यपरंपदंप्रपेदे ॥ ४५ ॥

અગ્નિ, દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ માસ અને સંવત્સર એઓના અભિમાની [2]દેવતાઓને તથા વાયુ, સૂર્ય ચંદ્ર, વીજળી, વરૂણ ઇંદ્ર અને બ્રહ્મા એઓના

૧ શંખ, ચક્ર, ગદા, ધનુષ્ય અને ખડ્ગ. ૨ દેવયાન નામના ઉતમ માર્ગમાં જતાં આ દેવતાઓને પ્રાપ્ત થવું પડેછે એમ अग्निर्ज्योतिरहःशुक्लषण्मासा उत्तरायणम् એ ભગવદ્ગીતાના શ્લોકમાં પણ કહ્યુંછે.

લોકોને અનુક્રમથી મુકી મુકીને એ માજી વૈકુંઠ લોકમાં ગયાં. ૪૫.

स्वयमेवचिकीर्षुरेषमातुश्चरमंकर्मसमाजुहावबंधुन् ॥
किमिहास्तियतेस्तवाधिकारःकितवेसेनममीनिनिंदुरुच्चैः ॥ ४६ ॥

પછી માજીનું દાહાદિક કર્મ પોતાના હાથથીજ કરવાને ઇચ્છતા શ્રીશંકરાચાર્યે પોતાના બંધુઓને ત્યાં બોલાવ્યા. પણ એ બંધુઓ 'હે કપટી! તું કે જે સંન્યાસી છે તેને અન્ત્યકર્મ કરવામાં અધિકાર હોય કે?' એમ ઊંચા સ્વરથી બોલી બોલીને શ્રીશંકરાચાર્યને ધિક્કારવા લાગ્યા. ૪૬.

अनलंबहुधार्थितापितस्मैवतनादत्तचबंधुतातदीया ॥
अथकोपपरीवृतांतरोसावखिलांस्तानशपच्चनिर्ममेंद्रः ॥ ४७ ॥

શ્રીશંકરાચાર્યે પોતાનાં માજીનો દાહ કરવાને વાસ્તે ઘણા ઘણા કાલાવાલા કરીને પણ તેઓની પાસે અગ્નિ માગ્યો પણ તેઓએ આપ્યો નહી. પછી કોપથી વ્યાપ્ત થએલા મનવાળા શ્રીશંકરાચાર્યે એ સઘળા બંધુઓને શાપ દીધો. ૪૭.

संचिसकाष्ठानिसुशुष्कवंतिगृहोपकंठेधृततोयपात्रः ॥
सदक्षिणेदोर्णिममंथवह्निंददाहतांतेनचसंयतात्मा ॥ ४८ ॥

શાપ દીધા પછી શ્રીશંકરાચાર્યે ઘરના સમીપમાંજ લાકડાં એકઠાં કરી હાથમાં જલપાત્ર ધરી માજીના જમણા હાથને મથીને તેમાંથી અગ્નિ પ્રકટ કર્યો અને તે અગ્નિથી માજીનો દાહ કર્યો. ૪૮.

नयाचितावह्निमदुर्यदस्मैशशापतान्स्वीयजनान्सरोपः ॥
इतःपरंवेदबहिःकृतास्तेद्विजायतीनांनेभवच्चभिक्षा ॥ ४९ ॥
गृहोपकंठेषुचवःश्मशानमद्यप्रभृत्यस्त्विति तांश्चशाप ॥
अद्यापितद्देशभवानवेदमधीयतेनोयमिनांचभिक्षा ॥ ५० ॥
तदाप्रभृत्येवगृहोपकंठेष्वासीत्श्मशानंकिलहंततेषां ॥
महत्सुधीपूर्वकृतापराधोभवेत्पुनःकस्यसुखायलोके ॥ ५१ ॥

માગ્યા છતાં પણ બંધુઓએ અગ્નિ આપ્યો નહી એટલા માટે ક્રોધ કરીને શ્રીશંકરાચાર્યે તેઓને શાપ દીધો કે "હે બ્રાહ્મણો! આજ દિવસથી તમો વેદથી બહિષ્કૃત થશો. તમારે ત્યાં સંન્યાસીઓ ભિક્ષા નહીં કરે અને તમારાં ઘરોના સમીપમાંજ મુડદાં બાળવામાં આવશે." આ શાપને લીધે અદ્યાપી સુધી તે દેશના બ્રાહ્મણો વેદ ભણતા નથી એઓને ઘેર સંન્યાસીઓ ભિક્ષા લેતા નથી અને તેઓનાં શબો તેઓનાં ઘરોની આગળજ બાળવાની રીતિ ચાલી છે. જાણી જોઇને મહાત્માઓનો અપરાધ કરવામાં આવે તો તેથી જગતમાં કોને સુખ થાય? કોઇને પણ ન થાય.[1] ૪૯, ૫૦, ૫૧.

[1] અર્થાંતરન્યાસ અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૩ મું)

शांतःपुमानितिनपीडनमस्यकार्यंशातोपिपीडनवशात्क्रुधमुद्वहेत्सः ॥
शीतःसुखोऽपिमथितःकिलचंदनद्रुस्तीव्राहुताशजनकोभवतिक्षणेन ॥ ५२ ॥

(આ પુરૂષ શાંત છે) એવા વિશ્વાસથી પણ શાંત પુરૂષને પીડવો નહી જોઇએ. કારણ કે શાંત પુરૂષને પણ બહુ દબાવાથી ક્રોધ ચડે છે. ચંદન ઝાડ જો કે શીતલ છે અને સુખદાયી છે તો પણ તેનું મથન કરવામાં આવે તો તેમાંથી તુરત તિવ્ર અગ્નિ ઉત્પન્ન થાય છે.[1] ૫૨.

यद्यप्यशास्त्रीयतयाविभातितेजस्विनांकर्मतथाप्यनिंद्यं ॥
विनिंद्यकृत्संकिलभार्गवस्यददुःस्वपुत्रान्कतिचिद्वृकाय ॥ ५३॥

જો કે સંન્યાસીએ શબનો દાહ કર્યો એ કામ શાસ્ત્ર વિરૂદ્ધ લાગે છે તો પણ તેજસ્વીએ કરેલા કામની નિંદા નહી કરવી જોઇએ. મહાત્માઓની નિંદા કરવાથી માઠો પરિણામ થાય છે. પરશુરામે પોતાની માને તથા ભાઇઓને માર્યા એ કામની નિંદા કરવાથી કેટલાએક મુનિઓને પોતાના પુત્રો નાહારોને ખવરાવી દેવા પડ્યા હતા. ૫૩.

इतिस्वजननीमसौमुनिजनैरपिप्रार्थितां
पुनःपतनवर्जितामननुसौख्यसंदोहिनीं ॥
यतिक्षितिपतिर्गतिंवितमसंसनीत्वाततस्
स्ततोन्यमतशातनेप्रयततेस्मपृथ्वीतले ॥ ५४ ॥

સંન્યાસીઓના રાજાધિરાજ શ્રીશંકરાચાર્યે એ પ્રમાણે પોતાનાં માજીને મુનિઓએ પણ માગેલી, પુનરાવૃત્તિથી રહિત, અપાર સુખ દેનારી અને અજ્ઞાનથી રહિત ગતિ આપ્યા પછી પૃથ્વીમાં ચારેકોર બીજાઓનાં ખંડન કરવાની ઇચ્છા કરી. ૫૪.

अथतत्सहायजलजांघ्र्युपागमेच्छुरभीप्सितेत्रविललंबएपकः ॥
जलजांघ्रिरप्यथपुरानिजाज्ञयाकृतवानुदीच्यबहुतीर्थसेवनं ॥ ५५ ॥

જો કે પોતાને એ પ્રબલ ઇચ્છા થઇ તો પણ પદ્મપાદના આવવાની વાટ જોઇને તેમણે તે કામમાં વિલંબ કર્યો. પદ્મપાદ પણ કે જે પ્રથમ શ્રી શંકરાચાર્યની આજ્ઞાથી તીર્થયાત્રા કરવા નીકળ્યા હતા તેમણે ઉત્તર દિશામાં ઘણાં ઘણાં તીર્થોનું સેવન કર્યું. ૫૫.

आससादशनकैर्दिशंमुनेर्यस्यजन्मवसुधाघटीस्मृता ॥
साश्रुतिःसकलरोगनाशिनोयोऽपिबज्जलधिमेकबिंदुवत् ॥ ५६ ॥

પદ્મપાદ એ દિશામાંથી પાછા વળીને ધીરે ધીરે [2]ઘડારૂપ જન્મભૂમીવાળા, નામ લેવા માત્રથી સઘળા રોગોનો નાશ [3]કરનારા અને સમુદ્રને એક બિંદુની પેઠે [4]પીજનારા મુનિ (અગસ્ત્ય)ની [5]દિશામાં (દક્ષિણ દિશામાં) આવ્યા. ૫૬.

૧. દ્રષ્ટાંત. અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩૮ મું.) ૨. અગસ્ત્ય મુનિ ઘડામાંથી જન્મ્યા હતા એ કથા શ્રી ભગવતના ષષ્ઠ સ્કંધના ૧૮ અધ્યાયમાં છે. ૩. અગસ્ત્ય મુનિનું નામ લેવાથી રોગ ટળી જાયછે એટલા માટે જમીને તેમનું સ્મરણ કરવામાં આવેછે. ૪. અગસ્ત્યમુનિ સમુદ્રને પીગયા હતા એ કથા મહાભારત આદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે ૫ અગસ્ત્યમુનિ વિંધ્યાચલને બેસાડી દેવાને વાસ્તે દેવતાઓની માગણી ઉપરથી કાશીમાંથી દક્ષિણ દિશામાં ગયા તે પાછા તે દિશામાંજ રહ્યા કે જે ઉપરથી અગસ્ત્યના વાયદા કેહેવાયછે. (જુવો કાશીખંડ પૂર્વાર્દ્ધ.)

अद्राक्षीत्सुभगाहिभूषिततनुंश्रीकालहस्तीश्वरं
लिंगेसन्निहितंदधानमनिशंचांद्रींकलांमस्तके ॥
पार्वत्याकरुणारसार्द्रमनसाश्लिष्टंप्रमोदास्पदं
देवैरिंद्रपुरोगमैर्जयजयेत्याभाष्यमाणंमुनिः ॥ ५७ ॥

એ પદ્મપાદે દક્ષિણ દિશામાં આવી સુંદર સર્પોથી શણગારેલા શરીરવાળા, લિંગમાં સન્નિહિત થઇને રહેલા, મસ્તકમાં ચંદ્રની કલાનું ધારણ કરનારા, અત્યંત દયાળુ મનવાળાં પાર્વતીએ આલિંગન કરેલા, આનંદના નિવાસરૂપ અને ઇંદ્ર આદિ દેવતાઓ જેમની જયજય શબ્દોથી સ્તુતિ કરતા હતા એવા 'કાલહસ્તીશ્વર' નામના સદાશિવનાં દર્શન કર્યાં. ૫૭.

स्नात्वासुवर्णमुखरीसलिलाशयेंतर्गत्वापुनःप्रणमतिस्मशिवंभवान्या ॥
आनर्चभावकुसुमैर्मनसानूनावस्तुत्वाचतंपुनरयाचततीर्थयात्रां ॥५८॥

પદ્મપાદે 'સુવર્ણમુખરી' નામની નદીના જલાશયની અંદર સ્નાન કરી સદાશિવને તથા પાર્વતીને ફરીવાર પ્રણામ કરી તેઓનું માનસિક પુષ્પોથી પૂજન કર્યું, મનથીજ સ્તુતિ કરી અને સ્તુતિ કર્યા પછી તીર્થયાત્રાનીજ પ્રાર્થના કરી. ૫૮.

लब्धानुज्ञांतज्ज्ञराट्कालहस्तिक्षेत्रात्कांचीक्षेत्रमागात्पवित्रं ॥
संसाराब्धिसंतितीर्षोःप्रसिद्धंवृद्धाःप्राहुर्यद्धिलोकेत्यमुष्मिन् ॥ ५९ ॥

શિવના તત્ત્વને જાણનારાઓમાં ઉત્તમ પદ્મપાદ અનુજ્ઞા લઇને તે કાલહસ્તિ નામના ક્ષેત્રમાંથી પવિત્ર કાંચીક્ષેત્રમાંથી ગયા કે જે કાંચીક્ષેત્ર સંસારરૂપી સમુદ્રમાંથી તરવાની ઇચ્છા રાખનાર માણસને વાસ્તે આ લોકમાં પ્રસિદ્ધ સાધનછે એમ પુરાણ આદિગ્રંથોમાં વૃદ્ધ લોકોએ કહ્યુંછે. ૫૯.

तत्रैकांत्राधीश्वरंविश्वनाथंनत्वागम्यंस्वीयभाग्यातिशीत्या ॥
देवींधामांतर्गतामंतकारेर्हार्दंरुद्रस्येवजिज्ञासमानां ॥ ६० ॥
कल्लालेशंद्राक्ततोनातिदूरेलक्ष्मीकांतंसंवसंतंपुराणं ॥
कारुण्यार्द्रस्वांतमंतादिशून्यंदृष्ट्वादेवंसंनुतोषैकभक्त्या ॥६१॥

ત્યાં પોતાના ભાગ્યના અતિશયથીજ પ્રાપ્ત થાય એવા 'એકાંત્રાધીશ્વર' નામના સદાશિવને તથા જાણે મૃત્યુને જીતનારા સદાશિવનો અભિપ્રાય જાણવા માટેજ તે ધામની અંદર રહ્યાં હોય એવાં પાર્વતીને પ્રણામ કરી, તુરત ત્યાંથી થોડેક દૂર નિવાસ કરીને રહેલા, લક્ષ્મીના પતિ, દયાથી ભીંજાએલા મનવાળા અને આદિઅંતથી રહિત 'કલ્લાલેશ' નામના પુરાણપુરૂષ (વિષ્ણુ)નું પરમભક્તિથી દર્શન કરીને પદ્મપાદ રાજી થયા. ૬૦, ૬૧.

पुंडरीकपुरमाययौमुनिर्यत्रनत्यतिसदाशिवोऽनिशं ॥
वीक्षतेप्रकृतिरादिमात्त्वदापार्वतीपरिणतिःशुचिस्मिता ॥ ६२ ॥

ત્યાંથી પદ્મપાદ પુંડરીકપુરમાં આવ્યા કે જ્યાં સદાશિવ નિરંતર નાચ કર્યા કરેછે

અને તે નાચને પાર્વતીરૂપે પરિણામ પામેલાં સુંદર મંદહાસ્યવાળાં આદિશક્તિ હૃદયથી જોયા કરેછે. ૬૨.

ताडवंमुनिजनोऽत्रवीक्षतेदिव्यचक्षुरमलाशयोनिशं ॥
जन्ममृत्युभयभेदिदर्शनान्नेत्रमानसविनोदकारकं ॥ ६३ ॥

સદાશિવનું ત્યાં થતું તાંડવ કે જે દર્શનમાત્રથી જન્મના તથા મરણના ભયને ભેદનારછે અને નેત્રને તથા મનને વિનોદ આપનારછે તેને નિર્મલ મનવાળા મુનિઓ દિવ્યચક્ષુથી નિરંતર જોયા કરેછે. ૬૩.

किंचात्रतीर्थमितिभिक्षुगणेनकश्चित्पृष्टोऽब्रवीच्छिवपदांबुजसक्तचित्तः ॥
संप्रार्थितःकरुणयास्मरदत्रगंगांदेवोथसंन्यधितदिव्यसरित्सुतीर्थं ॥ ६४॥
शिवाज्ञयाभूदितितीर्थमेतच्छिवस्यगंगांप्रवदंतिलोके ॥
स्नानादमुष्यांविधुतोरुपापाःशनैःशनैस्तांडवमीक्षमाणाः ॥ ६५ ॥
शिवस्यनाट्यश्रमकर्शितस्यश्रमापनोदायविचिंतयंती ॥
शिवेतिगंगापरिणामगाभूत्ततोऽथचैतत्प्रथितंतदाख्यं ॥ ६६ ॥
नृत्यत्तीरहतस्खलज्जलगतेःपर्यापतद्बिंदुकं
पार्श्वस्थावसतेर्विनोदवशतोयज्जह्नुकन्यापयः ॥
नृत्यंतन्वतिधूर्जटौविगलितंभ्रेखज्जटामंडला
त्तेनैतच्छिवजाह्नवीतिकथयंत्यन्येविपश्चिज्जनाः ॥ ६७॥

ત્યાં સદાશિવનાં ચરણારવિંદમાં આસક્તચિત્તવાળા કોઈ ભક્તને પદ્મપાદ આદિ સંન્યાસીઓએ 'અહીં કયું તીર્થછે?' એમ પુછતાં તે ભક્તે ઉત્તર આપ્યો કે "ભક્તોની પ્રાર્થના ઉપરથી સદાશિવે ગંગાજીનું સ્મરણ કરતાં ભક્તો ઉપર દયાને લીધે મહાતીર્થરૂપ ગંગાજી અહીં સદાશિવની આજ્ઞાથી સન્નિહિત થઇને રહ્યાંછે તેથી લોકો આ તીર્થને 'શિવગંગા' કેહેછે કે જેમાં સ્નાન કરવાથી અત્યંત નિષ્પાપ થએલા પુરૂષો ધીરેધીરે સદાશિવનાં તાંડવને દેખેછે. અહીં પાર્વતી તાંડવથી થાકી ગએલા સદાશિવનો પરિશ્રમ મટાડવાને વાસ્તે વિચાર કરીને ગંગારૂપે થયાંછે તેથી આ તીર્થ 'શિવગંગા' કેહેવાયછે એમ પણ કેટલાએક કેહેછે. કેટલાએક વિદ્વાનો વળી એમ કેહેછે કે અહીં સદાશિવ વિનોદથી નૃત્ય કરતા હતા તે સમયમાં ગંગાજીના નિવાસરૂપ તેમનું જટામંડલ ચલાયમાન થતાં કંપેલા કાંઠાઓમાં પાણી પછડાવાને લીધે પડખાના પ્રદેશમાં પડેલા ગંગાજલના બિંદુઓમાંથી આ તીર્થ થયુંછે તેથી 'શિવગંગા' કેહેવાયછે. ૬૪, ૬૫, ૬૬, ૬૭.

स्नायंस्नायंतीर्थवर्येऽत्रनित्यंवीक्षंवीक्षंदेवपादाब्जयुग्मं ॥
शोधंशोधंमानसंमानवोसौवीक्षेतेदंतांडवंशुद्धचेताः ॥६८॥

પવિત્ર મનવાળો માણસ આ ઊત્તમ તીર્થમાં વારંવાર સ્નાન કરવાથી અને નિત્ય સદાશિવનાં ચરણારવિંદનું વારંવાર દર્શન કરવાથી પોતાના મનને અત્યંત શુદ્ધ કરીને સદાશિવનાં તાંડવનાં દર્શનને પ્રાપ્ત થાયછે. ૬૮.

शुद्धंमहद्वर्णयितुंक्षमेतपुण्यंपुरारिःस्वयमेवतस्य ॥
निमज्यशंभुद्रुसरित्समुष्यांदाक्षायणीनाथमुदीक्षतेयः ॥६९॥

આ શિવગંગામાં નાહીને સદાશિવનાં દર્શન કરનાર માણસને જે શુદ્ધ અને મોટું પુણ્ય થાયછે તેનું વર્ણન કરવાને સાક્ષાત્ સદાશિવ વિના બીજો કોઈ સમર્થ થતો નથી." ૬૯.

इतीरितःशंकरयोजितात्मकिनापिभिक्षुर्मुदितोजगाहे ॥
तीर्थतदाप्लुत्यननामशंभोरंघ्रिंजितात्माभुवनस्यगोप्तुः ॥ ७० ॥

એ પ્રમાણે કોઈ શિવભક્તનાં વચન સાંભળી જેમણે સદાશિવમાંજ પોતાનું ચિત્ત જોડી દીધું એવા જિતેંદ્રિય પદ્મપાદ મુનિએ આનંદથી તે તીર્થમાં સ્નાન કર્યું અને સ્નાન કર્યા પછી, જગતનું રક્ષણ કરનારા સદાશિવના ચરણારવિંદમાં પ્રણામ કર્યા. ૭૦.

रामसेतुगमनायसंदधेमानसंमुनिरनुत्तमःपुनः ॥
वर्त्मनिप्रयतमानसोत्रजन्संददर्शसरितंकवेरजां ॥ ७१ ॥
यत्पवित्रपुलिनस्थलंपयःसिंधुवासरसिकायाविणत्रे ॥
अभ्यरोचतहिरण्यवाससेपद्मनाभमुखनामशालिने ॥ ७२ ॥

ત્યાંથી એ મહાત્મા અને વશ્ય મનવાળા પદ્મપાદ રામચંદ્રજીએ બાંધેલી સેતુનું દર્શન કરવાની ઇચ્છા કરીને ચાલતાં માર્ગમાં 'કાવેરી' નામની નદી તેમના જોવામાં આવી કે જે નદીના પવિત્ર તટનું સ્થલ ક્ષીરસમુદ્રમાં રેહેવાની રૂચિવાળા, પીળાં વસ્ત્રોને ધરનારા અને પદ્મનાભ આદિ નામોથી શોભતા વિષ્ણુ (રંગનાથ) ને પ્યારૂં લાગ્યુંછે.૭૧, ૭૨.

सत्यपर्वतसुतातिनिर्मलांभोभिषिक्तभगवत्पदांबुजे ॥
आकलय्यबहुशिष्यसंवृतःप्रास्थिताभिरुचितस्थलायसः ॥ ७३ ॥

ત્યાં સહ્યાદ્રિમાંથી ઉત્પન્ન થએલી એ નદીનાં નિર્મલ જલથી ભગવાનનાં ચરણારવિંદોનું ક્ષાલન કરી તે ચરણારવિંદોનું ધ્યાન કરી ઘણાશિષ્યોથી વીંટાએલા ધારેલા સ્થલમાં જવાને ત્યાંથી ચાલ્યા. ૭૩.

गच्छन्गच्छन्मार्गमध्येऽभियातंगेहंभिक्षुर्मातुलस्याजगाम ॥
दृष्ट्वाशिष्यैस्तंचिरेणाभियातंमोदंप्रापन्मातुलःशास्त्रवेदी ॥७४॥

ચાલતાં ચાલતાં મામાનું ઘર માર્ગમાં આવતાં પદ્મપાદ ત્યાં ગયા. શિષ્યો સહિત અને ઘણેકાલે આવેલા તે પદ્મપાદને જોઈ શાસ્ત્રોને જાણનારો તેમનો મામો રાજી થયો ,૭૪.

शुश्रावतंबंधुजनःसशिष्यंस्वमातुलागारमुपेयिवांसं ॥
आगत्यदृष्ट्वाचिरमागतंतंजहर्षहर्षातिशयेनसाश्रुः ॥ ७५ ॥

'પદ્મપાદ શિષ્યો સહિત મામાને ઘેર આવ્યાછે' એવી ખબર મળતાં સઘળા બંધુઓ ત્યાં આવી, ઘણે કાલે આવેલા તે પદ્મપાદને જોઈ આનંદ પામ્યા અને હર્ષના અતિશયને લીધે તેઓને આંસુ આવી ગયાં. ૭૫.

रुरोदकश्चिन्मुमुदेत्रकश्चिज्जहासपूर्वाचरितंबभाषे ॥
कश्चित्प्रमोदातिशयेनकिंचिद्वचस्खलद्गीःप्रणनामकश्चित् ॥ ७६ ॥

ત્યાં કોઈ સંબંધી પ્રેમથી રોવા લાગ્યો, કોઈ રાજી થવા લાગ્યો, કોઈ હસવા લાગ્યો, કોઈ આગલી વાતો કરવા લાગ્યો, કોઈ આનંદના અતિશયને લીધે ત્રુટતા અક્ષરોથી કાંઈક બોલવા લાગ્યો અને કોઈ પ્રણામ કરવા લાગ્યો. ૭૬.

ऊचेऽथतंज्ञातिजनःप्रमोदीदृष्ट्वाचिरायाक्षिपथंगतोभूः ॥
दिदृक्षतेत्वांजनतातिहार्दात्तथापिशक्तोपिनवीक्षणाय ॥ ७७ ॥

આનંદ પામેલા સઘળા બંધુવર્ગે તેમને કહ્યું કે "ભલે આવ્યા ઘણે કાલે દીઠા. સર્વ બંધુઓ અત્યંત પ્રેમથી તમને જોવાની ઇચ્છા કરતાં હતાં પણ તેઓને જોવાનો તમને અવકાશ મળતો ન હતો. ૭૭.

पुत्राःसमित्रानतबंधुवर्गोनराजबाधानचचोरभीतिः ॥
कृतार्थतामूलपदंयतित्वंप्रसूनवंतंफलितंमहांतं ॥ ७८ ॥
शाखोपशाखांचितमेववृक्षंबाधंतआगत्यनतद्विहीनं ॥
यथातथाबाधनिनंदरिद्राबाधंतआगत्यदिनेदिनेस्व ॥ ७९ ॥

સંન્યાસીને પુત્રો, મિત્રો કે બંધુવર્ગ એઓની લાગણી હોતી નથી, રાજ્ય સંબંધી પીડા હોતી નથી કે ચોરનો ભયપણ હોતો નથી માટે સંન્યાસ કૃતાર્થપણાના મૂળ સ્થાનક રૂપછે. જેમ પક્ષીઓ પુષ્પોવાળા અને શાખાઓથી તથા ઉપશાખાઓથી વ્યાપ્ત થએલા વૃક્ષનેજ આવીને દુઃખ દેછે પણ પુષ્પો આદિથી રહિત વૃક્ષને દુઃખ દેતા નથી તેમ દરિદ્ર લોકો દિવસે આવીને ધનવાનને દુઃખ દેછે પણ નિર્ધનને દુઃખ દેતા નથી. ૭૮, ૭૯.

कुटुंबरक्षागतमानसानांनायातिनिद्रापिसुखंनजातु ॥
क्वदेवतार्चाक्वचतीर्थयात्राक्वानिषेवामहतांभवेन्नः ॥ ८० ॥

અમો કે જેઓનું ચિત્ત સર્વદા કુટુંબના રક્ષણમાંજ લાગેલું રેહેછે તેઓને સુખ મળતું નથી અને કોઈ સમયે નિદ્રા પણ મળતી નથી ત્યારે અમોને દેવસેવા, તીર્થયાત્રા કે મહાત્માઓની સેવા તો ક્યાંથીજ મળે. ૮૦.

अश्रौष्मसंन्यासकृतंभवंतंविप्रात्कुताश्चिद्गृहमागतान्नः ॥
कालोत्यगातेबहुरद्यदैवात्तीर्थस्यहेतोर्गृहमागतस्त्वं ॥८१॥

કોઈ બ્રાહ્મણ અમારે ઘેર આવ્યો હતો તેના કહેવાથી 'તમે સંન્યાસ લીધોછે' એમ અમે સાંભળ્યું હતું. તમે અહીંથી ગયા તેને આજ ઘણો કાલ વીતી ગયો. તીર્થ યાત્રા કરવા નીકળેલા તમે દૈવગતિથી ઘેર આવી નીકળ્યાછો. ૮૧.

यथाशकुंताःपरवर्धितान्द्रुमानसमाश्रयंतेसुखदांस्त्यजंत्यपि ॥

परप्रकॢप्तान्मठदेवतागृहान्यतिःसमाश्रित्यतथोज्झतिध्रुवं ॥८२॥

જેમ પક્ષીઓ બીજાઓએ ઉછેરેલાં સુખદાયી વૃક્ષોને સેવેછે અને તેઓને છોડી પણ દેછે તેમ સંન્યાસીઓ બીજાઓએ કરાવેલા મઠોને અને દેવમંદિરોને સેવે છે અને પાછા અવશ્ય છોડી પણ દેછે. ૮૨.

यथाहिपुष्पाण्यभिगम्यषट्पदाःसंगृह्यसारंरसमेवभुंजते ॥

तथायतिःसारमवाप्नुवन्सुखंगृहाद्गृहादोदनमेवभिक्षते ॥८३॥

જેમ ભ્રમરો પુષ્પોને પ્રાપ્ત થઈને તેઓમાંથી સારને લેછે પણ તેઓને પીડતા નથી તેમ બ્રહ્માનંદરૂપ સત્ય સુખને પામેલા સંન્યાસીઓ પણ ઘેર ઘેર જઈને ભિક્ષાજ લેછે પણ કોઈ રીતે તેઓને પીડતા નથી. ૮૩.

यतेर्विरज्यात्मगतिःकलत्रंदेहंगृहंसंयतमेवसौख्यं ॥

विरक्तिभाजस्तनयाःस्वशिष्याःकिमर्थनीयंयतिनोमहात्मन् ॥८४॥

હે મહાત્મા! સંન્યાસીને વૈરાગ્ય પૂર્વક સમાધિજ સ્ત્રી હોયછે, દેહજ ઘર હોય છે, મનનો નિગ્રહજ સુખરૂપ હોયછે અને વૈરાગ્યવાળા શિષ્યોજ પુત્રરૂપ હોયછે માટે સંન્યાસીને બીજા કોની ઇચ્છા રહે. ૮૪.

मनोरथानांनसमाप्तिरिष्यतेपुनःपुनःसंतनुतेमनोरथान् ॥

दारानभीप्सुर्यततेदिवानिशंतान्प्राप्यतेभ्यस्तनयानभीप्सति ॥८५॥

अनाप्नुवन्दुःखमसौसुतीव्रंप्राप्नोतिचेष्टेनावियुज्यतेपुनः ॥

सर्वात्मनाकामवशस्यदुःखंतस्माद्विरक्तिःपुरुषेणकार्या ॥८६॥

ગૃહસ્થતો પોતાના મનોરથો પુરા નહી થતાં પણ વારંવાર બીજા મનોરથો કર્યા કરે છે, સ્ત્રીઓને મેળવવાની ઇચ્છાથી રાત દિવસ યત્ન કર્યા કરેછે, સ્ત્રીઓ મળ્યા પછી તેઓ માંથી પુત્રો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરેછે, યત્ન કરતાં છતાં પણ ઇષ્ટ પદાર્થને નહી પ્રાપ્ત થતાં તીવ્ર દુઃખને પ્રાપ્ત થાયછે અને વળી પોતાની પાસે જે કાંઇ ઇષ્ટ પદાર્થ હોય તેને ખોઇ બેસેછે. કામનાઓને વશ્ય થએલા પુરૂષને સઘળી રીતે દુઃખજ રહે છે માટે પુરૂષે વૈરાગ્યનું સંપાદન કરવું જોઇએ. ૮૫, ૮૬.

विरक्तिमूलंमनसोविशुद्धितन्मूलमाहुर्महतांनिषेवां ॥

भवादृशास्तेनचदूरदेशेपरोपकारायरसामटंति ॥८७॥

વૈરાગ્યનું મૂળ મનની શુદ્ધિ છે અને મનની શુદ્ધિનું મૂળ મહાત્માઓની સેવાછે એમ

કેહેવાય છે એટલા માટે આપ જેવા પુરૂષો મહાત્માઓની સેવા કરવાના મિષથી પરોપકારને વાસ્તેજ પૃથ્વીમાં વિચરે છે. ૮૭.

अज्ञातगोत्राविदितात्मतत्त्वालोकस्यदृष्ट्याजडवद्विभांतः ॥
चरंतिभूतान्यनुकंपमानाःसंतोयदृच्छोपनतोपभोग्याः॥८८॥

જેઓનાં ગોત્ર બીજાઓના જાણવામાં નથી આવતાં એવા, આત્મતત્વને જાણનારા, લોકોને જડ જેવા જણાતા અને જે યદૃચ્છાથી મળે તેથીજ નિર્વાહ ચલાવનારા મહાત્મા પુરૂષો પ્રાણીઓની ઉપર દયા કરવાને વાસ્તે પૃથ્વીમાં ફરે છે. ૮૮.

चरंतितीर्थान्यपिसंग्रहीतुंलोकंमहांतोननुशुद्धभावाः ॥
शुद्धात्मभावाक्षपितोरुपापास्तज्जुष्टमंभोनिगदंतितीर्थं ॥८९॥

શુદ્ધ અંતઃકરણવાળા, સઘળાં પાપોનો ક્ષય કરનારા અને બ્રહ્મભાવને પ્રાપ્ત થએલા મહાત્મા પુરૂષોને જોકે તીર્થયાત્રા કરવાની કશી આવશ્યકતા નથી તો પણ અજ્ઞાની લોકોને તીર્થયાત્રા આદિ સત્કર્મોમાં પ્રવૃત્તિ કરાવવા સારૂ તેઓ તીર્થયાત્રા પણ કરેછે. એવા મહાત્મા પુરૂષોએ જે જળનું સેવન કર્યું હોય તેજ તીર્થ કેહેવાય છે. ૮૯.

वस्तव्यमत्रकतिचिद्दिवसानिविद्वंस्त्वद्दर्शनांवितनुतेमुदितादिभव्यं ॥
एष्यद्वियोगचकिताजनतेयमास्तेदुःखंगतेऽत्रभवितेतिभवत्यसंगे॥९०॥

હે વિદ્વાન્ ! તમારે કેટલાક દિવસ અહીં રેહેવું. કારણ કે તમારા જેવાનાં શુભ દર્શનથી [1]મુદિતા આદિ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. તમે અસંગ હોવાથી અહીંથી જશો ત્યારે સર્વને તમારા વિયોગનું દુઃખ થશે એમ વિચારીને આ લોકો હમણાંજ, ભવિષ્યના દુઃખથી બીયે છે. ૯૦.

कोशंक्लेशमलस्यलास्यगृहमप्युद्दंहसामालयं
पैशून्यस्यनिशांतमुत्कटमृषाभाषाविशेषाश्रयं ॥
हिंसामांसलमाश्रिताघनघनाशंसानृशंसावयं
वर्ज्यंदुर्जनसंगमंकरुणयाशोध्यायतांदोत्वया॥९१॥

હે સંન્યાસીઓમાં ઉત્તમ ! ઘર કે જે ક્લેશરૂપી મેલના ભંડારરૂપ છે, મોટાં સાહસોને નાચવાના સ્થાનકરૂપ છે, ચાડીના નિવાસરૂપ છે, અત્યંત મિથ્યા ભાષણોનો આશ્રયરૂપ છે, હિંસાથી ભરપૂર છે, ત્યાગ કરવા યોગ્ય છે અને દુર્જનના સમાગમવાળું છે તેમાં પડેલા, ધનની પ્રબલ તૃષ્ણાથી ઘેરાએલા અને ક્રૂરતાવાળા અમ લોકોને આપે પવિત્ર કરવા.” ૯૧.

संयुनक्तिवियुनक्तिदेहिनंदैवमेवपरमंमनागपि ॥
इष्टसंगतिनिष्टातिकालयोर्निर्विकारत्द्दयोभवेन्नरः ॥९२॥

[1] કરૂણા, મૈત્રી, મુદિતા અને ઉપેક્ષા એ ચાર શુભ વૃત્તિઓ છે. પોતાથી ઉતરતા લોકો ઉપર દયા રાખવી એ કરૂણા કેહેવાયછે, પોતાના જેવા લોકની સાથે મિત્રતા રાખવી એ મૈત્રી કેહેવાય છે, પોતાથી ચડતા લોકોને જોઈ રાજી રેહેવું એ મુદિતા કેહેવાય છે અને દુષ્ટ લોકોની વાત મનમાં લાવવી નહી એ ઉપેક્ષા કેહેવાય છે.

એ પ્રમાણે બંધુવર્ગનાં વચનો સાંભળી પદ્મપાદ બોલ્યા કે "બ્રહ્માદિક પ્રાણીઓને અને ક્ષુદ્ર પદાર્થોને પણ ભેળાં તથા જુદાં કરનાર દૈવજ છે એટલા માટે પ્રિયના યોગના સમયમાં તથા વિયોગના સમયમાં માણસે હર્ષ વિષાદથી રહિત રેહેવું જોઇએ. ૯૨.

मध्यान्हकालेक्षुधितस्तृषार्तःक्कमेन्नदातेतिवदन्नुपैति ॥
यस्तस्यनिर्वापयिताक्षुधार्तेःकस्तस्यपुण्यंवदितुंक्षमेत ॥९३॥

મધ્યાન્હ સમયે ભૂખથી તથા તરશથી પીડાએલો માણસ 'મને અન્ન દેનારો ક્યાં છે' એમ બોલતો ગૃહસ્થને ઘેર આવેછે તો તે સમયે તેની ભૂખની પીડાને મટાડનારા ગૃહસ્થને જે પુણ્ય થાયછે તેનું વર્ણન કરવાને પણ કોણ સમર્થ છે ? ૯૩.

सायंप्रातर्वन्हिकार्यंवितन्वन्मज्जंस्तोयेदंडकृष्णाजिनीच ॥
निसंवर्णीवेदवाक्यान्यधीयन्क्षुध्वाशीघ्रंगेहिनोगेहमेति ॥९४॥

સાયંકાલે તથા પ્રાતઃકાલે અગ્નિની ઉપાસના કરતો, જળમાં સ્નાન કરતો, દેહનું તથા કાળીયારના ચર્મનું ધારણ કરતો અને વેદવાક્યોનું અધ્યયન કરતો બ્રહ્મચારી નિત્ય ભુખ્યો થઇને ગૃહસ્થને ઘેર ચાલ્યો આવે છે. ૯૪.

उच्चैःशास्त्रंभाषमाणोऽपिभिक्षुस्तारंमंत्रंसंजपन्वायतात्मा ॥
मध्येघस्त्रंजाठराग्नौप्रदीप्तेदंडीनित्यंगेहिनोगेहमेति ॥९५॥

ઊંચા સ્વરથી શાસ્ત્રનું ભાષણ કરતો અથવા ઓંકારરૂપ મંત્રનો જપ કરતો મનને વશ રાખનારો દંડી સંન્યાસી પણ મધ્યાન્હ સમયે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે નિત્ય ગૃહસ્થને ઘેર આવે છે. ૯૫.

यदन्नदानेननिजंशरीरंपुष्णंस्तपोयंकुरुतेसुतीव्रं ॥
कर्तुस्तदर्धंददतोऽन्नमर्धमितिस्मृतिःसंवदतेऽनवद्या ॥९६॥

વાનપ્રસ્થ પણ જે ગૃહસ્થનું અન્ન ખાઈ પોતાના શરીરનો નિર્વાહ કરતાં તીવ્ર તપ કરતો હોય તે ગૃહસ્થને વાનપ્રસ્થના પુણ્યમાંથી અરધો ભાગ મળે છે અને અરધો ભાગ વાનપ્રસ્થને રેહેછે એમ નિર્દોષ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. ૯૬.

पुण्यंगृहस्थेनविचक्षणेनगृहेपुसंचेतुमलंप्रयासात् ॥
विनापितत्कर्तृनिषेवणेनतीर्थादिसेवाबहुदुःखसाध्या ॥९७॥

વિચક્ષણ ગૃહસ્થ પ્રયાસ વિના પણ, તીર્થયાત્રા આદિ ધર્મોના પ્રયાસ કરનારાઓનું સેવન કરવાથી સારી રીતે પુણ્ય મેળવી શકેછે. તીર્થ આદિની સેવા તો ઘણાં દુઃખો વેઠવાથી થઇ શકે છે. ૯૭.

गृहीधनीधन्यतरोमतोमेतस्योपजीवंतिधनंहिसर्वे ॥
चौर्येणकश्चित्प्रणयेनकश्चिद्दानेनकश्चिद्बलतोपिकश्चित् ॥९८॥

ધનવાન ગૃહસ્થ મહા ભાગ્યશાળી છે એમ હું માનુંછું. કારણ કે સર્વ લોકો તેના ધન ઉપર જીવેછે. કોઈ ચોરીથી, કોઈ સ્નેહથી, કોઈ દાનથી અને કોઈ બળથી પણ તેના ધન ઉપરજ જીવે છે. ૯૮.

संतोषयेद्वेदविदंद्विजंयःसंतोषयत्येषससर्वदेवान् ॥
तद्वेदविप्रेनिवसंतिदेवाइतिस्मसाक्षाच्छ्रुतिरेववक्ति ॥९९॥

જે ગૃહસ્થ વેદ જાણનારા બ્રાહ્મણને રાજી કરેછે તેને સર્વે દેવતાઓને રાજી કરવાનું પુણ્ય મળેછે. કારણકે 'વેદ જાણનારા બ્રાહ્મણમાં સર્વે દેવતાઓ વસેછે' એમ સાક્ષાત્ શ્રુતિજ કેહેછે. ૯૯.

स्वधर्मनिष्ठाविदिताखिलार्थाजितेंद्रियाःसेवितसर्वतीर्थाः॥
परोपकारव्रतिनोमहांतआयांतिसर्वेगृहिणोगृहाय॥१००॥

સ્વધર્મમાં નિષ્ઠાવાળા, સઘળા પુરૂષાર્થોના સ્વરૂપને જાણનારા, સઘળાં તીર્થોનું સેવન કરનારા, જિતેંદ્રિય અને પરોપકાર કરવાના નિયમવાળા સર્વે મહાત્મા પુરૂષો ગૃહસ્થને ઘેર આવેછે. ૧૦૦.

गृहीगृहस्थोपितदश्नुतेफलंयत्तीर्थसेवाभिरवाप्यतेजनैः ॥
तत्तस्यतीर्थंगृहमेवकीर्तितंधनीवदान्यःप्रवसेन्नथश्चन॥१०१॥

લોકોને તીર્થોનાં સેવન કરવાથી જે પુણ્ય મળે છે તે પુણ્ય ગૃહસ્થને ઘેર બેઠાંજ મળે છે કે જેથી ગૃહસ્થનું ઘરજ તીર્થરૂપ કેહેવાયછે. આમછે એટલા માટે ધનવાન ગૃહસ્થે તો દાતાજ થવું જોઇએ. તીર્થાદિક વાસ્તે પ્રવાસ કરવાની એવા કોઈ પણ ગૃહસ્થને આવશ્યકતા નથી. ૧૦૧.

अंतःस्थितामूषकमुख्यजीवाबहिःस्थितागोमृगपक्षिमुख्याः ॥
जीवंतिजीवाःसकलोपजीव्यस्तस्माद्गृहीसर्ववरोमतोमे ॥१०२॥

ઘરની અંદર રેહેનારા ઉંદર આદિ જીવો અને બાહાર રેહેનારા ગાય, મૃગ, તથા પક્ષી આદિ જીવો ગૃહસ્થનાંજ ધાન્યાદિકથી જીવેછે એટલા માટે ગૃહસ્થ કે જેના ઉપર સઘળાઓની જીવિકા ચાલેછે તેને હું સર્વથી ઉત્તમ માનુંછું. ૧૦૨.

शरीरमूलंपुरुषार्थसाधनंतच्चान्नमूलंश्रुतितोवगम्यते ॥
तच्चान्नमस्माकमीषुसंस्थितंसर्वंफलंगेहपतिद्रुमाश्रयं ॥ १०३ ॥

સઘળા પુરૂષાર્થોનું મૂળ શરીર છે અને શરીરનું મૂળ અન્નછે એમ શ્રુતિમાં[1] કહ્યુંછે તો અમ લોકોના અન્નનો સઘળો આધાર ગૃહસ્થો ઉપરજ રહ્યો છે માટે અમલોકોને જે કાંઈ શુભ ફળો મળેછે તેઓ ગૃહસ્થોરૂપી વૃક્ષથીજ મળેછે. ૧૦૩.

ब्रवीमिभूयःशृणुतादरेणवोगृहागतंपूजयतातुरातिथिं ॥
संपूजितोवोऽतिथिरुद्धरेत्कुलंनिराकृतात्किंभवतीतिनोच्यते ॥१०४॥

વળી પણ તમોને ભલામણ કરૂંછું તે આદરપૂર્વક સાંભળો. જે કોઈ આતુર અતિથિ તમારે ઘેર આવે તેનું અવશ્ય પૂજન કરજો. અતિથિનું પૂજન કરવાથી કુળનો ઉદ્ધાર થાયછે પણ તેને કહાડી મુકવાથી કેટલું અનિષ્ટ થાયછે તે હું કહી શકતો નથી. ૧૦૪.

૧ अन्नाद्धेवखल्विमानिभूतानिजायंते એ શ્રુતિમાં એ પ્રમાણેજ કહ્યું છે.

विनाभिसंधिंकुरुतश्रुतीरितंकर्मद्विजानोजगतामधीश्वरः ॥
तुष्येदितिप्रार्थनयागतेनस्वांतस्यशुद्धिर्भविताऽचिरेणवः ॥ १०५ ॥

હે બ્રાહ્મણો ! ફળની કામના રાખ્યા વિનાજ વેદોક્ત કર્મ કરજો. કર્મ કરવામાં 'જગતનો ઈશ્વર અમને પ્રસન્ન થજો' એટલી પણ ફળની માગણી કરવી નહી. આ પ્રમાણે ચાલવાથી થોડા કાળમાં તમારા અંતઃકરણોની શુદ્ધિ થશે. ૧૦૫.

ससंरंभश्लिष्यत्सुफणितिवधूटीकुचतटी
पटीवत्पाटीरागरवनवपंकांकितहृदः ॥
तथाप्येतेपूतायतिपतिपदांभोजभजन
क्षणक्षीणक्लेशाःसदयहृदयाभाःसुकृतिनः ॥ १०६ ॥

જો કે ગૃહસ્થો વેગથી આલિંગન કરતી અને મધુર બોલતી સ્ત્રીઓનાં કુચો ઉપર વસ્ત્ર સમાન લાગતા ચંદનના અને અગરૂના કીચથી ખરડાએલી છાતીવાળા રેહેતા હોય તોપણ એઓ જો પવિત્ર, પુણ્યવાન અને દયા ભરેલી હૃદયની સ્ફૂર્તિવાળા રેહેતા હોય તો તેઓના ક્લેશ મહાત્મા સંન્યાસીઓનાં ચરણારવિંદના ભજનથી ક્ષણમાત્રમાં મટી જાયછે. ૧૦૬.

संदिश्येत्थंबंधुतांभिक्षुराजोभिक्षांचक्रेमातुलस्यैवगेहे ॥
पप्रच्छैनंमातुलोभुक्तवंतंकिंस्विच्छन्नंपुस्तकंशिष्यहस्ते ॥ १०७ ॥

પદ્મપાદે બંધુઓને એ પ્રમાણે ભલામણ કરીને મામાને ઘેરજ ભિક્ષા કરી. પદ્મપાદ જમી રહ્યા પછી મામાએ તેમને પુછ્યું કે "આ તમારા શિષ્યના હાથમાં ઢાંકેલું કયું પુસ્તક છે!" ૧૦૭.

टीकाविद्वन्भाष्यगेतिब्रुवाणंतांदेहीतिप्रोचिषेदत्तवांश्च ॥
अद्राक्षीत्तांमातुलस्तस्यबुद्धिंदृष्ट्वानंदीत्खेदमापच्चाकिंचित् ॥ १०८ ॥

'હે વિદ્વાન્ ! આ શારીરક ભાષ્યની ટીકાછે' એમ ઉત્તર સાંભળી મામાએ 'તે પુસ્તક જોવા આપો' એમ કહેતાં પદ્મપાદે તે પુસ્તક મામાના હાથમાં આપ્યું. એ પુસ્તકનું અવલોકન કરતાં મામો પદ્મપાદની બુદ્ધિને જોઈ કાંઈક રાજી થયો અને તે સમયે તેને કાંઈક ખેદ પણ થયો. ૧૦૮.

प्रबंधनिर्माणविचित्रनैपुणींदृष्ट्वाप्रमोदंसविवेदकिंचित् ॥
मतांतराणांकिलयुक्तिजालैर्निरुत्तरंबंधनमालुलोचे ॥ १०९ ॥

પદ્મપાદની પ્રબંધ રચવાની વિચિત્ર ચાતુરીને જોઈ મામાને જેમ કાંઈક આનંદ થયો તેમ એ પુસ્તકમાં યુક્તિઓના સમૂહોથી મતાંતરોનું પ્રબલ અને જેનો ઉત્તર દઈ શકાય નહી એવું ખંડન કર્યું હતું તે જોઈને ખેદ પણ ઉત્પન્ન થયો. ૧૦૯.

गुरोर्मतंस्वाभिमतंविशेषान्निराकृतंतत्रसमत्सरोभूत् ॥
साधुर्निबंधोयमितिब्रुवाणस्तंसाभ्यसूयोपिकृताभिनंदः ॥ ११० ॥

પ્રભાકર ભટ્ટનો મત કે જે પોતે સ્વીકારેલો હતો તેનું એ ગ્રંથમાં વિશેષ ખંડન કરેલું જોઈ એ વિષયમાં જેને મત્સર ઉત્પન્ન થયો એવા મામાએ મનમાં દ્વેષ છતાંપણ 'આ-ગ્રંથ બહુ સારોછે' એમ કહીને અભિનંદન કર્યું. ૧૧૦.

सेतुंगच्छाम्यालयेपुस्तभारंतेन्यस्येमंवर्ततेमेत्रजीवः ॥
विद्वन्यद्वद्गोगृहादौपरेपांप्रीतिःपूर्णानस्तथापुस्तभारे ॥ ११.१ ॥

પછી પદ્મપાદે મામાને કહ્યું કે "આ પુસ્તકનો બોજો તમારે ઘેર મુકીને હું સેતુની યાત્રા કરવા જાઉંછું. મારૂં જીવન આ પુસ્તકમાંજ છે. હે વિદ્વાન્! જેમ ગૃહસ્થોને ગાય તથા ઘર આદિ ઉપર પૂર્ણ પ્રીતિ હોય તેમ અમ લોકોને પુસ્તકોના સમૂહ ઉપર પૂર્ણ પ્રીતિ હોયછે." ૧૧૧.

इत्युक्त्वातेमातुलंमस्करीशःशिष्यैर्हृष्यन्सेतुमेपप्रतस्थे ॥
प्रस्थातुःश्रीपद्मपादस्यजातंकष्टंचैष्यत्सूचनार्थैर्निमित्तं ॥ ११.२ ॥

એ પ્રમાણે મામાને કહી પદ્મપાદે શિષ્યોની સાથે આનંદપૂર્વક સેતુનો માર્ગ લીધો. મામાને ઘેરથી ચાલવાના સમયમાં પદ્મપાદને ભવિષ્ય અનિષ્ટની સૂચના આપનારાં અશુભ નિમિત્તો થયાં. ૧૧૨.

वामंनेत्रंगंतुरस्पंदतैपबाहुःपुस्फारापिवामस्तथोरूः ॥
चुक्षावोच्चैर्हंतकश्चित्पुरस्तात्तत्सर्वंद्राक्ज्ञोऽगणित्वाजगाम ॥११.३॥

પદ્મપાદનાં પ્રસ્થાનના સમયમાં ડાબી આંખ, ડાબો હાથ તથા ડાબો સાથળ ફટ-કવા લાગ્યાં અને કોઇએ સામેથી મોટી છીંક ખાધી. આ પ્રમાણે થયાછતાં પણ બ્રહ્મ-વેત્તા પદ્મપાદ એ સઘળાંને નહી ગણકારતાં ત્યાંથી ચાલ્યા. ૧૧૩.

गतेत्रमेनेकिलमातुलोस्यग्रंथेस्थितेस्मिन्गुरुपक्षहानिः ॥
दग्धेत्रजायेतमहान्प्रचारोनोत्त्यानिराकर्तुमपिप्रभुत्वं ॥११४॥
पक्षस्यनाशाद्गृहनाशएवनोवरंगृहेणैवदहामिपुस्तकं ॥
एवंनिरूप्यन्यदधाद्धुताशनंचुक्रोशचाग्निर्दहतीतिमेगृहं॥११५॥

પદ્મપાદ ગયા પછી મામાએ વિચાર કરેચો કે "જો આ ગ્રંથ રેહેશે તો મારા ગુરૂના પક્ષને હાનિ પોહોંચશે અને આ ગ્રંથ બળી જશે તો મારા ગુરૂના મતનો મોટો પ્રચાર થશે. આ ગ્રંથનું શાસ્ત્રાર્થ સંબંધી ભાષણથી ખંડન કરવાને કોઈ પણ સમર્થ નથી. મારા ગુરૂના પક્ષનો નાશ થાય તે કરતાં મારા ઘરનો નાશ થાય એજ સારૂંછે માટે મારે મારા ઘરની સાથે આ પુસ્તકને બાળી દેવું." એ પ્રમાણે નિશ્ચય કરી પદ્મપાદના મામાએ પોતાના ઘરમાં અગ્નિ મુક્યો અને સળગાવીને 'હાયરે! મારા ઘરમાં લાહી થઇ' એમ પોતેજ ઊંચા સ્વરથી ચીસો પાડવા માંડી. ૧૧૪, ૧૧૫.

ऐतित्ह्यमाश्रित्यवदंतिचैवंतदेवमूलंममभाषणेपि ॥
यावत्कृतंतावदिहास्यकर्तुःपापंततःस्याद्विगुणंप्रवक्तुः ॥११६॥

પરંપરાથી ચાલી આવતી લોકવાણી ઉપરથી વિદ્વાન્ લોકો આ વાત કરે છે અને એજ પ્રસિદ્ધ વાત ઉપરથી મેં આ ગ્રંથમાં (શંકરદિગ્વિજયમાં) લખ્યુંછે માટે મારા ઉપર કોઇનું ગુહ્ય પાપ પ્રસિદ્ધ કરવાનો દોષ મુકવો નહી. ગુહ્ય રીતે પાપકર્મ કરનારને જેટલું પાપ લાગ્યું હોય તે કરતાં ગુહ્યવાતની જગતમાં પ્રસિદ્ધિ કરનારને બમણું પાપ લાગેછે. ૧૧૬.

**गछन्नसौफुल्लमुनेर्जगामतमाश्रमंयत्रचरामचंद्रः ॥**

**अश्वत्थमूलेन्यधितस्वचापंस्वयंकुशानामुपरिन्यषीदत् ॥११७॥**

મામાને ઘેરથી નીકળેલા પદ્મપાદ ચાલતાં ચાલતાં 'ફુલ્લ' નામના મુનિના આશ્રમમાં આવ્યા કે જ્યાં પૂર્વે રામચંદ્રજી પીપળાના મૂળપર પોતાનું ધનુષ મુકીને પોતે દર્ભની પથારીપર બીરાજ્યા હતા. ૧૧૭.

**तीर्त्वासमुद्रंजनकात्मजायाःसंदर्शनोपायमनीक्षमाणः ॥**

**वसुंधरायांप्रवणाःप्लवंगानवारिराशौप्लवनंक्षमंते ॥११८॥**

**संचिंतयन्नितिकुशासनसन्निविष्टोज्योतिस्तदैक्षतविदूरगमेत्रकिंचित् ॥**

**संव्याप्नुवज्जगदिदंसुखशीतलंयत्संप्रार्थनीयमनिशंमुनिदेवताभिः ॥११९॥**

[1]સમુદ્રને તરયા વિના બીજો સીતાજીને લંકામાંથી પાછી લેવાનો કોઈ પણ ઉપાય જેમને સુજતો નહતો એવા રામચંદ્રજી 'વાનરાઓ પૃથ્વીમાં ઠેકવાને સમર્થછે પણ તેઓ સમુદ્રને ઠેકવાને સમર્થ નથી' એમ ચિંતા કરતા કરતા દર્ભના આસનપર બેડા હતા તે સમયે દૂર પ્રદેશમાં કોઈ અપૂર્વ તેજ તેમના જોવામાં આવ્યુંકે જે તેજ જાણે આખા જગતમાં ફેલાતું હોય એમ જણાતું હતું, સુખદાયી હતું, શીતલ હતું અને મુનિઓએ તથા દેવતાઓએ નિરંતર પ્રાર્થના કરવા યોગ્ય હતું. ૧૧૮, ૧૧૯.

**आगच्छदात्माभिमुखंनिरीक्ष्यसर्वेतदुत्तस्थुरुदारवीर्याः ॥**

**ततःपुमाकारमदृश्यतैतन्महाप्रभामंडलमध्यवर्ति ॥१२०॥**

એ તેજને પોતાની સામે આવતું જોઇ મોટા પરાક્રમવાળા રામચંદ્રજી આદિ સર્વે ઉભા થયા. તેટલીવારમાં એ મોટી પ્રભાના મંડલની અંદર કોઈ પુરૂષ છે' એમ જાણવામાં આવ્યું. ૧૨૦.

**मध्येप्रभामंडलमैक्षतांचितांशिवकृतिंसर्वतपोमयंपुनः ॥**

**लोपादिमुद्रासहितंमहामुनिंप्राबोधिकुंभोद्भवमादराज्जनैः॥१२१॥**

કોણ છે એમ જાણવાની કાળજી ધરતાં થોડીવારમાંજ 'એ પ્રભાના મંડલની અંદર પરમ પૂજ્ય, શિવના જેવી આકૃતિવાળા, સઘળી તપોમય મૂર્તિવાળા અને લોપામુદ્રા નામનાં પત્નીથી સંયુક્ત મોટા મુનિ અગસ્ત્ય છે' એમ સર્વના જાણવામાં આવ્યું. ૧૨૧.

**अगस्त्यदृश्वारघुनंदनस्ततःसखेदमंतःकरणोत्थमसृजत् ॥**

**प्रायोमहद्दर्शनमेवदेहिनांक्षिणोतिखेदंरविवन्महातमः ॥१२२॥**

૧ દર્ભની પથારીપર રામચંદ્રજી જે કારણથી બેડા હતા તે કારણ કેહેછે.

અગસ્ત્ય મુનિ જોવામાં આવતાંજ રામચંદ્રજીએ અંતઃકરણમાં ઉત્પન્ન થએલો ખેદ છોડી દીધો. જેમ સૂર્ય મોટા અંધકારને મટાડે છે તેમ ઘણું કરીને મહાત્માનું દર્શનજ પ્રાણીઓના ખેદને મટાડે છે[1]. ૧૨૨.

सभार्यमर्घ्यादिभिरर्चयित्वारामस्तदंघ्रिंशिरसाननाम ॥
तूष्णींमुहूर्तंव्यसनार्णवस्थोधृतिंसमास्थायपुनर्बभाषे ॥१२३॥

રામચંદ્રજીએ મુનિની અને એમનાં પત્ની લોપામુદ્રાની અર્ઘ્ય આદિથી પૂજા કરીને તેઓના ચરણમાં મસ્તકથી પ્રણામ કર્યા. દુઃખરૂપી સમુદ્રમાં પડેલા રામચંદ્રજી જરાવાર ચૂપ રહી પછી ધીરજ ધરીને નીચે પ્રમાણે બોલ્યા. ૧૨૩.

दृष्ट्वाभवंन्तंपितृवत्प्रमोदेयन्मामगादुःखमहार्णवस्थं ॥
मन्येममात्मानमवाप्तकामंवंशोमहान्मेतपनात्प्रवृत्तः ॥१२४॥
नतत्रमादृग्जनितानजातःपदच्युतोहंप्रथमंसभार्यः ॥
सलक्ष्मणोरण्यमुपागतश्चमारीचमायानिहतांतरंगः ॥१२५॥
तत्रापिभार्यामहृतच्छलेनसरावणोराक्षसपुंगवोमे ॥
साचाधुनाशोकवनेसमास्तेकृशावियोगात्स्वतएवतन्वी ॥१२६॥

આપ કે જે મને દુઃખરૂપી મહાસાગરમાં પડેલો જાણીને પધાર્યાછો તેમને જોઈ જેમ મારા પિતાને જોઈ રાજી થાઉં તેમ રાજી થાઉછું. આજ હું મારા ચિત્તને પૂર્ણ થએલા મનોરથોવાળું માનુંછું અમારો પ્રખ્યાત વંશ કે જે સૂર્યથી ચાલેલો છે તેમાં મારા જેવો દુર્ભાગ્ય પુરૂષ કોઈ થયો નથી અને થશે પણ નહી. હું પ્રથમતો રાજ્યથી ભ્રષ્ટ થયો, રાજ્યથી ભ્રષ્ટ થતાં પણ ગામમાં રેહેવા નહી પામતાં સીતાની તથા લક્ષ્મણની સાથે વનમાં આવ્યો, વનમાં આવતાં પણ મારીચે કરેલી મૃગરૂપની માયાથી મોહી ભૂલમાં પડ્યો કે જે ભૂલનો લાભ લઈને ઓછામાં પુરૂં તેવળી રાક્ષસોનો રાજા રાવણ છળ કરીને મારી સ્ત્રી સીતાને હરી ગયો. એ સીતા હમણાં રાવણની આસોપાલવની વાડીમાં છે અને તે સીતા સ્વાભાવિક રીતે પાતળાંજ હતાં તેમાં વળી મારા વિયોગને લીધે વધુ દુબળાં થઈ ગયાં છે. ૧૨૪, ૧૨૫, ૧૨૬.

तीर्त्वासमुद्रंविनिहत्यदुष्टंबलेनसीतांमहताहरामि ॥
यथातथोपायमुदाहरत्वंनमेत्वदन्योस्तिहितोपदेष्टा ॥१२७॥

હવે હું જે ઉપાયથી સમુદ્રને તરી મોટા સૈન્યથી દુષ્ટને મારી સીતાને પાછાં લાવું એવો કોઈ ઉપાય મને કહો. આ સમયમાં મને હિતનો ઉપદેશ કરનારો આપવિના બીજો કોઈ નથી. ૧૨૭.

इतीरितोवाचमुवाचविद्वान्मारामशोकस्यवशंगतोभूः ॥
वंशद्वयेसंतिनृपामहांतःसंप्राप्यदुःखंपरिमुक्तदुःखाः ॥१२८॥

[1] અર્થાંતરન્યાસ અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૩૨ મું.)

એ પ્રમાણે રામચંદ્રજીનાં વચનો સાંભળી વિદ્વાન્ અગસ્ત્યમુનિએ તેમને કહ્યું કે "હે રામ! તમે શોકને વશ થાઓમાં સૂર્યવંશમાં અને ચંદ્રવંશમાં પણ મોટા મોટા રાજાઓ દુઃખ પામ્યા હતા અને પાછા તે દુઃખથી મુક્ત થયા હતા. ૧૨૮.

त्वमग्रणीर्दाशरथेधनुर्भृतांतवानुजस्यापिसमोनलक्ष्यते ॥
प्लवंगमानामाधिपस्यकोटिशोमामुंचमामुंचवचोविनाथवत् ॥१२९॥

હે દશરથ રાજાના પુત્ર! તમે ધનુષ્ ધરનારાઓમાં અગ્રણીછો, તમારા નાહાના ભાઈ લક્ષ્મણ જેવો પણ બીજો કોઈ વીર નથી અને વળી કરોડો મોટા વાનરાઓ તમારા સહાય છે માટે અનાથની પેઠે આવું વચન નહી બોલો નહીં બોલો. ૧૨૯.

सहायसंपत्तिरियंतवास्तिहितोपदेष्टाप्यहमस्मिकश्चित् ॥
वारांनिधिःकिंकुरुतेतवायंस्मराधुनागोष्पदमात्रमेनं ॥१३०॥

તમને આ રીતે સહાયોની સંપત્તિછે અને વળી કોઈ હું પણ તમને હિતનો ઉપદેશ કરનાર સહાય મળ્યોછું માટે હવે આ સમુદ્રની તમારી પાસે શી શક્તિછે? હવે તો આ સમુદ્રને ગાયના પગના ખાબોચીઆ જેવોજ સમજો. ૧૩૦.

पुरेवचार्वब्धिमहंपिबामिशुष्केत्रतेनप्रातियाहिलंकां ॥
एवंमयाकीर्तिरुपार्जितास्याद्बद्धेतुवार्धौतवसार्जितास्यात् ॥१३१॥

તમારી ઇચ્છા હોય તો હું આગળની પેઠેજ આ આખા સમુદ્રને પી જાઉં કે જેથી સમુદ્ર સુકાઈ જતાં પગવાટથી તમે લંકામાં પોહોચો. પરંતુ એમ કરવાથી મેંજ કીર્તિ મેળવી કેહેવાય અને જો તમે સમુદ્રમાં સેતુ બાંધો તો તમે કીર્તિ મેળવી શકો. ૧૩૧.

सेतुंवार्धौबंधयित्वाजहिलंदुष्टंचौर्याद्येनसीताहृतासीत् ॥
प्राप्नोषित्वंकीर्तिमाचंद्रतारंतेनात्राब्धिंबंधयत्वंकपींद्रैः ॥१३२॥

તમે સમુદ્રમાં સેતુ બંધાવીને તે દુષ્ટને મારો કે જે દુષ્ટ સીતાને ચોરીથી હરી ગયો છે. એમ કરવાથી જ્યાંસુધી જગતમાં ચંદ્ર અને તારાઓ રેહેશે ત્યાં સુધી તમે અવિચળ કીર્તિ પામશો માટે મોટા વાનરાઓના હાથથી સમુદ્રમાં સેતુ બંધાવો. ૧૩૨.

इत्थंयत्रप्रेरितोऽगस्त्यवाचासेतुंरामोबंधयामासवार्धौ ॥
तुंगैःशृंगैर्वानरैस्तेनगत्वातंहत्वाजौजानकीमानिनाय ॥१३३॥
तत्तादृक्षेतत्रतीर्थेसभिक्षुःस्नात्वाभक्त्यारामनाथंप्रणम्य ॥
तत्रश्रद्धोत्पत्तयेमानुषाणांशिष्येभ्यस्तद्वैभवंसम्यगूचे ॥१३४॥

આ પ્રમાણે અગસ્ત્ય મુનિના વચનથી પ્રેરાએલા રામચંદ્રજીએ વાનરાઓના હસ્તોથી ઊંચાં ઊંચાં શિખરો નખાવીને જે સ્થળથી સમુદ્રમાં સેતુ બંધાવી હતી અને જે સ્થળથી લંકામાં જઈ દુષ્ટ રાવણને મારીને એ રામ સીતાજીને પાછાં લાવ્યા હતા તે સર્વોત્તમ તીર્થમાં સ્નાન કરી ભક્તિથી રામેશ્વરને પ્રણામ કરીને પદ્મપાદે તે સ્થળમાં મનુષ્યોને શ્રદ્ધા ઉત્પન્ન કરવાને માટે શિષ્યોની પાસે તે સ્થળના મહિમાનું સારી રીતે વર્ણન કર્યું. ૧૩૩. ૧૩૪.

तन्माहात्म्यंवर्णयंतंमुनिंतंपप्रच्छैनंकश्चिदेवंविपश्चित् ॥
रामेशाख्याकिंसमासोपपन्नापृष्टस्त्रेधावोचदेवंसमासं ॥१३५॥

પદ્મપાદ એ સ્થળના મહાત્મ્યનું વર્ણન કરતા હતા તે સમયે કોઈ વિદ્વાને એમને પુછ્યું કે "રામેશ્વર શબ્દમાં સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે કયો સમાસછે ?" એ પ્રમાણે પુછાતાં પદ્મપાદે નીચે પ્રમાણે ત્રણ પ્રકારના સમાસો કહ્યા.૧૩૫.

रघूद्वहस्तत्पुरुषंपरंजगौशिवोबहुव्रीहिसमासमैरयत् ॥
रामेश्वरेनाममनिकर्मधारयंपरंसमाहुःस्मसुरेश्वरादयः ॥१३६॥

રામચંદ્રજીએ 'રામના ઈશ્વર તે રામેશ્વર[1]' એમ તત્પુરૂષ સમાસ કહ્યો હતો, સદાશિવે 'રામછે ઈશ્વર જેના તે રામેશ્વર[2]' એમ બહુવ્રિહિ સમાસ કહ્યો હતો અને ઈંદ્ર આદિ દેવતાઓએતો રામની તથા સદાશિવની એકતા સમજીને 'રામ એવા ઈશ્વર તે રામેશ્વર[3]' એમ કર્મધારય સમાસજ કહ્યો હતો.૧૩૬.

एवंनिश्चित्योदितंतत्समासंश्रुत्वातत्रत्योबुधोयोभ्यनंदत् ॥
अंभोजांघ्रिस्तैरथस्तूयमानःकंचित्कालंतत्रयोगींडनैषीत् ॥१३७॥

એ પ્રમાણે પદ્મપાદે નિશ્ચય કરીને સમાસોનું નિરૂપણ કરતાં ત્યાંના જે પંડિતો હતા તેઓએ પદ્મપાદને અભિનંદન આપ્યું. પછી એ લોકો જેમની સ્તુતિ કરવા લાગ્યા એવા યોગીશ્વર પદ્મપાદે તે સ્થલમાં કેટલોક કાલક્ષેપ કર્યો.૧૩૭.

तस्मादार्यःप्रस्थितोभूत्सशिष्यस्तीर्थस्नानोपात्तचित्तामलत्वः ॥
पश्यन्देशान्मातुलीयंजगाहंगेहंदाहंतस्यपुस्तेनसार्धं ॥१३८॥

જેમણે તીર્થસ્નાનથી ચિત્તના નિર્મલપણાનું સંપાદન કર્યું એવા પદ્મપાદ શિષ્યો સહિત ત્યાંથી ચાલીને અનેક દેશોને જોતા જોતા પાછા મામાને ઘેર આવ્યા ત્યાં પોતાના પુસ્તકની સાથે મામાનું ઘર બળી ગયાની વાત તેમના સાંભળવામાં આવી.૧૩૮.

श्रुत्वाकिंचित्खेदमापेदिवांसंमत्वामत्वाधैर्यमापेदिवांसं ॥
श्रावंश्रावंमातुलेयस्यतीव्रंदाहंगेहस्यानुकंपांव्यधत्त ॥ १३९ ॥
विश्वस्यमांनिहितवानसिपुस्तभारंतंचादहद्धुतवहःपतितःप्रमादात् ॥
तावन्नमेसदनदाहकृतोनुतापोयावांस्तुपुस्तकविनाशकृतोममस्यात् ॥१४०॥

પુસ્તક બળી ગયાની વાત સાંભળી કાંઈક ખેદ પામેલા, સ્વરૂપનું અનુસંધાન કરી કરીને ધીરજ રાખતા અને ઘરનો તીવ્ર દાહ થયાની વાત સાંભળી સાંભળીને દયા કરતા એ પદ્મપાદને તેમના મામાએ કહ્યું કે "તમે મારા ઉપર વિશ્વાસ ધરીને પુસ્તક મુકી ગયા હતા પણ તે પુસ્તકને મારા પ્રમાદને લીધે ઘરમાં પડેલા અગ્નિએ બાળી નાખ્યું. તમારાં

[1] षष्ठी ૨-૨-૮ પાણિનિય સૂત્ર પ્રમાણે તત્પુરૂષ સમાસ છે. [2] अनेकमन्यपदार्थे ૨-૨-૨૪ એ પાણિનીય સૂત્ર પ્રમાણે બહુવ્રીહિ સમાસ છે. [3] विशेषणंविशेष्येणबहुलम् ૨-૧-૫૭ એ પાણિનીય સૂત્ર પ્રમાણે કર્મધારય સમાસ છે.

પુસ્તકનો નાશ થવાથી મને જેટલો પરિતાપ થાયછે તેટલો પરિતાપ મારૂં ઘર બળી જવાથી થતો નથી." ૧૩૯, ૧૪૦.

इत्थंब्रुवंतंतमथोन्यगादीत्पुस्तंगतंबुद्धिरवस्थितामे ॥
उक्त्वासमारब्धपुनश्चटीकांकर्तुंसधीरोयतिवृंदवंद्यः ॥ १४१ ॥

એ પ્રમાણે બોલતાં મામાને પદ્મપાદે કહ્યું કે "મારૂં પુસ્તક જતું રહ્યું પણ મારી બુદ્ધિ મારી પાસે રહીછે." સંન્યાસીઓએ વંદન કરવા યોગ્ય મહાધીર પદ્મપાદે એટલાં વચન કહીને ફરીવાર ભાષ્યની ટીકા કરવાનો આરંભ કર્યો.૧૪૧.

दृष्ट्वाबुद्धिंमातुलस्तस्यभूयोभीतःप्रास्यद्भोजनेतन्मनोघ्नं ॥
किंचिद्द्रव्यंपूर्ववन्नक्षमोऽभूट्टीकांकर्तुंकेचिदेवंब्रुवंति ॥ १४२ ॥

'પદ્મપાદની બુદ્ધિને જોઈ વળી ભય પામેલા તેમના મામાએ પદ્મપાદની ભિક્ષામાં જેથી પદ્મપાદની બુદ્ધિ હણાઈ જાય એવું કોઈ ઔષધ નાખી દીધું કે જે ખાવામાં આવવાથી પદ્મપાદ પૂર્વની પેઠે ટીકા કરી શક્યા નહી' એમ કેટલાએક કહેછે. ૧૪૨.

अत्रांतरेऽन्यैर्निजवच्चरद्भिःस्वैस्तीर्थयात्रांदयितैःसतीर्थ्यैः ॥
अर्थादुपेत्याश्रमतःकर्निष्ठैर्ज्ञातःसखेदैःसमुनिःसमैक्षीत्॥ १४३ ॥

આ સમયમાં પદ્મપાદની પેઠે તીર્થયાત્રા કરવા નીકળેલા અને પદ્મપાદને પ્યારા કેટલાએક તેમના ગુરૂભાઈઓ કે જેઓએ પદ્મપાદ પછી સંન્યાસાશ્રમ લીધો હતો તેઓ પણ પ્રસંગથી તે દેશમાં આવી નીકળ્યા. એઓએ પણ પદ્મપાદની ખબર મળતાં પદ્મપાદના મામાને ઘેર આવીને, એ મુંઝાઈ ગએલા પદ્મપાદને જોયા. ૧૪૩.

दृष्ट्वापद्मांघ्रिक्रमात्तेप्रणेमुस्तत्पादांभोजीयरेणून्दधानाः ॥
अन्योन्यंद्रागाददुस्तेददुश्चानेकानेहोयोगजैक्यान्नमांसि ॥१४४॥

પદ્મપાદને જોઇ એઓ પદ્મપાદનાં ચરણની રજ પોતાને માથે આવે એવી રીતે પદ્મપાદને પગે લાગ્યા. ઘણે કાળે મળવાને લીધે તેઓએ તુરત પરસ્પરને નમસ્કારો આપ્યા તથા પરસ્પરના નમસ્કાર લીધા. ૧૪૪.

वाणीनिर्जितपन्नगेश्वरगुरुप्राचेतसाचेतसा
बिभ्राणाचरणंमुनेर्विरचितव्यापल्लवंपल्लवं ॥
धुन्वंतंप्रभयानिवारिततमाशंकापदंकामदं
रेजेतेवसतांसमष्टिरसुहृत्त्रासाहितासाहिता ॥ १४५ ॥

વાણીની ચતુરીથી શેષનાગને, બૃહસ્પતિને તથા વાલ્મીકિને પણ જીતી શકે એવો, દુષ્ટ ભેદવાદીઓના સમૂહોને મહાભય આપનારી અને ગુરૂનું ચરણારવિંદ કે જે પોતાની પ્રભાથી આશ્ચર્યભૂત અજ્ઞાનનું અત્યંત નિવારણ કરનાર, સઘળા મનોરથોને પૂરનાર અને ભવિષ્ય વિપત્તિઓના ભાગોને પાનડાંની પેઠે કંપાવનાર છે તેને ચિત્તમાં ધારણ કરી એ આચાર્યના શિષ્યોની મંડળી, એ સ્થલમાં શોભવા લાગી. ૧૪૫.

श्रुश्रावसांतेवसतांसमष्टिःस्वदेशकीयांसुखदांसुवार्त्ता ॥
अर्थात्समीपागततःकुतश्चिद्द्विजेंद्रतःसेवितसर्वतीर्थात् ॥१४६॥

એ મંડલીને સઘળાં તીર્થોનું સેવન કરીને કોઈ પ્રયોજનથી ત્યાં આવેલા એક ઉત્તમ બ્રાહ્મણના મુખથી પોતાના દેશ સંબંધી સઘળી સુખદાયી વાતની ખબર મળી. ૧૪૬.

अथगुरुवरमनवेक्ष्यनितांतंव्यथितहृदोमुनिवर्यविनेयाः ॥
कथमपिविदिततदीयसुवार्त्ताःसमधिगताःकिलकेरलदेशान् ॥१४७॥

ઘણા કાલથી શ્રીશંકરાચાર્યનાં દર્શન નહીં મળવાથી જેઓનાં હૃદયો અત્યંત આતુર થયાં હતાં એવા એ શ્રીશંકરાચાર્યના શિષ્યો એ રીતે માંડ માંડ શ્રીશંકરાચાર્યની ખબર મેળવીને કેરેલ દેશમાં (મલબારમાં) ગયા. ૧૪૭.

अत्रांतरेयतिपतिःप्रसुवोंसकृत्यांकृत्वास्वधर्मपरिपालनसक्तचित्तः ॥
आकाशलंघिवरकेरमहीरुहेषुश्रीकेरलेषुमुनिरास्तचरन्विरक्तः ॥ १४८ ॥

સ્વધર્મનું પાલન કરવામાં આસક્ત ચિત્તવાળા અને પરમ વૈરાગ્યવાળા શ્રીશંકરાચાર્ય આ સમયમાં પોતાનાં માજીની અંત્ય ક્રિયા કરીને આકાશ પર્યંત ઊંચા ઉત્તમ કેર નામનાં વૃક્ષો વાળા કેરલ દેશમાં રહ્યા હતા અને તેમાંજ વિચરતા હતા.૧૪૮.

विचरन्नथकेरलेषुविष्वङ्निजशिष्यागमनंनिरीक्ष्यमौनी ॥
विनयेनमहासुरालयेशंविनमन्नस्तुतनिस्तुलानुभावः ॥ १४९ ॥

કેરલ દેશમાં ચારેકોર વિચરતા અને અનુપમ પ્રભાવવાળા એ શ્રીશંકરાચાર્ય પોતાના શિષ્યોના આવવાની વાટ જોઈને વિનયથી 'મહાસુર' નામના ધામના અધિપતિ વિષ્ણુને પ્રણામ કરતાં કરતાં નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૧૪૯.

सदसत्त्वविमुक्तयाप्रकृत्याचिदाचिद्रूपमिदंजगद्विचित्रं ॥
कुरुषेजगदीशलीलयात्वंपरिपूर्णस्यनहिप्रयोजनेच्छा ॥१५०॥

હે જગદીશ્વર ! આપ અનિર્વચનીય સ્વરૂપવાળી માયાથી આ જડચૈતન્યાત્મક વિચિત્ર જગતને કેવલ લીલાને વાસ્તેજ ઉત્પન્ન કરોછો. આપ કે જે પૂર્ણકામછો તેમને બીજું કોઈ પ્રયોજન મેળવવાની ઇચ્છાતો સંભવેજ નહી. ૧૫૦.

रजसासृजसीशसत्ववृत्तिस्त्रिजगद्रक्षसितामसःक्षिणोषि ॥
बहुधापरिकीर्त्यसेचसत्वंविधिवैकुंठशिवाभिधाभिरेकः॥१५१॥

હે ઇશ્વર ! તમેજ રજોગુણનું ધારણ કરીને જગતને સર્જોછો, સત્વગુણનું ધારણ કરીને જગતની રક્ષા કરોછો અને તમોગુણનું ધારણ કરીને જગતનો પ્રલય કરોછો એટલા માટે તમે એકજ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ એ નામોથી અનેક પ્રકારે કહેવાઓછો ૧૫૧.

विविधेषुजलाशयेषुसोऽयंसवितेवप्रतिबिंबितस्वभावः ॥
बहुरूपमिदंप्रविश्यविश्वंस्वयमेकोऽपिभवान्विभास्यनेकः॥१५२॥

આપ પોતે એક છતાં પણ જેમ સૂર્ય અનેક જલાશયોમાં પ્રતિબિંબિત થઇને અનેક જણાયછે તેમ ઘણાં રૂપો વાળાં આ જગતમાં જીવરૂપે પ્રવેશ કરીને અનેક જણાઓછો. ૧૫૨.

इतिदेवमाभिष्टुवन्विशिष्टस्तुतितोसौसुरसद्मसन्निविष्टः ॥
चिरकालवियोगनदीनचित्तैःशिरसाशिष्यगणैरथोववंदे ॥१५३॥

આ પ્રમાણે શ્રીશંકરાચાર્ય ઉત્તમ સ્તુતીઓથી વિષ્ણુનું આરાધન કરતાં કરતાં એજ દેવાલયમાં બીરાજ્યા હતા ત્યાં, લાંબા કાલના વિયોગથી ચિત્તમાં દીન થએલા પદ્મપાદ આદિ શિષ્યોએ આવીને મસ્તકોથી દંડવત્પ્રણામો કર્યા. ૧૫૩.

गुरुणाकुशलानुयोगपूर्वसदयंशिष्यगणेषुसांत्वितेषु ॥
अतिदीनमनाःशनैरवादीदजहद्गद्गदिकंसपद्मपादः ॥१५४॥

શ્રીશંકરાચાર્ય દયા ભરેલી રીતે કુશલ પ્રશ્ન પુછીને સઘળા શિષ્યોની સાંત્વના કરી રહ્યા પછી અત્યંત દીન મનવાળા પદ્મપાદે તોતડાતા અક્ષરોથી ધીરેધીરે નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ૧૫૪.

भगवन्नभिगम्यरंगनाथंपथिपद्माक्षमहंनिवर्त्तमानः ॥
बहुधाविहितानुनीतिनीतोबतपूर्वाश्रममातुलेनगेहे ॥१५५॥

મહારાજ ! હું રંગનાથ નામના વિષ્ણુનાં દર્શન કરીને વળ્યો તે સમયે મારો પૂર્વાશ્રમનો મામો માર્ગમાં ઘણા ઘણા કાલાવાલા કરીને મને પોતાને ઘેર તેડી ગયો હતો. ૧૫૫.

अहमस्यपुरोभिदावदेदोरपिपूर्वाश्रमवासनानुबंधात् ॥
अपठंभवदीयभाष्यटीकामजयंचात्रकृतानुयोगमेनं ॥१५६॥

જો કે એ મામો ભેદવાદીઓમાં અગ્રણી હતો તો પણ મેં પૂર્વાશ્રમની વાસનાને લીધે તેને આપના ભાષ્યની ટીકા વાંચી સંભળાવી અને તેમાં પૂર્વપક્ષો કરવા લાગેલા તે મામાને મેં વાદમાં જીતી પણ લીધો. ૧૫૬.

दग्धमुद्रमुखमुद्रिणमंत्रैर्ध्वस्ततर्कगुरुकापिलतंत्रैः ॥
वर्मितोनिगमसारसुधाक्तैर्मातुलंतमजयंतवसूक्तैः ॥१५७॥

આપનાં ઉત્તમ ભાષણો કે જેઓ તપ્તમુદ્રા (ઉનીછાપ) લેનારા લોકોનાં મોહોડાં બંધ કરવાના મંત્રોરૂપછે, વેદના સાર રૂપી અમૃતથી ખરડાએલાં છે અને તર્ક મતને, પ્રભાકરના મતને તથા કપિલના મતને તોડી નાખનારાં છે તેઓરૂપી બખ્તર ધરીને મે મામાને જીતી લીધો. ૧૫૭.

खड्गाखड्गिविहारकल्पितरुजंकाणादसेनामुखे
शास्त्राशास्त्रिकृतंश्रमंचविषमंपश्यत्पदानांपदे ॥
यष्टायष्टिभवंचकापिलबलेखेदंमुनेतावकैः
सूक्तैर्यौक्तिकवंशमौक्तिकमयैर्नापद्यतेवर्मितः ॥१५८॥

હે મુનિ ! યુક્તિઓના સમૂહરૂપ વાંસથી ઉત્પન્ન થએલાં આપનાં ઉત્તમ ભાષણોરૂપી મોતીનું બખ્તર ધરનારો પુરૂષ કણાદના અનુયાયી તાર્કિક લોકોની સેનાના મુખમાં

તરવારોની ઝપાઝપી જેવા વાદમાં પણ મુંઝાતો નથી, ગૌતમના અનુયાયી લોકોની સેનામાં શાસ્ત્રોની ઝપાઝપી જેવા વિવાદમાં પણ વિષમ શ્રમ પામતો નથી અને સાંખ્ય લોકોની સેનામાં ઘોકા ઘોકી જેવા વિવાદમાં પણ ખેદ પામતો નથી. ૧૫૮.

**अथगूढहृद्दोयथापुरंमामभिनंद्याहितसत्क्रियस्सतस्य ॥**

**अधिसद्मनिधायभाष्यटीकामहमस्यायमशंकितोनिशायां॥१५९॥**

હે ગુરૂ! પછી હારી ગએલા મારી મામાએ પોતાનો દુષ્ટ અભિપ્રાય મનમાંજ ગુપ્ત રાખીને મારો આગળની પેઠે સત્કાર કરતાં હું તેના ઘરમાં ભાષ્યની ટીકા મુકીને નિ-શ્શંક રીતે ત્યાંથી રાતનો ચાલ્યો. ૧૫૯.

**युगपर्ययनृत्सदुग्रफालज्वलनज्वालकरालकीलजालः ॥**

**दहनोधिनिशीथमस्यधाम्नाबतटीकामपिभस्मसादकार्षीत् ॥१६०॥**

હું ચાલ્યા પછી મધરાતને સમયે તે મારા મામાના ઘરમાં, પ્રલયના સમયમાં નૃત્ય કરતા સદાશિવના લલાટના અગ્નિની જ્વાળાઓના જેવી વિકરાળ જ્વાળાઓ વાળો અગ્નિ લાગતાં તે અગ્નિએ મારા મામાના ઘર ભેળી ભાષ્યની ટીકાને પણ ભસ્મ કરી નાખી. ૧૬૦.

**अदहत्स्वगृहंस्वयंहताशोविमतग्रंथमसौविदग्धुकामः ॥**

**मतिमांद्यकरंगरंचभैक्षेव्यधितास्येतिविजृंभतेस्मवार्त्ता ॥१६१॥**

આ વિષયમાં લોકોમાં એવી વાત ફેલાઇ છે કે "પોતાના પ્રતિપક્ષરૂપ ગ્રંથનો નાશ કરવાની ઇચ્છાથી એ અભાગીયાએ પોતાનું ઘર પણ પોતાના હાથથી બાળી નાંખ્યું અને પદ્મપાદની ભિક્ષામાં જેથી બુદ્ધિ મંદ થઇ જાય એવું ઝેરી ઔષધ પણ નાખી દીધું." ૧૬૧

**अधुनाधिषणायथापुरंनोविधुनानाविशयंप्रसादमेति ॥**

**विषमापुनरीदृशीदशानःकिमुयुक्ताभवदंघ्रिकिंकराणां ॥१६२॥**

મારી બુદ્ધિ કે જે આગળ સંશયો તોડવાના સામર્થ્ય વાળી હતી તે હવે તેવી નિર્મલ થતી નથી. અમો કે જેઓ આપના ચરણના કિંકર છીએ તેઓને આવી વિષમ દશા પ્રાપ્ત થવી યોગ્યછે? નથીજ. એટલા માટે મારી બુદ્ધિને આગળના જેવી કરી આપો. ૧૬૨.

**गुरुवरतवयाभाष्यवरेण्येव्यराचिमयालालिताकिलवृत्तिः॥**

**निरतिशयोज्ज्वलयुक्तियुतासापथिकिलहाविननाशकृशानौ॥१६३॥**

હે સદ્‌ગુરૂ! આપના ઉત્તમ ભાષ્ય ઉપર સર્વોત્તમ સ્પષ્ટ યુકિતઓથી ભરેલી જે મેં સુંદર ટીકા બનાવી હતી તે ટીકા પ્રવાસમાં અગ્નિથી બળી ગઈ!! હાય હાય! ૧૬૩.

**प्रयतेहंपुनरेवयदातांमाविधातुंबहुधाकृतयत्नः ॥**

**नयथापूर्वमुपक्रमतेताःपदुयुक्तीर्भगवन्ममबुद्धिः ॥१६४॥**

મહારાજ! હું ઘણા ઘણા યત્નો કરીને જ્યારે જ્યારે ફરીવાર એ ટીકા કરવા માડુંછું

ત્યારે ત્યારે મારી બુદ્ધિ આગળ પ્રમાણે પ્રૌઢ યુક્તિઓમાં પ્રવેશ કરતી નથી. ૧૬૪.

कृपापारावारंतवचरणकोणाग्रमरणंगतादीनादूनाःकतिकतिनसर्वेश्वरपदं॥
गुरोमंतुर्नतुःकइवममपापांशइतिचेन्मृषामाभाषिष्ठापदकमलचिंतावधिरसौ।१६५।

કેટલા કેટલા દીન અને મુંઝાએલા પુરૂષો આપના ચરણારવિંદના ખુણાની અણી કે જે કૃપાના સમુદ્રરૂપછે તેનું શરણ લઈને સર્વેશ્વરની પદવીને પામ્યા નથી ! સર્વે પામેલા છે. હે ગુરૂ ! આમછે ત્યારે હું પણ કે જે આપના ચરણારવિંદને પ્રણામ કરૂંછું તેનો શો અપરાધ છે? કદાચ 'કોઈ પાપનો અંશ રહી ગયો છે' એમ આપ કેહેવા ધારતા હો તો 'ગુરૂનાં ચરણનાં ચિંતનથી સઘળાં પાપોનો છેડો આવેછે' એમ કેવે પછી ખોટું કેહેશોમાં. ૧૬૫

इतिवादिनमेनमार्यपादःकरुणापूरकरंबितांतरंगः ॥
अमृताब्धिसखैरपास्तमोहैर्वचनैःसांत्वयतिस्मवल्गुबंधैः॥१६६॥

પદ્મપાદ એ પ્રમાણે બોલતાં કરૂણાના પૂરથી વ્યાપ્ત થએલા અંતઃકરણવાળા શ્રી શં-કરાચાર્યે ક્ષીર સમુદ્ર જેવાં ઊજ્વલ, મોહને ટાળનારાં અને સુંદર સંદર્ભવાળાં વચનોથી નીચે પ્રમાણે તેમની સાંત્વના કરી. ૧૬૬.

विषमोबतकर्मणांविपाकोविषमोहोपमदुर्निवारएषः॥
विदितःप्रथमंमयायमर्थःकथितश्चांगसुरेशदेशिकाय॥१६७॥

હે પ્રિય શિષ્ય ! કર્મોનો વિપાક વિષમ છે અને તે ઝેરથી ઉત્પન્ન થએલા મોહની પેઠે નિવારણ કરવાને અશક્ય છે. આ ભવિષ્ય મે પ્રથમથીજ જાણ્યું હતું અને સુરેશ્વરા-ચાર્યની પાસે કહ્યું પણ હતું. ૧૬૭.

पूर्वंशृंगक्ष्माधरेमत्समीपेप्रेम्णायासौवाचितापंचपादी ॥
सामेचित्तान्नापयासद्यशोकोयाताच्छीघ्रंतांलिखेसाख्यदार्यः॥१६८॥

તમે પૂર્વે ઋષ્યશૃંગ પર્વતમાં મારી પાસે ભાષ્યની ટીકાની જે પંચપાદી (પાંચ પાદનું વ્યાખ્યાન) પ્રેમથી વાંચી હતી તે પંચપાદી આજ દિવસ સુધી પણ મારા ચિત્તમાંથી ગઈ નથી માટે મારા મુખથી તેટલા ગ્રંથને તુરત તમે લખી લીઓ અને શોક કરવો છો-ડી દીયો. ૧૬૮.

आश्वास्यैत्थंजलजचरणंभाष्यकृत्पंचपादी
माचख्यौतांकृतिमुपहितांपूर्वयैवानुपूर्व्या ॥
नैतच्चित्रंपरमपुरुषेव्याहतज्ञानशक्तौ
तस्मिन्नमूलोत्रिभुवनगुरौसर्वविद्याप्रवृत्तेः ॥१६९॥

ભાષ્ય કરનારા શંકરાચાર્યે એ પ્રમાણે પદ્મપાદની આશ્વાસના કરીને પોતાના મુખથી પ્રથમ અનુક્રમ પ્રમાણેજ તેની કૃતિની પંચપાદી કહી સંભળાવી. ત્રૈલોક્યના ગુરૂ, પ્રતિબંધ

રહિત જ્ઞાન શક્તિવાળા અને સઘળી વિદ્યાઓની પ્રવૃત્તિના મૂલ રૂપ એ પરમ પુરૂષ (પરમાત્મારૂપ શંકરાચાર્ય) એવી અગાધ સ્મરણ શક્તિવાળા હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. ૧૬૯

प्रसभंसविलिख्यपंचपादींपरमानंदभरेणपद्मपादः ॥
उदतिष्ठदतिष्ठदभ्यरौदीत्पुनरुद्गायतितुस्मनृत्यतिस्म ॥१७०॥

એ પંચપાદીને તુરત લખી લઈને પદ્મપાદને એટલો બધો પરમ આનંદનો સમૂહ થયો કે જેથી તે પદ્મપાદ ઉઠવા લાગ્યા, બેસવા લાગ્યા, રોવા લાગ્યા, ગાવા લાગ્યા અને નાચવા [1]લાગ્યા. ૧૭૦.

कविताकुशलोथकेरलक्ष्माकमनःकश्चनराजशेखराख्यः ॥
मुनिवर्यममुंमुदावितेनेनिजकौटीरनिघृष्टपान्नखाग्रयं ॥१७१॥

આ સમયમાં કવિતા કરવામાં કુશલ કોઈ 'રાજશેખર' નામનો કેરલ દેશનો રાજા હતો તેણે શંકરાચાર્યની પાસે આવીને તેમને પ્રેમને લીધે પોતાના (રાજશેખરના) મુકુટનાં રત્નોથી ઘસાએલી ચરણના નખોની અણીઓવાળા [2]કર્યા. ૧૭૧.

प्रथतेकिमुनाटकत्रयीसेसमुनासंयमिनाततोनियुक्तः ॥
अयमुत्तरमाददेप्रमादादनलेसाहुतितामुपगतेति ॥१७२॥

'હે રાજા! એ ત્રણ નાટકનો પ્રચાર થયો છે કે કેમ?' એ રીતે શંકરાચાર્યે પુછતાં રાજશેખરે કહ્યું કે 'મારા પ્રમાદને લીધે એ ત્રણે નાટક અગ્નિમાં આહુતિપણું પામ્યા છે. (બળી ગયાં છે)' ૧૭૨.

मुखतःपटितांमुनींदुनातांविलिखन्नेपविसिस्मयेथभूपः ॥
वदकिंकरवाणिकिंकरोहंवरदेतिप्रणमन्व्यजिज्ञपच्च ॥१७३॥

એ સમયે શંકરાચાર્યે એ ત્રણે નાટકો મુખથી બોલી દેખાડ્યાં અને રાજશેખરે લખી લીધાં. જે લખી વિસ્મય પામેલા તે રાજાએ 'હે વર દેનારા! હું આપનું શું કામ કરૂં તે કહો. હું આપનો કિંકરછું' એમ વિજ્ઞપ્તિ કરી. ૧૭૩.

नृपकालटिनामकाग्रहाराद्विजकर्मानधिकारिणोप्यसप्ताः ॥
भवतापितथैवतेविधेयाव्रतपापप्रतिदेशिकोशिषत्तं ॥१७४॥

શંકરાચાર્યે આજ્ઞા કરી કે "હે રાજા! હમણાં મે કાલટી નામના ગામના રેહેવાશી બ્રાહ્મણોને શાપ દઈને વેદકર્મના અધિકારથી ભ્રષ્ટ કર્યા છે માટે તમારે પણ એ પાપીઓને વેદકર્મોના અધિકારથી ભ્રષ્ટજ રાખવા." ૧૭૪.

[1] ઊઠવા તથા બેસવા આદિ અનેક કાર્યો એક વખતે બન્યાં હોય એવી રચના કરી છે માટે समुच्चयालंकार થયો છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૬ મું) [2] રાજાએ શંકરાચાર્યના ચરણમાં પોતાને મુકુટ નમાવ્યો એમ કહેવાનું હતું તેને બીજી ચમત્કારી ઢબથી કહ્યું છે માટે पर्यायोक्त અલંકાર થયો છે. पर्यायोक्तंतुवर्ण्यस्यवचोभंग्यंतराश्रयम् જે વર્ણન કરવાનું હોય તેને બીજી ઢબથી કેહેવું એ પર્યાયોકત અલંકારનું સ્વરૂપ છે. (જુવો કુવલયાનંદ પાનું ૧૦૪ મું.)

पद्मांघ्रिर्भितपद्मनष्टविद्यातितुष्टेपुनःकेरल
क्ष्मापालोयतिसार्वभौमसविधंप्राप्यप्रणम्यांजसा ॥

लब्ध्वातस्यमुखात्सनाटकवराण्यानंदपाथोनिधौ
मज्जंस्तत्पदपद्मयुग्ममनिसंध्यायन्प्रतस्थेपुरीं ॥१७५॥

નષ્ટ થએલી ટીકાને પાછી મેળવીને પદ્મપાદ રાજી થયા અને કેરલ દેશનો રાજા પણ શંકરાચાર્યની પાસે આવી તેમને પ્રણામ કરી તેમના મુખથી અનાયાસે ત્રણે નાટકોને પાછાં મેળવી આનંદના સમુદ્રમાં ડુબતો ડુબતો અને શંકરાચાર્યનાં ચરણારવિંદોનું નિરંતર ધ્યાન કરતો કરતો ત્યાંથી પાછો પોતાની નગરીમાં ગયો. ૧૭૫.

इतिश्रीमाधवीयेतत्तीर्थयात्राटनार्थकः ॥
संक्षेपशंकरजयेसर्गोऽजनिचतुर्दशः ॥१४॥ मूलसंख्या॥२९३॥

ઇતિ શ્રીમાધવાચાર્યે રચેલા સંક્ષિપ્ત શંકરદિગ્વિજયમાં પદ્મપાદના તીર્થયાત્રાને વાસ્તે વિચરવાના વર્ણન સંબંધી ચૌદમો સર્ગ સંપૂર્ણ થયો.

समाप्तोऽयं चतुर्दशः सर्गः ॥

॥ पंचदशःसर्गः ॥

अथशिष्यवरैर्युतःसहस्रैरनुयातःससुधन्वनाचराज्ञा ॥
ककुभोविजिगीषुरेषसर्वाःप्रथमंसेतुमुदारधीःप्रतस्थे ॥ १ ॥

પછી હજારો ઉત્તમ શિષ્યોથી સંયુક્ત એ ઉદાર બુદ્ધિવાળા શંકરાચાર્ય સઘળી દિશાઓને જીતવાની ઇચ્છાથી પ્રથમ સેતુબંધની તરફ પધાર્યા અને સુધન્વા નામનો રાજા પણ તેમની સાથે ગયો. ૧.

अभवत्किलतस्यतत्रशाक्तैर्गिरिजार्चाकपटान्मधुप्रसक्तैः ॥
निकटस्थवितीर्णभूरिमोदस्फुटरिंखत्पटुयुक्तिमान्विवादः ॥ २ ॥

ત્યાં શાક્તલોકો કે જેઓ દેવીનું પૂજન કરવાના ડોળથી મદ્યપાનમાં આસક્ત હતા તેઓની સાથે તેમને, સ્પષ્ટ રીતે પ્રસરતી પ્રૌઢ યુક્તિઓ વાળો અને સભાસદ લોકોને ભારે આનંદ આપનારો વિવાદ થયો. ૨.

सहियुक्तिभरैर्विधायशाक्तान्प्रतिवाग्व्याहरणेपितानशक्तान् ॥
द्विजजातिबहिष्कृताननार्यानकरोल्लोकहितायकर्मसेतुं ॥ ३ ॥

એ શાક્ત લોકો કે જેઓ દ્વિજની જાતિથી બહિષ્કૃત અને અનાર્ય હતા તેઓને યુક્તિઓના સમૂહોથી ઉત્તર દેવામાં પણ અશક્ત કરી નાખીને શંકરાચાર્યે લોકોના હિતને વાસ્તે કર્મો કરવાની મર્યાદા બાંધી. ૩.

अभिपूज्यसतत्ररामनाथंसहपांड्यैःस्ववशेविधायचोलान् ॥
द्रविडांश्चततोजगामकांचींनगरींहस्तिगिरेर्नितंबकांचीं ॥४॥

ત્યાં શંકરાચાર્ય રામેશ્વરનું પૂજન કરી પાંડ્ય લોકોને, ચોલ લોકોને તથા દ્રવિડ લોકોને વશ્ય કરીને ત્યાંથી હસ્તિ નામના પર્વતની કટિમેખલા રૂપ કાંચી નગરીમાં પધાર્યા. ૪.

सुरधामसतत्रकारयित्वापरविद्याचरणानुसारिचित्रं ॥
अपवार्यचतांत्रिकानतानीद्भगवत्याःश्रुतिसंमतांसपर्यां ॥ ५ ॥

એ કાંચી નગરમાં પરવિદ્યાના પુરશ્ચરણને અનુસરતું એક વિચિત્ર દેવાલય કરાવી તાંત્રિક લોકોનું નિવારણ કરીને શંકરાચાર્યે જગદંબાની વેદોક્ત પૂજા કરવાનો સંપ્રદાય ચલાવ્યો. ૫.

निजपादसरोजसेवनायैविनयेनस्वयमागताननथांध्रान् ॥
अनुगृह्यसवेंकटाचलेशंप्रणिपत्यापविदर्भराजधानीं ॥ ६ ॥

એ સમયમાં પોતાના ચરણારવિંદનું સેવન કરવાને વાસ્તે રૂચિપૂર્વક પોતાથીજ આવેલા આંધ્ર લોકોપર અનુગ્રહ કરી વેંકટેશ્વરને પ્રણામ કરીને શંકરાચાર્ય વિદર્ભ દેશની રાજધાનીમાં પધાર્યા. ૬.

अभिगम्यसभक्तिपूर्वमस्याकृतपुजःक्रथकेशिकेश्वरेण ॥
निजशिष्यनिरस्तदुष्टबुद्धीन्व्यदधाद्भैरवतंत्रसावलंबान् ॥ ७ ॥

ક્રથકૈશિક દેશના (વિદર્ભ દેશના) રાજાએ ભક્તિપૂર્વક સામૈયું કરીને એ રાજધાનીમાં જેમની પૂજા કરી એવા શંકરાચાર્યે ભૈરવતંત્રને માનનારા કાપાલિક લોકોનો પોતાના શિષ્યો દ્વારા પરાજય કરીને તેઓની દુષ્ટ બુદ્ધિ મટાડી. ૭.

अभिवाद्यविदर्भराडवादिदथकर्णाटवसुंधरांयियासुं ॥
भगवन्बहुभिःकपालिजालैःसहिदेशोभवतामगम्यरूपः ॥ ८ ॥
नहितेभगवद्यशःसहंतेनिहितेर्ष्याःश्रुतिषुब्रवीम्यतोहं ॥
अहितेजगतांसमुत्सहंतेमहितेपुप्रतिपक्षतांवहंते ॥ ९ ॥

પછી શંકરાચાર્યે કર્ણાટક દેશમાં જવાની ઇચ્છા કરી ત્યારે વિદર્ભ દેશના રાજાએ તેમને પ્રણામ કરીને કહ્યું કે "મહારાજ ! કર્ણાટક દેશ ઘણા ઘણા કાપાલિક લોકોથી વ્યાપ્ત છે માટે ત્યાં આપે પધારવું યોગ્ય નથી. વેદમાર્ગ ઉપર ઇર્ષ્યા ધરાવનારા એ લોકો જગતનું ભુંડું કરવાની શક્તિ ધરાવેછે, મોટાઓની સાથે શત્રુતા કરેછે અને આપના યશનું સહન કરે એવા નથી માટે હું આપને ત્યાં નહી જવાની વિજ્ઞપ્તિ કરૂંછું." ૮, ૯.

इतिवादिनिभूमिपेसुधन्वायतिराजंनिजगाववधिज्यधन्वा ॥
मयितिष्ठतिकिंभयंपरेभ्यस्तवभक्तेयतिनाथपामरेभ्यः ॥ १० ॥

એ પ્રમાણે વિદર્ભ દેશનો રાજા બોલતાં દોરી ચડાવેલા ધનુષવાળા સુધન્વા રાજાએ શંકરાચાર્યને કહ્યું કે "હે સંન્યાસીઓના અધિપતિ ! હું કે જે આપનો ભક્તછું તે વિદ્યમાન છતાં એ પામર શત્રુઓ (કાપાલિકલોકો)થી શો ભય છે. કશો ભય થવાનો નથી. ૧૦.

अथतीर्थकराग्रणीःप्रतस्थेकिलकापालिकजालकंविजेतु ॥
निशमय्यतमागतंसमागात्क्रकचोनामकपालिदेशिकाग्र्यः ॥ ११ ॥

એ પ્રમાણે સુધન્વા રાજાએ કેહેતાં આચાર્યોમાં મુખ્ય શંકરાચાર્યે કાપાલિક લોકોને જીતવા વાસ્તે ઉજ્જયિની નામના પુરમાં પધાર્યા. એમને આવેલા સાંભળી કાપાલિક લોકોના આચાર્યોમાં અગ્રણી ક્રકચ નામનો કાપાલિક તેમની પાસે આવ્યો. ૧૧.

पितृकाननभस्मनानुलिप्तःकरसंप्राप्तकरोटिरात्तशूलः ॥
सहितोबहुभिःस्वतुल्यवेषैःसइतिस्माहमहामनाःसगर्वः ॥ १२ ॥

શ્મસાનના ભસ્મના લેપન વાળા, હાથમાં માણસના માથાની ખોપરી ધરનારા અને જેણે ત્રિશૂલ ઉપાડયું હતું એવા એ મોટા મનવાળા અભિમાનની ક્રકચે પોતાના જેવાજ વેષ વાળા ઘણા લોકોની સાથે આવીને શંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું. ૧૨.

भसितंधृतमित्सदस्तुयुक्तंशुचिसंसज्यशिरःकपालमेतत् ॥
वहथाशुचिखर्परंकिमर्थंनकथंकारमुपास्यतेकपाली ॥ १३ ॥

તમે ભસ્મ ધરેલ છે એ તો યોગ્યછે પણ તમે માણસની પવિત્ર ખોપરીને નહી ધરતાં આ અપવિત્ર માટીના ખપરને શામાટે ધરોછો અને ભૈરવનું ઉપાસન કેમ કરતા નથી. ૧૩.

नरशीर्षकुशेशयैरकृतारुधिराक्तैर्मधुनाचभैरवार्चा ॥
उमयासमयासरोरुहाक्ष्याकथमाश्लिष्टवपुर्मुदंप्रयायात् ॥१४॥

લોહીથી ખરડાએલાં માણસોનાં મસ્તકોરૂપ કમલોથી તથા મદ્યથી ભૈરવનું પૂજન કર્યા વિના અને પાર્વતીના જેવી સુંદરીનું આલિંગન કરયા વિના ભક્તજનને આનંદજ કેમ મળે? ૧૪.

इतिजल्पतिभैरवागमानांहृदयंकापुरुषेतितंविनिंद्य ॥
निरवासयदात्मवित्समाजात्पुरुषैःस्वैरधिकारिभिःसुधन्वा ॥ १५ ॥

એ પ્રમાણે તે ક્રકચ ભૈરવ તંત્રોના રહસ્યની વાત કરવા લાગતાં સુધન્વા રાજાએ તેને 'હે દુષ્ટ !' એમ ધિક્કારીને પોતાના અધિકારી પુરૂષોની પાસે આત્મવેત્તાઓની સભામાંથી કૂહડાવી મુક્યો. ૧૫.

भृकुटीकुटिलाननश्चलोग्रःशितमुद्यम्यपरश्वधंसमूर्खः ॥
भवतांनशिरांसिचेद्विभिद्यांक्रकचोनाहमितिब्रुवन्नयासीत् ॥ १६ ॥

આ સમયે ભ્રકુટીથી વાંકા મ્હોડાવાળો અને ફરકતા હોઠવાળો એ મૂર્ખ ક્રકચ સજાવેલી ફરશી ઉગામી 'જો તમ લોકોનાં માથાં ફાડી નાખું નહીં તો હું ક્રકચ જ નહીં' એમ બોલતો બોલતો ચાલ્યો ગયો. ૧૬.

रुषितानिकपालिनांकुलानिप्रलयांभोधरभीकराखाणि ॥
अमुनाप्रहितान्यतिप्रसंख्यान्यभियातानिसमुद्यतायुधानि ॥ १७ ॥

પછી તેણે મોકલેલાં, પ્રલયકાલના સમુદ્રની પેઠે ભયંકર ગર્જનાઓ કરતાં અને જેઓએ આયુધો ઉપડયાં હતાં એવાં અસંખ્યાત કાપાલિક લોકોનાં ટોળાંઓ શ્રીશંકરાચાર્ય આદિ લોકોને મારી નાખવા સારૂ આવ્યાં. ૧૭.

अथविप्रकुलंभयाकुलंतद्द्रुतमालोक्यमहारथःसुधन्वा ॥
कुपितःकवचीरथीनिषंगीधनुरादाययथौशरान्विमुंचन् ॥ १८ ॥

આ સમયમાં બ્રાહ્મણ લોકોને ભયથી આકુલ થએલા જોઈ કોપ પામેલો મહારથી સુધન્વા રાજા બકતર પ્હેરી, રથમાં બેસી, ભાથાં લઈ, ધનુષ ધરીને તુરત બાણો મુકતો તેઓની સામે ગયો. ૧૮.

अवनीभृतियोधयत्यरींस्तांस्त्वरयैकत्रततोन्यतोनियुक्ताः ॥
क्रकचेनवधायभूसुराणांद्रुतमासेदुरुदायुधाःसहस्रं ॥१९॥

એ રાજા કાપાલિક લોકોની સાથે એક તરફ યુદ્ધ કરતાં ક્રકચે બીજી તરફથી તુરત મોકલેલા બીજા હજાર કાપાલિક લોકો આયુધો લઈને બ્રાહ્મણોને મારવા સારૂ તુરત આવી પ્હોંચ્યા. ૧૯.

अवलोक्यकपालिसंघमाराच्छमनानीकनिकाशमापतंतं ॥
व्यथिताःप्रतिपेदिरेशरण्यंशरणंशङ्करयोगिनंद्विजेंद्राः ॥२०॥

યમના સૈન્ય જેવા એ કાપાલિક લોકોના સમૂહને દૂરથી આવતો જોઈ વ્યથા પામેલા બ્રાહ્મણ લોકો શરણાગતોનું રક્ષણ કરનાર શ્રીશંકરાચાર્ય ને શરણે ગયા. ૨૦.

असितोमरपट्टिशत्रिशूलैःप्रजिघांसून्भृशमुज्झिताट्टहासान् ॥
यतिराट्सचकारभस्मसात्तान्निजहुंकारभुवाग्निनाक्षणेन ॥२१॥

ખડ્ગોથી, તોમરોથી, પટ્ટિશોથી અને ત્રિશૂલોથી મારી નાખવાને ઇચ્છતા અને અત્યંત અટ્ટાટ્ટહાસ કરતા એ કાપાલિક લોકોને શંકરાચાર્યે પોતાના હુંકારથી ઉત્પન્ન કરેલા અગ્નિવડે ક્ષણમાત્રમાં ભસ્મ કરી નાખ્યાં. ૨૧.

नृपतिश्चशरैःसुवर्णपुंखैर्विनिकृत्तैःप्रतिपक्षवक्त्रपद्मैः ॥
रणरंगभुवंसहस्रसंधैःसमलंकृत्यसमुदागमन्मुनीद्रं ॥२२॥

સુધન્વા રાજા પણ સુવર્ણના પુંખોવાળાં બાણોથી કાપી નાખેલાં હજારો કાપાલિક લોકોનાં મુખોરૂપી કમલોથી રણના અખાડાની પૃથ્વીને શણગારીને આનંદથી શંકરાચાર્યની પાસે આવ્યો. ૨૨.

तदनुक्रकचोहतान्स्वकीयानरुजांश्चद्विजपुंगवानुदीक्ष्य ॥
अतिमात्रविदूयमानचेतायतिराजस्यसमीपमापभूयः ॥२३॥

પછી પોતાના લોકોને મરી ગએલા અને બ્રાહ્મણોને કુશલ રહેલા જોઈ મનમાં અત્યંત ખેદ પામતો ક્રકચ ફરીવાર શ્રીશંકરાચાર્યની પાસે આવ્યો. ૨૩.

कुमताश्रयपश्यमेप्रभावंफलमाप्स्यस्यधुनैवकर्मणोस्य ॥
इतिहस्ततलेदधत्कपालंक्षणमध्यायदसौनिमील्यनेत्रे ॥२४॥

'હે દુષ્ટ મતવાળા ! મારા પ્રભાવને જોઈ લે. તું આ કામનું હમણાંજ ફલ પામીશ' એમ બોલતાં બોલતાં તે ક્રકચે હાથમાં ખોપરી લઈ આંખો મીંચીને ક્ષણ માત્ર ભૈરવનું ધ્યાન કર્યું. ૨૪.

सुरयापरिपूरितंकपालंझटितिध्यायतिभैरवागमज्ञे ॥
सनिपीयतदर्धमर्धमस्यानिदधारस्मरातिस्मभैरवंच ॥२५॥

ભૈરવ તંત્રોને જાણનારો એ ક્રકચ ધ્યાન કરવા લાગતાં ખોપરી તુરત મદિરાથી ભરપૂર થઈ ગઈ. પછી ક્રકચે તેમાંથી અરધી મદિરા પીને અને અરધી રેહેવા દઈને ભૈરવનું સ્મરણ કર્યું. ૨૫.

अथमर्त्यशिरःकपालमालीज्वलनज्वालजटाछटास्त्रिशूली ॥
विकटप्रकटाट्टहासशालीपरतःप्रादुरभून्महाकपाली ॥२६॥

આ સમયમાં તુરત જ તેની આગળ માણસોનાં માથાઓની ખોપરીઓની માલાઓવાળા, અગ્નિની જ્વાલા જેવી જટાની છટાવાળા, હાથમાં ત્રિશૂલવાળા અને ભયંકર રીતે પ્રકટ અટ્ટાટ્ટહાસ કરતા ભૈરવનાથ પ્રકટ થયા. ૨૬

तवभक्तजनद्रुहंदशासंजहिदेवेतिकपालिनानियुक्तः ॥
कथमात्मनिमेपराध्यसीतिक्रकचस्यैवशिरोजहाररुष्टः ॥२७॥

"હે દેવ ! આપના ભક્તજનનો દ્રોહ કરનારા આ શંકરાચાર્યને આપની દૃષ્ટિથી મારી નાખો" એમ કકચે કેહેતાં કોપ પામેલા એ ભૈરવનાથે "અરે ! તું મારા સ્વરૂપભૂત શંકરાચાર્યનો કેમ અપરાધ કરે છે" એમ બોલીને તુરત કકચનું જ માથું કાપી લીધું. ૨૭.

यतिनामृषभेणसंस्तुतस्सन्नयमंतर्धिमवापदेववर्यः ॥

अखिलेपिखिलेकुलेखलानाममुमानर्चुरलंद्विजाःप्रहृष्टाः॥२८॥

પછી શંકરાચાર્યે જેમની સ્તુતિ કરી એવા એ ભૈરવનાથ અંતર્હિત થઈ જતાં અને ખલ લોકોનું સઘળું કુલ નાશ પામતા રાજી થએલા બ્રાહ્મણ લોકોએ શંકરાચાર્યનું અત્યંત પૂજન કર્યું. ૨૮.

यतिराडथतेषुतेपुदेशेष्वितिपाषंडपरान्द्विजान्विमथ्नन् ॥

अपरांतमहार्णवोपकंठंप्रतिपेदेप्रतिवादिदर्पहंता ॥२९॥

પછી પ્રતિવાદીઓના ગર્વને તોડનારા શ્રીશંકરાચાર્ય એવીજ રીતે તે તે દેશોમાં પાખંડી બ્રાહ્મણોનો પરાજય કરતા કરતા પશ્ચિમ સમુદ્રના સમીપમાં પધાર્યા. ૨૯.

विललासचलत्तरंगहस्तैर्नदराजोभिनयन्निगूढमर्थं ॥

अवधीरितदुंदुभिस्वनेनप्रतिवादीवमहान्महारवेण ॥३०॥

ચલાયમાન થતા તરંગરૂપ હસ્તોથી અને દુંદુભિના શબ્દથી પણ અધિક ગંભીરતાવાળા પ્રૌઢશબ્દથી જાણે પોતાના ગૂઢ અભિપ્રાયને પ્રકટ કરતો હોય[1] એવો પશ્ચિમ સમુદ્ર એ સ્થલમાં મોટા પ્રતિવાદીની પેઠે શોભતો હતો. ૩૦.

बहुलभ्रमवानयंजडात्मासुमनोभिर्मथितश्चपूर्वमेव ॥

इतिसिंधुमुपेक्ष्यसक्षमावानिवगोकर्णमुदारधीःप्रतस्थे ॥३१॥

આ સમુદ્ર પ્રતિવાદી જેવો લાગતાં છતાં પણ ઘણા ભ્રમ ( ભ્રાંતિ અને પાણીની ચકરીઓ ) વાળો છે, જડ ( મૂર્ખ અને જળરૂપ ) છે અને સુમનોએ ( પંડિતોએ અને દેવતાઓએ ) પેહેલાંજ મથી નાંખેલો છે એ હેતુને લીધે જાણે સમુદ્ર ઉપર ક્ષમાયુક્ત થયાહોય એવા ઉદાર બુદ્ધિવાળા શંકરાચાર્ય સમુદ્રની ઉપેક્ષા કરીને ગોકર્ણ ક્ષેત્રમાં પધાર્યા.[1] ૩૧.

अवगाह्यसरित्पतिंसतत्रप्रियमासाद्यतुषारशैलपुत्र्याः ॥

स्तवसत्तममद्भुतार्थचित्रंरचयामासभुजंगवृत्तरम्यं ॥३२॥

ત્યાં શ્રી શંકરાચાર્યે સમુદ્રમાં સ્નાન કરી પાર્વતીના પતિ ગોકર્ણેશ્વરની પાસે આવીને તેમનું અદ્‌ભુત અર્થોથી વિચિત્ર અને ભુજંગ પ્રયાત[3] નામનાં વૃત્તથી રમણીય ઉત્તમ સ્તોત્ર કર્યું. ૩૨.

૧ ઉત્પ્રેક્ષા અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૩ મું.) ૨ भुजंग प्रयातं भवेद्यैश्चतुर्भिः એક એક ચરણમાં ચાર ચાર યગણ (ISS) આવે તો ભુજંગ પ્રયાતવૃત્ત થાયછે. (જુવો વૃત્ત રત્નાકર.)

तदनंतरमागमांतविद्यांप्रणतेभ्यःप्रतिपादयंतमेनं ॥
हरदत्तसमाह्वयोधिगम्यस्वगुरुंसंगिरतेस्मनीलकंठं ॥३३॥

પછી શંકરાચાર્ય કે જે પોતાના નમ્ર શિષ્યોની પાસે વેદાંત વિદ્યાનું પ્રતિપાદન કરતા હતા તેમની હરદત્ત નામના કોઈ બ્રાહ્મણે પોતાના ગુરૂ નીલકંઠની પાસે જઈને નીચે પ્રમાણે ખબર આપી. ૩૩.

भगवन्निहशंकराभिधानोयतिरागत्यजिगीषुरार्यपादान् ॥
स्ववशीकृतभट्टमंडनादिःसहशिष्यैर्गिरिशालयेसमास्ते ॥३४॥

"મહારાજ! જેણે ભટ્ટપાદ અને મંડનમિશ્ર આદિને વશ્ય કરેલા છે એવો શંકર નામનો સંન્યાસી આપને જીતી લેવાની ઈચ્છાથી શિષ્યોની સાથે અહીં આવીને શિવાલયમાં ઉતરેલો છે." ૩૪.

इतितद्वचनंनिशम्यसम्यग्ग्रथितानेकनिबंधरत्नहारः ॥
शिवतत्परसूत्रभाष्यकर्ताप्रहसन्वाचमुवाचशैववर्यः ॥३५॥

શિવભક્તોમાં ઉત્તમ નીલકંઠ કે જેણે અનેક ગ્રંથોરૂપી રત્નમય હારો સારી રીતે ગુંથ્યા હતા અને વ્યાસ સુત્રનું શિવપર ભાષ્ય બનાવ્યું હતું તે એ હરદત્તનું એ પ્રમાણે વચન સાંભળી હસતો હસતો નીચે પ્રમાણે બોલ્યો. ૩૫.

सरितांपतिमेषशोषयेद्वासवितारंवियतःप्रपातयेद्वा ॥
पटवत्सुखवर्त्मवेष्टयेद्वाविजयेनैवतथापिमेसमर्थः ॥३६॥

"એ સંન્યાસી સમુદ્રને સુકાવી નાંખે, અથવા સૂર્યને આકાશમાંથી પાડી નાખે અથવા આકાશને વસ્ત્રની પેઠે લપેટી લે તોપણ મને જીતી લેવામાં સમર્થ થાય જ નહીં.[1] ૩૬.

परपक्षतमिस्रचंचदर्कैर्ममतर्कैर्बहुधाविशीर्यमाणां ॥
अधुनैवमतंनिजंसपश्यत्वितिजल्पन्निरगादनल्पकोपः ॥३७॥

એ સંન્યાસી પોતાના મતને પ્રતિવાદીઓના પક્ષો રૂપી અંધકારોનો નાશ કરવામાં સૂર્યની પેઠે પ્રકાશતા મારા તર્કોની હમણાંજ અનેક રીતે વીખાઈ જતો જુવો" એમ બોલતો એ નીલકંઠ ઘણા કોપને લીધે ઘરમાંથી શંકરાચાર્યની પાસે જવા નીકળ્યો. ૩૭.

सितभूतितरंगिताखिलांगैःस्फुटरुद्राक्षकलापकम्रकंठैः ॥
परिवीतमधीतशैवशास्त्रैर्मुनिरायांतममुंददर्शशिष्यैः ॥३८॥

શ્વેત ભસ્મથી વ્યાપ્ત થએલાં સઘળાં અંગોવાળા, મોટા મોટા રૂદ્રાક્ષોના સમૂહથી શોભતા કંઠોવાળા અને શૈવશાસ્ત્રોનું અધ્યયન કરનારા શિષ્યોથી વીંટાએલા એ નીલકંઠ પંડિતને શંકરાચાર્યે આવતો દીઠો. ૩૮.

૧ પોતાના પરાજયનું અત્યંત અસંભાવિતપણું સિદ્ધ કરવાને વાસ્તે સમુદ્રને સુકાવી નાખવા આદિ અસંભાવિત અર્થોની કલ્પના કરીછે માટે मिथ्याध्यवसिति અલંકાર થયો છે. किंचिन्मिथ्यात्वसिध्यर्थं मिथ्यार्थांतर कल्पनं मिथ्याध्यवसितिः એકને અસંભવિત ઠરાવવા માટે બીજા અસંભવિત અર્થોની કલ્પના કરવી એ મિથ્યાધ્યવસિતિ અલંકાર થાય છે. (જુવો કુવલયાનંદ પાનું ૧૫૩ મું.)

अधिगसमहर्षिसन्निकर्षकविरातिष्ठपदात्मपक्षमेषः ॥
शुकतातकृतात्मशास्त्रतःप्राक्कपिलाचार्यइवात्मशास्त्रमद्धा ॥३९॥

એ પંડિતે શંકરાચાર્યની પાસે આવીને, જેમ પૂર્વે વેદવ્યાસે રચેલાં વેદાંત દર્શનથી પ્હેલાં કપિલાચાર્યે પોતાના મતનું પ્રૌઢ સ્થાપન કર્યું હતું તેમ પોતાના શૈવમતનું પ્રૌઢ સ્થાપન કર્યું. ૩૯.

भगवन्क्षणमात्रमीक्ष्यतांतत्प्रथमंतुस्फुरदुक्तिपाटवंमे ॥
इतिदेशिकपुंगवंनिवार्यव्यवदत्तेनसुरेश्वरःसुधीशः ॥४०॥

આ સમયમાં શંકરાચાર્ય વાદ કરવાને સજ્જ થતાં 'મહારાજ! પ્રથમ તો જરાવાર મારા ભાષણની ઉત્તમ ચતુરાઈ જુવો' એમ કહી શંકરાચાર્યને અટકાવીને મહાપંડિત સુરેશ્વરાચાર્ય નીલકંઠની સાથે વિવાદ કરવા લાગ્યા. ૪૦.

सुमतेतवकौशलंविजानेस्वयमेवैषमुनिःप्रतिब्रवीतु ॥
इतितंविनिवर्त्यनीलकंठोयतिकंठीरवसम्मुखस्तदासीत् ॥४१॥

'પંડિતજી! તમારી વિદ્વત્તાને હું જાણુંછું માટે આ સંન્યાસીને પોતાને જ મારી સાથે બોલવા દ્યો.' એમ કહી સુરેશ્વરાચાર્યને અટકાવીને તે સમયે નીલકંઠ સંન્યાસીઓમાં સિંહ જેવા શ્રી શંકરાચાર્યની સામે થયો. ૪૧.

परपक्षबिसावलीमरालैर्वचनैस्तस्यमतंचखंडदंडी ॥
अथनीलगलःस्वपक्षरक्षांजहदद्वैतमपाकरिष्णुरूचे ॥४२॥

શ્રી શંકરાચાર્યે પ્રતિવાદીઓના પક્ષોરૂપી કમલકંદોને ખાઈ જવામાં હંસો સરખાં વચનોથી પોતાના (નીલકંઠના) મતનું ખંડન કરતાં નીલકંઠ પોતાના પક્ષનું રક્ષણ કરવું છોડી દઈ અદ્વૈતનું ખંડન કરવાની ઈચ્છાથી નીચે પ્રમાણે બોલ્યો. ૪૨.

प्रशमिंस्तदसीतियस्त्रयीकैःकथितोर्थःसनयुज्यतेत्वदिष्टः ॥
अभिदातिमिरप्रकाशयोःकिंघटतेहंताविरुद्धधर्मवत्त्वात् ॥४३॥

હે સંન્યાસી! 'ઉપનીશદો જીવની અને ઈશ્વરની એકતાનું નિરૂપણ કરેછે' એ તમારો કહેલો તમારો ઈષ્ટ સિદ્ધાંત ઘટતો નથી. જેમ અંધકાર અને પ્રકાશ પરસ્પર વિરૂદ્ધ ધર્મોવાળા હોવાથી તેઓનો અભેદ ઘટતો નથી તેમ જીવ અને ઈશ્વર પણ પરસ્પર વિરૂદ્ધ ધર્મોવાળા છે માટે તેઓનો અભેદ ઘટતો નથી. ૪૩.

रवितत्प्रतिबिंबयोरिवाभिद्घटतामित्यपितत्त्वतोनवाच्यं ॥
मुकुरेप्रतिबिंबितस्यमिथ्यात्वगतेर्व्योमशिवादिदेशिकोक्त्या ॥४४॥

'જેમ સૂર્યનો અને સૂર્યના પ્રતિબિંબનો વાસ્તવ અભેદ ઘટેછે તેમ જીવનો અને ઈશ્વરનો પણ વાસ્તવ અભેદ ઘટેછે' એમ પણ તમારાથી કહેવાય નહીં. કારણ કે વ્યોમશિવ આદિ આચાર્યોના કેહેવા પ્રમાણે દર્પણમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ બાધિત હોવાથી મિથ્યા જ છે. બાધિત પદાર્થ અભેદને જ યોગ્ય નથી માટે તેનું દૃષ્ટાંત લેવું જોઈએ નહીં. ૪૪.

मुकुरस्थमुखस्यबिंबवक्राद्भिदयापार्श्वगलोकलोकनेन ॥
प्रतिबिंबितमाननंमृषास्यादितिभावत्कमतानुगोक्तिकश्च ॥४५॥

તમારા મતને અનુસરનારાઓએ પણ કહ્યું છે કે 'અરીશામાં રહેલું મુખ સ્પષ્ટ રીતે પડખામાં ઉભેલા લોકોને બિંબભૂત મુખથી ભિન્ન જોવામાં આવેછે માટે એ અરીશામાંનું મુખ મિથ્યા જ છે. ૪૫.

नचमायिकजीवनिष्ठमौढ्येश्वरसार्वज्ञविरुद्धधर्मबाधात् ॥
उभयोरपिचित्स्वरूपतायाअविशेषादभिदैववास्तवीति ॥४६॥

'જીવ અને ઈશ્વર બન્ને ચૈતન્ય સ્વરૂપછે અને જીવમાં રહેલી મૂઢતા તથા ઈશ્વરમાં રહેલી સર્વજ્ઞતા રૂપ જે વિરૂદ્ધ ધર્મો છે તેઓ માયિક હોવાથી બાધિત છે માટે જીવનો અને ઈશ્વરનો અભેદજ વાસ્તવિક છે' એમ પણ તમારાથી કેહેવાય નહીં. ૪૬.

नहिमानशतैःस्थितस्यबाधापरथादत्तजलांजलिर्भिदास्यात् ॥
विपरीतहयत्वगोत्वबाधाद्धयपश्वोर्निजरूपकैक्ययुक्त्या ॥४७॥

કારણ કે વિરૂદ્ધ ધર્મો સૈકડો પ્રમાણોથી સિદ્ધ હોવાને લીધે તેઓનો બાધ સંભવતો નથી અને તેથી અધિકપણું પણ સંભવતું નથી. સૈકડો પ્રમાણોથી સિદ્ધ થએલી વસ્તુનો પણ બાધ માનવામાં આવે તો પછી ઘોડાપણું અને ગાયપણું કે જઓ પરસ્પર વિરૂદ્ધ ધર્મો છે તેઓનો પણ બાધ માનીને ઘોડાનું તથા ગાયનું પણ સ્વરૂપે એકપણું માનવું પડશે એટલે ભેદને દાહાંજલિજ દેવાઈ જશે. ૪૭.

यदिमानगतस्यहानमिष्टंनभवेत्तर्हिनचेश्वरोहमस्मि ॥
इतिमानगतस्यजीवसर्वेश्वरभेदस्यनहानमप्यभीष्टं ॥४८॥

જો ઘોડાપણું અને ગાયપણું પ્રત્યક્ષ આદિ પ્રમાણેથી સિદ્ધછે માટે તેને છોડી દેવું નહીં એમ તમારા સિદ્ધાંતમાં ઇષ્ટ હોયતો 'હું ઈશ્વર નથી' એ પ્રત્યક્ષ પ્રમાણથી જીવનો તથા ઈશ્વરનો ભેદ પણ સિદ્ધછે માટે તેને પણ છોડી દેવો જોઈએ નહી. ૪૮.

इतियुक्तिशतैःसनीलकंठःकविरक्षोभयदद्वितीयपक्षं ॥
निगमांतवचःप्रकाश्यमानंकलभःपद्मवनंयथाप्रफुल्लं ॥४९॥

એ પ્રમાણે નીલકંઠ પંડિતે અદ્વૈત પક્ષ કે જે વેદાંતનાં વચનોથી પ્રકાશિતછે તેને, જેમ નાહાનો હાથી પ્રફુલ્લિત કમલના વનને પગવતે કચરે તેમ સૈકડો યુક્તીઓથી કચર્યો. ૪૯.

अथनीलगलोक्तदोषजालोभगवानेवमवोचदस्तुकामं ॥
शृणुतत्त्वमसीतिसंप्रदायश्रुतिवाक्यस्यपरावरेभिसंधिं ॥५०॥

નીલકંઠે અદ્વૈતપક્ષ ઉપર દૂષણોના સમૂહનો આરોપ કરયા પછી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે—ત્હારા ધારવા પ્રમાણે વાચ્યાંશમાં જીવની તથા ઈશ્વરની એકતાનું નિરૂપણ કરવા વિષે જો તત્ત્વમસિ એ વાક્યનો અભિપ્રાય હોય તો ભલે ત્હારા કહેલા દોષો લાગુ પડે પણ તે

વાક્યનો એવો અભિપ્રાય નથી. तत्वमसि એ વાક્યનો લક્ષ્યાર્થરૂપ અખંડૈકરસ પરબ્રહ્મ ઉપર અભિપ્રાય છે. તો હવે તે અભિપ્રાય વિષે કહુછું તે સાંભળ. ૫૦.

ननुवाच्यगताविरुद्धताधीरिहसोसाविवितिवद्विरोधहाने ॥
अविरोधितुवाच्यमाप्यचैक्यंपदयुग्मंस्फुटमाहकोविरोधः ॥५१॥

[1]"તે આ દેવદત્ત છે' એ વાક્યની પેઠે तत्वमसि એ વાક્યમાં વાચ્યાર્થની માંહેજ વિરૂદ્ધજતા છે પણ લક્ષ્યાર્થમાં વિરૂદ્ધતા નથી. વિરૂદ્ધ અંશોને છોડી દેતાં અવિરૂદ્ધ માંહેજ પ્રાપ્ત થઇને 'તે' અને 'તું' એ બે પદસ્પષ્ટ રીતે એકતા કેહેછે તેમાં શો વિરોધ છે ? કશો નથી. ૫૧.

यदिहोक्तमतिप्रसंजनंभानभवेन्नोहिगवाश्वयोःप्रमाणं ॥
अभिदाघटकंतयोर्यतःस्यादुभयोर्लक्षणयाभिदानुभूतिः ॥५२॥

આ પ્રમાણે નિરૂપણ કરવામાં ગાયની તથા ઘોડાની એકતા માનવી પડવાનો જે તેં અતિપ્રસંગરૂપ દોષ આપેલો છે તે દોષ લાગુ પડતો નથી. કારણ કે ગાયના અને ઘોડાના અભેદનું પ્રતિપાદન કરનાર કોઈ પ્રમાણજ નથી કે જે પ્રમાણને લીધે લક્ષણા કરીને તેઓનો અભેદ માનવો પડે. ૫૨.

ननुमौढ्यसमस्तवित्त्वधर्मान्वितजीवेश्वररूपतोतिरिक्तं ॥
उभयोःपरिनिष्ठितंस्वरूपंवतनास्त्येवयतोऽत्रलक्षणास्यात् ॥५३॥
इतिचेन्नसमीक्ष्यमाणजीवेश्वररूपस्यचकल्पितत्वयुक्त्या ॥
तदधिष्ठितसत्यवस्तुनोद्धानियमेनैवसदाभ्युपेयतायाः ॥५४॥

"જીવનું સ્વરૂપ કે જે મૂઢતારૂપ ધર્મથી યુક્તછે અને ઇશ્વરનું સ્વરૂપ કે જે સર્વજ્ઞપણારૂપ ધર્મથી યુક્ત છે તે સ્વરૂપોથી ન્યારૂં એ બન્નેનું કોઈ સિદ્ધ સ્વરૂપ છેજ નહીં કે જેથી તે સિદ્ધસ્વરૂપમાં લક્ષણા થાય." એમ જો તું માનતો હોયતો તે માનવું ખોટું છે. કારણ કે જેમ છીપમાં પ્રતીત થએલું રૂપું દૃશ્ય હોવાને લીધે કલ્પિત છે તેમ મૂઢતાથી યુક્ત જીવનું સ્વરૂપ અને સર્વજ્ઞતાથી યુક્ત ઈશ્વરનું સ્વરૂપ પણ કલ્પિત છે એટલે તે કલ્પિત સ્વરૂપોના અધિષ્ઠાનરૂપ સાચી વસ્તુ (સિદ્ધસ્વરૂપ) સર્વદા નિયમપૂર્વક સ્વીકારવી જ પડેછે. ૫૩, ૫૪.

भवतापितथाहिदृश्यदेहाद्यहमंतस्यजडत्वमभ्युपेयं ॥
परिशिष्टमुपेयमेकरूपंननुकिंचिद्धितदेवतस्यरूपं ॥५५॥

તારે પણ દેહથી માંડીને અહંકાર પર્યંત પદાર્થો કે જેઓ દૃશ્ય છે તેઓનું જડપણું માનીને તે જીવનું અવશેષ રેહેનારૂં તે જ કાંઈક સાચું રૂપ સ્વીકારવું જ પડશે. ૫૫.

जगतोऽसतएवमेवयुक्त्यात्वानिरूप्यत्वतएवकल्पितत्वात् ॥
तदधिष्ठितभूतरूपमेष्यन्ननुकिंचिद्धितदीश्वरस्यसत्यं ॥५६॥

१ આ ગ્રંથના દશમા સર્ગના ૮૭ મા શ્લોકનો અર્થ વાંચો.

તેમ જ ઈશ્વરના વાચ્યસ્વરૂપભૂત જગત્ પણ નિરૂપણ કરવાને અશક્ય હોવાથી રજ્જુસર્પની પેઠે કલ્પિત છે એમ સ્વીકારીને તે ઇશ્વરનું જગતની કલ્પનાના અધિષ્ઠાનરૂપ તેજ કાંઇક સાચુંરૂપ અવશ્ય સ્વીકારવું પડશે. ૫૬.

तादिहश्रुतिगोभयस्वरूपेनिरुपाधौनहिमौढ्यसर्ववित्त्वे ॥
नजपाकुसुमात्तलोहितिम्नः स्फटिकेस्यान्निरुपाधिकेप्रसक्तिः॥५७॥

આ પ્રમાણેછે માટે જીવના તથા ઇશ્વરના શ્રુતિથી જણાતા એ નિરૂપાધિક સ્વરૂપમાં મૂઢપણું કે સર્વજ્ઞપણું છેજ નહી. જાસુદના પુષ્પરૂપ ઉપાધિને લીધે પ્રાપ્ત થએલી રતાશનો ઉપાધિથી રહિત સ્ફટિકમાં સંબંધ હોય જ નહી. ૫૭.

अपिभेदधियोयथार्थतायांनभयंभेददृशः श्रुतिर्ब्रवीतु ॥
विपरीतदृशोह्यनर्थयोगोनाभिदाधीर्विपरीतधीर्यतः स्यात्॥५८॥

જો ભેદબુદ્ધિ યથાર્થ હોયતો [1]यउदरमंतरंकुरुतेयतस्यभयंभवति એ શ્રુતિ ભેદબુદ્ધિ રાખનારને ભય થવાનું કહેજ નહીં. વિપરીત બુદ્ધિવાળાનેજ અનર્થનો સંબંધ થાય છે માટે જો ભેદબુદ્ધિ એ વિપરીતબુદ્ધિ ન હોય તો તેથી ભય થવાનું સંભવેજ નહીં. ૫૮.

अभिदाश्रुतिगाप्यतात्त्विकीचेत्पुरुषार्थश्रवणंनतद्गतौस्यात् ॥
अशिवोहमितिभ्रमस्यशास्त्राद्विधुमानत्वगतेरिवास्तिबाधः॥५९॥

અભેદ શ્રુતિએ નિરૂપણ કરેલો છતાં પણ અયથાર્થ હોય તો અભેદના જ્ઞાનથી પુરૂષાર્થ પ્રાપ્ત થવાનું શ્રુતિએ કહ્યું છે તે ન કેહેવું જોઇએ. જેમ ચંદ્રના પ્રત્યક્ષ દેખાતા વેંત જેવડા પ્રમાણનો શાસ્ત્રથી બાધ થાયછે તેમ 'હું ઇશ્વર નથી' એ ભ્રમનો પણ શાસ્ત્રથી બાધ થાયછે માટે અભેદ જ સત્યછે. ૫૯.

तदबाधितकल्पनाक्षतेर्नोश्रुतिसिद्धात्मपरैक्यबुद्धिबाधिः ॥
निगमात्प्रबलंविलोक्यतेमाकरणंयेनतदीरितस्यबाधः ॥६०॥

આ પ્રમાણે ભેદના અબાધિતપણાની કલ્પના તુટી જાય છે માટે તે પ્રત્યક્ષ સિદ્ધ કલ્પનાથી જીવાત્માના તથા પરમાત્માના શ્રુતિ સિદ્ધ અભેદને કશો બાધ આવતો નથી. કોઈ પણ પ્રમાણ વેદથી અધિક પ્રબલ છે જ નહી કે જેથી વેદમાં કહેલાનો બાધ માનવામાં આવે. ૬૦.

ऋषिभिर्बहुधापरात्मतत्त्वंपुरुषार्थस्यचतत्त्वमप्यथोक्तं ॥
तदपास्यनिरूपितप्रकारोभवतासौकथमेकएवधार्यः ॥६१॥

નીલકંઠ—કપિલ આદિ ઋષિઓએ જે ઘણા ઘણા પ્રકારોથી પરમાત્માનું તત્વ અને પુરૂષાર્થનું તત્વ કહેલું છે તે પ્રકારોને છોડી દઇને, તમે કહેલો આ એક જ પ્રકાર સાચોછે એમ કેમ માની શકાય ? ૬૧.

[1] જે પુરૂષ જરાપણ ભેદબુદ્ધિ કરે છે તેને ભય પ્રાપ્ત થાય છે.

प्रबलश्रुतिमानतोविरोधेबलहीनस्मृतिवाचएवनेयाः ॥
इतिनीतिबलात्त्रयीविरुद्धंनऋषीणांवचनंप्रमात्वमीयात् ॥६२॥

શ્રીશંકરાચાર્ય—શ્રુતિઓરૂપ પ્રમાણ કે જે પ્રબલછે તેઓની સાથે સ્મૃતિઓરૂપ પ્રમાણને વિરોધ આવેતો સ્મૃતિઓને નિર્બલ માનીને કહાડીજ નાખવી જોઇએ એમ જૈમિનિએ विरोधेत्वनपेक्षंस्यादसतिह्यनुमानं એ સૂત્રમાં નીતિ જણાવી છે તો તે નીતિના બલથી, કપિલ આદિ ઋષિઓનાં શ્રુતિ વિરૂદ્ધ વચનો પ્રમાણભૂત મનાયજ નહી. ૬૨.

ननुयुक्तियुतंमहर्षिवाक्यंश्रुतिवद्ग्राह्यतमंपरंतथाहि ॥
प्रतिदेहमसौविभिन्नआत्मासुखदुःखादिविचित्रतावलोकात् ॥६३॥
यदिचात्मनएकतातदानीमतिदुःखीयुवराजसौख्यमीयात् ॥
अमुकःससुखोऽमुकस्तुदुःखीत्यनुभूतिर्नभवेत्तयोरभेदात् ॥६४॥

નીલકંઠ—કપિલ આદિ ઋષિઓનાં વાક્યો યુક્તિઓથી સહિત છે માટે તેઓને શ્રુતિઓની પેઠે અત્યંત પ્રમાણભૂત સ્વીકારવાં જ જોઇએ. [1]સુખ તથા દુઃખ આદિની વિચિત્રતા જોવામાં આવેછે માટે આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન જ છે. જો આત્મા એક હોયતો અત્યંત દુઃખી માણસને પણ યુવરાજનું સુખ પ્રાપ્ત થવું જોઇએ અને સુખી આત્મા તથા દુઃખી આત્મા એકજ હોવાથી 'અમુક સુખી છે અને અમુક દુઃખી છે' એવો અનુભવ ન થવો જોઇએ. ૬૩, ૬૪.

अयमेवविदन्वितश्चकर्तानहिकर्तृत्वमचेतनस्यदृष्टं ॥
अतएवभुजेर्भवेत्सकर्तापरभोक्तृत्वमतिप्रसंगदुष्टं ॥६५॥

તમો આત્માને અકર્તા માનીને અંતઃકરણ આદિ કે જે જડછે તેને કર્તા માનોછો તે પણ અયોગ્ય છે. જે જ્ઞાનવાળો હોય તેને જ કર્તાપણું સંભવેછે પણ જડને કર્તાપણું સંભવતું નથી માટે આત્મા જ કર્તાછે પણ અંતઃકરણ આદિ કર્તા નથી. તેમજ જે કર્તા હોય તેજ ભોક્તા સંભવે છે માટે ભોક્તા પણ આત્માજ છે. એક કરે અને બીજો ભોગવે એમ માનીએતો દેવદત્તે કરેલાં કર્મોનાં ફલો યજ્ઞદત્તને ભોગવવાં પડે એ અતિપ્રસંગરૂપ દોષ પ્રાપ્ત થાયછે. ૬૫.

पुरुषार्थइहैषदुःखनाशःसकलस्यापिसुखस्यदुःखयुक्तात् ॥
अतिहेयतयापुमर्थतातोविषपृक्तान्नवदित्यभेद्ययुक्तेः ॥६६॥

તમો દુઃખના નાશપૂર્વક સુખની પ્રાપ્તિને મોક્ષ માનોછો તે પણ અયોગ્ય છે. કારણ કે દુઃખનો નાશ જ પુરૂષાર્થરૂપ છે પણ સુખની પ્રાપ્તિ પુરૂષાર્થરૂપ નથી. સઘળાં સુખો દુઃખોથી મિશ્રિતજછે માટે ઝેરથી મિશ્રિત થએલા અન્નની પેઠે અત્યંત ત્યાગ કરવા યોગ્ય હોવાથી પુરૂષાર્થરૂપ નથી એ યુક્તિઓ અભેદ્ય છે. ૬૬.

इतिचेन्नसुखादिचित्रतायामनसोधर्मतयात्मभेदकत्वं ॥
नकथंचनयुज्यतेपुनःसाघटयेत्प्रत्युतमानसीयभेदं ॥६७॥

[1] યુક્તિઓ દેખાડે છે.

શ્રીશંકરાચાર્ય—ત્હારૂં આ સઘળું બોલવું અયોગ્ય છે. કારણ કે સુખ દુઃખ આદિની વિચિત્રતા એ મનનો ધર્મછે માટે તે વિચિત્રતા આત્માના ભેદને કોઈ રીતે સિદ્ધ કરે એ સંભવિત નથી પણ ઉલટો તેથી મનોનો ભેદ સિદ્ધ થાયછે કે જેને અમો પણ સ્વીકારીએ છીએ. ૬૭.

चितियोगविशेषएवदेहेक्वातिमत्ताघटकोप्यचेतनेस्यात् ॥
तदभावतएवकर्तृतास्यान्नतृणादेरितिकल्पनंवराय ॥६८॥

સ્થૂલ તથા સૂક્ષ્મ દેહ કે જેઓ અચેતન છે તેઓમાં ચૈતન્યનો કોઇ પ્રકારનો જે યોગછે તે જ તેઓને કર્તાપણું આપેછે અને ખડ આદિ પદાર્થોમાં એવા પ્રકારના ચૈતન્યનો યોગ નથી તેથી તે પદાર્થોમાં કર્તાપણું નથી એ માનવું શ્રુતિને અનુકૂલ હોવાથી શ્રેષ્ઠછે પણ ચૈતન્યરૂપ આત્મામાં કર્તાપણું માનવું યોગ્ય નથી. ૬૮.

विषयोत्थसुखस्यदुःखयुक्तेप्यलयंब्रह्मसुखंनदुःखयुक्तं ॥
पुरुषार्थतयातदेवगम्यंनपुनस्तुच्छकदुःखनाशमात्रं ॥६९॥

વિષયોથી થતું સુખ દુઃખથી મિશ્રિતછે પણ અવિનાશી બ્રહ્મસુખ દુઃખથી મિશ્રિત નથી માટે એ બ્રહ્મસુખને જ પુરૂષાર્થરૂપ માનવું યોગ્ય છે પણ માત્ર દુઃખનો નાશ કે જે તુચ્છછે તેને પુરૂષાર્થરૂપ માનવો યોગ્ય નથી. ૬૯.

इतियुक्तिशतोपबृंहितार्थैर्वचनैःश्रुत्यवरोधसौविदल्लैः ॥
यतिरात्ममतंप्रसाध्यशैवंपरकृद्दर्शनदारुणैरजैपीत् ॥७०॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યે સૈકડો યુક્તિઓથી ઉત્તેજન પામેલા અર્થોવાળાં, શ્રુતિઓના અંતઃપુરમાં નાઝીરની પેઠે ફરનારાં અને ભેદ વાદીઓના ગ્રંથોને ત્રાસ આપે એવાં વચનોથી પોતાના મતને સિદ્ધ કરીને નીલકંઠને જીતી લીધો. ૭૦.

विजितोयतिभूभृतासशैवःसहगर्वेणविसृज्यचस्वभाष्यं ॥
शरणंप्रतिपेदिवान्महर्षिंहरदत्तप्रमुखैःसहात्मशिष्यैः ॥७१॥

શ્રીશંકરાચાર્યે જીતી લીધેલો એ શૈવ નીલકંઠ[1] ગર્વની સાથે પોતાના ભાષ્યને પણ છોડી દઇને હરદત્ત આદિ પોતાના શિષ્યોની સાથે શંકરાચાર્યને શરણે થયો. ૭૧.

यमिनामृषभेणनीलकंठंजितमाकर्ण्यमनीषिधुर्यवर्यं ॥
सहसोदयनादयःकवीन्द्राःपरमद्वैतमुपश्चकंपिरेस्म ॥७२॥

નીલકંઠ કે જે વિદ્વાનોમાં સર્વોત્તમ હતો તેને શંકરાચાર્યે જીતેલો સાંભળી અદ્વૈતનું ખંડન કરનારા ઉદયન આદિ મોટા વિદ્વાનો તુરત જ અત્યંત ધ્રૂજવા લાગ્યા. ૭૨.

विषयेषुवितत्यनैजभाष्याण्यथसौराष्ट्रमुखेषुतत्रतत्र ॥
बहुधाविबुधैःप्रशस्यमानोभगवान्द्वारवतींपुरींविवेश ॥७३॥

પછી સૌરાષ્ટ્ર આદિ તે તે દેશોમાં પોતાનાં ભાષ્યોનો વિસ્તાર કરી વિદ્વાનોની ઘણી ઘણી પ્રશંસાના પાત્રરૂપ થએલા શ્રી શંકરાચાર્ય દ્વારકાપુરીમાં પધારેચા. ૭૩.

૧ સહોક્તિ અલંકાર છે (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૮ મું).

भुजयोरतितप्तशंखचक्राकृतिलोहाहतसंभृतव्रणांकाः ॥
शरदंडसहोदरोर्ध्वपुंड्रास्तुलसीपर्णसनाथकर्णदेशाः ॥७४॥
शतशःसमवेत्यपांचरात्रास्त्वमृतंपंचभिदाविदांवदंतः ॥
मुनिशिष्यवरैरतिप्रगल्भैर्मृगराजैरिवकुंजराःप्रभग्नाः ॥७५॥

ત્યાં બન્ને હાથપર શંખના તથા ચક્રના આકારવાળી અત્યંત તપાવેલા લોઢાની છાપ લેવાથી વ્રણયુક્ત થએલા કાંસડાના સોટા સરખાં ઉભાં ટીલાંઓવાળા અને જેઓએ કાનપર તુલસીનાં પત્રો લગાવ્યાં હતાં એવા સેકડો પાંચરાત્રમતના વિદ્વાનો સભામાં આવીને '[1]પાંચ પ્રકારના ભેદને જાણનારાઓને જ મોક્ષ થાય છે' એમ કેહેવા લાગતાં તેઓને શંકરાચાર્યના મહા વિદ્વાન ઉત્તમ શિષ્યોએ જેમ સિંહો હસ્તીઓને નસાડી મુકે તેમ હરાવીને નસાડી મુક્યા. ૭૪, ૭૫.

इतिवैष्णवशैवशाक्तसौरप्रमुखानात्मवशंवदान्विधाय ॥
अतिवेलवचोझरीनिरस्तप्रतिवाद्युज्जयिनींपुरीमयासीत् ॥७६॥

એ પ્રમાણે પ્રબલ વચનોના પ્રવાહોથી સઘળા પ્રતિવાદીઓને પરાસ્ત કરનારા શંકરાચાર્ય વૈષ્ણવ, શૈવ, શાક્ત તથા સૂર્યભક્ત આદિ વિદ્વાનોને પોતાને અધીન કરી લઇને ઉજણ (ઉજ્જયિની) નગરીમાં પધાર્યા. ૭૬.

सपदिप्रतिनादितःपयोदस्वनशंकाकुलगेहकेकिजालैः ॥
शशभृन्मुकुटार्हणामृदंगध्वनिरश्रूयतत्रमूर्छिताशः ॥७७॥

એ નગરીમાં મેઘની ગર્જનાની શંકાથી સંભ્રમમાં પડેલા લોકોના ઘરના અનેક મયૂરો તુરત જેની સામે નાદ કરતા હતા એવો અને સઘળી દિશાઓમાં વ્યાપ્ત થએલો મહાકાલેશ્વરના પૂજન સંબંધી મૃદંગનો શબ્દ સાંભળવામાં આવ્યો. ૭૭.

मकरध्वजविद्विडाप्तिविद्वाञ्छ्रमहृत्पुष्पसुगंधमन्मरुद्भिः ॥
अगरूद्भवधूपधूपिताशंसमहाकालनिवेशनंविवेश ॥७८॥

સદાશિવની વાસ્તવિક પ્રાપ્તિના ઉપાયને જાણનારા એ શંકરાચાર્ય પુષ્પોના સુગંધવાળા પવનોથી શ્રમને મટાડનારાં અને અગરૂના ધૂપના ધુમાડાથી દિશાઓને વ્યાપ્ત કરનારાં શ્રી મહાકાલેશ્વરના મંદિરમાં પધાર્યા. ૭૮.

भगवानभिवंद्यचंद्रमौलिंमुनिवृंदैरभिवंद्यपादपद्मः ॥
श्रमहारिणिमंडपेमनोज्ञेसविशश्रामविसृत्वरप्रभावः ॥७९॥

મુનિઓના સમૂહોએ વંદન કરવા યોગ્ય ચરણારવિંદવાળા અને પ્રખ્યાત પ્રભાવવાળા શંકરાચાર્યે મહાકાલેશ્વરને પ્રણામ કરીને શ્રમ મટાડનારા તેમના મનોહર મંડપમાં વિશ્રામ લીધો. ૭૯.

[1] જીવનો તથા ઈશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જીવોનો અને જડોનો ભેદ, ઈશ્વરનો અને જડો ભેદ અને જડોનો પરસ્પર ભેદ,

कवयेकथयास्मदीयवार्तामिहसौम्येतिसभट्टभास्कराय ॥
विससर्जवशंवदाग्रगण्यंमुनिरभ्यर्णगतंसनंदनार्यं ॥८०॥

ત્યાં શંકરાચાર્યે પોતાના શિષ્યોમાં અગ્રણી અને પાસે બેઠેલા પદ્મપાદને 'હે સૌમ્ય! ભટ્ટભાસ્કર નામના પંડિતની પાસે જઈને આપણી વાત કહો' એમ આજ્ઞા કરીને ભટ્ટભાસ્કરની પાસે મોકલ્યા. ૮૦.

अभिरूपकुलावतंसभूतंबहुधाव्याकृतसर्ववेदराशिं ॥
तमयत्ननिरस्तदुःसपत्नप्रतिपद्येत्थमुवाचवावदूकः ॥८१॥

પંડિતોના વર્ગમાં શિરોમણિરૂપ, ઘણા ઘણા પ્રકારોથી સઘળા વેદોનાં વ્યાખ્યાનો કરનારા અને મદોન્મત્ત પ્રતિવાદીઓને ભાષણની લીલા માત્રથી પરાસ્ત કરી દેનારા તે ભટ્ટભાસ્કરના પાસે જઈને બોલવામાં વિચક્ષણતાવાળા પદ્મપાદે નીચે પ્રમાણે કહ્યું. ૮૧.

जयतिस्मादिगंतगीतकीर्त्तिर्भगवांच्छंकरयोगिचक्रवर्त्ती ॥
प्रथयन्परमाद्वितीयतत्वंशमयंस्तत्परिपंथिवादिदर्पं ॥८२॥

દિશાઓના અંતો સુધી પ્રખ્યાત કીર્તિવાળા, પરમ અદ્વૈત તત્વનું સ્થાપન કરતા અને અદ્વૈતથી વિરૂદ્ધ બોલનારા વાદીઓના ગર્વને શાંત કરતા મહાયોગી ભગવાન શંકરાચાર્ય અહીં પધારેલા છે. ૮૨.

सजगादबुधाग्रणीर्भवंतंकुमतोत्प्रेक्षितसूत्रवृत्तिजालं ॥
अभिभूयवयंत्रयीशिखानांसमवादिष्मपरावरेभिसंधिं ॥८३॥
तदिदंपरिगृह्यतांमनीषिन्मनसालोच्यनिरस्यदुर्मतंस्वं ॥
अथवास्मदुदग्रतर्कवज्रप्रतिघातात्परिरक्ष्यतांस्वपक्षः ॥८४॥

પંડિતોમાં અગ્રણી એ શંકરાચાર્યે તમને કહ્યુંછે કે 'અમોએ દુષ્ટ મતવાળા વાદીઓએ કરેલા સૂત્રવૃત્તિઓના સમૂહનું ખંડન કરીને વેદાંતોનો પરબ્રહ્મથી અભિન્ન પ્રત્યક્ તત્વમાં તાત્પર્ય સિદ્ધ કરેલોછે માટે હે વિદ્વાન્! તમે અમારા મતનો મનથી વિચાર કરી પોતાના દુષ્ટ મતને છોડી દઈ તે અમારા મતનો સ્વીકાર કરો અને તેમ ન કરવું હોય તો અમારા પ્રચંડ તર્કોરૂપી વજ્રના પ્રહારથી પોતાના પક્ષનો બચાવ કરો.' ૮૩, ૮૪.

इतितामवहेलपूर्ववर्णांगिरमाकर्ण्यतदासलब्धवर्णः ॥
यशसांनिधिरीषदात्तरोषस्तमुवाचप्रहसन्यतींद्रशिष्यं ॥८५॥

એ પ્રમાણે તિરસ્કાર પૂર્વક અક્ષરોવાળી પદ્મપાદની વાણી સાંભળી યશના ભંડારરૂપ અને જેને કાંઇક ક્રોધ ચડ્યો એવા એ ભટ્ટભાસ્કર પંડિતે હસતાં હસતાં શંકરાચાર્યના શિષ્ય પદ્મપાદને નીચે પ્રમાણે કહ્યું. ૮૫.

ध्रुवमेषनशुश्रुवानुदंतंममदुर्वादिवचस्ततीर्नुदंतं ॥
परकीर्त्तिबिसांकुरानदंतंविदुषांमूर्द्धसुनानटत्पदंतं ॥८६॥

મારૂં પાંડિત્ય કે જે દુષ્ટવાદીઓના વચનોના સમૂહને તોડનાર છે, પ્રતિપક્ષોની કીર્તિઓરૂપ કમલકંદના અંકુરોને ખાઈ જનારછે અને વિદ્વાનોના મસ્તકો ઉપર પગ મેલીને અત્યંત નાચનારછે તેને તમારા ગુરૂએ સાંભળ્યું જણાતું નથી. ૮૬.

**ममवल्गतिसूक्तिगुंफदृंदेकणभुग्जल्पितमल्पतामुपैति ॥**

**कपिलस्यपलायतेप्रलापःसुधियांकैवकथाधुनातनानां ॥८७॥**

મારાં ઉત્તમ ભાષણોનો સંદર્ભ ચાલવા લાગેછે ત્યારે કણાદમો પ્રલાપ પણ તુચ્છ થઈ જાયછે અને કપિલનો પ્રલાપ તો ભાગીજ જાયછે ત્યારે અર્વાચીન પંડિતોના બકવાદની તો શી જ વાત કરવી. ૮૭.

**इतिवादिनमब्रवीत्सनंदःकुशलोथैनमविज्ञमावमंस्थाः ॥**

**नहिदारितभूधरोपिटंकःप्रभवेद्वज्रमणिप्रभेदनाय ॥८८॥**

એ પ્રમાણે બોલતા એ ભટ્ટભાસ્કરને વિચક્ષણતાવાળા પદ્મપાદે કહ્યુંકે "હે અજ્ઞ! અમારા ગુરૂની અવજ્ઞા નહી કરો. તમે મોટા વિદ્વાન્ હશો પણ અમારા ગુરૂને પોહોચી શકશો નહી. ટાંકણું પર્વતને તોડવાની શક્તિવાળું છતાં પણ હીરાનું ભેદન કરવામાં સમર્થ થતું નથી[1]" ૮૮.

**सतमेवमुदीर्यतीर्थकीर्त्तेरुपकंठंप्रतिपद्यसद्विदग्र्यः ॥**

**सकलंतदवोचदानुपूर्व्यात्समहात्मापियतीशमाससाद ॥८९॥**

ઉત્તમ વિદ્વાનોમાં અગ્રણી પદ્મપાદે એ પ્રમાણે ભટ્ટભાસ્કરને કહી ત્યાંથી શંકરાચાર્યની પાસે આવીને અનુક્રમથી તે સઘળી વાત કહી સંભળાવી અને તેટલામાં એ ભટ્ટભાસ્કર પણ શંકરાચાર્યની પાસે વિવાદ કરવા આવ્યો. ૮૯.

**अथभास्करमस्करिप्रवीरौबहुधाक्षेपसमर्थनप्रवीणौ ॥**

**बहुभिर्वचनैरुदारवृत्तैर्विवदातेविजयैषिणौविवादं ॥९०॥**

પછી ઘણા ઘણા પ્રકારોથી પૂર્વ પક્ષો કરવામાં તથા સમર્થન કરવામાં પ્રવીણતા ધરાવનારા અને પરસ્પરને જીતી લેવાને ઇચ્છતા એ ભટ્ટભાસ્કર અને શંકરાચાર્ય ઉદાર સંદર્ભવાળાં ઘણાં ઘણાં વચનોથી વિવાદ કરવા લાગ્યા. ૯૦.

**अनयोरतिचित्रशब्दशय्यांदधतोर्दुर्नयभेदशक्तयुक्त्योः ॥**

**पटुवादमृधेतरंतटस्थाःश्रुतवंतोपिनकिंचनान्वविंदन् ॥९१॥**

અત્યંત વિચિત્ર શબ્દોના સંદર્ભ કરતા અને દુષ્ટ પક્ષોને સમર્થ યુક્તિઓથી ભેદી નાખનારા એ બે વિદ્વાનો વચ્ચે પ્રૌઢતા ભરેલું વાદયુદ્ધ ચાલતાં ત્યાં બેઠેલા ત્રાહિત લોકો શાસ્ત્રોના જ્ઞાનવાળા છતાં પણ તે બન્નેમાં કોઇના પણ વિશેષને જાણી શક્યા નહિ. ૯૧.

**अथतस्ययतिःसमीक्ष्यदाक्ष्यंनिजपक्षाब्जशरज्जडाब्जभूतं ॥**

**बहुधाक्षिपदस्यपक्षमार्योविबुधानांपुरतोऽप्रभातकक्ष्यं ॥९२॥**

[1] દૃષ્ટાંત અલંકાર છે. (જુઓ આ ગ્રંથનું પૃષ્ઠ ૩૮ મું).

પછી શંકરાચાર્યે એ ભટ્ટભાસ્કરની ચાતુરી જોઈ વિદ્વાનોના સમક્ષમાં તેનો પક્ષ કે જે પોતાના પક્ષરૂપી ચંદ્રની આગળ શરદ્ઋતુના કમલની પેઠે શિથિલ થઇને સંકોચાઈ જાય એવો હતો તેના ઉપર ઘણી ઘણી રીતે એવા આક્ષેપો કર્યા કે જેઓમાંની કોટીઓના ઉત્તરો ભટ્ટભાસ્કરને સુજે જ નહીં. ૯૨.

अथभास्करवित्स्वपक्षगुप्त्यैविधुतोवाग्मिवरःप्रगल्भयुक्त्या ॥
श्रुतिशीर्षवचःप्रकाश्यमेवंकविरद्वैतमपाकरिष्णुरूचे ॥९३॥

પછી પ્રૌઢ યુક્તિથી કંપાયમાન થએલો મોટોવક્તા ભટ્ટભાસ્કર પંડિત પોતાના પક્ષનું રક્ષણ કરવાને વાસ્તે, ઉપનિષદોનાં વચનોથી પ્રકાશ પામેલા અદ્વૈતમતનું ખંડન કરવાનું ધારીને નાચે પ્રમાણે બોલ્યો. ૯૩.

प्रशमिंस्त्वदुदीरितंनयुक्तंप्रकृतिर्जीवपरात्मभेदिकेति ॥
नभिनत्तिहिजीवगेशगावोभयभावस्यतदुत्तरोद्भवत्वात् ॥९४॥

હે સંન્યાસી! 'જીવનો અને ઇશ્વરનો ભેદ કરનારી પ્રકૃતિ છે' એમ જે તમે કહી ગયા તે યોગ્ય નથી. એ પ્રકૃતિએ જીવમાં રહીને ભેદ કર્યો કે ઇશ્વરમાં રહીને ભેદ કર્યા? જીવપણું અને ઇશ્વરપણું એ બન્ને, પ્રકૃતિ પછવાડે થએલ છે માટે એઓમાંના કોઈમાં રહીને ભેદ કરવો સંભવતો નથી. ૯૪.

मुनिरेवमिहोत्तरंबभाषेमुकुरोवाप्रतिबिंबबिंबभेदी ॥
कथमीरयवक्त्रमात्रगश्चेच्चितिमात्राश्रिदियंतथेतितुल्यं ॥९५॥

શંકરાચાર્ય—દર્પણબિંબનો અને પ્રતિબિંબનો ભેદ કરેછે તે બિંબમાં રહીને કરેછે કે પ્રતિબિંબમાં રહીને કરેછે? બિંબ પ્રતિબિંબભાવ દર્પણની સ્થિતિ પછી જ થાય છે માટે આના ઉત્તરમાં ત્હારે કેહેવું જ પડશે કે 'દર્પણ, મુખમાત્રથી સંબંધ રાખીને બિંબનો અને પ્રતિબિંબનો ભેદ કરેછે' તો અમારા સિદ્ધાંતમાં પણ પ્રકૃતિ ચૈતન્યમાત્રથી સંબંધ રાખીને જીવનો તથા ઇશ્વરનો ભેદ કરેછે એ વાત તુલ્ય જ છે. ૯૫.

चितिमात्रगतप्रकृत्युपाधेर्जहतोबिंबपरात्मपक्षपातं ॥
प्रतिबिंबितजीवपक्षपातोमुकुरस्येवविरुद्ध्यतेनजातु ॥ ९६ ॥

'આમછે ત્યારે પ્રકૃતિ ચૈતન્યમાં જ દુઃખિપણું આદિ કેમ કરતી નથી અને જીવમાં જ કેમ કરેછે' એવી શંકા કરવી નહી. કારણકે જેમ દર્પણબિંબનો પક્ષપાત છોડી દઇને પ્રતિબિંબનો જ પક્ષપાત કરે છે તેમ ચૈતન્યમાત્રમાં રહેલી પ્રકૃતિ પણ બિંબરૂપ ઇશ્વરનો પક્ષપાત છોડી દઇને પ્રતિબિંબરૂપ જીવનોજ પક્ષપાત કરેછે એ વાતમાં કદી પણ વિરોધ નથી. ૯૬.

अविकारिनिरस्तसंगबोधैकरसात्माश्रयतानयुज्यतेस्याः ॥
अतएवविशिष्टसंश्रितत्वंप्रकृतेःस्यादितिनापिशंकनीयं ॥ ९७ ॥

'બ્રહ્મ કે જે નિર્વિકાર, અસંગ અને જ્ઞાનૈક રસછે તેમાં પ્રકૃતિને રહેવું સંભવતુ

નથી એટલા માટે અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં પ્રકૃતિ રેહેવી જોઇએ' એ શંકા પણ કરવી નહીં. ૯૭.

**नहिमानकथाविशिष्टगत्वेभवदापादितईक्ष्यतेतथाहि ॥**
**अहमज्ञइतिप्रतीतिरेषानहिमानत्वमिहाश्नुतेतथाचेत् ॥ ९८ ॥**
**अनुभव्यहमित्यपिप्रतीतेरनुभूतेश्चविशिष्टनिष्ठतास्यात् ॥**
**अजडानुभवस्यनोजडांतःकरणस्थत्वमितीष्टतानतस्याः ॥९९॥**

કારણ કે 'અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં પ્રકૃતિ રહેછે' એમ જે તું કેહેછે તેમાં કોઈ પ્રમાણ જોવામાં આવતું નથી. 'હું અજ્ઞછું' એ રીતે જે અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં રહેલા અજ્ઞાનનો (પ્રકૃતિનો) અનુભવ થાયછે તે આ વિષયમાં પ્રમાણભૂત થઈ શકે એમ નથી. એ જો પ્રમાણભૂત મનાય તો 'હું અનુભવીછું' એવી પ્રતીતિ થવાને લીધે અનુભવને પણ અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં રહેલો માનવો જોઇએ. પણ વાસ્તવિક જોઈએ તો અનુભવ કે જે જડછે તેની જડ અંતઃકરણમાં સ્થિતિ સંભવે નહીં માટે તેમ માનવું યોગ્ય નથી. ૯૮, ૯૯.

**ननुदाहकतायथाग्नियोगादधिकूटंव्यपदिश्यतेतथैव ॥**
**अनुभूतिमदात्मयोगतोंतःकरणेसाव्यपदिश्यतेऽनुभूतिः ॥१००॥**
**इतिचेदिहचापिपितस्यमायाश्रयचिन्मात्रयुतेतथोपचारः ॥**
**नपुनस्तदुपाधियोगतोंतःकरणस्येतिसमान्यथागतिर्हि ॥ १०१ ॥**

'જેમ દાહ કરનારા અગ્નિના યોગથી લોઢાના ગોળામાં દાહકપણું કેહેવાય છે તેમ અનુભવવાળા આત્માના યોગથી અંતઃકરણમાં અનુભવીપણું કેહેવાય છે' એમ જો તું કેહેવા ધારતો હોય તો અહીં પણ માયાના આશ્રયરૂપ ચૈતન્યના યોગથી અંતઃકરણમાં અજ્ઞાનયુક્તપણું કહેવાયછે એમ માનવું યોગ્યછે પણ અંતઃકરણને પોતાને જ અજ્ઞાનયુક્તપણું છે તેથી પ્રકૃતિનો યોગ અંતઃકરણમાં જ છે એમ માનવું યોગ્ય નથી એટલે અન્યના ધર્મનો અન્યમાં ઉપચાર માનવામાં ત્હારૂં અને હમારૂં સરખાપણું થાયછે.૧૦૦, ૧૦૧.

**नचतत्रहिबाधकस्यसत्त्वादियमस्तुप्रकृतेर्नसास्त्यबाधात् ॥**
**इतिवाच्यमिहापितज्जचित्तेतदुपाश्रितयुतेश्चबाधकत्वात् ॥१०२॥**

'અંઃકરણમાં અનુભવની સ્થિતિ માનવામાં તો અજડ અનુભવને જડ અંતઃકરણ રેહેવું સંભવતું નથી એ બાધક છે માટે ચૈતન્યનના યોગથી અંતઃકરણમાં અનુભવનો ઉપચાર માનવો પડેછે પણ અહીં તો અજ્ઞાનની અંતઃકરણમાં સ્થિતિ માનવામાં કશું બાધક નથી, માટે અંતઃકરણમાં અજ્ઞાનનો ઉપચાર માનવો નહી' એમ પણ તારે કહેવું નહી. કારણકે અંતઃકરણ કે જે અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે તેને અજ્ઞાનના આશ્રયરૂપ મનાય નહી એ બાધકછે માટે અંતઃકરણમાં અજ્ઞાનનો ઉપચાર જ માનવો જોઇએ. ૧૦૨.

**अधिसुप्त्यपिचित्तवर्तितत्स्याद्यदिवाज्ञानमिदंहृदाश्रितंस्यात् ॥**
**तदिहास्तिनमानमुक्तरीसाप्रकृतेर्दृश्यविशिष्टनिष्ठतायाः ॥१०३॥**

જો અજ્ઞાનનો આશ્રય અંતઃકરણ જ હોયતો સુષુપ્તિમાં પણ અજ્ઞાન અંતઃકરણમાં રેહેવું જોઇએ પણ સુષુપ્તિમાં અંતઃકરણ જ નથી માટે અજ્ઞાન ચૈતન્યમાં જ રેહેછે એમ સિદ્ધ થાયછે તેથી પ્રકૃતિ (અજ્ઞાન) અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં રહે છે એ વિષયમાં કશું પ્રમાણ નથી. ૧૦૩.

ननुनप्रतिबंधिकैवसुप्ताविवितिसादूरतएवचिद्गतेति ॥

प्रतिबंधकशून्यतातुसुप्तेःपरमात्मैक्यगतेःसतेतिवाक्यात् ॥१०४॥

ભટ્ટ ભાસ્કર શંકા કરેછે—સુષુપ્તિમાં અજ્ઞાન જ નથી એટલે પછી તે અજ્ઞાનની ચૈતન્યમાં સ્થિતિની વાત તો દુર જ રહી. કારણ કે [1]सतासौम्य तदासंपन्नोभवतिस्वमपीतो भवति એ શ્રુતિ સુષુપ્તિમાં જીવની પરમાત્માની સાથે એકતા થવાનું જ જણાવે છે માટે સુષપ્તિમાં સ્વરૂપની પ્રાપ્તિનો પ્રતિબંધ કરનારૂં અજ્ઞાન છે જ નહિ. ૧૦૪.

नचतत्रचतत्स्थितिप्रतीतिःसतिसंपद्यविदुर्नहीतिवाक्यात् ॥

श्रुतिगीस्तदधिक्षिपत्यभावप्रतिपत्तेर्नचनिह्नवोत्रनेति ॥१०५॥

'सति संपद्यनविदु એ શ્રુતિ સુષપ્તિમાં જીવો પરમાત્માની સાથે એકતા પામીને કશું જાણતા નથી એમ કહેછે માટે સુષુપ્તિમાં પણ અજ્ઞાન છે' એમ તમારે કહેવું નહીં. કારણ કે એ શ્રુતિ સુષુપ્તિમાં જ્ઞાનના અભાવનું પ્રતિપાદન કરેછે અજ્ઞાનની સ્થિતિનું પ્રતિપાદન કરતી નથી. એ શ્રુતિમાં 'જાણતા નથી' એમ કહ્યુંછે માટે તેમાં જ્ઞાનના અભાવનું પ્રતિપાદન નથી કર્યું એમ નથી. ૧૦૫.

किमुनित्यमनित्यमेवचैतत्प्रथमोनेहसमस्तियुक्त्यभावात् ॥

अनिवर्तकसत्वतोस्यनांत्योनहिभिद्यादविरोधिचित्प्रकाशः॥१०६॥

नचतच्छमयेज्जडप्रकाशोप्यविरोधात्सुतरांजडत्वतोस्य ॥

तदिहप्रतिबंधकत्वमस्यप्रभवेत्किंत्विहतद्भ्रमग्रहादि ॥१०७॥

તમો સુષપ્તિમાં જે અજ્ઞાનની સ્થિતિ માનો છો તે અજ્ઞાન નિત્ય છે કે અનિત્ય છે? નિત્ય કહેવું સંભવતું નથી. કારણ કે તેમ કહેવામાં કાંઈ યુક્તિ નથી. અનિત્ય કહેવું પણ સંભવતું નથી. કારણ કે સુષુપ્તિમાં તેની નિવૃત્તિ કરનાર કોઈ નથી. માટે સુષુપ્તિમાં અજ્ઞાન છે જ નહી એમ માનવું યોગ્યછે. સુષુપ્તિમાં અજ્ઞાનની નિવૃત્તિ કરનાર કોઇછે એમ માનતા હો તો કહોકે ચૈતન્યનો પ્રકાશ એ અજ્ઞાનની નિવૃત્તિ કરેછે કે જડનો પ્રકાશ એ અજ્ઞાનની નિવૃત્તિ કરેછે? ચૈતન્યનો પ્રકાશ અજ્ઞાનનો વિરોધિ નથી માટે અજ્ઞાનને તોડે નહિ અને જડનો પ્રકાશતો અજ્ઞાનથી અત્યંત અવિરોધી છે માટે તેતો અજ્ઞાનને તોડેજ નહીં. આમછે એટલા માટે સુષુપ્તિમાં પ્રતિબંધ કરનારૂં અજ્ઞાન છે જ નહીં પણ ભ્રમના ગ્રહણ આદિરૂપ અજ્ઞાન જાગ્રત તથા સ્વપ્નમાં જ છે એટલે અજ્ઞાનનો આશ્રય અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યછે એમ સિદ્ધ થાયછે. ૧૦૬, ૧૦૭.

इतिचेदिदमीरयभ्रमःकोमनुजोहंत्विविविशेमुषीतिचेन्न ॥

अतिविस्मृतिशीलतातवाहोगदितुःसर्वपदार्थसंकरस्य ॥१०८॥

[1] હે સૌમ્ય! સુષુપ્તિમાં જીવ પરમાત્માની સાથે એકતા પામેછે, જીવ સુષુપ્તિમાં પોતાના સ્વરૂપભુત પરમાત્માને પામે છે.

**શ્રીશંકરાચાર્ય**—તેં જે ભ્રમ માન્યો તે ભ્રમનું સ્વરૂપ શું છે તે કહે. 'હું મનુષ્યછું' એ રીતની આ દેહમાં જે આત્મબુદ્ધિ છે તે ભ્રમ છે એમ જો તું કહેવા ધારતો હોય તો અહો! તું કે જે સઘળા પદાર્થોને ભિન્ન અને અભિન્ન પણ માનેછે તેના મતમાં સઘળી પ્રતીતિઓ યથાર્થ હોવાથી ભ્રમ સિદ્ધ જ થતો નથી માટે તું તારા સિદ્ધાંતને બહુ જ ભૂલી ગયો !! ૧૦૮.

**प्रमितित्वमुपाश्रयन्प्रतीतेरमुकःखंडइतिस्वशास्त्रसिद्धात् ॥**
**भिदभिद्वयगोचरत्वहेतोर्धियमेतांतुकिमित्युपेक्षसेत्वं ॥१०९॥**

સઘળા પદાર્થોના ભેદના વિષયછે અને અભેદના પણ વિષય છે એ તારા શાસ્ત્રમાં સ્થાપેલા હેતુને લીધે શીંગડાંથી બળધ ભિન્ન અને અભિન્ન પણ હોવાથી શીંગડાં ખાંડાં (ભાગેલાં) છતાં પણ બળધ ખાંડોછે એ પ્રતીતિને પ્રણામભૂત માને છે ત્યારે 'હું મનુષ્યછું' એ પ્રતીતિને પણ આત્માથી ભિન્ન અને અભિન્ન પણ ગણીને શા માટે પ્રમાણભૂત માનતો નથી? ૧૦૯.

**अनुमानमिदंतथाचसिद्धंविमताधीःप्रमितिर्भिदाभिदित्वात् ॥**
**इहचारुनिदर्शनंभवेत्सातवखंडोयमितिप्रतीतिरेषा ॥११०॥**

એટલે આવું અનુમાન સિદ્ધ થાયછે કે 'હું મનુષ્યછું એ બુદ્ધિ પ્રણામભૂત છે. કારણ કે ભેદના અને અભેદના વિષયરૂપ છે. જે ભેદના તથા અભેદના વિષયરૂપ હોય તે પ્રમાણભૂત જ હોયછે. જેમકે તારો બળધ ખાંડોછે એ પ્રતીતિ ભેદના તથા અભેદના વિષયરૂપ હોવાથી પ્રમાણભૂત છે.' આ અનુમાનમાં તારી પ્રતીતિ અમને બહુ સુંદર દૃષ્ટાંતરૂપે મળેછે. ૧૧૦.

**ननुसंहननात्मधीःप्रमाणंनभवत्येवनिषिध्यमानगत्वात् ॥**
**इदमिप्रतिपन्नरूप्यधीवत्प्रबलासत्प्रतिपक्षतेतिचेन्न ॥ १११ ॥**

**ભટ્ટભાસ્કર**—"દેહમાં જે આત્મબુદ્ધિ છે તે પ્રણામભૂત નથી. કારણ કે હું મનુષ્ય નથી પણ બ્રહ્મછું એવી સામી પ્રતીતિથી તે બુદ્ધિનો વિષય નિષિદ્ધમાન (જેનો નિષેધ કરાયછે એવો) થઈ જાયછે. જેનો વિષય નિષિદ્ધમાન થઈ જાય તે બુદ્ધિ પ્રમાણભૂત હોય જ નહી. જેમ કે છીપના 'આ' એ અંશમાં પ્રતીત થએલી રૂપાની બુદ્ધિનો વિષય 'છીપછે'એવી સામી પ્રતીતિથી નિષિદ્ધમાન થઈ જાયછે માટે રૂપાની બુદ્ધિ પ્રમાણભૂત નથી." આ રીતે તમારા સાધ્યના અભાવને સાધનારો બીજો હેતુ મળવાથી તમારૂં પ્હેલું અનુમાન પ્રબલ સત્પ્રતિપક્ષ હેતુવાળું થઈ જાયછે. [1]સત્પ્રતિપક્ષ હેતુવાળું અનુમાન યથાર્થ ગણાય નહી. ૧૧૧.

**व्यभिचारयुतत्वतोऽस्यखंडःपशुरित्यत्रतदन्यधीस्थमुंडे ॥**
**इतरत्रनिषिध्यमानखंडोल्लिखितत्वेननिरुक्तहेतुमत्वात् ॥११२॥**

**શ્રીશંકરાચાર્ય**—બુદ્ધિના અ પ્રમાણપણામાં નિષિદ્ધમાન વિષયવાળી પણારૂપ

[1] સત્પ્રતિપક્ષ હેતુ વિષે આ ગ્રંથના આઠમા સર્ગના ૧૦૭ મા શ્લોકની ટીકાની ટીપ વાંચો.

જે તારો હેતુ છે તે [1]સવ્યભિચાર છે. કારણ કે આ બળધ ખાંડો નથી પણ મુંડો છે એ ઠેકાણે ખાંડાથી અન્ય મુંડાની બુદ્ધિ નિષિદ્ધમાન ખાંડાપણારૂપ વિષયવાળી છતાં પણ પ્રમાણભૂત છે. ૧૧૨.

ननुहेतुरयंविविक्ष्यतेत्रप्रतिपन्नोपाधिकेनिषेधगत्वं ॥
इतिचेन्नविवक्षितस्यहेतोर्व्यभिचारात्पुनरप्यमुत्रचैव ॥११३॥

ભટ્ટભાસ્કર—પ્રતીત થએલાનું જે અધિષ્ટાન હોય તેમાં જ જો પાછો પ્રતીત થએલાનો નિષેધ થતો હોય તો પ્રતીતની બુદ્ધિને અપ્રમાણભૂત માનવામાં આવે છે. જેમ 'આ' એ અંશમાં પ્રતીત થએલા રૂપાના અધિષ્ઠાનભૂત એ જ અંશમાં પાછો રૂપાનો નિષેધ થાયછે માટે રૂપાની બુદ્ધિને અપ્રમાણભૂત માનવામાં આવેછે તેમ આત્મામાં પ્રતીત થએલા મનુષ્યપણાના અધિષ્ટાનભૂત આત્મામાં જ પાછો મનુષ્યપણાનો નિષેધ થાય છે માટે મનુષ્યબુદ્ધિને અપ્રમાણ માનવામાં આવેછે. એ પ્રમાણે આ બળધ ખાંડો નથી પણ મુંડો છે એ ઠેકાણે મુંડાના અધિષ્ટાનમાં ખાંડાનો નિષેધ થતો નથી માટે મુંડાની બુદ્ધિ પ્રમાણભૂત છે.

શ્રીશંકરાચાર્ય—મુંડાના અધિષ્ટાનભૂત બળધમાં જ ખાંડાનો નિષેધ થાય છે તે છતાં તું મુંડાની બુદ્ધિને પ્રમાણભૂત માને છે માટે તારો કહેલો હેતુ સવ્યભિચાર જ થાય છે. ૧૧૩.

ननुगोत्वउपाधिकेत्वमुष्यप्रतिपन्नसहितत्रनोनिषेधः ॥
अपितुप्रथमानमुंडइत्यत्रतथाचव्यभिचारितानहेतोः ॥११४॥

ભટ્ટભાસ્કર—મુંડાના અધિષ્ટાનભૂત બળધમાં ખાંડાનો નિષેધ થતો નથી પણ મુંડામાં જ ખાંડાપણાનો નિષેધ થાય છે માટે મારો કહેલો હેતુ સવ્યભિચાર નથી. ૧૧૪.

इतिचेन्नविकल्पनासहत्वात्किमुखंडस्यतुकेवलेनिषेधः ॥
उतगोत्वसमन्वितेसमुंडेप्रथमोनोघटतेप्रसक्त्यभावात् ॥११५॥
नहिजात्वपिमुंडकेप्रसक्तःपरखंडस्त्वितिसंप्रसक्त्यभावः ॥
चरमोपिनगोत्वयुक्तमुंडेखलुखंडस्यनिषेधकालएव ॥११६॥
स्वविशेषणभूतगोत्वएवस्फुटमेतस्यनिषेधनंश्रुतंस्यात् ॥
तदिहोचितहेतुसत्ववतोऽस्यव्यभिचारोदृढवज्रलेपएव ॥११७॥

શ્રીશંકરાચાર્ય—આ તારી વાત વિકલ્પોનું સહન કરી શકે એમ નથી માટે ખોટી છે. તું ખાંડાનો જે નિષેધ કરેછે તે કેવલ મુંડામાં કરેછે કે બળધપણાવાળા મુંડામાં કરેછે? કેવલ એટલે બળધપણા રહિત મુંડામાં તો નિષેધ કરવો સંભવિત જ નથી. કારણ કે તેમાં ખાંડાની પ્રાપ્તિ જ નથી. મુંડા બળધમાં તેથી અન્ય ખાંડા બળધની

૧ સાધ્યના અભાવવાળામાં જે હેતુ વર્તતો હોય તે સાધારણ સવ્યભિચાર હેત્વાભાસ કેહેવાયછે. साध्याभाववद्वृत्तिःसाधारणोनैकांतिकः (જુઓ દીપિકા સહિત તર્કસંગ્રહ પૃષ્ઠ ૩૦.)

પ્રસક્તિ કદી પણ નથી એટલે પછી તેનો નિષેધ કરવો સંભવેજ નહી. તેમ બળધપણા-વાળા મુંડામાં પણ આંડાનો નિષેધ કરવો સંભવિત નથી. કારણ કે બળધપણાવાળા મુંડામાં આંડાનો નિષેધ કરવા જતાં મુંડાના વિશેષણરૂપ બળધપણામાંજ આંડાનો નિ-નિષેધ થાય છે માટે મુંડાના અધિષ્ઠાનમાંજ નિષેધ થવાથી તારો કહેલો હેતુ છતાં પણ મુંડાની બુદ્ધિ પ્રમાણભૂત છે એટલે તારા હેતુમાં વ્યભિચાર વજ્રલેપ જેવો દૃઢ જ છે. ૧૧૫, ૧૧૬, ૧૧૭.

ननुभातितरामुपाधिरस्मिन्दलदेतद्व्यवहर्तृतेतिचेन्न ॥
अहमोनुभवेनसाध्यकाव्यापकभावादवगसनंतरंच ॥११८॥

ભટ્ટભાસ્કર—તમે કરેલા અનુમાનમાં (૧૧૭મા શ્લોકમાંના અનુમાનમાં) પ્રમાણભૂતપણારૂપ સાધ્યમાં उच्छिन्नव्यवहर्तृकत्व (વસ્તુનો સાક્ષાત્કાર થયા પછી વ્યવહાર કરનારાનો અભાવ[1]) છે પણ ભેદના તથા અભેદના વિષયપણારૂપ જે સાધન (હેતુ) છે તે જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં સર્વ સ્થલે उच्छिन्नव्यवहर्तृकत्व નથી. કારણ કે શીંગડાં જ આંડાં છે એમ જાણ્યા પછી પણ બળધ આંડો છે એમ વ્યવહાર કરનારનો અભાવ થતો નથી માટે ઉચ્છિન્નવ્યવહર્તૃકત્વરૂપ ઉપાધિથી તમારો હેતુ સોપાધિક[2] હોવાને લીધે તે હેતુથી કરવામાં આવેલું અનુમાન યથાર્થ ગણાય નહી.

શ્રીશંકરાચાર્ય—બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી પણ પ્રારબ્ધ કર્મના અનુસારથી હું મનુષ્યછું એવો અહંકારનો અનુભવ રહેછે માટે उच्छिन्नव्यवहर्तृकत्व ની અમારા સાધ્યમાં જ વ્યાપ્તિ નથી તેથી અત્રે કહેલો હેતુ સોપાધિક છે જ નહી. ૧૧૮.

ननुतद्व्यवहारभंछिदायाइहतत्केनकमिसनेनमुक्तौ ॥
श्रुतिवाक्यगतेनसंप्रतीतेर्व्यवहर्तुर्नकथंछिदेतिचेन्न ॥११९॥

ભટ્ટભાસ્કર—यत्रत्वस्यसर्वमात्मैवाभूत्तत्केनकंपश्येत् એ શ્રુતિ 'મુક્તિમાં સઘળું આત્મારૂપ થઈ જાય છે એટલે સાર્થ કોને દેખે' એમ, વ્યવહાર કરનારનો ઉચ્છેદ જ થયાનું કેહેછે તે છતાં તમે વ્યવહાર કરનારનો ઉચ્છેદ નથી થતો એમ કેમ કહોછો. ૧૧૯.

तदिदंघटतेमतेस्मदीयेतदबोधोल्लसितत्वतोऽखिलस्य ॥
तदबोधलयेलयोपपत्तेर्जगतःसत्यतयाछिदानतेस्यात् ॥१२०॥

શ્રીશંકરાચાર્ય—સઘળું જગત્ આત્મામાં રહેલા અજ્ઞાનથી જ વિલસિત છે માટે તે અજ્ઞાનનો લય થાય ત્યારેજ વ્યવહાર કરનારનો લય થવો સંભવેછે તેથી અજ્ઞાન-ની સ્થિતિ હોય ત્યાંસુધી વ્યવહાર કરનારની સ્થિતિ અને અજ્ઞાનનો લય થાય ત્યારે વ્યવહાર કરનારનો ઉચ્છેદ એ અમારા મતમાંજ ઘટેછે. તારા મતમાં તો જગત્ સત્યછે માટે કદી પણ વ્યવહાર કરનારનો ઉચ્છેદ થવો સંભવતો નથી. ૧૨૦

ननुपंचसुतुस्थलेषुभेदोह्यभिदानोतुशरीरदेहिनोस्ते ॥
प्रथितस्थलपंचकेतरत्वात्फलिताद्यत्रतथाचद्दैतसिद्धिः ॥१२१॥

[1] બ્રહ્મતત્વનો સાક્ષાત્કાર થયા પછી હું મનુષ્યછું એવો વ્યવહાર કરનારાનો અભાવ થાયછે. [2] સોપાધિક હેતુ વિષે આ ગ્રંથના આઠમા સર્ગના ૧૦૭ મા શ્લોકના અર્થની નોટમાં લખ્યુંછે તે જુવો.

ભટ્ટભાસ્કર—જાતિ વ્યક્તિ ભાવ, ગુણ ગુણિ ભાવ, કાર્ય કારણ ભાવ, વિશિષ્ટ[1] સ્વરૂપ અને અંશાંશિભાવ એઓવાળાં પાંચ સ્થલોમાં જ ભેદ તથા અભેદ સંભવેછે અને આત્મા તથા દેહ તો એ પાંચ સ્થલોથી અન્ય[1] છે માટે તેઓને ભેદના તથા અભેદના વિષયપણું સંભવતું જ નથી, તેથી તમારા અનુમાનમાં (૧૧૦ મા શ્લોકમાંના અનુમાનમાં) હેતુની અસિદ્ધિરૂપ દોષ આવેછે માટે તે અનુમાન યથાર્થ નથી. ૧૨૧.

इतिचेन्नविकल्पनासहत्वान्मिलितानांभिदभेदतंत्रतार्कि ॥
उतवापृथगेवतत्रनाद्योमिलिताःपंचनहिक्कचिद्यतःस्युः ॥१२२॥

શ્રીશંકરાચાર્ય—આ તારી વાત વિકલ્પોનું સહન કરી શકે એમ નથી માટે ખોટી છે. એ પાંચ સંબંધો ભેળા થઇને ભેદના તથા અભેદના પ્રયોજક થાયછે કે નોખા નોખા જ પ્રયોજક થાયછે ? ભેળા થઇને પ્રયોજક થવું સંભવતું નથી. કારણ કે પાંચે સંબંધ કોઈ સ્થલમાં એકઠા થતા નથી. ૧૨૨.

चरमोपिनयुज्यतेतदांगांगिकभावस्यचतंत्रतानकिंस्यात् ॥
नचयोजकगौरवंचदोषःप्रकृतेतस्यतवापिसंमतत्वात् ॥१२३॥

નોખા નોખા રહીને પ્રયોજક થતા હોય તો એવોજ પ્રયોજક થાયછે એમ કહેવું સંભવતું નથી. કારણ કે જ્યારે પ્રત્યેકને પ્રયોજકપણાનો તું સ્વીકાર કરેછે ત્યારે દેહદેહિ ભાવ રૂપ સંબંધને પણ પ્રયોજકપણું શા માટે નહોય ?

ભટ્ટભાસ્કર—આમ કલ્પના કરવાથી પ્રયોજકની સંખ્યા વધે છે એ ગૌરવરૂપ દોષ આવેછે.

શ્રીશંકરાચાર્ય—દેહદેહિ ભાવ જો ભેદનો અને અભેદનો પ્રયોજક નહોય તો તું કે જે સઘળા પદાર્થોના સંકરને કેહેનાર છે તેના સિદ્ધાંતને બાધ આવેછે માટે આ વિષયમાં દેહદેહિ ભાવને પણ તારે પ્રયોજકપણું માનવું જ પડશે. ૧૨૩.

अपिचान्यतमस्यजातितद्वत्प्रभृतीनांघटकत्वआग्रहश्चेत् ॥
अपिसोत्रनदुर्लभश्चिदात्मांगकयोःकारणकार्यभावभावात् ॥१२४॥

જો જાતિવ્યક્તિભાવ આદિ પાંચ સંબંધોને જ ભેદનું તથા અભેદનું પ્રયોજકપણું માનવાનો તને આગ્રહ હોય તો તેઓમાંનો સંબંધ પણ આ વિષયમાં દુર્લભ નથી. કારણ કે ચૈતન્ય રૂપ જીવને અને દેહને કાર્ય કારણભાવ સંબંધછે. ૧૨૪.

नचवाच्यमिदंपरात्मजत्वात्सकलस्यापिनजीवकार्यतेति ॥
तदभेदतएवसर्वकस्याप्युपपत्तेरिहजीवकार्यतायाः ॥१२५॥

૧ દંડવિશિષ્ટ (દંડવાળો) ચૈત્ર એ વિશિષ્ટ સ્વરૂપ માનવામાં આવેછે. ૨ દેહ અને દેહી એ બન્ને દ્રવ્યરૂપછે તેથી તેઓને જાતિવ્યક્તિભાવ કે ગુણગુણિભાવ સંબંધ ઘટતો નથી. દેહ પંચભૂતનું કાર્યછે તેથી તેઓને કાર્ય કારણભાવ સંબંધ પણ નથી. જેમ દંડસંયુક્તપણું ચૈત્રને આધીનછે તેમ દેહ જીવને આધીન નથી તેથી વિશિષ્ટ સ્વરૂપપણું પણ નથી અને દેહી (જીવ) નિરવયવ દ્રવ્ય છે તેથી અંશાંશિભાવ સંબંધ પણ નથી માટે દેહ અને દેહી એ પાંચ સંબંધોના સ્થલોથી અન્ય છે.

ભટ્ટભાસ્કર—સઘળો પ્રપંચ બ્રહ્મથી ઉત્પન્ન થએલ છે માટે દેહને જીવના કાર્ય રૂપ ગણીને કાર્ય કારણ ભાવ સંબંધ માનવો ઘટતો નથી.

શ્રીશંકરાચાર્ય—જીવ બ્રહ્મથી અભિન્નછે માટે સર્વ પ્રપંચને જીવના કાર્યરૂપ કહેવો પણ સંભવેછે. ૧૨૫.

तदसिद्धिमुखानुमानदोषानुदयादुक्तनयस्यनिर्मलत्वं ॥
भ्रमधीप्रमितित्वधेदिनोऽतस्तवनभ्रांतिपदार्थएवसिद्ध्येत् ॥१२६॥

આ પ્રમાણે અમારા અનુમાનમાં હેતુની અસિદ્ધિ આદિ કોઈ પણ દોષ નહિ હોવાથી અમારૂં અનુમાન યથાર્થ છે અને તે અનુમાનથી તારા સિદ્ધાંત પ્રમાણે ભ્રમ યથાર્થ ઠરે છે માટે તારા મતમાં ભ્રમ નામનો પદાર્થ જ સિદ્ધ થતો નથી. ૧૨૬.

अपिचभ्रमएषकिंतवांतःकरणस्यतिचिदात्मनोऽथवासौ ॥
परिणामइहादिमोनतस्यात्मगतत्वानुभवस्यभंगपत्तेः ॥१२७॥

વળી પણ પુછિયેછિયે કે તારો એ ભ્રમ અંતઃકરણના પરિણામરૂપ છે કે ચિદ્રૂપ આત્માના પરિણામરૂપ છે ? અંતઃકરણના પરિણામરૂપ ઘટતો નથી. કારણ કે તેમ હોય તો ભ્રમના આત્મામાં રહેનારપણાનો અનુભવ ભાગી જાયછે. જેમ માટીના પરિણામ રૂપ ઘટ તંતુઓમાં રહેવો સંભવતો નથી તેમ અંતઃકરણના પરિણામ રૂપ ભ્રમ આત્મામાં રહેવો સંભવે નહી અને આત્મામાં રહે છે એ તો અનુભવ સિદ્ધ છે.૧૨૭.

ननुरक्ततमप्रसूनयोगात्स्फटिकेसंस्फुरणंयथारुणिम्नः ॥
भ्रमसंयुताचित्तयोगतोऽस्यभ्रमणस्यानुभवस्तथात्मनिस्यात् ॥१२८॥

ભટ્ટભાસ્કર—જેમ અત્યંત રાતા ફૂલના યોગથી સ્ફટિકમાં રતાશનું સ્ફુરણ થાયછે તેમ ભ્રમવાળા અંતઃકરણના યોગથી આત્મામાં તે ભ્રમનું સ્ફુરણ થાયછે. ૧૨૮.

इतिचेदयमीर्यात्मयोगोभ्रमणस्याश्रितएसन्नसन्वा ॥
प्रथमोघटतेनसंसृजेस्तेऽपरथाख्यातिवदस्यशून्यकत्वात् ॥१२९॥

શ્રીશંકરાચાર્ય—એ અંતઃકરણના ભ્રમને તેં આત્માનો સંબંધ માન્યો તે સંબંધ સત્યછે કે અસત્યછે? તું કે જે [1]અન્યથાખ્યાતિને માનનાર છે તેના મતમાં સંબંધ શૂન્ય રૂપ જ છે માટે તે સંબંધને સત્યપણું તો સંભવતું નથી. ૧૨૯.

चरमोपिनयुज्यतेपरोक्षप्रथनस्यानुपपद्यमानतायाः ॥
परिणामविशेषआत्मनोसौभ्रमइत्येपनयुज्यतेंसपक्षः ॥१३०॥

તેમ અસત્યપણું પણ સંભવતું નથી. કારણ કે અસત્ય પદાર્થની પ્રતીતિ થવી જ ઘટતી નથી. આ રીતે જેમ ભ્રમ અંતઃકરણના પરિણામરૂપ ઘટતો નથી તેમ આત્માના પરિણામરૂપ પણ ઘટતો નથી. ૧૩૦.

[1] ગ્રાહકના દોષને લીધે પદાર્થનું બીજા પ્રદેશમાં અથવા બીજા પ્રકારથી ભાન અથવા કથન એ અન્યથા ખ્યાતિ કહેવાય છે.

असगभागतयात्मनोनिरस्तेतरयुक्तःपरिणतयोग्यतायाः ॥
परिणतयुजेश्चयोग्यतायामपिबुद्धयाकृतिताश्चिदात्मनोस्य ॥१३१॥

કારણ કે આત્મા અસંગ છે અને નિરવયવ દ્રવ્યરૂપ છે તેથી પરિણામ પામવાને યોગ્ય જ નથી. કદાચ પરિણામ પામવાને યોગ્ય છે એમ ઘડી ભર સ્વીકારીયે તો પણ નિત્ય જ્ઞાનના આશ્રયરૂપ ચિદાત્માનો બીજા જ્ઞાનરૂપે પરિણામ થવો સંભવે નહી. ૧૩૧.

नहिनित्यचिदाश्रयप्रतीचःपरिणामःपुनरन्यचित्स्वरूपः ॥
गुणयोःसमुदायगत्ययोगाद्गुणतावांतरजातितःसजात्योः ॥१३२॥

કારણ કે પ્રત્યગાત્મા (જીવ) નિત્ય જ્ઞાનના આશ્રયરૂપ છે તે ફરી બીજા જ્ઞાનરૂપે પરિણામ પામે એમ માનવું અયોગ્ય જ છે. રૂપ રસ આદિ ગુણોની જાતિમાં પેટાની એક જાતિવાળા બે ગુણો એકી વખતે એક દ્રવ્યમાં રહેવા સંભવે જ નહી. ૧૩૨.

युगपत्समवेतिनोहिशौक्ल्यद्वयकंयत्रचकुत्रचिद्घटेत ॥
ननुविन्नगुणोगुणीतथाचप्रसरेन्नोदितदुष्टतेतिचेन्न ॥१३३॥

જેમ કોઈ ઠેકાણે કોઈ દ્રવ્યમાં પણ બે શુક્લપણાનો એકી વખતે સમવાય સંબંધ ઘટતો નથી તેમ બે જ્ઞાનનો પણ આત્મામાં એકી વખતે સમવાય સંબંધ ઘટે નહી.

ભટ્ટભાસ્કર—અમો જ્ઞાનને ગુણરૂપ માનતા નથી પણ દ્રવ્યરૂપ માનિયેછિયે માટે તમારો કહેલો દોષ લાગુ પડતો નથી. ૧૩૩.

कटकाश्रयभूतदीप्तहेम्नोरुचकाधारकभाववत्तथैव ॥
अविनाशिविदाश्रयस्यभूयोन्यविदाधारतयास्थितेरयोगात् ॥१३४॥

શ્રીશંકરાચાર્ય—જેમ કડાના આશ્રયરૂપ પ્રદીપ્ત સુવર્ણને તે સમયે જ પોંટલીઆના આશ્રયરૂપપણું સંભવતું નથી તેમ અવિનાશી જ્ઞાનના આશ્રયરૂપ આત્માને તે સમયે જ બીજા જ્ઞાનના આશ્રયરૂપે રહેવું સંભવતું નથી. ૧૩૪.

नचसंस्कृतिरग्रहोप्यविद्याभ्रमशब्दार्थनिरुक्त्यसंभवेपि ॥
भ्रमसंज्ञितवस्त्वसंभवेनभ्रमसंपादितसंस्कृतेरयोगात् ॥१३५॥

ભટ્ટભાસ્કર—જો કે અમારાથી ભ્રમ શબ્દના અર્થનું નિરૂપણ થઈ શકતું નથી તોપણ ભ્રમના સંસ્કારને અથવા વસ્તુના અગ્રહણને અવિદ્યારૂપ માનવું યોગ્યછે.

શ્રીશંકરાચાર્ય—તમારા મતમાં ભ્રમ નામનો પદાર્થ જ સિદ્ધ થતો નથી માટે તે ભ્રમનો સંસ્કાર રહેવો પણ સિદ્ધ થતો નથી. ૧૩૫.

अपिनाग्रहणाचितेरभावाश्चितिरूपग्रहणस्यनित्यतायाः ॥
तदसंभवतोनवृत्त्यभावस्तदभावेपिचिदात्मनोवभासात् ॥१३६॥

તારા મતમાં વસ્તુનું જે અગ્રહણ છે તે સ્વરૂપભૂત આત્મવસ્તુનું અગ્રહણ છે કે કોઈ નવી આવેલી વસ્તુનું અગ્રહણછે? વૃત્તિમાં સ્વરૂપ ભૂત ચૈતન્ય આત્મવસ્તુનું ગ્રહણ નિત્યછે અને તે ચૈતન્યના અભાવનો અસંભવછે માટે સ્વરૂપ ભૂત આત્મવસ્તુ-

નું અગ્રહણ એ અવિદ્યાછે એમ કેહેવું સંભવિત નથી. કોઈ નવી આવેલી વસ્તુનું જે અગ્રહણ તે અવિદ્યાછે એમ તું માનતો હોય તો તે વસ્તુનું વૃત્તિથી ગ્રહણ નહી થતાં છતાં પણ વૃત્તિમાં ચૈતન્યનું સર્વદા સ્ફુરણછે તેથી તે સ્ફુરણમાં અન્ય વસ્તુનું અગ્રહણ પ્રતિબંધ થતું નથી માટે તેને અવિદ્યા કહી શકાય નહી. ૧૩૬.

नचभंजकमोक्ष्यतेनतस्योपगमेखंडजडानृतात्मकस्य ॥
इतिवाच्यमखंडवृत्तिरूढेश्वरबोधस्यनिवर्तकत्वयोगात् ॥१३७॥

ભટ્ટભાસ્કર—અજ્ઞાન કે જે ખંડરૂપ, જડરૂપ અને મિથ્યારૂપ છે તેની સ્થિતિ બ્રહ્મમાંછે એવો અંગીકાર કરશું તો તે અજ્ઞાનને ટાળનારો બીજો કોઇ પદાર્થ જોવામાં આવતો નથી.

શ્રીશંકરાચાર્ય—તત્ત્વમસિ આદિ મહાવાક્યોથી ઉત્પન્ન થએલી અખંડ વૃત્તિમાં આરૂઢ થએલું બ્રહ્મચૈતન્ય એ અજ્ઞાનની નિવૃત્તિ કરેછે. ૧૩૭.

अपिचेष्टतदन्यहेतुधीजेजगतःकृत्सकृतीनतेघटेते ॥
सकलव्यवहारसङ्करत्वात्तदलंजीवनिकापिदुर्लभाते ॥१३८॥

તું કે જે સઘળા પદાર્થોના સંકરને માનનાર છે તેના મતમા [1]ઇષ્ટ સાધનના જ્ઞાનથી થતી પ્રાણીની પ્રવૃત્તિ અને [2]અનિષ્ટ સાધનના જ્ઞાનથી થતી પ્રાણીની નિવૃત્તિ પણ ઘટતી નથી. કારણ કે સઘળો વ્યવહાર સંકીર્ણ હોવાથી આ ઇષ્ટછે અને આ અનિષ્ટછે એવું વિવેચન થવું જ સંભવિત નથી. ત્હારા મતમાં વ્યવહારની સંકીર્ણતા હોવાને લીધે ઇષ્ટ તથા અનિષ્ટ આદિનો વિભાગ નહી રેહેવાથી ત્હારે જીવવું પણ દુર્લભ થઇ પડશે માટે બસછે. ૧૩૮.

इतियुक्तिशतैरमर्त्यकीर्त्तिःसुमतींद्रंतमतंद्रितंसजित्वा ॥
श्रुतिभावविरोधिभावभाजांविमतग्रंथममंथरंममंथ ॥१३९॥

અમર કીર્તિવાળા શ્રીશંકરાચાર્યે એ પ્રમાણે સેંકડો યુક્તિઓથી એ ઉદ્યોગી મોટા વિદ્વાનને જીતી લીધા પછી શ્રુતિઓના અભિપ્રાયથી વિરૂદ્ધ અભિપ્રાયવાળા તેના ગ્રંથનું પણ અત્યંત ખંડન કરી નાખ્યું. ૧૩૯.

इतिभास्करदुर्मतेऽभिभूतेभगवत्पादकथासुधाप्रसस्रे ॥
घनवार्षिकवारिवाहजालेविगतेशारदचंद्रचंद्रिकेव ॥१४०॥

એ પ્રમાણે ભટ્ટભાસ્કરનો દુષ્ટ મત પરાભવ પામતાં, જેમ વર્ષાઋતુનાં ઘાટાં વાદળાનું જાલ જતું રહ્યા પછી શરદૃઋતુના ચંદ્રની ચંદ્રિકાનો ફેલાવ થાય તેમ શ્રીશંકરાચાર્યની વક્તૃત્વ શક્તિરૂપ અમૃતનો અપૂર્વ ફેલાવ થયો. ૧૪૦.

सकथाभिरवंतिषुप्रसिद्धान्विबुधान्बाणमयूरदंडिमुख्यान् ॥
शिथिलीकृतदुर्मताभिमानान्निजभाष्यश्रवणोत्सुकांश्चकार ॥१४१॥

[1] આ પદાર્થ કે આ ઉપાય મને જોઇતા પદાર્થની પ્રાપ્તિ કરી દેશે એમ સમજવું એ ઇષ્ટસાધનનું જ્ઞાન કહેવાયછે. [2] આ પદાર્થથી કે આ ઉપાયથી મને જોઇતા પદાર્થની પ્રાપ્તિ નહી થાય અથવા તેમાં અડચણ પડશે એમ સમજવું.

માળવા દેશમાં પ્રસિદ્ધ પામેલા બાણ, મયૂર અને દંડી આદિ વિદ્વાનોને પણ શંકરાચાર્યે પોતાનાં ભાષણોથી શિથિલ થએલા દુર્મતના અભિમાનવાળાઓને પોતાના શારીરક ભાષ્યનું શ્રવણ કરવાના ઉત્સાહવાળા કરયા. ૧૪૧.

प्रतिपद्यतुवाह्लिकान्महर्षोविनयिभ्यःप्रविवृण्वतिस्वभाष्यं ॥
अवदन्नसहिष्णवःप्रवीणाःसमयेकेचिदथार्हताभिधाने ॥१४२॥

પછી શ્રીશંકરાચાર્યે ત્યાંથી બાલ્હીક દેશમાં પધારી શિષ્યોને પોતાના ભાષ્યનું વ્યખ્યાન સંભળાવતા હતા તે સમયે જૈનમતમાં પ્રવીણતા ધરાવનારા કેટલાએક વિદ્વાનોએ ત્યાં આવીને અસહનતાથી નીચે પ્રમાણે કહ્યું. ૧૪૨.

ननुजीवमजीवमास्रवंचश्रितवत्संवरनिर्जरौचबंधः ॥
अपिमोक्षमुपैषिसप्तसंख्यान्नपदार्थान्कथमेवसप्तभंग्या ॥१४३॥

જીવ,[1] અજીવ,[2] આસ્રવ,[3] સંવર,[4] નિર્જર,[5] બંધ[6] અને મોક્ષ[7] એ સાતપદાર્થોને સપ્તભંગીની[8] રીતિથી તમે કેમ સ્વીકારતા નથી ? ૧૪૩.

कथयार्हतजीवमास्तिकायंस्फुटमेवंविधइत्युवाचमौनी ॥
अवदत्सचदेहतुल्यमानोदृढकर्माष्टकवेष्टितश्चविद्वान् ॥१४४॥

શ્રીશંકરાચાર્યે એઓમાના મુખ્ય જૈનને પુછ્યું કે "હે જૈન! તારા મતમાં જે જીવ છે તે આવી રીતનો જ છે એમ સ્પષ્ટ રીતે તેનું વર્ણન કરચ." જૈન બોલ્યો કે "હે વિદ્વાન્! જેવડો દેહછે તેવડો જ જીવ છે અને તે જીવ આઠ પ્રકારનાં દૃઢ કર્મોથી વીંટાએલો છે." ૧૪૪.

अमहाननणुर्घटादिवत्स्यात्सननिसोपिचमानुषाच्चदेहात् ॥
गजदेहमयन्विशेन्नकृत्स्नंप्रविशेच्चप्लुषिदेहमप्यकृत्स्नः ॥१४५॥

શ્રી શંકરાચાર્ય બોલ્યો કે જો જીવ મોટો નહી અને અણુપણ નહી એટલે દેહ જેવ-

૧ બોધ સ્વરૂપ વર્ગ. ૨ જડવર્ગ. ૩ જીવને વિષયોમાં નાખનારી ઇંદ્રિયોની પ્રવૃત્તિ કે જે અનર્થના કારણ રૂપ હોવાથી મિથ્યા પ્રવૃત્તિ કેહેવાયછે. ૪ શમ તથા દમ આદિમાં પ્રવૃત્તિ કે જે મિથ્યા પ્રવૃતિને રોકનાર છે. ૫ અનાદિકાળથી પ્રવર્તેલા પાપ પુણ્ય આદિ કષાયો જેથી ટળી જાયછે એવું તપેલી શિલા ઉપર ચડવું ઇત્યાદિ. ૬ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, વેદનીય, નામિક, ગૌત્રિક અને આયુષ્ક એ આઠ પ્રકારનાં કર્મો યથાર્થ જ્ઞાનથી મોક્ષ નથી થતો એમ સમજવું એ જ્ઞાનાવરણીય કેહેવાય છે જૈનશાસ્ત્રના અભ્યાસથી મોક્ષ નથી થતો એમ સમજવું એ દર્શનાવરણીય કહેવાયછે. શાસ્ત્રકારોએ નોખા નોખા દેખાડેલા મોક્ષમાર્ગોમાં વિશેષ ન સમજાય એ મોહનીય કેહેવાયછે. મોક્ષમાર્ગમાં પ્રવર્તેલાઓને તે માર્ગમાં વિઘ્ન કરનારૂં જે જ્ઞાનછે તે અંતરાય કેહેવાયછે. આ ચાર કર્મો કલ્યાણને તોડનારાં હોવાથી ઘાતિકર્મો કેહેવાય છે. માટે સમજવા જેવું કાંઈક તત્વછે એમ ધારવું એ વેદનીય કેહેવાય છે. મારૂં અમુક નામછે એમ અભિમાન ધરવું એ નામિ કેહેવાયછે. હું આ મહાત્મા અરિહંત આચાર્યના શિષ્યોના વંશમાં પેઠો એમ અભિમાન ધરવું એ ગૌત્રિક કેહેવાયછે, અને શરીરની સ્થિતિને વાસ્તે જે કર્મ કરવું તે આયુષ્ય કેહેવાય છે. આ ચાર કર્મો કલ્યાણને તોડનારાં નથી તેથી અઘાતિકર્મો કેહેવાય છે. ૭ ધર્મથી તથા અધર્મથી છુટીને નિરંતર ઊંચેજ ચાલ્યું જવું એ મોક્ષ કેહેવાયછે. ૮ स्यादास्ति, स्यान्नास्ति, स्यादस्तिचनास्तिच, स्यादवक्तव्यः, स्यादस्तिचावक्तव्यः, स्यान्नास्तिचावक्तव्यः, અને स्यादस्तिचनास्तिचावक्तव्यः સઘળા પદાર્થોને અનિયમિત રૂપવાળા ઠરાવનારી આ સાત બોલીઓ સપ્તભંગી કેહેવાયછે.

ડો હોય તો જેમ ઘટ નિત્ય નથી તેમ તે પણ નિત્ય નથી એમ પ્રાપ્ત થશે. વળી મનુષ્યનો જીવ મનુષ્યના દેહમાંથી હાથીના દેહમાં પ્રવેશ કરશે ત્યારે તે જીવના પ્રમાણથી હાથીનો દેહ મોટો હોવાને લીધે હાથીના દેહનો અમુક ભાગ જીવ વગરનો જ રહી જશે અને મચ્છરના દેહમાં પ્રવેશ કરશે ત્યારે તે જીવના પ્રમાણથી મચ્છરનો દેહ બહુ જ નાહાનો હોવાથી જીવનો મોટો ભાગ મચ્છરના દેહથી બાહાર પણ રહી જશે. ૧૪૫.

उपयांतिचकेचनप्रतीकामहतासंहननेनसंगमेस्य ॥
अपयांत्यधिजग्मुषोल्पदेहंतदयंदेहसमःसमश्रुतेश्च ॥१४६॥

જૈન—મોટા શરીરનો સમાગમ થાય છે ત્યારે જીવને કેટલા એક નવા અવયવો પ્રાપ્ત થાય છે અને નાહાના શરીરનો સમાગમ થાય છે ત્યારે જીવમાંથી કેટલાએક અવયવો જતા રેહેછે એટલે જીવ દેહ જેવડો જ રહેછે તેથી અમારા સિદ્ધાંતમાં દોષ આવતો નથી. समोनागेनसमोमशकेन એ શ્રુતિ પણ જીવને હાથીના દેહમાં હાથી જેવડો અને મચ્છરના દેહમાં મચ્છર જેવડો કેહેછે. ૧૪૬.

उपयंतइमेतथापयंतोयदिवर्ष्मेवनजीवितांभजेयुः ॥
प्रभवेयुरनात्मनःकथंतेकथमात्मावयवाःप्रयंतुतस्मिन् ॥१४७॥

શ્રીશંકરાચાર્ય—એ અવયવો જો જનારા અને આવનારા હોય તો આગમાપાયી હોવાને લીધે શરીરની પેઠે જીવથી ભિન્ન જ હોવા જોઇએ. આવવાના સમયમાં જીવના એ અવયવો પંચભૂતોમાંથી પ્રકટ થવા અને જવાના સમયમાં પંચભૂતોમાં લીન થવા પણ સંભવતા નથી. કારણ કે જીવ પંચભૂતોના વિકારરૂપ નથી. ૧૪૭.

जनितारहिताक्षयेणहीनाःसमुपायंत्यपयांतिचात्मनस्ते ॥
अमुकोपचितःप्रयातिकृत्स्नंत्वमुकैश्चापचितःप्रयात्यकृत्स्नं ॥१४८॥

જૈન—એ અવયવો જન્મથી તથા નાશથી રહિત એટલે નિત્ય છતાં જ આવેછે અને જાયછે માટે અમુક અવયવોથી વૃદ્ધિ પામેલો જીવ હાથી આદિના મોટા શરીરમાં વ્યાપેછે અને અમુક અવયવોથી ઓછો થએલો જીવ મચ્છર આદિના અલ્પ શરીરમા વ્યાપેછે એ અમારો સિદ્ધાંત યોગ્ય છે. ૧૪૮.

किमचेतनतोतचेतनत्वंवदतेषांचरमेविरुद्धमत्या ॥
वपुरुन्मथितंभवेत्तुपूर्वैर्बतकात्स्न्र्येनवपुर्नचेतयेयुः ॥१४९॥

શ્રીશંકરાચાર્ય—એ અવયવો અચેતન છે કે ચેતનછે ? ચેતન હોય તો ઘણા ચેતનોનો એક જ અભિપ્રાય રેહેવાનો અસંભવ હોવાથી કોઈ સમયે પરસ્પરના વિરૂદ્ધ મત થતાં શરીરની જ ખરાબી થાય. અને જો અચેતન હોય તો તેઓથી આખા શરીરને ચેતના આપી શકાય નહી. ૧૪૯.

चलयंतिरथंयथैकमत्याबहवोवाजिनएवमप्रतीताः ॥
इतरेतरमंगमेजयंतुह्यपतेचेतनतामपिप्रपद्य ॥१५०॥

**જૈન**—હે મોટા વિદ્વાન્! જેમ ઘણા ઘોડાઓ એક મતથી જ રથને ચલાવે છે તેમ ચેતનરૂપ ઘણા અવયવો પરસ્પર એક મતથી શરીરને ચલાવેછે એમ માનવામાં કશો વિરોધ આવતો નથી. ૧૫૦.

**बहवोपिनियामकस्यसत्त्वात्सुमतेतत्रभजेयुरैकमत्यं ॥**

**कथमत्रनियामकस्यतद्वद्विरहात्कस्यचिदप्यदोघटेत ॥१५१॥**

**શ્રીશંકરાચાર્ય**—હે વિચારવાળા! રથમાં ઘોડા ઘણા છે તો પણ સારથિના પ્રભાવથી તેઓનો એક મત થાય છે તેમ શરીરમાં બીજો કોઈ નિયામક ન હોવાને લીધે કોના પ્રભાવથી સઘળા અવયવો એકમત રેહેશે? શરીરની અંદર બીજો કોઈ નિયામક નહી હોવાથી તેઓનું એકમત પણું કેમ ઘટશે? ૧૫૧.

**उपयांतिनचापयांतिजीवावयवाःकिंतुमहत्तरेशरीरे ॥**

**विकसंतिचसंकुचंत्यनिष्टेयतिवर्यात्रनिदर्शनंजलौका ॥१५२॥**

**જૈન**—જીવના અવયવો આવતા કે જતા નથી પણ મોટા શરીરમાં ફુલેછે અને નાહાના શરીરમાં સંકોચાઈ જાય છે. હે સંન્યાસીઓમાં ઉત્તમ! આ વિષય-માં જળો નામના જીવડાનું દૃષ્ટાંત લેવું. જળો જ્યારે લોહી પીએછે ત્યારે ફુલી જાય છે અને જળોમાંથી નીચોવીને લોહી કાહાડી નાખવામાં આવેછે ત્યારે તે જળો સંકોચાઈ જાય છે. ૧૫૨.

**यदिचैवममीसविक्रियत्वाद्घटवत्तेचविनश्वराभवेयुः ॥**

**इतिनश्वरतांप्रयातिजीवेकृतनाशाकृतसंगमौभवेतां ॥१५३॥**

**શ્રીશંકરાચાર્ય**—એ પ્રમાણે જો અવયવોમાં સંકોચ તથા વિકાસ હોય તો તેઓ વિકારી ઠરયા તેથી નાશ પામનારા જ હોવા જોઇએ. એ પ્રમાણે અવયવોના નાશથી જીવ પણ નાશ પામનાર ઠરતાં નાશ પામેલા જીવે પ્રથમ કરેલાં કર્મોના નાશરૂપ અને નવા ઉત્પન્ન થએલા જીવને તેણે નહી કરેલાં કર્મોનાં ફ્લોની પ્રાપ્તિરૂપ બે દોષ પ્રાપ્ત થાય છે. ૧૫૩.

**अपिचैवमलाबुवद्भवाब्धौनिजकर्माष्टकभारमग्नजंतोः ॥**

**सततोर्ध्वगतिस्वरूपमोक्षस्तवसिद्धांतसमर्थितोनसिध्येत् ॥१५४॥**

વળી બીજો પણ દોષ આવેછે તે એકે જેમ તુંબડું ભારથી દબાઇને જળમાં ડૂ-બેલું રેહેછે તેમ પોતાનાં આઠ પ્રકારનાં કર્મોના ભારથી દબાઇને સંસારરૂપ સમુદ્રમાં ડૂબેલા જીવને તે ભારથી મુક્ત થઈ સર્વદા ઉંચે ચડતા જવારૂપ મોક્ષ કે જે તારા સિદ્ધાં-તમાં માનેલો છે તેને બાધ આવેછે. અવયવો જવા આવવાના સ્વભાવવાળા હોવાને લીધે તેઓમાંથી અવશેષ રેહેલા કયા મૂળ અવયવને મોક્ષ થયો એ સમજી શકાતું નથી. ૧૫૪.

**अपिसाधमभूतसप्तभंगीनयमप्यार्हतनाद्रियामहेते ॥**

**परमार्थसतांविरोधभाजांस्थितिरेकत्रहिनैकदाघटेत ॥१५५॥**

બીજું પણ—હે જૈન ! સઘળા પદાર્થોમાં સત્વ, અસત્વ એકત્વ અને અનેકત્વઆદિ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો એકી વખતે સમાવેશ કરવાના સાધનભૂત જે તારો [1]સપ્તભંગીનયછે તેને પણ અમો યોગ્ય ગણાતા નથી. કારણ કે પરસ્પર વિરૂદ્ધતા ધરાવનારા વાસ્તવિક ધર્મોની એક પદાર્થમાં એકી વખતે સ્થિતિ સંભવતી જ નથી. ૧૫૫.

इतिमाध्यमिकेषुभग्नदर्पेष्वथभाष्याणिसनैमिशेवितत्य ॥
दरदान्भरतांश्चशूरसेनान्कुरुपांचालमुखान्बहूनजैषीत् ॥१५६॥

એ પ્રમાણે શંકરાચાર્યે જૈનલોકોનો ગર્વ તોડી નાખી નૈમિષ ક્ષેત્રમાં પોતાનાં ભાષ્યોનો પ્રચાર કરીને દરદ, ભરત, શૂરસેન, કુરૂ અને પાંચાલ આદિ બીજા પણ ઘણા ઘણા દેશોના વિદ્વાનોને જીતી લીધા. ૧૫૬.

पटुयुक्तिनिकृत्तसर्वशास्त्रंगुरुभट्टोदयनादिकैरजय्यं ॥
सहिखंडनकारमूढदर्पंबहुधाव्युग्रवशंवदंचकार ॥१५७॥

ખંડનખાદ્યનો કરનાર શ્રીહર્ષપંડિત કે જે પ્રભાકરથી, ભટ્ટભાસ્કરથી અને ઉદેયન આદિથી પણ જીતી શકાય નહી એવો હતો, મોટો અભિમાની હતો અને પ્રબલયુક્તિઓથી સઘળાં શાસ્ત્રોનું ઉચ્છેદન કરનાર હતો તેની સાથે ઘણો ઘણો વિવાદ કરીને તેને પણ શંકરાચાર્યે વશ્ય કરી લીધો. ૧૫૭.

तदनंतरमेषकामरूपानधिगत्याभिनवोपशब्दगुप्तं ॥
अजयत्किलशाक्तभाष्यकारंसचभग्नोमनसेदमालुलोचे ॥१५८॥
निगमाब्जविकासिबालभानोर्नसमोमुष्यविलोक्यतेत्रिलोक्यां ॥
नकथंचनमद्वशंवदोसौतदमुंदैवतकृत्ययाहरेयं ॥१५९॥

પછી શંકરાચાર્યે કામરૂપ દેશમાં જઇને, શક્તિમત સંબંધી ભાષ્ય કરનારા 'અભિનવગુપ્ત' નામના પંડિતને જીતી લેતાં તે પંડિતે વિચાર કરયો કે "વેદરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં બાલસૂર્યની ઉપમાં ધરાવનાર આ શંકરાચાર્ય જેવો ત્રૈલોક્યમાં પણ બીજો કોઈ વિદ્વાન્ નથી અને તે શંકરાચાર્ય કોઈ રીતે પણ મને વશ્ય થાય એમ નથી માટે એમને દેવ સંબંધી અભિચાર પ્રયોગથી જ તોડી નાખવા." ૧૫૮, ૧૫૯.

इतिगूढमसौविचिंत्यपश्चात्सहशिष्यैःसहसास्वशाक्तभाष्यं ॥
परित्यजनापवादभीत्यायमिनःशिष्यइवान्ववर्त्ततैषः ॥१६०॥

એ અભિનવગુપ્ત એ પ્રમાણે ગૂઢ વિચાર કરી પછી તુરત પોતાના શાક્તમતના ભાષ્યને છોડી દઇને 'શત્રુના ધારવામાં આવશે તો લોકોમાં મારી નિંદા થશે' એવા ભયને

[1] स्यादस्ति પદાર્થ કોઈ રીતે સાચો છે. स्यान्नास्ति કોઈ રીતે સાચો નથી પણ ખરો. स्यादस्तिचनास्तिच એક સમયમાં પણ કોઈ રીતે સાચોછે અને કોઈ રીતે સાચો નથી ખરો. स्यादवक्तव्यः કોઈ રીતે કહી શકાય એમ નથી, स्यादस्तिचावक्तव्यः કોઈ રીતે સાચોછે પણ કહી શકાય એમ નથી. स्यान्नास्तिचावक्तव्यः કોઈ રીતે સાચો નથી પણ કહી શકાય એમ નથી. स्यादस्तिनास्तिचावक्तव्यः કોઈ રીતે સાચોછે, કોઈ રીતે સાચો પણ નથી, પણ કહી શકાય એમ નથી. આ સાતભંગીઓથી પ્રત્યેક પદાર્થોમાં ગમેતેવા બીજા પણ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો સમાવેશ થાયછે.

લીધે પોતાના શિષ્યોની સાથે પોતે પણ શંકરાચાર્યના શિષ્ય જેવો થઈને શંકરાચાર્યને અનુસરવા લાગ્યો. १६०,

निजशिष्यपदंगतानुदीच्यानितिकृत्वाथविदेहकौशलाद्यैः ॥
विहितापचितिस्तथांगवंगेष्वयमास्तीर्यंयशोजगामगौडान् ॥१६१॥

એ પ્રમાણે ઉત્તરદિશાના લોકોને પોતાના શિષ્ય બનાવી, વિદેહ તથા કોસલ ( જનકપુર તથા અયોધ્યા પ્રાંત )ના લોકોએ કરેલી પૂજાનો સ્વીકાર કરી અને અંગદેશમાં તથા વંગ ( બંગાલા ) દેશમાં યશનો વિસ્તાર કરીને શ્રીશંકરાચાર્ય ગૌડદેશમાં પધારયા. १६१.

अभिभूयमुरारिमिश्रवर्यंसहसाचोदयनंविविजित्यवादे ॥
अधूयचधर्मगुप्तमिश्रंस्वयशःप्रौढमगापयत्सगौडान् ॥१६२॥

ત્યાં વાદમાં મુરારિમિશ્ર નામના પંડિતનો પરાભવ કરવાથી, ઉદયન નામના પંડિતને તુરત જીતી લેવાથી અને ધર્મગુપ્તમિશ્ર નામના પંડિતને પરાસ્ત કરવાથી ગૌડલોકો શંકરાચાર્યની કીર્તિને બહુ જ ગાવા લાગ્યા. १६२.

पूर्वंयेनविमोहितादि्वजवरास्तस्यासतोरीन्कलौ
बुद्धस्यप्रविभेदमस्करिवरस्तान्भास्करादीन्क्षणात् ॥
शास्त्राम्नायविनिंदकेनकुधियाकूटप्रवाराग्रहान्
निष्णातोनिगमागमादिषुमतंदक्षस्यकूटग्रहे ॥१६३॥

શાસ્ત્રોની તથા વેદની નિંદા કરનારો દુષ્ટ બુદ્ધિ વાળો પાપી બુદ્ધ કે જેણે કલિયુગમાં પ્રથમ ઉત્તમ બ્રાહ્મણોને ભમાવ્યા હતા તે બુદ્ધના મતનું ખંડન કરનારા અને તેવા છતાં પણ મિથ્યાભૂત પ્રવાદોમાં આગ્રહ ધરાવનારે ભાસ્કરઆદિ પંડિતોને ક્ષણમાત્રમાં તોડી નાખી વેદશાસ્ત્રોમાં પરિપૂર્ણ પોહોચેલા શંકરાચાર્યે મિથ્યાપક્ષનો સ્વીકાર કરવામાં ચાતુરી ધરાવનારા બુદ્ધના મતને પણ તોડી નાખ્યો. १६३

शाक्तैःपाशुतैरपिक्षपणकैःकापालिकैर्वैष्णवै
रप्यन्यैरखिलैःखिलंखलुखलैर्दुर्वादिभिर्वैदिकं ॥
मार्गंरक्षितुमुग्रवादिविजयंनोमानहेतोर्व्यधात्
सर्वज्ञोनयतोस्यसंभवतिसंमानग्रहग्रस्तता ॥१६४॥

શાક્તો, પાશુપતો, જૈનો, કાપાલિકો, વૈષ્ણવો અને એવા જ બીજા પણ ખલતાવાળા દુષ્ટવાદીઓએ ઉચ્છિન્ન કરી નાખેલા વેદ-માર્ગનું રક્ષણ કરવા માટે જ સર્વજ્ઞ શંકરાચાર્યે ઉગ્રવાદીઓને હરાવ્યા હતા પણ પોતાનું માન વધારવા માટે હરાવ્યા નહી હતા. કારણ કે એ શંકરાચાર્યને માનની આકાંક્ષારૂપ ભૂત વળગ્યું ન હતું. १६४.

दिष्टेपंकजविष्टरेणजगतामाद्येनतत्सूनुभि
र्निर्दिष्टेसनकादिभिःपरिचितेप्राचेतसाद्यैरपि ॥

श्रौताद्वैतपथेपरात्मभिदुरान्दुर्वादिनःकंटकान्
प्रोद्धृत्याथचकारतत्रकरुणोमोक्षाध्वगक्षुण्णतां ॥१६५॥

વેદોક્ત અદ્વૈતરૂપ મોક્ષનો માર્ગ કે જે જગતના પિતામહ બ્રહ્માએ ચલાવ્યો હતો, બ્રહ્માના પુત્ર સનકાદિકોએ બતાવાએલો હતો અને વાલ્મીકિ આદિ મહાત્માઓએ પરિચિત હતો તે માર્ગમાં પરાત્માને (પરાયા શરીરને અને પરમાત્માને) ભેદનારા દુષ્ટવાદીઓ રૂપ જે કાંટા હતા તેઓને દૂર કરીને દયાળુ શંકરાચાર્યે તે માર્ગને ચાલનારાઓથી વેતીઆણ કરચો. ૧૬૫.

शांतिर्दांतिविरागतत्युपरतिःक्षांतिःपरैकाग्रता
श्रद्धेतिप्रथिताभिरेधिततनौषडक्रवन्मातृभिः ॥
भिक्षुक्षोणिदतौपिचंडिलतरोच्चंडातिकंडूच्चलत्
पाखंडासुरखंडनैकरसिकेबाधाबुधानांकुतः ॥१६६॥

શાંતિ, દાંતિ, ઉપરતિ, ક્ષમા, સમાધિ અને શ્રદ્ધા એ રૂપ ૭ માતાઓએ ઉછેરેલા શ્રીશંકરાચાર્ય રૂપ કાર્તિકેય સ્વામી મોટા પેટવાળા, પ્રચંડ અને વિવાદયુદ્ધ કરવાની ચળથી ચપળતા ધરાવનારા પાંખડીઓ રૂપ અસુરોને તોડવામાં જ આગ્રહ રાખતાં પંડિતો રૂપ દેવતાઓને પીડા શાથીજ રહે? નજ રહે[1]? ૧૬૬.

यत्रारंभजकाहलीकलकलैर्लौकायतोविद्रुतः
काणाःकाणभुजस्तुसैन्यरजसासांख्यैर्भृतासाख्यधीः ॥
युध्वतेषुपलायितेषुसहसायोगाःसहैवाद्रवन्
कोवावादिभटःपटुर्भुविभवेद्वस्तुंपुरस्तान्मुनेः ॥१६७॥

શ્રીશંકરાચાર્યના વાદરૂપી યુદ્ધનો આડંબર પ્રવૃત્ત થતાં તેના આરંભનાં વાજાંઓના કોલાહલોથી જ ચાર્વાક ભાગી ગયો, કણાદના મતને અનુસરનારા તાર્કિક લોકો સૈન્યના રજથી જ કાણા થઈ ગયા, સાંખ્ય લોકોએ સાંખ્ય ઉપર શ્રદ્ધા છોડી દીધી. અને તે સઘળાઓ યુદ્ધ કરીને ભાગતાં પાતંજલ (યોગ) સિદ્ધાંતના લોકો તો તુરત તેઓની સાથે જ ભાગી ગયા એટલે પૃથ્વીમાં શંકરાચાર્યની સામે ઉભા રહેવામાં વાદી રૂપ કયો યોદ્ધો સમર્થ થઈ શકે? કોઈ પણ સમર્થ થયો નહી. ૧૬૭.

उच्चंडेपणबंधबंधुरतरेवाचंयमक्ष्मापतेः
पूर्वंमंडनखंडनेसमुदभूद्योडिंडिमाडंबरः ॥
जाताःशब्दपरंपरास्ततइमाःपाखंडदुर्वादिना
मद्यश्रोत्रतटाटवीषुदधतेदावनलज्वालतां ॥१६८॥

૧ શંકરાચાર્યમાં કાર્તિકેય સ્વામીના આરોપમાં શાંતિ આદિમાં ૭ માતાઓનો આરોપ નિમિત્ત છે અને પંડિતોમાં દેવતાઓના આરોપમાં પાખંડીઓમાં અસુરોનો આરોપ નિમિત્તછે માટે परंपारितरूपक અલંકારછે. મૂળમાં બુધ શબ્દમાં શ્લેષછે તેથી શ્લિષ્ટ શબ્દનિબંધન પરંપરિત રૂપક અલંકારછે. यस्यकस्यचिदारोपः परारोपण कारणम् ॥ तत्परंपरितंश्लिष्टाश्लिष्टशब्दनिबंधनं (જુવો કા. ૬, કા. ૬૭૧ મી.)

પ્રથમ પ્રચંડ અને સરત બાંધવાથી બહુ ઉન્નતિ પામેલું મંડનમિશ્રનું ખંડન થયું ત્યારે સંન્યાસીઓના રાજા શ્રીશંકરાર્યના ડંકાનો જે શબ્દ થયો હતો તે શબ્દમાંથી ઊત્પન્ન થએલી આ બીજા શબ્દોની પરંપરાઓ આજ પાખંડ મતના દુષ્ટ વાદીઓના કાન રૂપી અરણ્યોમાં દાવાનલની જ્વાલાઓ રૂપ થઈ પડીછે. ૧૬૮.

वृद्धोयुद्धसमुद्यतःकिलपुनःस्विन्नाक्षणाद्विद्रुतः
कोणेद्राक्कणभुग्विलीयततमःस्तोमावृतोगौतमः ॥
भग्नोसौकपिलोपलायततत:पातंजलाश्चांजलिं
चक्रुस्तस्ययतीशितुश्चतुरताकेनोपमीयेतसा ॥१६९॥

વાદયુદ્ધ કરવામાં સજ્જ થએલો વૃદ્ધ જરાક યુદ્ધ કરી ભયને લીધે ભાગી ગયો, કણાદ તો તુરત ખુણામાં જ ભરાઈ રહ્યો, ગૌતમ ઘાટા અંધારામાં છુપી ગયો, કપિલ હારી જઈને ભાગી ગયો અને તે પછી બીજા પાખંડી વાદીઓ તો હાથ જ જોડવા લાગ્યા તો આવી શંકરાચાર્યની ચાતુરીને કોની ઉપમા આપી શકાય ? ૧૬૯.

हस्तग्राहंगृहीताःकतिचनसमरेवैदिकावादियोधाः
काणादाद्याःपरेतुप्रसभमभिहताहंतलोकायताद्याः ॥
गाढंबंदीकृतास्तेसुचिरमथपुनःस्वस्वराज्येनियुक्ताः
सेवंतेतंविचित्रायतिधरणिपतेःशूरतावादयावा ॥१७०॥

વાદયુદ્ધમાં કાણાદ આદિ કેટલાએક વૈદિક વાદિઓને હાથથી પકડી લીધા, બીજા ચાર્વાક આદિ વાદીઓને બલાત્કારથી તોડી જ નાખ્યા અને પછી તેઓને લાંબા કાલ સુધી બંધીવાન કરીને છેલે સહુ સહુને યોગ્ય અધિકાર રૂપ રાજ્યમાં સ્થાપ્યા કે જે તેથી તેઓ શંકરાચાર્યનું યોગ્ય સેવન કરવા લાગ્યા. શંકરાચાર્યે આ પ્રમાણે કર્યું માટે તેમનું શૂરપણું પણ અદ્ભૂત કેહેવું જોઇએ અને દયા પણ અદ્ભૂત કેહેવી જોઇએ[1] ૧૭૦.

शांत्याद्यर्णववाडवानलशिखासत्याभ्रवात्यादया
ज्योत्स्नादर्शनिशाथशांतिनलिनीराकाशशांकद्युतिः ॥
आस्तिक्यद्रुमदावपावकनवज्वालावलीसत्कथा
हंसीप्रावृडखंडिदंडिपतिनापाखंडवाङ्मंडली ॥१७१॥

પાખંડી લોકોનાં ભાષણોની મંડળી કે જે શમ આદિ સમુદ્રને વાડવાગ્નિની જ્વાલા રૂપ હતી, સત્ય રૂપી વાદળાંને વીતોળીયા વાયુ રૂપ હતી, દયા રૂપી ચાંદનીને અમાસની રાત રૂપ હતી, શાંતિ રૂપ કમલિનીને પુનમના ચંદ્રની કાંતિ રૂપ હતી, આસ્તિકપણા રૂપ વૃક્ષને દાવાગ્નિની તાજી જ્વાલાઓની પંક્તિ રૂપ હતી અને સારી ચર્ચા રૂપ

૧ શાંકરાચાર્યના પ્રસ્તુત વૃતાંતમાં વિશેષણોના બળથી કોઈ રાજાએ શત્રુઓને પકડી તોડી કેદ કરીને પછી યોગ્ય અધિકારો ઉપર રાખ્યાના અને તે અધિકારો ઉપર રહી શત્રુઓએ રાજાનું સેવન કરયાના અપ્રસ્તુત વૃતાંતનું સ્ફુરણ થાયછે માટે समासोक्ति અલંકાર છે. समासोक्तिःपरिस्फूर्तिःप्रस्तुतेऽप्रस्तुतस्यचेत् (જુવો કુવલયાનંદ પાનું ૭૮.)

હંસીને વર્ષાઋતુ રૂપ હતી તેને સંન્યાસીઓના અધિપતિ શંકરાચાર્યે તોડી નખી[1] ૧૭૧.

अद्वैतामृतवर्षिभिःपरगुरुव्याहारधाराधरैः
कांतैर्हंतसमंततःप्रसृमरैरुत्कृत्ततापत्रयैः ॥
दुर्भिक्षंस्वपरैकताफलगतंदुर्भिक्षमपादितं
शांतंसंप्रतिखंडिताश्चनिबिडाःपाखंडचंडातपाः ॥१७२॥

અદ્વૈત રૂપી અમૃતને વરસાવનાર, સુશોભિત, ચારે કોરે ફેલાએલા અને ત્રણે તાપોનું ઉચ્છેદન કરનારા શ્રી શંકરાચાર્યનાં ભાષણો રૂપ મેઘોએ જીવાત્માની અને પરમાત્માની એકતાનો જે દુષ્કાલ હતો તેને તુરત શાંત કર્યો અને ઘાટા પાખંડો રૂપી પ્રચંડ તડકાઓને તોડી નાખ્યા[2] ૧૭૨.

शांतानांसुभटाःकपालिकपतद्ग्राहग्रहव्यापृताः
काणादप्रतिहारिणांक्षपणकक्षोणीशवैतालिकाः ॥
सामंताश्चदिगंबरान्वयभुवश्चार्वाकवंशांकुरानव्याः
केचिदलंमुनीश्वरगिरानीताःकथाशेषतां ॥१७३॥

કેટલાએક વાદીઓ કે જેઓ પાતંજલ લોકોના સુભટો રૂપ હતા, કાપાલિક લોકોના ચુંકદાની ઉપાડનારા ભૃત્યો રૂપ હતા, કાણાદ લોકોના દ્વારપાલ રૂપ હતા, ક્ષપણક લોકો રૂપી રાજાઓના બંદીજનો રૂપ હતા, જૈન લોકોના વંશજોના ખંડીઆ રૂપ હતા અને ચાર્વાકના વંશના નવીન અંકુરો રૂપ હતા તેઓને શ્રી શંકરાચાર્યની ગિરાએ કથામાં જ (વાતમાંજ) અવશેષ રહેલા કરી નાખ્યા. (નષ્ટ કરી નાખ્યા.) ૧૭૩.

इतिसकलदिशासुद्वैतवार्तानिवृत्तोस्वयमथपरितस्तारायमद्वैतवर्त्म ॥
प्रतिदिनमपिकुर्वन्सर्वसंदेहमोक्षंरविरिवतिमिरौघेसंप्रशांतेमहःस्वं॥१७४॥

એ પ્રમાણે સઘળી દિશાઓમાં દ્વૈત વાતની પણ નિવૃત્તિ થતાં પ્રત્યેક દિવસે સઘળાઓના સંદેહોને તોડી નાખતા શંકરાચાર્યે જેમ સૂર્ય અંધકારનો સમૂહ શાંત થયા પછી પોતાના તેજનો વિસ્તાર કરે તેમ અદ્વૈત માર્ગનો વિસ્તાર કર્યો[3]. ૧૭૪.

इतिश्रीमाधवीयेतत्तदाशायाजयकौतुकी ॥
संक्षेपशंकरजयेसर्गःपंचदशोभवत् ॥ १५ ॥

ઇતિ શ્રી માધવાચાર્યે રચેલા સંક્ષેપ શંકરદિગ્વિજયમાં શંકરાચાર્યે કરેલા તે તે દિશાઓના વિજયરૂપી કૌતુકના વર્ણન સંબંધી પંદરમો સર્ગ સંપૂર્ણ થયો.

समाप्तोयं पंचदशःसर्गः ॥

१ પાખંડીઓનાં ભાષણોની મંડલીને અનેકરૂપે આપ્યાંછે તેથી માલારૂપક અલંકારછે. (જુવો સ૦ દ. કા. ૬૭૧મો)
૨ સાંગ પરંપરિતરૂપક અલંકાર છે. (જુવો સા. દ. કા. ૬૭૨ મો.) ૩ ઉપમા અલંકારછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૩ જું.)

॥ षोडशः सर्गः ॥

अथयदाजितवान्यतिशेखरोऽभिनवगुप्तमनुत्तममांत्रिकं ॥
सतुतदापजितोयतिगोचरंहतमनाःकृतवानपगोरणं ॥१॥

શ્રી શંકરાચાર્યે મોટા મંત્રશાસ્ત્રી અભિનવગુપ્તને જ્યારે જીત્યો ત્યારે હારી જવાથી મનોભંગને પામેલા તે અભિનવગુપ્તે શંકરાચાર્યને મારી નાખવાનો ઉદ્યમ કરચો. ૧.

सततोऽभिचचारमूढबुद्धिर्यतिशार्दूलममुंप्ररूढरोषः ॥
अचिकित्स्यतमोभिषग्भिरस्मादजनिष्टास्यभगंदराख्यरोगः ॥२॥

મૂઢ બુદ્ધિવાળા અને ક્રોધથી વ્યાપ્ત થએલા એ અભિનવગુપ્તે શ્રીશંકરાચાર્ય ઉપર અભિચાર પ્રયોગ કરચો તેથી શંકરાચાર્યને જેમાં કોઈ રીતે વૈદ્યોની ચિકિત્સા લાગુ ન પડે એવો ભગંદર નામનો રોગ ઉત્પન્ન થયો. ૨.

अचिकित्स्यभगंदराख्यरोगप्रसरच्छोणितपंकिलस्वशाट्याः ॥
अजुगुप्स्यविशोधनादिरूपंपरिचर्यामकृतास्यतोटकार्यः ॥ ३ ॥

એ સમયે તોટકાચાર્ય જેમાં ચિકિત્સા લાગુ ન પડે એવા ભગંદર નામના રોગને લીધે વારંવાર લોહીથી ભીજાઈ જાતા વસ્ત્રને અત્યંત સ્વચ્છ કરી આપવા આદિરૂપ ગુરૂની સેવા કરવા લાગ્યા. ૩.

भगंदरव्याधिनिपीडितंगुरुंनिरीक्ष्यशिष्याःसमबोधयंश्छनैः ॥
नोपेक्षणीयोभगवन्महामयत्स्वपीडितःशत्रुरिवाधिमाप्नुयात् ॥ ४ ॥

ગુરૂને ભગંદરથી પીડાએલા જોઈ તેમના શિષ્યો તેમને ધીરે ધીરે સમજાવવા લાગ્યા કે મહારાજ! આ મોટો રોગ ઉપેક્ષા કરવા યોગ્ય નથી. રોગને જો દબાવીએ નહી તો તે રોગ નહી દબાવેલા શત્રુની પેઠે વૃદ્ધિ પામ્યા વગર રેહે નહી. ૪.

ममत्वहानाद्भवताशरीरकेनगण्यतेव्याधिकृतार्तिरीदृशी ॥
पश्यंतएवांतिकवर्तिनोवयंभृशातुराःस्मःसहसाव्यथासहाः ॥ ५ ॥

આપને શરીરમાં મમતા નથી તેથી આપ રોગે કરેલી આવી પીડાને ગણકારતા નથી પણ પાસે રેહેનારા અમો આ પીડાને જોતાંજ સહસા આપની વ્યથા નહી ખમીશકાયાને લીધે અત્યંત આતુર થઈ જઈએ છીએ. ૫.

चिकित्सकाव्याधिनिदानकोविदाःसंप्रच्छनीयाभगवन्नितस्ततः ॥
प्रत्यक्षवत्संप्रतिसंतिपूरुषाजीवातुवेदेगादितार्थसिद्धिदाः ॥ ६ ॥

મહારાજ! દેશોદેશમાં વ્યાધિઓનું નિદાન જાણવામાં વિચક્ષણતા ધરાવનારા વૈદ્યોને આ વિષયમા પૂછગાછ કરવી યોગ્ય છે. આ સમયમાં પણ [1]આયુર્વેદમાં કહ્યા પ્રમાણે પ્રત્યક્ષ સિદ્ધિ દેખાડનારા પુરૂષો છે ખરા. ૬.

उपेक्ष्यमाणेऽपिगुरावनास्थयाशरीरकादौसुखमात्मनीश्वरैः ॥
नोपेक्षणीयंगुरुदुःखदाश्विभिर्दुःखंविनेयैरितिशास्त्रनिश्चयः ॥ ७ ॥

1 આયુર્વેદ એ અથર્વ વેદનું એક ઉપાંગછે, બ્રહ્માજીએ તેને એક લક્ષ શ્લોકથી પ્રથમ રચ્યો હતો.

ગુરૂ શરીર ઉપર મમતા નહી હોવાને લીધે શરીરના સુખની ઉપેક્ષા કરતા હોય તો પણ ગુરૂનું દુઃખ જોનારા સમર્થ શિષ્યોએ તે ગુરૂના દુઃખની ઉપેક્ષા નહિ કરવી જોઇએ એવો ધર્મશાસ્ત્રોનો નિશ્ચય છે. ૭.

स्वस्थेभवत्पादसरोरुहद्वयेस्वस्थावयंयन्मधुपायितृश्रयः ॥
तस्माद्भवेत्तावकविग्रहोयथास्वस्थस्तथावांछितिपूज्यनोमनः ॥ ८ ॥

આપનાં ચરણ કમલો કે જેઓમાં અમો ભ્રમરની પેઠે વર્તીએ છીએ તેઓના સ્વસ્થતા હોય તોજ અમારી સ્વસ્થતા રહે એટલા માટે હે પૂજ્ય! આપનું શરીર જેમ સ્વસ્થ થાય તેમ કરવાને અમારૂં મન ઇચ્છે છે. ૮.

व्याधिर्हिजन्मांतरपापपाकोभोगेनतस्मात्क्षपणीयएषः ॥
अभुज्यमानःपुरुषंनमुंचेज्जन्मांतरेपीतिहिशास्त्रवादः ॥ ९ ॥

એ પ્રમાણે શિષ્યોનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે આ વ્યાધિ જન્માંતરનાં પાપનાં ફલરૂપ છે એટલા માટે આ વ્યાધિને ભોગથી જ નાશ પમાડવો યોગ્ય છે. ભોગવાયો ન હોય તો જન્માંતરમાં પણ પુરૂષને છોડે નહિ એમ શાસ્ત્રો કહેછે. ૯.

व्यधिर्द्विधाऽसौकथितोहिविद्भिःकर्मोद्भवोधातुकृतस्तथेति ॥
आद्यक्षयःकर्मणएवलीनाचिकित्सयास्याच्चरमोदितस्य ॥ १० ॥

એક કર્માથી થએલ અને બીજો વાત આદિ ધાતુઓના પ્રકોપથી થએલ એમ બે પ્રકારનો વ્યાધિ વિદ્વાનોએ કહેલ છે તેમાં પ્હેલા પ્રકારનો વ્યાધિ કર્મના નાશથી જ નાશ પામે છે અને બીજા પ્રકારનો વ્યાધિ ચિકિત્સાથી નાશ પામે છે. ૧૦.

संक्षीयतांकर्मणएवसंक्षयाद्व्याधिःप्रवृत्तोनचिकित्स्यतेमया ॥
पतेच्छरीरंयदितन्निमित्ततःपतत्ववश्यंनाविभेमिकिंचन ॥ ११ ॥

આ મારો વ્યાધિ કર્મથી થએલ છે માટે કર્મના ક્ષયથી જ તેનો ક્ષય થવા દીયો. મારે ચિકિત્સા કરાવવી જ નથી. કદાચ આ વ્યાધિથી મારૂં શરીર પડવાનું હોય તો ભલે પડી જાય એથી હું કાંઈ પણ બ્હીતો નથી. ૧૧.

सत्यंगुरोतेनशरीरलोभःस्पृहालुतानस्तुचिरायतस्मै ॥
त्वज्जीवनेनैवहिजीवनंनःपाथश्चराणांजलमेवतद्धि ॥ १२ ॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યનાં વચન સાંભળી શિષ્યો બોલ્યા કે—હે ગુરૂ! સાચી વાત છે. આપને શરીરનો કાંઈ પણ લોભ નથી પણ અમો આપનું શરીર લાંબા કાલ સુધી રહે એમ ઇચ્છીએ છીએ. કારણ કે જેમ જલચર જંતુઓનું જલ જ જીવન છે તેમ અમારૂં આપનું જીવન એ જ જીવન છે. ૧૨.

स्वयंकृतार्थाःपरतुष्टिहेतोःकुर्वंतिसंतोनिजदेहरक्षां ॥
तस्माच्छरीरंपरिरक्षणीयंत्वयापिलोकस्यहितायविद्वन् ॥ १३ ॥

મહાત્મા પુરૂષો પોતે કૃતાર્થ છતાં પણ બીજાઓને રાજી કરવા માટે પોતાના શરીરનું રક્ષણ કરેછે એટલા માટે હે વિદ્વાન્! આપે પણ લોકોના કલ્યાણને વાસ્તે આપના શરીરનું રક્ષણ કરવું યોગ્ય છે. ૧૩.

निर्बंधतोगुरुवरःप्रददावनुज्ञांदिग्भ्योभिषग्वरसमानयनायतेभ्यः ॥

नत्वागुरुंप्रतिदिशंप्रययुःप्रहृष्टाःशिष्याःप्रवासकुशलाहरिभक्तिभाजः ॥१४॥

આ પ્રમાણે શિષ્યોના આગ્રહ ઉપરથી શ્રીશંકરાચાર્યે દિશાઓમાંથી વૈદ્યોને બોલાવી લાવવા વાસ્તે તેઓને આજ્ઞા કરી. પ્રવાસમાં કુશલ અને વિષ્ણુનું ભજન કરનારા તે શિષ્યો ગુરૂની આજ્ઞાથી રાજી થઈ ગુરૂને પ્રમાણ કરી વૈદ્યોનો શોધ કરવાને વાસ્તે પ્રત્યેક દિશાઓમાં ગયા. ૧૪.

प्रयोनृपंकविजनाभिषजोवदान्यंवित्तार्थिनःप्रतिदिनंकुशलाजुषंते ॥

तस्मादमीनृपपुरेषुनिरीक्षणीयाइत्येवचेतसिमनोरथमादधानाः ॥ १५ ॥

ચિકિત્સા કરવામાં નિપુણ વિદ્વાન્ વૈદ્યો ઘણું કરીને ધનની ઈચ્છાથી ઉદાર રાજાનું જ સેવન કરેછે માટે રાજધાનીઓમાં તેઓની નિરીક્ષા કરવી એમ ચિત્તમાં ધારીને તે શિષ્યો રાજધાનીઓમાં ફરવા લાગ્યા. ૧૫.

तेऽतीत्यदेशान्बहुलान्स्वकार्यसिद्ध्यैक्वचिद्राजपुरेभिषग्भिः ॥

अवाप्यसंदर्शनभाषणानिसमानयंस्तान्गुरुवर्यपार्श्वं ॥ १६ ॥

એ શિષ્યો પોતાનાં કાર્યની સિદ્ધિને વાસ્તે ઘણા ઘણા દેશો મુકીને કોઈ રાજધાનીમાં ગયા ત્યાં તેઓને ઉત્તમ વૈદ્યોનાં દર્શન અને ભાષણ મળવાથી તેઓ તે વૈદ્યોને શ્રીશંકરાચાર્યની પાસે લાવ્યા. ૧૬.

ततोद्विजेंद्रैर्निजसेवकैस्तान्संतोषितान्स्वाभिमतार्थदानैः ॥

यदत्रकर्तव्यमुदीर्यतांतत्कुर्मःस्वशक्त्येतिवदान्जगौसः ॥ १७ ॥

પછી શ્રીશંકરાચાર્યના સેવક ઉત્તમ બ્રાહ્મણોએ જોઈતા પદાર્થો આપીને સંતુષ્ટ કરેલા તે વૈદ્યોએ 'જે કરવાનું હોય તે કહો એટલે અમો અમારી શક્તિ પ્રમાણે કરિયે' એમ વિજ્ઞપ્તિ કરતાં શ્રીશંકરાચાર્યે તેઓને નીચે પ્રમાણે કહ્યું:— ૧૭.

उपगुदंभिषजःपरिबाधतेगदउदेत्यतनुंतनुमध्यगः ॥

यदिदमस्यविधेयमिदंध्रुवंवदतरोगतमस्तिमिरारयः ॥१८॥

હે રોગરૂપી અંધકારને મટાડવામાં સૂર્ય સરખા સદ્વૈદ્યો! આ રોગ શરીરની અંદર ગુરની પાસે ઉદય પામીને શરીરને પીડેછે માટે આ રોગને વાસ્તે જે કાંઈ ઔષધ અવશ્ય લાગુ પડે એવું હોય તે કહો. ૧૮.

चिरमुपेक्षितवानहमेतकंदुरितजोयमितिप्रतिभातिमे ॥

तदपिशिष्यगणैर्निराहिंस्यहंप्रहितवान्भवदानयनार्थतान् ॥१९॥

મને તો આ રોગ પાપકર્મથી ઉદય પામેલો લાગેછે એટલા માટે મેં તો લાંબા કાલ સુધી આ રોગની ઉપેક્ષા કરી પણ શિષ્ય લોકોએ મારા ઉપર દબાણ કરવાથી મેં તમોને બોલાવી લાવવાને વાસ્તે શિષ્યોને મોકલ્યા હતા. ૧૯.

निगदितेमुनिनेतिभिषग्वराविदधिरेबहुधागदसत्क्रियाः॥
नचशशामगदोबहुतापदोविमनसःपटवोभिषजोभवन् ॥२०॥

આ પ્રમાણે શ્રીશંકરાચાર્યનાં વચનો સાંભળી એ ઉત્તમ વૈદ્યોએ ઘણા ઘણા પ્રકારોથી તે ભગંદર રોગની ચિકિત્સાઓ કરી પણ બહુ દુઃખ દેનારો એ રોગ શાંત થયો નહિ કે જેથી વૈદ્યો પણ મુંઝાઈ ગયા. ૨૦.

अथमुनिर्विमनस्त्वसमन्वितानिदमवोचतसिद्धभिषग्वरान् ॥
अटतगेहमगात्समयोबहुर्गदहृतेभवतामितरायुषां ॥२१॥
दिनचयंगणयन्पथिलोचनःप्रियजनोनिवसेद्विरहातुरः ॥
नरपतिर्भवतांशरणंध्रुवंसचविदेशगमंश्रुतवान्यदि ॥२२॥
रुषितवान्नचवोवितरेन्नृपाफणितजीवितमक्षतशासनः ॥
तुरगवन्नृपतिश्चलमानसोभिषजमन्यमसौविदधीतवा ॥२३॥
जनपदोविरलोगदहारकैर्बहुलरुग्णजनःप्रकृतेरतः ॥
मृगयतेभवतोभवतांगृहेगदिजनःसहितुंगदमक्षमः ॥२४॥
पितृकृताजनिरस्यशरीरिणःसमवनंगदहारिषुतिष्ठति ॥
जनितमप्यफलंभिषजांविनाभिषगसौहरिरेवतनूभृतः ॥२५॥

પછી મનમાં ખેદ પામેલા એ સિદ્ધ વૈદ્યરાજોને શ્રીશંકરાચાર્યે કહ્યું કે "તમો તમારે ઘેર જાઓ. તમો કે જેઓ બીજાઓનાં જીવિતરૂપ છો તેઓને મારા રોગનું હરણ કરવાના ઉદ્યોગમાં ઘણો સમય વીતી ગયો. વિરહથી આતુર થએલાં તમારાં પ્રિય જનો દિવસો ગણતાં હશે અને વારંવાર માર્ગ ઉપર દૃષ્ટિ કરચા કરતાં હશે. તેમજ તમારા આશ્રયરૂપ જે રાજાછે તે જો તમારૂં પરદેશમાં આવવાનું સાંભળશે તો ક્રોધથી તમને કહેલી જીવાઈ નહિ આપે અથવા બીજા વૈદ્યોને નોકર રાખી લેશે. કારણ કે રાજાનું ચિત્ત ઘોડાની પેઠે ચંચલ હોયછે અને તેની આજ્ઞાનો ભંગ થતો નથી. દેશમાં સ્વાભાવિક રીતે રોગી લોકો ઘણા હોયછે અને વૈદ્યો થોડા હોયછે એટલા માટે રોગી લોકો રોગોનું સહન નહિ થવાને લીધે તમારાં ઘરોમાં તમને શોધતા ફરતા હશે. પ્રાણીના શરીરને જન્મ આપનાર પિતાછે પણ તે શરીરનું રક્ષણ વૈદ્યોને આધીનછે, જન્મ થયા છતાં પણ જો વૈદ્ય ન મળે તો જન્મેલું શરીર નકામુંજ છે એટલા માટે વૈદ્ય, પ્રાણીઓએ વિષ્ણુની પેઠે સેવવા યોગ્યછે." ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫.

यदुदितंभवतावितथंनतत्तदपिनक्षमतेव्रजितुंमनः ॥
सुरभुवंप्रविहायमनुष्यगांव्रजितुमिच्छतिकोऽत्रनरःसुधीः ॥२६॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યનાં વચનો સાંભળી વૈદ્યો બોલ્યા કે "આપે જે કહ્યું તે સાચુંછે તો પણ અમોને અહિંથી જવાનું મન થતું નથી. જગત્‌માં કયો બુદ્ધિમાન માણસ દેવલોકને છોડીને મનુષ્ય લોકમાં જવા ઇચ્છેછે ?" ૨૬.

इतिनिगद्ययुर्भिषजांगणाविमनसःपटवोऽपिनिजानगृहान् ॥
अथमुनिर्विजहन्ममतांतनोगुरुवरोगुरुदुःखमसोढसः ॥२७॥

વિચક્ષણ છતાં પણ ઉપાય નહિ લાગવાને લીધે ખેદ પામેલા તે વૈદ્યો એટલાં વચન બોલીને પાછા પોતપોતાને ઘેર ગયા અને ગુરૂઓમાં શ્રીશંકરાચાર્ય દેહમાં મમત છોડી દઈને મોટા દુઃખનું સહન કરવા લાગ્યા. ૨૭.

प्रथितैरवनौपरःसहस्रैरगदंकारचयैरथाचिकित्स्ये ॥
प्रबलेसतिहाभगंदराख्येस्मरतिस्मस्मरशासनमुनींद्रः ॥२८॥

પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલા હજારો વૈદ્યોથી પણ જેની ચિકિત્સા થઇ શકી નહિ એવો એ ભગંદર રોગ પ્રબલ થતાં હાય હાય! શ્રી શંકરાચાર્ય પીડાથી મુંઝાઇને સદાશિવનું સ્મરણ કરવા લાગ્યા. ૨૮.

स्मरशासनशासनान्नियुक्तौद्विजवेषंप्रविधायभूमिमासौ ॥
उपसेदतुरश्विनौचदेवौसुभुजौसांजनलोचनौसुपुस्तौ ॥२९॥

પછી સદાશિવે અશ્વિનીકુમાર નામના બે દેવ વૈદ્યોને આજ્ઞા કરતાં તેઓ સુંદર ભુજાવાળા, નેત્રોમાં અંજનવાળા અને ઉત્તમ પુસ્તકને ધરનારા બે બ્રાહ્મણ જાતના વૈદ્યોનું રૂપ ધરીને પૃથ્વી ઉપર શ્રીશંકરાચાર્યની પાસે આવ્યા. ૨૯.

यतिवर्यचिकित्सितुंनशक्यापरकृत्याजनिताहितेरुगेषा ॥
इतितसमुदीर्ययोगिवर्यंविबुधौतौप्रतिजग्मतुर्यथेतं ॥३०॥

તેઓએ બેસીને શ્રીશંકરાચાર્યને કહ્યુંકે 'હે સંન્યાસીઓમાં ઉત્તમ! આ તમારો રોગ શત્રુએ કરેલા અભિચારથી ઉત્પન્ન થએલ છે માટે તે ચિકિત્સા કરવાને અશક્યછે' એ પ્રમાણે યોગિયોમાં ઉત્તમ શ્રીશંકરાચાર્યને કહિને તે બે દેવો જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. ૩૦.

तदनुस्वगुरोर्गदापनुत्यैपरमंत्रंतुजजापजातमन्युः ॥
मुहुरार्यपदेनवार्यमाणोऽप्यरिवर्गेप्यनुकंपिनाब्जपादः ॥३१॥

પછી શત્રુઓના વર્ગ ઉપર પણ દયા રાખનારા શ્રીશંકરાચાર્ય વારંવાર વારતાં છતાં પણ જેને શત્રુ ઉપર ક્રોધ ચડયો હતો એવા પદ્મપાદે પોતાના ગુરૂ શ્રી શંકરાચાર્યનો રોગ મટાડવાને વાસ્તે ચમત્કારી મંત્રનો જપ કર્યો, ૩૧.

अमुनैवततोगदेननीचःप्रतियातेनहतोममारगुप्तः ॥
मतिपूर्वकृतोमहानुभावेष्वनयःकस्यभवेत्सुखोपलब्ध्यौ ॥३२॥

આ જપના પ્રભાવને લીધે શ્રી શંકરાચાર્યના શરીરમાંથી રોગ પાછો વળી અભિનવ-

ગુપ્તના શરીરમાં પેઠો અને તેથી તે નીચ અભિનવગુપ્ત મરી ગયો. મહાત્મા પુરૂષનો જાણીને કરેલો અપરાધ કોને સુખ આપે? કોઈને પણ આપે નહીં[1] ૩૨.

स्वस्थःसोयंब्रह्मसायंकदाचित्ध्यायन्गंगापूरसंगार्द्रवातैः ॥
आगच्छंतंसैकतेप्रस्यगच्छद्योगीशानंगौडपादाभिधानं ॥३३॥

પછી સ્વસ્થ થએલા શ્રીશંકરાચાર્ય કોઈ દિવસે સાયંકાલે પરબ્રહ્મનું અનુસંધાન કરતા હતા તે સમયે ગંગાજીના પ્રવાહના સંગથી આર્દ્ર થએલા પવનોની સાથે[2] રેતીમાં ચાલ્યા આવતા ગૌડપાદ નામના મોટા યોગી તેમના જોવામાં આવ્યા. ૩૩.

पाणौफुल्लश्वेतपंकेरुहश्रीमैत्रीपात्रीभूतभासाघटेन ॥
आराद्राजत्कैरवानंदसंध्यारागारक्तांभोदलीलांदधानं ॥३४॥

એ ગૌડપાદ જેની કાંતિમાં પોતાના હાથમાં રહેલા પ્રફુલ્લિત ધોળા કમલની શોભાની ઝાંઈ લાગી હતી એવા રાતા કમંડલુથી, કૈરવ નામના રાત્રિ વિકાસી શ્વેત કમલને પ્રફુલ્લિત કરનારી સંધ્યાકાલની રતાશથી રંગાએલા મેઘની લીલાનું ધારણ કરતા હતા[3] ૩૪.

पाणौशोणांभोजबुध्यासमंताद्भ्राम्यद्भृंगीमंडलीतुल्यकुल्यां ॥
अंगुल्यग्रासंगिरुद्राक्षमालामंगुष्ठाग्रेणासकृद्भ्रामयंतं ॥३५॥

આંગળીઓના અગ્રમાં રહેલી રૂદ્રાક્ષોની માલા કે જે હાથમાં રાતા કમલની ભ્રાંતિથી[4] જાણે ચારે કોર ભમતી ભ્રમરીઓની મંડલી હોય એવી લાગતી[5] હતી તેને અંગુઠાના અગ્રથી વારંવાર ફેરવતા હતા. ૩૫.

आर्यस्याथोगौडपादस्यपादावभ्यर्च्यासौशंकरःपंकजाभौ ॥
भक्तिश्रद्धासंभ्रमाक्रांतचेताःप्रह्वस्तस्थावग्रतःप्रांजलिःसन् ॥३६॥

પછી ભક્તિને લીધે તથા શ્રદ્ધાને લીધે થએલા સંભ્રમથી દબાએલા ચિત્તવાળા શ્રીશંકરાચાર્ય એ મહાત્મા ગૌડપાદનાં ચરણોનું પૂજન કરી હાથ જોડી નમ્ર થઈને તેમની પાસે ઉભા રહ્યા. ૩૬.

सिंचन्नेनंक्षीरवाराशिवीचीसाचिव्यायासन्नयनैःकटाक्षैः ॥
दंतज्योत्स्नादंतुराश्चापिकुर्वन्नाशाःसूक्तिंसंदधेगौडपादः ॥३७॥

૧ અર્થાંતરન્યાસઅલંકારછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૩૨ મું) ૨ સહોક્તિ અલંકાર છે. (જુવો આ ગ્રંથનું પૃષ્ઠ ૪૮ મું). ૩ पदार्थवृत्तिनिदर्शना અલંકારછે. (જુવો આ ગ્રંથના ૭ મા સર્ગના ૭૮ મા શ્લોકની ટીકા.) ૪ ભ્રાંતિ અલંકારછે. स्यात्स्मृतिभ्रांतिसंदेहैस्तदकालंकृतित्रयम् ચમત્કાર ભરેલા સ્મૃતિના વર્ણનથી સ્મૃતિ અલંકાર, ચમત્કાર ભરેલા ભ્રાંતિ વર્ણનથી ભ્રાંતિ અલંકાર અને ચમત્કાર ભરેલા સંદેહના વર્ણનથી સંદેહ અલંકારથાય. (જુવો કુવલયાનંદ પાનું ૩૭ મું.) ૫ રૂદ્રાક્ષની માલામાં ભ્રમરીઓની મંડલીની સંભાવના કરી છે તેથી ઉત્પ્રેક્ષા અલંકારછે. (જુવો આ ગ્રંથનું પૃષ્ટ ૬૨ મું.)

જાણે ક્ષીરસમુદ્રના તરંગોની તુલ્યતા મેળવવાને વાસ્તે યત્ન કરતા હોય[1] એવા કટા-ક્ષોથી શ્રીશંકરાચાર્ય ઊપર સેચન કરતા અને દિશાઓને દાંતની કાંતિથી ધોળી[2] કરી મેલતા ગોડપાદે તેમને નીચે પ્રમાણે પુછ્યું. ૩૭.

**कच्चित्सर्वांवेत्सिगोविंदनाम्नोहृद्याविद्यासंसरोत्तारकृद्या ॥**
**कच्चित्तत्वंतत्वमानंदरूपंनित्यंसच्चिन्निर्मलंवेत्सिवेद्यं ॥३८॥**

ગોવિંદાચાર્યની સઘળી સુંદર વિદ્યાનું અનુસંધાન કરોછો ? કે જે વિદ્યા સંસારમાંથી ઉદ્ધાર કરનારી છે. જે તત્વ આનંદરૂપ, નિત્ય, સદ્રૂપ, ચિદ્રૂપ, નિર્મલ, અને જાણવા યો-ગ્ય છે તેને જાણો છો ? ૩૮.

**भक्त्यायुक्ताःस्वानुरक्ताविरक्ताःशांतादांताःसंततंश्रद्दधानाः ॥**
**कच्चित्तत्वज्ञानकामाविनीताश्शुश्रूषंतेशिष्यवर्यागुरुंत्वां ॥३९॥**

ભક્તિવાળા, આત્મસ્વરૂપમાં અનુરાગવાળા; વૈરાગ્યવાળા, શાંતિવાળા, જીતેંદ્રિય, નિરંતર શ્રદ્ધાવાળા, નમ્રતાવાળા અને તત્વના જ્ઞાનની ઈચ્છાવાળા ઉત્તમ શિષ્યો, તમે કે ઉત્તમ ગુરૂછો તેમની યોગ્ય સેવા કરેછે ? ૩૯.

**कच्चिन्नित्याःशत्रवोनिर्जितास्तेकच्चित्प्राप्ताःसद्गुणाःशांतिपूर्वाः ॥**
**कच्चिद्योगःसाधितोष्टांगयुक्तःकच्चिच्चित्तंसाधुचित्तत्वगंते ॥४०॥**

તમે કામ ક્રોધ આદિ નિત્ય શત્રુઓને હરાવ્યા છે ? શાંતિ આદિ સદ્ગુણોને મેળવ્યા છે ? આઠ[3] અંગોવાળો યોગ સાધ્યો છે ? અને તમારૂં ચિત્ત સારી રીતે તત્વમાં લાગેલું રહેછે ? ૪૦.

**इत्यद्वैताचार्यवर्येणतेनेप्रेम्णापृष्टःशंकरःसाधुशीलः ॥**
**भक्त्युद्रेकाद्बाष्पपर्याकुलाक्षोबध्नन्मूर्द्धन्यंजलिंव्याजहार ॥४१॥**

અદ્વૈતના આચાર્યોમાં ઉત્તમ એ ગોડપાદે એ પ્રમાણે પ્રેમથી પુછતાં જેમનાં નેત્રો ભક્તિના અતિશયને લીધે આંસુઓથી વ્યાકુલ થઈ ગયા એવા સુશીલ શ્રીશંકરાચાર્યે પોતાના મસ્તક ઉપરે અંજલિ કરીને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો. ૪૧.

**यद्यत्पृष्टंस्पष्टमाचार्यपादैस्तत्तत्सर्वंभोभविष्यत्यवश्यं ॥**
**कारुण्याब्धेःकल्पयुष्मत्कटाक्षैर्दृष्टस्याहुर्दुर्लभंकिन्नुजंतो ॥४२॥**

મહારાજ ! આપે જે જે કાંઈ પુછ્યું તે સઘળું મને અવશ્ય પ્રાપ્ત થશે. આપ જે-ના ઉપર કરૂણાના સમુદ્ર સરખા કટાક્ષોથી અવલોકન કરો તે જીવને શી વસ્તુ દુર્લભ રહેછે ? કોઈ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી એમ કહેવાય છે. ૪૨.

૧ ઉત્પ્રેક્ષા અલંકાર છે. ૨ દિશાઓમાં તેઓના શ્યામત્વરૂપ ગુણોનો ત્યાગ થઈને દાંતની કાંતિના ધોળાપ-ણારૂપ ગુણ પ્રાપ્ત થયાનું વર્ણન કરયુંછે તેથી તદ્ગુણ અલંકાર છે. तद्गुणः स्वगुणत्यागादन्यदीयगुणग्रहः પોતાના ગુણનો ત્યાગ થઈને અન્યના ગુણનું ગ્રહણ થાય એ તદ્ગુણ અલંકાર કહેવાય છે. (જુવો કુવલયાનંદ પાનું ૧૬૭ મું.) ૩ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

मूकोवाग्मीमंदधीःपण्डिताग्र्यःपापाचारःपुण्यनिष्ठेषुगण्यः ॥
कामासक्तःकीर्त्तिमान्निस्पृहाणामायांपांगालोकतःस्यात्क्षणेन ॥४३॥

આપના કટાક્ષ પડવાથી ક્ષણમાત્રમાં મૂંગો પણ, ઉત્તમ ભાષણ કરનાર થઈ જાય છે, મંદબુદ્ધિવાળો પણ પંડિત થાય છે, દુષ્ટ આચરણોવાળો પણ ધર્માત્માઓમાં ગણવાયોગ્ય થઈ જાય છે અને વિષયોમાં આસક્ત હોય તે પણ નિઃસ્પૃહલોકોની કીર્ત્તિને મેળવે છે. ૪૩.

लेशंवापिज्ञातुमिष्टेपुमान्कःसीमातीतस्याद्ययुष्मन्महिम्नः ॥
तुष्ट्वासंततत्त्वविद्योपदेष्टाजातःसाक्षाद्यस्यवैयासकिःसः ॥४४॥
आजानात्मज्ञानसिद्धंयमारादौदासीन्याज्जातमात्रंव्रजंतं ॥
प्रेमावेशात्पुत्रपुत्रेतिशोचन्पाराशर्यःपृष्ठतोऽनुप्रपेदे ॥४५॥
यश्चाहूतोयोगभाष्यप्रणेत्रापित्राप्राप्तःसप्रपंचैकभावं ॥
सर्वाहंताशीलनाद्योगभूमेःप्रत्याक्रोशंप्रातनोद्वृक्षरूपः ॥४६॥
तत्ताद्दक्षज्ञानपाथोधियुष्मत्पादद्वंद्वंपद्मसौहार्दहृद्यं ॥
दैवादेतद्दीनदृग्गोचरंचेद्भक्तस्यैतद्भागधेयंह्यमेयं ॥४७॥

સ્વાભાવિક આત્મજ્ઞાનથી સિદ્ધ થએલા શુકદેવજી કે જે ઉદાસીનપણાને લીધે જન્મતાંવેત જ પાસેથી ચાલી નીકળતાં પ્રેમના આ વેશને લીધે શોક કરતા વેદવ્યાસ 'હે પુત્ર! હે પુત્ર! એમ બોલાવતા બોલાવતા પાછળ ગયા હતા અને એ પ્રમાણે યોગસૂત્રનું ભાષ્ય કરનારા પિતાજીએ (વેદવ્યાસે) બોલાવતાં સર્વમાં અહંભાવના અભ્યાસથી સર્વની સાથે એકતા પામેલા જે શુકદેવજીએ યોગસિદ્ધને લીધે વૃક્ષોમાં વ્યાપીને વૃક્ષોના મુખથી તેમને પ્રત્યુતર આપ્યો હતો[1] તે શુકદેવજીના શિષ્ય અને જ્ઞાનના સમુદ્રરૂપ આપનાં કમલો જેવાં સુંદર આ ચરણો દૈવગતિથી આ રાંકની (મારી) દૃષ્ટિના વિષયરૂપ થયાં તેથી આ ભક્તનું (મારૂં) ભાગ્ય અપારછે એમ સિદ્ધ થાયછે. ૪૪, ૪૫, ૪૬, ૪૭.

इत्याकर्ण्याथाब्रवीद्गौडपादोवत्सश्रुत्वावास्तवांस्त्वद्गुणौघान् ॥
द्रष्टुंशांतस्वांतत्वंतंममत्वांगाढोत्कंठागर्भितंचित्तमासीत् ॥४८॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યનાં વચનો સાંભળી ગૌડપાદે કહ્યું કે, હે પુત્ર! હે વિદ્વાન્! તમારા વાસ્તવિક ગુણોના સમૂહોને સાંભળી, તમે કે જે શાંત મનવાળાછો તેમને જોવા માટે મારૂં ચિત્ત બહુ ઉત્કંઠાથી ભરપૂર થઈ રહ્યું હતું અને તેમાં વળી મારી કારિકાઓરૂપ કમલોને પ્રફુલ્લિત કરવામાં પ્રાતઃકાલના સૂર્યરૂપ ભાષ્ય આદિ નિબંધો તમે કરેલાછે એમ ગોવિંદના મુખથી સાંભળવામાં આવતાં અત્યંત રાજી થઈને હું આજ તમારી દૃષ્ટિ આગળ આવ્યોછું." ૪૮.

कृतास्त्वयाभाष्यमुखानिबंधामत्कारिकावारिजनुःसुखार्काः ॥
श्रुत्वेतिगोविंदमुखात्प्रहृष्टगध्वनीनोऽस्मितवाद्यविद्वन् ॥४९॥

[1] यंप्रव्रजंतमनुपेतमपेतकृत्यंद्वैपायनोविरहकातरआजुहाव। पुत्रेतितन्मयतयातरवोभिनेदुस्तंसर्वभूतहृदयंमुनिमानतोऽस्मि આ શ્રી ભાગવતના પ્રથમ સ્કંધના ૨ જા અધ્યાયના ૨ જા શ્લોકમાં આ કથા જ કહેલી છે.

इतिस्फुटंप्रोक्तवतेविनीतःसोऽश्रावयद्भाष्यमशेषमस्मै ॥
विशिष्यमांडूक्यगभाष्ययुग्मंश्रुत्वाप्रहृष्यन्निदमब्रवीत्तं ॥५०॥

એ પ્રમાણે ગૌડપાદાચાર્ય સ્પષ્ટ રીતે બોલતાં નમ્રતાવાળા શ્રીશંકરાચાર્યે પોતે કરેલાં સઘળાં ભાષ્યો તેમને સંભળાવ્યાં. એઓમાં માંડૂક્ય ઉપનિષદની શ્રુતિઓનાં ભાષ્યને અને તે શ્રુતિઓની સાથે સંબંધ રાખતી પોતે કરેલી (ગૌડપાદે કરેલી) કારિકાઓનાં ભાષ્યને વિશેષે કરી સાંભળી અત્યંત રાજી થએલા ગૌડપાદાચાર્યે શ્રીશંકરાચાર્યને નીચે પ્રમાણે કહ્યું:—૪૯, ૫૦.

मत्कारिकाभावविभेदितादृक्मांडुक्यभाष्यश्रवणोत्थहर्षः ॥
दातुंवरंतेविदुषांवरायप्रोत्साहयत्याशुवरंवृणीष्व ॥५१॥

મારી કારિકાઓના અભિપ્રાયનું યથાર્થ વિવેચન કરનારાં માંડૂક્ય ભાષ્યો સાંભળવાથી મારા ચિત્તમાં ઉત્પન્ન થએલો હર્ષ તમે કે જે વિદ્વાનોમાં ઉત્તમછો તેમને વર દેવરાવવા માટે મને ઉત્સાહ આપેછે માટે તુરત કાંઇક વરદાન માગો. ૫૧.

समाहपर्यायशुकर्षिमीक्ष्यभवंतमद्राक्षमतिष्यपूरुषं ॥
वरःपरःकोऽस्तितथापिचिंतनंचित्तलगंमेस्तुगुरोनिरंतरं ॥५२॥

એ પ્રમાણે ગૌડપાદાચાર્યનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે, હે ગુરૂ! આપ કે જે મહર્ષિ શુકદેવજીના રૂપાંતરરૂપ છો તેમનાં દર્શન મળવાથી વિષ્ણુનાં જ દર્શન મળ્યાં માનુંછું તો એ દર્શનથી અધિક બીજું કયું વરદાનછે? કોઇ પણ નથી તો પણ માગુંછું કે મારૂં ચિત્ત નિરંતર બ્રહ્મતત્વમાં જ રહેજો." ૫૨.

तथेतिसोंतर्धिमपास्तमोहेगतेचिरंजीविमुनावथासौ ॥
वृत्तांतमेतंसमुदाश्रवेभ्यःसंश्रावयंस्तांक्षणदामनैषीत् ॥५३॥

મોહને દૂર કરનારાએ ચિરંજીવિ મુનિ (ગૌડપાદ) તથાસ્તુ એમ કહિને અંતર્હિત થઇ જતાં શ્રીશંકરાચાર્યે પ્રેમથી પોતાના શિષ્યોને એ વૃત્તાંત સંભળાવતાં જ તે રાત્રિ કહાડી. ૫૩.

अथगुनग्रामुषसिक्षमींद्रोनिर्वर्त्यनित्यंविधिवत्सशिष्यैः ॥
तीरेनिदिध्यासनलालसोऽभूदत्रांतरेश्रूयतलोकवार्ता ॥५४॥

પછી પ્રાતઃકાલ થતાં શ્રીશંકરાચાર્ય ગંગાજીમાં પોતાના શિષ્યોની સાથે વિધિ પૂર્વક પોતાનું નિત્યકર્મ ચાલુ કરી ગંગાજીના તીરપર બેસીને પરબ્રહ્મનું નિદિધ્યાસન (એકાગ્રતાથી ચિંતન) કરવા ધારતા હતા તેટલામાં નીચે પ્રમાણે લોકવાર્તા સાંભળવામાં આવી. ૫૪.

जंबूद्वीपंशस्यतेऽस्यांपृथिव्यांतत्राप्येतन्मंडलंभारताख्यं ॥
काश्मीराख्यंमंडलंतत्रशस्तंयत्रास्तेऽसौशारदावागधीशा ॥५५॥

આ પૃથ્વીમાં જંબૂદ્વીપ શ્રેષ્ટ છે, તેમાં પણ ભરતખંડ શ્રેષ્ટ છે અને તેમાં પણ કાશ્મીર

નામનો દેશ સર્વોત્તમછે કે જ્યાં વાણીનાં ઈશ્વરી શારદા (સરસ્વતી) દેવી રહ્યાંછે. ૫૫.

द्वारैर्युक्तंमंडपैस्तच्चतुर्भिर्देव्यागेहंयत्रसर्वज्ञपीठं ॥
यत्रारोहेत्सर्ववित्सज्जनाज्योनान्येसर्वेयत्प्रवेष्टुंक्षमंते ॥५६॥

એ દેવીનું મંદીર મંડપમાં ચાર દ્વારોથી યુક્તછે, અને તેની માંહે સર્વજ્ઞપીઠ, એવા નામનું આસનછે. જે માણસ સર્વજ્ઞ અને અત્યંત પવિત્ર હોય તે જ એ પીઠ ઉપર ચઢી-શકે છે. સર્વજ્ઞ વિના બીજા તો કોઈ પણ એ સ્થાનમાં પ્રવેશ કરવાને પણ સમર્થ થતા નથી. ૫૬.

प्राच्याःप्राच्यांपश्चिमाःपश्चिमायांयेचोदीच्यास्तामुदीचींप्रपन्ना ॥
सर्वज्ञास्तद्द्वारमुद्घाटयंतोदाक्षानद्धंनोतदुद्घाटयंति ॥५७॥

પૂર્વ દેશના સર્વજ્ઞોએ આવીને એ સ્થાનનું પૂર્વ દ્વાર ઉઘાડ્યું છે, પશ્ચિમ દેશના સર્વજ્ઞોએ આવીને પશ્ચિમ દ્વાર ઉઘાડ્યું છે, અને ઉત્તર દેશના સર્વજ્ઞોએ આવીને ઉત્તરદ્વાર ઉઘાડ્યું છે, પણ દક્ષિણદેશના કોઇ લોકો સર્વજ્ઞ નહિ હોવાથી એ દેવાલયના દક્ષિણ દ્વારને ઉઘાડી શક્યા નથી. ૫૭.

वार्त्तामुपश्रुत्यसदाक्षिणात्योमानंतदीयंपरिमातुमिच्छन् ॥
काश्मीरदेशायजगामत्द्दष्टःश्रीशंकरोद्वारमपावरीतुं ॥५८॥

એ વાત સાંભળી દક્ષિણ દેશમાં ઉત્પન્ન થએલા શરીરવાળા શ્રીશંકરાચાર્ય 'એ વાત સાચી કે ખોટી છે?' એ નિશ્ચય કરવા સારૂ તથા તે વાત સાચી હોય તો પોતે સર્વજ્ઞ હોવાથી તે દ્વારને ઉઘાડવા સારૂ આનંદથી કાશ્મીર દેશમાં પધાર્યા. ૫૮.

द्वारंपिनद्धंकिलदाक्षिणात्येनसंतिविद्वासइतीहदाक्षाः ॥
तांकिंवदंतींविफलांविधातुंजगामदेवीनिलयायत्द्दष्यन् ॥५९॥

'દક્ષિણ દિશાનું દ્વાર બંધ જ છે અને દક્ષિણ દેશમાં જન્મેલા કોઈ સર્વજ્ઞ વિદ્વાનો છે જ નહી' એ અફવાને ખોટી પાડવા સારૂ શ્રીશંકરાચાર્ય રાજી થતા હતા એ દેવીના મંદિરની પાસે પધારયા. ૫૯.

वादिव्रातगजेंद्रदुर्मदघटादुर्गर्वसङ्कर्षण—
श्रीमच्छंकरदेशिकेंद्रमृगराडायातिसर्वार्थवित् ॥
दूरङ्गच्छतवादिदुःशठगजाःसंन्यासदंष्ट्रायुधो—
वेदांतोरुवनाश्रयस्तदपरंद्वैतंवनंभक्षति ॥६०॥

करटतटांतवांतमदसौरभसारभरस्खलदालिसंभ्रमद्रजविजृंभितनैजबलः ।
हरिरिवजंबुकानतिमदेविमनीन्कुजनानपिनहिनेत्रगोचरयतीहयतिर्हतकान् ॥

ત્યાં જતાં શ્રીશંકરાચાર્યં પોતાના છડીદાર પાસે પોકારવતા હતા કે "વાદીઓના સમૂહો રૂપી મોટા હાથિયોના દુષ્ટ મદોની ઘટાઓથી થએલા ગર્વને સારીપેઠે તોડનારા, સઘળા શાસ્ત્રીય વિષયોને જાણનારા, સંન્યાસરૂપી દાઢના આયુધવાળા અને વેદાંતરૂપી મોટા વનમાં રેહેનારા શ્રીશંકરાચાર્યરૂપ સિંહ આવેછે માટે હે વાદીઓરૂપ દુષ્ટ હાથિયો! દૂર જતા રહો. એ સિંહ દ્વૈતનું પ્રતિપાલન કરનારાં શાસ્ત્રોરૂપ વનને ખાઈ જાયછે. ગંડસ્થલના છેડામાંથી નીકળતા મદના સુગંધના સાદોના સમૂહમાં લથડતા ભ્રમરોએ આકુલ કરેલા હાથીઓ ઉપર પોતાના બલનો મહાપ્રયોગ કરનારો મદોન્મત્તસિંહ જેમ શીયાળિયાઓની ઉપર દૃષ્ટિ પણ ન કરે તેમ શ્રીશંકરાચાર્ય અલ્પમતિવાળા અભાગીયા વાદીઓ ઉપર તો દૃષ્ટિ પણ કરતા નથી. ૬૦, ૬૧.

संश्रावयन्नध्वनिदेशिकेंद्रःश्रीदक्षिणद्वारभुवंप्रपेदे ॥
कवाटमुद्घाट्यनिवेष्टुकामंससंभ्रंवादिगणोन्यरौत्सीत् ॥६२॥

એ રીતે માર્ગમાં પોતાની પ્રશસ્તિ બોલાવતા શ્રીશંકરાચાર્યે દક્ષિણ દ્વારની પાસે આવી કમાડ ઉઘાડીને અંદર પેસવાની ઇચ્છા કરી તે સમયમાં સંભ્રમ પૂર્વક અનેક વાદી વિદ્વાનોએ તેમને અટકાવ્યા. ૬૨.

अथाब्रवीद्वादिगणःसदेशिकंकिमर्थमेवंबहुसंभ्रमक्रिया ॥
यदत्रवाच्यंतदुदीर्यतांशनैर्नसंभ्रमःकर्त्तुमलंतदीप्सितं ॥६३॥

એ વાદીઓએ શ્રીશંકરાચાર્યને કહ્યું કે "આવી વધુ ઉતાવળ અને ગડબડ શા માટે કરોછો? જે અહિં કેહેવાનું છે તે ધીરેધીરે કહો. ઉતાવળ અને ગડબડ, ધારેલું કામ કરી દેવાને સમર્થ થતી નથી." ૬૩.

यःकश्चिदेसेतुंपरीक्षितुंचेद्वेदाखिलंनाविदितंममाणु ॥
इत्थंभवान्वक्तिसमुन्नतीच्छोदत्वापरीक्षांव्रजदेवतालयं ॥६४॥

શ્રીશંકરાચાર્ય બોલ્યા કે "જો કોઈજણ મારી પરીક્ષા લેવા આવતો હોય તો ભલે આવે. હું સઘળું જાણુંછું. અણુમાત્ર પણ મારાથી અજાણ્યું નથી." વાદીઓ બોલ્યા કે "હે ઉન્નતિની ઇચ્છાવાળા! જો તમે આમ કહોછો તો પરીક્ષા દઈને દેવાલયમાં જજો." ૬૪.

षड्भाववादीकणभुङ्मतस्थःपप्रच्छतंस्वीयरहस्यमेकं ॥
संयोगभाजःपरमाणुयुग्माज्जातंहिसूक्ष्मंद्व्यणुकंमतंनः ॥६५॥
यत्स्यादणुत्वंतदुपाश्रितंतज्जायेतकस्माद्वदसर्वविच्चेत् ॥
नोचेत्प्रभुत्वंतववक्तुमेतेसर्वज्ञभाषांविहितांब्रुवंति ॥६६॥

એ સાંભળી પરીક્ષા દેવા માટે શ્રીશંકરાચાર્ય ઉભા રહેતાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ પદાર્થોને કેહેનારા કણાદના મતના એક પણ્ડિતે તેમને પોતાના મતનું એક રહસ્ય પુછ્યું કે "સંયોગ પામેલાં બે પરમાણુઓમાંથી 'સૂક્ષ્મ દ્વયણુક ઉત્પન્ન થએલછે એમ અમો માનિયે છીએ તો તે દ્વયણુકમાં જે અણુપણુંછે તે શામાં-

થી ઉત્પન્ન થયુંછે એ જો તું સર્વજ્ઞ હોય તો કહે. એનો ઉત્તર કહેવાની જો તારામાં શક્તિ ન હોય તો અમો સમજીશું કે તારા આ શિષ્ય તારા સર્વજ્ઞપણાની કેવલ ઘરમેળે ઠરાવી રાખેલી મિથ્યા બોલી જ બોલેછે." ૬૫, ૬૬.

यद्द्वित्वसंख्यापरमाणुनिष्ठासाकारणंतस्यगतस्यमात्रा ॥
इतीरितेतद्वचनंप्रपूज्यस्वयंसवर्तिष्टकणादलक्ष्मीः ॥६७॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર દીધો કે "પરમાણુઓમાં બેપણાં રૂપ જે સંખ્યા રહી છે તે સંખ્યામાંથી દ્વ્યણુકમાં રહેલું અણુપણું ઉત્પન્ન થયુંછે." સઘળું જાણનારા શ્રીશંકરાચાર્યે આ પ્રમાણે ઉત્તર આપતાં કણાદ લોકોની શોભા રૂપ એ પંડિત તે ઉત્તરનાં વખાણ કરીને પોતાની મેળે જ પાછો વળી ગયો. ૬૭.

तत्रापिनैय्यायिकआत्तगर्वःकणादपक्षाच्चरणाक्षपक्षे ॥
मुक्तेर्विशेषंवदसर्वविच्चेन्नोचेत्प्रतिज्ञांसजसर्वविच्त्वे ॥६८॥

પછી ગૌતમના મતને અનુસરનારા એક અભિમાની નૈય્યાયિકે શ્રીશંકરાચાર્યને પુછ્યું કે "જો તમે સર્વજ્ઞ હો તો કહો કે કણાદના મતથી ગૌતમના મતમાં મુક્તિનો શો વિશેષ છે. જો ઉત્તર દેવાની શક્તિ ન હોય તો સર્વજ્ઞપણાની પ્રતિજ્ઞા છોડી દીયો." ૬૮.

अत्यंतनाशेगुणसंगतेर्यास्थितिर्नभोवत्कणभक्षपक्षे ॥
मुक्तिस्तदीयेचरणाक्षपक्षेसानंदसंवित्सहिताविमुक्तिः ॥६९॥
पदार्थभेदःस्फुटएवसिद्धस्तथेश्वरःसर्वजगद्विधाता ॥
सईशवादीत्युदितेभिनंद्यनैयायिकोपिन्यवृततनिरोधात् ॥७०॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર દિધો કે "ગુણોના સંબંધનો અત્યંત નાશ થતાં આકાશની પેઠે જે સ્થિતિ થાય તે મુક્તિ છે એમ કણાદે માન્યુંછે અને ગુણોના સંબંધનો અત્યંત નાશ થતાં આનંદના અનુભવ સહિત જે આકાશની પેઠે સ્થિતિ તે મુક્તિછે એમ ગૌતમે માન્યુંછે. કણાદના મતમાં [1]સાત પદાર્થોછે અને ગૌતમના મતમાં [2]સોળ પદાર્થોછે. એ ભેદ તો સ્પષ્ટ જ છે. ઇશ્વર સર્વ જગત્નું નિમિત્ત કારણ છે એ વાત બન્ને મતમાં સરખી જ છે." શ્રીશંકરાચાર્યે આ પ્રમાણે ઉત્તર આપતાં તે નૈય્યાયિકે તેમને અટકાવવા છોડી દિધા. ૬૯, ૭૦.

तंकापिलःप्राहचमूलयोनिःकिंवास्वतंत्राचिदधिष्ठितावा ॥
जगन्निदानंवदसर्वविच्चेन्नोचेत्प्रवेशस्तवदुर्लभःस्यात् ॥७१॥

પછી સાંખ્ય મતના પંડિતે શ્રીશંકરાચાર્યને પુછ્યું કે "અમારા મતમાં જગત્ના મૂલ કારણરૂપ જે પ્રકૃતિછે તે સ્વતંત્ર રીતે જગત્નું કારણ છે કે ચૈતન્યથી અધિષ્ઠિત થઇને

૧ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ. ૨ પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન.

જગત્નું કારણ છે ? તું જો સર્વજ્ઞ હોય તો આ પ્રશ્નનો ઉત્તર દે. ઉત્તર નહિ દેવાય તો ત્હારે આ દેવાલયમાં પેસવું દુર્લભ છે. ૭૧.

साविश्वयोनिर्बहुरूपभागिनीस्वयंस्वतंत्रात्रिगुणात्मिकासती ॥
इत्येवसिद्धांतगतिस्तुकापिलीवेदांतपक्षेपरतंत्रतामता ॥७२॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર દીધો કે "ઘણાં રૂપો વાળી ત્રિગુણાત્મક એ પ્રકૃતિ સ્વતંત્ર રીતે જગત્નું કારણ છે એમ સાંખ્યના આચાર્ય કપિલનો સિદ્ધાંતછે અને વેદાંતપક્ષમાં તે પ્રકૃતિને પરતંત્ર માનવામાં આવેછે." ૭૨.

ततोनदंतोन्यरुणन्सगर्वादत्वापरीक्षांव्रजधामदेव्याः ॥
बौद्धास्तथासंप्रथिताःपृथिव्यांबाह्यार्थविज्ञानकशून्यवादैः ॥७३॥

પછી [1]બાહ્યાર્થવાદ, [2]વિજ્ઞાનવાદ અને [3]શૂન્યવાદ એઓથી પૃથ્વીમાં પ્રખ્યાત થએલા સૌત્રાંતિક, વૈભાષિક, યોગાચાર્ય અને માધ્યમિક મતવાળા અભિમાની બૌદ્ધોએ ગર્જના કરી શ્રીશંકરાચાર્યને અટકાવીને કહ્યું કે "પરીક્ષા દઈને દેવીના મંદિરમાં જજો." ૭૩.

बाह्यार्थवादोद्विविधस्तदंतरंवाच्यंविविक्षुर्यदिदेवतालयं ॥
विज्ञानवादस्यचकिंविभेदकंभवन्मताद्ब्रूहिततःपरंव्रज ॥७४॥

બાહ્યાર્થવાદી બૌદ્ધે પૂછ્યું કે "તમારે જો દેવાલયમાં પેસવાની ઈચ્છા હોય તો બાહ્યાર્થવાદ કે જે બે પ્રકારનોછે તેમાં પરસ્પર શો ભેદ છે અને તમારા મતમમાં વિજ્ઞાનવાદથી શી જુદાઈ છે તે કહિને મંદિરમાં પેસો." ૭૪.

सौत्रांतिकोवक्तिहिवेद्यजातंलिङ्गाधिगम्यंत्वितरोक्षिगम्यं ॥
तयोस्तयोर्भंगुरताविशिष्टाभेदःक्रियान्वेदनवेद्यभागी ॥७५॥
विज्ञानवादीक्षणिकत्वमेषामंगीचकारापिबहुत्वमेषः ॥
वेदांतवादीस्थिरसंविदेकेत्यङ्गीचकारेतिमहान्विशेषः ॥७६॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર આપ્યો કે "સૌત્રાંતિક પદાર્થમાત્રને અનુમાનથી ગમ્ય માનેછે અને વૈભાષિક પદાર્થમાત્રને પ્રત્યક્ષથી ગમ્ય માનેછે. એ બન્ને મતોમાં પદાર્થોને ક્ષણભંગુર માનવામાં તો તુલ્યતાછે પણ પદાર્થોની પ્રમિતિ કરવાનાં સાધનોમાં ઉપર પ્રમાણે કેટલોક ભેદ છે. વિજ્ઞાનવાદી બૌદ્ધ વિજ્ઞાનોને ક્ષણિક તથા ઘણાં માનેછે અને વેદાંત પક્ષમાં વિજ્ઞાનને સ્થિર તથા એકજ માનેલું છે એ મોટો વિશેષ છે." ૭૫, ૭૬.

अथाब्रवीद्दिग्वसनानुसारीरहस्यमेकंवदसर्ववित्चेत् ॥
यदस्तिकायोत्तरशब्दवाच्यंतत्किंमतेऽस्मिन्वददेशिकाशु ॥७७॥

પછી દિગંબરના મતને અનુસરનારા એક જૈનપંડિતે શ્રીશંકરાચાર્યને પોતાનું એક રહસ્ય પુછ્યું કે "હે આચાર્ય! તમે જો સઘળું જાણતા હોતો અમારા મતમાં જેઓની

[1] સઘળા પદાર્થો મનની અંદર નથી પણ બાહારછે એવું નિરૂપણ. [2] સઘળા પદાર્થોરૂપે વિજ્ઞાન એટલે અનંત બુદ્ધિઓજ દેખાયછે એવું નિરૂપણ. [3] સઘળું શુન્ય જ છે એવું નિરૂપણ.

પાછળ 'અસ્તિકાય' શબ્દ લાગેછે એવા શબ્દોથી શું શું કહેવાયછે તે કહો." ૭૭.

तत्राहदेशिकवरःशृणुरोचतेचेज्जीवादिपंचकमभीष्टमुदाहरंति ॥
तच्छब्दवाच्यमितिजैनमतेप्रशस्तेयद्यस्तिवोद्धुमपरंकथयाशुतन्मे ॥७८॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર આપ્યો કે "જો ત્હારી એમ રૂચિ હોય તો સાંભળ. જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ પાંચ શબ્દોથી અનુક્રમે જીવ, પૃથ્વી આદિ ચાર ભૂતો સહિત સ્થાવરજંગમ, ધર્મ, અધર્મ અને આકાશ કહેવાયછે. ત્હારો મત કે જે દુષ્ટછે તેમાં બીજું પણ કાંઈ જાણવાની ત્હારે ઇચ્છા હોય તો તે પણ શીઘ્ર બોલ." ૭૮.

दत्तोत्तरेवादिगणेतुवात्येवभाणकश्चित्किलजैमिनीयः ॥
शब्दःकिमात्मावदजैमिनीयेद्रव्यंगुणोवेतिततोत्रजत्वं ॥७९॥

એ પ્રમાણે વેદથી બાહ્ય રહેનારા વાદીઓને ઉત્તરો દેવાઈ ગયા પછી કોઈ જૈમિનિના સિદ્ધાંતવાળા મીમાંસકે શ્રીશંકરાચાર્યને પુછ્યું કે "અમારા સિદ્ધાંતમાં શબ્દ એ દ્રવ્યછે કે ગુણછે ? એ કહિને તું દેવાલયમાં જા." ૭૯.

नित्यावर्णाःसर्वगाःश्रोत्रवेद्यायत्तद्रूपंशब्दजालंचनित्यं ॥
द्रव्यंव्यापीत्यब्रुवन्जैमिनीयाइत्येवंतंप्रोक्तवान्देशिकेंद्रः ॥८०॥

શ્રીશંકરાચાર્યે ઉત્તર આપ્યો કે "વર્ણો કે જેઓ નિત્ય છે, વ્યાપક છે અને શ્રોત્ર ઇંદ્રિયથી જણાય છે તેઓ રૂપ શબ્દજાલ નિત્ય તથા વ્યાપક દ્રવ્યછે એમ જૈમિનિના મતને અનુસરનારાઓ માને છે." ૮૦.

शास्त्रेषुसर्वेष्वपिदत्तवंतंप्रत्युत्तरंतंसमपूजयंस्ते ॥
द्वारंसमुद्घाट्यददुश्चमार्गंततोविवेशांतरभूमिभागं ॥८१॥

આ પ્રમાણે શ્રીશંકરાચાર્યે સઘળાં શાસ્ત્રોમાં પ્રત્યુત્તરો આપતાં સઘળા વાદીઓએ તેમનું પૂજન કર્યું અને દ્વાર ઉઘાડીને માર્ગ આપ્યો. પછી શ્રીશંકરાચાર્ય મંદિરની માંહેની ભૂમિમાં પધાર્યા. ૮૧.

पाणौसनंदनमसाववलंब्यविद्याभद्रासनंतदवरोढुमनाश्चचाल ॥
अत्रांतरेविधिवधूर्विबुधाग्रगण्यमाचार्यशंकरमवोचदनंगवाचा ॥८२॥

શ્રીશંકરાચાર્ય પદ્મપાદનો હાથ પકડી સરસ્વતીના ભદ્રાસન ઉપર ચડવા લાગ્યા તે સમયે સરસ્વતીએ એ પંડિતોમાં આગ્રણી આચાર્યને આકાશવાણીથી નીચે પ્રમાણે કહ્યું:-૮૨.

सर्वज्ञतातेऽस्तिपुरैवयस्मात्सर्वत्रपर्यैक्षिभावान्नचेत्ते ॥
विरंचिरूपांतरविश्वरूपःशिष्यःकथंस्यात्प्रथिताग्रणीःसः ॥८३॥

તમારા સર્વજ્ઞપણામાં કોઈ જાતનો સંશય નથી. કારણ કે એ પરીક્ષા તો પ્રથમ જ થઈ ચુકેલી છે. જો તમે સર્વજ્ઞ ન હો તો વિદ્વાનોમાં અગ્રણી અને બ્રહ્માના અવતાર રૂપ મંડનમિશ્ર તમારો શિષ્ય કેમ થાય ? ૮૩.

सर्वज्ञतैकैवभवेन्नहेतुःपीठाधिरोहेपरिशुद्धताच ॥
सातेस्तिवानेतिविचार्यमेतत्तिष्ठक्षणंत्वंकुरुसाहसंमा ॥८४॥

પરંતુ એકલું સર્વજ્ઞ પણું જ આ આસન ઉપર ચડવાનું કારણ થાય એમ નથી પણ તેની સાથે સઘળી રીતે શુદ્ધપણું પણ જોઇએ છે એ શુદ્ધપણું તમારામાં છે કે નહી? એ વિચારવાનું છે માટે જરાવાર ઉભારહો ઉતાવળ નહિ કરો. ૮૪.

त्वंचांगनाःसमुपभुज्यकलारहस्यप्रावीण्यभाजनमभूर्यतिधर्मनिष्ठः ॥
आरोढुमीदृशपदंकथमर्हतातेसर्वज्ञतेवविमलत्वमपीहहेतुः ॥८५॥

તમે સંન્યાસી છતાં અમરક રાજાની સ્ત્રીઓને ભોગવીને કામદેવની કલાઓના રહસ્યમાં પ્રવીણતા મેળીછે[1] એટલા માટે આ આસન ઉપર ચડવવાની તમારી યોગ્યતા કેમ ગણાય ? આ આસનઉપર ચડવામાં સર્વજ્ઞપણાની સાથે નિર્મલપણાનો પણ ઉપયોગછે. ૮૫.

नास्मिंच्छरीरेकृतकिल्बिषोहंजन्मप्रभृत्यंबनसंदिहेऽहं ॥
व्यधायिदेहांतरसंश्रयाद्यन्नतेनालिप्येतहिकर्मणान्यः ॥८६॥

એ પ્રમાણે આકાશવાણી સાંભળીને શ્રીશંકરાચાર્ય બોલ્યા કે "હે માતાજી! આ શરીરમાં જન્મથી માંડીને મેં કોઈ પાપ કર્યું નથી એ વિષયમાં મને કશો સંદેહ નથી. મેં જે અમરક રાજાની સ્ત્રીઓનો ભોગ કર્યો હતો તે ભિન્ન દેહ ધરીને કર્યો હતો માટે તે દેહના કર્મથી આ દેહને લેપ થવો નહિ જોઇએ. ૮૬.

इत्थंनिरुत्तरपदांसविधायदेवींसर्वज्ञपीठमधिरुह्यननंदसभ्यः ॥
संभाजितोभवदसौविबुधैश्चवाण्यागार्ग्याकहोलमुखरैरिवयाज्ञवल्क्यः ॥८७॥

એ પ્રમાણે મહાસભ્ય શ્રીશંકરાચાર્યે સરસ્વતી દેવીને નિરુત્તર કરી સર્વજ્ઞના આસનઉપર ચડીને પ્રસન્ન થયા અને તે સમયે જેમ ગાર્ગીએ તથા કહોલ આદિ મુનિયોએ યાજ્ઞવલ્કયનો સત્કાર કર્યો હતો તેમ દેવતાઓએ તથા પંડિતોએ શ્રીશંકરાચાર્યનો સત્કાર કર્યો. ૮૭.

वादप्रौढविनोदप्रतिकथनसुधीवाददुर्वारतर्कन्य
क्कारस्वैरधाटीभरितहरिदुपन्यस्तमाहानुभाव्यः ॥
सर्वज्ञोवस्तुमर्हस्त्वमितिबहुमतःस्फारभारत्यमो
घश्लाघाजोघुष्यमाणोजयतियतिपतेःशारदापीठवासः ॥८८॥

વાદ કરવામાં પ્રૌઢ વિનોદ ધરાવનારા પ્રતિવાદીઓની સાથે વાદ ચલાવતાં તેઓના અવાર્ય તર્કોનો તિરસ્કાર કરવામાં સ્વતંત્રતા ધરાવનારી વાદયુદ્ધની શૈલીઓથી વ્યાપ્ત થએલી સઘળી દિશાઓમાં મહાનુભાવ પણાને સ્થાપનારો, 'તમે સર્વજ્ઞ હોવાથી આ પીઠમાં બસવા યોગ્ય છો' એમ શ્રીશંકરાચાર્યને કહિ સઘળાઓએ બહુ સત્કારેલો અને સઘળા

[1] શંકરાચાર્યે કામકલાઓમાં પ્રવીણતા મેળવવાને વાસ્તે પોતાનો દેહ છોડી અમરક રાજાના શરીરમાં પ્રવેશ કરી ને પ્રવીણતા મેળવીને પાછો જુનો દેહ લીધો હતો એ કથા આ ગ્રંથના ૧૦ મા સર્ગમાં આવી ગઈ છે તે જોવી.

લોકોએ વિશાલવાણીથી કરેલી સફલ પ્રશંસાથી અત્યંત પ્રસિદ્ધિ પામતો શ્રીશંકરાચાર્યનો શારદાપીઠમાં વાસ ભારે ઉત્કર્ષ પામ્યો. ૮૮.

कुत्राप्यासीत्प्रलीनेक्षणचरणकथाकापिलीकापिली
नाभग्नाऽभग्नागुरूक्तिःक्वचिदजनिपरंभट्टपादप्रवादः ॥
भूमावायोगकाणादजनितमतमथाभूतवाग्भेदवार्ता
दुर्दांतब्रह्मविद्यागुरुदुरुदकथादुंदुभेर्धिंधिमेऽतः ॥८९॥

ઉક્ત વાદીઓની સાથે ચાલેલી સરત ભરેલી શ્રી શંકરાચાર્યની વાદ કથા રૂપ દુંદુભિનો ધિંમ ધિમ નાદ ચારે કોરે પ્રસરતાં ગૌતમની ઉક્તિ ક્યાંય લીન થઈ ગઈ, કપિલની ઉક્તિ ક્યાંય સંતાઈ ગઈ, નહિ ત્રુટેલી પ્રભાકરની ઉક્તિ પણ ભાગી ગઈ, ભટ્ટપાદનો પ્રવાદ પૃથ્વી ઉપર કોઈ સ્થલમાં જ રહ્યો અને પૃથ્વીમાં યોગના તથા વૈશેષિકના મત શીઝે જે જે કોઈ દ્વૈતની વાર્તા હતી તે સઘળી અસત્યવાણી રૂપ થઈ ગઈ. ૮૯.

काणादःक्वप्रणादःक्वचकपिलवचःक्वाक्षपादप्रवादः
क्वाप्यंथायोगकंथाक्वगुरुरतिलघुःक्वापिभाट्टप्रघट्टः ॥
क्वद्वैताद्वैतवार्त्ताक्षपणकविहृतिःक्वापिपाखंडखंडध्वांत
ध्वंसैकभानोर्जयतियतिपतेःशारदापीठवासे ॥९०॥

પાખંડોના સમૂહ રૂપ અંધકારનો ધ્વંસ કરવામાં મુખ્ય સૂર્યરૂપ શ્રી શંકરાચાર્યનો શારદાપીઠમાં વાસ ઉત્કર્ષ પામતાં કણાદનો નાદ ક્યાંય જતો રહ્યો, કપિલના વચનનો પત્તો જ મળ્યો નહિ, ગૌતમના પ્રવાદનું ઠેકાણું રહ્યું નહિ, અત્યંત હલકો પ્રભાકરનો વાદ ક્યાંય ગયો, ભટ્ટપાદનો પ્રઘટ્ટક ક્યાંય છુપી ગયો, ભેદાભેદની વાત જ રહિ નહિ અને જૈનોની વ્યાખ્યા નષ્ટ જ થઈ ગઈ. ૯૦.

ततोदिविषदध्वनित्वरितमध्वराशावली
धुरंधरसमीरितत्रिदशपाणिकोणाहतः॥
अरुंधहरिदंतरंस्वरभरैर्भ्रमात्सिंधुभि
र्घनाघनघनारवप्रथमबंधुभिर्दुंदुभिः॥९१॥

આ સમયે આકાશમાં ત્વરિત, દેવતાઓના અધિપતિ ઈંદ્રે પ્રેરેલા દેવલોકોના હાથમાં રહેલી ડાંડીઓથી પ્રહાર પામેલા દુંદુભિએ મેઘની ધાટી ગર્જનના મોટા ભાઈ જેવા અને સમુદ્રને પણ ક્ષુબ્ધ કરી દેનારા નાદોના સમૂહોથી સઘળી દિશાઓનાં અંતરાલને રોકી દીધું. ૯૧.

कचभरवहनंपुलोमजायाःकतिचिदहान्यपगर्भकंयथास्यात् ॥
गुरुशिरसितथासुधाशनाःस्वस्तरुकुसुमान्यथहर्षतोभ्यवर्षन् ॥९२॥

કેટલાએક દિવસો સુધી ઈંદ્રાણીનો ચોટલો પણ પુષ્પો ગુંથવા વગરનો રહે એવી

રીતે દેવતાઓએ તે સમયે આનંદથી શ્રીશંકરાચાર્યને માથે કલ્પવૃક્ષોનાં પુષ્પોની વૃષ્ટિ[1] કરી ( સઘળાં પુષ્પો શ્રીશંકરાચાર્ય ઉપર વરસાવ્યાં.) ૯૨.

इतिमुनिरतितुष्टोध्युष्यसर्वज्ञपीठं
निजमतगुरुतार्थैनोपुनर्मानहेतोः ॥
कतिचनविनिवेश्याथश्यंश्रृंगाश्रमादौ
मुनिरथबदरींसमापकैश्चित्स्वशिष्यैः।९३।

એ પ્રમાણે અત્યંત વૈરાગ્યવાળા શ્રીશંકરાચાર્ય પોતાનું માન વધારવાને વાસ્તે નહિ પણ પોતાના સિદ્ધાંતનું માન વધારવાને વાસ્તે સર્વજ્ઞ પીઠમાં રહિ અને તે પછી ઋશ્ય-શૃંગાશ્રમ આદિ મઠોમાં પોતાના કેટલાએક શિષ્યોનું સ્થાપન કરીને કેટલાએક શિષ્યોની સાથે બદરિકાશ્રમમાં પધાર્યા. ૯૩.

दिवसान्विनिनायतत्रकांश्चित्सचपातंजलतंत्रनिष्ठितेभ्यः ॥
कृपयोपदिशन्स्वसूत्रभाष्यंविजितस्वाजितसर्वदर्शनेभ्यः ॥९४॥

ત્યાં કેટલાએક યોગશાસ્ત્રના સિદ્ધાંતવાળાઓને જીતી લઈ, સઘળાં દ્વૈત શાસ્ત્રો સંબંધી આગ્રહ છોડાવી દઈ તેઓને કૃપાથી પોતાના સૂત્રભાષ્યનો અભ્યાસ કરાવતાં શ્રી શંકરાચાર્યે કેટલાએક દિવસો વ્યતીત કર્યા. ૯૪.

नितरांयतिराडुडुराजकरप्रकरप्रचुरप्रसरस्वयशाः ॥
स्वमयंसमयंगमयन्नमयन्हृदयंसदयंसुधियांशुशुभे ॥९५॥

ચંદ્રની કિરણોના સમૂહની પેઠે અત્યંત ફેલાએલી ઉજ્વલ કીર્તિવાળા, આત્મવિચાર કરવામાં જ સમયનું નિર્ગમન કરતા અને દયા ભરેલી રીતે વિદ્વાનોનાં હૃદયોને વિનોદ આપતા એ શ્રીશંકરાચાર્ય તે સ્થલમાં અત્યંત શોભવા લાગ્યા. ૯૫.

एवंप्रकारैःकलिकल्मषघ्नैःशिवावतारस्यशुभैश्चरित्रैः ॥
द्वात्रिंशदत्युज्ज्वलकीर्तिराशेःसमाव्यतीयुःकिलशंकरस्य ॥९६॥

શંકરના અવતાર રૂપ અને અત્યંત ઉજ્વલ યશના સમૂહવાળા શ્રી શંકરાચાર્યને એવી રીતનાં કલિયુગના દોષોને તોડનારાં શુભ ચરિત્રો કરતાં કરતાં બત્રીશ વર્ષો વ્યતીત થયાં. ૯૬.

भाष्यंभूष्यंसुशीलैरकलिकलिमलध्वंसिकैवल्य
मूल्यंहंताहंतासमंतात्कुमतिनतिकृताखंडितापंडितानां ॥
सद्योविद्योतितासौविपथविमथनैर्मुक्तिपद्यानवद्या
श्रेयोभूयोबुधानामधिकतरमितःशंकरःकिंकरोतु ॥९७॥

૧ ઈંદ્રાણીના ચોટલામાં ગુંથવાને વાસ્તે પણ બચે નહિ એવી રીતે સઘળાં પુષ્પો વરસાવી દેવાનો સંબંધ નહિ છતાં પણ તે સંબંધની કલ્પના કરીછે માટે સંબંધાતિશયોકિત અલંકાર થયોછે. संबंधातिशयोक्तिः स्यादयोगेयोगकल्पनम् । સંબંધ નહિ છતાં સંબંધની કલ્પના કરી હોય તો સંબંધાતિશયોકિત અલંકાર થાયછે. (કુવલયાનંદ પાનું ૫૨ મું)

સુશીલ પુરૂષોએ શણગારની પેઠે ધરવા યોગ્ય, કલિયુગના દોષોનો ધ્વંસ કરનારૂં અને મોક્ષ જ જેનું મૂલ્ય થાય એવું ભાષ્ય બનાવ્યું, ચારેકોર દુર્બુદ્ધિ પુરૂષોએ કરેલા નમસ્કારોથી વૃદ્ધિ પામેલી દ્વૈતવાદી પંડિતોની અહંતાને તોડી નાખી અને દુષ્ટમતોને મથી નાખીને તુરત નિર્દોષ મુક્તિના માર્ગના માર્ગનો પ્રકાશ કરચો તો હવે શ્રીશંકરાચાર્યે એથી વધારે દેવતાઓનું કામ કરવું કયું રહ્યું ? કશું રહ્યું નહિ. ૯૭.

हंताशोभियशोभरैस्त्रिजगतीमंदारकुंदेंदुभा
मुक्ताहारपटीरहीरविहरन्नीहारतारानिभैः ॥
कारुण्यमृतनिर्झरैःसुकृतिनांदैन्यानलःशून्यतां
नीतःशङ्करयोगिनाकिमधुनासौरभ्यमारभ्यतां ॥९८॥

અહો ! શ્રીશંકરાચાર્યે કલ્પવૃક્ષનાં પુષ્પો, કુંદપુષ્પો, ચંદ્રની કાંતિ, મોતીના હાર, ચંદન હીરા, ચળકતું હિમ અને તારાઓ એઓના જેવા ઉજ્વલ યશના સમૂહોથી ત્રૈલોક્યને શોભાવ્યું અને કરૂણારૂપી અમૃતના ઝરાઓથી ધર્માત્મા શિષ્યોના દીનપણારૂપ અગ્નિને ઠારી નાખ્યો તો હવે જગત્માં એથી અધિક કઈ સુવાસ કરવાની હતી ? ૯૮.

आक्रांतानिदिगंतराणियशसासाधीयसाभूयसा
विस्मेराणिदिगंतराणिरचितान्यसद्भुतैःक्रीडितैः ॥
भक्ताःस्वेप्सितभुक्तिमुक्तिकलनोपायैःकृतार्थीकृता
भिक्षुक्ष्मापतिनाकिमन्यदधुनासौजन्यमातन्यतां ॥९९॥

ઘણા ઘણા સર્વોત્તમ યશથી સઘળી દિશાઓને વ્યાપ્ત કરી તથા અત્યંત અદ્ભુત ચરિત્રોથી વિસ્મયયુક્ત પણ કરી અને પોતાના ભક્તલોકોને જેવા જોઇએ તેવા ભક્તિની તથા મુક્તિની પ્રાપ્તિના ઉપાયોથી કૃતાર્થ કરચા તો હવે સંન્યાસીઓના રાજા શ્રીશંકરાચાર્યે એથી વધારે બીજું કયું સૌજન્ય વિસ્તારવાનું રહ્યું ? કશું રહ્યું નહિ. ૯૯.

पारिकांक्षीश्वरोथापदुद्धारकंसेवमानातुलस्वस्तिविस्तारकं ॥
पापदावानलातापसंहारकंयोगिवृंदाधिपःप्रापकेदारकं ॥१००॥

પછી બદરિકાશ્રમમાંથી યોગીઓના સમૂહના અધિપતિ મહાતપસ્વી શ્રી શંકરાચાર્યે કષ્ટોને ટાળનારા, પાપોરૂપી દાવાનલના ઘણા તાપને પણ હરનારા અને સેવન કરનારાઓના અતુલ કલ્યાણનો વિસ્તાર કરનારા શ્રીકેદારેશ્વરના સ્થલમાં પધારચા. ૧૦૦.

तत्रातिशीतार्दितशिष्यसंघसंरक्षणायातुलितप्रभावः ॥
तप्तोदकंप्रार्थयतेस्मचंद्रकलाधरात्तीर्थकरप्रधानः ॥१०१॥

ત્યાં શાસ્ત્રકારોમાં મુખ્ય અને અતુલ પ્રભાવાળા શ્રીશંકરાચાર્યે અત્યંત ટાઢથી પીડાએલા પોતાના શિષ્યોના સમૂહનું રક્ષણ કરવા વાસ્તે સદાશિવની પાસેથી ઉના જલની પ્રાર્થના કરી. ૧૦૧.

कर्मंदिवृंदपतिनागिरिशोऽर्थितःसन्
संतप्तवारिलहरींस्वपदारविंदात् ॥
प्रावर्तयत्प्रथयतीयतिनाथकीर्ति—
यांद्यापितत्रसमुदंचतितप्ततोयो ॥१०२॥

સંન્યાસીઓના અધિપતિ શ્રીશંકરાચાર્યની પ્રાર્થના ઉપરથી સદાશિવે પોતાના ચરણારવિંદમાંથી ઉના પાણીનો પ્રવાહ ચલાવ્યો કે જે પ્રવાહ અદ્યાપિ સુધી 'તપ્તતોયા' એ નામથી ત્યાં પ્રખ્યાતછે અને શ્રીશંકરાચાર્યની કીર્તિનો પ્રકાશ કરેછે. ૧૦૨.

इतिकृतसुरकार्यंनेतुमाजग्मुरेनं
रजतशिखरिशृंगंतुंगमीशावतारं ॥
विधिशतमखचंद्रोपेंद्रवाय्वग्निपूर्वाः
सुरनिकरवरेण्याःसर्षिसंघाःससिद्धाः॥१०३॥

એ પ્રમાણે જેમણે દેવતાઓનાં સઘળાં કામ પ્હોંચી લીધાં એવા અને સદાશિવના અવતારરૂપ એ શ્રીશંકરાચાર્યને ઉંચા કૈલાસપર્વતના શિખરપર પધરાવી જવાને માટે ઋષિઓના સમૂહોથી તથા સિદ્ધલોકોથી સહિત બ્રહ્મા, ઇંદ્ર, ચંદ્ર, વિષ્ણુ, વાયુ તથા અગ્નિઆદિ મોટા મોટા દેવતાઓ કેદારક્ષેત્રમાં આવ્યા. ૧૦૩.

विद्युद्वल्लीनियुतसमुदारब्धयुद्धैर्विमानैः
संख्यातीतैःसपदिगगनाभोगमाच्छादयंतः ॥
स्तुत्वादेवंत्रिपुरमथनंतेयतीशानवेषं
मंदारोत्थैःकुसुमनिचयैरब्रुवन्नर्चयंतः ॥ १०४ ॥

લાખો વિદ્યુલ્લતાઓની સાથે પણ યુદ્ધનો આરંભ કરનારાં (વીજળીઓ જેવાં) અસંખ્યાત વિમાનોથી તુરત આકાશમંડલને ઢાંકી દેતા એ દેવતાઓએ સન્યાસીઓમાં શ્રેષ્ઠ શ્રી શંકરાચાર્યરૂપે રહેલા સદાશિવ ( શ્રી શંકરાચાર્ય )નું કલ્પવૃક્ષના પુષ્પોના સમૂહોથી પૂજન કરતાં કરતાં તેમને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ૧૦૪.

भवानाद्योदेवःकवलितविषःकामदहनः
पुरारातिर्विश्वप्रभवलयहेतुस्त्रिनयनः ॥
यदर्थंगांप्राप्ताभवमथनवृत्तंतदधुना
तदायाहिस्वर्गंसपदिगिरिशास्मत्प्रियकृते॥१०५॥

આપ કામદેવને બાળનારા, વિષનું ભક્ષણ કરનારા, ત્રિપુરાસુરના શત્રુ, જગત્ની ઉત્પત્તિના તથા લયના કારણરૂપ અને ત્રણ નેત્રોવાળા આદિ દેવ સદાશિવ છો. હે સદાશિવ ! હે ભક્તલોકોનાં સંસારનાં બંધનને તોડનારા ! તે આપ જે કાર્યને માટે પૃથ્વીમાં

અવતરયા હતા તે કાર્ય પુરૂં થઈ રહ્યું છે માટે હવે અમલોકોનું પ્રિય કરવા વાસ્તે તુરત સ્વધામમાં પધારો. ૧૦૫.

उन्मीलद्विनयप्रधानसुमनोवाक्यावसानेमहा—
देवेसंभ्रतसंभ्रमेनिजपदंगंतुंमनःकुर्वति ॥
शैलादिःप्रमथैःपरिष्कृतवपुस्तत्रापुरस्तत्क्षणा
दुक्षाशारदवारिदुग्धघरटाहंकारहुंकारकृत् ॥१०६॥

જેમાં મુખ્યત્વે કરી વિનય જ પ્રકાશતો હતો એવાં એ દેવતાઓનાં વચનને અંતે તુરત સાક્ષાત મહાદેવરૂપ એ શ્રીશંકરાચાર્યે સંભ્રમપૂર્વક સજ્જતા કરીને પોતાના ધામમાં પધારવાનું મન કરતાં તે સમયે પ્રમથગણોએ શણગારેલા શરીરવાળા અને જેમના શ્વેતપણા આગળ શરદ્ઋતુનાં જળનો, દુધનો તથા હંસીનો શ્વેતપણાનો અહંકાર પણ ટળી જાય એવા શિલાદના પુત્ર નંદિકેશ્વર તે ક્ષણમાંજ પાસે આવીને ઉભા રહ્યા. ૧૦૬

इंद्रोपेंद्रप्रधानैस्त्रिदशपरिवृढैःस्तूयमानःप्रसूनै—
र्दिव्यैरभ्यर्च्यमानःसरसिरुहभुवादत्तहस्तावलंबः ॥
आरुह्योक्षाणमग्र्यंप्रकटितसुजटाजूटचंद्रावतंसः
शृण्वन्नालोकशब्दंसमुदितमृषिभिर्धामनैजंप्रतस्थे ॥१०७॥

પછી ઇંદ્ર તથા વિષ્ણુ આદિ મોટા મોટા દેવતાઓએ સ્તુતિ કરેલા, દિવ્ય પુષ્પોથી પૂજાતા અને જેમણે તે સમયમાં જટાજૂટને તથા ચંદ્રરૂપ મુકુટને પ્રકટ કરેલા એવા શ્રીશંકરાચાર્ય બ્રહ્માએ આપેલો હાથનો ટેકો લઈ ઉત્તમ પોઠીઆપર ચઢીને, ઋષિઓથી ઉચ્ચારણ કરાતા પોતાની સ્તુતિના શબ્દને સાંભળતા સ્વધામમાં પધારી ગયા. ૧૦૭.

इतिश्रीमाधवीयेतच्छारदापीठवासगः ॥
संक्षेपशङ्करजयेसर्गःपूर्णोऽपिषोडशः ॥१६॥

ઇતિ શ્રીમાધવાચાર્યે રચેલા સંક્ષેપ શંકરદિગ્વિજયમાં શ્રીશંકરાચાર્યના શારદાપીઠમાં નિવાસના વર્ણન સંબંધી આ સોળમો સર્ગ પણ સંપૂર્ણ થયો. ૧૬.

॥ समाप्तोयं षोडशःसर्गः ॥

॥ समाप्तमिदंश्रीशङ्करदिग्विजयभाषांतरम् ॥

## શ્રી શંકરદિગ્વિજયની સર્ગાનુક્રમણિકા.


| વિષય. | સર્ગ. | પૃષ્ટ. |
|---|---|---|
| શિવ અને દેવનાના સંવાદરૂપે ઉપોદ્ઘાત. | સર્ગ ૧ લો. ... | ૧૧. |
| મહેશ્વરનો અવિર્ભાવ—ઉત્પત્તિ | સર્ગ ૨ જો. ... | ૨૭. |
| બ્રહ્મા, બૃહસ્પતિ, વરૂણ આદિ દેવોના અવતારનું નિરૂપણ | સર્ગ ૩ જો. ... | ૪૯. |
| શ્રી શંકરાચાર્યનું શુદ્ધ ચરિત્ર વર્ણન | સર્ગ ૪ થો. ... | ૬૦. |
| શ્રી શંકરાચાર્યને સન્યાસ પ્રાપ્તીનું નિરૂપણ | સર્ગ ૫ મો. ... | ૧૦૦. |
| આત્મવિદ્યાનો સંપ્રદાય—સ્થાપન | સર્ગ ૬ ઠો ... | ૧૩૮. |
| શ્રી શંકરાચાર્ય અને વ્યાસનો મિળાપ | સર્ગ ૭ મો. ... | ૧૬૪. |
| શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્રનો સંવાદ | સર્ગ ૮ મો. ... | ૧૮૯. |
| સારસ્વતીની પાસે શ્રી શંકરના સર્વજ્ઞપણાને બાધ ન આવે એવા ઉપાયનું ચિંતવન | સર્ગ ૯ મો. ... | ૨૧૭. |
| યોગશક્તિથી અમરક રાજાના શરીરમાં પ્રવેશવું. | સર્ગ ૧૦ મો. ... | ૨૩૭. |
| કાપલીક મતના આચાર્યનો પરાજય | સર્ગ ૧૧ મો. ... | ૨૬૦. |
| હસ્તામલક અને તોટકાચાર્યના શિષ્યપણાનું વર્ણન | સર્ગ ૧૨ મો. ... | ૨૭૩. |
| બ્રહ્મવિદ્યાના ગ્રંથો ઉપર વાર્તિક રચાવીને કરેલો પ્રસાર | સર્ગ ૧૩ મો. ... | ૨૯૧. |
| પદ્મપાદની તિર્થયાત્રાનું વર્ણન. | સર્ગ ૧૪ મો. ... | ૩૦૪. |
| શ્રી શંકરાચાર્યનો દિગ્વિજય. | સર્ગ ૧૫ મો. ... | ૩૩૫. |
| શ્રી શંકરાચાર્યના શારદાપીઠમાં વાસ | સર્ગ ૧૬ મો. | ૩૬૮–૩૮૭. |



**આ ગ્રંથ નીચે લખેલા ગૃહસ્થો પાસેથી રોકડી કીંમતે મળશે.**

**મુંબાઈ:**—પણ્ડિત જેસ્ટારામ મુકુંદજી બુકસેલરને ત્યાંથી.

**અમદાવાદ:**—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાંથી.

**અમદાવાદ:**—શ્રી કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી પાસેથી.

**લીંબડી:**—પુરૂષોત્તમ કાહાનજી ગાંધીને ત્યાંથી.

**કપડવંજ:**—અમૃતલાલ ગોવિંદરામ દેવાશ્રયી પાસેથી.

☞ સર્વ ગૃહસ્થોને વિદિત કરવાનું કે પ્રથમથી પૂરે પૂરી કીમત મળ્યાવિના આ ગ્રંથ મોકલવાનો અમારો ઠરાવ નથી. વેલ્યુપેબલથી મંગવાનારને આ ગ્રંથ મોકલી શકીશું. મૂલ્ય રૂ ૪—૬—૦ પોસ્ટેજ માફ. વેલ્યુપેબલથી રૂ ૪—૮—૦ થશે.

અમદાવાદ: યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસમાં મી૦ રણછોડલાલ ગંગારામે આ ગ્રંથ છાપ્યો.